# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये








વર્ષ ૬ અંક ૧

જાન્યુઆરી નવજીવન, અમદાવાદ ૧૯૪૭

# શિક્ષણ અને સાહિત્ય


જાન્યુઆરી, ૧૯૪૭

વર્ષ ૬ અંક ૧


## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજારે); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (કુચા મહાજની, ચાંદની ચોક); લાહોર (રૉયલ પાર્ક, મૅક્લિયડ રોડ) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૫મું ઈ. સ. ૧૯૪૬

## વાર્ષિક અનુક્રમણિકા

### ૧. લેખસૂચિ

## ૨. નવું વાચન — પુસ્તકસૂચિ

[જે પૃષ્ઠની સામે 'અ' લખ્યો હોય તે પૃષ્ઠની સામેનું પૂરું જોવું]

## ૩. માસિક વિવેચન

['મ૦'ની નોંધ સિવાયની જે છે તેમના લેખકની જ સંજ્ઞા બતાવી છે. એટલે નહિ સંજ્ઞાવાળી નોંધો 'મ૦'ની સમજવી.]

## ૪. છેલ્લું પૂંઠું



## ૫. લેખક સૂચિ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૬–અંક ૧ ] | અમદાવાદ | [ જાન્યુઆરી, ૧૯૪૭

## જીવન અને લગ્નનું ધ્યેય

[ એક પત્રવ્યવહાર ]

એક યુવકે મને કેટલાક સવાલો પૂછ્યા છે. તેનો જે જવાબ મેં તેને આપ્યો તે એના સવાલોની સાથે નીચે આપું છું. માનું છું કે, એના જેવા અનેક યુવકોને તે મદદરૂપ થશે.

### ૧

### સવાલો

"એક યુવકના જીવનને સ્પર્શતા નીચેના પ્રશ્નોમાં આપ સલાહ અને દોરવણી આપશો એવી આશા સાથે આ પત્ર પાઠવું છું.

(૧) અ. માનવ જીવનનું ધ્યેય શું હોઈ શકે?

બ. 'પ્રભુપ્રાપ્તિ' અગર 'મોક્ષ' એ જ જીવન-ધ્યેય હોઈ શકે, કે પછી પોતાની મર્યાદા મુજબ પ્રત્યેક મનુષ્યે પ્રભુપ્રાપ્તિથી નીચું ધ્યેય નક્કી કરવું જોઈએ?

ક. શક્તિની આવી મર્યાદા શી રીતે નક્કી કરી શકાય?

(૨) અ. લગ્ન અને લગ્ન-જીવનનો હેતુ શો હોઈ શકે?

બ. લગ્ન-જીવનમાં શારીરિક સૌંદર્યનું શું સ્થાન હોઈ શકે?

ક. બાળ-લગ્નને પરિણામે મોટપણમાં પતિ-પત્નીની વચ્ચે શારીરિક અણગમાને પરિણામે અપ્રેમ ઉત્પન્ન થયો હોય તો છૂટાછેડા કેટલે અંશે વાજબી ગણાય?

ઉપરના પ્રશ્નોના ટૂંકમાં પણ જવાબ આપશો તો આપનો ઘણો જ આભારી થઈશ."

### ઉત્તર

તમારો ૧૩/૧૧નો પત્ર મળ્યો. તમારા પ્રશ્નો ભારે છે, પરંતુ તે તમારા જેવાને ઊઠી શકે છે ને તેમનું ઘટતું સમાધાન કરવું જોઈએ, એ હું સમજું છું. તમારી ઉંમરે આવા પ્રશ્નો મનેયે સારી પેઠે ઊઠ્યા હતા. એમનું સમાધાન કેવળ શબ્દોથી કે શાસ્ત્રવાક્યોથી નથી થઈ શકતું, એ તો તમને ખબર હશે; એ સવાલો તો મૂળે જીવનમાંથી ઊઠે છે અને જીવનના વિકાસ દ્વારા જ એ કાળાન્તરે ઊકલે છે. અને એમ જ હોઈ શકે. કેમ કે એ એવા ઊંડા ને જીવન સાથે જડાયેલા છે. કેવળ તાર્કિક તે નથી હોતા. આમ છતાં, બુદ્ધિથી બને તેટલું સંમજવાની પણ જરૂર છે જ; અને એથી પેલા જીવનના પ્રયત્નમાં મદદ પણ મળે છે. એટલે તમારા પ્રશ્નનો ઉત્તર તો આપનો જોઈએ. એ પેલા અનુભવે મળનારા ખરા જવાબની શરૂઆત છે એમ સમજી લેવું જોઈએ, એટલું જ.

આટલી પ્રસ્તાવના બાદ, હવે તમારા પ્રશ્નોના ઉત્તર આપું તેમાં તમને વધારે પૂછવા ઇચ્છા થાય તો વળી ફરી લખશો. યા કોક વાર રૂબરૂ મળવાનું થાય તો ત્યારે પૂછશો તો તો સરસ.

### (૧)

માનવજીવનનું ધ્યેય આપણામાં રહેલી ખરી માનવતાને વ્યક્ત કરવી કે તેને પહોંચવું એ છે. માનવ શરીરે પશુ જેવો છે, પણ તેટલો જ માત્ર એ નથી. તેને બુદ્ધિ છે, સમજ છે; તેથી તે જીવનમરણનો, સારાનરસાનો, સુખઅસુખનો, સ્વાર્થપરાર્થનો, શ્રેયસપ્રેયસનો વિચાર કરી શકે છે આવું વિવેકમય જીવન સાધવું એમાં ખરી માનવતા છે.

એટલે તમે કબૂલ કરશો કે, આનો પાયો અને પ્રારંભ સરળ સદાચારી અને જાગ્રત કે પ્રમાદ વગરના જીવનથી થવો જોઈએ. એ ધ્યેય રાખીને ચાલતાં આગળ ને આગળ વધી શકાય છે.

આવું ધ્યેય સૌને માટે છે. કોઈ તેમાંથી મુક્ત નથી, કેમ કે ઓછાવત્તા અંશે સૌ સારા તેમ જ ખરાબ, પ્રમાદી તેમ જ અપ્રમાદી, દૈવી તેમ જ આસુરી હોય છે. એટલે દરેક જણ ભલે યથાશક્તિ સારો સદાચારી કે ઉત્તમ માનવ બનવા મથે; પણ એ આદર્શમાં તો કશી મર્યાદા ન હોય. એટલે કે, કોઈ એમ ન કહે કે હું તો આટલો જ સારો બનીશ, વધારે નહિ. પૂરી સારાઈ કે સાધુતાને પહોંચવા માટેના પ્રયત્નમાં ઓછીવત્તી માત્રા હોય છે, એ તો સૌ જાણે છે. એટલે શક્તિની મર્યાદાથી આદર્શને નીચો કરવાની જરૂર નથી.

અને શક્તિ પણ કાંઈ વધની નથી એવું ઓછું જ છે? શક્તિ મૂળે આપણાં સંયમ, ધ્યેયનિષ્ઠા, એકાગ્રતા વગેરેનું ફળ હોય છે. અને આ બધા ગુણો પ્રયત્નથી કેળવી

શકાય છે. ભલે તેમાં વરસો જાય, અને જન્મ જન્માંતરો પણ જાય. પરંતુ તે કેળવી શકાય છે, એ મોટી વાત છે.

આટલાથી તમારા પ્રશ્ન ૧ અ, ક આવી ગયા. વચલો પ્રશ્ન પ્રભુપ્રાપ્તિ કે મોક્ષના આદર્શ અંગેનો રહે છે. તેય થોડોક તો ઉપરના જવાબમાં શરૂ થઈ ગયો. કેવી રીતે ? —

એ જે સાચી માનવતા છે એનું સ્વરૂપ શું? એ વિચાર કરવામાંથી આ મોક્ષ પ્રભુ ઇ૦ વસ્તુઓ જાગી છે. માણસ મર્યાદિત પ્રાણી છે, બંધનમાં છે, દુઃખી છે; આ વસ્તુસ્થિતિના મૂળ વિચારમાંથી જે આદર્શ ધ્યાન-પાત્ર કર્યો તેનું નામ મોક્ષ પાડયું. અને આવો મોક્ષ મળી શકે? એનો દાખલો છે? — એ વિચાર પરથી પ્રભુપદ મનુષ્યને લાધ્યું. પ્રભુ એક સદા મુક્ત છે; અને આપણે તે સમજીએ તો આપણે બધા — બધું જ મૂળ રૂપે તો તેના જ અંશ છીએ. આથી પ્રભુને મેળવવો એ મોક્ષ છે, એ ખરી માનવતાની સિદ્ધિ છે, એમ જણાવવામા આવ્યું.

એટલે, આમ જો તમે સમજશો તો માનવતા વસ્તુ વિકસતાં વિકસતાં, પ્રભુતા અને આત્માની પરમ મુક્તતા એ છે, એમ જાણશો. પ્રભુ = પ્રભાવ કે સત્તાવાળો એ તમને ખબર હશે. એ જ અર્થ ઈશ્વર શબ્દનોય છે આપણે માણસો જગતમાં હારીએ છીએ; પામર છીએ, દુઃખી છીએ. પણ પામરતા આપણને ગમતી નથી; દુઃખ જોઈતું નથી. તેનો જ આદર્શ તે પરમેશ્વર છે. તેને મેળવવો એટલે પ્રભુપ્રાપ્તિ. અને એમા જ માનવતાની કૃતકૃત્યતા પણ છે

(૨)

તમારો બીજો પ્રશ્ન લગ્ન અંગે છે. ઉપરનો પહેલો ઉત્તર જો સ્વીકારો તો આપોઆપ એમાંથી સિદ્ધ થાય છે કે, જીવનની બધી બાબતો — ધંધોરોજગાર, સમાજ-વ્યવહાર, લગ્નજીવન ઇ૦ — એ ધ્યેયની પરિપૂર્તિને માટે નાનાં મોટાં મદદરૂપ સાધનો તરીકે હોય. એટલે કે, લગ્ન એ આપણામાં રહેલી માનવતાના ઉત્કર્ષના ઉપર જણાવેલા આદર્શને પોષવાને માટે છે. ભર્તૃહરિનું પેલું મહાન વાક્ય તમને ખબર હશે કે —

આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર વાતો મનુષ્ય અને પશુને સરખી લાગેલી છે એમાં ફેર માત્ર એક વાતે કરીને છે અને તે ધર્મ. તેથી ધર્મરહિત જીવન પશુજીવનની બરોબર છે.

કામવાસના પશુમાં છે. પણ મનુષ્ય તેમાં માનવતાની સિદ્ધિની નજર રાખીને વર્તે છે. પશુ કુદરતી પ્રેરણાથી વર્તે છે, એટલે કુદરત જેમ તેને ચલાવે તેમ અને તેટલા સહજ સંયમથી તે ચાલે છે. પણ મનુષ્યે તો પોતાનો સંયમ જાતે કેળવવો જોઈએ. તેથી માનવ સમાજે લગ્ન-સંસ્થા આદિકાળથી પોતાને માટે યોજી છે જંગલીમાં જંગલી કહેવાતા સમાજમાં પણ લગ્નસંસ્થા અને તેની વ્યવસ્થાના કોઈ ને કોઈ નિયમો હોય છે, તેનું કારણ આ જ છે. આમ જોતાં, સામાજિક દૃષ્ટિએ લગ્નસંસ્થા એ સમાજની સામુદાયિક વ્યવસ્થાનો એક પાયારૂપ ભાગ છે. તેથી જ સરકારો આ બાબતમાં કાયદા કરી શકે. તે કેવળ વૈયક્તિક કે ખાનગી ગમાઅણગમાના તરંગ ઉપર અવલંબતી વસ્તુ નથી. પણ તેવો અંશ પણ એમાં છે; એની ના ન પાડી શકાય.

ઉપર મેં એક વાત કહી તે ખ્યાલમાં આવી હશે કે, પશુ માટે પ્રકૃતિસિદ્ધ નિયમન હોય છે; માણસ માટે તેમ નથી. આથી કામવાસના બાબતમાં પણ માણસ વિકૃત અને સંસ્કૃત બેઉ બની શકે છે તે વાસનામાં તે ડૂબી પણ મરે અને તેના ઘટતા સંયમ દ્વારા ચઢી પણ શકે. લગ્નજીવનનો આદર્શ આવી સંસ્કૃતતા કે ચડતી સાધવા માટેનો છે. તે દ્વારા (૧) કામવાસના વ્યવસ્થિત બને છે, (૨) સામાજિક સંતતિ-વ્યવસ્થા ચાલુ રહી શકે છે, (૩) અને આ રીતે સ્ત્રીપુરુષ સહધર્મ અને એકનિષ્ઠાવ્રતના પાલનથી એક એવી ગૂઢ એકતાનો અનુભવ કરી શકે છે કે જેને કવિઓએ લગભગ દિવ્ય કહી છે. આ જ વસ્તુ તે પ્રેમ છે, જે મોહથી જુદી વાત છે. મોહ સ્વાર્થી હોય છે, પ્રેમ પરાર્થી ને નિઃસ્વાર્થ હોય છે.

આમાં મેં તમારો ૨ અ સવાલ પૂરો કર્યો.

તમારો ૨ વ સવાલ એવો છે ને કે, સ્ત્રી રૂપાળી ન હોય તો લગ્નજીવનનું શું થાય? કવિની પેલી કડી યાદ છે ને? 'દેહલગ્નની અને પ્રેમલગ્નની વિધવા'વાળી. રૂપ જોઈને પરણેલાં પણ પાછળથી ઊંચા મનવાળાં બને છે અને ખાસ રૂપ ન હોવા છતાં સરસ સુખી દંપતીજીવન સંભવિત હોવાના દાખલા છે. મતલબ કે, સફળ લગ્નજીવન અંગે શરીરના રૂપનો સવાલ ગૌણ બને છે. પોતાને માટે પતિ કે પત્ની પસંદ કરતી વખતે આ સવાલ આજે નવજુવાનોને પજવે છે, એ વાત ખરી. તો તેવાએ તે ધ્યાનમાં રાખવું હોય તો રાખે. તેમાં તો આજે છોકરાઓ ભણતર, સસરાના પૈસા, ને કાંઈ કાંઈ હવે તો જુએ છે. લગ્નના આદર્શની દૃષ્ટિએ એ બધું બાહ્ય છે, ને કેટલુંય તો સુધારવા જેવું છે. પૂ૦ કસ્તૂરબા ભણેલાં નહોતાં. છતાં ગાંધીજી અને તેમનું જીવન કેવું ઉત્તમ હતું? અને છૂટાછેડાની વાતો તો તમે કેટલીય વાંચી હશે, જેમાં રૂપ કે ભણતરનું કારણ નથી હોતું. આજકાલ એક ઉપર બીજી કે બીજો કરવાના દાખલા ભણેલાં ને નવા જમાનાનાં ગણાતાં લોકમાં બને છે આમાંથી તમારો ૨ વ સવાલનો ઉત્તર તમે વિચારશો.

૨ ક માં તમે છૂટાછેડાની વાત કરો છો હું કહી દઉં કે, મને આ વાત બહુ ગમતી નથી. લાચારીએ ક્યાંક તે માનવી પડે એ અપવાદની વાત જુદી. શારીરિક આકર્ષણમાંથી જે ઉત્પન્ન થાય એને હું પ્રેમ નથી કહેતો; એ શારીરિક રૂપના મોહની વાસનાનો

બંધ છે. તેમાં પ્રેમ અપ્રેમનો સવાલ નથી, કેમ કે એ તો આંતર ગુણ-જીવનનો વિષય છે. એટલે સ્ત્રીનું રૂપ ન ગમે માટે તેને છાડવી, એ તો છૂટાછેડાનો કાયદોય રજા નહિ આપતો હોય. એમ તો આવું જ છે કે, આપણને હમેશ એક જ રૂપ ગમે? ફરી કોઈ બીજું રૂપ ગમે તો શું થાય? રૂપના કે શરીરના ગમાઅગમા ઉપર ચાલવામાં આમ મુશ્કેલી આવે છે. તેથી તમે પૂછો છો તેમાં મને વાજબીપણું નથી લાગતું.

ઉપરના આદર્શોની રીતે જોતાં એક-પતિ-પત્નીવ્રત જ શ્રેષ્ઠ વસ્તુ છે, એમ આપણી સંસ્કૃતિએ કહ્યું છે. અને તેથી જ એમેય કહ્યું છે કે, જે પોતાના વિકાસને માટે લગ્નજીવન જરૂરી ન માને તે કુંવારો રહી બ્રહ્મચર્યા કરે. બ્રહ્મચર્યા એટલે એનો વિશાળ અર્થ — જગતનું પરમ સત્ય બ્રહ્મ શોધવા સમજવાનો પ્રયત્ન. લગ્નથી પણ એ જ કામ કરવાનું છે અને કુંવારાએ પણ એ જ. તેથી જ શાસ્ત્રો ગૃહસ્થના બ્રહ્મચર્યની પણ વાત કરે છે. જેટલું બને તેટલું સૌએ તે તરફ જવાનું છે.

તમારા સવાલોના જવાબ પૂરા થયા. તમે ટૂંકમાં તે માગેલા. આ ટૂંકા છે કે લાંબા તે તમે જોઈ લેશો. જવાબ લખતાં લખતાં જે લંબાણ કરવું જરૂરી લાગ્યું તે કર્યું છે. છતાં, તેમાંથી તમને સમાધાન થશે કે કેમ, એવી શંકા તો રહે જ છે. તો તમે ચોકસ રૂપે તે વિષે પૂછી શકો એ શરૂમાં કહી ગયો. એ જ.

૨૩-૧૧-'૪૬

## ૨

### સવાલો

"આપનો પ્રેમાળ પત્ર મળ્યો. આપના પત્રમાંથી હું ખૂબ પ્રકાશ મેળવી શક્યો છું. થોડું વધારે પૂછવાની ઇચ્છાથી નીચે મુજબ જણાવું છું.

(૧) ચ. માનવતાના વિકાસ માટે કોઈ સચોટ અને શાસ્ત્રીય રસ્તો આલેખી શકાય?

ટ. આવા વિકાસ માટે પૂ. બાપુજીએ બતાવેલો કર્મયોગ એ જ શ્રેષ્ઠ સાધન છે?

(૨) ચ. જે લગ્નમાં પરણનારની સંમતિ જ ન લેવાઈ હોય, પરણનારે ભાગ્યે જ એકાદ વખત એક બીજાને દૂરથી જોયાં હોય, — પરિણામે લગ્ન પછી વિચાર, વર્તણૂંકમાં વિસંવાદ ઊભો થાય, — વિખવાદને પરિણામે લગ્ન-જીવનની ભાવના જ ન જળવાતી હોય, તો તેમાં નૈતિક પતન નથી?

ટ. શારીરિક અણગમાને પરિણામે પ્રયત્ન છતાં પ્રેમ ઉદ્ભવી ન શકતો હોય તો, ફક્ત છૂટાછેડા ન લેવા એવા આદર્શને માટે બન્નેએ છૂટા ન પડવું, એ યોગ્ય છે? બાલાચાર નથી? આવા લગ્ન-જીવનમાં આપ જેને ગૂઢ એકતા કહો છો તે ક્યાંથી સંભવે?

ત. મેં જે અપ્રેમ લખ્યો તેને આપે મોહ કહ્યો તે સાચું. સામાન્ય માણસો મોહથી પર નથી હોતાં; પણ સંયમ દ્વારા એ મોહને પ્રેમમાં ન ફેરવી શકાય?

સેવાની ભાવનાવાળો એક યુવક આપને આ પ્રશ્નો પૂછે છે એમ આપે માની લીધું હશે જ."

### ઉત્તર

તમારો ૨૭-૧૧નો પત્ર મળ્યો. તમારા આગલા પત્રનો મારો જવાબ તમને મદદરૂપ થયો જાણીને સંતોષ થયો. તમે એક ભાવનાવાળા યુવક છો અને જીવનને ઉન્નત કરી સેવાર્થે યોજવા ઇચ્છો છો, એમ માનું જ છું. દરેક યુવકનું ધ્યેય એવું જ હોવું જોઈએ.

તમે ખુલાસારૂપે થોડા વધારે સવાલ પૂછો છો તે પર આવું. તેમના સામાન્ય ઉત્તર મારા ગયા પત્રમાંથી તમે જાતે વિચારી કાઢી શકત. તે ફરી જોજો; ને જો ધ્યાન દેશો તો જાતે તમે તમારો ઉત્તર મેળવી શકશો. આમ જાતે વિચારીને ઉત્તર મેળવવાથી ખૂબ સમાધાન અને શક્તિ મળે છે. એથી જીવન ઘડાતું જાય છે. છતાં ટૂંકમાં તમારા પ્રશ્નોના ઉત્તર (તમે લખેલા નંબર ટાંકીને) આપી જાઉં : —

૧. ચ, ટ સદાચાર અને નિષ્ઠાથી, પોતાની સામે પડેલાં કામકાજ અને ફરજો સમજી લઈ, તેમને અદા કરવા માટે એકાગ્રતાથી મથવાથી માનવતા અને કલ્યાણ બેઉ સધાય છે.

આ સમજથી અને એ ઢબે સતત કામ કરતા રહીએ ને જીવનના ધ્યેયને ન ભૂલીએ તો સિદ્ધિ મળે. અને તે જ કર્મયોગ પણ છે એમ ગીતા કહે છે: (તમે સંસ્કૃત જાણો છો?) स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः। પોતાનાં કામો જે હોય તે એવી રીતે કરવાં એ જ, પરમ ધ્યેયરૂપ જે પરમાત્મા, તેની પૂજા છે; એ કરનાર માણસ સિદ્ધિ મેળવે છે — માનવતાના પરમ આદર્શને પામે છે. અને કામ કરવાની આવડ કે ખરી કુશળતા એમાં જ રહેલી છે. એમ કુશળતાપૂર્વક પોતાનું કામ કરવું એ જ યોગ છે — योगः कर्मसु कौशलम्।

તમારા પ્રશ્ન નં૰ ૨, ચ, ટ, ત હવે લઉં. તે બહુ સ્પષ્ટ નથી. જેવા એ સમજાય છે તે પરથી ઉત્તર લખું છું:—

૨ ચ. લગ્નમાં પૂર્વે સંમતિ હોય, એકબીજાને બંને જુએ, વાતચીત કરે, એ ઠીક છે. પરંતુ ગયો જમાનો એમ નહોતો વર્તતો. તે જમાનામાં પરણેલા યુવાનોને, તમે લખો છો એવો સવાલ થાય.

છતાં, એમ તો ન જ કહી શકાય કે, પૂર્વ દર્શન અને સંમતિ વગર થયેલાં લગ્નમાં તેની ભાવના જ ન જળવાઈ શકે. લગ્ન એ આંતરિક પુરુષાર્થ સિદ્ધ કરવાની ભાવના છે. એમાં પૂર્વ દર્શન અને સંમતિ બાહ્ય મદદરૂપ થઈ શકે. પરંતુ તે એને માટેની અટળ જરૂરિયાતો નથી.

નહિ તો, યુરોપમાં દંપતીઓ એમ ફરી પરણવા છતાં છૂટાછેડા ઉપર જે પહોંચે છે એમ શું કામ બનત ?

એટલે, નિયમ તો એ કહેવાય કે, જૂના જમાના પ્રમાણે પરણાવેલાંઓમાંય વિખવાદ ન થવો જોઈએ. નૈતિક પતનની ભીતિ એ થવામાં જ કદાચ વિશેષ સંભવે છે.

૨. ટ પ્રશ્ન : મને ખબર છે ત્યાં સુધી, છૂટાછેડાનો કાયદો પણ શારીરિક અણગમાને કારણે છૂટા થવાની રજા નથી આપતો, તો પછી નીતિધર્મ તો ક્યાંથી જ આપે ?

લગ્નજીવનની પ્રેમ-એકતા બાહ્ય કારણો પર જ નથી અવલંબતી. ખરું જોતાં એ તો એમાં ગૌણ બની જાય છે. જ્યાં આંતર કારણ હયાત હોય છે ત્યાં, લોકોની નજરે લાગતા બાહ્ય વાંધા પેલાં પ્રેમીઓને નથી લાગતા, એ આથી જ. એટલે છૂટા પડવાની વાત નીતિથી તો સમજાતી નથી.

૨ ત પ્રશ્ન :— મોહના મૂળમાં સ્વાર્થ, એષણાઓ અને આસક્તિ હોય છે; પ્રેમ સેવા, પરસ્પરસહાય અને નિઃસ્વાર્થતા માગે છે. તેથી મોહને સમજ અને વિવેકથી શુદ્ધ કરવો જોઈએ. જેમ કે, ઉપરના તમારા ૨ ટ પ્રશ્નમાં શરીરના મોહથી અણગમો થાય, તેથી પ્રેમ નીપજી ન શકે, કેમ કે ત્યાં શરીરના રૂપની વાસના કે મોહ નડે. એટલે તેને દૂર કરીએ તો પછી આગળ જવાય. તેથી, સામાન્ય માણસ શું કે કોઈ શું, સૌએ આમ વર્તવું જોઈએ. આપણી આવી વાસનાને કારણે બીજા મનુષ્યને દુઃખ ન દઈ શકાય, તેને અન્યાય ન કરવો જોઈએ. નહિ તો, વ્યક્તિના અને સમાજના જીવનમાં કશી ધારણ જ ન રહે. એવા અણગમાનો પાત્ર આપણે હોઈએ અને આપણને સામો જો તજે કે તરછોડે યા તિરસ્કારે, તો કેવું ! — આ વિચાર કરશો તો તેમાં રહેલો અવિવેક, અન્યાય, અને અમાનવતા જણાશે. એ જ.

૯-૧૨-'૪૬ મગનભાઈ દેસાઈ

# "તેને જ ઝંખે નિત એક ભાવે"

"'પર'ને કેમ 'પેખવો'?" એ લેખમાં (જુઓ નવેમ્બર, '૪૬, અંકમાં પા૦ ૨૪૫) મેં નીચે પ્રમાણે એક શ્લોક મૂક્યો છે :

ના તે મળે પ્રવચને, બહુ સૂક્ષ્મ તર્કે,
ના તે મળે બહુ ભણ્યે, ગણ્યા થકીયે,
તેને જ ઝંખે નિત એક ભાવે,
તેને કરે પ્રગટ તે નિજ રૂપ આત્મા.

આ શ્લોક નીચેના ઉપનિષદ્-મંત્રનો ભાવાનુવાદ છે, એ તરત દેખાઈ આવે એવું છે.

नाऽयमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्य-
स्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥

શ્રી. હેમન્તકુમાર નીલકંઠે આ ઉપર મારું ધ્યાન ખેંચ્યું છે કે, આમાં ત્રીજા ચરણનો જે અર્થ મેં કર્યો છે, તે વ્યાકરણ પ્રમાણે નીકળી શકે એવો નથી; તેથી તેનો ભાવાનુવાદ કાંઈક આવો કરવો જોઈએ —

"જેને ગણે તે સ્વકૃપાનું પાત્ર
તેને કરે પ્રગટ તે નિજ રૂપ આત્મા"

મને કાંઈક એવું યાદ હતું કે, આ મંત્રના અર્થ વિષે શંકર અને રામાનુજ વચ્ચે કાંઈક મતભેદ છે, અને મારો એમાંથી એકને અનુસરીને છે, પણ કોને તેનો ખ્યાલ નહોતો, અને શ્રી. નીલકંઠને મેં બંને ભાષ્યો જોઈ લેવા કહ્યું. તેમણે જોઈને કહ્યું કે, મારો અનુવાદ શંકરના મત પ્રમાણે છે, પણ શંકરાચાર્યે એમાં વ્યાકરણને શા આધારે મરોડ્યું છે, તેનો ખુલાસો આપ્યો નથી.

ખુલાસો તો હુંયે આપી શકું એમ નથી. પણ મને લાગે છે કે, મેં જે ભાવાનુવાદ આપ્યો છે, તે બંનેનાં દૃષ્ટિબિંદુને પોષક છે. કારણ કે, હું ધારું છું કે, આ વસ્તુનો કોઈ ઇન્કાર નહીં કરે કે, જે અત્યંત ભક્તિથી પરમેશ્વરની ઝંખના કરે, તેના પર જ તેનો અનુગ્રહ ઊતરે. ગમે તેના પર નહીં ઊતરે. ભક્તિને માર્ગે કે કર્મને માર્ગે થઈ જ્ઞાનને માર્ગે ચડેલા કે (કોઈ હોય તો) સીધા જ જ્ઞાનને માર્ગે ચડેલા કોઈ પણ સંતનો અનુભવ જોશો તો તે ઝંખના-વ્યાકુળતા એ જ, ઈશ્વરદર્શનનું કહો કે આત્મજ્ઞાનનું કહો, કાર્યસાધક સાધન જણાવશે. બીજાં બધાં સાધનો એ ઝંખનામાંથી જ ઉત્પન્ન થાય છે.

૭-૧-'૪૭ કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

# જ્વાળા

પ્રાર્થના વખતે અંતર્મુખ થવા માટે આંખોને બંધ કરીને બેસવું જ મને ગમે છે. પણ કોક કોક વાર આંખો ખુલ્લી રાખીને જ હું વધારે અંતર્મુખ થઈ શકું છું.

પૈઠણ ગયો હતો ત્યારે ગોદાવરી મૈયાને કાંઠે બેસી પ્રાર્થના કરી. નદી રૂપે ભગવાનનાં સુભગસલીલ દર્શન થતાં હોય ત્યારે આંખો મીંચીને બેસવું મને અભદ્ર જેવું લાગ્યું. ગોદાવરીના કારુણ્યપ્રવાહ તરફ મીટ માંડીને કરેલી પ્રાર્થનામાં જે એકાગ્રતા અને ઊંડાણ આવ્યાં તે અન્યથા ન આવત.

કૂર્ગ પ્રાન્તની રાજધાની મરકારામાં "રાજાના આસન" પરથી સામેનું વિશાળ દૃશ્ય જોઈ હું ધ્યાનસ્થ થયો — પણ આંખો મીંચીને નહીં. *यद् यद् विभूतिमत् सत्वं श्रीमत् ऊर्जितम् एव वा* જોઈ ચિત્તવૃત્તિ ઉત્કટ, એકાગ્ર અને અંતર્મુખ થતી હોય ત્યારે તેના પર પાંપણનો પડદો ખેંચી લેવો એ પાપ જ કહેવાય.

આપણી આ પુણ્યભૂમિમાં એવાં અસંખ્ય સ્થળો છે જેમણે મને ભગવાનની વિભૂતિઓનો સાક્ષાત્કાર કરાવી કૃતાર્થ કર્યો છે. અંતર્મુખ થવું એટલે અંતરમાં ઊતરી જવું. પછી તે પોતાની મનોવૃત્તિમાં હો અથવા વિશ્વરૂપે વિરાજતા પરમાત્માની મનોવૃત્તિમાં પ્રવેશ કરવાનું હો. લાકડાના કકડામાં, પથ્થરમાં અથવા કોલસામાં જો ધ્યાન દ્વારા ઊતરી શકાય તો તેને હુ અંતર્મુખ અવસ્થા જ માનું. અંતર્મુખ અવસ્થામાં સ્વ-પર-ભેદ ઓગળી જાય છે, તેથી જ તેનું આટલું માહાત્મ્ય છે.

પહેલી ડિસેમ્બરે અંગ્રેજી મહિના પ્રમાણે મારો જન્મદિન છે. એ દિવસે જીવનનું સરવૈયું કાઢવું બિલકુલ સ્વાભાવિક છે. આ વખતે પહેલી ડિસેમ્બરે હું આસામના ગિરિનગર શિલોંગમાં હતો. સવારની પ્રાર્થના શ્રી. શ્રીમુખભાઈ મહેતા સાથે કરી અને સવારનો નાસ્તો શ્રી શંકરરાવ દેસાઈને ત્યાં સૌ. શાન્તાબાઈને હાથે થયો.

સવારે અમારી પ્રાર્થના ચાલતી હતી અને સામે જ ભીંતની સગડીમાં બળતા કોલસાની જ્વાળાઓ નાચતી હતી. તે જ્વાળાઓના તાલ સાથે હું પ્રાર્થનાના શ્લોકો બોલતો હતો. બોલતાં બોલતાં આસપાસનું બીજું બધું ભૂલી ગયો. માત્ર અગ્નિની જ્વાળા જ નાચતી રહી.

ખલિલ જિબ્રાનના પુસ્તકો પર એક સોનેરી અગ્નિ-હસ્ત ઉપસાવેલો હોય છે. તે હાથમાંથી નીકળતી દરેક જ્વાળા એક એક સ્ત્રી જ હોય છે. તે એક અદ્‌ભુત ચિત્ર છે. એક એક જ્વાળા એટલે પરમાત્માની એક એક વિભૂતિ, — સ્ત્રી જેટલી જ જીવંત, ચૈતન્યમય અને વ્યક્તિત્વપૂર્ણ.

વૈદિક મંત્રથી મારી પ્રાર્થના શરૂ થતી હોવાથી તે પ્રાચીન ઋષિની નજરે હું આ અગ્નિદેવ તરફ જોઉં એ સ્વાભાવિક હતું. મારાં કુટિલ પાપો સાથે લડનારો અને મને સત્પથ બતાવનારો આ અગ્નિ જ મારો ખરો હિતકર્તા પુરોહિત છે. (પુરઃ = સામે, હિત = મૂકેલો — સ્થાપેલો.) જડ અને ચેતન વચ્ચે દરમ્યાનગીરી કરતું આ આત્મતત્ત્વ છે. એને સાક્ષી રાખીને જ મારા પિતાએ મને ગાયત્રી મંત્રની દીક્ષા આપી હતી. એને સાક્ષી રાખીને જ મેં ગૃહસ્થાશ્રમનો પ્રારંભ કર્યો હતો. કુલપરંપરા અબાધિત રાખવા માટે આ જ અગ્નિ-શિખાની સાક્ષીએ મેં મારા બંને દીકરાઓને યજ્ઞોપવીત સંસ્કાર કર્યો હતો, (ઉપનયન એટલે વિદ્યાની ઉપાસના માટે બ્રહ્મચારીને હોમાગ્નિ પાસે લઈ જવો તે.) આ અગ્નિશિખાને સાક્ષી રાખીને જ — એની મદદ વડે જ મેં મારાં માતપિતાનો અને પ્રિય પત્નીનો અંતિમ સંસ્કાર કર્યો હતો.

અને જ્યારે જ્યારે કોઈ ઝૂંપડીને અથવા કોઈ નાનકડાં ગામડાંને આગ લાગેલી મેં જોઈ છે ત્યારે ત્યારે, તે આગને ઓલવવાનો તનતોડ પ્રયત્ન કરતાં કરતાં પણ, એ સર્વભક્ષી જ્વાળાઓને મેં ભક્તિપૂર્વક નમન જ કર્યું છે. જ્વાળાની તરલતા, — દિવસે અથવા રાત્રે, ગમે ત્યારે, — પવિત્ર ઉજ્જ્વળ લાગતો તેનો રંગ, આપણે ઈશ્વરી કાર્ય કરીએ છીએ એવા આત્મ-વિશ્વાસ સાથે થતું એનું આક્રમણ — એ બધું જ મારામાં ભક્તિ જગાડે છે.

રેલને કારણે પૂરપાટ વહેતી નદીનાં મોજાં જોઈને જેમ તેની સાથે એકરૂપ થઈ જવાની અદમ્ય ઇચ્છા થઈ જાય છે, તે જ પ્રમાણે પવિત્રતા ફેલાવતી

અગ્નિજ્વાળાઓને નાચતી જોઈને પણ આપણે તેનામાં ભળી જઈએ એ જાતનો કેફ ચડ્યા વગર રહેતો નથી.

ડિસેમ્બરની પહેલી તારીખે ૬૧ વર્ષોનું સરવૈયું કાઢતાં મનમાં વિચાર આવ્યો કે, કોક દિવસે આ જીવનયાત્રા પૂરી થશે, તમામ પ્રવૃત્તિનો અંત આવશે, અને પછી છેવટની આહુતિ તરીકે આ સપ્તજિહ્વ અગ્નિની નર્તનશીલ વિભૂતિ સાથે એકરૂપ થવાનું ભાગ્ય મળશે. ઈશ્વરની કેટલી કૃપા કે, જન્મભર જે ઉજ્જ્વળ જ્વાળાનું ધ્યાન કરવાની તક મળી છે તે જ જ્વાળા સાથે, કશો જ સંકોચ ન રાખતાં, એકરૂપ થઈ જવાની સગવડ પણ તેણે કરી રાખી છે! પ્રાણીઓને ઈશ્વરે આપેલાં અનેક વરદાનોમાં જો કોઈ સર્વશ્રેષ્ઠ હોય તો તે મરણ જ છે. મરણની મદદથી જ આપણે અગ્નિજ્વાળા સાથે એકરૂપ થઈએ છીએ. ભગવાનની અતિશય નજીકની અને તરત પરચો આપનારી જો કોઈ વિભૂતિ હોય તો તે અગ્નિજ્વાળા જ છે.

અરણી ઉપર ઉત્તરારણી મૂકીને માણસે જે દિવસે પહેલો અગ્નિ ચેતાવ્યો તે દિવસથી આજ સુધી રસોઈ માટે તેમ જ પ્રકાશ માટે અને હવે તો જાતજાતનાં કારખાનાં માટે અગ્નિ સળગાવી માણસે એની સાથે પરિચય વધાર્યો છે. પણ અગ્નિ જ એક એવો સાથી છે કે જેની, પરિચયને કારણે પણ, અવજ્ઞા ન કરાય. અને તેથી જ ઋષિમુનિઓએ એને ઇશ્વરનો પ્રતિનિધિ કરી સ્થાપ્યો છે. આપણામાં એ વૈશ્વાનર જઠરાગ્નિરૂપે રહે છે, સમુદ્રના પેટમાં વડવાગ્નિરૂપે. અને અનંતકોટી નક્ષત્ર તારાઓની અંદર એ કલ્પનાતીત પ્રવાહના રૂપમાં અનંત કાળ સુધી બળતો રહે છે. એ જ જીવનતત્ત્વ છે. અને મરણતત્ત્વ પણ એ જ છે.

કાકાસાહેબ કાલેલકર

# હિંદી ફિલસૂફીનો આત્મા

જુદા જુદા જમાનાઓમાં વિવિધ સ્વરૂપો ધારણ કરવા છતાં, હિંદી ફિલસૂફીની પોતાની એવી એક વિશિષ્ટતા છે, કે જેને આપણે તેનો આત્મા કહી શકીએ. અને એ વિશિષ્ટતા જ તેને પાશ્ચાત્ય ફિલસૂફીથી સ્પષ્ટ રીતે જુદી પાડે છે. ફિલસૂફી પોતે સાર્વભૌમ અથવા પરમ તત્ત્વના આવિષ્કારરૂપ હોઈ, એમાં ખાસ દેશ કે સ્થળમાં વિકસેલી કોઈ સ્થાનિક વિશિષ્ટતા હોઈ શકે એમ કહેવું, એ પહેલી નજરે તો જરા વિચિત્ર લાગવાનો સંભવ છે. પરંતુ ફિલસૂફી પરમ તત્ત્વનો અવિષ્કાર હોય તો પણ મનુષ્યમાંના પરમ તત્ત્વનો આવિષ્કાર હોઈ, જુદા જુદા દેશોમાં માણસોના સ્વભાવો તથા તેમની મૂળગત આવશ્યકતાઓની તે આવિષ્કાર ઉપર અસર થાય જ છે. તેથી કરીને આપણે જેમ 'હિંદી કવિતા, કે હિંદી સંગીતનો આત્મા' એવું વાજબી રીતે કહી શકીએ, તેમ જ હિંદી ફિલસૂફીનો આત્મા એવું પણ કહી શકીએ. વસ્તુતાએ પણ દરેક દેશને તેનાં વિશિષ્ટ સાહિત્ય કે કળાની જેમ જ તેની વિશિષ્ટ ફિલસૂફી પણ હોય છે. અને એ વસ્તુ ફિલસૂફી કે કળાની સાર્વભૌમતા સાથે અસંગત હોવાને બદલે, એ સાર્વભૌમતાનું જ પરિણામ છે. કારણ કે, કોઈ પણ સાર્વભૌમતા જેટલે દરજ્જે તેની જુદી જુદી વિવિધતાઓમાં પ્રગટ થતી હોય છે, તેટલે દરજ્જે જ સાચી સાર્વભૌમતા તરીકે ઓળખી શકાતી હોય છે. એ કારણે એ બધી વિવિધતાઓ તેમની અંદર કોઈ સાર્વભૌમતાની મોજૂદગીનો ઇન્કાર કરતી હોવાને બદલે, ખરી રીતે તો એ સાર્વભૌમતાના અસ્તિત્વ માટે જ આવશ્યક હોય છે.

એ બધું ગમે તેમ હો; પરંતુ હિંદી ફિલસૂફીનો આત્મા કહી શકીએ, એવી તેની એક ખાસ વિશિષ્ટતા છે. અને એનું આપણે થોડામાં થોડા શબ્દોમાં નિરૂપણ કરવું હોય, તો આપણે કહી શકીએ કે, 'મૂલ્યોની શોધ' એ તેનો આત્મા છે. મૂલ્યો — જેમને માટે આપણા ઋષિમુનિઓ 'પુરુષાર્થ' શબ્દ વાપરતા, તેમની શોધ — એ ખરેખર, હિંદી ફિલસૂફીની વિશિષ્ટતા છે. આપણા દેશમાં તેથી કરીને જ ફિલસૂફી વિચારાત્મક તેમ જ આચારાત્મક એમ બેઉ છે. એક શોધ તરીકે એ વિચારાત્મક છે; પરંતુ સૌથી મોટામાં મોટા મૂલ્ય માટેની શોધ તરીકે એ આચારાત્મક છે. વસ્તુતાએ વિચારાત્મક અને આચારાત્મક એવો ભેદ જ હિંદી ફિલસૂફીમાં અજાણ્યો છે: એવો ભેદ એ તો કેવળ પાશ્ચાત્ય વસ્તુ છે. આપણે અહીં તો ફિલસૂફી એ મોક્ષશાસ્ત્ર છે. અને મોક્ષ એ આપણા જીવનવ્યવહારનું મોટામાં મોટું ધ્યેય છે. જીવનનો એ મોટામાં મોટો પુરુષાર્થ છે; અને ફિલસૂફીનો ઉદ્દેશ આપણને એની

પ્રાપ્તિ માટે જોઈતું જ્ઞાન પૂરું પાડવાનો છે. મૈત્રેયીનું સુપ્રસિદ્ધ વાક્ય, 'येनाहं नामृता स्याम् किमहं तेन कुर्याम् — જેના વડે હું અમૃતપદ પ્રાપ્ત ન કરી શકું, તેને લઈને હું શું કરું!' એ હિંદી ફિલસૂફીનું ધ્રુવસૂત્ર છે. એ ઉક્તિ એક સ્ત્રીના મોંમાંથી નીકળી છે, એ બીનાનું રહસ્ય કવિવર ટાગોરે તેમની અનુપમ શૈલીમાં દર્શાવી આપ્યું છે. તેમણે કહ્યું છે કે, એ વસ્તુ પરમ સત્યની એ બાજુ વ્યક્ત કરે છે, કે જેનું પ્રતીક સ્ત્રી પોતે છે; અર્થાત્ તે બાજુ કે જે તર્ક કે બુદ્ધિ વડે પકડી ન શકાય પરંતુ જેને શ્રદ્ધા કે હૃદય વડે જ પામી શકાય.

બીજા શબ્દોમાં કહીએ તો, પરમ સત્ય એ પરમ પુરુષાર્થ છે, એ દૃષ્ટિબિંદુનું તે પ્રતીક છે. આ દૃષ્ટિબિંદુથી જોતાં ફિલસૂફી એ માત્ર 'જે છે તે'-નું એટલે કે માત્ર બીનાઓના સંગ્રહનું જ્ઞાન નથી, પરંતુ તે તો પુરુષાર્થનું અને ખાસ કરીને પરમ પુરુષાર્થ જે મોક્ષ — તેનું જ્ઞાન છે. નારદ સનત્કુમાર પાસે શિષ્ય બનીને આવ્યા, તે પહેલાં તેમણે તે જમાનામાં ખેડાયેલાં બધાં શાસ્ત્રોનું જ્ઞાન મેળવી લીધું હતું. તેમણે જે જે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો તેમની યાદી નાનીસૂની નથી. આજે આપણાં વિશ્વવિદ્યાલયોમાં શીખવાતા વિષયોની યાદી કરતાં પણ તે કેટલીય વધારે વ્યાપક છે. દાખલા તરીકે, તેમાં ઋગ્વેદ, સામવેદ, અથર્વવેદ, ઇતિહાસ-પુરાણ, વ્યાકરણ, પિતૃશાસ્ત્ર (पित्र्यं), ગણિતશાસ્ત્ર (राशिं), તર્કશાસ્ત્ર (वाकोवाक्यं), તથા રાજનીતિશાસ્ત્ર (एकायनं), ઉપરાંત જ્યોતિષ (नक्षत्रविद्या), અને ભૂતપ્રેતવિદ્યા જેવી ગુપ્ત વિદ્યાઓ તથા સાપ-વશીકરણ, સંગીત અને લલિત કળાઓ જેવી કળાઓનો પણ સમાવેશ થાય છે. પરંતુ આટલાં બધાં શાસ્ત્રો અને કળાઓના આ બધા જ્ઞાનને કેવળ 'નામ' એટલે કે વાણીવ્યાપાર કહેતાં સનત્કુમાર જરા પણ ખચકાતા નથી. એટલું જ નહિ, પરંતુ નારદને પોતાને પણ પોતાના એ બધા જ્ઞાન બાબત જરાય ગેરસમજ નહોતી. તે પણ જાણતા હતા કે, તેમણે માત્ર પોથાંપંડિતાઈ મેળવી છે. સનત્કુમાર તેથી તેમને પુરુષાર્થનું જ્ઞાન આપવા ઇચ્છે છે, કે જે જ્ઞાન તેમને સામે પાર એટલે કે અંધકારની પેલેપાર લઈ જાય.

તેથી કરીને, 'જે છે તે'નું એટલે કે; બીનાઓનું જ્ઞાન એ કંઈ અગત્યનું જ્ઞાન નથી; પરંતુ પુરુષાર્થનું જ્ઞાન એ અગત્યનું જ્ઞાન છે. અને ફિલસૂફીનું પ્રયોજન એ જ્ઞાન આપવાનું છે. એ ભાવના વૈદિક ગણાતાં દર્શનોમાં જ નહિ પણ સમગ્ર હિંદી ફિલસૂફીમાં વ્યાપેલી છે. અવૈદિક કહેવાતાં બૌદ્ધ અને જૈન દર્શનો પણ એ જ ભાવના વ્યક્ત કરે છે. તેઓ પણ પુરુષાર્થની એટલી જ પરવા કરે છે, તથા માત્ર બીનાઓની માહિતી પ્રત્યે એટલો જ તિરસ્કાર વ્યક્ત કરે છે. આ મુદ્દાની બાબતમાં વૈદિક કે અવૈદિક દર્શનોમાં કશો જ ભેદ નથી. તે બધાં જ મોક્ષને ફિલસૂફીનું અંતિમ લક્ષ્ય માને છે; — ભલે પછી એ મોક્ષના અર્થ બાબત તેઓમાં અંદરોઅંદર ગમે તેટલો મતભેદ હોય.

ફિલસૂફીને આ રીતે સમજવામાં આવે, તો વિચાર અને આચાર વચ્ચેનો ભેદ દૂર થઈ જાય છે. બધી ફિલસૂફી એ રીતે આચારપ્રધાન કહેવાય; કારણ કે તેનો એક નિશ્ચિત હેતુ છે, અને તે સર્વોત્તમ પુરુષાર્થ — કે જે મોક્ષ વિના બીજું કાંઈ નથી — તેનો સાક્ષાત્કાર કરવો. પશ્ચિમવાળાઓ જ આચાર અને વિચાર વચ્ચેના ભેદને વળગી રહ્યા છે, અને ફિલસૂફીને કેવળ વિચારાત્મક શાસ્ત્ર માને છે. તે કારણે જ પશ્ચિમમાં ફિલસૂફી જીવનના મુદ્દાના પ્રવાહો સાથેનો સંબંધ ખોઈ બેઠી છે, અને થોડે યા વત્તે અંશે કેવળ વાગ્વિતંડારૂપ કે તાર્કિક છોડિયાં ફાડનાર વસ્તુ બની છે.

ફિલસૂફી અંગેના દૃષ્ટિબિંદુને લગતી હિંદ અને પશ્ચિમના દેશો વચ્ચેની આ વિશિષ્ટ વિલક્ષણતાને આપણે નીચેની રીતે પણ નિરૂપી શકીએ. 'ફિલસૂફી' શબ્દનો અર્થ જ્ઞાનની પિપાસા — પ્રેમ એવો થાય છે. (ફિલોસ્=પ્રેમ; સોફિયા=જ્ઞાન.) પરંતુ ફિલસૂફી જે જ્ઞાનની પરવા કરે છે, તે જ્ઞાન એ કાંઈ બીનાઓનું જ્ઞાન નથી; સનત્કુમાર પાસે, ઉપર ઉલ્લેખેલે પ્રસંગે, જ્ઞાન મેળવવા ગયેલા નારદ સાચા જ્ઞાનનું લક્ષણ એ બતાવે છે કે, તેનાથી શોક દૂર થવો જોઈએ. (तरति शोकम् आत्मवित्). સાંખ્ય દર્શન તેને ત્રિવિધ દુઃખની આત્યંતિક નિવૃત્તિ કહે છે.

આ તફાવત એ ખરી રીતે પરમતત્ત્વને પરમશ્રેયસ્ તરીકે વિચારવું, કે માત્ર એક 'અસ્તિ' તરીકે વિચારવું એ વચ્ચેનો ભેદ છે. જો પરમ તત્ત્વને આપણે માત્ર 'અસ્તિ' તરીકે જ વિચારીએ, તો પછી

આચાર વચ્ચે જરૂર વિચ્છેદ પડવાનો. કારણ કે વિશ્વનો પ્રયોજનની દૃષ્ટિએ વિચાર અને એક 'અસ્તિ' તરીકે વિચાર, એ બે વચ્ચે કશો સંબંધ જ નથી. પશ્ચિમની ફિલસૂફીમાં એ જ બન્યું છે. ગ્રીક ફિલસૂફીના સુવર્ણ-યુગ રૂપ સોક્રેટીસ, પ્લેટો અને એરિસ્ટોટલના ટૂંકા ગાળાઓ જેવા યુગો બાદ કરીએ, તો બાકીના સમયે તો પશ્ચિમની ફિલસૂફીમાં પ્રયોજનની દૃષ્ટિથી વિશ્વનો વિચાર, એક અસ્તિત્વ તરીકે વિશ્વના વિચારથી વિખૂટો પડી ગયો છે.

પરંતુ હિંદી ફિલસૂફી તો પરમ સત્તાને પરમ શ્રેયસ તરીકે જ વિચારે છે; અને પરિણામે તેની અંદર કદી પાશ્ચાત્ય ફિલસૂફી જેવો પરમ શ્રેયસ્ અને પરમ સત્તા વચ્ચેનો ભેદ જોવામાં આવતો નથી. આનાં બીજાં પણ પરિણામ આવે છે. તેથી કરીને ફિલસૂફી માત્ર આપણી બૌદ્ધિક બાજુને જ, એટલે કે, વસ્તુઓને માત્ર અસ્તિત્વની બાજુએથી પકડતા અંગને લગતી બાબત નથી બની જતી, પરંતુ આપણા જીવનની બીજી બાજુઓ, કે જેમને આપણે પુરુષાર્થો કહીએ છીએ, તેમને પણ આવરતી વ્યાપક વસ્તુ બની જાય છે. એને કારણે એનું ગૌરવ અને અગત્ય અસંખ્ય ગણાં વધી જાય છે. વસ્તુતાએ, ભગવદ્‌ગીતા કહે છે તેમ, તે અધ્યાત્મ-વિદ્યા બની રહે છે.

મૂલ્યો ઉપર મૂકેલા ભાર ઉપરાંત, હિંદી ફિલસૂફીમાં પરમ તત્ત્વનો સીધો સાક્ષાત્કાર કરવા ઉપર પણ સાથોસાથ ભાર મૂકવામાં આવ્યો છે. ફિલસૂફી એટલે કે 'દર્શન'— સત્યનો સાક્ષાત્કાર, અને નહિ કે માત્ર તેની બૌદ્ધિક સમજ. આમ જોકે ફિલસૂફીને 'દર્શન' કહેવામાં આવી છે, તો પણ તેનો અર્થ એ નથી થતો કે, બુદ્ધિની ગરજ નથી રાખવામાં આવી. હિંદી અને પાશ્ચાત્ય ફિલસૂફી વચ્ચે આ પણ એક લાક્ષણિક તફાવત છે. પશ્ચિમમાં કાં તો નરી બુદ્ધિને અથવા નર્યા આંતરદર્શનને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. મધ્યયુગની જેમ જ્યારે તેણે આંતરદર્શનને પ્રમાણ્યું છે, ત્યારે તેણે બુદ્ધિની સદંતર બંધી કરી છે. અને જ્યારે આધુનિક જમાનાની જેમ તે બુદ્ધિને પ્રાધાન્ય આપે છે, ત્યારે તે આંતરદર્શનને છેક જ અવગણે છે. પરંતુ આપણે ત્યાં કદી બુદ્ધિ અને આંતરદર્શન વચ્ચે એવો વિરોધ નથી પ્રવર્ત્યો; ફિલસૂફીએ તે બેમાંથી દરેકને તેનું યથાયોગ્ય સ્થાન અર્પ્યું છે. શંકરાચાર્ય, કે જે આંતરદર્શનના કટ્ટર પક્ષકાર ગણાય છે, તે પણ ભારપૂર્વક જણાવે છે કે, ઇંદ્રિયો વડે જે જ્ઞાન મેળવી શકાય, તેની બાબતમાં શાસ્ત્રમાં નોંધાયેલું આંતરદર્શનમૂલક જ્ઞાન કશા મહત્ત્વનું નથી. હજારો શાસ્ત્રવાક્યોનું પ્રમાણ લાવો, તો પણ અગ્નિને શીતળ સાબિત ન કરી શકાય. માત્ર જે સત્યો ઇંદ્રિયગમ્ય નથી, તેમની બાબતમાં જ શાસ્ત્રવાક્યોનું પ્રમાણ શોધવું જોઈએ. એવું સત્ય તે પરમ તત્ત્વના સ્વરૂપનું જ્ઞાન છે; અને એ બાબતમાં શાસ્ત્રોમાં સંગ્રહાયેલ સાક્ષાત્કારજ્ઞાનની દોરવણી મેળવવી જ જોઈએ.

તો પણ હિંદી ફિલસૂફીના જુદા જુદા બધા સિદ્ધાંતો આ બાબતમાં તો એકમત છે કે, પરમ તત્ત્વનું સ્વરૂપ આંતરદર્શન—સાક્ષાત્કાર વડે જ પ્રગટ થાય છે; અને તેથી ફિલસૂફીને 'દર્શન' કહેવામાં આવે છે. ફિલસૂફીને દર્શન કહીએ, એટલે તરત ધર્મ સાથેનો તેનો આંતરિક સંબંધ એકદમ સ્પષ્ટ થઈ જાય છે. તેનાથી સમજાઈ જાય છે કે, ફિલસૂફી તેમ જ ધર્મ એ બંને સત્યના જ્ઞાનના સાધન તરીકે એક જ વસ્તુને સ્વીકારે છે. તે બંને સત્યના સાક્ષાત્કાર-જ્ઞાનથી પોતાની મજલ શરૂ કરે છે. પરંતુ ફિલસૂફી પછી એ જ્ઞાનના પાયા ઉપર એક આખી ઇમારત ઊભી કરીને બતાવવા ઇચ્છે છે કે, આપણા અનુભવના જુદા જુદા પ્રકારો આ મૂળગત સાક્ષાત્કારની સાથે કેવી રીતે સંકળાયેલા છે. ત્યારે ધર્મ એ બધાની તરખટમાં પડતો નથી; તેનું એકમાત્ર લક્ષ વૈયક્તિક અનુભવ જ રહે છે. વસ્તુતાએ આપણા દેશમાં ધર્મનું વલણ હમેશાં વૈયક્તિક રહ્યું છે, ત્યારે ફિલસૂફીનું વલણ અવૈયક્તિક રહ્યું છે. જોકે આમ કહેતી વખતે એ યાદ રાખવું જોઈએ કે, આપણા દેશમાંય ફિલસૂફીનું એક મોટું વ્યાવહારિક પ્રયોજન વૈયક્તિક અનુભવ જ છે. પરંતુ પોતાનું તે પ્રયોજન એ અવૈયક્તિક રીતે પાર પાડે છે. બધી વૈયક્તિક વિચારણાઓ સંપૂર્ણ રીતે બાકાત રાખીને જ ફિલસૂફી પોતાનું કાર્ય પાર પાડવામાં સફળ થાય છે. જોકે, વૈયક્તિક ધ્યેય પાર પાડવામાં અવૈયક્તિક બનીને જ ફિલસૂફી સફળ થાય છે એમ કહેવું, એ એક પ્રકારના વિરોધાભાસ જેવું લાગે તેવું છે; પરંતુ તેથી માત્ર એટલું જ સાબિત થાય છે કે, સર્વોત્તમ પુરુષાર્થમાં અંતે વૈયક્તિક અને અવૈયક્તિક બંને એકરૂપ થઈ જાય છે.

પશ્ચિમમાં વસ્તુસ્થિતિ આનાથી જુદી જ છે. ત્યાં ફિલસૂફીનાં ઘણાં લક્ષણોને ધર્મ પચાવી પડ્યો છે. તે ફિલસૂફી જેટલો જ અવૈયક્તિક અને વસ્તુગત બનવાનો દેખાવ કરે છે. તે આંતરિક અનુભવને વળગી રહેવાને બદલે સિદ્ધાંતો અને વિધાનો આપવા જ બેસી જાય છે; કે જેમને માણસના વૈયક્તિક અનુભવ સાથે કશી લેવાદેવા હોતી નથી. આ બધા સિદ્ધાંતો અને વિધાનો, કે જેઓ સાર્વભૌમ સત્યો હોવાનો દાવો કરે છે, તેઓએ તે બાબતની કસોટી ફિલસૂફી પાસે કરાવી લેવી જોઈએ. પરંતુ એ વસ્તુ જ ફિલસૂફી અને ધર્મ વચ્ચેના ઝઘડાનું મૂળ છે. મધ્યયુગમાં જ્યારે સત્તા અને દોર ધર્મના હાથમાં હતાં, ત્યારે આ ઝઘડામાં ફિલસૂફીને સહન કરવું પડ્યું હતું. હવે ધર્મની પાસે પહેલાંની સત્તા તેમ જ દોર કાયમ રહ્યાં નથી, ત્યારે પણ ફિલસૂફી કંઈ વિશેષ લાભી નથી; કારણ કે હવે એક ત્રીજી સત્તા મેદાને પડી છે. તે સત્તા તે વિજ્ઞાન. આજે ફિલસૂફી તેમ જ ધર્મ એ બંને ઉપર તેનો દોર ચાલે છે.

એથી ઊલટું, આપણો દેશ હમેશાં ધર્મ અને ફિલસૂફી વચ્ચે મિત્રાચારીભર્યો સંબંધ જાળવી રાખી શક્યો છે. તેનું કારણ એ છે કે, આપણે ત્યાં ધર્મે સાક્ષાત્કાર માટેનાં મૂલ્યોની પસંદગીની બાબતમાં હમેશાં ફિલસૂફીની દોરવણી સ્વીકારી છે. ફિલસૂફીએ જે મૂલ્યોને સર્વોત્તમ તરીકે જાહેર કર્યાં હોય છે, તે મૂલ્યોને જ આપણા દેશમાં ધર્મ ચીવટપૂર્વક ખીલવવામાં પડેલો હોય છે. તેથી ઊલટું, પશ્ચિમમાં ફિલસૂફી જે મૂલ્યોને ખાસ અગત્યનાં ગણતી હોય છે, તેમાંનાં ઘણાંને ધર્મ ઉતારી પાડતો હોય છે; અને ધર્મ જે મૂલ્યોને અગત્યનાં ગણતો હોય છે, તેમને ફિલસૂફી ઉતારી પાડતી હોય છે. જેમ કે, યુરોપીય ફિલસૂફી સ્વાતંત્ર્યના મૂલ્યને હમેશાં ઘણું મોટું માનતી આવી છે; ત્યારે પશ્ચિમમાં ધર્મે હંમેશાં તેને વખોડી કાઢ્યું છે. અને પશ્ચિમમાં ધર્મે જે આપ્તપ્રામાણ્યની કિંમત ઘણી મોટી આંકી છે, તેને પાશ્ચાત્ય ફિલસૂફીએ છેક જ મૂલ્યરહિતતાની કક્ષામાં નહિ ઉતારી પાડ્યું હોય, તો પણ તેને બહુ ઊતરતી કોટીનું મૂલ્ય તો ઠરાવ્યું જ છે.

[ વ્યાખ્યાનકર્તા અહીં સુધી આવ્યા બાદ, એકેક આક્ષેપોનો વિગતવાર રદિયો આપે છે. તે આક્ષેપો જેવા કે, હિંદી ફિલસૂફી એ તો જગતને દુઃખપૂર્ણ માનતો નિરાશાવાદ છે, તેમ જ જગતમાંથી ભાગી છૂટવામાં જ ઇતિકર્તવ્ય માનતો નૈષ્કર્મ્યવાદ છે. તેમનો રદિયો આપી રહ્યા બાદ તે જણાવે છે કે, ફિલસૂફીનો આત્મા આજે પણ જીવંત છે, તથા રાજા રામમોહન રાય, સ્વામી દયાનંદ સરસ્વતી, શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, શ્રી અરવિંદ ઘોષ, મહાત્મા ગાંધી, રવીન્દ્રનાથ ટાગોર, લોકમાન્ય તિલક, સર સર્વપલ્લી રાધાકૃષ્ણન, ડૉ. ભગવાનદાસ જેવા હિંદી વિચારકો, સંતો અને નેતાઓ દ્વારા તે આધુનિક જગત અને તેના કાયદાઓના ઉકેલમાં હિંદુસ્તાનની સીમાઓ બહાર પણ પોતાનો સક્રિય ફાળો આપતો રહ્યો છે. છેવટે તે જણાવે છે :– ]

આમ, હિંદી ફિલસૂફીનો આત્મા મૃતપ્રાય થઈ ગયો હોવાને બદલે ઊલટો અતિશય જીવંત છે. છેવટનાં બે મહાયુદ્ધોએ પાશ્ચાત્ય વિચારસરણીનું દેવાળું સાબિત કરી આપ્યું છે. જગતને આજે નવા પ્રકાશની જીવ સટોસટ જરૂર છે. અને તે પ્રકાશ હિંદુસ્તાનમાંથી આવવાનો છે. તત્ત્વવિચારની બાબતમાં પરંપરાથી ચાલતી આવેલી સર્વોપરિતાવાળું હિંદુસ્તાન જ આજે જે સંદેશાની જગત રાહ જોઈ રહ્યું છે, તે આપી શકે તેમ છે. પરંતુ તે એમ કરી શકે તે માટે તેણે સ્વતંત્ર થવું જોઈએ. કારણ કે સ્વતંત્ર દેશને જ કોઈ સંદેશ આપવાનો અધિકાર પણ હોઈ શકે, તેમ જ જગત પણ સ્વતંત્ર દેશ પાસેથી જ કંઈ કે સંદેશ સ્વીકારે પણ ખરું. તેથી આપણે ઇચ્છીએ કે, હિંદુસ્તાન જગતની સ્વતંત્ર પ્રજાઓમાં તેનું કાયદેસર સ્થાન પ્રાપ્ત કરો, અને જગતને જે સંદેશા વિના ચાલે તેમ નથી તે સંદેશ તેને આપવાનો બહુમાનભર્યો અધિકાર તેને પ્રાપ્ત થાઓ !*

ગો૦

'પ્રબુદ્ધભારત' — જુલાઈ ૧૯૪૬

* બનારસ હિંદુ યુનિવર્સિટીવાળા ડૉ. એસ. કે. મૈત્રે અલ્હાબાદ યુનિવર્સિટીની 'મૉડર્ન્સ' ક્લબમાં 'મોતીલાલ નેહરુ વ્યાખ્યાનમાળા'માં ૨૯મી જાન્યુઆરી (૧૯૪૬)ના રોજ આપેલા વ્યાખ્યાન પરથી.

# પાયાની કેળવણી વિષે કેટલાક ભ્રમો

પાયાની કેળવણીમાં ઉદ્યોગને જ મહત્ત્વનું સ્થાન આપ્યું છે. એટલે કેટલાક એ કેળવણીને ઉદ્યોગ-કેળવણી તરીકે સમજે છે. સામાન્ય વિષયોના જ્ઞાન ઉપરાંત ઉદ્યોગો પણ શીખવવા જોઈએ એટલી વસ્તુ હવે સ્વીકારવામાં આવે છે. પરંતુ પાયાની કેળવણીમાં ઉદ્યોગનો જે રીતે વિચાર કર્યો છે તેમાં આ ઔદ્યોગિક કેળવણીની દૃષ્ટિ નથી રહી. ઉદ્યોગો વત્તા વિષયોનું જ્ઞાન એ કંઈ પાયાની કેળવણી નથી. છતાં આજે ઘણે ઠેકાણે જે કંઈ પ્રયાસો પાયાની કેળવણી અંગે થયા છે, તેમાં આવો જ અભ્યાસક્રમ જણાય છે., આમાં એવું ગૃહીત કરી લીધેલું છે કે, ઉદ્યોગોમાં શરીરના સ્નાયુઓ કેળવાય છે અને હસ્તકલા ખીલે છે; પણ બુદ્ધિવિકાસ અંગે ઉદ્યોગોનું શિક્ષણ પૂરતું નથી, એટલે એની સાથે વિષયોનું શિક્ષણ અપાય તો એ દ્વારા બુદ્ધિનો વિકાસ થાય, એમ ઘણા માને છે. પાયાની કેળવણીનો આ પ્રથમ ભ્રમ છે. ગાંધીજીએ પાયાની કેળવણી પાછળ જે વિચારસરણી રાખી છે તે આ તો નથી જ. ઉદ્યોગ અને બુદ્ધિવિકાસને ગાંધીજી જુદા નથી ગણતા.

પાયાની કેળવણીનો બીજો ભ્રમ એ છે કે, ઉદ્યોગને શિક્ષણનું વાહન બનાવી — બુદ્ધિવિકાસનું સાધન એને ગણી સમન્વયના ધોરણે વિષયોનું શિક્ષણ ઘણા વિચારે છે. રેંટિયા દ્વારા ઇતિહાસ, ભૂગોળ, ગણિત, ભાષાજ્ઞાન કે સમાજવિદ્યાનું જ્ઞાન આપવામાં આવે, તો એ ઉદ્યોગના સમન્વયથી બુદ્ધિવિકાસ થાય છે. અને આ જ પાયાની કેળવણી છે એમ મનાય છે. ઝાકીર હુસેન સમિતિએ આ સમન્વય-શિક્ષણ પર વધુપડતો ભાર મૂક્યો એટલે પાયાની કેળવણીમાં આ બીજો ભ્રમ ઘૂસી ગયો છે. હિંદુસ્તાની તાલીમી સંઘના પ્રયોગોમાં પણ આવા સમન્વય-શિક્ષણને વધુ સ્થાન મળ્યું છે. આવા પ્રયોગોનું અવલોકન કરતાં એવું લાગે છે કે, જાણે વિષયોનું શિક્ષણ જ મુખ્ય છે. કેવળ પુસ્તકો જ દ્વારા એ અત્યાર સુધી અપાતું હતું તેને બદલે હવે પુસ્તકોને ગૌણ ગણી ઉદ્યોગમાંથી નીપજતા સમન્વયોને શિક્ષણનું મહત્ત્વનું વાહન ગણવામાં આવે છે. શિક્ષણમાં બુદ્ધિ-વિકાસને માટે વિષયોનું જ્ઞાન જ મહત્ત્વનું છે એ પૂર્વગ્રહ હજી હઠ કરે છે એટલે જ પાયાની કેળવણીમાં ઉદ્યોગ તો સ્વીકાર્યો, પરંતુ વિષયોના જ્ઞાનનું પૂંછડું તો એને વળગાડી જ દીધું. જાણે ઉદ્યોગમાં એ વિષયજ્ઞાનના પૂંછડા વિના સ્વતંત્ર રીતે બુદ્ધિવિકાસની શક્તિ જ ન હોય! ઉદ્યોગોના શાસ્ત્ર (ટેક્નિક) સાથે સંકળાયેલા બુદ્ધિવિકાસના પ્રમાણને હવે સ્વીકારાય છે, પરંતુ ઉદ્યોગના એ શાસ્ત્ર સિવાયના બીજા વિષયો એમાં ન હોય તો બુદ્ધિવિકાસ બહુ જોખમાય છે એવી માન્યતા હજી રહી છે, અને તે ઝાકીર હુસેન સમિતિએ વિચારેલા પેલા સમન્વય ઝુંડને પ્રગટાવે છે. આ સમન્વય-શિક્ષણને વધુપડતું મહત્ત્વ આપવું, એને પણ હું પાયાની કેળવણીનો મોટો ભ્રમ ગણું છું. પાયાની કેળવણીને જો જીવનના શિક્ષણ તરીકે ઓળખવી હોય તો આ સમન્વય-શિક્ષણથી જીવનની કેળવણી ઘણી બધી અધૂરી રહી જાય છે. માનવજીવનમાં રહેલી શક્તિના સ્વાભાવિક વિકાસને જો આપણે શિક્ષણનો અંતરાત્મા ગણીએ અને પાયાની કેળવણીને એ માટે સર્વોત્તમ શિક્ષણપદ્ધતિ તરીકે સ્વીકારીએ, તો આજે પાયાની કેળવણીનો જે પ્રચલિત અર્થ થાય છે તેનાથી આપણને બિલકુલ સંતોષ થવો ન જોઈએ. ગાંધીજીએ તો હવે પાયાની કેળવણીને જીવનવ્યાપી બનાવી છે — જન્મથી તે મરણ સુધી એ કેળવણીની ઘટમાળ અને પરંપરા ચાલુ જ રહે છે. ઇતિહાસ, ભૂગોળ ઇત્યાદિ વિષયોને ઉદ્યોગના સમન્વયો તરીકે શીખવવાથી આપણે આ જીવંત અને જીવનવ્યાપી શિક્ષણને બહુ જ ઓછા પ્રમાણમાં સ્પર્શી શકીએ છીએ.

*પાયાની કેળવણી અંગે ગાંધીજી અવારનવાર આટલી* સ્પષ્ટતા કરે છે છતાં આજના કેળવણીકારો એમાં હજી ગોથાં જ ખાય છે. કારણ કે સૈકાઓથી 'બુદ્ધિવિકાસ' અને વિષયશિક્ષણનો જે વારસો આપણને મળ્યો છે, તેમાંથી આપણે હજી નીકળવા ઇચ્છવા છતાં નીકળી જ શકતા નથી. તાલીમી સંઘનાં મંત્રી આશાદેવીને પણ આથી જ પ્રશ્ન ઊઠેલો કે, પાયાની કેળવણીમાં ઉદ્યોગ દ્વારા વૈદકનું જ્ઞાન કેમ અપાય? અથવા 'મેડિકલ સાયન્સ'ને એમાં શું સ્થાન છે? ગાંધીજીએ તો તરત જ એ પ્રશ્ન પાછળની જૂની વિચારસરણી પારખી લીધી હતી અને એનો જવાબ આપતાં પાયાની કેળવણીના હાર્દને વધુ સ્પષ્ટ કરેલું.

પાયાની કેળવણી વિષે આવા ભ્રમો ઊભા થતા જાય છે અને એમાં આપણે હજી ગોથાં જ ખાઈએ છીએ એનું એક કારણ એ પણ છે કે, પાયાની કેળવણીમાં મહત્ત્વનું સ્થાન મેળવનાર ઉદ્યોગને આપણે હજી એના સાંકડા અર્થમાં વિચારીએ છીએ. અંગ્રેજી ભાષાની જોહુકમી હજી દૂર કરે છે એટલે craft 'ક્રાફ્ટ' શબ્દનો જ વારંવાર આપણે ઉપયોગ કરી કાંતણ, બાગકામ, સુથારીકામ પર આપણે ઊતરી પડીએ છીએ. પાયાની કેળવણી વિષે જેમ જેમ હું વધુ વિચાર કરું છું અને મારા થોડાઘણા અનુભવોને આધારે એ વિચારોને વધુ કસું છું, તેમ તેમ મને તો દીવા જેવું સ્પષ્ટ થતું જાય છે કે, પાયાની કેળવણી ઉદ્યોગમય કેળવણી કરતાંયે વિશેષ પ્રવૃત્તિમય કેળવણી અથવા નવો શબ્દ વાપરું તો જીવનમય કેળવણી છે. 'ક્રાફ્ટ,' વિષયશિક્ષણ, બુદ્ધિ-વિકાસ, કે એના સમન્વયો એ બધાંનો ઉપયોગ બહુ જ નજીવો છે,—જો એ બધાં માનવજીવનના સમગ્ર જીવન સાથે બિલકુલ ઓતપ્રોત ન થાય તો. જીવન એક મુખ્ય વસ્તુ છે, જીવનનો વિકાસ એક સાચું શિક્ષણ છે, અને એ શિક્ષણના પાયા જ્યાં જ્યાં રહી શકે છે તે જ પાયાની કેળવણી છે. આ રીતે પાયાની કેળવણીને વિચારતાં એનું સ્વરૂપ કેવું હોઈ શકે એનો વિચાર હવે કરીશું.

ગાંધી કુટિર — **દિલખુશ બ૦ દીવાનજી**
કરાડી, ૧૦–૧–'૪૭

# જામિયાનો રજતોત્સવ

દિલ્હીમાં આવેલા રાષ્ટ્રીય મુસ્લિમ વિદ્યાપીઠ, જામિયા મિલિયા ઇસ્લામિયાએ પોતાનો રજતોત્સવ આ નવેમ્બર માસની ૧૭મી તારીખે ઊજવ્યો. એનો કાર્યક્રમ ચાર દિવસનો હતો. ૧૭મીની સવારે અહેવાલ–વાચન અને મુખ્ય સભા હતી.

ચાર દિવસના કાર્યક્રમમાં રમતગમત, કવાયત, પાસેની જમનાની નહેરમાં તરવાની હોડ, નાટક, ચર્ચાપરિષદ, મુશાયરો, સ્ત્રીઓની સભા વગેરે ઘણું ઘણું હતું. એટલું કહેવું જોઈએ કે ચર્ચાસભા, મુશાયરા, ભાષણોમાં સાધારણ બહારના આગંતુકને સમજણ પડે એવું ઓછું હતું. બહુ જ ઊંચા અને છટાદાર ઉર્દૂમાં સંવાદો ને ભાષણો થયાં. ઉસ્માનિયા યુનિવર્સિટી, અલીગઢ યુનિવર્સિટી ને જામિયા એ ત્રણે જગ્યાના મોટા વિદ્વાનો અને પ્રખર વિદ્યાર્થીઓને રસ પડે એવી વિદ્વદ્ભોગ્ય ઉર્દૂનો રસ રેલાઈ રહ્યો. અને એમાં અજુગતું કશું ન હતું. આખરે એ ઉર્દૂ જાણકારોની પંડિત સભા જ હતી ને!

સત્તરમી તારીખનો સમારંભ ભોપાળના નવાબને પ્રમુખપદે થયો. નવાબ સાહેબે વીસ પચીસ મિનિટ આલા ઉર્દૂમાં પોતાનું ભાષણ વાંચ્યું. જામિયાએ પચ્ચીસ પચ્ચીસ વરસ લગી કેટકેટલી અડચણો વેઠી અને સરકારી ગુલામીથી અળગા રહી એકધારું કામ ચલાવ્યું, એનો ચિતાર એ ભાષણમાં આપ્યો. તથા સન સત્તાવનના જમાનાથી વેરણછેરણ થઈ ગયેલા, અભણ અને પાછળ પડી ગયેલા મુસલમાનોની નવજાગૃતિ ને નવસંગઠન પેદા કરવામાં કેટલું પાયાદાર, કેટલું ઉજ્જ્વલ અને કેટલું સંગીન કામ જામિયાએ કર્યું એ વિષે શ્રોતાઓને ખુલાસાવાર જણાવ્યું. અને જામિયાના સેવકોને પોતાની અંજલિ અર્પી.

નવાબ સાહેબનું ભાષણ ચાલ્યું તે દરમિયાન પ્રેક્ષકોની દૃષ્ટિ એમની પાછળ પહેલી પંક્તિ પર બેઠેલા નેતાઓના દર્શન કરી લેવાને ઘૂમી રહી હતી. જમણી બાજુ ઝીણા સાહેબ, લિયાકતઅલીખાં અને દબદબાભર્યા વિવિધ પોષાકવાળા મૌલવીઓ, શાયરો, નવાબો વગેરે મોગલ દરબારની યાદ આપતા હતા. ડાબી બાજુ પંડિત જવાહરલાલજી, મૌ૦ અબુલ કલામ આઝાદ, રાજાજી, આસફ અલી વગેરે આજના રાષ્ટ્રધુરીણોને નિહાળી અસંખ્ય આંખો ઠંડક અનુભવતી હતી

પ્રમુખ સાહેબનું વ્યાખ્યાન પૂરું થયા પછી ઉસ્માનિયા, અલીગઢ, લખનૌ વગેરે યુનિવર્સિટીઓના પ્રતિનિધિઓએ પોતપોતાની સંસ્થાના શુભસંદેશ સંભળાવ્યા અને ઉર્દૂ ભાષાનો આટલો વિકાસ કરવા બાબત તથા ઉર્દૂ દ્વારા ઉચ્ચ શિક્ષણ આપવામાં સફળતા મેળવવા બાબત જામિયાને વધામણી આપી. ત્યાર બાદ જામિયાના પ્રિન્સિપાલ જનાબ સૈયદ અન્સારી સાહેબે દેશને ખૂણે ખૂણેથી ઉર્દૂ ભાષામાં આવેલા શુભ સંદેશાઓ વાંચી સંભળાવ્યા અને પછી પ્રોફેસર અબ્દુલ મજીદ સાહેબે અંગ્રેજી સંદેશાઓ સંભળાવ્યા. તેમાં દેશના કરતાં વધારે વિદેશોના સંદેશાઓ હતા. ઑસ્ટ્રેલિયા, ડેનમાર્ક, તુર્કસ્તાન, પોલૅંડ, અમેરિકા વગેરે સ્થળેથી મોટી મોટી યુનિવર્સિટીઓના અને મોટા વિદ્વાનોના આશીર્વાદ અને શુભાકાંક્ષાના સંદેશાઓ હતા.

સંદેશાઓ સંભળાવ્યા બાદ અખિલ ભારતીય મહિલા મુસ્લિમ લીગની પ્રતિનિધિ એક બહેને પોતાના ગંડળ તરફથી ફાંકડી ઉર્દૂમાં દુવા સંભળાવી અને વધારામાં જણાવ્યું કે, હવે અમારી ઝાકીર સાહેબ અને એમના

સાથીઓને વિનંતી છે કે, તેઓ મુસ્લિમ બાલિકાઓની કેળવણીનું કામ તાબડતોબ હાથમાં લે.

તે પછી ઉર્દૂના એક પ્રસિદ્ધ કવિએ પોતાની મનોહર નઝમ સંભળાવી. એ સાંભળતાં બારોટનું કવિત યાદ આવતું હતું. ખુદાનું નૂર એક અંધારી રાત્રે આકાશમાંથી કેવી રીતે ઊતર્યું અને બીજા બધા ઊંઘતા હતા ત્યારે કેટલાક શાણાઓએ એ ઝીલી લઈ આંખોની સીડી વડે હૃદયમાં એ કેવી રીતે ઉતાર્યું. પછી એ નૂરને સાચવવા જામિયા રૂપી બાગ કેવી રીતે ઊભો કર્યો તથા એ બાગના રખેવાળ અને માળી ડૉ૦ ઝાકીર હુસેને પોતાની મદમાતી જુવાનીનું એમાં કેવી રીતે ખાતર પૂર્યું ને પોતે કેવી જઈફી વહોરી લીધી; એણે રાતોની રાતો ઉજાગરા વેઠી પોતાના લોહીનું ટીપેટીપું કેવી રીતે આ બાગમાં સીંચ્યું અને આને પરિણામે ઉમંગથી ઊભરાતા કેટકેટલા પ્રફુલ્લ ચહેરાઓનો ફાલ આપણી સામે આવ્યો છે અને તે ફાલ હાલહવાલ થયેલા દેશનું કેવું આશાધન છે, ઇત્યાદિ રૂપકની કડીએ કડીએ તાલીઓ વરસી.

અને જ્યારે ઝાકીર સાહેબે પોતાનો હેવાલ વાંચવા માંડયો ત્યારે આ મોટા કવિનું કાવ્ય પણ ફીકું પડી ગયું. એમની ઉર્દૂમાં એ સરળતા ન હતી, પણ કાવ્યસુધા છાની રહે એવી ન હતી. એકધારા પ્રવાહમાં તેઓ બોલ્યા. લખેલું ભાષણ વાંચે છે એવું કળાયુ જ નહિ. એ આખો રિપોર્ટ અહીં આપવાનું સ્થળ નથી, જરૂર પણ નથી. નોંધવા લાયક મુદ્દાઓ આ રહ્યા:

હકીમ અજમલખાન, ડૉ૦ અન્સારી, મૌલાના મહમદઅલી વગેરેએ આ વેલો વાવ્યો. એમની દરેકની ખંત, પ્રતિભા, વિદ્વત્તાએ પચીસ વરસ ઉપર અમને કેટલાક નવજુવાનોને દોર્યા અને કેળવ્યા. ગમે એટલી મૂંઝવણ, ભીડ કે અકળામણ હોય, તોયે હકીમજી પ્રસન્નતાને અમારી પીઠ થાબડે ને અમારો માર્ગ મોકળો કરી આપે. ડૉ૦ અન્સારી સાહેબે આ સંસ્થાને વિકસાવવામાં છેવટની ઘડી સુધી તનતોડ મહેનત કરી. મૌલાના મહમદઅલીની બુદ્ધિમત્તા અને દક્ષતાનો વારસો અમને મળ્યો, પણ કમભાગ્યે રાજકીય પ્રવૃત્તિએ એમનો લાભ અમારી કનેથી ટૂંક મુદતમાં જ ખૂંચવી લીધો. પણ અલીગઢ યુનિવર્સિટીમાથી ૧૯૨૧માં રાષ્ટ્રની હાક વાગતાં અમે જે થોડા જુવાનો નીકળી આવ્યા તેમણે જામિયાનું વહાણ હંકાર્યે રાખ્યું. કામ શરૂ કરતી વખતે અમારી પાસે ન હતું મકાન, ન હતી મૂડી, ન હતી રાતી પાઈનીયે ગ્રાંટ ભલા ભલા લોકો અમને સમજાવતા કે, આ ઊંધે રવાડે વળી ક્યાંથી ચડી ગયા તમે? અહીં કોણ ભણવા આવશે? અને આવશે તો એમનું ભવિષ્ય કેમ સુધરશે? તમારે ત્યા ઘરમેળે ભણેલની બજારમા કિંમત શી અંકાવાની છે? સરકારી છાપ વિના કેમ ચાલશે? વગેરે વિરોધી વાતાવરણમાં અમારું કામ શરૂ થયું અને આ પચ્ચીસ વરસ પૂરાં થતાં કંઈ કંઈ વિપદાઓમાંથી અમારે પસાર થવું પડયું. કેળવણીના ભોમિયાઓ જ એ જાણી શકે. ચિંતા-ક્લેશ; ભૂખ-ઉજાગરા; તંગી-પરેશાની; બહિષ્કાર-અવિશ્વાસ; નિંદા-ભય; ઊગ્રુપ-સંકડામણ; નિરાશા-અનુત્સાહ; વગેરે નીતકોનાં જેટલાં નામ ગણાવું એટલાં ઓછાં છે. અને એમ ન માનશો કે, હું આ વાત વધારવા સારુ નામો ગણાવી રહ્યો છું. ખરેખર આ દરેકેદરેક વિપદા અમારી સામે અનેક વાર અનેક દિવસો સુધી મોં ફાડીને ઊભી રહી છે. અને ખુદાએ જ એમાંથી ઉગારી અમને અહીં સુધી આણ્યા છે.

એક કાળ જામિયા પર એવો આવ્યો જ્યારે જામિયાના બધા હિતેષીઓએ, બુજરગોએ અને પ્રબંધક સમિતિના એકેએક મેમ્બરે ચોખ્ખી સલાહ આપી કે, પૈસા હવે મળે એમ છે જ નહિ, લોકોનો સહયોગ નથી, ત્યારે હવે સમય આવી લાગ્યો છે જ્યારે આપણે સંસ્થાને બંધ કરવી જોઈએ; ભવિષ્યમાં વળી અનુકૂળ સંજોગો મળશે તો ફરી વાર આ રૂડું કામ હાથ ધરી શકાશે પણ મારા સાથીઓએ એકઠા-મળી એકે અવાજે જાહેર કર્યું કે, એમ સંસ્થા બંધ કરાય જ નહિ; અમે છેવટની ઘડી લગી સેવા આપીશું; પગાર નહિ લઈએ, ભૂખે રહીશું, પોતાના ઘરને વિસારી દઈશું, પણ જામિયાને જાળવીશું. અને એમણે પોતાનો બોલ પૂરેપૂરો પાળ્યો છે. જે જામિયા પાસે મંગળાચરણમાં પોતાનાં મકાનની એક ઈંટ ન હતી, જેની પાસે પૂંજીનો એક પૈસો ન હતો, જેની પાસે દાતાના લિસ્ટમાં એક નામ ન હતું, એ જામિયા પાસે આજે લગભગ પંદર લાખનાં જમીન મકાન છે, જે આજની કિંમતે પાંત્રીસ લાખનાં ગણાય. વિનયમંદિર, બાળમંદિર, પ્રૌઢ શિક્ષણ, અધ્યાપન મંદિર, મહાવિદ્યાલય, પુસ્તકાલય, પ્રકાશન મંદિર વગેરે અનેક ખાતાંઓ ધમધોકાર અહીં ચાલી રહ્યાં છે. છેલ્લાં પાંચેક વરસથી અમે સહયોગી સંઘ કાઢ્યો છે. એમાં નાની નાની રકમો વરસમાં અનેક હપતે લોકો આપે છે. સન '૩૮માં અમને એ રીતે બે હજાર રૂપિયા મળેલા. પછી ચાર, પછી દસ, અને ગયે વરસે આ રીતે અમને પિસ્તાળીસ હજાર રૂપિયા મળ્યા. હવે અમને એવો ડર મુદ્દલ નથી રહ્યો કે ફલાણા ભાઈ નારાજ થશે તો કેમ ચાલશે. અમને મોટા મોટા લખપતિઓ પૈસા આપે છે. પણ અમે કોઈનાથીયે દબાયા કે અંજાયા વિના જે સાચામાં સાચો શિક્ષણનો માર્ગ જણાય છે એ રસ્તે જઈએ છીએ. હરેક કોટીના હરેક પ્રકારના ભાઈઓ અમને મદદ આપે છે.

આજે હવે અમારી પરીક્ષાઓ એટલી સફળ લેખાઈ છે કે, અનેક યુનિવર્સિટીઓએ અને સરકારે પણ એ માન્ય રાખી છે.

કેળવણીની આઝાદી સારુ જેમ અમે કોઈ પણ જાતની સરકારી ગ્રાંટ ન લેવાનું ઠરાવેલું, તેમ અમે એ પણ ઠરાવ્યું કે, એકેય રાજનૈતિક પાર્ટી સાથે લેવાદેવા મુદ્દલ રાખવી નહિ. અને અમારા ઉપર અનેક દિશાઓથી અનેક રાજનૈતિક પાર્ટીઓનાં દબાણો આવ્યાં, પણ અમે એને વશ ન જ થયા. રાજનીતિની નજર ટૂંકી હોય છે. રોજ ઊઠીને એ પોતાનો કાર્યક્રમ ફેરવે છે. એમાં ભરતીઓટનાં વહેણ આવે છે. કેળવણીને એ ન પાલવે. કેળવણીનું કામ દીર્ઘદૃષ્ટિનું છે. લાંબા ગાળાનો કાર્યક્રમ બનાવી એમાં ધીર પગલે — પાછું જોયા વિના આગળ ને આગળ પગલાં ભર્યે જવાનાં હોય છે. ચપટી વગાડતાં જાદુ બતાવવાનું કામ કેળવણી ન કરી શકે. પણ વખત જતાં એ પોતાનું પોત પ્રકાશ્યા વિના ન રહે. કેળવણી જે રંગ ચડાવે એ પાકા રંગ હોય. એનું ચણતર ફૂંક મારતાં ઊથલી પડનારું ન હોય. જે એક વાર કેળવણીકાર બન્યો તેણે રાજનીતિમાં ઢસડાવું ન જ જોઈએ. તો જ એ કેળવણીને ન્યાય આપી શકે.

અને છેવટે એક વાત કહેવાનું સાહસ કરું છું. જોકે એ નાને મોઢે મોટી વાત છે, પણ કહે જ છૂટકો છે, કારણ અત્યારે એ પ્રશ્નના ફેંસલ વગર આપણું બધું જ કામ એળે જવા બેઠું છે. તમો બન્ને બાજુના મોટા મોટા મહાપુરુષો અહીં પધાર્યા છો. આપને હું આજ કહીશ કે, અત્યારે જે લાય દેશ આખામાં લાગી છે એને ઓલવવામાં આપનું બધું બળ ખરચી નાખો. સવાલ એ નથી કે કોણે પહેલ કરી. આ કોમ કે તે કોમનો પણ સવાલ નથી. આ ધર્મ કે પેલા ધર્મનો પણ સવાલ નથી. સવાલ છે ભડકે બળતી આગને ગમે તેમ કરી ઓલવવાનો. અત્યારે માનવતા રસાતાળ જવા બેઠી છે. એક સંસ્કૃતિનો બીજી સંસ્કૃતિ સાથે ઝઘડો છે એમ કહેવું ખરું નથી. હેવાનિયત અને બર્બરતાએ અત્યારે તાંડવ માંડ્યું છે અને આખી ને આખી મનુષ્યતાને એ ગળી જવા બેઠી છે. આપણે કહીએ છીએ, ખુદાએ બાળકો મોકલી આપણને મૃત્યુમાંથી અમરતા બક્ષી છે. અમરતાના એ દૂતોને મસળી નાખતાંયે આજની બર્બરતા પાછું વાળી નથી જોતી. એથી ભયાનક અને દુઃખદ સ્થિતિ બીજી કઈ હોઈ શકે? જો આપણે આ પશુતા આ નીચતાનો મુકાબલો નથી કરી શકવાના તો કેળવણી, સંસ્કાર, સંસ્કૃતિ બધી વાતો ઊથલી પડવાની છે, આપણે કશાંયના રહેવાના નથી. આપણે સૌએ સૌ પહેલાં માણસ બનવાની જરૂર છે.

સભાના ઉપસંહારમાં રાજાજી અને ઝીણા સાહેબ બોલ્યા. રાજાજીએ આશીર્વાદ આપતાં કહ્યું, હું હિંદુસ્તાની બોલી નથી શકતો એ મારી ભારે ખામી છે હું હજુ એટલું હિન્દુસ્તાની નથી શીખી શક્યો. મારા બુઢ્ઢાની નજરે તો પાછલા દિવસો તરે છે, જ્યારે હકીમજી, મૌલાના મહમદઅલી અને ડૉ૦ અન્સારી સમા મારા સાથીઓ આવી આવીને નવી નવી ખબર સંભળાવતા કે, અલીગઢ યુનિવર્સિટીમાં આમ થયું, અમારે ત્યાં આમ બન્યું, જામિયાને માથે આ મુશ્કેલી આવી, વગેરે. આજે વિશ્વને ચારે ખૂણેથી એના ઉપર વધામણીનો વરસાદ વરસી રહ્યો છે, એ જોઈ હૈયું ઊછળ્યા વિના કેમ રહે? સાધારણ રીતે બાળક અને મા વચ્ચેનો કજિયો પતી જાય એટલે બાળક દોડતું જઈ માના ખોળામાં બેસે. એવી ઇચ્છા તો થાય કે હવે આ જામિયા વિદ્યાપીઠ અલીગઢ વિદ્યાપીઠમાં પાછી સમાઈ જાય અને તે બંનેનાં સુખદુઃખ એક થઈ સરળતાથી બંને આગળ ધપે પણ બાળક મોટા થાય એટલે એને મા થવાનાયે કોડ તો જાગે ને? જામિયા હવે મા બનશે. એ ઘણી ઘણી સંસ્થાઓને આશરો આપશે. જામિયા બહુ જ વિશાળ અને ઉન્નત થવાનું છે એ વિશે મને મુદ્દલ શક નથી. જામિયાની આ પચ્ચીસ વરસની સફળતાને જોઈ વડી સરકાર જામિયાને સાડાચાર લાખ રૂપિયા મદદના આપે છે અને અઢી લાખ રૂપિયા જામિયાના મકાન ચણતર માટે આપે છે. દિનોદિન જામિયાનું તેજ ને પ્રતાપ વધશે જ.

ઝીણા સાહેબે અંગ્રેજીમાં બોલતાં કહ્યું, રાષ્ટ્રીય મુસલમાનોને સારુ આ સંસ્થા સફળ નીવડી ગણાય. હવે જામિયાના સંચાલકોએ ફિકરી, ચિંતા, ઉજાગરા કરવાની જરૂર નહિ રહે. હું ખાતરી આપું છું કે, એ વસમા દિવસો હવે વીતી ગયા છે. મુસલમાન કોમ જામિયાને પૈસાટકા, સહાનુભૂતિ અને સહયોગ આપવામાં જરાયે કસર નહિ રાખે.

સભા પૂરી થતાં દાન સખાવતની ઘણી ઘોષણાઓ થઈ. નિઝામે પાંચ લાખ, ભોપાલે બે લાખ, કોઈએ લાખ, કોઈએ પચાસ હજાર એમ મદદ જામિયાને અપી. સૌથી જાણવા જેવી મદદ જામિયાના એક સ્નાતકે પાંચ હજાર રૂપિયાની આપી એ હતી. આશરે સોળ સત્તર લાખની રકમ જામિયાને આ રજત મહોત્સવે આપી. અને એ હવે સુવર્ણ-ઉત્સવ સુધીમાં ખૂબ જ ફાલવા ફૂલવાના કોડ રાખે છે.

પ્રભુદાસ છગનલાલ ગાંધી

મોટા રાજ્યના લશ્કરના સેનાપતિને ઉપાડી લઈ જવાય, પણ એક સામાન્ય માણસનીયે ઇચ્છાને કોઈ ન ઝૂંટવી લઈ શકે.

—કૉન્ફ્યૂશિયસ

# બાળકોની ભાષા

બાળક એનાં પહેલાં ત્રણ વર્ષમાં જેટલું શીખે છે, એટલું જિંદગીમાં ક્યારેય એટલા થોડા સમયમાં શીખતું નથી. બાળક પહેલાં ચીસ પાડતાં શીખે છે, પછી અવ્યક્ત લખારો કરતાં શીખે છે, અને પછી વાતચીત કરતા શીખે છે. શરૂઆતમાં બાળકને પોતાની ભાષા હોય છે; પાછળથી એ સમાજની ભાષા શીખે છે; અને સમાજની ભાષાના અંશો પોતાની ભાષામાં હોય તેટલા કાયમ રાખી પોતાની ભાષા તજી દે છે. બાળકની શરૂઆતની ભાષા અર્થસંક્રમણ કરવા અથવા વ્યવહાર માટે નથી હોતી. પણ પછી જ્યારે એને સમજાય છે કે, ચીસ પાડવાથી મા દોડી આવે છે.એટલે એ ચીસનો માને આહ્‌વાન કરવામાં ઉપયોગ કરવા માંડે છે. આવી ચીસ (screaming)થી બાળકના ઉચ્ચારણના સ્નાયુઓને કસરત મળે છે અને પછીના ઉચ્ચારો કરવા માટે સમર્થ બનાવે છે.

બાળકનો લખારો લ, ળ, બ, અ વગેરે અક્ષરોથી થાય છે. સૌથી પહેલાં તો બાળક સરળ અને કર્ણપ્રિય અવાજે બોલતાં શીખે છે. એવા અવાજે એને સાંભળવા પણ ગમે છે, અને એથી જ કૂતરાનું કર્કશ ભસવું કે આપણું ઘાંટા પાડીને બોલવું સાંભળી એ ગભરાઈ કે રડી જાય છે. પ, ફ, બ, ભ અને મ એ ઓષ્ઠ્ય ઉચ્ચારો બાળક ખૂબ વહેલું શીખે છે એ સૌનો અનુભવ છે. પાપા, મામા, બાબા, બુ, કુકુ એવા શબ્દો બાળક સૌ પ્રથમ શીખે છે, એના કારણરૂપ એક બાબત આ છે. બાળક અમુક ઉમ્મર સુધી પોતાનું બધું જ્ઞાન નકલથી મેળવે છે. વળી બાળકમા નકલવૃત્તિ ખૂબ પ્રબળ હોય છે હવે પ, ફ, બ, ભ અને મ એ અક્ષરો જ એવા છે. જેમના ઉચ્ચારણ વખતે એના ઉચ્ચારણસ્નાયુઓનું હલનચલન દૃશ્યમાન હોય બાળકની આસપાસનાં માણસો જ્યારે બોલતાં હોય છે, ત્યારે એને તેઓ શું બોલે છે એ તો કંઈ સમજાતુ હોતુ નથી. પણ પોતાની આંખથી ક્યારેક ક્યારેક બે હોઠનું ઊઘડવું બિડાવું એ જોઈ શકે છે ત્યાં પેલી નકલવૃત્તિ કામે લાગી જાય છે. એમ કદાચ એ ઓષ્ઠ્ય ઉચ્ચારો બહુ વહેલું શીખે છે. એક વિદ્વાન ઉચ્ચારક આ બાબત એમ કહેતા કે ઓઠ ફફડાવવા એ બાળકની જન્મની ટેવ હોય છે. અને તે ટેવ એની ધાવવાની પ્રવૃત્તિમાંથી જન્મે છે. બાળક જેમ રમતાં હાથપગ ઉછાળે છે, તેમ ઉચ્ચારણની રમત પણ એ કરતું હોય છે. ક, ગ, હ અને ર જેવા ઉચ્ચાર બાળક ભણવા બેસે છે ત્યારે મુશ્કેલીએ આવડે છે, પણ લખારામાં બાળક એ ઉચ્ચારો કરી શકતું હોય છે.

લખારાની અવસ્થા પૂરી થતાં બાળક નવા નવા ઉચ્ચારો ભેગા કરવા માંડે છે, જેવા કે તાતા, મ્યાંક, બા, મામા, પાપા, ભી, કુકુ વગેરે. બાળક જ્યારે આ અવસ્થામાં હોય ત્યારે માબાપે અથવા તેની આસપાસ સતત રીતે રહેનાર સૌ કોઈએ ખાસ ચીવટ રાખવાની જરૂર છે. બાળક આ ઉમ્મરે કાલી મધુર બોલી બોલવાની શરૂઆત કરે છે. એનું કાલું કાલું અસ્પષ્ટ બોલવું આપણને ખૂબ ગમે છે. પરંતુ કેટલાંક માબાપ બાળક પ્રત્યે અતિ પ્રેમમાં તણાઈ જઈ પોતે પણ કાલી બોલીથી બાળક સાથે લખારો કરે છે. એટલે, 'શું કરે છે?' ને બદલે 'હું કલે છે?', 'ગાંડિયાં છોકરાં' ને બદલે 'ગાંડિયાં છોકલાં', 'રમતું છે?' ને 'મમ્મું છે?' કહે છે. એવા કાલા ઉચ્ચારોની બાળક પર માઠી અસર થાય છે. અને ભવિષ્યમાં લાંબા સમય સુધી તેના ઉચ્ચારો એવા કાલા જ રહે છે આથી જ ઘણી વાર 'કાકા' ને 'ટાટા' 'ઘણું' ને 'ઘતું' જેવા ખોટા ઉચ્ચાર કરતાં મોટાં બાળકો મળી આવે છે. બાળક સ્વાભાવિક રીતે 'ર'ને બદલે 'વ' એટલે 'રંગ' ને બદલે 'વંગ' કે 'રોટલી' ને બદલે 'વોટલી' કે 'ઓટલી' અને 'સ' 'શ' કે 'ષ' ને બદલે 'છ' એટલે કે 'શાક' ને બદલે 'છાક' બોલે છે. એ ઠીક છે. પણ તેથી આપણે એવા અશુદ્ધ ઉચ્ચાર બાળક સાથે નહિ કરવા જોઈએ. પરંતુ પ્રત્યેક વખતે બાળક સાથે વાત કરતાં ખૂબ શુદ્ધ ઉચ્ચારો કરવા. એક સમે બાળક ન સમજે તો પણ શુદ્ધ ઉચ્ચારો વારંવાર કર્યા કરવા. આથી મોટો ફાયદો એ થશે કે, જે ઉમ્મરમાં ઘણાં બાળકો માત્ર કાલી બોલી બોલતાં જણાય છે તે ઉમ્મરે ઉપર રીતે ઘડાયેલાં બાળકો ખૂબ શુદ્ધ વાણી બોલતાં તમે જોશો.

પછી બાળક શબ્દોનું ખંડન અને દ્વિર્ભાવ કરે છે. કોઈક નવો શબ્દ એ શીખે છે તો વારંવાર તેના ઉચ્ચારણનો મહાવરો કર્યા કરે છે. ઘણી વાર બાળક આનંદ ખાતર જ દ્વિર્ભાવ કરતુ હોય છે. પછી બાળક જ્યારે શબ્દનું ખંડન કરે છે ત્યારે તે શબ્દના આગલા ભાગનું ખંડન કરે છે જેમ કે 'રણછોડ કાકા' બાળક પાસે બોલાવશો તો તે 'છોડ કાકા' બોલશે. એથી ઊલટું મોટાં માણસો પાછલા ભાગનું ખંડન કરે છે, જેમ કે 'જોઈતારામ કાકા'ને બદલે 'જોઈતારામ..કા.' વગેરે.

બાળક પહેલાં શબ્દાર્થ નહિ પણ વાક્યાર્થ એટલે કે વાક્યનો ભાવાર્થ જ માત્ર સમજે છે,— કૂતરું અથવા કોઈ પણ પ્રાણી જેમ માત્ર ભાવાર્થ જ સમજે છે તેમ. જોકે બાળક સમજીને બરાબર સાંભળી શકે છે તે પછી ઘણી વારે બોલતાં શીખે છે. તોપણ જુદા જુદા ભાવાર્થનો તફાવત એ સ્પષ્ટ ઓળખી શકે છે. અને તેથી જ ક્યારેક આપણે જો સહેજ જ મતલબફેરનું બોલીએ તો બાળક મૂંઝાઈ જાય છે અથવા વધુ ચપળ હોય તો આપણી પણ ભૂલ સુધારવા મંડી જાય છે. બાળકને તમે રાંધે

રાધે કરવાનું કહેશો એટલે એ તાલી પાડવા માંડશે, વા વા કરવાનું કહેશો તો શિખવાડ્યા પ્રમાણે તે મોંએ હાથની ટપલીઓ મારી વાવાનો રણકો કાઢશે. ના, ના 'કરવાનું કહેશો એટલે ડોકું ધુણાવવા મંડી પડશે. પણ એ 'ના, ના' ને સહેજ જ ફેરવીને 'રા રા' કે 'ચા ચા' કરવાનું કહો જોઈએ. બાળક તમારી સામું જોઈ રહેશે — શું કરવાની મૂંઝવણભર્યું! આ ઉપરથી એક વાત જે ખૂબ સ્પષ્ટ જણાઈ આવે છે તે એ કે, બાળક પ્રત્યેક રણકો ખૂબ ચીવટથી સમજી રાખતું હોય છે. વળી તમે ક્યારે ગુસ્સામાં બોલો છો, ક્યારે પ્રેમથી બોલો છો, ક્યારે રમતમાં બોલો છો એ બધા રણકા (કાકુ) પણ એ પારખી શકે છે. આથી જ જ્યારે બાળક બોલતાં શીખે છે ત્યારે આશ્ચર્ય અને પ્રશ્નાર્થના ઉદ્ગાર આશ્ચર્ય અને પ્રશ્નાર્થ જેવા કરી શકે છે.

ઘણી વાર આપણે માનીએ છીએ કે બાળક આપણું કહ્યું સમજ્યું છે. પણ ઘણી વાર તે આપણે કહીએ તે કરતાં જુદું જ સમજતું હોય છે. આનું કારણ એ છે કે, જે એક વાત એને સમજાઈ હોય છે તે વાત એ બધે ઠેકાણે બંધબેસાડવા જાય છે. દા. ત., બાળકને બારણું વાસવાની વાત સમજાઈ હોય, પણ પછી તમે એને બારણું ઉઘાડવાનું કહેશો તોય એ બારણું વાસશે જ બાળકને ટાઢા પાણીની ખબર હોય. તમે ઊનું પાણી લઈ નવડાવો, એ જરા વધારે ઊનું લાગે તો બાળક એમ જ બોલી ઊઠે છે, 'ટાઢું છે, બા.' અહીં પણ ઉપરની જ પ્રક્રિયા કામ કરતી હોય છે.

હવે બાળકોની ભાષાની કેટલીક ખાસિયતો તપાસીએ. બાળક વર્ણવ્યત્યય — એટલે અક્ષરોનો ક્રમ બદલી નાખવાનું — બહુ કરે છે. દા. ત., 'કબૂતર'નું 'કબૂરત', 'આવડે છે'નું 'આડવે છે', 'નવડાવો'નું 'નડવાવો', 'લાડવો'નું 'લાવડો', 'ચેવડો'નું 'ચેડવો' 'બટાકા'નું 'બકાટા' વગેરે

સંદર્ભથી અર્થ બદલાયા કરે એવા શબ્દો — એનો ઉત્તમ દાખલો પુરુષવાચક સર્વનામો — હું, તું, તે વગેરે સમજતાં બાળકને બહુ વાર લાગે છે. કારણ કે કોઈક વાર 'હું' એટલે 'મા' પણ હોય અને કોઈક વાર 'હું' એટલે 'બાપ' પણ હોય! એટલે તમે બાળકને પૂછો, 'આ રમકડું તારું છે' તો એ એમ જ કહેશે 'ના, સૌમિની (પોતાનું નામ)નું છે'।

બાળકને વિભક્તિનાં રૂપો શીખતાં વાર લાગે છે — એટલે 'મારે ખાવું છે' ને બદલે 'હું ખાવું છે' અથવા 'બકરીએ ચાર્યું'' ને બદલે 'બકરી ચાર્યું'' બોલે છે.

બાળકો વિકલ્પ બહુ મોડા સમજે છે, દા. ત. તમે પૂછો કે 'ફરવા આવવું છે કે રમકડું જોઈએ છે?' તો બાળક જવાબ નહિ દે. પણ બે પ્રશ્નો જુદા જુદા પૂછશો તો એ પોતાને ગમતી વાતનો ઝટ જવાબ દઈ દેશે! વિકલ્પ એ સર્વાંશે મનુષ્ય પ્રાણીની જ સંપત્તિ છે — પશુપંખીઓ વિકલ્પ સમજી જ શકતાં નથી.

બાળકો ઘણી વસ્તુઓ — તે વસ્તુની સાથે સંબંધ ધરાવતા વિશિષ્ટ અવાજથી — રવાનુકારી (onomatopoetic) શબ્દોથી ઓળખે છે. જેમ કે, આગગાડીને 'છુકછુક' કે 'કુકગાડી' મોટરને 'પોંપોં'; બિલાડીને 'મ્યાઉં', વાઘને 'ભમભમ' વગેરે

આ બધી બાબતોના સરવાળારૂપે એક બીજી બાબત જે સ્પષ્ટ જણાઈ આવે છે તે એ કે, બાળકને સમાજની શુદ્ધ ભાષા બોલતા વાર લાગે છે. પણ વસ્તુને ઓળખવાની તેની ગ્રહણશક્તિ અને સમજશક્તિ ખૂબ હોય છે. આથી માબાપે અને બાળકની આસપાસનાં સૌએ ભૂલેચૂકે પણ અશુદ્ધ કે અશિષ્ટ ન બોલવું. બાળક સારાખોટા તમામ શબ્દો પોતાના મગજમાં સંઘરી રાખે છે અને તક મળતાં તે શબ્દોની છાપને વિશેષ દૃઢ કરતું જાય છે.

ગોપટલાલ પંચાલ

# ભોજન વેળા

આપણામાંથી ઘણાખરા, દેખીતી નજીવી, પણ ખોરાકના સંબંધમાં એક ઘણી જ અગત્યની બાબત પર દુર્લક્ષ ધરાવતા થઈ ગયા છીએ. એ છે જમવાના સમયનો વાર્તાલાપ. એ પાચનક્રિયા બાબતમાં અગત્યનો ભાગ ભજવે છે.

મુખ્યત્વે મોટાં શહેરોમાં ઘણાખરાંને ત્યાં જમવાનો સમય એ જ એક એવો વખત હોય છે, જ્યારે કુટુંબનાં નાનાંમોટાં સાથે મળે છે, અને તે જ વખતે નિરાંતે એકબીજાની સાથે વાતો કરી શકે છે. પરંતુ આ વાતો કરવાની તકનો, ઘણે ભાગે, જોઈએ તેવો લાભ લેવાતો નથી. અને તેમ થવાથી ખોરાકનું પરિણામ જોઈએ તે કરતાં કેવી રીતે ઊલટું આવે છે, તે જાણવા જેવું છે.

લેખકનું* માનવું છે કે, જમતી વખતે ઉત્તમ પાચનક્રિયા માટે શાંત વાતાવરણની જરૂર છે જમવાનું શાંતિપૂર્વક ચાલવું જોઈએ, નહિ તો, અશાંતિના સમયમાં લીધેલો ખોરાક ફાયદા કરતાં નુકસાન વધારે પહોંચાડે છે. ઘણે ભાગે પિતા પોતાના બાળકોને ઉપદેશ, શિખામણ તથા ધમકાવવા વગેરેનું કામ આ જ વખતે કરે છે. આનું પરિણામ ઘણું વિપરીત આવે છે. બાળક ઉમંગની આતુરતાથી જમવાને બદલે ટકનો જ દોષ છે કે, જમવાની વચમાં એના પિતા એના નિશાળના રિપોર્ટ વિષે ગમખ

*અમેરિકાથી પ્રગટ થતા The Readers Digest (August, '46) ના અંકમાં 'Mealtime Madness' નામના લેખમાં આ પ્રશ્ન પર ટૂંકાણમાં ચર્ચા કરી છે તે ઉપરથી આ લેખ છે.)

ટીકાઓ કરશે અથવા તો માની ફરિયાદો કે બીજી ફરિયાદો સાંભળી ઠપકો આપશે. પરિણામે, એની ભૂખ મરી જાય છે. અને ડરનો માર્યો એ પૂરું ખાઈ પણ શકતો નથી. છોકરીઓની પણ એવી જ દશા થાય છે. હોંશ અને ઉમંગથી ખાવાને બદલે એ પણ ડરની મારી પોતાના ભાણામાંથી ચૂપકીદીથી થોડું થોડું ખાતી હોય છે. એને ડર રહે છે કે હમણાં જ એના પિતા, નવા જમાનાની છોકરીઓની વર્તણૂક પ્રત્યે કંઈક સંભળાવશે. એ છોકરીઓની મા પણ ડરતી હોય છે કે, હમણાં જ ઘરખર્ચ વિષે કંઈક કડક ટીકાઓ થશે આ બધાનું તો ઠીક; પણ પિતાને પણ, પોતે કસમયે આપેલાં શિખામણો તથા ઠપકાને લીધે, સહન કરવું પડે છે. જમવાના સમયે ગુસ્સો કરવાથી એને ખાધેલું બરાબર પચતું નથી અને કોઈ કોઈ વખત પેટમાં દુખાવો પણ થાય છે.

'જમતી વખતે શાંત વાતાવરણ હોવું જોઈએ' એટલે એનો અર્થ એમ પણ નથી થતો કે, એ સમયે સંપૂર્ણ શાંતિ હોવી જોઈએ. એ લેખક માને છે કે, જમતી વખતે વાર્તાલાપ તો થવો જોઈએ, પણ તે આનંદ આપનારો હોવો જોઈએ.

લેખક એના લેખમાં એક બિલાડીનું દૃષ્ટાંત આપે છે. એક બિલાડીને ખૂબ સારો ખોરાક આપવામાં આવ્યો હતો અને જ્યારે એ નિરાંતે ઝોકાં ખાતી હતી ત્યારે વૈજ્ઞાનિકે એના સાધન ( Fluoroscope ) વડે બિલાડીના અંદરના ભાગમાં ચાલતી પાચનક્રિયાનું નિરીક્ષણ કરવા માટે અંદર ડોકિયું કર્યું. એ બિલાડીની પાચનક્રિયા કોઈ પણ જાતની ખલેલ વિના ચાલતી હતી. એકાએક કોઈ ખૂણામાં છુપાયેલા ફોનોગ્રાફમાંથી કૂતરાના ભસવાની થાળી વાગી. પેલી સૂતેલી બિલાડી એકદમ સફાળી બેઠી થઈ ગઈ એના નહોર બહાર નીકળ્યા, નેત્રો વિસ્ફારિત થયાં, અને એના શરીરનાં રૂંવાડાં એકદમ ઊભાં થઈ ગયાં. આ સઘળું તો ઠીક, પરંતુ એના શરીરના અંદરના ભાગમાં થયેલી અસર તો આનાથી પણ વધારે હતી. વિજ્ઞાનશાસ્ત્રીએ જોયું કે, એ બિલાડીની પાચનક્રિયા પ્રથમની માફક શાંતિપૂર્વક ચાલવાને બદલે અસ્તવ્યસ્ત રીતે ચાલવા માંડી હતી.

આમ, આવી નાની નાની વાતો પર વિચાર કરતા થવાથી, આપણને જે ખોરાક મળે તેનો આપણે સારામાં સારો લાભ ઉઠાવી શકીએ, એ પણ ઓછું નહિ કહેવાય. જમતી વખતે અને ત્યાર બાદ થોડો વખત ઉદ્વેગ કરનારા વિષયો દૂર રાખવાની ટેવ પાડવાથી આપણા જીવનમાં જરૂર સુધારો થઈ શકશે.

પ્રમીલા ઈશ્વરલાલ કલાર્ક

# અવિચારમય જીવન

આપણા રોજના જીવનમાં કેટલાયે એવા નાનકડા પ્રસંગો બને છે કે, જેનો આપણે વિચાર નથી કરતા, તેમ જ તેની અસર શી થાય છે તેનો ખ્યાલ કરવાની પણ આપણે તસ્દી લેતા નથી, જેથી આપણે આપણું જીવન સુધારવાની તક ગુમાવીએ છીએ. આ પ્રસંગો સામાન્ય રીતે સહજ લાગે, પણ એ યોગ્ય છે કે કેમ એનો વિચાર સમાજના ઘડવૈયાઓએ કરવો જોઈએ. એ ઘડવૈયાઓમાં શિક્ષકનું સ્થાન મોખરે છે. પણ તે સાથે પત્રકારો તેમ જ નેતાઓની પણ જવાબદારી રહે છે. એટલે શિક્ષકનું એ કામ છે, એમ કહીને કોઈ છટકી જાય એ બરોબર નથી.

૧

એક દિવસ હરિજન લત્તામાં ફરતો ફરતો ગયો. ત્યાંનાં બાળકો સાથે પરિચય હતો એટલે થોડી વારમાં દશથી બાર બાળકો ભેગાં થયાં. થોડી વાતચીત કરી ત્યાં મારી નજર એક બાળક પર પડી. એનો એક પગ લંગડાતો હતો. મેં એનું દરદ તપાસ્યું. મને લાગ્યું કે એની દવા થવી જોઈએ. બાળકને એ સંબંધી પૂછપરછ કરી તો જણાયું કે, જેટલી કાળજી લેવાવી જોઈએ તેટલી લેવાતી નથી; જો તુરત દવા લેવામાં ન આવે તો હંમેશ માટે ખોડ રહી જાય. જાંઘના પાછલા ભાગમાંથી ગાંઠ નીકળેલી તેમાંથી પાણી ઝરતું હતું. ડૉક્ટરને ત્યાં લઈ જતાં પહેલાં એની મા સાથે વાત કરી. હરિજન દવાખાનામાં કામ કરનાર ડૉક્ટરને ત્યાં હું લઈ ગયો. તે દિવસે રવિવાર હતો, એટલે એ દવાખાનું બંધ હતું, જેથી ડૉક્ટરને પોતાને દવાખાને સવારના લઈ ગયો હતો. ડૉક્ટરની સાથે વાત કરી એને બધી વિગતો સમજાવી. ડૉક્ટરે મને કહ્યું, "જુઓ, હું તમને કહું. મારો નિયમ છે કે, જે કોઈ હરિજન દવાખાનામાં આવે તેને હું મારાથી બની શકે એટલી સારામાં સારી સારવાર કરું છું, પણ મારા દવાખાનામાં હું કોઈને મફત દવા આપતો નથી." મેં એમને કહ્યું, "ડૉક્ટર, આ કેસ જુદા પ્રકારનો છે, એટલે તપાસો અને આવતી કાલથી તો આ બાળક એના ભાઈ સાથે તે જ દવાખાનામાં આવશે." ડૉક્ટરે હું શું કામ કરું છું એની તપાસ કરી. પછી બાળકને જોઈને એને પૂછ્યું, "આ કેટલા વખતથી થયું છે?" બાળકે કહ્યું, "એક દોઢ મહિનાથી." "બસ," ડૉક્ટરે કહ્યું, "તમે જે

તરત દવા કરવાની વાત કરો છો એની જરૂર નથી. આવતી કાલે પેલે દવાખાને લાવજો. મારી પહેલાં એ દવાખનામાં જે ડૉક્ટર હતા, તે દરદીઓને પોતાને દવાખાને બોલાવતા અને પૈસા લેતા. હું કોઈને એવી સલાહ નથી આપતો." મેં કહ્યું, "ડૉક્ટર, આમાં પૈસાનો સવાલ મહત્ત્વનો નથી, આજે તપાસો તો સારું." ડૉક્ટરે ન તપાસ્યો. હું મારા ગજવામાંથી પૈસા આપતો હતો, પણ મને વિચાર આવ્યો કે, હરિજન દવાખાનાંમાં કામ કરનાર ડૉક્ટર શું કેવળ પગારને ખાતર જ કામ કરે છે? એનામાં પણ જે માનવતા, જે કોઈ પણ માણસ પાસે હોવી જોઈએ તે નથી?

૨

મારી પાસે એક વિદ્યાર્થી આવ્યો, અને શિક્ષક જે એને ઘેર ખાનગી ભણાવવા આવતા હતા તેની ફરિયાદ કરવા લાગ્યો. તે વિદ્યાર્થીએ શિક્ષકને કહ્યું, "સાહેબ, જુઓની છમાસિક પરીક્ષામાં અંગ્રેજીમાં બહુ ઓછા માર્ક આવ્યા." શિક્ષકે જવાબ વાળ્યો, "એમાં હું શું કરું? તમે અંગ્રેજીમાં ઘણા નબળા છો, વધુ મહેનત કરો." વિદ્યાર્થીએ કહ્યું, "સાહેબ, આટલા કલાકની મહેનત કાંઈ ઓછી કહેવાય?" શિક્ષકે કહ્યું, "તમે હું કહું તે પ્રમાણે કરતા નથી." વિદ્યાર્થી પછી મને કહેવા લાગ્યો કે, તે શિક્ષક શીખવવા બેસે ત્યારે એમનું ધ્યાન ઘડિયાળ તરફ જ હોય. પોતે પાંચ મિનિટ મોડા આવે એનું કાંઈ નહિ, પણ મારે મોડું નહિ કરવાનું. પોતે મોડા આવે તો પણ કોઈ વાર પોણો કલાક બેસીને પણ ચાલી જાય. એક વાર તો ગુસ્સે થઈને કહે કે, હું કાંઈ તમારો નોકર નથી, તમારે ફાવે તો બીજા શિક્ષકનું ટ્યૂશન રાખજો. વિદ્યાર્થી આવી વસ્તુથી હેરાન થયો. શિક્ષકને કોઈ પણ રીતે મુશ્કેલીમાં મૂકવા એ માગતો ન હતો. એનું વર્તન પણ બહુ સારું હોય છે એવો મારો અનુભવ છે. કોઈ દિવસ પાઠ કરવામાં એણે બેદરકારી બતાવી હોય એવી મને ખબર નથી. છતાં આ બનાવમાં શિક્ષક તેમ જ વિદ્યાર્થી કેટલે અંશે દોષિત છે એ નક્કી કરવાનું વાચક પર છોડી દઉં છું.

૩

ગામથી એક ભાઈ મને મળવા આવ્યા. સામાન્ય વાતચીત થયા પછી એમણે જાહેર કાર્યકર્તા વિષે વાત કહી: આ બધા કાર્યકર્તાઓ ચૂંટણી વખતે મત લેવા દોડતા આવે, પછી તે ધારાસભાની હોય કે મહાસભાની સમિતિની હોય; પણ અમારી મુશ્કેલીની તપાસ કરવા માટે સહેજ પણ મહેનત કરતા નથી. મેં એ ભાઈને કહ્યું, "જુઓ, દરેક કાર્યકર્તા કાંઈ ગામે ગામ ફરીને તપાસ ન કરી શકે; એને બીજું કામ હોય ને? તમે ફરિયાદ લઈ જાઓ તો તપાસ કરવાની એની ફરજ ખરી." તે ભાઈએ કહ્યું કે, એ એક મહાસભાના કાર્યકર્તા પાસે ગોળ તેમ જ દીવાસળીની બાબતમાં ફરિયાદ લઈ ગયેલા, પણ એ સાંભળી ન સાંભળી કરી નાખી ને એનો જવાબ પણ ન આપ્યો. મેં એમને કહ્યું કે, એમ હોય તો તે સારું નથી. તે ભાઈએ પોતાના ગામમાં ખાસ કરીને ગરીબ વર્ગ એટલે દૂબળા જે કાળાં બજારમાંથી ન ખરીદી શકે તેમની સ્થિતિ કેવી અસહ્ય છે એની વાત કહી. આ વસ્તુ સામાન્ય રીતે દરેક કાર્યકર્તા જાણે છે. પણ એ બાબતમાં શું થઈ શકે, એનો વિચાર કરવા કે ચર્ચા કરવા તેમ જ ભેગા મળી એનો તોડ કાઢવા કાંઈ નિર્ણય થતો નથી. એથી જનતામાં કાર્યકર્તા વિષે શી છાપ પડે?

૪

એક દિવસ વહેલી સવારે ફરીને તાપી નદીના પુલ પરથી હું પાછો ફરતો હતો. મારી સાથે સેવાદળમાં કામ કરનાર એક ભાઈ હતા. અમે વાતચીત કરતા જતા હતા, એ દરમ્યાનમાં બે ભાઈઓ પાછળથી આવતા હતા. એ જે ભાષા બોલતા હતા એમાં અપશબ્દો પુષ્કળ હતા. એ ગલીચ ભાષાનાં વાક્યોની પરંપરા શરૂ થઈ એટલે મારું ધ્યાન પાછળ ગયું. આજુબાજુ માણસોની અવરજવર નહિ જેવી હતી. હું થોભ્યો, પછી એ ભાઈઓને મેં પૂછ્યું, "આમ હવા સાથે આવી ખરાબ રીતે વાત કરવાથી તમને શો લાભ થાય?" મને જવાબ આપ્યો, "કેમ એમાં શું? અમે મજા કરીએ છીએ." મેં કહ્યું, "તમે જંગલમાં નથી ફરતા; શહેર નજીક છે, આજુબાજુ માણસોની આવજા છે." મને કહે, "એમાં અમારે શું? અમારો આનંદ અમારે શા માટે જતો કરવો?" મેં કહ્યું, "એમાં કઈ રીતનો આનંદ છે તે તો કહો!" આનો કાંઈ જવાબ ન મળ્યો. મેં કહ્યું, "શહેરમાં તમે ચાલતા હો ત્યારે જરા તમારે રીતસર વર્તવું જોઈએ." મને જવાબ મળ્યો, "શહેરના મહોલ્લાઓમાં તો અમારા કરતાં વધારે ખરાબ શબ્દો લોકો વાપરે છે." મેં જણાવ્યું, "તમારી વાત ખરી હોય એમ માનીએ તોયે તમે જે કરો છો તે સારું

તો નહિ જ ને? તમે કાંઈ ગીત ગાતા જાઓ તો તમને આનંદ પણ મળે, તમારો વખત પણ પસાર થાય." ઉત્તરે એમણે કહ્યું, "તમે શહેરની વાત કરો છો પણ એના કરતાં તો અમારાં ગામડાં સારાં." મેં જવાબ દીધો, "એ ગમે તે હોય, તમે જે બોલતા હતા એ વસ્તુ તો સારી ન હતી." મારી વાતચીતની અસર થઈ. એ જાતની ભાષા કદાચ ટૂંકે સમય માટે પણ ગઈ, પણ એને બદલે સિનેમાનું એક ગીત, જેમાં દરકની વાત હોય એવું, અમારે કાને આવ્યું. આ ગામડેથી શહેરમાં રોજ કામે આવનાર ભાઈ આપણા સમાજના એક વિભાગને રજૂ કરે છે; એમાં એ ભાઈનો તેમ જ સમાજનો, કે સિનેમાનો કેટલો દોષ એ દરેક પોતે જ વિચારી લે.

અરુણચંદ્ર પંડ્યા

# કાપડની મોંઘવારી અને મિલો

[ શ્રી. ખંડુભાઈ દેસાઈએ લખેલી 'હિંદુસ્તાનનો કાપડ ઉદ્યોગ—યુદ્ધ સમય (૧૯૪૦-'૪૬)' એ પુસ્તિકા પરથી આ લેખ તૈયાર કર્યો છે. પ્રકાશક – મજૂર મહાજન-સંઘ, અમદાવાદ. ]

છેલ્લું વિશ્વયુદ્ધ શરૂ થયા પછી વસ્તુઓની મોંઘવારી કેટલી વધી છે તેનો દરેકને પ્રત્યક્ષ અનુભવ છે. તેમાંય ખાધાખોરાકીની ચીજો કરતાં કાપડના ભાવ પ્રમાણમાં ઘણા વધ્યા છે, એમ સામાન્યપણે જણાય છે. આ બાબત પ્રત્યક્ષ આંકડામાં જોવાથી વધઘટનું પ્રમાણ ચોક્કસ જણાય છે. અહીં આપણે તે મોંઘવારીનું પ્રમાણ જોઈશું; અને તેની સાથે એ વધારવામાં મિલોએ શો ભાગ ભજવ્યો છે તેય જોઈશું.

યુદ્ધ પહેલાં જણદીઠ કાપડનું વાર્ષિક ખર્ચ રૂ. ૧-૧૨-૦ આવતું હતું, તે હવે રૂ. ૬-૧૨-૦ સુધી પહોંચ્યું છે. એટલે કે, કાપડનું ખર્ચ લગભગ ચાર ગણું થયું છે. આ ખર્ચ તો જ્યાબંધ કાપડના ભાવના હિસાબે છે. બજારમાં સામાન્ય રીતે છૂટક ભાવ તે કરતાં દોઢો બમણો આપવો પડે છે. અને તેમાંય કાળાં બજારના દિવસોમાં ખસૂસ વધારે આપવો પડે. એટલે કાપડનું ખર્ચ લગભગ ૬ થી ૮ ગણું સહેજે થયું છે.

જીવન ઉપયોગી બીજી વસ્તુઓના ભાવનો આંક, યુદ્ધ પહેલાંના ભાવોના હિસાબે, અઢીથી ત્રણ ગણો વધ્યો છે. તેની સરખામણીમાં કાપડનો ભાવ આટલો બધો વિશેષ કેમ વધ્યો છે? ઇંગ્લંડ, અમેરિકા વગેરે દેશોમાં એટલો કેમ નથી વધ્યો? તેનું કારણ જોતાં જણાય છે કે, હિંદની મિલોએ કાપડના ભાવ ખૂબ વધારી મૂક્યા છે; અને કાપડના ભાવ નક્કી કરવાનો વખત આવ્યો ત્યારે સરકારમાં લાગવગ ચલાવીને તેમણે કાપડના ભાવ ઊંચા બંધાવ્યા છે. અને એટલેથી સંતોષ ન માનતાં મિલવાળાઓ બીજી અનેક રીતે મબલક નફો કરે છે તે વળી જુદો સવાલ છે.

યુદ્ધ પહેલાંની કમાણીના હિસાબે મિલોએ છેલ્લાં થોડાં વરસોમાં કેટલો નફો કર્યો છે, તે સમજવા માટે આપણે મિલોને લગતી કેટલીક હકીકત ટૂંકામાં જોઈએ :—

| | | |
|---|---|---|
| હિંદમાં કુલ મિલો | | ૪૨૦ |
| કુલ મિલમાલિકો | | ૧૫૦ |
| મિલોની ભરાયેલી મૂડી | રૂ. | ૫૦ કરોડ |
| ,, સ્થાયી મૂડી (મકાનો, યંત્રો ઇ૦) | | ૧૦૦ ,, |
| કુલ યાંત્રિક ત્રાકો | | ૧ ,, |
| ,, ,, સાળો | | ૨ લાખ |
| કામ કરતા મજૂરો – યુદ્ધ પહેલાં | | ૫ ,, |
| – ૧૯૪૫માં | | ૭ ,, |
| કુલ માલનું ઉત્પન્ન – યુદ્ધ પહેલાં | રૂ. | ૬૦ કરોડ |
| – ૧૯૪૫માં | | ૧૮૦ ,, |
| એકંદર નફો – યુદ્ધ પહેલાં | રૂ. | ૫ ,, |
| – ૧૯૪૫માં | | ૬૧ ,, |
| માલિકોનું કમિશન – યુદ્ધ પહેલાં | | ૧ ,, |
| – ૧૯૪૫માં | | ૭ ,, |

આ આંકડા બતાવે છે કે, આ વરસોમાં માલનું ઉત્પન્ન ત્રણ ગણું વધ્યું છે ત્યારે એકંદર નફો ૧૨ ગણો થયો છે અને માલિકોનું કમિશન ૭ ગણું થયું છે. એ નફામાંથી કપાસ ઉગાડનાર ખેડૂતને પૂરતો હિસ્સો મળ્યો નથી, કારણ કે કાપડના ભાવના પ્રમાણમાં કપાસના ભાવ નીચા રહ્યા છે. યુદ્ધ પહેલાં કાપડની કિંમતમાં રૂની કિંમતનો હિસ્સો ૪૦ ટકા હતો તે. યુદ્ધ પછી ૩૦ ટકા જેટલો રહ્યો છે.

ઉપરની સ્થિતિ ઈ. સ. ૧૯૪૫ની સાલમાં હતી. કાપડના ભાવ તથા માલિકોનો નફો ૧૯૪૩ની સાલમાં

ટોચે પહોંચ્યા હતા. તે વખતે એક જ વર્ષમાં મિલોએ રૂ. ૨૭૦ કરોડની કિંમતનો માલ તૈયાર કર્યો હતો અને ૫૦ કરોડની મૂડી ઉપર તેમાંથી એકંદરે ૧૦૯ કરોડ રૂપિયા નફો કર્યો હતો. અને માલિકોએ તેમાંથી રૂ. ૧૦ કરોડ કમિશનના મેળવ્યા હતા.

આ નફો એ મજૂરોને અપાતાં મોંઘવારી-ભથ્થાં વગેરેનું ખર્ચ જતાં થયેલો છે. કેટલાકને લાગે છે કે, મજૂરોને આજે ત્રણ ચાર ગણું મોંઘવારી-ભથ્થું મળે છે અને તેઓ લહેર કરે છે. પણ વસ્તુતઃ અમદાવાદમાં તેમને ૧૦૦ ટકાથી વધારે મોંઘવારી-ભથ્થું મળ્યું નથી.

ઔદ્યોગિક કોર્ટના છેલ્લા ચુકાદા મુજબ તો તેમને વધેલી મોંઘવારીના આંકના ૭૬ ટકા ભથ્થું મળે છે. મુંબઈ અને બીજે ઠેકાણે પણ ૫૦થી ૭૫ ટકા ભથ્થું મળે છે.

આ રીતે મિલવાળાઓ કાપડના ભાવ ઊંચા રાખીને ખેડૂતો અને મજૂરોને ભોગે વધારે નફો કરે છે. સાથે સાથે પોતાના સગાસંબંધી કાપડના જથાબંધ વેપારીઓને રળાવે છે અને સરકારની તિજોરી પણ તર કરે છે. કાપડના વેપારીઓને પહેલાં રૂથી ૧⅞ ટકા કમિશન મળતું, તેને બદલે હવે તેમને ૩ ટકા કમિશન મળે છે. એટલે સરેરાશ ૧ ટકાના હિસાબે તેમને રૂ. ૬૦ લાખ મળતા તેને બદલે હવે તેમને આશરે રૂ. ૬ કરોડ મળે છે અને સરકારને પણ તે મુજબ વધુ કમાણી થાય છે. મિલોવાળાને રૂ. ૬૦ કરોડ નફો મળે તો તેમાંથી રૂ. ૪૫ કરોડ સરકારની તિજોરીમાં જાય છે. એટલે કાપડના ભાવ ઊંચા રાખવાથી નથી મજૂર કમાતો કે નથી ખેડૂત કમાતો, પણ મિલના લાગતાવળગતાનાં અને સરકારનાં ખિસ્સાં ભરાય છે; અને તે ઘટમાળમાં કાપડ વાપરનારા દંડાય છે. આમ કાપડની અણઘટતી મોંઘવારીનું કારણ મિલો જ છે. ખરી રીતે પહેલાં કાપડના ભાવ વધ્યા પછી જ બીજી વસ્તુઓના ભાવમાં તેજી આવી હતી. એટલે આ પત્રિકાના લેખક શ્રી. ખંડુભાઈના જણાવ્યા મુજબ, 'કાપડની મિલોવાળાએ પોતાના સ્વાર્થની દૃષ્ટિએ વિચારપૂર્વક એવી યોજના કરી, કે જેથી દેશના બીજા વગેરેને નફો મળવાને બદલે બધો નફો મિલોને જ મળે.'

આમ, કાપડની અસહ્ય મોંઘવારીનું કારણ આ જ છે અને મિલો જ તેને માટે જવાબદાર છે. માણસની પ્રાથમિક જરૂરિયાતોમાં, હવાપાણી બાદ કરતાં, અનાજથી બીજે નંબરે કાપડ આવે છે. ગાંધીજીની સૂચના પ્રમાણે, તે બાબતમાં લોકો જો સ્વાવલંબી થાય તો મિલોવાળાનો કોઈ દાવ તેમની ઉપર ચાલી શકે તેમ નથી. પણ ગાંધીજીનો સંદેશો એટલી હદે પહોંચ્યો નથી. એટલે લોકોને કાપડની બાબતમાં રાહત આપવા માટે નફાખોરોની બાજી તોડવી જોઈએ અને કાપડ-નિયમનની નવેસર રચના કરવી જોઈએ. તે માટે લેખકે કેટલીક સૂચનાઓ કરી છે તે ધ્યાનમાં લેવા જેવી છે. તેમની સૂચનાઓનો ટૂંક સાર નીચે પ્રમાણે છે:—

૧. હાલનું કાપડ નિયામક મંડળ રદ કરીને તેની જગ્યાએ નવું મંડળ નીમવું જોઈએ. તેમાં માલિકો, મજૂરો, પ્રજાના પ્રતિનિધિઓ, તે ખાતાના પ્રધાનો વગેરેને લેવા જોઈએ. તે મંડળ કાપડ વાપરનારના હિતનો ખ્યાલ રાખીને કાપડનાં ઉત્પાદન અને વહેંચણીની વ્યવસ્થા કરે.

૨. જૂના નિયામક મંડળના સભ્યોમાંથી કોઈને નવા મંડળમાં ન નીમવા.

૩. હાલના પરવાના રદ કરીને નવા પરવાના આપવા. અને દર ચાર હજારની વસ્તીદીઠ એક વેપારીને પરવાનો આપવો.

૪. નિયમનો ભંગ કરનારને ભારે દંડ અને જેલની સજા કરવી.

૫. મિલો કેટલો નફો ચડાવી શકે, તે અમુક મુદત માટે નક્કી કરી આપવું. એ સંક્રાન્તિકાળ વીત્યા બાદ રાજ્યે એ ઉદ્યોગ લઈ લેવો.

૬. પ્રાંતોએ પોતાની જરૂરિયાતના ૨૦ ટકા કાપડ, તે માટે જરૂરી મદદ આપીને હાથકંતામણ અને હાથવણાટથી તૈયાર કરાવી લેવું.

૭. મિલોએ ૩૦ આંકની આસપાસનું ૯૦ ટકા કાપડ તૈયાર કરવું જોઈએ.

૮. કાપડના વાણા અને તાણામાં સરખા જ નંબરનું સૂતર વપરાવું જોઈએ અને તારની વીસી પણ બન્નેમાં સરખી જ હોવી જોઈએ.

આ સૂચનાઓ પર વિચાર કરીને કાપડ-નિયમન માટે નવેસર યોગ્ય રચના થાય તો પ્રજાની ફરિયાદ દૂર થાય અને લોકોને યોગ્ય ભાવે પૂરતું કાપડ મળી રહે એવો સંભવ છે.

**વિઠ્ઠલદાસ કોઠારી**

સમિતિના મંત્રીનું નિવેદન થયું તેમાં આ બાબતનો જે ઉલ્લેખ છે, તે અહીં ઉતારવા જેવો ગણાય :—

"માધ્યમિક શાળાઓ જો સમજે તો બંને લિપિ દ્વારા સહેજે તેઓ હિંદુસ્તાની શિક્ષણનું કામ કરી શકે. એને માટે આજે તો એમને પ્રયોગસિદ્ધ દાખલો પણ એમાંની જ એક શાળા પૂરો પાડે છે. શેઠ ચિ. ન. વિદ્યાવિહારમાં પ્રથમ ત્રણ વર્ગોમાં એક લિપિ દ્વારા હિંદુસ્તાની શીખવવાનો પ્રયોગ શરૂ થયો છે. તેના આચાર્યશ્રી જણાવે છે કે, વિદ્યાર્થીઓ હોંશે અને રમતમાં એ શીખી લે છે, તેમા બોજો કે ખાસ કાંઈ કઠણાઈની વાત નથી. એટલે જેઓ દેશની કેળવણીનું આ રચનાકાર્ય કરવામાં પોતા થકી મદદ કરવા ચાહતા હોય તેઓ પોતપોતાની શાળામાં આ ખુશીથી કરી શકે છે.

"પરંતુ મોટા ભાગની શાળાઓને આ બાબતમાં સરકારે દોરવણી આપવી જોઈએ સરકારની નીતિની અસ્પષ્ટતાને લઈને પણ કેટલીક શાળાઓ ગૂંચવાતી હોવાનો સંભવ છે. હવે પ્રજાકીય સરકાર આવી છે: તેણે પોતાની નીતિ સ્પષ્ટ કરીને શિક્ષણ ખાતાને સાચી દોરવણી આપવી જોઈએ. આ બાબતમાં ગુજરાત હિંદુસ્તાની પ્રચાર સમિતિએ સરકારને એવી ભલામણ કરી છે કે, શાળાઓમાં જે વિદ્યાર્થીઓ રાષ્ટ્રભાષા શીખવા ઇચ્છે તેમને બંને લિપિ સાથે હિંદુસ્તાની શીખવવી. સરકારે અત્યાર સુધી ચલાવેલી ભલતી નીતિ હવે તેણે છોડવી જોઈએ. આમ જો નહિ થાય, તો પ્રચાર-કાર્યમાં પ્રગતિ કરવામાં નડતર થશે.

"આ રીતે જો સરકાર પોતાની નીતિ ચોખ્ખી કરશે તો તેની લોકમત ઉપર પણ સારું અસર પડશે. લોકો આજે હિંદુસ્તાનીની નીતિ સમજતા જાય છે. હિંદુસ્તાનીને તેનું ગૌરવપદ મળતું જાય છે. તાજેતરમાં જ છાપાંએ જણાવ્યું કે, રાષ્ટ્રની બંધારણસભાના પ્રમુખ શ્રી. રાજેન્દ્રબાબુ એ ભાષામાં ત્યાં બોલ્યા. અને એ સભાનાં લખાણ અંગ્રેજીની સાથે હિંદુસ્તાનીમાં અને તે એક લિપિમાં લખાશે. દેશને એક રાષ્ટ્રભાષા જોઈએ; તે અંગ્રેજી તો નથી જ. તે હિંદુસ્તાની જ છે. એટલે રાષ્ટ્ર જેમ જેમ આગળ ધપશે તેમ તેમ એ જ ભાષા ચાલવાની છે, એ નક્કી છે. વેળાસર સમજીને સૌ તૈયાર થઈએ તો તેમાં સૌને માટે સારું છે. એ સમજ અમદાવાદના બહોળા વિદ્યાર્થી-સમુદાયમાં પણ નથી વ્યાપતી. નહિ તો તેઓ પણ તેમની શાળાઓ પાસેથી હિંદુસ્તાનીનું શિક્ષણ મેળવી શકે છે."

**હજી લાયક થવાનું છે**

એક રાષ્ટ્રપ્રેમી યુવક થોડા જ વખત પર પોતે કરેલી એક મુસાફરીનું તાદૃશ વર્ણન લખી મોકલી આપણા લોકોને માટે અફસોસ કરે છે કે, "અમાનુષી સ્વાર્થની વૃત્તિ સામાન્ય છે. . . . એટલું નક્કી કે, જીવવા લાયક સ્વરાજ્ય મેળવવા માટે હજી આપણે બહુ આગળ વધવાની જરૂર છે." કિસ્સો જ એમાં રહેલી આ કરુણતા બતાવશે :—

"હું કિંગેરીથી મૈસૂર આવી રહ્યો હતો. કિંગેરી સ્ટેશને ગાડી રાત્રે ૧૧ વાગ્યે આવે છે. જે ડબ્બામાં હું ચઢું એ ડબ્બાના લોકોને ઓછામાં ઓછી તકલીફ પડે એ ઇરાદાથી, હું નિરાંતે ગાડીને એક છેડેથી બીજે છેડે સુધી ફરી વળ્યો ને બારી બારણાંમાંથી ડોકિયાં કરીને જોતો ગયો કે, જો ક્યાંય જરાક જગ્યા હોય તો છાનોમાનો ત્યાં ઘૂસીને ઊભો રહી જાઉં.

"એટલામાં જ્યાં હું બીજી વાર છેલ્લે ડબ્બે પહોંચ્યો ત્યાં ગાડીની સિસોટી વાગી ને હું પાછો ફર્યો. છેલ્લા બે ડબ્બાઓ પહેલા બીજા વર્ગના હતા. એનાં બારીબારણાં પણ બંધ હતાં. એ ડબ્બાઓને પસાર કરીને જ્યાં હું બાજુના ત્રીજા વર્ગના ડબ્બા પાસે પહોંચ્યો કે તરત ગાડી ઊપડી. તરત હું બારણા બહારના સળિયાને પકડીને ડબ્બાના પાટિયા ઉપર ચડી ગયો ને મારી નાની બિસ્તરી બાજુની બારીમાંથી અંદર મૂકવાનો મેં પ્રયત્ન કર્યો. બસ, ત્યાં જ અંદરથી બે ત્રણ જણા બારી તરફ ધસ્યા. જાણે કેમ કોઈ મહા હુમલો આવી પડ્યો હોય ને પોતાની રક્ષા કરવા ધસતા હોય તેમ, એક જણ મારા હાથ સળિયા ઉપરથી છોડાવવા લાગ્યો; બીજો મારા બિસ્તરાને ધક્કો મારવા લાગ્યો, ને બન્નેને અંદર સામેના પાટિયા ઉપર બેઠેલા મિત્રો શૂરાતન ચઢાવતા હોય એમ "ધક્કો મારો, ફેંકી દો એનો બિસ્તરો" એમ બૂમો પાડવા લાગ્યા.

"હું સમજી ગયો કે આ લોકો એક ટુકડીના હતા. મેં (અંગ્રેજીમાં) કહ્યું, 'ભાઈ જુઓ, ગાડી ચાલે છે ને હું પડી જાઉં તો મરી જ જાઉં.' મારું વાક્ય પૂરું થાય ત્યાં તો એક જણ બોલ્યા, 'નહિ, આ ડબ્બો રિઝર્વ્ડ છે, બીજે જા.' મેં કહ્યું, 'બીજે જ સ્ટેશને હું બીજા ડબ્બામાં ચાલ્યો જઈશ. મેં કંઈ તમારું રિઝર્વ્ડનું પાટિયું પણ નથી જોયું.' 'એ અમારી ભૂલ! નીકળ બહાર (get out).' મેં કહ્યું, 'ભૂલ કે ન ભૂલ, રિઝર્વ્ડ કે ન રિઝર્વ્ડ, તમારામાં કાંઈક મનુષ્યત્વ છે ખરું? હું નીચે પડીને મરી જાઉં ભલે, પણ મારો બિસ્તરો તમારા ડબ્બામાં ન રહે; ને

હું બહાર ઊભો છું એમાં તમને ત્રાસ થાય છે? હું જોઈ શકું છું કે, તમે મહારાષ્ટ્રીઓ છો ને ઉત્તરમાંથી આવ્યા છો. શું આજે આપણો દેશ જ્યારે સ્વરાજ્ય લેવાની તૈયારીમાં છે ત્યારેય તમારા જેવા કેળવાયેલા લોકોમાં એક મનુષ્ય તરફ જીવદયા જેટલા પ્રેમની વૃત્તિ પણ નથી? ચાલતી ગાડીએ કોઈને ધકેલી દેતાં પણ તમને સંકોચ નથી થતો! શરમજનક વસ્તુ છે.' આટલી વાતથી મને ધક્કા મારનારા તો ચૂપ થઈને પાછા પડયા. પણ સામી બાજુના દલીલબાજ મિત્રની સાથે મારું વાગ્યુદ્ધ ચાલુ રહ્યું. ડાબા હાથમાં મારો બિસ્તરો લટકે, જમણા હાથમાં એક થેલી. હું સળિયે ચોંટી રહેલો ને ટ્રેન દોડી જાય. ઠંડો પવન મારા શરીરને—કેમ જાણે મારા મગજને—ઠંડું રાખતો હતો. પેલા મિત્ર સામે પાટિયેથી બોલ્યા, 'રિઝર્વ્ડ ડબ્બામાં આવવાનો તને શો અધિકાર છે?' મેં કહ્યું, 'મને જીવવાનો તો અધિકાર છે કે નહિ? મેં તમને કહ્યું કે હું બીજે સ્ટેશને ઊતરી જઈશ છતાં તમને તો હું બહાર લટકાઈ રહ્યો છું એ પણ ખૂંચે છે! તમારે ત્યાં લોકોની સરકાર છે ને તમે એમ સમજતા હશો કે દક્ષિણના લોકો તો જંગલી જેવા! એક તમારા જેટલા જ ભણેલ માણસ પ્રત્યે તમે આવું વર્તન રાખો છો, તો જો કોઈ ગરીબ ચડયો હોત તો તો તમે એને મારી જ નાંખ્યો હોત!' 'હવે રહેવા દે તારી દલીલો.' મેં કહ્યું, 'બરોબર છે; આ દલીલ કરવાનો વિષય નથી, આને માટે બુદ્ધિની જરૂર નથી, હૃદયની જરૂર છે, જે તમારામાં નથી.' પેલો બિચારો ચૂપ તો થયો, પણ અંદર અંદર મરાઠીમાં કંઈક બબડયો

"થોડી વારમાં મને વિચાર આવ્યો કે, લાવ જરા એમની ઉત્તર હિંદુસ્તાની તરીકેની વૃત્તિનો લાભ લઉં ને જરાક રાહત મેળવું. મારા હાથ થાકેલા ને બિસ્તરો પણ જરાક અંદર મૂકી શકયો હોત તો કંઈક રાહત મળત. પણ મને ખબર નહિ કે એ મિત્રો તો ઉત્તર કે દક્ષિણ હિંદુસ્તાની કરતાંય વધુ સંકુચિતતાના ભોગ બનેલા. મેં કહ્યું, 'તમે એમ માનતા હશો કે તમે કોઈ પરદેશીને ધકેલી રહ્યા છો; પણ હું પણ તમારા જ ઉત્તર ભારતથી આવું છું; અને એટલું પણ ભ્રાતૃત્વ તમે નથી બતાવી શકયા કે થોડી વાર મને તમારા ડબ્બાને ચોંટી રહેવા દો!' એક ભાઈને જરા દયા આવતી લાગી; મને પૂછે, 'કયા પ્રાંતથી તું આવે છે?' મેં કહ્યું, 'ગુજરાતથી.' પણ મહારાષ્ટ્રી અને ગુજરાતીને કેમ બને! તે ભાઈ જરાક હસીને સાથીઓની જોડે વાતે વળગી ગયો."

યુદ્ધમાં પ્રથમ ખુવારી સત્યની જ નહિ, શાણપણ અને હૃદયની પણ થાય છે. અને કેવળ જનસંખ્યાની હત્યા કરતાં આ હૃદયહત્યા ચડી જાય છે, કેમકે તેનું કાતિલ કામ લડાઈ પછી પણ ચાલુ રહે છે, અને તેમાંથી બચવા શસ્ત્રાસ્ત્ર કે દારૂગોળો કાંઈ કામ નથી દઈ શકતાં; ત્યાં તો હૃદયના અને માનવતાના કોમળ સ્થાયી ભાવો જ કામ દે છે. અને લડાઈ પછી તેમની જ જરૂર પડે છે; તેવે ખરે વખતે જ એ ખોટકાઈ ગયેલા કે સુકાઈ રહેલા હોય છે. મહાભારતકારે ભારે કાવ્યપૂર્ણતાથી સનાતન કાળ માટે જણાવેલું છે કે, છેવટે માનવ સમાજમાં અને ભરતભૂમિમાં ભયંકરમાં ભયંકર વાત ભાઈ ભાઈ વચ્ચેના ઝઘડાની જ છે; એનાથી સંભાળીને ચાલશો. આજે જગતમાં અને ખાસ કરીને હિંદમાં જે ચિતાર નજર આગળ છે તે આનું જ નવું રૂપ નથી? ઉપરનો નાનકડો કિસ્સો આ વ્યાપક દૃષ્ટિએ આપણને જાગ્રત કરે છે.

## ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને પ્રૉક્સી

ગુ૦ વ૦ સોસાયટી, કે જેનું નામ હવેથી 'ગુજરાત વિદ્યા સભા' પાડવામાં આવ્યું છે, તે સંસ્થામાં અંગ્રેજીમત કે 'પ્રોક્સી'ની અનિષ્ટ પ્રથા ચાલે છે, અને એ જવી જોઈએ, એ તરફ આ માસિકના વાચકોનું ધ્યાન અનેક વાર ખેંચવામાં આવ્યું છે. જણાવતાં ખુશી થાય છે કે, અંતે તે સંસ્થાના સંચાલકોએ આ વસ્તુ સ્વીકારી છે; અને સંસ્થાનાં કાર્યવાહક સમિતિ, પ્રમુખ, મંત્રી વગેરેની ચૂંટણીમાં 'પ્રૉક્સી' હવેથી નહિ વાપરી શકાય એવો સુધારો કર્યો છે. અને એટલે અંશે તેમણે સાચી લોકશાહીના તત્ત્વને માન આપ્યું, તે આનંદની વાત છે. સારું અને યોગ્ય તો એ થાત કે, સંસ્થાસંગઠનના સરકારી કાયદાથી જ જ્યાં જેટલો પ્રૉક્સીહક મળતો હોય તે સિવાય પ્રૉક્સીને ક્યાંય સ્થાન ન હોય. અને સંસ્થાની સામાન્ય સભાએ એમ જ સૂચવ્યું હતું. આ જ કાયદાની રૂએ રચાયેલી હિંદુસ્તાની પ્રચાર સભા, કે જેના પ્રાણ ગાંધીજી છે, તેમાં આ પ્રમાણે જ પ્રૉક્સીને કાયદાની અનિવાર્યતા પૂરતી જ માન્ય રાખવામાં આવી છે. આજના જમાનામાં એ જ યોગ્ય છે અને શોભે. આમ થાય તો લોકમતને પણ યોગ્ય દિશામાં કેળવી શકાય અને દરેક જણને યોગ્યતાપૂર્વક પોતાનો સભ્યહક ભોગવવાની જરૂરી મોકળાશ મળી શકે. છતાં, સારાંશે ગુ૦ વ૦ સો૦માંથી પ્રૉક્સી ગઈ એય એક પ્રગતિશીલ અને આવકારપાત્ર પગલું છે. હજી જે જરાક પ્રૉક્સીહક, વાંદરાની પૂંછડી જેવા વિકાસવાદી અવશેષ રૂપે, રહે

આવીને ગરબડ કરી છે. એ શિક્ષણમાંથી લેવા જેવું લેવા છતાં, આ સંગીન ભૂમિકાને આપણે ન છોડીએ. નહિ તો હિંદ એનો આત્મા ખોઈ બેસશે. ઉપરની લાહોરથી આવેલી ખબર આ વિષે જાગ્રત બની જવાને માટે નિશાનરૂપ માનવી જોઈએ.

**સાચા રાષ્ટ્રભાષાપ્રચારની કસોટી**

રાષ્ટ્રભાષા વિષે હજી લોકોમાં બુદ્ધિભેદ ઊભો રાખવા માટે પ્રયત્નો ચાલુ હોય એમ જાણવા મળે છે. તેથી કરીને બેએક સાવ સ્પષ્ટ વાતો તેની કસોટીરૂપ જે ગણાય તે સૌને જણાવવી જોઈએ:

૧. જેને રાષ્ટ્રભાષા કહેવામાં આવે છે તે નથી હિંદી કે નથી ઉર્દૂ. એ બે તો તેની શૈલીઓ છે, જે અંગ્રેજોના રાજ્યકાળમાં ખીલી કે ખીલવવામાં આવી છે. અને તેના અભિમાનીઓ આજે પરસ્પર-ખેંચ રાખીને કામ કરે છે. રાષ્ટ્રભાષા એ બેઉના મૂળમાં રહેલી એવી જે સાદી અને બેઉના સુમેળરૂપ લોકભાષા તે છે, કે જે ઉત્તર હિંદમાં આમ રીતે બોલાય છે.

૨. આ ભાષાનું નામ હિન્દુસ્તાની છે.

૩. અને તેની લિપિ બે છે — નાગરી અને ફારસી કે ઉર્દૂ.

કમનસીબની વાત એ છે કે, વર્ધા સમિતિ આ માનતી નથી, અને હિંદીનાગરી-પ્રચાર કરવા છતાં 'રાષ્ટ્રભાષા'ના નામથી લોકમાં ગેરસમજ ઊભી કર્યા કરે છે. અને એવા પ્રયત્નો ગુજરાત અને મહારાષ્ટ્રમાં આજે ચાલે છે. તેથી, લોકને માટે સાદી સમજ એ છે કે, (૧) જેમાં 'હિંદુસ્તાની' નામ ન સ્વીકારાય, અથવા (૨) બે લિપિ ન સ્વીકારાય, તે સાચો રાષ્ટ્રભાષાપ્રચાર નથી એમ માનવું. આ બે મુદ્દાઓ એની કસોટીરૂપ આજે થઈ પડ્યા છે. મુંબઈ સરકાર પણ આ બે વસ્તુઓ માને છે, અને તે મુજબ હવે પ્રાંતના શિક્ષણતંત્રને વ્યવસ્થિત કરે એવી આશા રાખીએ. જો પ્રજા આ સ્પષ્ટતાથી ચાલે તો બધું બરોબર થઈ જશે. એને માટે જરૂરનું એટલું જ છે, જે ગાંધીજીએ થોડા વખત ઉપર નીચેના શબ્દોમાં સાફ કહ્યું છે—

> "હિંદુસ્તાની તત્ત્વત: હિંદી અને ઉર્દૂનું મિશ્રણ છે તથા નાગરી અને ફારસી એક લિપિમાં તે લખાય છે, એ હકીકત કદી ન ભુલાવી જોઈએ."

આની જાડી કસોટી બે છે — હિંદુસ્તાની નામ અને નાગરી ઉર્દૂ બંને લિપિનો સ્વીકાર અને અપનાવટ.

**આભાર**

ગયા અંકમાં આપેલા હિંદુસ્તાની ગીતના લેખક વિષે મેં પૂછેલું. અનેક ભાઈઓએ એ વિષે ખબર આપી છે તે, એક જણના પત્રમાંથી નીચે ઉતારું છું:—

> "'શિક્ષણ અને સાહિત્ય'માં 'आज उन्हें मुहन्नाज किया' એ ગીતના લેખક વિષે આપે પૂછ્યું હતું. એ ગીત 'સાબરમતીકા સંત તથા અન્ય ગીત' લેખક રમેશ ગુપ્તા, — એ પુસ્તકમાં છે. હમારા હિન્દુસ્તાન પ્રકાશન, ૨૦૭, કાલબાદેવી, મુંબઈ, એ છે એનું સરનામું. કિંમત રૂ. બે. આખું પુસ્તક સુંદર ગીતોથી ભરેલું છે."

આ ખબર આપનાર ભાઈનો આભાર માનું છું. અને તે કાવ્યના લેખક પ્રકાશકની રજા વગર એ પ્રસિદ્ધ કર્યું તેને તેઓ દરગુજર કરશે એવી આશા છે. મ૦

**પત્રલેખન**

હાલમાં શાળાઓમાં વિદ્યાર્થીઓને કાગળ કેમ લખવા તે શીખવવામાં આવતું નથી શું? મારી તેમ જ ગાંધીજીની ટપાલમાં ઘણી વાર બે બે ડિગ્રી મેળવેલા ગ્રૅજ્યુએટોનાયે એવા કાગળો આવે છે કે જેમાં કાં તો લેખક પોતાનું પૂરું નામ આપવાનું કે ઠેકાણું આપવાનું કે તારીખ પણ લખવાનું ભૂલી ગયા હોય, અને છતાં અંગત જવાબની અપેક્ષા રાખતા હોય. કેટલાકને એમ લાગતું હોય છે કે, એક વારના કાગળમાં પોતાનું ઠેકાણું વગેરે આપ્યાં હોય તો પછી બીજી વારનો કાગળ ગમે તેટલા દિવસો પછી લખીએ તોયે તે પાછાં આપવાની જરૂર નહીં, અને સહીમાં 'અનુ, મનુ, લલિત,' એવું પોતાનું લાડનું ટૂંકું નામ આપે તોયે બસ. એ યાદ રાખવું જોઈએ કે, આ રીત પોતાનાં સગાં, અંગત મિત્રો, અથવા જેની સાથે વારંવાર પત્રવ્યવહાર થતો હોય તેમની સાથે ચાલી શકે. પણ જેને કદીક કદીક જ પત્ર લખવાના થતા હોય, તેને તો દરેક કાગળમાં પોતાનું પૂરું ઠેકાણું આપવું જ જોઈએ. આ બાબતમાં મથાળા પર જ ઠેકાણું અને તારીખ લખવાની અંગ્રેજી રીત સગવડભરી છે. મોટાં શહેરોમાં રહેનારાઓએ આ બાબતમાં ખાસ ચીવટ રાખવી જોઈએ. મળવા આવનારને માટે ઠેકાણું આપવાની અને ટપાલ માટે ઠેકાણું આપવાની રીતમાં ફરક હોઈ શકે છે. મળવા આવનારને ઘર શોધવું સુગમ પડે માટે બહુ જાતની નિશાનીઓ આપવી પડે. પણ ટપાલ માટે, જેટલું લખવું ટપાલીને માટે પૂરતું હોય તેટલું જ આપવું જોઈએ. તેમાં નકામી વિગતો ઉમેરવાથી ટપાલીને સગવડને બદલે ઊલટી અગવડ થાય.

૭-૧-'૪૭ કિ૦ ઘ૦ મ૦

અને પગાર તો સુધરશે જ. શિક્ષક એને તો સ્વરાજજમાનાની તાસીર સમજે. નીચેના પગારો વધવા અને ઉપરના ઘટવા, એ સ્વરાજ આવ્યાનું સાદામાં સાદું ચિહ્ન છે, એમ અગાઉ એક પ્રસંગે આ પત્રમાં મેં કહ્યું હતું. આજે વાચક એ દિશામાં પ્રગતિ થતી જોઈ શકે છે. એમાં ઇતિહાસ-બળ છે. કોઈની રહેમ-રાહતનજરનો સવાલ એ નથી. દેશની નાણાકીય સ્થિતિમાં આ ક્રાંતિબિંદુ દાખલ થઈ ચૂક્યું છે. દેશના વહીવટદારો એને આર્થિક દૃષ્ટિએ ઠીક હોય એમ જોગવે છે એટલું જ. જેમ જેમ આ સ્થિતિ સ્થિરતા પામતી જશે તેમ તેમ ઉત્તરોત્તર શિક્ષકના અને પાયાની સેવાના સૌ પગારદારોના પગાર વધતા જ જશે. અને તેની સાથે તે સેવકોમાં કાર્ય પરત્વે નિષ્ઠા વધતી જોઈશે. હવે શિક્ષક માત્ર ગોખાવી ખાનાર નહિ રહે. તે દેશની પાયાની શિક્ષણપ્રથાને ખીલવનાર, સંશોધનાર અને જમાવનાર બનશે. આવા શિક્ષણપ્રેમ અને ઊલટ વગર રાષ્ટ્રીય શિક્ષણતંત્ર નહિ જન્મી શકે. તે પૈસાથી પકવવાનો સોદો નથી. શિક્ષક સંઘો આ દૃષ્ટિએ કામ કરવાની ક્રાંતિ પોતાની કાર્યવાહીમાં લાવે તો તે આવશે.

**કેળવણી અને લોકશાહી**

મુંબઈના ગવર્નર સર જોન કોલ્વીલે તાજેતરમાં મુંબઈમાં મળેલા મધ્યસ્થ શિક્ષણ સલાહકાર મંડળની બેઠકમાં પ્રારંભે કરેલા વ્યાખ્યાનમાંથી નીચેનો ભાગ ધ્યાનમાં લેવા જેવો છે:—

> "બંધારણ-સભાના ચાક ઉપરથી જે ઊતરે તે ખરું. પરંતુ આધુનિક જગતમાં કોઈ પણ પ્રકારના બંધારણમા મત પેટી ઘણો મહત્ત્વનો ભાગ ભજવશે જ; એટલે હિંદનું નવું બંધારણ એમાં કોઈ રીતે અપવાદ હશે એમ હું માનતો નથી. આનો અર્થ એ થયો કે, ભવિષ્યની સરકારે મતદારોની મરજી પ્રમાણે ચાલવું જોઈશે, અને પોતાના જે વિચારો બંધાય તે સાચા છે, એમ લોકોને સમજાવવું પડશે; અથવા તો રાજીનામું આપી બીજી નવી સરકારોને જગા આપવી પડશે
>
> "આથી કરીને, લોકશાહી દેશમાં પહેલ પ્રથમ મહત્ત્વની વસ્તુ એ છે કે, સાચો નિર્ણય કરી શકે એવી શક્તિવાળા મતદારો બનાવવા. બહુમતી જે મત આપે તે હમેશ અને હરગિજ સાચો જ સાચો હોય, એવું સ્વીકારવાને માટે હું તૈયાર નથી. જોકે, બહુમતીના મતને અનુસરવામાં વહેવારુ ડહાપણ છે એમ કહી શકાય. એટલે આવું વહેવારુ ડહાપણ અને તેની સત્યતા નિર્ણય કરવામાં ભેગાં થવાં જોઈએ. આ સાધવાને માટે તમારા મતદારો એવા હોવા જોઈએ કે જે સંગીન સિદ્ધાંતોના પાયા ઉપર અને જરૂરનો ગણાય એ બધો વિચાર કરી લઈને, પોતાનો નિર્ણય કરી શકતા હોય. એટલે, રાજકારણના કે અર્થકારણના કે બીજા ગમે તે દૃષ્ટિકોણથી વિચાર કરવામાં આવે;— ભવિષ્યમાં કેળવણીએ કેવડો મોટો ભાગ ભજવવો જોઈશે?"

**લાહોરમાં વિદ્યાર્થી માટે દારૂબંધી**

લાહોરથી તા. ૯–૧–'૪૭ નો એ. પી.નો તાર છે કે, ત્યાંની પ્રાંતિક સરકારે એવો હુકમ બહાર પાડ્યો છે કે, શહેરનાં પીઠાં — દેશી કે વિલાયતી દારૂનાં — બધાં પર નોટિસ મૂકવામાં આવે કે, "અહીં વિદ્યાર્થીઓને દારૂ આપવામાં નહિ આવે." એટલે, લાહોરમાં વિદ્યાર્થીઓ પીઠાંનો એવો ઉપયોગ કરે છે કે, સરકારે આવો મનાઈહુકમ કાઢવો પડ્યો, એમ? આવું જ અનુમાન શક્ય છે. તો તો આધુનિક શિક્ષણની પાયાની ભૂમિકાનો વિચાર પંજાબ યુનિવર્સિટી અને ત્યાંની સરકારે તથા લોકમતે કરવો જોઈએ. સ્વ૦ મહાદેવભાઈએ પં. જવાહરલાલજીની આત્મકથાના પોતાના અનુવાદની પ્રસ્તાવનામાં એક વાત કરી છે તે અહીં યાદ આવે છે:—

> "'એક વાર બે સજ્જનોની સરખામણી કરતાં તેઓ બોલેલા તે મને યાદ છે, 'મને તો પેલો માણસ વધારે ગમે છે, કારણ કે સંસ્કૃતિ વિનાના નીતિમાન માણસના કરતાં નીતિ વિનાનો સંસ્કૃતિવાન માણસ હું વધારે પસંદ કરું છું. . . .ના વિચારો તરેહવાર છે, અનીતિ-ભરેલા છે, આઘાત પહોંચે એવા છે; પરંતુ તે તેને સંસ્કૃતિ ભરેલી રીતે ચર્ચે છે, એટલે . . ." (જુઓ પા. ૧૯)

અર્વાચીન યુનિવર્સિટીના કામના અભિમાનીઓ ઘણી વાર નીતિમત્તા વિરુદ્ધ નહિ તોય તેનાથી અલગ અને નિરાળી વસ્તુ તરીકે આ કહેવાતી વિદ્વત્તા કે સંસ્કૃતિભરેલી ચર્ચાશક્તિને માને મનાવવા મથે છે. આ એક વાદ જ છે અને તે એક અમુક નીતિવાદ છે. એ વાદના ફણગા તો લાહોરમાં ફૂટતા નથી? કારણ કે, આવી વિચાર ભૂમિકામાંથી ઉપરના જેવા અનાચારને, બિલાડીના ટોપ પેઠે, ફૂટી નીકળવા લાગ મળે, એમ લાગે છે. ઉચ્ચ શિક્ષણ આજે નરી માહિતી અને વિજ્ઞાન પર જ ભાર દે, અને જીવનને ઘડનારાં સંસ્કાર- અને નીતિ-બળોને પોષવા જાગ્રતપણે ધ્યાન ન રાખે, તો એ ભારે ભૂલ થાય છે: આવો મત આજે પશ્ચિમના વિચારકો ઠોકર ખાઈને કરવા લાગ્યા છે. હિંદમાં તો આપણે કેળવણીને જીવનનું ઘડતર કે ચારિત્ર્ય જ માનીએ છીએ, જેમાં અર્વાચીન અંગ્રેજી શિક્ષણે

આવીને ગરબડ કરી છે. એ શિક્ષણમાંથી લેવા જેવું લેવા છતાં, આ સંગીન ભૂમિકાને આપણે ન છોડીએ. નહિ તો હિંદ એનો આત્મા ખોઈ બેસશે. ઉપરની લાહોરથી આવેલી ખબર આ વિષે જાગ્રત બની જવાને માટે નિશાનરૂપ માનવી જોઈએ.

**સાચા રાષ્ટ્રભાષાપ્રચારની કસોટી**

રાષ્ટ્રભાષા વિષે હજી લોકોમાં બુદ્ધિભેદ ઊભો રાખવા માટે પ્રયત્નો ચાલુ હોય એમ જાણવા મળે છે. તેથી કરીને બેએક સાવ સ્પષ્ટ વાતો તેની કસોટીરૂપ જે ગણાય તે સૌને જણાવવી જોઈએ :

૧. જેને રાષ્ટ્રભાષા કહેવામાં આવે છે તે નથી હિંદી કે નથી ઉર્દૂ. એ બે તો તેની શૈલીઓ છે, જે અંગ્રેજોના રાજ્યકાળમાં ખીલી કે ખીલવવામાં આવી છે. અને તેના અભિમાનીઓ આજે પરસ્પર-ખેંચ રાખીને કામ કરે છે. રાષ્ટ્રભાષા એ બેઉના મૂળમાં રહેલી એવી જે સાદી અને બેઉના સુમેળરૂપ લોકભાષા તે છે, કે જે ઉત્તર હિંદમાં આમ રીતે બોલાય છે.

૨. આ ભાષાનું નામ हिन्दुस्तानी છે.

૩. અને તેની લિપિ એ છે — નાગરી અને ફારસી કે ઉર્દૂ.

કમનસીબની વાત એ છે કે, વર્ધા સમિતિ આ માનતી નથી, અને હિંદી-નાગરી-પ્રચાર કરવા છતાં 'રાષ્ટ્રભાષા'ના નામથી લોકમાં ગેરસમજ ઊભી કર્યા કરે છે. અને એવા પ્રયત્નો ગુજરાત અને મહારાષ્ટ્રમાં આજે ચાલે છે. તેથી, લોકને માટે સાદી સમજ એ છે કે, (૧) જેમાં 'હિંદુસ્તાની' નામ ન સ્વીકારાય, અથવા (૨) બે લિપિ ન સ્વીકારાય, તે સાચો રાષ્ટ્રભાષાપ્રચાર નથી એમ માનવું. આ બે મુદ્દાઓ એની કસોટીરૂપ આજે થઈ પડ્યા છે. મુંબઈ સરકાર પણ આ બે વસ્તુઓ માને છે, અને તે મુજબ હવે પ્રાંતના શિક્ષણતંત્રને વ્યવસ્થિત કરે એવી આશા રાખીએ. જો પ્રજા આ સ્પષ્ટતાથી ચાલે તો બધું બરોબર થઈ જશે. એને માટે જરૂરનું એટલું જ છે, જે ગાંધીજીએ થોડા વખત ઉપર નીચેના શબ્દોમાં સાફ કહ્યું છે —

> "હિંદુસ્તાની તત્ત્વતઃ હિંદી અને ઉર્દૂનું મિશ્રણ છે તથા નાગરી અને ફારસી બેઉ લિપિમાં તે લખાય છે, એ હકીકત કદી ન ભુલાવી જોઈએ."

આની જાડી કસોટી એ છે — હિંદુસ્તાની નામ અને નાગરી ઉર્દૂ બંને લિપિનો સ્વીકાર અને અપનાવટ.

**આભાર**

ગયા અંકમાં આપેલા હિંદુસ્તાની ગીતના લેખક વિષે મેં પૂછેલું. અનેક ભાઈઓએ એ વિષે ખબર આપી છે તે, એક જણના પત્રમાંથી નીચે ઉતારું છું:—

> "'શિક્ષણ અને સાહિત્ય'માં 'आज उन्हें मुद्दताज किया' એ ગીતના લેખક વિષે આપે પૂછ્યું હતું. એ ગીત 'સાબરમતીકા સંત તથા અન્ય ગીત' લેખક રમેશ ગુપ્તા, — એ પુસ્તકમાં છે. હમારા હિન્દુસ્તાન પ્રકાશન, ૨૦૭, કાલબાદેવી, મુંબઈ, એ છે એનું સરનામું. કિંમત રૂ. બે. આખું પુસ્તક સુંદર ગીતોથી ભરેલું છે."

આ ખબર આપનાર ભાઈનો આભાર માનું છું. અને તે કાવ્યના લેખક પ્રકાશકની રજા વગર એ પ્રસિદ્ધ કર્યું તેને તેઓ દરગુજર કરશે એવી આશા છે. મ૦

**પત્રલેખન**

હાલમાં શાળાઓમાં વિદ્યાર્થીઓને કાગળ કેમ લખવા તે શીખવવામાં આવતું નથી શું? મારી તેમ જ ગાંધીજીની ટપાલમાં ઘણી વાર બે બે ડિગ્રી મેળવેલા ગ્રેજ્યુએટોનાયે એવા કાગળો આવે છે કે જેમાં કાં તો લેખક પોતાનું પૂરું નામ આપવાનું કે ઠેકાણું આપવાનું કે તારીખ પણ લખવાનું ભૂલી ગયા હોય, અને છતાં અંગત જવાબની અપેક્ષા રાખતા હોય. કેટલાકને એમ લાગતું હોય છે કે, એક વારના કાગળમાં પોતાનું ઠેકાણું વગેરે આપ્યાં હોય તો પછી બીજી વારનો કાગળ ગમે તેટલા દિવસો પછી લખીએ તોયે તે પાછાં આપવાની જરૂર નહીં, અને સહીમાં 'અનુ, મનુ, લલિત,' એવું પોતાનું લાડનું ટૂંકું નામ આપે તોયે બસ. એ યાદ રાખવું જોઈએ કે, આ રીત પોતાનાં સગાં, અંગત મિત્રો, અથવા જેની સાથે વારંવાર પત્રવ્યવહાર થતો હોય તેમની સાથે ચાલી શકે. પણ જેને કદીક કદીક જ પત્ર લખવાના થતા હોય, તેને તો દરેક કાગળમાં પોતાનું પૂરું ઠેકાણું આપવું જ જોઈએ. આ બાબતમાં મથાળા પર જ ઠેકાણું અને તારીખ લખવાની અંગ્રેજી રીત સગવડભરી છે. મોટાં શહેરોમાં રહેનારાઓએ આ બાબતમાં ખાસ ચીવટ રાખવી જોઈએ. મળવા આવનારને માટે ઠેકાણું આપવાની અને ટપાલ માટે ઠેકાણું આપવાની રીતમાં ફરક હોઈ શકે છે. મળવા આવનારને ઘર શોધવું સુગમ પડે માટે બહુ જાતની નિશાનીઓ આપવી પડે. પણ ટપાલ માટે, જેટલું લખવું ટપાલીને માટે પૂરતું હોય તેટલું જ આપવું જોઈએ. તેમાં નકામી વિગતો ઉમેરવાથી ટપાલીને સગવડને બદલે ઊલટી અગવડ થાય.

૭-૧-'૪૭ કિ૦ ઘ૦ મ૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये








વર્ષ ૬ — અંક ૨

ફેબ્રુઆરી — નવજીવન, અમદાવાદ — ૧૯૪૭

# શિક્ષણ અને સાહિત્ય

ફેબ્રુઆરી, ૧૯૪૭

વર્ષ ૬ અંક ૨

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ(૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (કુચા મહાજની, ચાંદની ચોક); લાહોર (રૉયલ પાર્ક, મૅક્લિયડ રોડ) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. ૧૨; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૬—અંક ૨] અમદાવાદ [ફેબ્રુઆરી, ૧૯૪૭


## નામસ્મરણનું યોગ્ય મહત્ત્વ

[નીચેનો સંવાદ કાલ્પનિક નથી. ઘણાં વર્ષો પર કાશીમાં થયેલો. પણ અલબત્ત, લેખરૂપે પ્રસિદ્ધ કરવામાં એમાં વાચકને સમજાય એવા ફેરફાર કર્યા છે, અને કોઈ નોંધ પરથી નહીં પણ સ્મરણ પરથી ઉપજાવેલો છે.]

એક ભાવિક — તમારા એકંદર બોલવા પરથી જણાય છે કે, અનેક પ્રકારના દેવદેવતાઓ તથા તેમની કથાઓ પર તમને શ્રદ્ધા નથી; પણ નામસ્મરણ પર તો તમારી શ્રદ્ધા છે ને?

નાથ (એટલે હું) — નામસ્મરણ પર શ્રદ્ધા એટલે કેવા પ્રકારની શ્રદ્ધા?

ભાવિક — આપણા ધાર્મિક ગ્રંથોમાં જે જાતની શ્રદ્ધા કહી છે તેવી.

નાથ — તે જાતની એટલે કેવી તે જરા સ્પષ્ટતાથી કહો તો સારું.

ભાવિક — ગ્રંથોમાં રામનામનો ઘણો મહિમા કહેલો છે. રામનામ કે પરમેશ્વરવાચક કોઈ પણ નામમાં અતિ સામર્થ્ય છે એમ તેમાં કહ્યું છે, અને તે દર્શાવવા માટે અજામિલ, ગણિકા વગેરેની જુદી જુદી કથાઓ કહેલી છે. તેવા પ્રકારનાં નામસામર્થ્ય અને મહિમા પર તમારો વિશ્વાસ છે કે નહીં?

નાથ — તેવા સામર્થ્ય પર મારો વિશ્વાસ નથી. પણ બીજી રીતે ચિત્તશુદ્ધિના બાહ્ય સાધન તરીકે નામસ્મરણની મદદ લઈ શકાય છે એવો મારો વિશ્વાસ છે.

ભાવિક — આ તમારા કથનનો પરસ્પર વિરોધ મારા લક્ષમાં આવતો નથી માટે તમારું કહેવું વધારે સ્પષ્ટપણે સમજાવો.

નાથ — ગ્રંથોમાં જે પ્રકારનું સામર્થ્ય રામનામમાં છે એમ તમે સમજો છો એ પર મારો વિશ્વાસ નથી એ મેં તમને પહેલાં જ જણાવી દીધું. તેમાં વધારે સ્પષ્ટ કરવાપણું રહેતું નથી. તેમ જ અજામિલ વગેરેની કથાઓને સત્ય ઇતિહાસ એટલે બનેલી વાતો તરીકે હું માનતો નથી.

ભાવિક — એમ તમે કેમ કહી શકો? નામસ્મરણનો જે મહિમા અને સામર્થ્ય આપણા ગ્રંથોમાં વર્ણવ્યાં છે તે પર વિશ્વાસ ન હોવો એ નાસ્તિકતાનું લક્ષણ છે. તે વર્ણન ઉપર પ્રત્યેક હિંદુનો વિશ્વાસ હોવો જોઈએ.

નાથ — ઇશ્વરવાચક નામના સ્મરણ પર વિશ્વાસ રાખવાનો બોધ કેવળ હિંદુ ધર્મમાં જ નહીં પણ સર્વ ધર્મોમાં આપેલો છે. નામસ્મરણ પર વિશ્વાસ ન હોવામાં કેટલું નાસ્તિકપણું છે તેની ચર્ચા હમણાં હું કરીશ નહીં. પણ તમે ઇચ્છો છો તેવો વિશ્વાસ મને નથી છતાં હું નાસ્તિક નથી, એવું હું મારે વિશે કહી શકું છું. અને એથી આગળ જઈ એમ પણ કહેવા ઇચ્છું છું કે, ગ્રંથોમાં વર્ણવેલાં મહિમા અને સામર્થ્ય પર જેમ મને વિશ્વાસ નથી તેમ, બરાબર તપાસશો તો તેના પર તમને પણ નથી અને આ કાશીક્ષેત્રમાં કોઈનેયે નથી, એમ જણાઈ આવશે.

ભાવિક — તમે આ ગમે તેમ શું બોલી રહ્યા છો? તમને વિશ્વાસ ન હોય તો નથી એમ ભલે તમે કહો, પણ તે સાથે જ બીજાઓનેય નથી એ તમારું કહેવું જરા પણ બરાબર નથી.

નાથ — મારું કહેવું તદ્દન બરાબર છે. અને તે કેવી રીતે બરાબર છે એ તમારા ધ્યાનમાં લાવવા પ્રયત્ન કરીશ. ગ્રંથોમાં નામસ્મરણનું અધિકમાં અધિક શું સામર્થ્ય કહ્યું છે વારુ?

ભાવિક — કોઈ ગમે તેવો પાપી હોય પણ જો તે કેવળ એક વાર રામનામનો ઉચ્ચાર કરે તો માત્ર એક

તમે પણ કોઈની સાથે વર્તતાં આ જ વસ્તુને જોતા હશો; અને બીજા માણસો પણ કોઈ પર વિશ્વાસ મૂકવામાં આ જ જાતનું ધોરણ રાખે છે. વિશ્વાસ રાખવાની બાબતમાં નામસ્મરણને કોઈ મહત્ત્વ આપતું નથી, એ હું અનુભવથી જાણું છું.

કેવળ નામસ્મરણથી કોઈયે પાપમાંથી છૂટી શકતું નથી, પણ માણસ પશ્ચાત્તાપથી પાપમાંથી છૂટી શકે છે. પશ્ચાત્તાપ સિવાય લીધેલા રામનામમાં કશો અર્થ નથી. પશ્ચાત્તાપ વિના લીધેલું રામનામ માણસને ભાવી દુષ્કૃત્યમાંથી બચાવી શકતું નથી. અંતરનો ખરો પશ્ચાત્તાપ પાપને બાળી નાખે છે એટલું જ નહીં પણ પાપના મૂળનેય તે બાળી શકે છે. પશ્ચાત્તાપ પછી ભાવપૂર્વક લીધેલું નામ પશ્ચાત્તાપથી આવેલી શુદ્ધિને કાયમ રાખવામાં ઉપયોગી થાય છે, ચિત્તના પવિત્ર સંકલ્પને બળ આપે છે. પરંતુ પાપ માટે તીવ્ર પશ્ચાત્તાપ અને ફરીથી પાપ તરફ ન જવાનો નિર્ધાર માણસના મનમાં દૃઢપણે હોય તો જ આ બધી વાત બની શકે છે.

ઘણા લોકો રામનામ લે છે, પરંતુ તે લેવામાં બધાના હેતુ સરખા નથી હોતા. ભિખારી, દંભી અને ભક્ત ત્રણે નામ ભૂલતા નથી. પરંતુ એ ત્રણેના મૂળ હેતુમાં કેટલું અંતર હોય છે? નામના આધારે એક ચાર પૈસા મેળવે છે, બીજો તેના પર દંભ ચલાવે છે, અને ત્રીજો તે જ નામની મદદથી પોતાની ચિત્ત-શુદ્ધિ સાધે છે. નામ એક જ છતાં દરેકને તેના હેતુ પ્રમાણે તેનાથી જુદી જુદી સિદ્ધિ મળતી હોય છે; કારણ નામમાં કોઈનેયે સ્વતંત્રપણે પવિત્ર કરવાનું સામર્થ્ય નથી. એટલે કેવળ નામને મહત્ત્વ ન આપતાં, તેનો મહિમા ન વધારતાં તેને લેનારના હેતુની પવિત્રતા અને ઉદાત્તતાને મહત્ત્વ આપતાં શીખવું જોઈએ. માણસની પરીક્ષા તેના જીવનના હેતુ પરથી અને તે સિદ્ધ કરવાનાં તેનાં સાધન અને પદ્ધતિ પરથી આપણે કરવી જોઈએ. નામસ્મરણ ચિત્તશુદ્ધિ માટે સૌથી શ્રેષ્ઠ અને સહેલું સાધન છે એમ મનાયું છે, પણ આત્મપરીક્ષણથી જે પોતાનો દોષ શોધી કાઢતો હશે, તે દોષ માટે જેને પશ્ચાત્તાપ થતો હશે — લજ્જા થતી હશે, અને દોષોમાંથી પોતાના મનને દૂર રાખીને પોતાની શુદ્ધિ સાધવાનો જેનો અનેક બાજુથી સતત પ્રયત્ન ચાલુ હશે, સદ્ગુણી અને સદાચારસંપન્ન થવામાં જ જીવનની ધન્યતા માનતો હશે, તે જ પોતાના હેતુની સિદ્ધિમાં નામસ્મરણનો કાંઈ ઉપયોગ કરે તો થઈ શકે એમ છે. મનુષ્યને પોતાના ચિત્તની શુદ્ધિ માટે તે જાતનો દૃઢ હેતુ — દૃઢ સંકલ્પ હોવો જોઈએ. સંકલ્પના બળ પર તેની દૃઢતા અવલંબે છે. સંકલ્પના સાતત્ય સિવાય સંકલ્પમાં બળ આવી શકતું નથી. સદૈવ જાગૃતિ સિવાય સાતત્ય રહી શકતું નથી. જાગૃતિ માટે કાંઈક બાહ્ય સ્થૂળ નિમિત્તની જરૂર હોય છે. સાધન પ્રત્યે પાવિત્ર્યની ભાવના હોવી જોઈએ, નામ જેટલું પવિત્ર લાગનારું, સહેલું, સરલ, શ્રમ વગરનું, ખર્ચ વગરનું બીજું સાધન હજુ સુધી જડયું નથી. તે ચોરાઈ જવાનો ભય નથી તેમ જ તે બગડી જવાનો ભય નથી. આવું આ નામનું સાધન છે. પરંતુ આ બધું સમજતાં છતાં આ વાત ક્યારેય ન ભૂલવી જોઈએ કે કેવળ નામમાં કશી શક્તિ નથી. માનવી મનમાં ચિત્તશુદ્ધિ અને ઉન્નતિની ઇચ્છા પ્રબળપણે ઊઠી હશે અને તે ઇચ્છા સાથે હેતુની દૃઢતા — સંકલ્પનું બળ વધતું હશે તો જ નામનો કાંઈક ઉપયોગ થશે; નહીં તો તેનો કશો ઉપયોગ થશે નહીં. પૂજા, મંત્ર, જપ, પ્રાર્થના, સ્તવન, તીર્થાટન, પ્રદક્ષિણા અને તે પ્રમાણે નામસ્મરણ વગેરે બધામાં ઉદ્દેશ ચિત્તને જાગ્રત કરીને પોતાના પવિત્ર સંકલ્પમાં બળ લાવવાનો હોવો જોઈએ. સંકલ્પની સતત સ્મૃતિ માટે ચિત્તને કાંઈક બાહ્ય સ્થૂળ નિમિત્તની જરૂર હોય છે. તે માટે નામસ્મરણ છે. તે સ્મરણ કરવામાં જે ઉપયોગી થાય છે તેને તેના પરથી જ 'સ્મરણી' (માળા) આપણે કહીએ છીએ. આ બધું કહ્યા છતાં પણ ફરીને એ જ કહેવાનું મન થાય છે કે, આપણા જીવનના શુદ્ધ હેતુની સિદ્ધિ માટે આ બધાંનો કાંઈ ઉપયોગ થઈ શકતો હોય તો જ તેની કાંઈ કિંમત છે. તેમ થતું ન હોય તો જીવનની શુદ્ધિની દૃષ્ટિએ આ બધાંની કિંમત શૂન્ય છે. શુદ્ધ હેતુ હોય તો આ સાધન સિવાય પણ માણસ શુદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. અને તેનો તેવો હેતુ ન હોય તો કેવળ બાહ્ય સાધનોનો કશો ઉપયોગ નથી, કારણ કે તેમાં માણસનો ઉદ્ધાર કરવાનું સ્વતંત્રપણે સામર્થ્ય નથી. તેમાં તેવું સામર્થ્ય ખરેખર હોત તો રામનામ લેનારા ભિખારી, દંભી અને આપણા બધાનો આજ સુધીમાં ઉદ્ધાર થયા સિવાય રહ્યો હોત કે?

કેદારનાથ

# પાયાની કેળવણીના પાયા કયાં છે?

પાયાની કેળવણી વિશેષતઃ જીવનમય કેળવણી છે એમ આપણે ગયા અંકમાં જોઈ ગયા. જે કેળવણી આપણા જીવનના સમગ્ર ક્ષેત્રને સ્પર્શ કરે છે, અને જે કેળવણી આપણા જીવન સાથે ઓતપ્રોત થઈ જાય છે, તે જ સાચી કેળવણી નીવડવાની છે. બાળક જન્મે છે ત્યારથી તે એનો અંત આવે છે, ત્યાં સુધી આ સાચી કેળવણીનું કાર્ય એક અથવા બીજી રીતે ચાલ્યા જ કરે છે. આથી જ જગતના મહાન પુરુષો પોતાને આજીવન 'વિદ્યાર્થી' માને છે. એમના જીવનનું ઘડતર જીવનના અંત સુધી ચાલુ રહે છે. 'જીવનમય' કેળવણીની બીજી અંતર્ગત વસ્તુ એ રહેલી છે કે, જીવનના બધા જ નાના મોટા વ્યાપારોમાં એ કેળવણીનું કામ ચાલ્યા કરે છે. માનવજીવનનો એક પણ વ્યવહાર એવો નથી જેને કેળવણીની જરૂર ન હોય. સંપૂર્ણ મનુષ્યના ઘડતર માટે આવી સર્વાંગી કેળવણી અનિવાર્ય હોય છે. આ બન્ને વસ્તુ ધ્યાનમાં લેતાં જીવનમય કેળવણીના પાયાની શોધ આપણે બધે જ કરવાની રહે છે.

આ પાયાની શોધ આપણે ક્યાં કરીશું? જીવન તો સમગ્ર એકમ ('વન હોલ') છે. પરંતુ સમજવાની દૃષ્ટિએ એનો વિચાર આપણે ત્રણ રીતે કરી શકીએ. બાળક જન્મે છે ત્યારથી એના જીવનના ધારણ અંગે જ કંઈ ને કંઈ વ્યવહારો કરવા પડે છે. ખાવું, પીવું, સૂવું, બોલવું, ફરવું વગેરે જીવનના અનેક વ્યવહારો પ્રત્યેક જીવન સાથે અનિવાર્ય રીતે સંકળાઈ ગયા છે. એ બધા વ્યવહારો આજે જે રીતે ચાલી રહ્યા છે, એથી જીવનનું સાચું ઘડતર ભાગ્યે જ થાય છે. જીવનના એ વ્યવહારોને તો આજે આપણે સ્વચ્છંદી રીતે ચાલવા દઈએ છીએ. એ વ્યવહારોને સાચી રીતે ચલાવવા હોય તો એને કેળવવાની તો જરૂર રહે જ છે; છતાં આજે તો આપણે એમ માની બેઠા છીએ કે કેળવણીને એ વ્યવહારો સાથે ભાગ્યે જ સંબંધ હોય છે. પૂજ્ય રવિશંકર મહારાજ આપણને એમ જણાવે કે, આપણને ચાલતાં નથી આવડતું માટે ચાલતાં શીખવું જોઈએ. એમની એ ટકોરથી આપણને નવાઈ બહુ લાગે છે અને છતાં હકીકત તો રહે જ છે કે, જીવનના એ વ્યવહારોને કેળવણીની જરૂર રહે જ છે. જીવનમય કેળવણીનો વિચાર કરતાં એના પાયા જીવનના આ વ્યવહારમાં પણ રહેલા જણાય છે. આથી જીવન-વ્યવહારની જ્યાં કેળવણી આપી શકાય છે ત્યાં પાયાની કેળવણીનો પ્રારંભ થાય છે એમ આપણે માનવું જોઈએ.

આપણા જીવનને બીજી રીતે વિચારીશું તો આપણને જણાશે કે, આપણા જીવનના ધારણ-પોષણ અંગે આપણને કંઈ ને કંઈ પ્રવૃત્તિઓ કરવી પડે છે. બાળકના જીવનમાં એ પ્રવૃત્તિઓની બહુ જરૂર નથી રહેતી, કારણ કે એના પોષણની જવાબદારી એનાં માબાપ અથવા વડીલો પર રહેલી છે. પરંતુ બાળક મોટું થતાં પણ એ જવાબદારી મોડીવહેલી આવે જ છે. જીવનના ધારણ-પોષણ અંગેની એ પ્રવૃત્તિઓને આપણે આપણા જીવનના નિર્વાહની પ્રવૃત્તિ તરીકે ઓળખી શકીએ. કોઈ માણસ શ્રમજીવી જીવન ગાળી પોતાનો નિર્વાહ કરે છે, તો કોઈ એ શ્રમજીવીઓના પરિશ્રમ પર અવલંબિત રહી પોતાનો નિર્વાહ કરે છે. ડૉક્ટરો, વેપારીઓ અને શિક્ષક-અધ્યાપકો, કે જમીનદારો અને મિલ-માલિકોનો જીવનનિર્વાહ બીજી રીતે થાય છે. આપણા જીવનનિર્વાહની આ અનેક પ્રવૃત્તિઓમાં પણ આજે તો આપણે ગોથાં જ ખાઈએ છીએ. આજની કેળવણીમાં જીવનનિર્વાહની પ્રવૃત્તિઓની સાચી કેળવણીને બહુ ઓછો અવકાશ રહે છે. વાત સાચી કે આજની કેળવણી-સંસ્થાઓનો હેતુ એ હોય છે ખરો કે એમાં આવતા વિદ્યાર્થીઓ, ભણીને કમાતા થાય. માબાપોની સામાન્ય માન્યતા પણ એ રહે છે કે છોકરો ભણશે તો કમાશે. એટલા સારુ તો છોકરીની કેળવણીને હજી સુધી છોકરાની કેળવણી જેટલું મહત્ત્વ નથી મળતું! "છોકરીને શું કામ ભણાવીએ. એને ક્યાં કમાવા જવું છે" આ માન્યતા લગભગ બધા જ રાખે છે. પરંતુ, 'કમાતાં શીખવા'માં જીવનનિર્વાહની કેળવણીનો ભાસ ભલે થતો હશે, આજે તો 'કમાતાં શીખવા'માં જીવનનિર્વાહનો પ્રશ્ન એટલો બધો ગૂંચવાઈ ગયો છે કે એને અંગેની લગભગ બધી જ પ્રવૃત્તિઓ વંઠી જવા માંડી છે. એક રીતે વિચારીએ તો જીવનનિર્વાહની પ્રવૃત્તિઓની અ-કેળવણીને લીધે પણ આજના જગતના અને જીવનના ઘણાયે ગૂંચવાયેલા કોકડામાં આપણે ભેરવાઈ પડ્યા છીએ. જીવનમય

સાફ કર્યાનો યશ ખાટનાર માણસ તે પછીના હિંદી પ્રશ્નને ઉકેલવામાં આ રીતે ઊણો ઊતર્યો. આ સંજોગોમાં બ્રિટિશ કૅબિનેટ શી રીતે વર્તે ? (૧) તેના ઉપર અવિશ્વાસ હિંદમાં જાગ્યો તેનો ઉત્તર એણે આપવો જોઈએ. (૨) હિંદના કોકડાને ઉકેલવામાં ગૂંચાઈ પડેલા વાઈસરૉયનું શું કરવું ? જો તેને સાચવે તો પોતાની આખી નીતિ જ રોળાય છે. તેને પાછો બોલાવવાનું પગલું ભરવું ? એ પોતાની વચગાળાની કારોબારીને એકરાગે ચલાવી નથી શકતો તેનું શું ?

વડા પ્રધાન એટલીએ પોતાના નિવેદનથી આ મોટા પ્રશ્નનો ઉત્તર આપ્યો. પોતા પરનો વિશ્વાસ હિંદી પ્રજા ન ખુએ તે માટે તેણે અહીંથી સત્તા છોડવાની ચોક્કસ મુદત બાંધી આપી. અને વાઈસરૉયને પાછો બોલાવી લઈ બીજાને મોકલવાનું ઠરાવ્યું. અને તેને ચોક્કસ કામ એ સોંપવામાં આવવાનું જાહેર કર્યું કે, તેણે જાહેર કરેલી તારીખે બ્રિટિશ સત્તા છોડવાની તૈયારી તેણે કરવાની છે. એટલે કે, વાઈસરૉય પણ હવે વચગાળાનો બની રહે છે. એ તૈયારી એટલે હિંદી પ્રજા પોતાનું નવું બંધારણ ઘડે એ દરમિયાન તેનું રાજ્યતંત્ર સૌની રાજીખુશીથી ચાલે એ જોવું અને મદદ કરવી. બ્રિટિશ વડા પ્રધાન જાહેર કરે છે કે, આ કરવાને માટે ૧૯૩૫નું રાજ્યબંધારણ ચાલશે નહિ; એટલે તેમાં જે કાંઈ ફેરફાર કરવા જોઈશે તે કરવામાં આવશે. વાચક યાદ રાખે કે, ક્રિપ્સ વખતે કશો બંધારણીય ફેરફાર કરવાની વાત વિચારક્ષેત્રની બહાર છે એમ ચોખ્ખું જણાવવામાં આવેલું. હવે તે વસ્તુ રહી નથી. કારોબારીનાં કામકાજ ને નીતિરીતિ ઇ૦ બાબતોમાં જરૂરી ફેરફાર હવે કરી શકાશે. કેટલાક પૂછે છે કે, વચગાળાની સરકારના ઝઘડા બાબત કશું ન જાહેર થયું. એનો જવાબ કાનૂની ફેરફારો કરવાની આ જાહેરાતમાંથી મેળવવો જોઈએ. નવા વાઈસરૉયે એ તકરારી મુદ્દાનો ઉકેલ આણવાનો છે. વેવેલે જે તકરાર જાણ્યેઅજાણ્યે જગવી તેને શમાવવાનું કામ લઈને તે પદનો ઉત્તરાધિકારી આવે છે. તે જ એ સંભાળે એ યોગ્ય છે. તેને સારુ જો કાનૂની સુધારાની જરૂર હશે તો તે બ્રિટિશ કૅબિનેટ તેને કરી આપશે. ઉપરાંત પણ બીજા જરૂરી સુધારા હવે ૧૯૩૫ના કાયદામાં થઈ શકશે, જેથી વાઈસરૉય પોતાની નવી ફરજ બરોબર બજાવી શકે.

વાઈસરૉય જેવો વાઈસરૉય જો બદલી કરાય તો હિંદી વજીરે નીમેલા મુલ્કી તથા ફોજી અમલદારો — આઈ. સી. એસ. અને પોલીસ સોલ્જરો — નું તો ધરતે રસ્તે થશે જ, એ તેમાંથી આપોઆપ સમજાય એવું છે.

આ જાહેરાત પછી હિંદની બંધારણસભાનું પદ પૂરી મહત્તાએ પહોંચે છે. તે હવે જે ઠીક માને તે ઉકેલ આણે. લીગ તેમાં આવે કે ન આવે; તેને શું કહેવાનું છે તે એ સભા સમજે ને કામ કરે; અને જે ઉકેલ આણે તે સૌ સમજુ વર્ગો સ્વીકારે એવો હોય. હવે ત્રીજા પક્ષ પાસે દોડાદોડી કરવાની નથી રહેતી. અદાલતોને પણ નાહક પૂછાપૂછી કરી તસ્દી આપવી શું કામ ? છતાં જો સૌને કોઈ વખત પૂછવા જેવું લાગે તો જરૂર પૂછે. પણ વખત ખોવાનો હવે ન હોય. મેજર એટલીએ આપેલી તારીખ મુજબ હિંદી પ્રજાએ હવે પોતાના દેશનો કબજો લેવાનું સમયપત્રક તૈયાર કરી લઈ તે માટેનો કાર્યક્રમ ગોઠવી લેવો જોઈએ. આશા રાખીએ કે લીગ હવે ત્રીજા પક્ષના બળના જોરે ઝૂઝવાનું છોડશે અને પોતાની જવાબદારી અદા કરશે.

છેવટે બે મોટા મુદ્દા બાકી રહે છે :—

૧. બ્રિટિશ સરકાર એની સત્તાત્યાગની તારીખ સાચવશે ? કે વળી કોથળામાંથી આગળ ઉપર નવું બિલાડું કાઢશે ?

૨. જો લીગ અને કૉંગ્રેસ એક ઉકેલ પર ન આવે અને પૅલેસ્ટાઈના યહૂદી આરબ પેઠે જ રહે તો ?

બ્રિટિશ સત્તા વિષે સાશંક રહેવાને ટેવાયેલું હિંદી માનસ છાશને પણ ફૂંકીને પીએ, તેમાં કશું વધારે પડતું નથી. પહેલો મુદ્દો એમાંથી નીપજે છે. એનો ઉત્તર તો સહેલો છે : જો એમ થાય તો હિંદ સમજશે કે હજી તેની લડત ઊભી જ છે. એટલે કે, સ્વરાજ લઈને જ રહેવાને માટે કમર કસેલી પ્રજાને આ મુદ્દો મોટી વિમાસણમાં ન નાખી શકે. તેવો મુદ્દો તો બીજો છે. અને બ્રિટિશ લોક પણ જો કાંઈ ડગમગો બતાવે તો તે આ બીજા મુદ્દાની જ આપણી ઊણપના જોર ઉપર. એટલે મોટો મુદ્દો તો એક-બંધારણ ઘડીને બ્રિટિશ હકૂમતને રૂખસદ–ચિઠ્ઠી આપવાનો છે. તે ન જ બને તો ? અહીંયાં ગાંધીજીએ થોડા વખત પર આપેલી ચેતવણી યાદ કરવા જેવી છે — જો હિંદુઓ અને મુસલમાનો એક થઈ દેશનો કબજો નહિ લે તો

અંગ્રેજો તો જવાના તે જશે જ; પરંતુ તે એકને બદલે અનેક બીજાઓ દેશના રાજા બની બેસશે. આ સંબંધમાં બ્રિટિશ પરદેશ મંત્રી બેવીને પૅલેસ્ટાઇનનો મામલો સંયુક્ત રાષ્ટ્રમંડળને સોંપ્યો, એ યાદ આવે છે. દેશની લડનારી કોમો આ યાદ રાખીને હવે પછી વર્તે. હિંદનો પ્રશ્ન તે રીતે ન ફૂંટાવો જોઈએ. એમાં આપણી પ્રજાકીય નામોશી પણ રહેલી છે. હિંદ દેશ બધી કોમોનો છે; કોઈ કોમ ત્યાં નવું ઘર કરવા આવતી નથી. હળીમળીને તથા ગંભીરમાને સાથે રહેવાપણું જ વિચારી લેવાનું છે. તે જો હિંદને નહિ આવડે તો જગતમાં કોને આવડશે?

૨૧-૨-'૪૭ મગનભાઈ દેસાઈ

# આંધ્રની સૌંદર્યધાની

બેઝવાડા અથવા બીઝવાડા એ નામનો બીજ — વીજળી સાથે સંબંધ હોવો જોઈએ એમ મને શાથી લાગ્યું તેની ખબર નથી. જેવું બીજાપુર તેવું જ બીઝવાડા એવો કંઈક ખ્યાલ બંધાયો હશે. તપાસ કરતાં એમ જણાયું કે, પ્રાચીન ગ્રંથોમાં આનો વિજયવાડા નામથી ઉલ્લેખ છે. એટલે તરત ભેજામાં એક નવો વિચાર આવ્યો અને સરખામણી શરૂ થઈ કે, આંધ્ર અને કર્ણાટક બન્નેને જેને વિષે આત્મીયતા લાગે એવું પોતપોતાનું વિજયનગર હતું જ. તેના જેવું જ આ વિજયવાડા હોવું જોઈએ. આજે પણ વિજયવાડા એ જ આંધ્ર પ્રાંતનું મુખ્ય શહેર છે. કોઈ વિજય મળ્યા પછી તેનું સ્મરણ કાયમ રાખવા માટે વિજયવાડાની સ્થાપના થઈ હશે. પણ શ્રી કાળેશ્વર રાવે કહ્યું (એમના જ આમંત્રણથી હું આજે બેઝવાડા આવ્યો છું), "અર્જુનનું એક નામ વિજય જ છે ને? તે પરથી આ નામ પડ્યું છે. આ જ સ્થળે અર્જુને તપશ્ચર્યા કરી હતી અને કિરાત મહાદેવની સાથે યુદ્ધ કરીને પાશુપત અસ્ત્ર પ્રાપ્ત કર્યું હતું." એટલે મારું મન બોલ્યું, "બરાબર, બરાબર. અહીંના મહાદેવને મલ્લિકાર્જુન કહે છે તેમાં અર્જુન નામ આવે છે ખરું."

એમ જોવા જઈએ તો અર્જુન એ એક ઝાડનું નામ છે. તેની પડખે નાજુક ફૂલ આપનારી મલ્લિકા કેટલી બધી શોભે! પણ જ્યાં નામની પાછળ જૂના ઇતિહાસની જ શોધ કરવામાં આવે છે ત્યાં એકલા પ્રાકૃતિક કાવ્યથી કોને સંતોષ થવાનો હતો? (પાટલીપુત્ર અથવા કુસુમપુર એ શહેરની પાછળ કેવળ ફૂલોનું સૌંદર્ય છે એમ કહીએ તો ઝાડનું જ નામ ધારણ કરનાર બિહારી સમ્રાટ અશોકને પણ સંતોષ થશે ખરો?)

શરાવતીની જેમ સહ્યાદ્રિ પરથી એક જ ભૂસકો મારીને પશ્ચિમ સાગરને મળવાને બદલે કૃષ્ણા નદી મહાબળેશ્વરથી પૂર્વ તરફ વળી, અને અનેક નદીઓ પાસેથી ખંડણી વસૂલ કરતી કરતી પૂર્વ સમુદ્રને જઈને મળી. પોતાના બધા વૈભવ સાથે સમુદ્રને જઈ મળવાની તૈયારી કરતી વખતે તેને થતો સંભ્રમ, અથવા કહો કે હર્ષોન્માદ, આંખ ભરીને જોવા મળે તેટલા માટે બે શહેરો મધ્યયુગમાં તેને કાંઠે આવીને વસ્યાં. એક બાજુએ વિજયવાડા અને બીજી બાજુએ અમરાવતી. અમરાવતી એ એક જબરદસ્ત અને સમૃદ્ધ વિદ્યાધામ હતું અને વિજયવાડા એક મહાન સામ્રાજ્યનો કારભાર ચલાવનારું પાટનગર હતું. આ બે શહેરો વિશાળ કૃષ્ણાને કાંઠે સામસામે આવેલાં હતાં. તેથી વિદ્યાપીઠ (અમરાવતી)ને પોતાને માટે આવશ્યક એવી અલિપ્તતા પણ મળતી હતી અને રાજધાનીના સાન્નિધ્યનો લાભ પણ તેને મળતો હતો. રાજધાનીને પણ ધર્મ અને વિદ્યાકળાની ઉપાસના કરનારું ધામ પોતાની નજીકમાં જ હોવાથી કર્તૃત્વશાળી લોકોની કદી અછત નહિ પડી હોય. અમરાવતી એટલે ઇન્દ્રનગરી અને વિજયવાડા એટલે ઇન્દ્રપુત્ર — અર્જુન — ની તપોભૂમિ.

પણ આપણે સૌંદર્યના ધામના વર્ણનની શરૂઆતમાં જ અભ્યાસજડ ઐતિહાસિક સંશોધન લાવવાની કશી જરૂર નથી.

મને બેઝવાડાનું સૌથી પ્રથમ દર્શન થયું તે સને ૧૯૨૧ની ઐતિહાસિક મહાસભાસમિતિની બેઠક માટે હું બેઝવાડા આવ્યો હતો તે વખતે. લોકમાન્ય ટિળકની પુણ્યસ્મૃતિને સાક્ષી રાખીને રાષ્ટ્રે આ જ ઠેકાણે સ્વરાજ્યસાધનાને માટે એક કરોડ રૂપિયાનો ફાળો ભેગો કરવાનો સંકલ્પ કર્યો હતો. ક્રાન્તિકારક ચક્ર (રેંટિયો) ચલાવીને આખા દેશને ખાદીથી મઢી દેવાનો સંકલ્પ પણ અહીં કરવામાં આવ્યો હતો. અગાઉ કોઈ પણ મહાસભાના અધિવેશનમાં કદી નહિ આવ્યા હોય એટલા

આંધ્ર પ્રાંતના લોકો દૂર દૂરનાં ગામડાંમાંથી હાથમાં ધ્વજપતાકા લઈને ભજનો ગાતાં ગાતાં અહીં ભેગા થયા હતા.

બધા પ્રાંતોના પ્રતિનિધિઓ કૃષ્ણાના પવિત્ર જળમાં મળસકે સ્નાન કરીને સભામાં આવતા. હિંદના તિરંગી ઝંડાની કલ્પનાને મૂર્ત સ્વરૂપ આ જ વખતે અને આ જ સ્થળે પ્રાપ્ત થયું હતું. લાલ, લીલો અને સફેદ એમ એક પર એક રંગ નક્કી કરીને તે બધા પર રેંટિયાની આકૃતિ હોવી જોઈએ એમ અહીં જ ગાંધીજીએ સૂચવ્યું હતું. હિંદુઓના લાલ રંગના આધાર પર મુસલમાનોનો લીલો રંગ સુરક્ષિત છે; અને આ બે કોમોની અહિંસાવૃત્તિના આધાર પર બાકીની બધી લઘુમતી કોમો વેરભાવથી મુક્ત રહીને ભયરહિત છે — એવી મૂળ કલ્પના હતી, અને ગરીબોની એકમાત્ર આશા સમું અહિંસક ઉદ્યોગનું ચક્ર (રેંટિયો) તેની ઉપર શોભતું હતું.

તે પછી મહાસભાએ એક સમિતિ નીમીને અને પાછળથી તેના ઠરાવમાં પણ ફેરફાર કરીને સફેદ રંગને વચ્ચે આણ્યો, લાલ રંગને બદલે કેસરી રંગ પસંદ કર્યો, અને કેસરી રંગ બલિદાનનો દ્યોતક છે, લીલો રંગ ફકીરીનો દ્યોતક છે અને સફેદ રંગ નિર્વૈર શાંતિનો દ્યોતક છે એમ ઠરાવ્યું.

છેલ્લાં પચીસ વરસ દરમ્યાન હું કેટલીય વાર બેઝવાડે આવ્યો છું, કેટલીય વાર મેં ભાષણો આપ્યાં છે, પરંતુ કોઈ પણ વખતે કૃષ્ણા માતાનું દર્શન કરવાને ચૂક્યો નથી. ક્યારેક સૂર્યોદય વખતે તો ક્યારેક સંધ્યાસમયે, ક્યારેક સૂરજ માથા પર ધગધગતો હોય તે વખતે તો ક્યારેક આકાશ વાદળાંથી ઘેરાયેલું હોવાથી બિહામણા લાગતા રાતના દસ વાગ્યાને સમયે હું કૃષ્ણાને દર્શને દોડી ગયો છું.

દરેક ઋતુમાં કૃષ્ણાની અનેરી શોભા અહીં મને દેખાઈ છે. પણ આ વખતે કૃષ્ણાએ જે અદ્ભુત સૌંદર્યદર્શન કરાવ્યું તેવું આ પૂર્વે કદી કરાવ્યું હોય એવું યાદ આવતું નથી. ખરા ઉનાળામાં જ્યારે બંધ નીચેનો પ્રવાહ તદ્દન ક્ષીણ થઈ જાય છે, ત્યારે પાણીના કરતાં ખડકો જ આંખને વધારે વળગે છે. અને વર્ષા ઋતુ બરાબર જામી જઈને 'સર્વતઃ સંપ્લુતોદકે' જેવી સ્થિતિ થાય છે ત્યારે અહીં ખાસ જોવા જેવું કશું જ બાકી રહેતું નથી.

આ વખતે શિયાળાનો 'ધનુર્માસ' ચાલુ છે. ઠંડી માફકસર જ છે. આકાશનાં વાદળાંને જાત જાતનાં નખરાં કરવાનું સૂઝી આવે છે. નદીનું પાત્ર બન્ને કાંઠા સુધી છલોછલ ભરેલું છે. અને છોડી દેવા જેવું એટલું બધું પાણી નદીની પાસે ફાજલ પડેલું છે કે, લોખંડી દરવાજાની નીચે થઈને બહાર નીકળનારું પાણી વ્યાસ તથા વાલ્મીકિની પ્રતિભાની સાથે ટક્કર ઝીલી રહ્યું છે એવો આભાસ થાય છે. ઉપરની બાજુએ આ કાંઠેથી પેલા કાંઠા સુધી ભટજીના પેટ જેવું ફૂલેલું પાણી જાત જાતની હોડીઓને પોતાની સપાટી પર રમાડી રહ્યું છે અને નીચે ભાત ભાતના બંધ (ડિઝાઈન) રચતું રચતું પાણી જાતે જ ઉન્માદક રમતો રમી રહ્યું છે. આનંદનો, દુઃખનો, હર્ષનો અથવા ઉદ્વેગનો ઊભરો પેટમાં જ્યારે સમાતો નથી ત્યારે જેમ માણસ રહી રહીને ઉદ્ગાર કાઢ્યા જ કરે છે અને ગમે તેટલા ઉદ્ગાર કાઢે તોપણ બસ થતું નથી, તે જ પ્રમાણે અહીંના પાણીને ઠંડા હિમ જેવા ઊભરા આવતા હતા અને ફાટી ગયેલા ફીણની વક્ર રેખાઓ આખા પૃષ્ઠભાગને આરસપહાણના પથ્થરની માફક અબરખની શોભા આપતા હતા.

અહીં પૂર્વે આ કાંઠેથી પેલા કાંઠા સુધી સેંકડો ફીટ ઊંચી ટેકરીઓનાં શિખરોને જોડી દેનારું એક લોઢાનું લાંબું દોરડું હતું. આટલું મોટું અને આટલું લાંબું દોરડું આટલું બધું ઊંચે તાણીને બાંધેલું જવલ્લે જ જોવા મળે છે. એમ કહેવાય છે કે, ૧૯૨૫ની સાલમાં આકાશમાં ભારે મોટો વંટોળ ઊઠ્યો અને પવનના વમળનો વેગ સહન ન થવાથી આ પ્રચંડ દોરડું તૂટી ગયું. હવે એ દોરડાને બદલે તારખાતાએ બંધની નીચેની બાજુએ તારના થાંભલાઓ પર અનેક તારો બાંધેલા જોવામાં આવે છે.

અહીંના સમગ્ર દૃશ્યનું વર્ણન શી રીતે કરવું? માણસના કેવળ હાડપિંજર પરથી જેમ તેના શરીરનું લાવણ્ય તેમ જ યૌવન વ્યક્ત થઈ શકતું નથી, તે જ પ્રમાણે કેવળ શાબ્દિક વિવરણ દ્વારા અહીંના જલરાશિનું અને ટેકરીઓમાં થઈને દોડનારા વારિપ્રવાહનું સૌંદર્ય વ્યક્ત થઈ શકે નહિ. ચારે કોર પ્રસરેલી ઊંચી ઊંચી ટેકરીઓ, તેમની ઉપર ઘૂમટ જેવું વ્યાપેલું આકાશ, આકાશમાં જટાયુનાં પીંછાં જેવાં વિખરાયેલાં વાદળાં અને બધાને વિવિધ પ્રકારે પ્રતિબિંબિત કરનાર

કૃષ્ણાના તરંગો — આ બધો આંખનો વિષય છે; જ્યારે શબ્દો બિચારા કણશઃ અને ક્ષણશઃ કલ્પનાને જાગ્રત કરીને કાન વાટે ભેજામાં ચિત્રો પેદા કરવાનો પ્રયત્ન કરનારા રહ્યા ! આ બેનો મેળ શી રીતે ખાય ?

ઊભરાતા પાણીનો નશો આંખમાં ધારણ કરીને જ અમે પાસેની ટેકરી પર ચડ્યા. એક બાજુએ કંઈક આગળ પડતી જગ્યા કબજે કરીને શ્રી મલ્લિકાર્જુન મહાદેવ વિજયવાડાને આશિષ આપી રહ્યા છે અને બીજી બાજુએ ટેકરીની ખીણમાં બનેલા ઘરા પાસે માતા કનકદુર્ગા કૃષ્ણાના પ્રવાહની અને વિજયવાડાના માનવસાગરની સૌંદર્યલહરીઓ નિહાળી રહી છે.

ગયાં પચીસ વર્ષમાં બેઝવાડાની વસ્તી કેટલી બધી વધી છે — બેહદ વધી છે એમ જ કહેવાનો હતો — પણ આંધ્ર જ્યારે સ્વતંત્ર રાષ્ટ્ર બનશે (તેલુગુ ભાષામાં ઇતિહાસને 'ચરિત્ર' અને પ્રાંતને 'રાષ્ટ્ર' કહે છે.) અને બેઝવાડા જ્યારે તેની રાજધાની થશે ત્યારે અહીંની વસ્તી આથી ચાર ગણી વધે તોય નવાઈ નહિ.

આસામ પ્રાંતમાં દાખલ થતાં જ કામાક્ષીની ટેકરી પરથી બ્રહ્મપુત્રાનો વિસ્તાર અને ગોહાટીની થતી ઝાંખીથી મુગ્ધ બનેલા પાશ્ચાત્ય પ્રવાસીઓએ કહ્યું છે કે, આટલું સુંદર દૃશ્ય દુનિયામાં બીજે ક્યાંય ભાગ્યે જ જોવા મળે. મલ્લિકાર્જુન અને કનકગૌરીના મંદિર આગળથી કૃષ્ણાનો બંધ, રેલવેનો પુલ, ટેકરીઓનું સંમેલન, સુધાધવલ હવેલીઓ અને મંદિરોનાં શિખરો જોઈને મનમાં એમ થયું કે કામાક્ષીને જ જઈને પૂછીએ કે, તારી ટેકરી પરનું દૃશ્ય વધારે ભવ્ય છે કે કનકગૌરીની ટેકરી પરથી દેખાતું નયનમનોહર દૃશ્ય વધારે મોહક છે ?

પાણી, તે પછી ગમે ત્યાં હો, અમે તેટલું ઓછું હો અથવા અધિક હો, તે જીવતું હોય છે, તેથી પોતાનો ચમત્કાર બતાવ્યા વિના રહેતું નથી. સાપની જેમ માર્ગ કાઢીને દોડનારું ડુંગરનું ઝરણું ભલેને હો, તેને જોતાંવેંત ચિત્ત પ્રસન્ન થાય છે; કલ્પના શાંત ઝરણાની જેમ વહેવા માંડે છે; અને જેને જરાય ગાતાં નથી આવડતું તે પણ કંઈક ને કંઈક ગણગણવા લાગે છે.

તો પછી આવાં અસંખ્ય ઝરણાં, પ્રવાહો, વહેળા, નહેરો અને નદીઓના સમુચ્ચયથી બનેલી અફાટ કૃષ્ણા નદી જ્યારે સાગરને મળવાની તૈયારી કરે છે, ત્યારે તેનું દર્શન સાગરગંભીર થાય તો તેમાં નવાઈ શી ? અને તેમાંયે વળી માણસે બંધ બાંધીને પાણીનો ફુગાવો કરેલો હોય ત્યારે તે દેખાવો જોઈને નામદેવની નીચેની લીટીઓ યાદ આવવાની જ :

सुंदरपणाचा अभिमान भारी,
त्यांतूनी गर्भिणी नामा म्हणे !

ગોદાવરીને કાંઠે આવેલું રાજમહેન્દ્રી અને કૃષ્ણાને કાંઠે આવેલું બેઝવાડા, એ બેના સૌંદર્યની આગળ હુગલી કાંઠે આવેલું કલકત્તા પણ ફીકું જ લાગે છે, અને ગંગાતીરે વસેલી વારાણસી પણ પોતાની પૌરાણિક પવિત્રતાને લીધે જ પોતાની પ્રતિષ્ઠા જાળવી શકે છે. મહીકાંઠાનું ખંભાત જો વિમાનમાંથી જોયું ન હોત તો તેનું સ્મરણ પણ અહીં થાત નહિ. પાસે એકાદ ઊંચી ટેકરી ન હોય તો શહેરનો વિસ્તાર અને તેનો ચહેરો ચિત્ત પર શી રીતે મુદ્રિત થાય ?

ઉનાળામાં જ્યારે અહીંની ટેકરીઓ તપી જાય છે ત્યારે બેઝવાડાની ભઠ્ઠી જ બનાવી મૂકે છે. પણ તે માત્ર બે મહિના પૂરતી જ. એપ્રિલ મહિના સુધી પવન વહેતો હોય છે અને જૂનની અધવચમાં વરસાદનાં ઝાપટાં ટેકરીઓને ઠારી દે છે. પણ બેઝવાડાની ખરી શોભા તો દિવાળી પછી જ જોઈ લેવી.

પાણીનો બંધ બાંધવાને લીધે એટલી બધી પ્રચંડ શક્તિ નિર્માણ કરી શકાય તેમ છે કે તદ્દન સોંઘી વીજળી પેદા કરીને બેઝવાડાનું વીજવાડા બનાવવું તદ્દન સહેલું છે; અને મૈસૂર નજીકની ચામુંડા ટેકરીની જેમ અહીંની ટેકરીઓ ઉપર જો વીજળીના દીવાં પ્રગટાવ્યા હોય તો સપ્તરંગી મેઘધનુષની શોભા નિર્માણ કરીને અહીં જ ગંધર્વનગરી અથવા ઐન્દ્રજાલિક અમરાપુરી નિર્માણ કરવી પણ શક્ય છે. અને તેમ થાય તો આ બંધ પરના સરોવરને 'અચ્છોદ'નું નામ આપવાને કોઈ વાંધો નહિ લે.

સાચે જ, બેઝવાડા એ હિંદુસ્તાનનું એક અનેરું સૌન્દર્યસ્થળ છે.

(મરાઠી પરથી) કાકા કાલેલકર

# સરિતા-સંસ્કૃતિ

જે જમીન કેવળ વરસાદના પાણીથી ભીંજાય છે અને જ્યાં મેઘરાજાને આધારે જ ખેતી થાય છે તેને દેવમાતૃક કહે છે. જ્યારે જે જમીન આવી રીતે વરસાદ ઉપર આધાર ન રાખતાં નદીના પાણીથી ભીંજાય છે અને ખાતરીનો પાક આપે છે તેને નદીમાતૃક કહે છે. ભારતવર્ષમાં જમીનના આવી રીતે જે લોકોએ બે ભાગ પાડ્યા તેમણે નદીને કેટલું મહત્ત્વ આપ્યું છે એ આપણે સહેજે સમજી શકીએ છીએ. પંજાબનું નામ જ એમણે સપ્તસિંધુ પાડ્યું. ગંગાયમુનાની વચ્ચે આવેલા પ્રદેશનું અંતરવેદી નામ રાખ્યું. હિંદુસ્તાન અને દક્ષિણ એવા બે ભાગલા પાડનાર વિંધ્ય કે સાતપુડાને આગળ કરવાને બદલે આપણા લોકો સંકલ્પ બોલતી વખતે गोदावर्याः दक्षिणे तीरे અથવા रेवायाः उत्तरे तीरे એમ નદી દ્વારા વિભાગ પાડે છે. કેટલાક વિદ્વાન બ્રાહ્મણકુળોએ પોતાનું નામ જ એક નદી પરથી પાડ્યું છે—સારસ્વત. ગંગાકાંઠે રહેનારા પુરોહિતો અને પંડાઓ પોતાને ગંગાપુત્ર કહેવામાં મગરૂબી અનુભવે છે. પ્રજા રાજાને રાજ્યપદ આપે ત્યારે ચાર સમુદ્ર અને સાત નદીઓનાં જળ આણીને એના પાણીથી અભિષેક કરે ત્યારે જ સમજે કે, હવે રાજા રાજ્ય કરવાનો અધિકારી થયો. ભગવાનની રોજની પૂજા કરવી હોય ત્યારે પણ હિંદુસ્તાનની બધી નદીઓને પોતાના નાનકડા કળશમાં આવી બેસવાની પ્રાર્થના ભારતવાસી કરવાનો જ —

गंगे च यमुने चैव गोदावरि सरस्वति ।
नर्मदे सिंधु कावेरि जलेऽस्मिन् सन्निधिं कुरु ।

ભારતવાસી તીર્થયાત્રાએ જાય છે તે પણ નદીની મુલાકાતે જ જાય છે. નદીને જુએ કે એ એનું પણ ભાન ભૂલી જાય છે કે જે નદીમાં આપણે નાહીને પવિત્ર થઈએ છીએ એને વળી અભિષેક કરવાનું શું હોય? ગંગાનું જ પાણી લઈને ગંગાને જ અભિષેક કર્યા વગર એની ભક્તિને સંતોષ થતો નથી. સીતા જ્યારે રામચંદ્ર જોડે વનવાસે ચાલ્યાં ત્યારે દરેક નદીને ઓળંગતાંની સાથે માનતા રાખે કે, સહીસલામત પાછા ફરીશું ત્યારે તારો અભિષેક કરીશું. માણસ મરી જાય ત્યારે પણ એને વૈતરણી નદી ઓળંગવાની હોય છે. ટૂંકામાં, જીવનમાં અને મરણમાં આર્યોનું જીવન નદી સાથે સંકળાયેલું છે. એની મુખ્ય નદી ગંગા. તે કેવળ પૃથ્વી ઉપર નહિ પણ સ્વર્ગમાંયે વહે છે અને પાતાળમાંયે વહે છે. તેથી એ ગંગાને ત્રિપથગા કહે છે. પાપ ધોઈને જીવનમાં આમૂલાગ્ર પલટો ખાવાનો હોય ત્યારે પણ માણસ નદીમાં જઈ કેડ સુધીના પાણીમાં ઊભો રહી એ વિષેનો સંકલ્પ કરે ત્યારે જ એને થાય કે, હવે આપણો સંકલ્પ બર આવવાનો. વેદકાળના ઋષિઓથી માંડીને વ્યાસ, વાલ્મીકિ, શુક, કાલિદાસ, ભવભૂતિ, ક્ષેમેન્દ્ર — ગમે તે કવિ લો, નદીને જોતાં વેંત એની પ્રતિભા પુરજોશમાં વહેવા માંડે છે. કોઈ પણ ભાષાની કવિતા જુઓ, એમાં નદીનાં સ્તોત્રો મળવાનાં જ. અને હિંદુસ્તાનની ભોળી જનતાનાં લોકગીતો જુઓ તોપણ ત્યાં નદીનાં વર્ણનો ઓછાં મળવાનાં નથી.

ગાય, બળદ અને ઘોડા જેવાં ઉપયોગી જાનવરોની જાતિઓ નક્કી કરતાં પણ આપણા લોકોને નદી જ યાદ આવે છે. સારા સારા ઘોડાઓ સિંધુ નદીને કિનારે ઉછેરવામાં આવતા, એટલે ઘોડાનું નામ જ પડ્યું સૈંધવ. મહારાષ્ટ્રના પ્રખ્યાત ટટ્ટુઓ ભીમા નદીને કિનારે ઉછેરાતા, એટલે એમને ભીમથડીના ટટ્ટુ કહેતા. મહારાષ્ટ્રને સારામાં સારી દૂધ આપનારી અને રૂપાળી ગાયોને આજે પણ 'કૃષ્ણા વેલી બ્રીડ' કહેવાય છે.

જેમ ગ્રામ્ય પશુઓની જાતિનાં નામ નદી પરથી પડ્યાં છે, તેમ ઘણી નદીઓનાં નામ પશુપક્ષીઓ પરથી પડ્યાં છે:— ગોદા, ગોમતી, સાબરમતી, હાથમતી, વાઘમતી, સારસ્વતી, ચર્મણ્વતી.

મહાદેવની પૂજા માટે જે ગોળ લીસા પથરા (બાણ) વપરાય છે તે નર્મદાના જ હોવા જોઈએ. નર્મદાનું માહાત્મ્ય જ એટલું છે કે ત્યાંના જેટલા કંકર તેટલા શંકર. જ્યારે વૈષ્ણવોનો શાલીગ્રામ ગંડકી નદીમાંથી આવે છે.

તમસા નદી વિશ્વામિત્રની બહેન ગણાય છે, તો કાલિંદી યમુના પ્રત્યક્ષ કાળભગવાન યમરાજની બહેન છે.

એક એક નદી એટલે સંસ્કૃતિનો પ્રવાહ. દરેકની ખૂબી જુદી. પણ ભારતીય સંસ્કૃતિ અનેકતામાંથી એકતા ઉપજાવે છે, તેથી બધીય નદીઓને આપણે

સાગરપત્ની કેરવી છે. સમુદ્રનાં અનેક નામોમાં સરિત્પતિ એ એનું મહત્ત્વનું નામ છે. સમુદ્રનાં જળ એટલા જ માટે પવિત્ર ગણાય છે કે બધી નદીઓ પોતપોતાનાં પવિત્ર જળ સાગરને અર્પે છે. सागरे सर्वतीर्थानि ।

જ્યાં બે નદીઓનો સંગમ થાય છે તે સ્થાનને પ્રયાગ કહી આપણે પૂજીએ છીએ. એટલા જ માટે કે બે સંસ્કૃતિઓનો જ્યારે સંગમ થાય ત્યારે તેને પણ શુભસંગમ સમજતાં શીખીએ. સ્ત્રીપુરુષ વચ્ચે વિવાહ થાય તે ભિન્નગોત્રી જ હોવાં જોઈએ એવો આગ્રહ રાખીને પણ આપણે એમ જ સૂચવ્યું છે કે, એક જ સંસ્કૃતિમાં સબડતા રહેવું એમાં કલ્યાણ નથી. ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓ વચ્ચે મેળ ખવડાવતાં આવડવો જ જોઈએ. લંકાની લાડી ઘોઘાના વર સાથે પરણે ત્યારે જ એ બન્નેમાં જીવનના બધા સવાલો પ્રત્યે ઉદારતાની દૃષ્ટિએ જોવાની શક્તિ આવે. ભારતીય સંસ્કૃતિ પહેલેથી છે જ સંગમસંસ્કૃતિ. આપણા રાજપુત્રોએ દૂર દૂરથી કન્યાઓ આણી હતી. કેકય દેશની કૈકેયી, ગાંધારની ગાંધારી, કામરૂપની ચિત્રાંગદા, છેક દક્ષિણની મીનાક્ષી-મીનળદેવી, એમ કેટલાયે દાખલાઓ આપી શકાય. આજે પણ રાજાઓ બનતાં સુધી દૂર દૂરની કન્યાઓને પરણે છે. નદીઓ પાસેથી જ આપણે આ સંગમસંસ્કૃતિ શીખ્યા છીએ. પોતપોતાની નદીને વફાદાર રહો તો અંતે સમુદ્રમાં પહોંચી જવાના. ત્યાં કશો ભેદભાવ રહી શકતો નથી. બધું જ એકાકાર, સર્વાકાર અને નિરાકાર થઈ જાય છે. सा काष्ठा सा परागतिः ।

કલકત્તા, ગંગાકિનારે,
૧૪-૧૧-'૪૬

काका कालेलकर

# મુંબઈ પ્રાંતમાં તાડગોળનાં શિક્ષણ-કેંદ્રો

મુંબઈ પ્રાંતમાં સરકારની મદદ વડે મુંબઈ પ્રાંતિક ગ્રામોદ્યોગ સમિતિ મારફત તાડગોળનાં પાંચ શિક્ષણ-કેંદ્રો તા. ૧-૧૨-'૪૬ થી શરૂ કરવામાં આવ્યાં છે. એક ગુજરાતમાં, બે મહારાષ્ટ્રમાં અને બે કર્ણાટકમાં. પ્રત્યેક કેંદ્રમાં આઠ-આઠ વિદ્યાર્થીઓ લેવામાં આવ્યા છે. માર્ચની ૩૧ સુધી તેનો અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે. વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. આ પાંચે કેંદ્રોમાં શિક્ષણ માટે ખજૂરાંનાં ઝાડો લેવામાં આવ્યાં છે. વિદ્યાર્થીઓને ખજૂરાંનાં ઝાડો સાફ કરતાં, તે પર ચઢતાં, છેદતાં અને નીરો ઉતારતાં શીખવવામાં આવે છે. તે ઉપરાંત ચૂનાયુક્ત નીરાને ચૂનાથી જુદો કરવાનું, ગોળ માટે નિર્ધૂમ ભઠ્ઠી બનાવવાનું અને નીરામાંથી રાબ તેમ જ ગોળ બનાવવાનું શીખવવામાં આવે છે. વિદ્યાર્થીઓને બધા પ્રકારની તાલીમ મળી રહે તે માટે કેંદ્રમાં ગોળને લગતાં બધાં કાર્યો તેમની પાસે જ કરાવવામાં આવે છે. ઝાડ છેદવાની ક્રિયા પણ શીખવવામાં આવે છે, પરંતુ એનો મહાવરા પર વધારે આધાર છે. જેનો જેટલો વધારે મહાવરો તેટલી તેની કુશળતા વધારે. નીરાની રાબમાંથી સાકર પણ કેવી રીતે બને છે એ પણ છેલ્લા મહિનામાં વિદ્યાર્થીઓને બતાવવાનો વિચાર છે.

આ ખજૂરાંનાં ગોળકેંદ્રો દરેક વિભાગનાં ગામડાંમાં છે. કેંદ્રની આસપાસનાં ગામના લોકો જોવા આવે છે અને અત્યારે ગોળની અછતને લીધે લોકો તેમાં ઠીક ઠીક રસ પણ લે છે. લોકો હજીયે આ ગોળને 'તાડી'નો ગોળ કહે છે. પણ એ ખોટું છે. ઝાડમાંથી નીરો નીકળે છે અને નીરામાંથી ગોળ બને છે. નીરો અંબાય ત્યારે જ તેની તાડી બને છે. એ તાડીમાંથી ગોળ બની શકતો જ નથી. બને તો ચીકણો અને રવા વગરનો બને છે. એટલે ગોળની બાબતમાં તો 'તાડી' શબ્દ હવે ભુલાવો જ જોઈએ. 'તાડગોળ'' એ શબ્દ બરાબર છે.

આજે ગોળ ખાંડની અછતને લીધે લોકોને ગોળ-ખાંડનો સવાલ રોજ રોજ ઉકેલવો પડે છે. પણ ગોળ-ખાંડ આપનારાં ઝાડો પોતાની પાસે હોવા છતાં જીવનની ઉપયોગિતાની દૃષ્ટિએ લોકો જોઈ શકતા નહોતા તે હવે ધીમે ધીમે જોતા થશે અને રાહત મેળવશે. એક વખત એવો હતો કે તાડ-ખજૂરાંનો માનવજાત માટે ફક્ત તાડી બનાવવા માટેનો જ ઉપયોગ જોઈ એ ઝાડો પોતાના ખેતરમાંથી કાપી નાખવાનું કહેવામાં આવતું. પણ હવે તાડગોળ એ એક સિદ્ધ વસ્તુ બની હોવાથી તેમ કરવાની જરૂર નથી.

બંગાળ, મદ્રાસમાં તો આજ કંઈક વર્ષોથી તાડગોળ બનાવવાનો અને વાપરવાનો પ્રઘાત ચાલુ જ છે. એ પ્રમાણે મુંબઈ પ્રાંતમાં બની શકે કે કેમ એ દૃષ્ટિએ છ-સાત વર્ષ પહેલાં થાણા જિલ્લાના બોરડી ગામમાં વર્ધાના તાડગોળ નિષ્ણાત શ્રી ગજાનનજી નાયકે ખજૂરાંનાં ઝાડ રાખી અખતરા કર્યા હતા. હજી તે વિષે કેટલાક અખતરા કરવા બાકી છે. પણ લોકોને શિક્ષણ આપવા પૂરતા તેમ જ લોકોને ગોળ-ખાંડ ખાતા કરવા પૂરતા એ બસ હતા. તાડનો અખતરો બાકી રહ્યો હતો તે આ વર્ષે ગુજરાતમાં અંકલેશ્વર પાસે આવેલા દીવા ગામમાં, કે જ્યાં હજારોની સંખ્યામાં તાડ છે ત્યાં શરૂ કર્યો છે, અને તે યશસ્વી બનશે એવી આપણે આશા જરૂર રાખી શકીએ.

તા. ૨-૨-'૪૭

કૃષ્ણદાસ શાહ

# રાજકારણનો પરિભાષા-કોશ

[બે એક માસથી અટકી ગયેલા આ કોશનો આગળનો હપતો પાછો શરૂ થાય છે. રાજકારણના અધ્યાપકો તથા બીજા ભાષાપ્રેમીઓ પોતાની સલાહ સૂચનાઓ દ્વારા આ કામને મદદ કરે એવી વિનંતી કરું છું. — મ.]

B

Balance of Power n. રાજ્યબળોની સમતુલા; રાજ્યસત્તાનું સમધારણ (અમુક રાજ્યમંડળનું બળ, જરૂરી તહનામાં કે કરારો કરીને, સામેના બીજા મંડળના બળ સાથે બરાબરીમાં રાખવું, જેથી લડાઈના ટકા નાબૂદ થઈ શાંતિ જળવાય, એવી રાજ્યનીતિનો આ સિદ્ધાંત છે. યુરોપમાં તેણે ઠીક કામ દીધું છે. પરંતુ અત્યારે તેની દશા ડામાડોળ થઈ ગઈ છે. છતાં જૂની મુત્સદ્દી હજી એને ભૂલી ગઈ છે એમ ન કહેવાય.)

Ballot n. 'બૅલટ'; ગુપ્ત મતદાન-પદ્ધતિ (૨) મતપત્ર
— box n. મત-પેટી
— paper n. મતપત્ર

Bankruptcy n. દેવાળું; નાદારી

Bar n. 'બાર'; વકીલમંડળ [બાંધવો
— association n. વકીલમંડળ

Barricade n. મોરચો; મોરચાબંધી (૨) vt. મોરચો

Belligerent adj. યુદ્ધમાં ઊતરેલું; લડનારું (રાજ્ય કે રાષ્ટ્ર)
— rights n. લડનાર રાજ્યના હકો

Belligerency n. યુદ્ધદશા; લડાઈ

Betterment n. મિલકત-સુધાર
— tax મિલકત-સુધાર વેરો

Bicameral adj. (ઉપલી ને નીચલી એમ) બે-ધારાસભાવાળું
— system n. બે-ધારાસભા-પદ્ધતિ
Bicamerist n. બે-ધારાસભા-વાદી

Bill n. બિલ; કાયદાનો ખરડો
— of Rights n. (પ્રજાનું) હક-નામું

Bi-lateral adj. દ્વિપક્ષી; બે વચ્ચેનું (agreement-કરાર)

Birth-Control n. સંતતિનિયમન

Birth-Rate n. જન્મપ્રમાણ

Birth-right — જન્મસિદ્ધ હક

Black-legs n. પેટ પર પગ મૂકનાર; કાળ-પગો; હડતાલ-દ્રોહી (મજૂર)

Black-mail n. જસો (૨) vt. જસો કરવો

Black-out n. બ્લૅકાઉટ; દીવા-બંધી
-of news ખબરબંધી

Blockade n. ઘેરો; નાકાબંધી

Blue-book, — Print n. સરકારી પ્રકાશન,— રિપોર્ટ

Body-guard n. અંગરક્ષક

Body-Politic n. રાજા પ્રજા; આખો સમાજ (રાજદ્વારી દૃષ્ટિએ આખો સમાજ વર્ણવવા આ વપરાય છે.)

Bolshevism n. બોલ્શેવિઝમ; સામ્યવાદ; કિસાન-મજૂર-શાહી

Bolshevik n. બોલ્શેવિક; સામ્યવાદી; કિસાન-મજૂર-વાદી

*Bombardment* n. તોપમારો

Bonafide adj. પ્રામાણિક; સાચું; નેક

Bonafides n. પ્રામાણિકતા; સચ્ચાઈ; નેકદિલી

Bourgeois n. 'બુર્ઝ્વા'; ઉજળિયાત વર્ગનો — પરજીવી માણસ [(૨) પરજીવી વર્ગ

Bourgeoisie n. ઉજળિયતાત વર્ગ; ઉપલો મધ્યમ વર્ગ

Boundary n. હદ; સીમા; સરહદ

Bourough n. નગર; શહેર

Borstal System n. બોર્સ્ટલ પદ્ધતિ (નાની કાચી ઉંમરના ગુનેગાર છોકરાને સુધરવાની-ધંધો રોજગાર શીખીને સમાજમાં ગોઠવાવાની તાલીમ મળે એવી રીતે તેને રાખવાની જેલ-પદ્ધતિ. તેની શરૂઆત ઇંગ્લંડમાં બોર્સ્ટલ ગામે પ્રથમ થયેલી તે પરથી આ નામ પડ્યું છે.)

Borstal School n. બોર્સ્ટલ – શાળા

Boycott n બૉયકૉટ; બહિષ્કાર (૨) vt. બૉયકૉટ કરવો (બૉયકૉટ નામે આયરિશનો ઈ. સ. ૧૮૮૧માં સામાજિક બહિષ્કાર કરવામાં આવેલો તે પરથી શબ્દ બન્યો છે.)

Breach of Contract n. કરારભંગ
— of Peace n. શાંતિભંગ

Budget n. બજેટ; અંદાજપત્ર
— Sessions — બજેટબેઠક (ધારાસભાની)

Bureau n. મંડળ; ખાતું

Bureaucracy n. નોકરશાહી; અમલદારશાહી; ખાતાશાહી

*Buffer-State n.* વચલું રાજ્ય

Bulletin n. પત્રિકા

Bureaucrat n. આપખુદ અમલદાર
— tic adj. આપખુદ; અમલદારશાહી; નોકરશાહી

By-election n. પેટા-ચૂંટણી

By-law n. પેટા-કાનૂન; ઉપનિયમ

By-product n. પેટા-પેદાશ; આડ ઉત્પન્ન; ઉપફળ

# कृष्णायन*

મધ્ય પ્રાંતના ગૃહમંત્રી પં. દ્વારકાપ્રસાદ મિશ્રે તુલસીદાસજીના रामचरितमानसની ધરતી પર कृष्णायन નામે એક મહાકાવ્ય બહાર પાડ્યું છે. લગભગ રામાયણના જેટલું જ મોટું છે, અને તેની જેમ જ અવધી ભાષામાં ચોપાઈ, દોહા અને સોરઠા વૃત્તોમાં છે. અલબત્ત, ત્યાર પછીની સદીઓમાં ભાષાઓના પ્રવાહમાં જે ફેરફાર થયા છે, તેને લીધે આમાં રામચરિતમાનસ કરતાં સંસ્કૃત શબ્દો અને સમાસોનું ભરણું વધારે છે. પણ શૈલી, મીઠાશ અને પ્રયોગ અવધી ભાષાનાં જ છે.

આ સમગ્ર ગ્રંથ પં. મિશ્રજીએ ૧૯૩૦થી જ્યારે જ્યારે જેલમાં જવાનું થયું તે કાળમાં જ લખ્યો છે. બહાર તો વિવિધ પ્રકારની રાજકારણી પ્રવૃત્તિઓમાં ગૂંથાયેલા રહેતા હોવાથી આવા પ્રકારની પદ્યરચના કરવા માટે જે મનની એકાગ્રતા અને ધ્યાસ જોઈએ તેને માટે અનુકૂળતા ન હોવાથી કંઈ થઈ શકે નહીં. પણ જેલમાં જતાં જ આ અત્યંત પ્રવૃત્તિપરાયણ પુરુષ આ ગ્રંથને લઈને જ બેસી જતા અને લગભગ એકાંતવાસ કરી લેતા.

તુલસીરામાયણમાં તો ઓછામાં ઓછું 'તુલસી' નામ તો આવે જ છે. પણ આ પુસ્તકમાં કવિનો પરિચય પહેલા સોરઠામાં આવે છે તેટલો જ, અને તે આ:

जन्मेउ बंदी–धाम, जो जन जननी मुक्ति हित,
बंदहुँ सोमि घनस्याम, मैं बंदी, बंदिनी–तनय ॥

એટલે કે, લખનાર હું એક કેદી છું, અને જનતા અને જનનીની મુક્તિ માટે કેદખાનામાં જન્મેલા ઘનશ્યામને વંદના કરું છું.

આવું એક કાવ્ય પં૦ મિશ્ર લખે છે એમ ૧૯૪૨ની પહેલાં જ મારે કાને વાત આવેલી. '૪૪માં સિવની જેલમાં અમે બન્ને એક ઠેકાણે ભેગા થઈ ગયા ત્યારે મારી વિનંતીથી, તેમણે જેટલો ભાગ તૈયાર થઈ ગયો હતો (પાંચ કાંડની ઉપરાંત), તેટલો મને તથા એકબે બીજા સાથીઓને વંચાવી સંભળાવ્યો. ત્યારે જ મેં જોયું કે આ ગ્રંથ પ્રાસાદિક અને લોકપ્રિય થાય એવો છે.

અલબત્ત, તુલસીરામાયણ અને કૃષ્ણાયનની કેટલીક રીતે તુલના થઈ શકે એમ નથી. બન્નેનો પોતાના નાયકોને નિરૂપવાની દૃષ્ટિમાં ભેદ નથી, પણ બંનેની ચરિત-રચનાના પ્રયોજનની દૃષ્ટિમાં ઘણો ફરક છે. રામાયણનું પ્રયોજન રામને કેવળ એક ધાર્મિક ઇષ્ટદેવ રૂપે રજૂ કરી તેનાં ચરિત્રોના ગુણાનુવાદ સાથે ધર્મ, જ્ઞાન; ભક્તિ, વૈરાગ્ય, સત્સંગ વગેરેનું વાતાવરણ ઊભું કરવાનું છે. કૃષ્ણાયનનું પ્રયોજન પોતે માનેલા પૂર્ણાવતારના જીવન-ચરિત્ર સાથે તે કાળના ભારતવર્ષનું ઐતિહાસિક ચિત્ર અને રાજકારણ નિરૂપવાનું છે. તેમાં સાથે સાથે ભક્તિરસ, ગીતા વગેરે આધ્યાત્મિક ભાગો આવી જાય છે, કારણ કે કૃષ્ણ સાથે તે ઐતિહાસિક રીતે જ જોડાયેલા છે.

મિશ્રજીની એક વિશેષ સુરુચિનું દર્શન મને એમની કૃષ્ણની બાળલીલાના નિરૂપણમાં દેખાયું. કવિએ ગોપીઓ સાથેની ક્રીડાઓમાં ક્યાંયે કૃષ્ણભક્તોમાં દૂષણરૂપ બનેલો શૃંગારરસ અને તેયે બીભત્સ કોટિનો આવવા દીધો નથી. પં૦ મિશ્રનો આ સંયમ ભારે અભિનંદનીય છે.

કવિની દૃષ્ટિની ચાવીરૂપ નીચેની ચોપાઈઓ છે:

जिनहिं न धर्म, न संस्कृति ज्ञाना,
जिनहिं गरल सम शास्त्र पुराणा,
जीवन–तरुहिं समूल विनाशी,
जे नव बीज वपन अभिलाषी,
उदधि पारके नित नव वादा,
घरत शीश जे मानि प्रसादा,
पर–वश तन सँग मनहु आपन,
कीन्हेउ जिन पर–चरण समर्पण,
नात पुरातन जिन सब तोरा,
तिन हित यह प्रयास नहिं मोरा।
परंपरा–प्रिय मति मैं पायी,
पैतृक संपत्ति तजि नहिं जायी।
करि तप ऋषिन लहेउ जो ज्ञाना,
भायेउ न आजहु सो निष्प्राणा।
बीज रूप सब निज कर धारी
माँगति कर्मभूमि नव वारी।
बाजी जो व्रज बाँसुरी, अजर, जदपि प्राचीन,
भक्त–श्रवण आजहु सुनत, युग संगीत नवीन।

* પ્રકાશક — હિંદી વિશ્વભારતી કાર્યાલય, ચારબાગ, લખનૌ (યુ. પી.) કિંમત રૂ. ૧૨

એક જ ગ્રંથમાં ક્યાંયે સંસ્કૃત કે પ્રાન્તીય ભાષાઓમાં કૃષ્ણચરિત્ર લખાયું નથી. એનો કેટલોક અંશ પુરાણોમાં છે અને કેટલોક મહાભારતમાં. આ ખોટ સાબરમતીની રાષ્ટ્રીય શાળામાં કામ કરતા હતા, ત્યારે અમને સૌને લાગ્યા કરતી હતી. પં૦ દ્વારકાપ્રસાદ મિશ્રે આ એક ખોટ પૂરી પાડી છે. શ્રી. રાજેન્દ્ર બાબુએ ગ્રંથનો આમુખ લખ્યો છે.

આ ગ્રંથ સૌએ વાંચવા જેવો છે.

૧૪–૨–'૪૭ કિ૦ ઘ૦ મ૦

# જીવનના ગરબા

[સુરત જિલ્લા સ્કૂલ બોર્ડ તરફથી વલસાડ વિભાગની શાળાઓની હરીફાઈનો મેળાવડો તથા કેળવણી પરિષદ હાલર ગામે તા. ૨૮–૧૧–'૪૬ના રોજ થયાં હતાં. તેમાં બાળાઓના ગરબાની પણ હરીફાઈ હતી. તેમાં ગવાયેલા કેટલાક નવીન ગરબામાંથી નીચે ત્રણ વીણી કાઢેલા છાપવામાં આવે છે. તેમનો ક્રમ તેમણે હરીફાઈમાં જે મેળવેલો તે પ્રમાણે છે. — મ૦]

## ૧
### કોઈ થાશો ના નિરાશ

[ભાગડાખુર્દ, તા. વલસાડ, ની કન્યાશાળાનો ગરબો]

કોઈ થાશો ના નિરાશ, ધીમે ધીમે તે જગત જાગશે.
ગાંધી સમો સુત કોઈ સૃષ્ટિ સમજાવશે,
ખૂને ચઢ્યું ખલક સારું, શાંતિ સમજાવશે;
નવયુગની નોબતો બજાવશે. હાં હાં — ધીમે૦
ભૂખે મરંત ભાઈ બહેનો ગરીબડાં,
ધનિક થશે ફરી એકમેક તે સમોવડાં,
નવીન પાઠ પૃથ્વીને પઢાવશે. હાં હાં — ધીમે૦
હિંદ થશે મોખરે આલમના ચોકમાં,
ડૂબતું આ હિંદ સારું, તારશે આ લોકમાં,
જાગીને વિશ્વને જગાડશે. હાં હાં — ધીમે૦
નિશા નિરાશાની પલટશે પ્રભાતમાં,
આશાનો અરુણ ફરી ઊગશે ઉજાસમાં,
કુમકુમનો થાળ ઉષા લાવશે. હાં હાં — ધીમે૦

## ૨
### જીવન અને સાગર

[મુખ્ય ગુ. કન્યાશાળા, વલસાડ]

જીવન ભાન શાં જગાડે ગભીર સાગરનાં નીર (૨)
ગહન તાન શાં લગાડે, શીતળ લહેરના સમીર — જીવન
છલકે જલમાં તરંગ, મલકે દિલમાં ઉમંગ;
સુમન પ્રાણના ખિલાવે, છલકે તનડાનાં નીર — જીવન

સાખી

સરે સૂર્યશશી તેજથી જેમ જલધિનાં નીર;
ફરે સત્ય કર્મ ધર્મથી આ જિંદગીનાં હીર.

જીવન સાગર છે એક, એમાં ભેદ ના લગીર — જીવન
મનુજ જીવનના રંગ, જેવા સાગરના ઢંગ;
ઓટ ભરતીના નીર જેવું જીવનમંદિર — જીવન
ઉન્મત્ત અબ્ધિ તરંગ, નૃત્ય તાંડવના રંગ;
પ્રલય પ્રાણના જણાવે, જીવન આશના લગીર — જીવન
સાગર જીવનનાં ભાન આપે નિસીમ એંધાણ;
જીવન ચેતના જગાડે પેલાં સાગરનાં નીર — જીવન

## ૩
### જગવો જીવનજ્યોત

[ઊંટડી કન્યાશાળાનો ગરબો]

ભારતભૂમિમાં વ્યાપેલ અંધાર જો!
ત્યાં જગવો ઝળહળતી જીવનજ્યોત;
સખી! આદર્શભર્યાં જીવન પ્રગટાવજો.

હાં ભવ્ય ભારત ડૂબંત કોમી કંદરે,
હાં કોઈક ખેલે છે શોણિતના ફાગ રે,
હાં ઘડીભરનો બની ત્યાં વિનોદ, (૨)
પુષ્પો ત્યાં પ્રેમનાં ગૂંથો ગૂંથો, સખી — ભારત ૧

હાં નથી નોઆખલીને પંથે જવું,
હાં નથી પિશાચી લીલામાં રાચવું,
હાં બાંધી પ્રીતડી સર્વ સંગાથ, (૨)
મીઠાં જીવનતંત ખેંચોખેંચો સખી — ભારત ૨

હાં પ્યારા લાડીલા આરઝી હકૂમતે,
હાં તેનાં સ્વપ્નોએ રંગ રંગ પૂરીએ,
કે મારા ભારતનો જય જય થાય,
હાં હિંદ મૈયાનો જય પ્રગટાય,
અણમોલ સુરભિભર્યાં જીવન પ્રગટાવજો — ભારત ૩

હાં સર્વ જગનિયંતાને પ્રાર્થજો,
હાં વિભુ! કાળાં એ અંધારાં કાપજો,
હાં હિંદે પ્રગટે પૂર્ણિમા પ્રકાશ, (૨)
અમી ઝરંતાં જીવન રેલાવજો — ભારત ૪

# સુરત હિંદુસ્તાની પ્રચારક પરિષદ

[સુરત શહેર તથા જિલ્લાના બધા હિંદુસ્તાની પ્રચારકોની પરિષદ સુરતમાં તા. ૧૫, ૧૬-૨-'૪૭ના રોજ શ્રી. મગનભાઈ દેસાઈના પ્રમુખપદે મળી હતી. ગુ. પ્રાંતિક સમિતિના પ્રમુખ શ્રી. કનૈયાલાલ દેસાઈએ તેનું ઉદ્‌ઘાટન કર્યું હતું. પરિષદે જે ઠરાવો પસાર કર્યા તે તેના મંત્રીએ મોકલી આપ્યા છે, એ નીચે પ્રસિદ્ધ કર્યા છે. ગુજરાતના બીજા પ્રચારકો પણ મળીને પોતાના કામનો આ ઢબે વિચાર કરે એ ઇચ્છવા જોગ છે.]

### ઠરાવ ૧

આપણા પ્રાંતની માધ્યમિક શિક્ષણ સંસ્થાઓમા પહેલાં ત્રણ ધોરણમાં હિન્દુસ્તાનીના શિક્ષણને આજે જે સ્થાન આપવામાં આવ્યું છે તે તદ્દન અસંતોષકારક છે. હિન્દુસ્તાની અંગે સરકારે જે નીતિ અખત્યાર કરી છે તેને વ્યાવહારિક સ્વરૂપ આપવાનો સમય પાકી ગયો છે આજે હિન્દુસ્તાનીને યોગ્ય સ્થાન મળવામાં એક મુખ્ય આડખીલી અંગ્રેજીને જે મહત્ત્વ આપવામાં આવે છે એ છે. તેથી અંગ્રેજીના વિષયને આ ધોરણોના અભ્યાસક્રમમાંથી હટાવવો અને હિન્દુસ્તાનીના શિક્ષણને એનું સાચું સ્થાન આપવું, એમ આ પરિષદ મુંબઈ તથા દેશી રાજ્યોની સરકારોને ભલામણ કરે છે.

### ઠરાવ ૨

આપણા પ્રાંતની પ્રાથમિક શાળાના અભ્યાસક્રમમાં નાગરી લિપિને સ્થાન આપવામાં આવ્યું છે. પરંતુ કંઈ નહિ તો આપણા જિલ્લામાં એનું શિક્ષણ અમલમાં નથી. એથી આ પરિષદ શહેર અને જિલ્લાની શાળાસમિતિઓને આગ્રહભરી વિનંતિ કરે છે કે, પ્રાથમિક શાળાના ગુજરાતી ત્રીજા ધોરણમાં નાગરી લિપિના ફરજિયાત શિક્ષણને દૃઢતાપૂર્વક અમલમાં મૂકવું.

### ઠરાવ ૩

માધ્યમિક શાળાના અભ્યાસક્રમમાં આજે હિન્દુસ્તાનીને માત્ર પહેલાં ત્રણ ધોરણમાં જ સ્થાન આપવામાં આવ્યું છે. પરંતુ એનાથી હિન્દુસ્તાનીનું સંતોષકારક જ્ઞાન વિદ્યાર્થીને મળતું નથી. વિદ્યાર્થીઓને હિન્દુસ્તાનીનું જ્ઞાન આપવા માટે એ જરૂરનું છે કે, માધ્યમિક શિક્ષણનાં ઉપલાં ધોરણોમાં પણ એને દાખલ કરવામાં આવે. એથી આ પરિષદ મુંબઈ સરકારને તથા જિલ્લાની જોડેનાં દેશી રાજ્યોને ભલામણ કરે છે કે, માધ્યમિક શિક્ષણના ઉપલા વર્ગોમાં હિન્દુસ્તાનીને એનું યોગ્ય સ્થાન આપે. વધારામાં મુંબઈ યુનિવર્સિટીને મૅટ્રિકના અભ્યાસક્રમમાં પણ એક ફરજિયાત વિષય તરીકે દાખલ કરવાની પણ ભલામણ કરે છે.

### ઠરાવ ૪

રાષ્ટ્રભાષા અંગે મુંબઈ સરકારે જે નીતિ ગ્રહણ કરી છે તે નીતિ જ હિન્દુસ્તાની પ્રચાર સભાની પણ છે. એ જોતાં રાષ્ટ્રભાષાની શિક્ષક સનદ પરીક્ષા માટે ગુજરાત હિન્દુસ્તાની પ્રચાર સમિતિની ત્રીજી પરીક્ષા લાંબા ગાળાના અભ્યાસક્રમ માટે તથા ચોથી પરીક્ષા ટૂંકા ગાળાના અભ્યાસક્રમ માટે માન્ય કરવામાં આવે, એવી મુંબઈ સરકારને આ પરિષદ ભલામણ કરે છે.

### ઠરાવ ૫

મુંબઈ સરકારે પોતાની હિન્દુસ્તાની શિક્ષક સનદ પરીક્ષાને માટે અત્યારે વર્ધા સમિતિની પરિચય અને કોવિદની પરીક્ષાઓને તથા બીજી કેવળ હિંદી કે ઉર્દૂની પરીક્ષાઓને માન્ય રાખી છે. આ સંસ્થાઓનું કામ સરકારે સ્વીકારેલી હિન્દુસ્તાનીની નીતિ પ્રમાણે નથી. છતાં, શાળાઓમાં નવેસર હિન્દુસ્તાનીનું શિક્ષણ શરૂ કરવાને માટે એમને કામચલાઉ માન્યતા આપવામાં આવી હતી, એમ આ પરિષદ માને છે. હવે સરકારની નીતિ મુજબ કામ કરતી ગુજરાત હિન્દુસ્તાની પ્રચાર સમિતિ કામ કરે છે. તેની પરીક્ષાઓ ચાલે છે. એટલે આ પરિષદ સરકારને ભલામણ કરે છે કે, ઉપર જણાવેલી કામચલાઉ માન્યતાનો ફરી વિચાર કરવામાં આવે અને સરકારી નીતિને ધોરણે હિન્દુસ્તાની પરીક્ષાઓ પાસ કરનારાઓને જ સનદ પરીક્ષામાં બેસવા માટે યોગ્ય ઠરાવવામાં આવે.

### ઠરાવ ૬

હિન્દુસ્તાનીના પ્રચારને વેગ આપવા માટે, આવતી ઉનાળાની રજામાં, હિન્દુસ્તાની પ્રચારક વર્ગો શરૂ કરવા માટે જોગવાઈ કરવા આ પરિષદ ઠરાવે છે.

### ઠરાવ ૭

હિન્દુસ્તાનીનો આમ જનતામાં પ્રચાર કરવા માટે પરીક્ષાઓ ઉપરાંત, શક્ય હોય ત્યાં નીચે પ્રમાણેની પ્રવૃત્તિઓ યોજવા માટે આ પરિષદ રાષ્ટ્રભાષાપ્રેમીઓને ભલામણ કરે છે. (૧) હિન્દુસ્તાની વાચનાલય તથા પુસ્તકાલયો ખોલવાં. (૨) રાષ્ટ્રીય તહેવારોમાં હિન્દુસ્તાની અંગે કાર્યક્રમો ગોઠવવા.

### ઠરાવ ૮

પ્રાથમિક શાળાઓમાં હિન્દુસ્તાનીનું શિક્ષણ સફળતાપૂર્વક દાખલ કરવું હોય તો સરકારી ટ્રેનિંગ સંસ્થાઓમાં જે પ્રાથમિક શિક્ષકો તાલીમ લે છે તેમને હિન્દુસ્તાનીનું સંગીન શિક્ષણ મળી જવું જોઈએ. હાલમાં ટ્રેનિંગ

સંસ્થાઓમાં અપાતા હિન્દુસ્તાનીના શિક્ષણ પરત્વે લાગતા-વળગતા અધિકારીઓ જ ઉપેક્ષા અને ઉદાસીનતા સેવે છે તે અત્યંત અનિચ્છનીય છે એમ આ પરિષદને લાગે છે, અને તેથી આ પરિષદ સરકારને ભલામણ કરે છે કે, ટ્રેનિંગ સંસ્થાઓમાં અપાતા હિંદુસ્તાનીના શિક્ષણને પૂરો ન્યાય મળે એ રીતનો તુરંત પ્રબન્ધ કરવો જોઈએ.

ઠરાવ ૯

રાષ્ટ્રભાષા હિન્દુસ્તાનીની વ્યાખ્યા નક્કી થઈ ગઈ છે એટલે મુંબઈ સરકાર જ્યાં જ્યાં હિન્દુસ્તાની શિક્ષણ દાખલ કરે અગર ફરજિયાત કરે ત્યાં તે જ વ્યાખ્યા મુજબની, એટલે કે બે લિપિમાં લખાતી હિન્દુસ્તાની, બન્ને લિપિમાં શીખવવાનું દાખલ કરે એવી આ પરિષદની ભલામણ છે.

# થામણાનો ગ્રીષ્મવર્ગ

[હવે પાછી ગ્રીષ્મ આવે છે. એટલે વિદ્યાર્થીઓએ તેના તાલીમવર્ગો યોજવાની તૈયારીઓ કરવી જોઈએ. ગયે વરસે થયેલા વેકેશીવર્ગની ખબરો આ પત્રમાં અગાઉ આવી હતી; અને જણાવેલું કે બીજો જાણવા લાયક વર્ગ થામણામાં શ્રી બબલભાઈ મહેતાનો છે, જે વિષે પછી પ્રસિદ્ધ થશે. તે મુજબ આ પ્રસિદ્ધ કરું છું. આથી ચાલુ વર્ષ માટે ગ્રીષ્મવર્ગો કાઢવાની વિચારણામાં પણ મદદ થશે એવી આશા છે. તા. ૧૫-૫-'૪૬ના રોજ પોતાના વર્ગની સમાપ્તિ વખતે શ્રી બબલભાઈએ કરેલા નિવેદનમાંથી નીચેનું ઉતાર્યું છે. —મ.]

છેલ્લાં આઠેક વર્ષથી ખેડા જિલ્લામાં, કેટલાક મિત્રોની મદદથી, ઉનાળાની રજાઓ દરમિયાન હું લોકશિક્ષણ તાલીમવર્ગ ચલાવું છું. અને આટલાં વર્ષોના અનુભવમાં એમ જણાયું છે કે, એ વર્ગ વિદ્યાર્થીઓને કાંઈક મદદરૂપ થાય છે ખરો; અને ગાંધીજી વિદ્યાર્થીઓને જે પૂરક કેળવણી આપવાનું જણાવે છે તે આ વર્ગ દરમિયાન કેટલેક દરજ્જે આપી શકાય છે.

**વિદ્યાર્થી સંખ્યાની મર્યાદા આંકી**

ગયે વર્ષે અમે ચાંગામાં પંદર દિવસ માટે તાલીમ વર્ગ ચલાવ્યો હતો. તેમાં ૯૦ ઉપરાંત વિદ્યાર્થીઓ જોડાયા હતા. તેમાં ગામલોકોના સહકારથી અને મિત્રોની મદદથી ઠીક સફળતા મળી હતી એમ અમને લાગ્યું હતું. પણ એ અનુભવો પછી અમે વિચાર્યું કે જો વિદ્યાર્થીની સંખ્યા મર્યાદિત હોય તો તેમની સાથે અંગત સંબંધ સાધવાનું વધુ શક્ય બને.

વળી સંખ્યા મર્યાદિત થાય એટલે વિદ્યાર્થીઓને લેવાની મર્યાદા પણ વધુ ચોક્કસ થઈ શકે, જેથી અમુક જાતની તૈયારીવાળા જ વિદ્યાર્થીઓ હોય તો વર્ગ વ્યવસ્થિત ચાલે અને તે શિક્ષણ પણ ચોક્કસ થઈ શકે. એ માટે અમે આ વર્ષે ૩૦ વિદ્યાર્થીઓ લેવાનું નક્કી કર્યું.

**ઉદ્દેશ મુજબ સ્થળની પસંદગી**

આ વર્ગનો ઉદ્દેશ એ છે કે, ગામડાંના પ્રશ્નોમાં રસ ધરાવતા વિદ્યાર્થીઓ આપણા દેશ અને ગામડાંઓને સાચી રીતે ઓળખે, એ અંગે તેઓ વધારે ઊંડાણથી અભ્યાસ કરવા પ્રેરાય, એમનો રાષ્ટ્રપ્રેમ તેમ જ ગામડાંઓ વિષેનો સમભાવ વધારે સક્રિય બને, અને આપણી ગ્રામજનતાની સ્થિતિ સુધારવા માટે કઈ જાતનું રચનાત્મક કાર્ય કરવું આવશ્યક છે તેનો તેમને સ્પષ્ટ ખ્યાલ આવે.

**એક માસનો વર્ગ**

ગયે વર્ષે ચાંગામાં ૧૫ દિવસનો વર્ગ પૂરો થયે બધા ઘેર ગયા હતા. આ વર્ષે અમે એક માસ માટે વર્ગ રાખ્યો છે. તેમાં ૧૫ દિવસ થામણામાં સ્થિર વર્ગ ચલાવવાનું અને બીજા ૧૫ દિવસ બારડોલી તાલુકામાં જ્યાં રચનાત્મક કાર્ય ચાલે છે ત્યાં પ્રત્યક્ષ અનુભવજ્ઞાન માટે જવાનું વિચાર્યું હતું.

**ફી રાખી**

આજ સુધી અમારા વર્ગમાં અમે ફી રાખતા ન હતા. જે ગામ અમને વર્ગ ચલાવવા આમંત્રણ આપતું તે ગામમાં જ અમે જતા, એટલે ખર્ચનો બધો બોજો ગામ જ ઉપાડી લેતું.

પરંતુ અમારા વર્ગ ચલાવવાનો ઉદ્દેશ વધુ ચોક્કસ થયો, એટલે અમુક સ્થળમાં જ તે વધુ સારી રીતે ચાલી શકે; અને ૧૫ દિવસના પ્રવાસનું ખર્ચ પણ ગામે ઉપાડવું પડે એ વધારેપડતું ગણાય. એ માટે અમને વિદ્યાર્થીઓ પાસેથી ફી લેવાનું યોગ્ય લાગ્યું અને અંદાજ કાઢીને આખા માસના ખર્ચ પેટે રૂ. ૨૦ લેવાનું નક્કી કર્યું.

**વ્યાખ્યાનકારો**

આ વખતે અમે વ્યાખ્યાનો માટે ગયા વર્ષની જેમ ઘણા વડીલો કે મિત્રોને આમંત્રણ આપ્યાં ન

હતાં, પણ અમુક વિષયો નક્કી કર્યા હતા અને તે અમુક જણ શીખવે એમ વિચાર્યું હતું.

તે મુજબ શ્રી. રવિશંકર મહારાજ અહીં ચાર દિવસ રહી ગયા.

દેસાઈભાઈ (નડિયાદ) બે દિવસ રહી ગયા
નરહરિભાઈ પરીખ બે „ „ „
સુરેન્દ્રજી (બોરિયાવી) એક „ „ „

વર્ગનો પ્રારંભ શ્રી રવિશંકર મહારાજના પ્રવચનથી થયો અને થામણાના સ્થિર વર્ગની પૂર્ણાહુતિ શ્રી મગનભાઈ દેસાઈના વ્યાખ્યાનથી થઈ.

આ ઉપરાંત ધરશાળાવાળા ચિત્રકાર શ્રી જનુભાઈ શાહ અહીં બે દિવસ રહી ગયા. તેમણે વિદ્યાર્થીઓને પોતે બનાવેલા નકશાઓ દ્વારા અનુક્રમે મહાસભાનો ઇતિહાસ સમજાવ્યો તથા શ્રી નરહરિભાઈ સાથે આવેલા શ્રી નારાયણ મહાદેવભાઈ દેસાઈએ તુણાઈપુણાઈનો પ્રત્યક્ષ ક્રિયાથી તથા પ્રશ્નોત્તરીથી પરિચય કરાવ્યો.

## વિદ્યાર્થીઓ

આવેલા કુલ ૨૭ વિદ્યાર્થીઓનું વર્ગીકરણ મુજબ છે :–

૬ કૉલેજમાં ભણે છે.
૪ મૅટ્રિક થયા છે.
૧ ઇલેક્ટ્રિક એંજિનિયર છે.
૮ વલ્લભ વિદ્યાલયના સમગ્ર ગ્રામસેવા તાલીમ વર્ગના છે.
૮ મૅટ્રિકથી નીચેના છે.

| | |
|---|---|
| ૭ ખેડા જિલ્લાના | ૨ વાડાસિનોર રાજ્યના |
| ૬ સુરત જિલ્લાના | ૧ ઇડર રાજ્યના |
| ૩ અમદાવાદ જિલ્લાના | ૧ કાઠિયાવાડના |
| ૧ ભરૂચ જિલ્લાના | ૧ સિંધના |
| ૫ વડોદરાના | |

## દિનચર્યા

અમારો કાર્યક્રમ સવારના ૫ થી રાત્રિના ૧૦ સુધી ગોઠવાયેલો. તેના સમયની વહેંચણી નીચે મુજબ :

| | | |
|---|---|---|
| પ્રાર્થના બન્ને સમયની | ૦। | કલાક |
| ધ્વજારોહણ તથા ધ્વજાવતરણ | ૦॥ | „ |
| અભ્યાસના વર્ગો | ૩। | „ |
| સ્વાધ્યાય | ૧ | „ |
| કાંતણ તુણાઈ | ૧। | „ |
| ગામાત કામો તથા રસોઈ | ૨ | „ |
| શિબિર કાર્યો | ૦॥ | કલાક |
| રમતગમત કવાયત | ૧॥ | „ |
| મનોરંજન કાર્યક્રમ યા તો વાર્તાલાપ | ૧ | „ |
| શૌચ દાતણ સ્નાન | ૧॥ | „ |
| નાસ્તો ભોજન વાસણસફાઈ | ૩ | „ |
| આરામ છુટ્ટી | ૧ | „ |
| ઊંઘ | ૭ | „ |
| | — | „ |
| | કુલ ૨૪ | „ |

## પ્રાર્થના

સવારે પા વાગ્યે અને સાંજે ૮॥ વાગ્યે અમે પ્રાર્થના કરતા. સવારની પ્રાર્થના બાદ 'મંગળપ્રભાત'માંથી રોજ એક વ્રતનું વાચન થતું અને એ રીતે બધાં વ્રતોનું વાચન પૂરું થયું છે.

પ્રાર્થના પછી દિવસના કાર્ય અંગેની સૂચનાઓ પણ આપતા. સાંજની પ્રાર્થના પછી કેટલાક દિવસ પ્રશ્નોત્તરી ચાલી હતી. દિવસે કાંતેલા સૂતરની નોંધ પણ તે વખતે કરવામાં આવતી.

સવારની પ્રાર્થનામાં શ્રી જુગતરામભાઈએ નવી બનાવેલી પ્રાર્થનાના ગુજરાતી શ્લોકો ગવાતા. સાંજે ગીતાજીના બીજા અધ્યાયના છેલ્લા ૧૮ શ્લોકો ગવાતા.

ભજનો મોટે ભાગે 'આશ્રમભજનાવલિ'માંનાં જ ગાઈને ઝિલાવવામાં આવતાં હતાં. આમ કુલ ૨૦ ભજનો ગવાયાં હતાં.

## ધ્વજવંદન તથા ધ્વજાવતરણ વિધિ

આ વિધિ અમે રોજ રાખી હતી, કેમ કે ઘણાખરા વિદ્યાર્થીઓ એ જાણતા નથી હોતા. રાષ્ટ્રીય કાર્યોમાં એની પ્રથમ જરૂર પડે છે. તેથી દરેક વિદ્યાર્થીને વારાફરતી ધ્વજરક્ષક વગેરેનાં કામ સોંપીને તે કામો શીખવવામાં આવ્યાં.

## કસરત કવાયત વગેરે

પંદર દિવસના ટૂંકા સમયમાં વિદ્યાર્થીઓના સહકાર અને ઉત્સાહથી શ્રી વિઠ્ઠલભાઈ નીચે જણાવ્યો અભ્યાસક્રમ કરાવી શક્યા :

લેઝીમ :— ગામડાંના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય અને આનંદ આપે તેવા દાવો ઉદા૦ સીધે જગે, ચો જગે, ચંદ્રપર એક જગે, આગે ફલાંગ, પીછે ફલાંગ, ગોલચાલ વગેરે.

જોડી :— નાના વિદ્યાર્થીઓને ઉપયોગી જોડીની એક સાંકળ. વજેદાર સીધી, ઊલટી, નીમ વજેદાર, બગલી ચાર વગેરે.

કવાયત: — ક્વાયતના બધા હુકમો કેમ આપવા તે અને તેની સામાન્ય સમજૂતી.

સંઘવ્યાયામ: —શરીરના દરેક અંગને વ્યાયામ આપે તેવી હાથપગની હિલચાલ, ગુ. વ્યા. પ્રચારક મંડળે નક્કી કરેલી મિલ્લત.

ઢાલ લકડી: — રક્ષણ માટે જોમ અને હિંમત કેળવવાના આશયથી ઢાલ લકડીના પવિત્રા તથા તમાચા પ્રથમ દાવ તેમ જ છૂટ લડત.

આસન: — પેટના સ્નાયુઓને ઉપયોગી આસનો ઉપરાંત હાથપગના સ્નાયુઓને કેળવે તેવાં આસનો ઉદા૦ પદ્માસન, લોલાસન, યોગમુદ્રાસન, બદ્ધ પદ્માસન, સર્વાંગાસન, કુક્કુટાસન, શીર્ષાસન, હલાસન, ઊંડા શ્વાસ.

ઉલ્કાસન: — મશાલો સાથે કવાયત, અને જુદી જુદી રચના કેમ થાય તેની સમજૂતી.

રમતો: — મેદાની રમતો; — હુતુતુતુ, ખોખો. સાદી રમતો; — નાગરવેલ, સાતતાલીના જુદા જુદા પ્રકારો, જાપાની ખો, ખડી ખો, સાધનોવાળી રમતો.

### અભ્યાસવર્ગો

અહીં જે અભ્યાસ વર્ગો ચાલ્યા તેનું વર્ગીકરણ નીચે મુજબ છે:—

### હિન્દુસ્તાની વર્ગ

હિન્દુસ્તાનીનું શિક્ષણ આપવાનું અમે આ વખતે શરૂ કર્યું. અહીં જે વિદ્યાર્થીઓ આવેલા હતા તેમાં થોડાક થોડું જાણતા હતા જ્યારે મોટા ભાગના તદ્દન અનભિજ્ઞ હતા. એટલે બે વર્ગો શરૂ કર્યા હતા. ઉપરનો વર્ગ અંદર અંદર મળીને પોતાનો અભ્યાસ વધારે એવું ગોઠવ્યું હતું. નવી શરૂઆત કરનાર માટે વ્યવસ્થિત વર્ગ યોજાયો હતો. તેમાં હિન્દુસ્તાની બાળપોથી તથા બાલકહાનિયાં પુસ્તકોનો અભ્યાસ લગભગ પૂરો થયો છે.

### સંગીતવર્ગ

અહીં રોજ એક કલાક સંગીત માટે રાખ્યો હતો તેમાં ૧૭ લોકગીતો શીખવવામાં આવ્યાં છે. ઉપરાંત ઝંડાવંદનનાં ગીતો તથા થોડાં રાષ્ટ્રગીતો પણ શીખવવામાં આવ્યાં છે.

### સામાન્યજ્ઞાનના વર્ગો

સામાન્ય અભ્યાસ માટે રોજ બે વર્ગો ૪૫-૪૫ મિનિટના રાખવામાં આવ્યા હતા તેમાં નીચે મુજબ વ્યાખ્યાનો થયાં હતાં:

મહારાજ: — આજની કેળવણી; સેવક ગામડામાં જઈને શું કરે? સત્યાગ્રહ અને અહિંસા; યંત્ર જોઈએ કે નહિ?

બબલભાઈ: — ગાંધીજીની વિચારસરણીના પાયા; રચનાત્મક કાર્યક્રમ એટલે શું? રચનાત્મક કાર્યક્રમ અને સ્વરાજ એ બેમાંથી પ્રથમ શું? ખાદી પાછળની ભાવના; રાષ્ટ્રભાષા અને સ્વભાષાનાં સ્થાન; ગામડામાં શા માટે જવું જોઈએ? જીવનધ્યેયની આવશ્યકતા.

દેસાઈભાઈ: — શરીરશાસ્ત્ર, આરોગ્ય અને આહાર.

મગનભાઈ ઓઝા: — રચનાત્મક કાર્યક્રમના ૧૮ મુદ્દાઓ, આપણા રાષ્ટ્રધ્વજનો ઇતિહાસ.

શિવાભાઈ: — રાષ્ટ્રીય જાગૃતિનો ઇતિહાસ.

નરહરિભાઈ: — નવી સમાજરચના અહિંસક ધોરણે શા માટે? સર્વોદયની સંસ્કૃતિ; વિદ્યાર્થીપ્રવૃત્તિનું વહેણ.

આ ઉપરાંત પ્રશ્નોત્તરીના સમયો પણ રાખવામાં આવ્યા હતા.

### સ્વાધ્યાય

વર્ગો ઉપરાંત સ્વાધ્યાયનો સમય રાખ્યો હતો.

અભ્યાસ માટે ચૂંટી કાઢેલાં ૧૦૦ જેટલાં પુસ્તકો રાખવામાં આવ્યાં હતાં. 'શિક્ષણ અને સાહિત્ય', 'કોડિયું', 'ઊર્મિ અને નવરચના' તથા બીજાં માસિકો અને 'હરિજનબંધુ' જેવાં સાપ્તાહિકો પણ સ્વાધ્યાય માટે રાખવામાં આવ્યાં હતાં. દૈનિક છાપું રાખવામાં આવતું. એ ઉપરાંત સાંજે પ્રાર્થના બાદ ટૂંક સમાચાર પણ સંભળાવવામાં આવતા.

જે પુસ્તકો રાખવામાં આવ્યાં હતાં એમાંથી ૩૫ નો ઉપયોગ વિદ્યાર્થીઓએ કર્યો હતો.

### 'દીવડો' દૈનિક

આ ઉપરાંત વિદ્યાર્થીઓને રોજ એકાદ વિચાર મળે એ માટે શ્રી મગનભાઈ 'દીવડો' દૈનિક કાઢતા. વિદ્યાર્થીઓ એ રસપૂર્વક વાંચતા.

### કાંતણ વણાઈ વર્ગ

વર્ગમાં જોડાયેલા વિદ્યાર્થીઓને કાંતવાનું જ્ઞાન હતું. રેંટિયાથી તદ્દન અજાણ એવા કોઈ ન હતા. પણ સાધનની ખામીઓ વગેરેને કારણે રેંટિયા સરખા ચાલતા ન હતા. અને સતર સારું નીકળતું ન હતું. ગતિ પણ મંદ હતી. તેમાં સુધારા કરાવ્યા એથી કાંતવામાં પ્રગતિ થઈ છે.

તુણાઈ-પુણાઈ વિષે ઘણાખરા અજાણ હતા એટલે તે ક્રિયા તેમને વારાફરતી શીખવવામાં આવી. ભાઈ નારાયણ દેસાઈએ પણ એમાં ઠીક મદદ કરી.

આ પંદર દિવસમાં કુલ ૭૨૯૪૩ તાર એટલે લગભગ ૧૧૪ આંટી સૂતર કંતાયું.

### ગામાત કામો

અમે અહીં આવ્યા ત્યારે શરૂઆતના બે દિવસો શિબિરના ચોગાનોની સફાઈમાં વ્યવસ્થિત થવામાં ગયા.

પછી અમે રસોઈ-ટુકડી સિવાયના વીસ જેટલા ભાઈઓ રોજ બે કલાક માટે ગામનું કામ કરવા જતા હતા.

તેમાં સડકના થાંભલા પડી ગયા હતા તે રોપ્યા. હરિજનવાસ અને ખ્રિસ્તીવાસની સફાઈ કરી. તળાવના ઓવારા તથા ગામના કૂવાઓની કૂંડીઓ સાફ કરી, જાહેર રસ્તાના ચીલાના ધાંચ પૂર્યા તથા રસ્તા ઉપર નમેલાં ઝાડાં કાપી રસ્તા મોકળા બનાવ્યા.

આ ઉપરાંત હરિજનવાસમાં બે વિદ્યાર્થીઓ રોજ સાંજના પ્રૌઢશિક્ષણ આપવા જતા અને એ રીતે એમણે હરિજનોનો સારો સંપર્ક સાધ્યો.

### રસોઈ

આવા વર્ગમાં રસોડું વિદ્યાર્થીઓ દ્વારા ચલાવવાનો આ અમારો પહેલો પ્રયોગ હતો. આથી વખત સાચવી શકીશું કે કેમ? બધાને ફાવતો ખોરાક તૈયાર કરી શકીશું કે કેમ? આવી મનમાં આશંકા હતી ખરી.

પણ ગામલોકોના પૂરા સહકારથી અને વલ્લભ વિદ્યાલયના ભાઈ અંબુભાઈ જેવા હરેલ, ચોક્કસ અને રસોઈના જાણકાર કાર્યકર મળી રહેવાથી અમારું કામ બહુ સહેલું બની ગયું. વળી વિદ્યાલયના આઠ વિદ્યાર્થીઓ તો રસોઈકામના અનુભવી હતા. એટલે ત્રણચાર દિવસમાં જ અમને આત્મવિશ્વાસ આવી ગયો કે આવા વર્ગોમાં પણ રસોઈ જાતે કરવાનું સફળ રીતે પાર પાડી શકાય.

શરૂઆતના બે દિવસ અમે પાણી ભરવા માટે તથા રસોઈનાં મોટાં વાસણ ધોવા માટે બે મજૂરો રાખ્યા હતા. પણ બે દિવસમાં અમારું બધું કામ થાળે પડી ગયું એટલે અમે એમને છૂટા કર્યા અને તે કામનો ભાર પણ વિદ્યાર્થીઓએ ઉપાડી લીધો. અમને જણાવતાં આનંદ થાય છે કે, રોજ અમે ઠરાવેલા સમયમાં જ બધું કામ ઉકેલી શકતા અને બધા જ ભાઈઓ ખૂબ પ્રેમ અને ચીવટથી સોંપેલાં કામ કરી આપતા. કદી કોઈના મોઢા ઉપર અસંતોષની લાગણીએ દેખા નથી દીધી.

### વર્ગ અંગે આવકજાવકનું સરવૈયું

તા. ૧-૫-'૪૬ થી ૩૧-૫-'૪૬

| જ | ઉ |
|---|---|
| ૪૬૩) થામણા ગામ તરફથી કુલ મદદ | ૫૬૩)≡ થામણા સ્થિર વર્ગનું કુલ ખર્ચ (પહેલું પખવાડિયું) |
| ૫૨૭) વર્ગમાં જોડાયેલા સત્તાવીસ વિદ્યાર્થીઓ તરફથી મળેલું લવાજમ | ૩૮૩॥। પ્રવાસ વર્ગ ખર્ચ (બીજું પખવાડિયું) |
| | ૪૩)ˆ સિલક |
| ૯૯૦ | ૯૯૦ |

જણદીઠ થામણાનું રોજનું ભોજનખર્ચ આવ્યું ૦-૧૨-૯
જણદીઠ રોજનું એકંદર ખર્ચ આવ્યું ૦-૧૫-૬

### રસોઈ

ખોરાકમાં વિવિધતા જળવાય એ માટે રોજ શો ખોરાક બનાવવો તે નક્કી કર્યું હતું. એ ખોરાક કેમ બનાવવો, તેમાં પાણી, મીઠું કેટલા પ્રમાણમાં જોઈએ તેના કોઠા પણ રસોડામાં રાખ્યા હતા, તેથી નવા વિદ્યાર્થીને પણ ઝટ ખ્યાલ આવી જતો હતો.

વળી રસોઈમાં એક કણનો પણ બગાડ ન થાય એવી વ્યવસ્થા કરી હતી. અત્યારના સંજોગોમાં અને કરકસરની દૃષ્ટિએ અનાજનો બગાડ કરી શકાય નહિ.

જણદીઠ નાસ્તા સાથે રોજની સરેરાશ વપરાશ

| | |
|---|---|
| ઘઉં તથા બાજરી | ૨૨ તોલા |
| ચોખા | ૧૦ તોલા |
| તુવેર, મગ, ચણા — દાળ | ૮ તોલા |
| ગોળ | ૫ તોલા |
| તેલ | ૧ તોલો |
| ઘી | ૩ તોલા |
| દૂધ | ૨૫ તોલા |
| શાક | ૧૫ તોલા |

### ઇતર કાર્યો

સફાઈ, પાણી ભરવું, જાજરૂ મુતરડીના ખાડા ખોદવા તથા ઢાંકવા, છાત્રાલય તથા મહેમાનગૃહની સફાઈ, વગેરે કામો તેમાં કરવાનાં હતાં.

ઉપરાંત જવાબદારીપૂર્વક કામ કરવાની આદત ખીલે અને વર્ગનું કામ સુગમ બને એ દૃષ્ટિએ નીચેનાં કામો અલગ અલગ ભાઈઓને સોંપવામાં આવ્યાં હતાં.

દુકાનનું કામ (પૂણી, રેંટિયા, સરંજામ, સાબુ, નોટ, પેન્સિલ વગેરે વેચવાનું.)

હિસાબી કામ (વર્ગ અંગેની બધી લેવડ દેવડનો હિસાબ.)

ઘંટ વ્યવસ્થા

પુસ્તકાલય વ્યવસ્થા

કાંતણ તુણાઈમાં મદદ કરવી

દીવાબત્તી સળગાવવી અને ગોઠવવી

દાતણની વ્યવસ્થિત વહેંચણી કરવી

મહેમાનોની વ્યવસ્થા

ઉપરનાં બધાં કાર્યોમાં વિદ્યાર્થીઓ સાથે શિક્ષકો રહેતા હતા અને તેમણે પણ અલગ અલગ કાર્યની જવાબદારી ઉઠાવી હતી.

**આખા દિવસનું શિક્ષણ**

આમ અહીંનાં બધાં કામો સમયસર અને વ્યવસ્થિત થાય એ માટે બધાએ પ્રયત્ન કર્યો અને એ રીતે બધાં કામો શિક્ષણમય બની ગયાં.

**પ્રવાસ**

આ પંદર દિવસના ગાળામાં અમે નજીકનાં જોવા જેવાં બે ગામો પસંદ કર્યાં હતાં અને ત્યાં બે દિવસ ગયા હતા.

ગામમાં પ્રાર્થના, સંવાદો અને રમતગમતનો કાર્યક્રમ રાખ્યો હતો. બહેનો, ભાઈઓ અને બાળકોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. કાર્યક્રમ રાત્રે ૧૧ વાગ્યા સુધી ચાલ્યો હતો. રાત્રે બાર વાગ્યે શિબિરમાં આવીને સૂઈ ગયા હતા.

**સંવાદ-કવાયતનો કાર્યક્રમ**

આ વખતે કવાયતનું વ્યવસ્થિત અને નિયમિત શિક્ષણ મળ્યું અને ગામડાના પ્રવાસમાં આનંદ પડે એ માટે ગામડાને લગતા કેટલાક સંવાદો પણ આ દિવસોમાં તૈયાર કર્યા. એટલે પૂર્ણાહુતિને દિવસે ગામમાં એનો કાર્યક્રમ રાખવાનું પણ નક્કી કર્યું.

—ચાલુ **બબલભાઈ મહેતા**

# નવું વાચન

**ગૌતમ બુદ્ધ:** ડૉ. રાધાકૃષ્ણનના મૂળ અંગ્રેજી પરથી અનુ૰: ગોપાળદાસ જીવાભાઈ પટેલ; પ્ર૰: ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; કિં. રૂ. ૧-૮-૦.

[પુસ્તકના નિવેદનમાંથી નીચેનો ભાગ લેવામાં આવ્યો છે.]

ડૉ. રાધાકૃષ્ણનનું આ બીજું નામાંકિત વ્યાખ્યાન ગૂજરાત વિદ્યાપીઠ તરફથી ચાલતી શ્રી. રેવાભાઈ પટેલ સ્મારક માળાના ત્રીજા મણકા તરીકે પ્રસિદ્ધ કર્યું છે; (પહેલું — 'ધિ વર્લ્ડ્ઝ અનબૉર્ન સોલ' — 'જગતનો આવતી કાલનો પુરુષ', એ નામે થઈ ગયું છે.) આ વ્યાખ્યાન તેઓશ્રીએ ૨૯-૬-૧૯૩૮ના રોજ, લંડનની બ્રિટિશ એકેડેમીમાં આપ્યું હતું, અને ૧૯૩૯ના અંતભાગમાં તે પુસ્તકાકારે બહાર પડયું હતું.

બૌદ્ધધર્મ અને બુદ્ધ ભગવાન ઉપર અંગ્રેજીમાં ખૂબ લખાયું છે ને લખાય છે. એમની અસર યુરોપના વિચાર ઉપર ભારે છે, અને દિવસે દિવસે તે વધારે ઊંડી અને વ્યાપક બનતી જાય છે. પરંતુ આપણા દેશમાં એને વિષે બહુ જૂના વખતથી એક પ્રકારનો પૂર્વગ્રહ રહ્યો. પરિણામે, હિંદુ સમાજે બુદ્ધ ભગવાનને અવતારપદ આપ્યું, છતાં રામ અને કૃષ્ણની પેઠે તેમને હિંદુ સમાજના એક લોકપુરુષ તરીકે ન જમાવ્યા. તેથી જ રામાયણ-મહાભારત પેઠે બુદ્ધચરિત આપણું એક લોક-મહાકાવ્ય નથી બન્યું.

પરંતુ આજે સ્થિતિ જુદી છે. જૂનો પૂર્વગ્રહ હવે રહેવો ન જોઈએ. જોકે રામ અને કૃષ્ણની પેઠે કાવ્ય અને લોકપૂજાનો વિષય બુદ્ધને કરી શકીએ એવો જમાનો આજે નથી. એને માટે 'એપિક' — મહાકાવ્ય કરવાની આવડત જ કદાચ આપણી પાસે રહી નથી. આજે ધર્મસંગઠન અને પ્રચારની રીતો પણ જુદી થઈ ગઈ છે. આજે કોઈ રાજપુરુષ કે લેનિન, હિટલર અને ચર્ચિલ જેવા રાષ્ટ્રમુખત્યારોને કદાચ એવો ભાવ અર્પવા માટે લોક-માનસ તૈયાર હોય; અને તેને માટે પ્રચારયુક્તિઓ યોજાઈ પણ છે. પરંતુ કાવ્યશક્તિ ત્યાં પણ આજે એ જૂની રીતે ચગી નથી શકતી. આજે ધર્મ અને જીવન વિષે તત્ત્વવિચાર જુદી રીતે ખેડાય છે. ધર્મ વિષે આજે ચોગરદમ અમુક પ્રકારની નાસ્તિકતાનો સ્થાયી ભાવ વ્યાપ્યો લાગે છે. ખાસ કરીને નવા ભણતરવાળા લોકોને માટે આ વિશેષ સાચું છે. એવાને માટે બુદ્ધ ભગવાનનો સંદેશો ખાસ પ્રેરક બને એવો છે.

નાસ્તિકતાનો લૌકિક અર્થ એવો છે કે, ધર્મપંથના ચાલતા વિધિનિષેધો અને ક્રિયાકાંડ પરત્વે નાસ્તિક બુદ્ધિ: જે જમાનામાં આ બધું એટલું બધું ગાડરિયું બની જાય છે કે તેમાંથી તેનું ઉજ્જ્વળકારી ધર્મતત્ત્વ જતું રહે, અને સાપ ગયા પછીના લિસોટા જ રહી જાય, તેવા જમાનામાં આવી ટીકાખોર ને શંકાજન્ય નાસ્તિકતા પોતે જ અમુક ધર્મસ્વરૂપ પકડે છે. એટલે કે, એ નાસ્તિક બુદ્ધિ સાચા ધર્મના આત્માની ખોળ સૂચવતી હોય છે. આમ સાચી જિજ્ઞાસા ચાલુ ધર્મજડતા વિષે નાસ્તિક બનીને જાગે છે. જાગ્રત જીવંતતાની આ તો નિશાની છે. બુદ્ધ ભગવાને એમના કાળમાં એનો ઝંડો ઉઠાવ્યો હતો. તેથી તેમની અપીલ સુધારાયુગને માટે સનાતન શક્તિવાળી છે. તેથી જ બુદ્ધ અને એમનું તત્ત્વજ્ઞાન ઉત્તરોત્તર વધારે કદર પામતાં જાય છે.

ધર્મની બાબતમાં સમાજમાં એવી જડતા આવવી એ સામાન્ય બિના લાગે છે. જડતાના અંધકારના એવા કાળમાં આગળ જવાને માટે ગમે તેવો તોપણ પ્રજ્ઞા-દીવો જ કામ દે છે. ભગવાન બુદ્ધ તો પ્રજ્ઞા-સૂર્ય હતા. પ્રજ્ઞા-પારમિતાના તે પરમ શ્રેષ્ઠ સાધક હતા. કહેવાય છે કે, આપણો જમાનો શ્રદ્ધા-કરતાં બુદ્ધિ-પર વિશેષ છે. એટલે કે, પ્રજ્ઞા-પારમિતા જ એને ફાવે, અને તેને જોઈએ પણ તે. તેથી બુદ્ધ ભગવાન આજના યુગ-ગુરુ બની શકે. એવી જ સાધનાવાળા જગતના બીજા મહાપુરુષોમાં સૉક્રેટીસ હતા, જેમણે ગાંધીજીને એક પરમ સત્યાગ્રહી વીરનું દૃષ્ટાંત પૂરું પાડ્યું છે.

એટલે, આજે કદાચ આપણે બુદ્ધ-કથાને એક લોકકથા જેવી ન કરી શકીએ. તેમ કરવાને જરૂર પણ નથી. પરંતુ આપણા દેશમાં મધ્યયુગથી બુદ્ધ વિષે જે અંધાર-પડદો નંખાતો આવ્યો છે એ તો ઉઠાવવો જોઈએ. આ કામ ડૉ. રાધાકૃષ્ણને ઉમદા રીતે કર્યું છે, અને તેમાં તેમણે મૌલિકતા પણ બતાવી છે.

ગૌતમ બુદ્ધ અને તેમના ધર્મ સામે મુખ્ય બે બાબતોમાં આપણા દેશમાં વાંધો પડ્યો લાગે છે: (૧) બુદ્ધે પ્રાચીન આપ્ત ગ્રંથોની બાબતમાં પૂજ્યભાવ અને પ્રમાણબુદ્ધિ રાખ્યા વગર, સ્વતંત્રપણે પોતાનાં અનુભવ અને ધર્મદૃષ્ટિ રજૂ કર્યાં, કે જેને લઈને ભારે સામાજિક વિચારખંડ જાગ્યું. (૨) બુદ્ધ ભગવાનની ફિલસૂફીમાં જે નિર્વાણ અને નાસ્તિકતાની નકારવાચકતા હતી તે ચાલુ બ્રાહ્મણ તત્ત્વજ્ઞાન-પરંપરા સાંખી ન શકી.

અને કેવળ પ્રજ્ઞાબળ તથા વિવેક-વૈરાગ્ય પર લૌકિક ધર્માચરણની રચના નથી નભતી. સમાજ-માનસની આ ખાસિયત પણ બુદ્ધિના ઉપદેશને લોકગત થવામાં આડે આવી હોય. શ્રમણ સંસ્કૃતિને તેથી જ બ્રાહ્મણ સંસ્કૃતિ આગળ માગ મૂકવો પડ્યો, એમ કહી શકાય.

આ ઉપરાંત શંકર આદિ આર્ય તત્ત્વજ્ઞાનીઓએ બૌદ્ધ અનાત્મવાદ, શૂન્યવાદ, ક્ષણિકવાદ, વિજ્ઞાનવાદ વગેરે પર ભારે ઠોક પાડ્યો. તેમાં તેમણે ઉપરથી લાગતા નકારવાદને વધારે પડતો પ્રમાણી તેને ઉચ્છેદવાદ કહી માર્યો. કોઈ મહાપુરુષ માત્ર એવા ઉચ્છેદ ઉપર મહાન થઈ શકે ખરો? પરંતુ તેઓ કદાચ એમાં પેલા ઉપરના લૌકિક પૂર્વગ્રહને લક્ષમાં લઈને વર્ત્યા. નહિ તો તેઓ જુઅત કે બુદ્ધનું કાર્ય ચાલુ આર્ય પરંપરામાં જ છે, અને એમનાં તત્ત્વને તથા બોધને સમન્વય અને સુધારાની નજરે ચર્ચીને અપનાવત. અથવા કદાચ તે કાળે તત્ત્વજ્ઞાનમાં એવી કાંઈક જરૂર લાગતી હતી કે જેથી કરીને જરા સરખા ભેદ પર ખંડન-મંડનના હથોડા લઈને જ ફરી વળવું જોઈએ. એ ગમે તે હોય, હિંદુ સમાજે આવાં કાંઈક કારણોથી બૌદ્ધ જીવન-દૃષ્ટિ અને તત્ત્વવિચારને પોતાથી વેગળાં રાખ્યાં હોય, એમ લાગે છે. હવે એમ ચાલુ રાખવા જરૂરી નથી. વેદપ્રામાણ્ય ન માનનારને હિંદુધર્મપરંપરામાંથી છૂટો માનવો એ ટૂંકી નજર છે. બાકી, બૌદ્ધ, જૈન, તેમ જ શીખ એ બધા એ જ એક મોટી પરંપરાના તે તે કાળે જન્મેલા સુધારક આર્યધર્મના હિંદુ પંથો છે. સર રાધાકૃષ્ણન આ વસ્તુ તેમનાં લખાણોમાં જેવી સ્પષ્ટ કરે છે તેવી બીજા કોઈએ ભાગ્યે કરી હોય. તે કહે છે,

> "બુદ્ધના ધર્મતત્ત્વમાં એવું કાંઈ નથી કે જેનો હિંદુ વિચાર જોડે મેળ બેસાડી ન શકાય. ...હિંદુધર્મમાં બુદ્ધ અમુક સુધારો દાખલ કરવા ઇચ્છતા હતા; છતાં જીવનભર અને મરણપર્યંત એમની માન્યતા એ જ હતી કે પોતે પ્રાચીન આર્યમાર્ગનો જ સિદ્ધાંત પુનઃ સ્થાપિત કરતા હતા. પોતે નવો ધર્મ સ્થાપે છે એમ તે પોતાને વિષે માનતા નહોતા."

અને હિંદુ દાર્શનિકોએ બૌદ્ધ તત્ત્વજ્ઞાનને શૂન્યવાદી અને નાસ્તિક કહી જે વખોડયું છે, તેનો પણ સચોટ જવાબ ડૉ. રાધાકૃષ્ણન આ વ્યાખ્યાનમાં આપે છે. અને એ મંતવ્ય એમણે પોતાનાં બીજાં લખાણોમાં પણ રજૂ કર્યું છે. તે કહે છે કે, બુદ્ધની ધર્મદૃષ્ટિમાં જે તત્ત્વજ્ઞાન રહેલું છે તે કાંઈ ઉપનિષદીય તત્ત્વજ્ઞાનથી નોખું નથી, બલ્કે, એ જ તત્ત્વજ્ઞાનનો પૂર્વ ભાગ ઉપનિષદો છે; જે પછીથી બુદ્ધ પોતાના દેશકાળમાં ખીલવે છે. ઉપનિષદો અમુક થોડાક જ લોક માટે હતાં; બુદ્ધ એક લોકગુરુ હતા; લોકની ભાષામાં તેમણે કામ કર્યું. લોકનું પ્રત્યક્ષ દુઃખ જોઈ તેનું ઓસડ તેમને સમજાય એવી દલીલથી તેમણે બતાવ્યું. આમ બુદ્ધે પોતાના ધર્મ-અનુભવના રહસ્યને લોકગત કરવાને માટે પ્રયત્ન કર્યો. "ઇતિહાસક્રમમાં બૌદ્ધધર્મનો અર્થ એ છે કે, તેણે ઉપનિષદીય તત્ત્વસિદ્ધાંતોને લોકોમાં ફેલાવ્યા. અને એમ કરીને તેણે એક એવો જીવંત વારસો આપ્યો કે જે આજ સુધી આપણે માણીએ છીએ."

કહેવાય છે કે, મહાન ધર્મપ્રવર્તકોના સૌથી મોટા મારક કોઈ હોય તો તે એમના અનુયાયીઓ જ હોય કે થાય છે. બુદ્ધ ભગવાનને માટે પણ આમ જ કેમ ન બન્યું હોય? તેમના નિર્વાણ બાદ જે સંઘ અને તેના દ્વારા જે ધર્મતંત્ર ઉત્પન્ન થયાં, તેમાંથી જ પેલી ફાટ કેમ ન જન્મી હોય? ગૌતમ 'બુદ્ધ' થયા ખરા, પણ તે કાંઈ 'બૌદ્ધ' નહોતા; તે તો આર્ય અથવા હિંદુ જ હતા. જેમ ઇશુ ખ્રિસ્ત એક સાચા યહૂદી હતા અને 'ખ્રિસ્તી' તો ત્યાર પછી બીજા લોકો થયા.

આજે આપણો જમાનો સંગઠિત ધર્મતંત્રોનો મહિમા ગાનારો કે તેમની ઝાઝી જરૂર માનનારો નથી. તે આજે જગતના દરેક મહાપુરુષને મૂળ રૂપે જોવા અને આરાધવા માગે છે. સંગઠિત ધર્મોએ પણ જો પોતાનો કાંઈ ઉપયોગ રાખવો હોય તો આ દૃષ્ટિએ પોતાનું સંશોધન અને સંમાર્જન કરવું જોઈએ. એમ જો બધા ધર્મો કરે, તો જ આજે વિજ્ઞાન અને અર્થદૃષ્ટિએ કેળવણી અને જગતમાં જે નરી અંધતા આણી છે તેમાંથી તેમને ઉગારી શકે. વિજ્ઞાન અને અર્થના વાદો આજે ધર્મનાં સિંહાસનો પચાવી પડયા છે. ત્યાંથી તેમને સ્થાને એમને પહોંચાડવા જોઈએ. તે કામ આજે કરવાનું છે. શ્રી રાધાકૃષ્ણન એ કામ ગૌતમ બુદ્ધને અંગે આ વ્યાખ્યાન દ્વારા કરે છે. નાનકડી આ ચોપડીની મર્યાદામાં તે બુદ્ધ અંગેની બધી બાબતોનો નિચોડ આપી દે છે, અને એ મહાપુરુષની અમર મહત્તા સચોટ રૂપે બતાવે છે. વ્યાખ્યાનમાળાનું નામ 'માસ્ટર માઇન્ડ'—(મહા-પ્રજ્ઞ) વ્યાખ્યાનમાળા એવું છે. તેમાં યુરોપના અનેક મહાપુરુષો ઉપર ત્યાંના વિદ્વાનો પાસે વ્યાખ્યાનો અપાયાં છે. બ્રિટિશ એકેડેમીએ સર સર્વપલ્લીને વ્યાખ્યાન માટે નોતર્યા, અને તેમણે ગૌતમ બુદ્ધને એ માટે યોગ્ય મહા-પ્રજ્ઞ ગણ્યા. તે એવી રીતે ગ્રાહ્ય છે એમાં કોઈને શંકા નથી. સર સર્વપલ્લીએ એ યોગ્યતાને પોતાની અદ્વિતીય ફિલસૂફિક-સૂક્ષ્મદૃષ્ટિથી શબ્દબદ્ધ કરી. તે સાંભળી સર ફ્રાન્સિસ યંગ હસ્બન્ડ જેવા વિદ્વાને કહ્યું, "હિંદની ફિલસૂફી અને ધર્મ પશ્ચિમને સમજાવવામાં રાધાકૃષ્ણનને કોઈ આંટે એમ નથી. તે પોતે એક ફિલસૂફ છે; ઊંડી ધર્મભાવનાવાળા છે; ઉપરાંત એમની પાસે વાચાની સાચી છટાશક્તિ છે. બ્રિટિશ એકેડેમીની 'મહા-પ્રજ્ઞ' વ્યાખ્યાનમાળામાં એમણે બુદ્ધ પર પોતાનું વ્યાખ્યાન આપ્યું ત્યારે જોવામાં આવ્યું કે તેઓ પોતે પણ એક 'મહા-પ્રજ્ઞ'—'માસ્ટર માઇન્ડ' છે. આ દેશના આગળ પડતા વિદ્વાનો તથા ફિલસૂફોની સભામાં, વગર ટાંચણે અને વગર ધડકચે, અસ્ખલિત એમણે પોતાનું વ્યાખ્યાન કર્યું; તે સાંભળી સભા મંત્રમુગ્ધ થઈ ગઈ, અને નહિ કે બુદ્ધધર્મ પરંતુ હિંદુધર્મ પણ શું છે એનો ચિતાર આપણને ઇંગ્લંડના લોકને સચોટ રીતે મળ્યો. તે ઉપરાંત, એમની સ્પષ્ટ સૂક્ષ્મબુદ્ધિ, એમની ઉઘાડી જોવામાં આવતી આધ્યાત્મિકતા, અને એમનું આખું વ્યક્તિત્વ ને છટા — એ બધાથી તેમણે એવા શ્રોતાઓ ઉપર કાયમી છાપ પાડી, કે જેઓ તે છાપ મેળવવા માટે સૌથી લાયક અધિકારીઓ સુધી તેને પહોંચાડી શકે."

છેવટે બે બોલ આ અનુવાદ વિષે. ભાઈ ગોપાળદાસ ધર્મગ્રંથોના ઊંડા અભ્યાસી છે. બૌદ્ધધર્મ વિષે તેમણે સારી પેઠે વાંચ્યું અને વિચાર્યું છે. આ અનુવાદ માટે યોગ્ય શબ્દો મેળવવા મૂળ પાલિગ્રંથો તેમણે ફેંદ્યા છે, જેથી તેમના અંગ્રેજી અનુવાદનો અનુવાદ ન થઈ બેસે. વસ્તુ સમજવા જરૂરી ટિપ્પણો ઉમેરવામાં આવ્યાં છે, અને મૂળ વ્યાખ્યાનના ખંડોને પ્રકરણવાર ગોઠવી તેમનાં નામ પણ ઉમેરી, ફકરાવાર ટીપો નાંખી છે.

આ બધાથી આ ચોપડી વાચકને ને અભ્યાસીને સારી મદદરૂપ થશે.

**સર્વોદયની કેળવણી**: આ૦ કૃપાલાનીના 'લેટેસ્ટ ફૅડ'ના અનુ૦: ગોપાળદાસ જીવાભાઈ પટેલ; પ્ર૦: ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; કિં. રૂ. ૧-૪-૦.

[પ્રકાશકના નિવેદનમાંથી નીચેનો ભાગ લેવામાં આવ્યો છે.]

વર્ધાયોજના ઈ. સ. ૧૯૩૭-૩૮માં જન્મ પામી. ૧૯૪૨-૪૪ના વચગાળામાં બ્રિટિશ સરકાર અને તેની જાત જાતની પરરાજકીય યોજનાઓ ખીલી, તેમાં સારજન્ટ સાહેબની આગેવાની નીચે તે રાજ્યે 'રાષ્ટ્રીય (!) શિક્ષણ' યોજવામાં યુદ્ધોત્તર સ્વપ્નમાં પણ વહેતાં મૂકવા માંડ્યાં. સારજન્ટ યોજનાએ ખૂબી એ કરી કે, આ વર્ધાયોજનાને અપનાવ્યાની વાત કરવાની સાથે, અંગ્રેજી રાજ્યે ચાલુ કરેલી જ શિક્ષણપરંપરાનું રૂપ — ભલે કહો કે અમુક તમુક સુધારા સાથે — ગોઠવી લીધું: વર્ધાયોજનાને એણે હજમ કરી લીધી. અને હજી દેશના શિક્ષણ-વિચારો એ મોહિનીથી મુક્ત નથી થયા. નહિ તો, પરદેશી સિવિલિયનો અને પોલીસ સોલ્જરોને વિદાય કરવાનું વિચારાય છે, તે વખતે આ પરદેશી સલાહકારોનો વારો કેમ નથી આવતો? જાગ્રત હિંદી રાષ્ટ્ર શું એમ માને છે કે, તેના નવઘડતરનું શિક્ષણ-કાર્ય બ્રિટિશર જ કરી શકશે? રખે કોઈ આ વિચારમાં કશી સંકુચિતતા માને. કહેવાની મતલબ એ છે કે, રાષ્ટ્રની શિક્ષણપ્રથા રચવાનું કામ પારકી મા પાસે કાન વીંધાવવાનું કામ નથી. રાષ્ટ્રના સાચા ધાવણ વડે જ ઘડાય એવું ખુદ શરીર જ એ તો છે. રાષ્ટ્રનું શિક્ષણ એ બાહ્ય કોઈ શણગાર નથી; એ તો રાષ્ટ્રનો આત્મા ઘડતી તાકાત છે. એ સમજથી ઉપરનું વિધાન કરવામાં આવ્યું છે. પરંતુ, આ વાત અહીં લંબાવવાનું છોડવું જોઈએ.

૧૯૪૨ના વચગાળામાં વર્ધાયોજના પણ રાજકારણમાં ખપી અને ખોરવાઈ ગઈ. એટલું કબૂલ કરવું જોઈએ કે, સારજન્ટ યોજનાએ, તેનો સદંતર સાગ થઈ જાત, તેમાંથી તેને નામથી પણ બચાવી રાખી. આજે પાછો એના અમલનો વિચાર બીજે ભવે ઉપર આવે છે. તે વખતે, તે યોજનાના હાર્દને પામી ગયેલા આ૦ કૃપાલાનીજી જેવા પરમ દેશભક્ત અને વિદ્વાનની લખેલી આ ચોપડી સુયોગસર બહાર પડે છે. ગુજરાતી અધ્યાપન મંદિરોમાં આ યોજના પ્રમાણે શિક્ષણ અપાશે. તેમને આ ચોપડી મદદગાર થઈ પડશે. અનુવાદકે અંતે ટિપ્પણો ઉમેરવા દ્વારા ચોપડીની આ લાયકાતમાં સંગીન ઉમેરો કર્યો છે. તેમાં વાચકને યુરોપના કેટલાક મહાન કેળવણીકારોનો આછો પણ મુદ્દાસર પરિચય મળશે, જે ગાંધીજીની યોજનાનો સિદ્ધાંત સમજવામાં સરળતા કરી શકે. ગાંધીજીની આ નવીન યોજના કેવળ શિક્ષણ-પદ્ધતિ જ નથી; તે કેવળ અમુક કે તમુક અભ્યાસક્રમ પણ નથી; તે તો સમાજના શિશિક્ષુ વર્ગને માટે અને તેના સર્વાંગીણ વિકાસને અર્થે, સર્વોદયી દૃષ્ટિએ કામ કરવા માગતા સમાજે, શું કરવું એનો વિચાર છે. એમાં ગાંધીજીની સામાજિક 'યુટોપિયા'ની ભૂમિકા રહેલી છે; અને એ ભૂમિકામાં સમાજે તેના શિશિક્ષુ વર્ગને કેમ તાલીમ આપવી જોઈએ એનો એ સિદ્ધાંત છે. તેથી જ આચાર્યજી ગાંધીજીની જીવન-દૃષ્ટિ અને ફિલસૂફી આ પુસ્તકમાં લંબાણથી ચર્ચે છે. નવી શિક્ષણદૃષ્ટિઓ જગતમાં જન્મે છે તે આવા પ્રકારના નવસમાજ-દર્શનમાંથી ઝરનારી વસ્તુઓ હોય છે. પ્રાચીન ઋષિઓ શું, કે અર્વાચીન રૂસો, ફ્રોબેલ, પેસ્ટેલોઝી, મોન્ટેસોરી ઇ૦ શું,— સૌ કાંઈક નવદર્શનના જોરનાં માર્યાં જે કહે છે તે કહેતાં હોય છે. ગાંધીજી શિક્ષણમાં કહે છે તે આ હકથી કહે છે. કેવળ શિક્ષણ-પદ્ધતિકારો આથી જ તેને નથી સમજી શકતા કે ગેરસમજે છે.

જીવન એ રમત નથી; છતાં એ પણ ખેલથી અને લીલારૂપે — તેવી હળવા-દિલીની સાથે, છતાં એક જવાબદારીભરી સાધના તરીકે, જીવવાનું છે. નાનો કે મોટો, કોઈ એમાંથી બહાર નથી. નાનો નાનાની રીતે અને મોટો મોટાની રીતે ભલે એમાં હોય;— પણ જીવન બહાર કોઈ નથી.

અને આ જીવનનો પાયો પરસ્પર-પ્રેમ અને મહેનત-મજૂરી તથા પુરુષાર્થ છે. તેની ભૌતિક કે આર્થિક બાજુ જીવન-પોષક ઉત્પન્ન છે; તેની નૈતિક બાજુ સર્વ વચ્ચે સહકાર અને મેળ પોષતા સદ્ગુણો અને સુટેવો છે; તેની નાગરિક બાજુ નાગરિક તરીકેના સમૂહ-જીવનના ગુણો છે; તેની આધ્યાત્મિક બાજુ પણ તેમાંથી આપોઆપ ઊઘડે છે — તે છે સમાજમાં પોતાના કાર્ય કે સ્વધર્મના પાલન દ્વારા પોતાનો વિકાસ

અને ઉન્નતિ. આ જ વસ્તુને આજના યુરોપીય સામાજિક વાદોની ભાષામાં કહેવી હોય તો, એ ગાંધીજીનો સર્વોદયનો સિદ્ધાંત છે. જગતમાં અમુક કે તમુક વર્ગને પ્રાધાન્ય આપીને સમાજના ઉદયના વાદ વિચારાયા છે. જેમ કે, મજૂર-ઉદય-વાદ કે સામ્યવાદ, મૂડી-ઉદય-વાદ, કેવળ રાષ્ટ્ર-ઉદયવાદ કે ફાશીવાદ, વગેરે. ગાંધીજી કેવળ માનવ-ઉદયનો અને બધા જ વર્ગોના ઉદયનો વિચાર કરે છે અને તે માટે સત્ય- અને પ્રેમ- મૂલક સિદ્ધાંત જરૂરી માને છે. તેથી એ શિક્ષણના પાયામાં સાદામાં સાદું માનવ બાળક કલ્પે છે. યુરોપના શિક્ષણકારો એને સામ્રાજ્યવાદની હરામીમાં કે યંત્રવાદના મજૂર-શોષક સુધારામાં કે તેની સાથે જન્મતું જાણે ન હોય, એમ જ માનીને ચાલે છે. ગાંધીજીની કલ્પના કોઈ પણ પ્રજાના, કોઈ વર્ણ કે રંગના, સુધારાની કોઈ દશાના બાળકને લાગુ પડે એવી માનવ-વ્યાપી છે. તે કહે છે કે, સાચું અને એકમાત્ર શિક્ષણબળ જીવન પોતે છે; કેમ કે જીવન બહાર જે છે તે નિર્જીવ છે, અથવા દંભ છે, જેનાથી સાચું શિક્ષણ કે ખરી કેળવણી કદી ન સધાય. એ જીવનનું સામાન્યમાં સામાન્ય અને સર્વતોવ્યાપી પ્રતીક જીવનધારક ક્રિયા કે ઉદ્યમ છે. આ ઉદ્યમને — જીવનને — પોષક અને પ્રેરક એવા સનાતન ક્રિયા, જે દરેક સમાજમાં ચાલે જ છે, તેના દ્વારા જ સમાજ નભે છે; અને તેથી કેળવણીનું તેનું કાર્ય પણ નભી શકે છે. આ પરમ સામાજિક સિદ્ધાંતને ધ્યાનમાં લઈને, તેના પાયા ઉપર, શિક્ષણના તદ્વિદોએ પોતાનું કામ યોજવું જોઈએ. ઓજારો કે યંત્રોથી ચાલતો પણ ઉદ્યોગ જ સમાજનું મૂળ ધારણબળ છે. બાળક તો ઇંદ્રિયો દ્વારા જાણતું જાણતું સૂક્ષ્મ એવી તર્ક, વિતર્ક, વિચાર ઇ૰ આંતર ઇંદ્રિયની વિભૂતિઓ ખીલવે છે. અને ઉદ્યોગ દ્વારા જ સુધરેલા સમાજોએ પણ પોતાનાં જ્ઞાન-વિજ્ઞાન નથી ખીલવ્યાં? એટલે બાળકની કેળવણી ઉદ્યોગ અને જીવનની જરૂરી ક્રિયાઓ સમજભેર કરવા-કરાવવા દ્વારા જો સાધવામાં આવે, તો તેની આસપાસ જરૂરી બધી આવડતો અને અક્ષરજ્ઞાન આપોઆપ આવી જાય. આવી ફૂલગૂંથણી કરવાથી જીવનકળાને પૂરી ખીલવી શકાય. આવા શિક્ષણની કલ્પના જરૂર આવી શકે છે. એવી જ ઢબે પ્રાચીન આશ્રમપદ્ધતિ, પોતાના દેશકાળની મર્યાદામાં, કામ કરતી હતી. ત્યારે રાય રંક સાથે ભણતા. એટલે, એમ તો નથી જ કે, ગાંધીજીની આ કલ્પના સમજાય એવી નથી. તેને આજના દેશકાળમાં ઉતારવાની છે. અંગ્રેજી રાજ્યમાં જે જાતની શાળા અને તેનો વહીવટ તથા સરકારી તંત્રરચના ઘડાયાં છે, તેમાં આ પદ્ધતિને ઉતારવાની છે; અથવા તે બધાનું અનુરૂપ નવું રૂપાંતર શોધવાનું છે. એ બધાથી મુખ્ય તો એ યોજનાનો શિક્ષક નિર્માણ કરવાનો છે. આ ચોપડી તેને માટે છે. તે જો ગાંધીજીના સ્વમાથી ઝળહળતો થશે, તો જ શાળા, વહીવટ, અને સરકારી તંત્ર અનુરૂપ ઘડાશે. નહિ તો, શિક્ષણનું એ બાહ્ય શરીર તેના આત્મારૂપ શિક્ષકના ભૂતને જ સંઘરીને ચાલશે. ઘણી શિક્ષણ-પ્રથાઓ આવી ચીલે-પંથી થઈ રહે છે અને સરકારને જોરે ચાલતી રહે છે. પ્રજાનો આત્મા પ્રગટ કરવા માટે એ કામ દઈ ન શકે. તેને માટે સ્વતંત્ર પ્રયત્ન કરનારા વિરલ જીવનવીરો હમેશાં જાગ્રત પ્રજાઓમાં હોય જ છે, જે તે તે દેશના શિક્ષકોને દોરે છે. આપણું રાષ્ટ્ર પોતાના સ્વત્વને પામે છે તે વખતે ગાંધીજીને આ યોજના સૂઝી છે એ પણ ઓછી સૂચક ઘટના નથી. તેથી જ તેને એમણે પોતાની ઉમદામાં ઉમદા ભેટ કહી છે.

મ૰

**અસ્વીકાર** : અનુવાદક : શ્રી. મોહનલાલ ચૂનીલાલ ધામી; નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; પૃ. ૨૪૮; કિં. રૂ. ૪-૦-૦

મૂળ સૌરિન્દ્રમોહન કૃત બંગાળી છે. નવલકથાનો નાયક એક ભણેલો પણ ચારિત્ર્યબળ વગરનો પદવીધર યુવાન છે. પોતાના પ્રેમપાત્રને ન પામતાં એ ધ્યેયહીન ને પત્નીહીન પણ સ્ત્રીહીન નહિ એવું બલ્કે એક પછી એક ત્રણ સ્ત્રીઓને ફસાવી ફસાવીને રખડતી મૂકી ભાગી જનાર, મનસ્વી, રખડુ જીવન ગાળતો થઈ જાય છે. એનું પ્રેમપાત્ર હાલની કહેવાતી ઉચ્ચ કેળવણીવાળું હોવા છતાં પૈસાથી લલચાઈ એને વહેતો મૂકી એક ધનવાન પુરુષને અથવા કહો કે એના ધનને પરણી બેસે છે. ને પછી પ્રેમના અભાવે પત્નીજીવન ગાળી શકતી નથી. એ ધનિક પતિ રૂપશિકાર કરતો થઈ જાય છે (કદાચ પહેલેથી પણ એ એવો હશે.), પણ પુરુષસહજ ઈર્ષાથી પત્ની પરનો સ્વામિત્વનો ભાવ છોડી શકતો નથી. ને બર્માની મુસાફરીએ જતાં પેલાં બંને અકસ્માત ભેગાં થઈ

જતાં નવલકથા અનેક નાટકી દશ્યોનું સ્થાન થઈ પડે છે. છેવટે નાયકની એક યુવાન બર્મી ત્યક્તા સહજભાવે પણ શુદ્ધ પ્રેમના કારણે નાયિકાની માર્ગદર્શક થઈ પડે છે ને નાયિકા પતિના ઘરનો ત્યાગ કરી નાયક જોડે ભાગી જતાં છતાં નાયકને એ-બર્મી ત્યક્તાનો પત્ની તરીકે સ્વીકાર કરવા ને પોતાને બહેન તરીકે સાથે રાખવાની પ્રેરણા કરવા પૂરતી સુપાત્ર બને છે. છેલ્લાં મર્માળાં ને સુબોધક વાક્યો નીચે મુજબ છે:

> 'સિપ્રા, મા-શૌઈને મોઢું બતાવવા જેટલું બળ મારામાં નથી રહ્યું.' કલ્લોલ ધ્રૂજતા સ્વરે બોલ્યો.
>
> સિપ્રાએ કહ્યું: 'બળ મેળવવું પડશે માણસે જીવવું હોય અને બીજાને જિવાડવાં હોય તો બળ મેળવવું પડશે.'

મા-શોઈનું પાત્ર બહુ દેખાતું નથી, છતાં નિર્દોષ શુદ્ધ પ્રેમના આદર્શ જેવું શ્રેષ્ઠ પાત્ર છે. જ્યારે નાયિકા ભણેલી પણ ભૂલી પડેલી એક ગર્વિતા છે. નાયકની નિર્બળતા અને નીચતા નાયિકા સિવાય બીજી બધી એની સ્ત્રીઓના સંબંધમાં અત્યંત ઘૃણાસ્પદ છે. આપણી નવલકથાઓમાં સરસ્વતીચંદ્ર એ ભણેલા યુવાનોની નિર્બળતાનું એક પ્રતીક મનાય એવું પાત્ર છે, પણ આ બંગાળી કથાના કલ્લોલરાયના પાત્રમાં વ્યક્ત થતી નિર્બળતા તો હદ કરે એવી છે. ઉદાત્તતાનો છાંટો સરખો એનામાં દેખાતો હોય તો એટલો જ કે એ ત્રણથી વધુ નારીઓને છેહ દેતો દેખાતો નથી.

પુરુષે નારીને કેવળ કામસાધનરૂપ કે શરાબ જેવી નશાની જડ વસ્તુ ન માનવી જોઈએ અને નારીએ પુરુષને પૈસા દ્વારા મળતી મોજમહત્તાનું સાધન ન માનતાં સાચો પ્રેમ હોય તો જ દેહસંબંધ કરવો જોઈએ, પ્રેમ વિનાનો દેહસંબંધ શીર્ણવિશીર્ણ કરી કેવી અકથ્ય વેદના ઉપજાવનારો છે એ દર્શાવવા માટે લેખકે પોતાની કળા ઠીક વાપરી છે એમ લાગે છે. લેખકમાં મોટે ભાગે એક પ્રકારની એવી ટાઢાશ, અનુગ્રતા અને લાગણીશૂન્યતા છે કે જે નાયકના સ્વભાવ સાથે સારો મેળ ખાય છે છતાં શરદ્બાબુની શૈલીથી એટલી જુદી પડે છે કે અનુવાદક શ્રી. સૌરિન્દ્રમોહનને શા માટે એમના શિષ્ય કહે છે એ સમજાતું નથી.

તરજુમો આનાથી વધારે સાદા, સરળ ને રૂઢ ગુજરાતીમાં થયો હોત તો વધારે સારું એમ અનેક જગાએ લાગે છે. અને પાત્રને મોઢે તો પ્રાંતિકતા શોભે, પણ લેખકની કલમમાં પણ 'વેચવું' ને બદલે 'વેંચવું', 'ઊંચા પ્રકારની સિગારેટ' ને બદલે 'ઊંચા માયલી સિગારેટ' અને 'રચાણું', 'દેખાણું' જેવા પ્રાંતિક પ્રયોગોની ભરમાર કરવાથી ભાષાની શિષ્ટતામાં ખામી આવી રસભંગનો દોષ થાય છે. આટલું બાદ કરીએ તો અનુવાદકનો પ્રયત્ન પ્રશંસનીય છે.

ચૂ૦

# સાભાર સ્વીકાર

**ચૂર્ણ-ઔષધિ** પ્રયોજક રાઘવ મો. ચૌધરી પ્ર. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, કિં. ૦-૩-૦ **પ્રેમપન્થ** લે. મોહનદાસ કરમચંદ ગાંધી, યોજક: દેસાઈ વાલજી ગોવિંદજી, પ્ર. ઉપર પ્રમાણે, કિં. ૦-૩-૦ **કાવ્યાંગના** લે. જટિલ, પ્ર. જટિલરાય કેશવલાલ વ્યાસ, કિં. ૧-૮-૦ **પ્રો. ફડકેની વાતો** લે. ના. સી. ફડકે, અનુ. બિપિન જીવણચંદ ઝવેરી, પ્ર. જીવન સાહિત્ય મંદિર, કિ. ૨-૮-૦ **રામાયણ કથામંગલ** લે. રમણલાલ સોની, પ્ર. એન. એમ. ઠક્કરની કું., કિં. ૨-૮-૦ **અધૂરા ફેરા** લે. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ, પ્ર. જીવન સાહિત્ય મંદિર, કિં. ૨-૪-૦ **માનવી** રૂપાંતરકાર: ઐયુબખાન ખલિલ, પ્ર. ઉપર પ્રમાણે, કિં. ૨-૪-૦

> ત્રણ વસ્તુમાંનો આનંદ લાભકર્તા હોય છે, અને ત્રણ વસ્તુમાંનો આનંદ નુકસાનકર્તા હોય છે. શિષ્ટાચાર અને સંગીતના વિવેકપૂર્ણ અભ્યાસમાંથી મેળવેલો આનંદ, બીજાની ભલાઈની વાતો કરવામાંથી મેળવેલો આનંદ, અને અનેક લાયક મિત્રોની મૈત્રીમાંથી મેળવેલો આનંદ — એ ત્રણ લાભકર્તા છે. મર્યાદા બહારના વિલાસમાંથી મેળવેલો આનંદ, આળસમાંથી અને ભટકવામાંથી મેળવેલો આનંદ, અને ભોજનમાંથી મેળવેલો આનંદ — આ ત્રણ નુકસાનકર્તા છે.
>
> —કૉન્ફ્યૂશિયસ

# માસિક વિવેચન

## રજપૂતાના યુનિવર્સિટી

છાપાં જણાવે છે કે, જાનેવારીની ૮મી તારીખે જયપુરમાં 'રજપૂતાના યુનિવર્સિટી'ની સ્થાપના જાહેર કરવામાં આવી છે. રજપૂતાનાનાં નાનાંમોટાં અનેક રાજ્યો તેમાં જોડાયાં છે, જેમની કુલ વસ્તી કરોડ જેટલી છે, અને વધુ રાજ્યો જોડાતાં જશે. અને સંસ્થા પોતાનું કામ આ જૂનથી શરૂ કરશે.

દેશનું બંધારણ ઘડાય છે તે વખતે આવાં આવાં અનેકવિધ નવમંડાણો થાય — થવાં જોઈએ, એ સ્વાભાવિક છે. માત્ર તેમાં દેશની મૂળ અખંડતા અને સમગ્ર-દૃષ્ટિને આંચ ન આવતી હોવી જોઈએ. આવાં નવનિર્માણ કરનારાઓએ આ વસ્તુ પ્રયત્નપૂર્વક સંભાળવાની છે, એ યાદ રાખવાનું છે. ભાષાવાર પ્રાંતો પાડવાની વાત આ ભૂમિકામાંથી જ જો જન્મતી હોય તો તે યોગ્ય ગણાય. અને આવી ભાષાવાર પ્રાંત-વ્યવસ્થા સમૂહજીવનનાં કયાં ક્ષેત્રો માટે કરવી એ પણ ગંભીર વિચારનો મુદ્દો છે; — રાજ્યવહીવટી અને આર્થિક બાબતોમાં તો ખાસ કરીને. પરંતુ સાંસ્કૃતિક કેટલીક બાબતોમાં જરૂર આજે પણ તેમાં કેટલુંક કરવા જેવું ને કરી શકાય એવું છે. ભાષાવાર યુનિવર્સિટી પોતાની સ્વભાષાનું ખેડાણ કરશે. તે દ્વારા અને તેમાંથી પોતાની વિશિષ્ટ સંસ્કૃતિને પણ સહેજે તે પોતાના સંશોધન અને અધ્યાપન કાર્યમાં આણશે. તેની સાથે રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીની અનિવાર્ય જરૂર અને રાષ્ટ્ર તથા જગતની જે વ્યાપક ભૂમિકા — એટલે કે હિંદની અખંડ રાષ્ટ્રીયતા અને જગતની સાર્વભૌમ માનવતા, તેમને યાદ રાખીને. નહિ તો ભાષાવાર વ્યવસ્થા બીજી દૃષ્ટિનાં 'પાકિસ્તાનો' જ થઈ બેસે. રજપૂતાના પાસે મધ્યયુગીન પ્રેમશૌર્યનો અમુક વારસો છે. કાળપ્રવાહમાં તેમાં સડો પેઠેલો હોય તો તે દૂર કરી, તેના શુભ અંશોને તે પાછા પ્રજામાં જન્માવે. હિંદુસ્તાનીની એક પ્રાદેશિક બોલી તેની છે; તેને તે ગ્રંથસ્થ કરી ખીલવે, અને એમ હિંદુસ્તાનીને પુષ્ટ કરે. અને તે પ્રદેશમાં આજે બંને લિપિને સ્થાન છે, તે પણ સંભાળી રાખે. રજપૂતાના યુનિવર્સિટી પોતાનું કામ કઈ ભાષા દ્વારા કરશે એ જાણવા નથી મળ્યું. તે સ્થાને દેશી ભાષા જ હશે, એમ માનવું જોઈએ. તો જ તે રજપૂતાનાના પ્રજાકીય આત્માને શિક્ષણ દ્વારા પોષવાના પોતાના હેતુને સંભાળી શકશે. આ પ્રદેશ દેશી રાજ્યોનો છે. તેઓએ નવો જમાનો જીરવવાનો છે. તે વગર તેઓ સાચી યુનિવર્સિટીને પણ સરજી નહિ શકે. ભાષાવાર યુનિવર્સિટીઓ આમ પોતાનું વ્યક્તિત્વ ખીલવીને રાષ્ટ્ર તથા જગતની સેવામાં જોડાય, તો જ તે કૃતાર્થ થઈ શકે. ગુજરાતે પણ પોતાને ત્યાં આ કામ હવે ઉપાડવાનું થશે.

૨૦–૧–'૪૭

## ખાસ ખગોળ માટે માસિક

'આકાશગંગા' નામથી ગુજરાતીમાં, મારી જાણ મુજબ, પહેલું ખગોળ પર દ્વૈમાસિક પત્ર નીકળે છે,* એ આવકારપાત્ર વસ્તુ ગણાય. તે સૂચક પણ છે. સામાન્યતઃ આજકાલ માસિકો લલિત કહેવાતા સાહિત્ય — એટલે કે કાવ્ય, કથા અને તેનું વિવેચન મુખ્યત્વે — અંગે હોય છે. આ માસિક એ નિયમથી નવી ભાત પાડે છે. ગુજરાતે જો પોતાની યુનિવર્સિટી ચલાવવી હોય તો આવા વિશેષ પ્રયત્નો ખૂબ વધવા જોઈએ. આ માસિક એ દૃષ્ટિએ વિશેષ આવકારપાત્ર છે. તેમાંથી પ્રૌઢો તથા વિદ્યાર્થીઓ સરખો રસ અને જ્ઞાન મેળવી શકશે. તેમાં જરૂરી અને સાફ ચિત્રો પણ ઠીક સંખ્યામાં આપવામાં આવે છે. વાર્ષિક લવાજમ રૂપિયા ચાર (પરદેશમાં આઠ શિલિંગ અથવા બે ડૉલર) છે.

આવાં ખાસ માસિકોને જો વિદ્યાપ્રેમી જનતા યાદ રાખીને પૂરતું ઉત્તેજન ન આપે તો તેમણે નભવું આજે કદાચ ભારે પડી જાય. ગુજરાતની વિદ્યાપ્રેમી જનતા સમજે કે, યુનિવર્સિટીના મનોરથો ફળવા માટે આવાં અનેક ખાસ વિષયો પરનાં માસિકો ચલાવવાં જોઈશે. તે રીતે આ પ્રયત્ન વધાવી લેવા જેવો છે.

## વડાપ્રધાન અમદાવાદ આવી ગયા

મુંબઈ સરકારના વડા પ્રધાન શ્રી. ખેર સાહેબ એક દિવસ માટે અમદાવાદ આવી ગયા. ફરીનું પ્રધાનપદું સ્વીકાર્યા પછી અમદાવાદમાં આ એમનું પહેલું આગમન હતું. આવવાનું મુખ્ય પ્રયોજન બે કાર્યક્રમો અંગે હતું —

*–સંપાદકમંડળ શ્રી. હરિહર ભટ્ટ, મગનભાઈ પટેલ, છોટુભાઈ સુથાર (તંત્રી); પ્રકાશક — તારક મંડળ, ચરોતર કેળવણી મંડળ, આણંદ.

૧. ગુ૦ વ૦ સોસાયટીમાં સ્વ૦ આનંદશંકર ધ્રુવનું તૈલચિત્ર, તેમનો સ્મારક ગ્રંથ, તથા તેમણે એ સંસ્થાને આપેલા પોતાના ગ્રંથસંગ્રહ — આ ત્રણેનો ઉદ્‌ઘાટન-સમારંભ; તથા શ્રી. ભોળાભાઈ જેસંગભાઈનું તૈલચિત્ર તથા તેમની દેણગીથી સ્થાપવામાં આવેલું સંશોધન મંદિર — એનું ઉદ્‌ઘાટન.

૨. બીજો કાર્યક્રમ હતો શેઠ લા૦ દ૦ કૉલેજનો વાર્ષિક દિવસ.

બેઉ પ્રસંગે શહેરના શ્રી – તથા સરસ્વતી – ઉપાસકો ભેગા થયા હતા. બેઉ જગાએ આગામી ગુજરાત યુનિવર્સિટીની નોબત વાગી.

ગુજરાત માટેના એ ભાવી ઉપક્રમની છાયા બેઉ પ્રસંગોની ઉજવણી પર હતી; અને એમ જ હોય. તે બેઉ પ્રસંગોના મુખ્ય નિવેદકોએ પોતાનાં વક્તવ્યોમાં એ જણાવ્યું પણ હતું. એ રીતે આ બે પ્રસંગો ગુજરાતના ભાવીને માટે સૂચક અને નોંધપાત્ર બને, એમાં નવાઈ નથી.

મુંબઈ સરકારના વડા પ્રતિનિધિ હાજર હતા, એટલે તેમની આગળ જાત જાતની જરૂરિયાતો રજૂ થાય અને તેની માગણી થાય, એ પણ બનવા જોગ ગણાય.

બેઉ જગાએ આના જવાબમાં વડા પ્રધાને એક-સરખો જવાબ પણ આપ્યો કે, સરકાર જરૂર તેને ઘટશે તે કરશે જ; પણ સરકાર પાસે ધન આવે છે કર વાટે અને એ કર ધનવાન અમદાવાદે તો એટલા આપવા જોઈએ કે તેમાંથી આખા પ્રાંતનું શિક્ષણ-વિકાસ-કામ કરી શકાય. સરકાર ગુજરાત યુનિવર્સિટી રચવાને માટે વિચાર કરવા સારુ એક સમિતિ નીમવા ઇચ્છે છે, અને થોડા વખતમાં એ નિમાશે. પરંતુ સમજવાનું એ છે કે, યુનિવર્સિટી એ કાંઈ ધનભંડાર નથી, નહિ તો રિઝર્વ બૅન્ક યુનિવર્સિટી કહેવાત. તે મોટમોટાં મકાનોની હારમાળા પણ નથી. એ તો અષ્ટાંગ વિદ્યોપાસકોનું તીર્થ હોય. આવા ઉપાસકો છે? ગુ૦ વ૦ સો૦માં સવારના કાર્યક્રમમાં જ્ઞાન અને ભારતીય સંસ્કૃતિનો વિહાર સાંભળ્યો; સાંજે કૉલેજના કાર્યક્રમમાં પશ્ચિમના વિજ્ઞાનની સંસ્થાઓના મનોરથો સાંભળ્યા. આ બધું ઠીક છે. પણ, એ બધું કહીને વડા પ્રધાને જણાવ્યું કે, એ બધામાં પ્રશ્ન બીજો છે — આપણે અંગ્રેજી રાજ્યમાં ચાલુ છે તેની નકલ કરવી છે કે આપણે શું કરવું છે, એ પ્રશ્ન છે. અને આ અંગે એમણે એ કહ્યું કે, ભાષાવાર વિદ્યાપીઠો આપણે જોઈએ, જેથી જ્ઞાનનો પ્રચાર આજની પેઠે પરદેશી ભાષામાં અપાતા હુકમોને ઉઠાવનારા 'કિમકર' — નોકરી-ધંધાવાળા વર્ગો પૂરતો સીમિત ન રહે, પરંતુ લોકવ્યાપી બને. અને એ પ્રમાણે વિદ્યાપીઠ રચવા માટે દરેક પ્રાંત પોતપોતાની પરિસ્થિતિ અને જરૂર વિચારીને પોતાનું વિદ્યાધામ રચે. મતલબ કે, મહારાષ્ટ્ર માટે જ્યકર સમિતિએ અમુક ધોરણ લીધું તે ત્યાંને માટે ખપનું અને ફાવે એવું હોય. તે જ બીજા બે પ્રાંતોમાં અનુસરવાનું છે એવું હોય નહિ.

નામ૦ વડાપ્રધાને દરેક પ્રાંત પોતપોતાની વિશેષતા પ્રમાણે વિદ્યાપીઠ રચે, એ જે એક વાત કરી એ ગુજરાતે ખાસ વિચારવા જેવી છે; અને તે એમણે કરી એ સારું કર્યું.* એનું કારણ પણ એમનાં જ તે દિવસે સવારે ને સાંજે થયેલાં બે વ્યક્તવ્યોમાંથી મળે છે.

ગુજરાત યુનિવર્સિટીની વાત આજે અમલી ક્ષેત્રમાં આવે છે. એમ થવાને તેનો ઇતિહાસ છે, — દરેક વાતને ઇતિહાસ હોય છે એમ. એ ઇતિહાસમાં કાંઈક ઊંકિયું પણ ઉપરના બે પ્રસંગોએ કરાયેલાં નિવેદનોમાં સાંભળવા મળ્યું. તેમાં, કોણ જાણે શાથી, એક મોટી બીના નોંધાયેલી ન મળી, જે વડા પ્રધાને પોતાના વક્તવ્યમાં કહી. તેમણે કહ્યું કે, ગુજરાતમાં ધનપ્રાપ્તિ એ વ્યવસાય તો જૂનેથી ચાલે છે. તેમાં નવો યુગ મહાત્માજીએ ૩૦ વર્ષ પર અહીં વસીને શરૂ કર્યો — એ હતો સ્વરાજ માટેની લડતનો અને વિદ્યાપીઠની સ્થાપનાનો. હવે જે શરૂઆત તમે કરવા માગો છો એ એનો બીજો યુગ બેસે છે. માતૃભાષા દ્વારા શિક્ષણ, શિક્ષણકાર્યમાં સ્વતંત્રતા, રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીનું, તેમાં અનિવાર્ય સ્થાન, શિક્ષણમાં ચારિત્ર્યની પ્રાણપ્રતિષ્ઠા, શરીર, મન અને આત્માનો સર્વાંગીણ માનવ વિકાસ, શિક્ષણક્રમની કક્ષાઓમાં અવિચ્છિન્ન એકસૂત્રતા અને અખંડતાનો સુમેળ, શિક્ષણમાં જાતમહેનત અને ઉદ્યોગનું ગૌરવસ્થાન — આવા આવા આજે શિક્ષણકાર્યમાં સર્વમાન્ય થયેલા મૂળ સિદ્ધાંતોની ગળથૂથી ગુજરાતને ગાંધીજીના શિક્ષણ-પ્રયોગોએ આપી છે. તેમાંથી ગુજરાતને હવે નવા યુગમાં કામ દેનારી યુનિવર્સિટી રચવી છે.

* અને એમણે એ પણ સ્પષ્ટ કર્યું કે, જ્ઞાનપ્રાપ્તિને માટે સરહદની દીવાલો નથી. કોઈ વિદ્યા મને મરાઠીમાંથી ઉત્તમ મળે તો મહારાષ્ટ્ર વિદ્યાપીઠમાં જાઉં, ગુજરાતમાંથી મળે તો ગુજરાતી વિદ્યાપીઠમાં જાઉં; — ગમે ત્યાં જાઉં. ચીન અને તિબેટનાં પ્રાચીન દષ્ટાંતો પણ આપ્યાં.

મારફતે થયા છે. અને તેથી જ ક્રમે ક્રમે ચાર પરીક્ષાઓ સુધી પહોંચાયું છે.

"હિંદુસ્તાની માટે તૈયાર જોઈએ એવાં પાઠ્યપુસ્તકો ઓછાં મળે છે. સમિતિએ તે તરફ પણ ધ્યાન આપ્યું છે અને આજ સુધીમાં વિદ્યાપીઠે ૮ ચોપડીઓ તૈયાર કરી છે. પહલી અને દૂસરી પરીક્ષાઓ માટે જોઈતાં બધાં પાઠ્યપુસ્તકો સમિતિએ તૈયાર કર્યાં છે. અને તેમ જ આગળની પરીક્ષાઓ માટે કામ ચાલે છે. આ ચોપડીઓ ગુજરાત બહાર કામ કરતા હિંદુસ્તાની પ્રચારકોને પણ ખપ લાગે છે, એ સંતોષની વસ્તુ છે."

## હિંદુસ્તાની પ્રચાર સભા, વર્ધા, ની ભલામણ

અખિલ ભારતીય હિંદુસ્તાની પ્રચાર સભાની કાર્યવાહક સમિતિ તા. ૧-૨-'૪૭ ના રોજ દિલ્હીમાં, તેના પ્રમુખ શ્રી. રાજેન્દ્ર બાબુને પ્રમુખપદે, મળી હતી. તેણે એક મહત્ત્વનો ઠરાવ કર્યો છે, તે પ્રાંતિક સરકારોને હિંદુસ્તાની પ્રચાર અંગે તેમણે શું કરવું તેની ભલામણ છે. તે ઠરાવ નીચે પ્રમાણે છે :—

"હિંદુસ્તાની પ્રચાર સભાની આ કાર્યવાહક સમિતિ પ્રાંતિક સરકારોને વિનંતી કરે છે કે, તેઓ હિંદુસ્તાની પ્રચારના કામને વધુ ત્વરાની સાથે ચલાવે.

"આખા હિંદુસ્તાનના કામને ચલાવવાને માટે રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીનો પ્રચાર જરૂરી છે. સ્વતંત્ર હિંદમાં રેલવે, તાર, ટપાલ, બૅન્ક વગેરેનું કામ પણ હિંદુસ્તાનીમાં જ ચલાવવું જોઈશે. તેથી આ સમિતિ પ્રાંતિક સરકારોને અનુરોધ કરે છે કે, લોકમતને જોઈને, બને તેટલું જલદીથી, હિંદુસ્તાનીનું શિક્ષણ બંને લિપિમાં ફરજિયાત કરે. અત્યારે નીચે મુજબ નીતિ સ્વીકારવામાં આવે —

"૧. પ્રાંતની બધી શાળાઓમાં, બંને લિપિઓમાં હિંદુસ્તાની જાણનારા શિક્ષકોની નિમણૂક અનિવાર્યરૂપે કરવામાં આવે.

"૨. જે વિદ્યાર્થીઓએ બંને લિપિઓ શીખી લીધી હોય તેમને જ સરકાર તરફથી હિંદુસ્તાનીનું પ્રમાણપત્ર આપવામાં આવે.

"૩. પરીક્ષામાં શ્રેણી તથા ઇનામ વગેરે, જે વિદ્યાર્થીઓ બંને લિપિઓ દ્વારા હિંદુસ્તાની શીખે તેમને જ આપવામાં આવે.

"૪. અધ્યાપન માટેની શાળાઓ તથા કૉલેજોના વિદ્યાર્થીઓ તથા બીજા સરકારી નોકરો માટે, બંને લિપિમાં હિંદુસ્તાની ભાષા જાણવી એ જરૂરનું સમજવામાં આવે."

મુંબઈ સરકારે આ નીતિ સ્વીકારી હિંદની બીજી સરકારોને દોરવણી આપવી જોઈએ. આ નીતિ પ્રમાણે સરકાર ચલાવે એવો વિગતવાર ઠરાવ ગુજરાતમાં આપણે કર્યો છે તે વાચકોને ખબર છે. વર્ધા સમિતિની કેવળ હિંદી-નાગરી-નીતિ હવે ગુજરાતના કાર્યકર્તાઓએ છોડી દેવી જોઈએ. એ કામ અધૂરું અને ગેરસમજ ઊભી કરનારું હોઈ બુદ્ધિભેદ ભરેલું છે. તે આપણને ન છાજે. તે છોડી ગુજરાતને એકસરખી અને સરળ દોરવણી આપવા સૌને અમારી વિનંતી છે.

## બૃહદ્-ગુજરાતવાસી બાળકોનું શિક્ષણ

રાયપુર (મધ્ય પ્રાંત) ના ગુજરાતી શિક્ષણ સંઘના મંત્રી નીચે પ્રમાણે લખીને, ગુજરાત બહાર વસતા બૃહદ્ ગુજરાતીઓનો એક મોટો પ્રશ્ન રજૂ કરે છે. તે કહે છે—

"સવિનય જણાવવાનું કે શ્રી રાયપુરવાસી ગુજરાતી ભાઈઓએ અહીં હાલમાં શ્રી ગુજરાતી વિદ્યામંદિર નામની પ્રાથમિક શાળા શરૂ કરેલ છે. શાળામાં બાળકો (વિદ્યાર્થી અને કન્યાઓ)ની સંખ્યા આજે ૧૯૩ છે. હજુ સંખ્યા સારા પ્રમાણમાં વધશે. શાળાના સંચાલકો અહીંના ગુજરાતી સમાજના ઉત્સાહ અને સહકારથી અનુક્રમે વિનયમંદિર સુધીના વર્ગો ખોલવાની આશા રાખે છે. મધ્ય પ્રાંત અને બિહારમાં છોકરાઓ માટે પ્રાથમિક શિક્ષણ ફરજિયાત છે તેથી સરકારમાન્ય પાઠ્યક્રમ શાળામાં દાખલ કરી અમોએ આ શાળાને સરકારમાન્ય કરાવી છે.

"સરકારી કેળવણી ખાતાએ મંજૂર કરેલાં પાઠ્યપુસ્તકો પ્રાંતીય ભાષા હિંદી અને મરાઠીમાં જ મળે છે. ગુજરાતીમાં અનુવાદ થયેલાં મળતાં નથી. ગુજરાતીમાં અત્યાર સુધીમાં તે તે વિષયો પરનાં પ્રગટ થયેલાં પુસ્તકો અને અહીંનાં સરકારમાન્ય થયેલાં પુસ્તકોમાં ઘણો તફાવત છે.

"બીજી શ્રેણી સુધીનો વર્ગ શિક્ષક હિંદીનાં પાઠ્યપુસ્તકોમાંથી ગુજરાતી કરી વિદ્યાર્થીઓને શીખવે છે. તેમાં અભ્યાસ પ્રમાણમાં બહુ ઓછો કરાવવાનો હોય છે. પરંતુ ચોથા અને ત્રીજા ધોરણમાં ગુજરાતી ભાષા સિવાયના અન્ય વિષયોનાં પાઠ્યપુસ્તકો હિંદીમાં જ ચલાવવાનું અમારે માટે અનિવાર્ય બન્યું છે.

"પ્રશ્નપત્રોનો જવાબ હિંદી અથવા ગુજરાતીમાં આપવાની શાળાના નિરીક્ષકો (ઇન્સ્પેક્ટરો) તરફથી છૂટ આપવામાં આવે છે.

"ઉપરોક્ત પરિસ્થિતિ વચ્ચે અમારે માતૃભાષા ગુજરાતી અને હિંદીનો સુમેળ કયા ધોરણથી અને

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

સંપાદકમંડળ

જુગતરામ દવે — મણિભાઈ દેસાઈ
ગોપાલદાસ પટેલ — મગનભાઈ દેસાઈ (તંત્રી)
નગીનદાસ પારેખ — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)



વર્ષ ૬ — અંક ૩

માર્ચ — નવજીવન, અમદાવાદ — ૧૯૪૭

# શિક્ષણ અને સાહિત્ય

માર્ચ, ૧૯૪૭

વર્ષ ૬ અંક ૩

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (કુચા મહાજની, ચાંદની ચોક); લાહોર (રોયલ પાર્ક, મેક્લિયડ રોડ) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
**પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૬–અંક ૩] અમદાવાદ [ માર્ચ, ૧૯૪૭


## ગુર્જરીના એક અમર ચંદ્ર—સ્વ૦ મેઘાણી

તા. ૧૦–૩–'૪૭ને સોમવારે શ્રી. ઝવેરચંદ મેઘાણીએ હૃદય બંધ થઈ જવાથી એકાએક આ દુનિયાની વિદાય લીધી છે. 'દર્દી' દિલો માટે હૃદય બંધ થઈ ગયા પછી દેહ શા કામનો? સ્વ. કલાપી પછી શ્રી. મેઘાણી જેવું 'દર્દી દિલ' ગુર્જર સાહિત્યકારોના ચરિત્રપટ પર નથી ચમક્યું. પણ મેઘાણી કલાપીશ્રીની પાછળ આવ્યા એમ સાહિત્યમાં એમનાથી આગળ ગયા છે. એમનું હૃદય પ્રેમીનું હતું, પણ માત્ર 'પ્રેમ'નું નહોતું. એમનું હૃદય કવિનું હતું, પણ એમનું સર્જન માત્ર કવિતાનું નહોતું. સૌરાષ્ટ્રની સંસ્કૃતિના એ આશક અને ઉદ્ધારક હતા, અને પુરાતનના પ્રેમી હતા; પણ અર્વાચીનનાના એ કલેવરધારી હતા. એ ન જન્મ્યા હોત તો વિલીન થતા સોરઠી બારોટોની બારોટાઈને અને એમની જીભ પર જીવંત રહેલા ભૂતકાળને અર્વાચીન સ્વાંગમાં કોણ સંઘરત? બારોટોના એ બિરાદર હતા, અને ગુર્જર બિરાદરોના એ બારોટ હતા. બારોટોની સોરઠી શૌર્ય-કથાઓ, પ્રેમકથાઓ, સંતકથાઓ ઇ૦ને એમના વિના ગુર્જર સાહિત્યમાં ચિરંજીવ કોણ બનાવત? ગુજરાતી સાહિત્યમાં એમનું આગમાન એ એક રીતે સૌરાષ્ટ્રની સાહિત્યસમૃદ્ધિનું જ નહિ, તેની વાગ્‌સમૃદ્ધિનું પણ ગુજરાતી સાહિત્યક્ષેત્ર પરનું આક્રમણ છે. એ આક્રમણથી ગુજરાતી સાહિત્ય સમૃદ્ધતર થયું છે, બળવત્તર થયું છે. ભલભલા કાઠિયાવાડી શબ્દો અને શબ્દપ્રયોગોને એમણે ગુજરાતીમાં શિષ્ટતા અર્પી છે. એ એટલે સુધી કે હવે ઊભરાતા જતા નવા કાઠિયાવાડી લેખકો જાણે એ જ સમજીને લખવા મંડ્યા છે કે શિષ્ટ ગુજરાતી એટલે કાઠિયાવાડી જ. આ એક અતિરેક છે, અને કેટલીક વાર તો કેવળ અશિષ્ટતા પણ છે. પણ કોઈ પણ, સારી વસ્તુના અતિરેકની જેમ આની પાછળ જે સારવસ્તુ પડેલી છે, તેની પ્રતિષ્ઠા તો શ્રી. મેઘાણીની પ્રતિભાને આભારી છે. કોઈ પણ પ્રાંતિક બોલી માતૃભાષાને સમૃદ્ધ કરવાની શક્તિ ધરાવે છે, પણ તેનો સફળ પ્રયોગ સમર્થ હાથ વિના શોભા કે પ્રતિષ્ઠા પામતો નથી. 'સૌરાષ્ટ્ર'મા શ્રી. અમૃતલાલ શેઠની જોડે રહીને એમણે સૌરાષ્ટ્રશૈલી નામથી ઓળખાતી ગુજરાતીની એક વિશિષ્ટ — ઊર્મિલ, દિલચસ્પ, શબ્દપ્રચૂર — શૈલી ખીલવી અને 'રસધાર' વગેરે ગ્રંથોથી સૌરાષ્ટ્રની અસ્મિતા જગાડી, એ એમનું મોટામાં મોટું કામ છે.

બીજું ભારે પણ આ જ દિશાનું કામ એમણે ગુજરાતના લુપ્ત થતા લોકસાહિત્યનો ઉદ્ધાર કરવાનું કર્યું છે. 'સૌરાષ્ટ્રની રસધાર' એ ખરી રીતે સમસ્ત ગુજરાતની ભુલાઈ ગયેલી પણ સોરઠમાં પંચારે છૂપેલી જણાતી ગુર્જર રસધાર જ છે. ફાર્બસ સાહેબનો આત્મા ઇતિહાસપ્રિય અને કવિ દલપતરામનો આત્મા સ્વભાવે ગદ્યપ્રિય, એટલે એમણે 'રાસમાળા' સંગૃહીત કરી. પણ એ જમાનામાં જો કોઈ મેઘાણી સમસ્ત ગુજરાતના બારોટોને મળ્યો હોત તો સમસ્ત ગુજરાતની એ રાસમાળા કદાચ ગુજરાતની રસધાર પણ થઈ જ જાત. એવા મેઘાણીને અભાવે જૂના જમાનાના બારોટોના યા ગુર્જર જનતાના જિહ્વાગ્રે જ જીવતું કેટલું બધું સાહિત્ય કાળને ભોગ બની ગયું હશે? એમની 'રઢિયાળી રાત' અને 'ચૂંદડી' ઇ૦માંનાં ઘણાં લોકગીતો સાંભળતાં અમ ચરોતરની નારીઓ બોલી ઊઠતી, 'ઓહો! આ તો અમે ગાઈએ છીએ! કેટલોક ફરક છે એટલું જ!' એમના એ કાર્યે

ગુર્જર સાહિત્ય તરફ ભારતના અન્ય પ્રાંતોનું તેમ જ વિદેશીઓનું પણ ધ્યાન ખેંચ્યું છે. પહેલાં આ કામ રવાખડ્યા અંગ્રેજો કે અંગ્રેજ પાદરીઓને જ સૂઝતું. શ્રી. મેઘાણીની નવલકથાઓ કદાચ, ક્યારેક, ભુલાઈ પણ જાય; એમનાં અનુવાદિત પણ સ્વતંત્ર જેવાં કાવ્યો તથા તદ્દન સ્વતંત્ર કાવ્યો લોકો કદાચ, ક્યારેક, ગાતા બંધ થઈ જાય; શ્રી. મેઘાણી એક તેજસ્વી પત્રકાર હતા અને એમની કલમ વિવિધ વિષયોમાં રમતી એ વાત કદાચ, ક્યારેક, વીસરાઈ પણ જાય; પણ આ એમની સેવા કદી નહિ વીસરાય. એમના 'માણસાઈના દીવા'ની જેમ આ એમનાં સેવાકાર્યો એ એમની અમરતાના અમર દીપકો છે.

શ્રી. મેઘાણી ગાયક હતા, કથાકાર હતા, નાટકકાર હતા, કવિ હતા અને સંશોધક પણ હતા. રાષ્ટ્રીયતાના એ પૂજારી હતા, અને રાજ્યમાં તેમ જ સમાજમાં ક્રાંતિના એ હિમાયતી હતા. ધંધે એ પત્રકાર હતા. પહેલાં 'સૌરાષ્ટ્ર' અને પછી 'ફૂલછાબ' દ્વારા એમણે ગુર્જર પત્રકારિત્વને ઉન્નત કર્યું છે—વધારે વિવિધ વિષયો ચર્ચતું, વધારે સારી અને સમૃદ્ધ ભાષા સજતું, અને લોકોના અભ્યંતર સુધી સ્પર્શ કરતું કર્યું છે. મધ્યમ વર્ગના હોવા છતાં એ લોકોના — જનતાના માણસ હતા. એમના પોષાકમાં એમનો ખાદીનો ફેંટો, સુરવાળ અને જાકીટ, તથા એમની વાણીમાં ગડગડતો જૂના બારોટોના જેવો બુલંદ જોરદાર અવાજ જોઈ સાંભળીને કોઈ ભાગ્યે જ એમ ધારે કે એમણે કોલેજની અર્વાચીન અંગ્રેજી કેળવણી લીધી હશે. પણ એ ગ્રેજ્યુએટ હતા. જીવનની શરૂઆતમાં એ કલકત્તામાં એલ્યુમિનિયમના એક ગુજરાતી કારખાનાના મૅનેજર થયેલા, ને એના કામે એ ઇંગ્લંડ પણ જઈ આવેલા. પણ એ કામ એમને ન રુચ્યું અને 'સૌરાષ્ટ્ર'ના શ્રી. અમૃતલાલ શેઠે 'સૌરાષ્ટ્ર' માટે મોકલાયેલો એમનો પ્રથમ લેખ જોયો તે પરથી એમને ઊંચકી લીધા. એ 'સૌરાષ્ટ્ર'માં જોડાયા; ને એમને પોતાનું જીવનકાર્ય જડ્યું. ત્યારથી એ લેખન [illegible] બન્યા છે, સરસ્વતીની એમણે આમરણ અખંડ [illegible] કરી છે; ને સરસ્વતીએ એમને પોતાના પનોતા પુત્ર ગણીને પોતાની રીતે પોષ્યા છે. ગુજરાતના રસિક યુવાનો અને યુવતીઓને કંઠે કંઠે એમનાં કાવ્યો અને લોકગીતોની ઘેરી મીઠાશ ઝિલાતી અને રેલાતી જણાય છે. અને ગૂજરાત વિદ્યાપીઠની ઇમારતોમાં જ નહિ, ગુજરાત ભરમાં જ્યાં જ્યાં એમણે પોતાની મેઘવાણી સંભળાવી છે, ત્યાં ત્યાં સર્વત્ર સ્મરણની નીરવતામાં પણ આજે એમની વાણી ગાજતી જણાય છે, ને વાતાવરણમાં એના પડછંદા પડે છે. એમનો કંઠ બુલંદ અને બળવાન હતો એટલો જ મીઠો અને મધુરો હતો. એ બોલતા કે ગાતા ત્યારે એમના આત્માની બધી સહાનુભૂતિ, કરુણા અને રસતરબોળતા જાણે એમના બોલે બોલે અને શબ્દે શબ્દે, સ્વાભાવિક રીતે વરસતા મેઘની જેમ, વરસતી.

એમણે 'કોઈના લાડકવાયા' વિષેની કવિતા ગુજરાતીમાં ઉતારી છે; ગુજરાતીની રસિક જનતામાં આજે એ ખુદ ગુજરાતના લાડકવાયા થઈ ચૂક્યા છે. ગુજરાતના બહુ થોડા જીવંત કવિઓ જનતાના તેમ જ સાહિત્યકારોના બંનેના દિલમાં આવું એકસરખું સ્થાન ભોગવે છે. ઈ.સ. ૧૯૩૦ના સ્વાતંત્ર્યસંગ્રામમાં જ્યારે જનતા યુદ્ધને હિલોળે ચડી હતી ત્યારે જનતાના એ જુવાળના એક ખૂંદના નાનકડા પણ સેનાની એ થઈ ગયા હતા, અને એક ભાષણ માટે એમને બે વર્ષની સજા થઈ હતી. એ વખતે ભરઅદાલતમાં એમણે પોતાના નિવેદન દાખલ એક ગીત ગાવાની પરવાનગી માગી હતી. અને એ ગીતે અદાલતને તેમ જ ત્યાં જામેલી મેદનીને બંનેને હચમચાવી મૂકી હતી; મેદનીમાંના લોકો ભીની આંખે પણ દેશપ્રેમથી માતા થયેલા દિલે પોતપોતાના ઘર તરફ વળ્યા હતા અને શ્રી. મેઘાણી જેલ તરફ.

મહાત્માજી ગોળમેજીમાં પધાર્યા ત્યારે એમણે એમને ઉદ્દેશીને 'છેલ્લો કટોરો' નામનું જે કાવ્યસર્જન કર્યું હતું તેણે રાજકારણમાં પડેલા પુરુષોનાં દિલને પણ હચમચાવી મૂક્યાં હતાં. અને 'યંગ ઇન્ડિયા' જેવા પત્રે ખાસ લેખ લખી એમનું સન્માન કર્યું હતું. શ્રી. રણજીતરામ સુવર્ણચંદ્રક અને મહીડા સુવર્ણચંદ્રક જેવા ચંદ્રકો એમણે મેળવ્યા છે એ તો મામૂલી વસ્તુ છે. ગુજરાતી સાહિત્યના અમર આકાશમાં તો એ ઝવેરચંદ જાતે જ હવે એક અમર ચંદ્ર જેવા થઈ ગયા છે. એમનો દેહ પચાસેક વર્ષ [illegible]. અને એમાં એ દેહે સાહિત્યસેવા તો પચીસેક વર્ષો જ કરી, પણ એ તો ગુર્જરી જીવશે ત્યાં સુધી જીવશે. જય હો ગુર્જરીનો!

ચૂ૦ પુ૦ બારોટ

# હિંદુસ્તાની પ્રચાર માટે કાર્યક્રમ

[ગયા અંકમાં સુરત હિંદુસ્તાની પ્રચારક પરિષદે પસાર કરેલા ઠરાવો પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા. નીચે આપેલો લેખ, પરિષદના પ્રમુખ શ્રી. મગનભાઈ દેસાઈએ પ્રમુખસ્થાનેથી વ્યાખ્યાન તરીકે વાંચવા તૈયાર કરેલું ટાંચણ છે. તેમણે તે વાંચેલું નહિ, પરંતુ સ્વતંત્રપણે મોઢેથી જ પોતાનાં મંતવ્યોનું વિવેચન કરતું વ્યાખ્યાન કરેલું. આ ટાંચણ સામાન્યપણે તે વિવેચનમાં સ્પર્શવામાં આવેલા મુદ્દાનો સાર છે.]

ગુજરાતમાં સુરત શહેર અને જિલ્લો ગાંધીયુગમાં હમેશ આગળપડતાં રહ્યાં છે. આઝાદીની લડતોમાં જ નહિ, પરંતુ તેને માટેની સાચી તૈયારીરૂપ જે રચનાત્મક કાર્યો છે તેમાં પણ. એટલે રાષ્ટ્રભાષાનું રચનાકાર્ય ઈ.સ. ૧૯૩૭–૩૮માં ગુજરાતમાં શરૂ થયું ત્યારે એ કામ તમે અહીં તરત ઉપાડી લીધું અને તેને દીપાવ્યું. થોડા જ વખતમાં તમે એની પહેલી હરોળમાં પહોંચ્યા, અને ગુજરાતમાં તમને સ્પર્ધે એવું બીજું કોઈ હોય તો અમદાવાદ શહેર તે વખતે હતું.

### હિંદી નહિ, હિંદુસ્તાની

આ કામ જે ૧૯૩૭ થી દેશમાં ચાલતું હતું તેમાં એક ઊણપ હતી. રાષ્ટ્રભાષાની વ્યાખ્યા પ્રમાણે જોતાં, તેના શિક્ષણમાં માત્ર હિંદી શૈલી અને નાગરી લિપિ જ નહિ, પરંતુ ઉર્દૂ શૈલી અને લિપિને પણ સ્થાન હોવું જોઈએ. અમલી રૂપે જ્યારે આ સ્વીકારવાનો વખત આવ્યો ત્યારે હિંદી સાહિત્ય સંમેલન તેને માટે તૈયાર ન નીવડયું. એટલે આપણે ગુજરાતમાં બંને લિપિ તથા બંને શૈલી અપનાવતી પૂર્ણ રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીની નીતિ અખત્યાર કરી. આ પ્રારંભ અમુક પ્રકારની હિંમતનું કામ હતું; અખંડ રાષ્ટ્રના કલ્યાણની બાબતમાં અમુક શ્રદ્ધા અને દૂરદૃષ્ટિની એમાં જરૂર હતી. જૂના દોસ્તો અને સાથીઓથી છૂટા પડવાની દુઃખદ ફરજ બજાવવાનું સાહસ કરવાની એમાં જરૂર હતી. આ તમે કર્યું. અને આજે આપણે જોઈએ છીએ કે, એમાં આપણે સારું જ કર્યું છે; કશું જ ખોયું નથી, બલ્કે આગળ વધ્યા છીએ.

### હિં૰ પ્રચારની નીતિ

આમ બનવાનું મુખ્ય કારણ આપણે જે નીતિ અખત્યાર કરીને ચાલ્યા એમાં રહેલું છે. એ નીતિ વર્ધામાં હિંદુસ્તાની પ્રચાર સભા સ્થપાઈ ત્યારથી જ અંકાઈ હતી. એ હતી સમગ્ર રાષ્ટ્રીયતાની. આપણે હિંદી સાહિત્ય સંમેલનની વર્ધાસમિતિથી છૂટા પડ્યા તો તે કોઈ ઈર્ષ્યા કે સ્પર્ધાભાવથી નહિ, પરંતુ દેશના સ્વરાજના રચનાકાર્યમાં આગેકદમ લેવાને અર્થે. એ વસ્તુ આજે ધીમે ધીમે સમજાતી જાય છે. એકલી હિંદી કે ઉર્દૂ કોઈ એક લિપિ દ્વારા શીખનાર પણ અર્ધે માર્ગે આવે છે. પછી એની આપણને ઇતરાજી શું કામ હોય? પણ આપણે તેમની પાસેથી જો કાંઈ માગીએ છીએ તો તે એ કે, તેઓ પોતાની આ મર્યાદા સમજે અને પૂર્ણ રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીની મદદમાં છીએ એમ સમજીને વર્તે. તેઓ હિંદી-નાગરી જ રાષ્ટ્રભાષા છે એવો એકાગ્રહ ન ધરે. કદાચ હિંદી પ્રાંતો કે ઉર્દૂ પ્રાંતો આ ન સમજે. પણ રાષ્ટ્રભાષાનો સવાલ એમના જેટલો જ — કદાચ વધારે — અહિન્દી-ઉર્દૂ પ્રાંતોનો છે: આપણો છે. આપણે એ લોકોના હિંદી-ઉર્દૂ ઝઘડાથી બચીને ચાલવું જોઈએ. અને એવી આશા ગુજરાત પાસેથી કેમ ન રાખી શકાય? સુરત જિલ્લા પાસેથી કેમ ન રાખવી? અમદાવાદ શહેર પાસેથી કેમ ન રાખવી? આ જો આપણે કરી શકીએ તો હિંદુસ્તાની પ્રચારના કામમાં દેશને પણ દોરવણી આપી શકીએ.

આ નીતિ પ્રમાણે કામ કરવાથી આપણું કામ સ્પષ્ટ અને સીધું ચાલ્યું છે એમ મેં કહ્યું. એ સમજી લઈને ગુજરાતના બધા પ્રચારકો જો એકવાક્યતા ઉપર આવી જાય તો આપણું કામ સરળ બને. હું સૌને અપીલ કરું છું કે, સૌ આ કામમાં હાથ દઈ તેને દીપાવે. ૧૯૪૩માં કામ શરૂ થયું ત્યારે જે અસ્પષ્ટતા લાગતી હતી તે હવે રહી નથી. એટલે ત્યારના નાના મોટા ભેદો અને ગેરસમજો ભૂલી જઈ આપણે સૌ હિંદુસ્તાની પ્રચારના કામમાં જોડાઈએ એવી મારી સૌને વિનંતી છે.

હવે હું ટૂંકમાં આપણા કાર્યના મુખ્ય મુદ્દાઓ કહી જાઉં.

### રાષ્ટ્રભાષાનું નામ તથા સ્વરૂપ

રાષ્ટ્રભાષાના નામ તથા તેના અર્થ વિષે આપણી નીતિ સાવ સાદી સીધી છે.

આપણા દેશને માટે એક રાષ્ટ્રભાષા જોઈએ કે જે દેશનાં સર્વસામાન્ય રાષ્ટ્રીય કામકાજને માટે અને આંતરપ્રાંતીય વ્યવહારને માટે, પ્રાંત, નાતજાત, કોમ, ધર્મ, કશાના ભેદ વગર, આખા રાષ્ટ્રમાં એકભાષા તરીકે કામ દે. આવી જરૂર કોઈ કાલ્પનિક નથી; આપણા દેશની રાષ્ટ્રીય અને ઐતિહાસિક જરૂરમાંથી તે ઉત્પન્ન થાય છે. આખા દેશનાં અમુક કામો આજે પરદેશી રાજ્ય તેની અંગ્રેજી ભાષા દ્વારા કરે છે: તેની તેણે આપણને કુટેવ પાડી છે. તેને આપણે ચાલુ રાખીએ તો આ પ્રશ્ન ઊભો ન થાય. પરંતુ તે આપણે નથી કરી શકતા; કેમ કે, તે ભાષા આપણા સ્વરાજ્યની ભાષા બની શકતી નથી. તે દેશની ભાષા નથી; નથી આટલાં વર્ષમાં પણ થઈ, ન તેવી થઈ શકે; ન તેનાથી લોકશાહી અને લોકશિક્ષણની આશા રાખી શકાય. તેને માટે તો લોકોની પોતાની કોઈ ભાષા જોઈએ. વધારેમાં વધારે લોકો હિંદુસ્તાની બોલી બોલે છે. (બાર ગાઉએ બોલી બદલાય એ તો ભાષામાત્રને માટે સાચું છે. એથી ભાષાને પોતાનું સ્વરૂપ નથી એમ ન કહેવાય.) એ બોલીને પોતાનું સ્વરૂપ છે. કરોડોની મૂળમાં એક એવી એક પ્રબળ ભાષા આપણી પાસે છે. તે ભાષાએ આપણા રાષ્ટ્રના બને તેટલા વધુમાં વધુ પ્રદેશમાં પોતાનો સંપર્ક સાધેલો છે. મધ્યયુગની આપણી સંસ્કૃતિના વાહક સંતપુરુષોને પોતાની નિર્મળ વાણીનું માધ્યમ એણે પૂરું પાડયું છે. ઊંચનીચતા, નાતજાત, કોમ કે ધર્મ જેવા કશા ભેદ વગર સૌ સંતો, પોતપોતાની તળપદી છટા ધરાવતાં છતાં, આ વાણીમાં આપણને તેમનો અમર વારસો આપી ગયા છે. હું સાહિત્યનો વિદ્યાર્થી નથી. હિંદી ઉર્દૂ સાહિત્યનો નથી જ. છતાં, ઇતિહાસના એક અદના અભ્યાસી તરીકે, હિંદુસ્તાનીમાં સાહિત્ય ક્યાં છે એમ પૂછનારને કહું છું કે, ૧૮મા સૈકા સુધીનું આ સંતસાહિત્ય હિંદુસ્તાનીનું સાહિત્ય નથી તો શું છે? ૧૯મા સૈકામાં એ પ્રવાહને બે ભાગમાં ફંટાવવામાં આવ્યો; એની પાછળ અંગ્રેજોની રાજકારણી નજર મુખ્યત્વે હતી. હિંદુસ્તાનીની હિલચાલ આ બેઉ પ્રવાહને પણ માનીને ચાલે છે. અને તેથી એ બેઉ પ્રવાહનો તે અનાદર કે અસ્વીકાર નથી કરતી. પરંતુ પેલી ભેદદૃષ્ટિ દૂર કરીને ચાલે છે. એથી જ કહેવામાં આવે છે કે, હિંદુસ્તાની ભાષા સરળ હિંદી અને સરળ ઉર્દૂનો સુંદર સુમેળ છે. હિંદી અને ઉર્દૂ બેઉ ભાષાભિમાનીઓ પોતપોતાની ભાષા આમ લોકોને સમજાય એવી સરળ અને પ્રવાહી બનાવે. ભારે સંસ્કૃત અને ફારસી અરબી શબ્દો અને જડ વાક્યરચના લોકોને ન ફાવે. તે દૂર કરી આ બે શૈલી સરળ બને તો તે પોતાની જ નહિ, હિંદુસ્તાનીની પણ ઉત્તમ સેવા કરશે. પછી જે ફરક નીતરી રહે તે એવો હશે કે જેનાથી બેઉ સમૃદ્ધ થાય, જે બેઉને શોભા આપે. હિંદુસ્તાની એમાંથી ઘડાશે ને તે સૌને ગમશે.

### નામ

આ સમજથી અને આવા ભાવથી જે ભાષાને આપણે રાષ્ટ્રભાષા તરીકે નક્કી કરીએ છીએ, તેનું નામ હિંદુસ્તાની પાડયું છે. એ બાબતમાં મારી વૃત્તિ સાવ સાદી છે. જેમ મારું કે તમારું નામ પાડયું એમ જ તે ભાષાનું આ નામ છે. કોઈ વસ્તુને નામ જોઈએ; તે પ્રમાણે, રાષ્ટ્રભાષાનો ઉપર જે અર્થ કહ્યો, તેને માટે વાચક જોઈએ; તે હિંદુસ્તાની છે.

### તેની લિપિ

આજનો જમાનો છાપખાનાનો ગણાય છે. અગાઉના એક જમાના કરતાં આજે લોક વધારે વાંચે છે. આજે એટલું બધું લખાય વંચાય છે કે 'ભાષા'ને બદલે 'લેખા' શબ્દ યોજવો જોઈએ. આપણે સૌને લખતાવાંચતા કરવા છે. એ સાધન આજના જમાનાનું લક્ષણ બન્યું છે. આથી હિંદુસ્તાનીની લિપિનો પ્રશ્ન વધારે તીવ્ર બને છે.

આ દેશમાં ફારસી લિપિ જાણનાર લોક આવીને વસ્યા. તેમણે દેશની બોલાતી ભાષાને લખવા પ્રસંગ આવે ત્યારે સહજ ભાવે ફારસીમાં લખવા માંડી. એમ જ, અંગ્રેજોને રોમન આવડે, એટલે તેમણે આપણી ભાષાઓ રોમનમાં લખવા માંડી હતી. તેમાંથી હિંદુસ્તાની માત્ર નાગરીમાં જ નહિ, ફારસીમાં અને ત્યાર પછી રોમનમાં પણ લખાવા લાગી. રોમનમાં લખનારી પરદેશી સરકાર છે. તે ગયે એ રોમન લિપિનું 'ઇદં તૃતીયમ્' જશે.

### રોમન લિપિ

'કેટલાક એવા લોક છે કે જે નાગરી ઉર્દૂના ઝઘડાનો તોડ લાવવા રોમન માગે છે! એ લોકોએ

સમજવું જોઈએ કે, એનો અર્થ એ નહિ ત્રણ લિપિ જ થઈ રહેશે. કેટલાક કહે છે કે, આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ રોમન લેવી. તે દૃષ્ટિએ જો અંગ્રેજી ભાષા પણ લઈ લો તો તો આ દલીલ બરોબર. બાકી તો, જેમ દેહ નથી બદલાતી તેમ કેટલેક અંશે ભાષાના શબ્દોને દેહ આપનારી લિપિ પણ એમ સાવ નથી બદલી શકાતી. લિપિ કાળબળે એક સાંસ્કૃતિક ચીજ બની જાય છે. કમાલ પાશાએ લિપિફેર કર્યો તે તેને પ્રિય અને નિરધારેલા એક મોટા યુરોપી સંસ્કૃતિ-ફેરના એક ગૌણ અંગ તરીકે. રોમન લિપિ લેવાની સાથે યુરોપી શબ્દને તુર્કી ભાષામાં આવવાનાં દ્વાર એણે ખુલ્લાં કર્યાં. એમ તે સમજી બૂજીને કરવા માગતો હતો. તેણે ઇસ્લામ અને રાજ્યપદ્ધતિ વિષે પણ પોતાની મતિ ફેરવી હતી. એથી એને એ ફેર પાલવતો હતો. આપણા દેશની સ્થિતિ એ નથી. આપણે યુરોપના એવા વિભાગ નથી. આપણે એવા થવા પણ ઇચ્છતા નથી. તેથી પણ રોમન લિપિને લેવી એ બંધબેસતી વાત નથી. જ્યારે તેની સામે નાગરી અને ઉર્દૂ આપણા લોકની ચાલુ લિપિઓ છે. એ આપણા ધ્વનિઓ જોડે જડાયેલી છે. રોમન જાણનારા મૂઠીભર લોક કરતાં કેટલા બધા લોક એ બેને જાણે છે?

અને એ બે લિપિ તરફ કોમી સંકુચિતતાથી પણ ન જોવું જોઈએ. પંજાબ યુક્ત પ્રાંતના લાખો હિંદુઓ ઉર્દૂ લિપિ જ વાંચી જાણે છે, અને દેશમાં લાખો મુસલમાનો પડ્યા છે જે ઉર્દૂ નહિ પણ બીજી જ લિપિ વાંચે છે. આપણે ત્યાં ભણતા મુસલમાનો ગુજરાતી અને ઉર્દૂ લિપિ જાણવાની સાથે સહેજે નાગરી પણ વાંચી લે છે. તેમ બાકીનાં બાળકો ઉર્દૂ લિપિ વાંચતાં શીખે એમાં શું ખોટું? એટલે હું ગુજરાતના સૌ પ્રચારકો અને શિક્ષકોને અપીલ કરું છું કે, આમાં હાથ દો તો દેશમાં ગુજરાતની ઇજ્જત વળી વધશે.

આટલી નીતિરીતિની વાત કરી, હવે આપણા કામના વિચાર ઉપર આવું.

### હિંદુસ્તાની સાહિત્ય

એક તો એ કે, હિંદુસ્તાનીની નજરથી, બેઉ લિપિમાં મળતું આખું સાહિત્ય — પ્રાચીન, મધ્યયુગીન અને અર્વાચીન — જોઈ કાઢી તેનું સંશોધન-કાર્ય થવું જોઈએ. એ ભરપૂર ભંડારમાંથી હિંદુસ્તાનીનું ઝવેરાત વીણી કાઢી આપણે આગળ કરવું જોઈએ. એ માટે નાનાં નાનાં દોહનો તૈયાર થવાં જોઈએ.

તેની જ સાથે તેનો ભાષાવિષયક અભ્યાસ પણ કરવો જોઈએ, જેથી હિંદુસ્તાનીનો ઇતિહાસ આપણે છતો કરી શકીએ. અને તે ભાષાનું વિકસતું આવેલું શબ્દભંડોળ પણ તપાસવું જોઈએ.

જેમનામાં ભાષાશક્તિ હોય તેમણે ગુજરાતી વાચકોને માટે સરળ હિંદુસ્તાનીમાં જાત જાતનું સાહિત્ય ઉતારવું જોઈએ. નીવડી ચૂકેલી સાહિત્યકૃતિઓ આ રીતે ઉતારવામાં આવે તો હિંદુસ્તાની પ્રચારને માટે સારી પેઠે પ્રારંભિક સાહિત્ય મળવા લાગે.

આ કામ તો ખાસ શક્તિવાળા પ્રચારકોનું અને સાહિત્યના અભ્યાસીઓનું ને શિક્ષકોનું છે. ભાષાનાં શાસ્ત્ર અને ઇતિહાસમાં રસ લેનારા પણ પોતપોતા થકી ખૂબ મદદ કરી શકે. આવી મદદ આજે હિંદી- કે ઉર્દૂ-સેવી લોકો નહિ કરે. હિંદુસ્તાનીના સેવકોએ આ કામ કરવું જોઈશે. યુનિવર્સિટીના ભાષામંદિરને છાજતા સંશોધનકામના જેવું આ કામ છે. આપણી સ્વતંત્ર વિદ્યાપીઠ થાય ત્યારે તેણે આ ખીલવવું જોઈશે. તેણે ગુજરાતી અને હિંદુસ્તાનીનો તુલનાત્મક અભ્યાસ અને સંશોધન પણ શરૂ કરવાં જોઈશે.

આ બધું કામ આજે તો એકલા અભ્યાસીઓએ કરવું જોઈએ. દરમિયાન આપણા હાથ ઉપર જે કામ છે તે ભૂલવાનું નથી, કેમ કે એને જો યોગ્ય રીતે આપણે ખીલવીશું તો સૌ સારાં વાનાં એમાંથી થવાનાં છે.

### પરીક્ષા દ્વારા પ્રચાર

આજે આપણે પરીક્ષાઓ ચલાવીએ છીએ. તેને માટે જરૂરી સાહિત્ય તૈયાર કરીએ છીએ. આ કામ વધવું જોઈએ. બધા જ ઉંમરલાયક વિદ્યાર્થીઓ અને મોટેરા તેનો લાભ લેતા થાય એમ આપણે કરવાનું છે.

અને આપણે પરીક્ષાઓને પણ આગળ વધારવી છે. તેમનું ધોરણ સુધરે એવા આપણે પ્રયત્ન કરવાના

છે. તે પરીક્ષાઓ આપીને આગળ હિંદુસ્તાની શિક્ષક થવા ઇચ્છનારને માટે આપણે અભ્યાસ ગોઠવવો જોઈએ. એવા શિક્ષકો પાસેથી જ હિંદુસ્તાનીની સાચી સેવા મળશે. મેં ઉપર કહ્યું એવું પેલું સંશોધન-કાર્ય તેઓ હોંશથી અને શોખથી — સાહિત્યના વ્યાસંગ તરીકે કરશે.

જેમ જેમ આપણું સ્વતંત્ર રાજ્ય સ્થપાતું જશે તેમ તેમ અખિલ ભારતીય કેટલોય વ્યવહાર આ ભાષામાં થશે. આવા વિકાસને કોઈ મર્યાદા હોય ખરી? રાજ્યવહીવટ, વાહન-વ્યહેવાર, તાર, ટપાલ, રેડિયો ઇ૦ એ આ ભાષામાં યથાયોગ્ય કામ કરવાનાં થશે. એ બધા વિકાસને માટે સાદી, સરળ અને આમ ભાષા ખીલવવી એ આપણું કામ છે. સાચી લોકશાહી મનમાં હશે તો આ બધું સહેજે જન્મશે, ફૂલશે-ફાલશે.

## હિંદુસ્તાનીનું શિક્ષણ

એને માટે સરકારે પણ ધ્યાન આપવાનું છે. તેથી તો આજથી શિક્ષણમાં આ ભાષાને સ્થાન અપાવા લાગ્યું છે. આથી આપણી નવી પેઢી એ સંસ્કાર લઈને તૈયાર થશે, તો આપણા કરતાં વધારે તૈયારીની સાથે અને લાયકાત ધરાવીને તે કામ એ કરી શકશે. આપણે એને એક જ લિપિ અને એક જ શૈલીમાં તૈયાર કરીને, શ્રી. કાકાસાહેબ કહે છે એમ, કાણી કે લંગડી ન કરીએ. તેને પૂર્ણ હિંદુસ્તાનીનું સવ્યસાચીપણું આપીએ. તે પછી પૂર્ણ સ્વરાજ ચલાવવાની જવાબદારીની સાથોસાથ, તેને વ્યક્ત કરતી વૈખરી પણ સહેજે જન્માવશે. ભાષાઓ એમ જ પ્રજાના પુરુષાર્થમાંથી અને તેના તલસાટમાંથી સ્ફુરે છે.

## શિક્ષણનું માધ્યમ?

એક સવાલ અહીં જરાક સ્પર્શવો જોઈએ. રાષ્ટ્રભાષાને શિક્ષણનું—ખાસ કરીને ઉચ્ચ શિક્ષણનું—માધ્યમ કરો, એમ કેટલાક કહે છે. હિંદુસ્તાની પ્રચારક એમ માનતો નથી. એ તો સ્વભાષાને દગો દેવા જેવી વાત થઈ. શિક્ષણમાત્રનું વાહન તો સ્વભાષા હોય, એ અબાધિત સિદ્ધાંત માનવો જોઈએ.

હા, જે હિંદી ઉર્દૂ પ્રાંતો પોતાની ભાષાને, ઉપર વર્ણવેલી હિંદુસ્તાની ભાવનાથી ખીલવે અને તેને સરળ લોકભાષા રૂપે ઘડે, તે પ્રાંતો જરૂર તેને શિક્ષણનું માધ્યમ કરશે. પરંતુ તેઓ જો ઉસ્માનિયાના ઉર્દૂ જેવું કે ઠેઠ સંસ્કૃતિયા હિંદી જેવું કરે, તો તેઓ અંગ્રેજીની તરજુમિયા ભાષા જ નિપજાવશે. તેથી ન તેઓ હિંદુસ્તાનીની કે ન પોતાની સેવા કરશે. એ યુનિવર્સિટી જ્ઞાનપ્રચારમાં પણ નબળી જ નીવડશે.

દેશની ભાવી ખિલવણીમાં હિંદુસ્તાનીએ ચોક્કસ ભાગ ભજવવાનો છે. પણ તે યુનિવર્સિટીનું માધ્યમ બનવાનો તો નહિ હોય. જોકે પ્રાંતિક ભાષાની વિદ્યાપીઠોમાં તેને આંતરપ્રાંતીય સંસર્ગના સાધન તરીકેનું સ્થાન હશે જ. ઉપરાંત આજે અંગ્રેજીને છે તેવું બીજી મુખ્ય ભાષાનું સ્થાન તેને હશે.

આ સવાલને આથી વધુ આજે ચર્ચવા જરૂર નથી. મુખ્ય મુદ્દો સાચવીને ચાલતાં નવો યુગ એને ઉકેલી લેશે એમાં મને શંકા નથી. અને એમ જ બીજા અનેક સવાલો વિષે છે.

## ઉપસંહાર

આજે આપણે ગુલામી અને આઝાદીના વચગાળામાં છીએ. વચગાળાની મૂંઝવણો ખાસ અને વિચિત્ર લાગે એવી હોય છે. પણ તે એ ગાળા પૂરતી જ હોય છે. હિંદુમુસલમાન આજે લડે છે, તેથી એ લડતા જ રહેવાના છે એમ કોઈ માની શકશે? આ વચગાળાની ગરબડની માઠી અસર છે, એની ના નહિ. પણ તેને ઘોઈ કાઢવામાં આઝાદી તરફ જવાની દિશા છે. તેનાં રોદણાં રડવાં અને તે ગરબડમાં જ વધારો કરવા જેવું વર્તન રાખવું એ ગુલામી તરફની દિશાનું મોં બતાવે છે. વચગાળાની વિચિત્રતા એ હોય છે કે, અમુક લોક એક જ તરફ અને અમુક લોક બીજી જ તરફ જોતાં રહે છે. તેથી, હાલની ઊંધી બાજુ જોનારાં સ્વાભાવિકપણે લડે એમ, તેઓ લડે પણ છે. આમાંથી બચીને જો ચાલીએ અને મક્કમ પગલે કામ કરીએ તો જ સાચી પ્રગતિ છે. એક અખંડ રાષ્ટ્રની વ્યાપકતા ન ભૂલીએ. એને માટે જે કરવું પડે તે હોંશ અને જોશથી કરીએ; તો જ વચગાળો પાર કરાશે. હિંદુસ્તાનીના પ્રચારનું કામ આપણી પાસે આ ભાવ માગે છે.

૧૪-૨-'૪૭

# અહિંસા અને મુસલમાન

[ એક પ્રશ્નોત્તર ]

પ્રશ્ન — ગુંડાઓનો પ્રતિકાર અહિંસાથી થઈ શકે કે? થાય તો કઈ રીતે તે બરાબર સમજાવવું જોઈએ. જો કોઈ ગુંડો સામેથી લાઠી કે શસ્ત્ર લઈને આવતો હોય તો અનેક પ્રકારની યુક્તિથી તેના હાથમાંથી લાઠી કે શસ્ત્ર છીનવી લઈ તેને અસમર્થ બનાવી શકાય. કોઈક વાર અશક્ત માણસ પણ દાવપેચના જ્ઞાનથી મજબૂત માણસનો પરાભવ કરી શકે. પણ દૂરથી ઍસિડની પિચકારી નાંખે કે ચોરીછૂપીથી પાછળથી આવી છરી ભોંકી જાય, તેનો અહિંસક કે હિંસક શો ઉપાય થઈ શકે, તે સમજાતું નથી. અહિંસામાં મહાન શક્તિ છે એમ જાણતાં છતાંયે આવા હિચકારા હલ્લાનો પ્રતિકાર અહિંસાથી શી રીતે થઈ શકે?

ગુંડાઓનો હૃદયપલટો કઈ રીતે કરી શકાય? એ તમારો ઉપદેશ સાંભળવા તૈયાર જ ક્યાં છે? કેવળ હૃદયપલટો કરાવો એવી મોટી મોટી વાતો કર્યાથી શું બને?

હું અહિંસાનો ઉપાસક છું. પણ મને લાગે છે કે, અહિંસાથી લીગના મુસલમાનો પર કશું પરિણામ થવાનું નથી, એમ રાષ્ટ્રીય નેતાઓએ સાફ જાહેર કરીને કહી દેવાનો હવે વખત આવ્યો છે. અહિંસાનો પ્રયોગ તેમના ઉપર ચાલી શકશે નહીં. આખરે હું ક્યાં ભૂલું છું તે બતાવશો.

જવાબ — મને લાગે છે કે, આપણે આ વસ્તુનો વિચાર હિંસા અને અહિંસાવાદ તથા હિંદુમુસલમાનપણાના અભિમાનથી પર થઈ કેવળ સામાન્ય — ભલોકોત્તર મનુષ્યની દૃષ્ટિએ કરીશું, તો વધારે સહેલાઈથી વહેવારુ માર્ગને શોધી શકીશું.

આત્મરક્ષાની વૃત્તિ જન્મસિદ્ધ છે. આક્રમણકારની સામે પોતાનું જે કાંઈ બળ હોય તે વાપરીને પોતાનું રક્ષણ કરવાની વૃત્તિ પ્રાણીમાત્રમાં સહજ છે. એ બળ શારીરિક, માનસિક, નૈતિક, અથવા આધ્યાત્મિક ગમે તે પ્રકારનું હોય. કોઈ વાર ત્રાગાત્મક પણ હોય. જે કેવળ નૈતિક બળથી પોતાનું કે પોતાના સ્વજનનું રક્ષણ કરી શકે — જેવું બુદ્ધની કેટલીક જાતક કથાઓમાં અથવા સાધ્વી સ્ત્રીઓના ચરિત્રમાં કોઈકવાર આવે છે — તે અહિંસાત્મક બળ છે. પોતાના ઉદાત્ત ચારિત્રનું તેજ આક્રમણકાર પર તેમાં પડે છે, અને તેની દુષ્ટ વૃત્તિ શાંત થઈ જાય છે. અહિંસાવાદી હોય કે ન હોય, તે ઉચ્ચ ચારિત્રની કદર હરકોઈ કરશે જ; તેને ધન્યવાદ આપશે. પોતામાં એવું તેજ હોય એમ ઇચ્છશે; પણ ન હોય તેથી પોતાની રક્ષા કરવાની બીજી રીતોનો સાધારણ માણસ ત્યાગ કરી દેતો નથી. બલકે, ડહાપણપૂર્વક કે આવેશમાં આવીને ગાંડી રીતે પણ, યશસ્વી રીતે કે અપયશસ્વી રીતે, તેનો સહજ જ ઉપયોગ કરી નાંખે છે. તે પ્રસંગે એના અહિંસાના કેવળ ગોખી રાખેલા પણ જીવનમાં ન ઊતરેલા સિદ્ધાંતો એને કામ લાગતા નથી. કેવળ કાયરતા જ, અથવા સફળ રીતે રક્ષણ કરવાની અશક્યતા જ એનામાં શરણવૃત્તિ પ્રેરે છે. સામાન્ય વ્યક્તિગત મામલામાં કેટલીક વાર કાયરતા, અને લશ્કરો કે સમૂહોમાં પરિસ્થિતિનો વિચાર કરતાં સફળ સામનો કરવાની અશક્યતા એને શરણ દ્વારા આત્મરક્ષણ મેળવવા પ્રેરે છે. હિંસા અહિંસાનો આમાં કશો સંબંધ નથી.

વ્યવસ્થિત અને ખુલ્લી રીતે જ્યાં હુમલા થતા હોય અથવા તેની સંભાવના હોય, ત્યાં આત્મરક્ષણની તાલીમને અને સામૂહિક સંગઠનને અવકાશ છે. તંદુરસ્ત શરીર હંમેશાં જ કામ આપે છે; તાલીમ રક્ષણમાં શાસ્ત્રીયતા લાવે છે, અને શક્તિનો ઓછામાં ઓછો વ્યય કરી વધારેમાં વધારે સફળ સામનો કરવાની લાયકાત આપે છે. માણસ આગળ જતાં ચુસ્ત અહિંસાવાદી નીપજવાનો હોય કે ન નીપજવાનો હોય, તંદુરસ્ત શરીર અને વ્યવસ્થિત તાલીમ એ સર્વને માટે અનિવાર્ય સમજવાં જોઈએ. એમાં હિંદુ કે મુસલમાનનો પ્રશ્ન નથી. એ મનુષ્યની શારીરિક શાસ્ત્રીય કેળવણીનો જ પ્રશ્ન છે સવર્ણ હિંદુમુસલમાનહરિજન સૌ કોઈને માટે અને ગમે તે આક્રમણકાર સામે વાપરવાની એ વસ્તુ છે.

અહિંસાનો પ્રશ્ન તેની આગળનો છે. અંશતઃ ગુણવિકાસ અથવા ભાવનાવિકાસનો, અને અંશતઃ રાષ્ટ્રવિચાર તથા સામાન્ય ડહાપણનો પણ છે.

મનુષ્ય-મનુષ્ય વચ્ચેનો નાતો ભાઈચારાનો, સમાનતાનો, પરસ્પર આદર અને વિશ્વાસનો જ હોવો જોઈએ. શંકા, સામ્પ્રદાયિક મિથ્યાભિમાન, ઉચ્ચ-નીચભાવ, અન્ય ધર્મ કે રૂઢિઓ વિષે તુચ્છતા અને અવિશ્વાસ ન હોવાં જોઈએ. જ્યાં એમ છે ત્યાં ઉભય પક્ષે ઉચ્ચ ગુણો અને ભાવનાની દુર્બળતા છે. સુજ્ઞોનો પ્રયત્ન પોતામાંથી અને પ્રજામાંથી એ દુર્બળતા કાઢવાનો હોવો જોઈએ. એ દુર્બળતાને પોષનાર પોતપોતાના ધર્મની અને સમાજની માન્યતાઓ, કુપ્રયાસો વગેરેનું સંશોધન કરી તેને દૂર કરવાનો હોવો જોઈએ. પોતાનાં ધર્મ, સમાજ, પ્રથાઓને — જે સર્વેને મળી સંસ્કૃતિને નામે ઓળખાવવામાં આવે છે, અને જેને વિષે આર્યત્વનું કે શ્રેષ્ઠતાનું મિથ્યાભિમાન, અને તેથી ભિન્ન હોય તેને વિષે અનાર્યત્વ કે હીનત્વનો અનાદર રહેલાં હોય છે, તેને — ત્યાજ્ય સમજી નિખાલસપણે તેને છોડવાનો અને સમાજને તેમાંથી છોડાવવાનો સુજ્ઞજનોનો પ્રયત્ન હોવો જોઈએ.

આ અહિંસાવૃત્તિ, અથવા અહિંસાની વિધાયક બાજુ, અથવા અહિંસાની સિદ્ધાન્તરૂપે ઉપાસના થઈ. એની સિદ્ધાંતરૂપે ઉપાસના ન હોય, ત્યાંયે વિચારપૂર્વક કામ કરનારા માણસો લાભહાનિની દૃષ્ટિએ અહિંસાનો આચાર વારંવાર કરે છે. અંગ્રેજોની સામે હિંસાનું જોર બતાવવું વ્યર્થ છે એમ સમજી આયર્લૅંડે લાંબા વખત સુધી અહિંસક પ્રતીકાર જ કર્યો. લોકમાન્ય તિલક વગેરે સિદ્ધાન્તતઃ અહિંસામાં માનનારા ન હોવા છતાં વૈધ રીતોનો જ પુરસ્કાર કરતા રહ્યા. પ્રત્યક્ષ નાનકડી પરિસ્થિતિમાંયે જ્યાં સાહસ કરતાં વખત સંભાળી લેવામાં ડહાપણ લાગે, ત્યાં માણસો નમીને પણ પોતાનો માર્ગ કાઢે છે. આમાં એમ કરનાર હંમેશાં કાયર જ હોય છે એમ નહીં, પણ હિંસક પ્રતિકારની સફળતાની સંભાવના કેટલી છે તેનો જ ખ્યાલ કરીને નિર્ણય કરે છે. જ્યાં એકાદ પ્રસંગ કે લડાઈમાં જ આવું કરવું પડે છે, ત્યાં સફળ પીછેહઠ (successful retreat), કાચી સુલેહ (truce), શરણું (surrender) વગેરે કહેવાય. જ્યાં લાંબા કાળ સુધી એ માર્ગનું અવલંબન રાખવું પડશે એમ પ્રજાનાયકોને લાગે, ત્યાં અહિંસાની નીતિ સ્વીકારી છે એમ કહી શકાય.

અહિંસા વૃત્તિને વિકસાવવા, પ્રજાઓમાં ભાઈચારો પેદા કરવા, પરસ્પર ન્યાય સ્થાપવા જે વિધાયક પ્રયત્ન થાય, તે સિદ્ધાન્તતઃ અહિંસા છે. કોંગ્રેસે અંગ્રેજો પાસેથી સ્વરાજ્ય પ્રાપ્ત કરી લેવા અજમાવેલાં ઉપાયયોજના અહિંસાની નીતિ છે.

હવે હિંદુમુસલમાન ઝઘડાઓનો પ્રશ્ન લઈએ. અને તે હિંદુસ્તાન અને માનવહિતની દૃષ્ટિએ જ વિચારીએ.

કેવળ આક્રમણકારની સામે આત્મરક્ષા કરવાની બાબતમાં ઉપર લખી ચૂક્યો છું. એ નૈસર્ગિક પ્રેરણા અને કાયદેસર હકની બાબતમાં જે તેનો ઉપયોગ કરે તેનો નિષેધ કરવાની જરૂર નથી. પણ એમાં આક્રમણકારની ન્યાતજાત કે ધર્મનો પ્રશ્ન જ નથી. આક્રમણકાર સ્વજાતીય અને સ્વધર્મી સ્વકુટુંબી પણ હોય, તોયે તે અધિકાર પ્રાપ્ત છે, અને કોઈ બીજો હોય તોયે તેમ જ. જો નાગરિક જીવન એવું અસ્તવ્યસ્ત થયું હોય કે રોજ રોજ ચોર, લૂંટારા કે ગુંડાઓની ટોળીઓ નગર કે ગામોને રંજાડતી હોય, તો તેની સામે પણ યોગ્ય સમૂહબળ એકત્ર કરવાની જરૂર ઊભી થઈ શકે. એટલે આ વસ્તુને કોઈ ધર્મ કે જાતિ સાથે ભેળવી દેવાની જરૂર નથી.

પણ આ વસ્તુ ધર્મ અથવા જાતિ સાથે શા માટે સંડોવાઈ છે તેનો વિચાર કરવાની જરૂર છે જ. અને તે વિચાર વિધાયક રીતે જ કરવો જોઈએ. હિંદુ-મુસલમાન આદિ સર્વેએ આ દેશમાં સાથે રહ્યે જ છૂટકો છે; ૫૦૦ હિંદુ વચ્ચે ૫ મુસલમાન કે હરિજન કે ૫૦૦ મુસલમાનો વચ્ચે ૫ હિંદુ નિર્ભયપણે, સમાનપણે, પોતે એક જ રાષ્ટ્ર અને સમાજના અંગ છે એવા અભિમાનપૂર્વક રહી શકે એવી સ્થિતિ નિર્માણ થવી જ જોઈએ. સર્વે એકબીજાની સાથે એવા ઓતપ્રોત થઈ જવા જોઈએ કે લઘુમતી-બહુમતીના, એકબીજાની નીચે દબાઈ જવાના, એકબીજાના વિકાસમાં વિઘ્નરૂપ થવાના પ્રશ્નો જ ઊભા થવા ન જોઈએ.

પાકિસ્તાનની માગણીથી આપણે ઊકળી ઊઠીએ છીએ. એ વિચાર દેશના હિતને વિઘાતક છે એ વિષે આપણા મનમાં શંકા નથી. એ માગણી કેવળ હિંદુ સમાજરચનાનું જ સીધું પરિણામ, અને વ્યાજ સાથે (with vengeance) હિંદુત્વ છે, એ આપણા ખ્યાલમાં આવે છે ખરું? આપણી આખી સમાજરચના (વર્ણ અને જ્ઞાતિવ્યવસ્થા), તથા ગ્રામરચના પાકિસ્તાનના સિદ્ધાન્ત પર જ ઊભી નથી શું?

બ્રાહ્મણવાડો, મહારવાડો, પાટીદારનું ગામ, બારૈયાનું ગામ વગેરે — એકબીજાથી દૂર રહેવાનું અને એકબીજાને દૂર રાખવાનું પસંદ કરનારી વ્યવસ્થા જ હિંદુ પ્રજાના હાડમાં રહેલી નથી શું? હિંદુ માનસ ઉચ્ચનીચનો ભેદ કર્યા વિના મનુષ્યને કેવળ મનુષ્ય તરીકે જોઈ શકે? કોના હાથનું ખવાય, કોના હાથનું પાણી લેવાય, કોનો હુક્કો ચાલે — એની સમજણ વિનાનો હિંદુ સંસ્કાર ન હોઈ શકે. પશુપંખીઓમાંયે આપણે ચાતુર્વર્ણ્ય ઠરાવીએ. આમાંથી રાષ્ટ્રભાવના — એક કોમની ભાવના કેમ પોષાય? મુસલમાનોને અથવા હરિજનોને એમ કાં ન લાગે કે, વિશાળ હિંદુ વટવૃક્ષની છાયામાં એમને પૂર્ણ રીતે ઊગવું અશક્ય છે? આપણે આપણા ધર્મવ્યવસ્થા, સમાજવ્યવસ્થા અને વસતિવ્યવસ્થાના સંસ્કારો બદલવા જ રહ્યા. અથવા પાકિસ્તાન આપવું પડશે. અને પાકિસ્તાન આપીનેયે અંત નહીં આવે. ધીમે ધીમે બધી જ નીચી માનેલી જાતિઓને ખોવી પડશે, અથવા તેમાંની કોઈકને અંકિત થઈને રહેવું પડશે.

આમ વિચારશો તો "અહિંસાથી લીગના મુસલમાનો પર કશું પરિણામ થવાનું નથી, એમ, હવે રાષ્ટ્રીય નેતાઓએ જાહેર કરીને લોકોને કહી દેવાનો વખત આવ્યો છે" એ વાક્ય વિચારના મૂળમાં ઊતર્યા વિના લખાયું છે એમ દેખાઈ આવશે. રાજકીય સ્પર્ધા શું કામ છે, ખુનામરકી શું કામ છે, તેમાં હિંદુઓની સમાજરચના કેટલે અંશે દોષપાત્ર છે, તેમનું મિથ્યા ઉચ્ચતાભિમાન કેટલું બીજાઓના સ્વાભિમાનને ધક્કો પહોંચાડનારું છે, તેનો વિચાર કરવાની જરૂર છે. અને તો પછી વિધાયક અહિંસા અને હિંદુસમાજની આત્મ-શુદ્ધિ એ જ ઉપાય રૂપ રહેશે.

કિ૦ ઘ૦ મશરૂવાળા

સાબરમતી ૧૭-૨-'૪૭

# કૌટુંબિક સંબંધો દ્વારા ગુણવિકાસ

[સંવાદ વાંચતાં જ જણાશે કે પ્રશ્ન પૂછનાર તરુણ મારી જોડે લાંબા કાળથી પરિચય રાખે છે, અને તેની સાથેની અનેક ચર્ચાઓમાંથી એક જ સંવાદ નીચે આપ્યો છે.]

૧

એક તરુણ — આપ કહો છો કે ઉન્નતિ માટે ઘર છોડીને જુદી પરિસ્થિતિમાં જઈને રહેવાની આવશ્યકતા નથી. પરંતુ મારા પોતાના અનુભવ પરથી તે સાચું લાગતું નથી. મને લાગે છે કે, ઘેર ન રહેતાં અનુકૂળ પરિસ્થિતિમાં રહું તો મારો વિકાસ થશે તથા મારામાં સદ્ગુણોની વૃદ્ધિ થશે.

નાથ — ઘરની કઈ બાબતો તમારા વિકાસને રોકે છે તે મારા ધ્યાનમાં આવતું નથી. તમે મને એ બતાવો કે તમે અમુક એકાદ ગુણની વૃદ્ધિ ઇચ્છો છો, પરંતુ તે કેવળ ઘરની પરિસ્થિતિને લીધે થઈ શકતી નથી.

તરુણ — ધારો કે મારે નિર્ભય થવું છે, તો ઘેર રહીને નિર્ભયતાનો ગુણ કેમ પ્રાપ્ત કરી શકાય?

નાથ — નિર્ભય થવું એટલે શું? જીવનના જે જે યોગ્ય વ્યવહારોમાં અને પ્રસંગોમાં જે જે બાજુથી તમને ભય લાગવાનો સંભવ છે તે તે બાજુએ સારા ઉપાયોથી ભયરહિત થવું, એટલો જ નિર્ભયતાનો અર્થ અને તે ગુણની વ્યાપ્તિ સમજવાનાં ને? પહાડ પરથી ઠેકડો મારતાં, આગમાં ઝંપલાવતાં અથવા ગમે તેવું ભયંકર કૃત્ય કરતાં ભય ન લાગવો જોઈએ, એવો નિર્ભયતાનો અર્થ અને વ્યાપ્તિ નથી ને?

તરુણ — એવો અર્થ નથી. પણ જીવનના આવશ્યક ક્ષેત્રમાં વ્યવહાર કરતાં મને સહજ રીતે નિર્ભયતા લાગે એવી મારી ઇચ્છા છે.

નાથ — તો તમારે વિચાર કરીને શોધી કાઢવું જોઈએ કે કયા કયા આવશ્યક ક્ષેત્રમાં તમને ભય લાગે છે અને એ તે શા માટે લાગે છે.

તરુણ — બહારના સાર્વજનિક પ્રસંગોમાં મને આત્મવિશ્વાસ લાગતો નથી. ઊલટું, તે વખતે એક પ્રકારનો ભય — સંકોચ લાગે છે.

નાથ — ઘણાં વર્ષો પહેલાં તમે કૉલેજમાં હતા ત્યારે મેં તમને કહેલું તે તમને યાદ આવે છે? ત્યારે મેં કહ્યું હતું કે, તમે વિદ્યાર્થીઓમાં આગેવાની લઈને એકાદું કાર્ય કરો. નાનપણથી જે વિદ્યાર્થીઓને એવી જાતનાં કામ કરવાની ટેવ પડે છે તેમનામાં તે કાર્યને લીધે સહેજે જ એક જાતનું ધૈર્ય આવે છે. તેમનો ભય જતો રહે છે. વિદ્યાર્થીઓને નાનપણથી વિદ્યાર્થીઓમાં કે મોટી ઉંમરના માણસોની મિજલસમાં બોલવાની —

ભાષણ કરવાની તથા કાર્ય કરવાની ટેવ પડવાથી તેમનો સભાક્ષોભ નાનપણથી જ સહજપણે જતો રહે છે, અને બોલવાની હિંમત આવે છે. પછી ઉંમર, કાર્ય અને પ્રસંગ પ્રમાણે તેનો વિકાસ થતો જાય છે. મનુષ્યને પોતાને જ પોતાના ગુણોની ઊણપ લાગતી હોવાથી સંકોચ અને ભય લાગે છે તથા આત્મવિશ્વાસ જણાતો નથી. આપણે પ્રયત્ન કરીને ગુણ પ્રાપ્ત કરવા જોઈએ. શારીરિક બળ અને પાત્રતા ઓછી હોવાથી જે ભય લાગતો હોય તે, તે બળ અને પાત્રતા સંપાદન કરીને, આપણે દૂર કરવો જોઈએ. તે જ વાત બુદ્ધિ અને માનસિક ગુણોની બાબતમાં હોવી જોઈએ. કોઈ પણ ગુણમાં આપણે પાછળ ન રહેવું જોઈએ. તો જ ભય અને સંકોચ નાશ પામી આત્મવિશ્વાસ નિર્માણ થશે. નિર્ભયતા એ ગુણ એવો નથી કે જે એકાદ ખાસ ઉપાયથી જ આપણામાં આપોઆપ આવે. જેમ જેમ જે બાજુથી આપણી ઊણપ નાશ પામે તેમ તેમ તે બાજુથી નિર્ભય થવાય, અને તે સર્વના પરિણામરૂપે આપણામાં સામાન્યપણે નિર્ભયતા આવે અને તે વધવા માંડે. નિર્ભય થવાનો આ જ ખરો માર્ગ છે. ઘેર રહીને આ વાત સાધી શકાય એવી છે. જે પ્રસંગે આપણે ભયને ગણકારવો ન જોઈએ તેવો પ્રસંગ પ્રત્યક્ષ આવે, ત્યારે તેને નિર્ભયતા કેળવવાની તક તરીકે આપણે ઓળખતા નથી. ઘેર રહીનેયે શક્તિ પ્રમાણે સાર્વજનિક કામમાં પડીને, તેને લાયક થવાનો પ્રયત્ન કરતા રહી આપણે તે પ્રકારની હિંમત કેળવી શકીએ. તે માટે ઘર છોડવાની કાંઈ જ જરૂર જણાતી નથી. ઘરમાંયે સદ્‌ગુણી થવાનો પ્રયત્ન ન કરતાં જો આપણે એવું વર્તન રાખીએ કે કુટુંબીજનો માટેયે કોઈ પણ પ્રકારનાં ત્રાસ-અડચણ વેઠવાં ન પડે, ઘરમાંયે કોઈને માટે આપણને અગવડ ભોગવવી ન પડે, તો ઘર છોડીને બહાર જઈનેયે આપણે શું સાધવાના? ત્યાંયે આપણે ઘરમાં કેળવેલી ટેવો અને સ્વભાવ વધારીશું અને દૃઢ કરીશું. ઘરમાંની આપણી સ્વાર્થસાધુ — સ્વસુખલક્ષી વૃત્તિ બહાર પણ તેવી જ રહેશે. સ્થાન બદલવાથી મનુષ્યની વૃત્તિમાં કે સ્વભાવમાં ફરક પડતો નથી. ઘર છોડીને બહાર જવાથી લોકો વચ્ચે આપણે જઈએ ત્યારે તેમને અને આપણને નવીનતાને લીધે કેટલોક સમય કદાચિત્ કંઈક સારું લાગે. કેટલોક વખત સુધી આપણે આપણી સ્વાર્થસાધુ વૃત્તિ કદાચ કોઈને ન બતાવીએ એમ બને. સ્થાનફેર અથવા નવીનતાના કાંઈક આનંદને લીધે, તે વખતે આપણી વૃત્તિમાં થોડુંક પ્રેમાળપણું અને ઉદારતા આવેલીયે કદાચિત્ ભાસે. પરંતુ તે ભાસ વધુ વખત ટકશે નહીં. બદલાયેલી પરિસ્થિતિમાં જેમ જેમ સ્થિરતા આવશે — નવીનતા જેમ જેમ ઓસરતી જશે, તેમ તેમ આપણે ફરીને પોતાના પૂર્વ સ્વભાવ પર આવીશું અને ઘરમાં જે કૃપણ વૃત્તિથી વર્તતા હતા તે દેખાયા વગર રહેશે નહિ. મુખ્ય વાત એ છે કે, જ્યાં સુધી આપણે સુખભોગી અને સ્વાર્થી છીએ — જ્યાં સુધી ઉન્નતિ અને ગુણોના ઉપાસક આપણે થયા નથી, ત્યાં સુધી, ઘેર રહ્યા હોઈએ કે બહાર હોઈએ, કશોયે ફરક પડતો નથી. મરાઠીમાં એક જૂની કહેવત છે કે, 'કોંકણથી નીકળી દેશમાં ગયા, તો ત્યાંયે ખાખરાનાં પાન ત્રણ જ,' એમાં આ જ અર્થ છે.

સાચે જ તમારી ગુણોની ઉપાસના હોય — સાચે જ તમારામાં ગુણો હશે, તો તે ઘરમાંયે જણાઈ આવશે અને ત્યાંયે વૃદ્ધિ પામશે જ. જેમ જેમ તે વધશે તેમ તેમ તમારા ગુણોનો પ્રભાવ ઘર બહારના ક્ષેત્રમાં પણ આપોઆપ પડવા માંડશે. બાગનાં ફૂલોની સુગંધ બાગમાં અને બહાર પણ પસરેલી હોય છે. પરંતુ ફૂલોની સુગંધ તે જગામાં ન પસરી શકે છતાં બહાર ફેલાઈ શકે એમ કોઈ કહે કે કલ્પે, તો તેમાં કેટલો અર્થ સમજવો? તમારા સદ્‌ગુણોની ઘરમાં જરૂર ન હોવાથી ત્યાં તેનો ઉપયોગ કરવાનો પ્રસંગ ન આવતો હોય અથવા ત્યાં તેના વિકાસ માટે અવકાશ ન હોય, એવી સ્થિતિ હોવાનો સંભવ છે. પરંતુ તમારા જે ગુણોની ઘરમાં જરૂર છે તે ઘરમાં પ્રકટ ન થતાં બહાર જ પ્રકટ થશે, એમ સમજવું એ ભૂલ છે. એટલે ઘરમાં જે જે પ્રસંગોમાં જે જે ગુણોની જરૂર હોય તે તે પ્રસંગે તમારા તે તે ગુણોનું દર્શન થવું જોઈએ — તે પ્રસંગે જોઈતો ગુણ પોતામાં કેળવવાનો તમારે પ્રયત્ન કરવો જોઈએ.

તરુણ — મને લાગે છે કે ઘરમાં ગુણો વધવાના પ્રસંગો જ ઓછા આવે છે.

નાથ — એમ કેમ કહો છો? ઘર કહો કે બહારની સંસ્થા કહો — જે જે ઠેકાણે મનુષ્યો સમૂહમાં રહે છે ત્યાં એકબીજાનો સહકાર, એકબીજાને પરસ્પર મદદ, એકબીજાનાં સુખદુઃખ વિષે સહાનુભૂતિ, એ બધી બાબતોની જરૂર છે જ. તે સિવાય મનુષ્ય

સમૂહમાં રહી શકે જ નહિ; અને આ બધું મનુષ્યમાં હોય એટલે જ તેમનામાં પ્રેમ, પ્રામાણિકતા, વિશ્વાસ, ઉદારતા, બીજા માટે કષ્ટ વેઠવાની વૃત્તિ, ક્ષમા, નિષ્કપટતા, નિરલસતા, એકબીજા વચ્ચે નિર્ભયતા, નિઃસંકોચ, સત્યનિષ્ઠા વગેરે સદ્દગુણો હોવા જોઈએ. થોડા પણ સદ્દગુણો ન હોય તો સમૂહ બની શકે નહિ, અને કદાચ બન્યો તો તે ટકી શકે નહિ. પછી તે સમૂહ ઘરનો હોય કે ઘર બહારનો હોય. ઘર છોડી સંન્યાસી જ થવું હોય તો જુદી વાત: કારણ કે, તેને તો એકાકી રહેવાનું છે. પણ જો તે સમાજમાં રહેતો હોય તો મનુષ્યને મનુષ્ય સાથેના વ્યવહારનો — વર્તનનો પ્રસંગ આવે કે ગુણોનો પ્રશ્ન પણ આવે જ. હવે તમે જ વિચાર કરીને કહો કે, ઘરમાં ગુણોના વિકાસને અવકાશ — પ્રસંગ છે કે નહિ? માણસો સાથે જ નહિ પણ બીજાં પ્રાણીઓ સાથે આવનારા સંબંધમાંયે માણસ પોતાનો ગુણવિકાસ સાધી શકે છે અને તે પરથી પોતાની ઉન્નતિનું માપ કાઢી શકે છે. તો પછી ઘરમાં જ્યાં પોતાનાં માબાપ ભાઈબહેન વગેરે જન્મથી જ પ્રેમસંબંધવાળાં માણસો છે અને જે આપણા કર્તવ્યધર્મનું પહેલું ક્ષેત્ર છે, ત્યાં આપણા સદ્દગુણ જણાઈ આવવાના કે તે વધવા માટેના પ્રસંગો દુર્લભ હોઈ શકે શું? પણ આપણી સમજણમાં, વિવેકમાં દૃષ્ટિમાં દોષ હોય, આપણું ચિત્ત સદૈવ જાગ્રત ન હોય, તો એમ બને ખરું કે ગુણદક્ષતાના, ગુણજાગૃતિના કે ગુણવિકાસના યોગ્ય પ્રસંગો આપણી સામે આવીને જતા રહે તોયે તે આપણે ઓળખી શકીએ નહિ. જે વિવેકી અને સાવધ છે તેને ઘરમાં આવા પ્રસંગો રોજ મળતા હોય છે.

૨

તરુણ — સદ્દગુણવિકાસ તરફ મારું લક્ષ પહેલાં નહોતું. પણ જેમ જેમ આપનું કહેલું સમજતો ગયો તેમ તેમ સદ્દગુણવિકાસ પર મારી શ્રદ્ધા બેસવા લાગી; અને આપણે સદ્દગુણ પ્રાપ્ત કરવા જોઈએ એમ સમજ્યો તથા સદ્દગુણી થવાનો મેં આદર્શ ધારણ કર્યો.

નાથ — ઘણી સારી વાત. પરંતુ તમે જે આદર્શ ધારણ કર્યાનું કહો છો તે તમારો ખરેખર આદર્શ છે કે તે કેવળ અભિલાષા છે, તેની તપાસ તમારે કરવી જોઈએ. તે ખરેખર જ તમારો આદર્શ હોય તો તમે અત્યાર સુધીમાં તે આદર્શમાંથી કાંઈક પણ પ્રાપ્ત કર્યું હોવું જોઈએ. જે વસ્તુની અંતઃકરણપૂર્વક માણસ ઇચ્છા કરે છે તે પ્રાપ્ત કરવા માટે તેનો સદૈવ પ્રયત્ન ચાલુ હોય છે. પોતાની સર્વશક્તિ વડે તે એ પ્રયત્નમાં હોય છે. તે સાથે જ પોતાની કર્તૃત્વશક્તિ પણ તે વધારે છે. અનુકૂળ સંયોગને અધિક અનુકૂળ બનાવવાની અને પ્રતિકૂળ સંયોગનેયે અનુકૂળ કરી લેવાની તે હંમેશાં તજવીજ કરતો રહે છે. અને આ બધા પરથી જ તે વિષેની તેની ઇચ્છા કેટલી પ્રબળ છે તે સમજાય છે. જેને ધનવાન થવાની મહત્ત્વાકાંક્ષા છે તે ધન કમાવાનો કે રાખવાનો કોઈ પણ પ્રસંગ ક્યારેય નકામો જવા દેતો નથી, અને તે પરથી ધનવાન થવાનો તેનો આદર્શ છે એ સહેજે સિદ્ધ થાય છે. પરંતુ ધનની પ્રાપ્તિની જેને કેવળ ઇચ્છા જ હોય પણ તે વિષેનો તેનો કશો પ્રયત્ન ન હોય — સાદી કરકસર પણ જે જાણતો ન હોય, તેનો આદર્શ ધનવાન થવાનો છે એમ કહેવાય કે? ધન મળે તો સારું એમ જેને લાગતું હોય, પણ તે માટે જેનો પ્રયત્ન ન હોય, તેને ધનની અભિલાષા છે એટલું જ કહેવાય. તે પ્રમાણે સદ્દગુણી થવાય તો સારું એમ જેને લાગતું હોય, પણ તે વિષેનો તેનો જરાયે પ્રયત્ન ન હોય, તો તેને સદ્દગુણી થવાની અભિલાષા છે એટલું જ, બહુ તો કહી શકાય. આદર્શ અને અભિલાષા વચ્ચે આવો ફરક છે. ધન, વિદ્યા, કીર્તિ, સજ્જનતા વગેરે બાબતો સારી મનાયેલી છે, તેથી તે વિષે દરેક જણ અભિલાષા રાખે એ સ્વાભાવિક છે. પરંતુ એ પૈકી એકાદી વસ્તુ પ્રાપ્ત કરવાનું જે પોતાના જીવનનું ધ્યેય કે આદર્શ માને છે, તેને તે માટે હંમેશા પ્રયત્નશીલ રહેવા સિવાય છૂટકો નથી. તમે આવી કઈ બાબતમાં પ્રયત્નશીલ છો તે તમે કહી શકશો કે? ઘરની કોઈ ખાસ અડચણોના પ્રસંગે તમે પોતે રાજીખુશીથી સહન કરીને બીજાની થોડીયે મુસીબતો ઓછી કર્યાનું તમને યાદ આવે છે કે? શુભ હેતુથી ઘરમાં બીજા માટે સહન કર્યા સિવાય એકબીજા વચ્ચે પ્રેમ, વિશ્વાસ, આદર ઉત્પન્ન થતાં નથી અને વધતાં પણ નથી. હવે પ્રસંગાનુસાર એક નાની જણાતી વાત તમને પૂછું છું. પરદેશમાં ગયેલા તમારા નાના ભાઈને તમે હજુ સુધી પત્ર કેમ નથી લખ્યો? પત્ર ન લખવા માટે તેણે પણ તમને ઠપકો આપ્યાનું મેં જાણ્યું છે. હવે તમે જ કહો કે, તમે તેને પત્ર મોકલ્યો હોત તો તેને સારું લાગ્યું હોત કે ખરાબ? તેથી તમારે વિષે તેના મનમાં પ્રેમ અને સદ્દભાવ વધ્યા હોત કે ઓછા થયા હોત?

તરુણ—પણ તેણે મને પહેલાં કાગળ લખવો જોઈતો નહોતો કે? અહીં તે હતો ત્યારે મારી સાથે તેનો જેટલો નિકટ સંબંધ હતો તેટલો બીજા કોઈનો જ નહોતો; છતાં તેણે મને અત્યાર સુધી પત્ર કેમ લખ્યો નહિ?

નાથ—તેણે કેમ લખ્યો નહિ તેનું કારણ તે જ અધિક યથાર્થપણે કહી શકે. તમે તે વિષે કેવળ તર્ક જ કરી શકો. તર્ક જેટલો ખરો હોવાનો સંભવ છે તેના કરતાંયે તે ખોટો હોવાનો અધિક સંભવ છે. તમારા ભાઈને એકલે હાથે બધાને પત્ર લખવાનો પૂરતો સમય જ ન મળતો હોય એ સંભવનીય નથી શું? પરદેશમાં વાસ; ત્યાં બધા અપરિચિત; ત્યાં રહેવાની—ખાવાપીવાની સગવડઅગવડ કેટલી હશે તેની તમને શી ખબર? તેણે તમને પત્ર ન લખ્યો તે માટે તેની સ્થિતિ ન જાણતાં તમે તેના વિષે મનમાં રોષ રાખ્યો છે! વળી, આયે વિચાર ધ્યાનમાં રાખવો જોઈએ કે, જેનો આપણી સાથે અધિક સંબંધ હોય તેને માટે આપણે ક્યારેક ખાસ વખત આપી શકીએ છીએ, અને ક્યારેક નથીયે આપી શકતા. પરંતુ જેની સાથે પારકાપણાનો સંબંધ હોય છે તેને માટે આપણે વખત આપવો પડે છે. આપણે ભરઊંઘમાં હોઈએ અથવા આપણે બહાર નીકળતા હોઈએ ત્યારે ઘરનો કોઈ માણસ કાંઈ કામ બતાવે તો આપણે તેનું સાંભળીએ નહિ, એમ બને. પણ તે વખતે કોઈ બહારનો માણસ આવીને કહે કે તમારું કામ છે, તો ઊંઘમાંથી ઊઠીને અથવા બહાર જવાનું માંડી વાળીનેયે તેના કામ માટે આપણે વખત આપીએ છીએ. એનો અર્થ ઘરના માણસ કરતાં બહારના માણસ પર આપણને વધારે પ્રેમ છે એમ નહિ. પરંતુ મનુષ્ય પોતાનો જેટલો નિકટનો—જેટલો વધારે પ્રેમસંબંધવાળો—તેટલી તેના વિષે આપણી ખાતરી વધારે હોય છે. તેના મનમાં આપણા વિષે કુતર્ક નહિ આવે એવો વિશ્વાસ વધારે હોય છે. એટલે માણસને ઘરના મનુષ્યો તરફ દુર્લક્ષ કરીને કોઈ કોઈ વાર બહારનાઓની સગવડ સંભાળવાનો પ્રયત્ન કરવો પડે છે. ઘરના માણસો—નિકટના માણસો આપણને સારી રીતે જાણે છે. તેઓ એકાએક રિસાશે નહિ એમ આપણે સમજીએ છીએ. તેથી નિકટ સંબંધના માણસનો વારો સૌથી છેવટનો લાગવાનો સંભવ હોય છે. તમને પરસ્પરના પ્રેમ વિષે ખાતરી હોય તો, મેં હમણાં જ કહ્યું તે પ્રમાણે, આ વાતનો વિચાર તમે કરશો; અને તેવી સ્થિતિ ન હોય તો, તેણે તમને પ્રથમ પત્ર કેમ લખ્યો નહિ તેનું ખરું કારણ ન જાણતાં, પોતાના મનને ઉદ્વેગ થાય એવા તર્કવિતર્ક તમે કરશો. વારુ, તર્કવિતર્ક કરીને તેને પત્ર ન લખવામાં તમે તમારું પોતાનું શું સાધો છો? તેથી તમારા મનના કે તેના મનના સદ્ભાવ અને પ્રેમની વૃદ્ધિ થશે એમ તમને લાગે છે શું? આવી રીતે વર્તીને તમે પોતાને કે તેને શું શીખવવા ઇચ્છો છો? એમાં તમે કયા ગુણનો વિકાસ સાધો છો? તમારા પત્રની તે રાહ જુએ છે એ તમે જાણો છો. તમારા પત્રનો અને તે સાથે જ તમારા પ્રેમનો તે ભૂખ્યો છે એટલે જ તમારા પત્રની તે રાહ જોતો હશે ને? આ સ્થિતિમાં તમારો પત્ર તેને મળે તો તેને આનંદ નહિ થાય શું? પરદેશમાં—દૂર દેશમાં માણસ જાય ત્યારે પોતાના ઘરના—સ્નેહી માણસોના—પત્રની તેને કેટલી ભૂખ હોય છે—કેટલી અપેક્ષા હોય છે, તેની તમને કાંઈ કલ્પના છે શું? તે તમને ખાસ પત્ર લખે ત્યાર પછી તમારા હૃદયમાં તેના વિષેનો પ્રેમ જાગ્રત થાય, અને તમે તેને ચાર પ્રેમના શબ્દો લખો તેમાં તમારી પોતાની ઉદારતા શી? તમને પોતાને તમારી મેળે જ કાંઈ લખવાની ઇચ્છા નથી થતી? તેના સ્મરણથી—તેની ત્યાંની સ્થિતિની કલ્પનાને લીધે તમારું હૃદય ભરાઈ આવતાં તમે તેને પત્ર લખો તેમાં તમારી ઉદારતા કે કૃપણતા? આનો તમે જ, વિચાર કરો. હું આ બોલું છું ત્યારે તમારા મનમાં ક્ષોભ થઈ રહ્યો છે, એ હું જાણું છું. તમારું હૃદય ફરી ફરીને ભરાઈ આવે છે. ભાઈના વિયોગનું દુઃખ તમને લાગતું હશે; પણ તેમ છતાં, તેણે પત્ર લખ્યો નહિ તે માટે તમને અપમાન જેવું લાગ્યું, તેથી તમે તેને પત્ર ન લખવાની સજા કરવા ઇચ્છો છો, એમ મને લાગે છે. આવું માનપાન જોઈસંભાળીને પ્રેમની શુદ્ધિ અને વૃદ્ધિ સાધવી એ ઘણું કઠણ છે. અને પ્રેમ જેવા સદ્ગુણને માટે જે વાત અવરોધક હોય તે બીજા સદ્ગુણોને પોષક કેમ હોઈ શકે? હવે આ પરથી એમ જ નથી દેખાઈ આવતું કે સદ્ગુણોની જરૂર ક્યારે ક્યાં છે તે આપણને સમજાતું નથી. તમારા હૃદયના પ્રેમને તમે પત્રરૂપે માર્ગ આપ્યો હોત તો કેવળ તેટલાથી જ

તમારા ગુણનો વિકાસ થતાં તમારા ભાઈના ચિત્તમાં પ્રેમની ભરતી આવી હોત? આ રીતે એકબીજાના પ્રેમની વૃદ્ધિ થતાં પરસ્પર વિશ્વાસ વધ્યો હોત. પરંતુ ખોટા માનની કલ્પનાને લીધે કુતર્ક વધારતા રહેવામાં બંનેના ચિત્તને આજ શું મળે છે? ચિત્તની આવી સ્થિતિ રાખીને સદ્‌ગુણોના વિકાસ માટે ઘર છોડીને ગમે ત્યાં તમે જાઓ તેનો શો ઉપયોગ?

તરુણ — મારી ભૂલ મને સમજાઈ છે અને હું તેને હવે લખીશ. પરંતુ તેનો પત્ર એકબે દિવસમાં આવે એવો સંભવ છે. તે આવ્યા પછી લખીશ એમ વિચારું છું.

નાથ — તેનો અર્થ એ કે તેના પત્રના જવાબરૂપે તમે લખશો. તમને સ્વતંત્ર રૂપે તેને વિષે કાંઈ લાગતું નથી. તેનો પત્ર આવ્યા પહેલાં તમે પત્ર લખો તો જ તે તમારા ચિત્તના પ્રેમનું દ્યોતક છે એમ ઠરશે. સદ્‌ગુણની દૃષ્ટિએ તેની જ ખરી કિંમત છે. પછીના પત્રની કિંમત ક્યારે પણ તેના કરતાં ઓછી ઠરશે.

તરુણ — ત્યારે હું તેને આજે જ પત્ર લખું છું.

નાથ — જુઓ. આપણા દરરોજના જીવનમાં ગુણવૃદ્ધિના નાના મોટા પ્રસંગો હંમેશાં ચાલુ હોય છે છતાં તે આપણે ઓળખી શકતા નથી, અને ગુણો માટે ક્યાંક બીજે જવું જોઈએ એવી સમજણ આપણે કરી લઈએ છીએ. સર્વ ગુણોનો સંપૂર્ણ વિકાસ આપણા નાના ઘરમાં થશે એમ મારું કહેવું નથી. કેટલાક ગુણોના વિકાસ માટે વિશાળ ક્ષેત્રની જરૂર છે. પરંતુ ઘરમાં વિકાસ સાધીને જ આગળ વિશાળ ક્ષેત્રમાં જવાનું હોય છે. પત્ર વિષેની આ એક બાબતની મને ખબર હતી, માટે તે પરથી હું તમને આ રીતે સમજાવી શક્યો. આ એક જ વાત પરથી મને લાગે છે કે, ગુણસંપાદન કરવાના કેટલાયે સારા સારા પ્રસંગો તમે નકામા જવા દેતા હશો. ઉચ્ચ આદર્શ સિદ્ધ કરનારી ઉત્કંઠા, વિવેક અને સાવધપણું એટલી વાતો હોય તો પ્રસંગ ઓળખવામાં અને ઉન્નતિના માર્ગે તેનો યોગ્ય ઉપયોગ કરી લેવામાં માણસની કદી એકાએક ભૂલ થતી નથી.

એટલી વાત ખરી છે કે ઘરમાં આપણે એકબીજા માટે પ્રેમથી જે સહન કરીએ છીએ — અડચણો વેઠીએ છીએ — ત્યાગ કરીએ છીએ તથા એકબીજાને નભાવી લેવાની ઉદારતા અને ક્ષમાવૃત્તિ બતાવીએ છીએ, તેનાથી બહારના કાર્ય જેટલી પ્રસિદ્ધિ થતી નથી. તેથી, ઘરની વાતોમાં આપણને ભવ્યતા લાગતી નથી. પરંતુ સાર્વજનિક ક્ષેત્રમાં અથવા ઘરની બહારના કોઈ પણ ક્ષેત્રમાં કેટલીય વાતો કેવળ કીર્તિ, પ્રતિષ્ઠા, ભવ્યતા કે કાંઈ પ્રલોભનને લીધે જ થતી હોય છે, એ હકીકત આપણા ધ્યાનમાં આવતી નથી. બહારના ક્ષેત્રમાં નૈતિક ગુણોનો અંશ ઓછો હોય, તોયે કીર્તિ પ્રતિષ્ઠાનો અંશ ભરપૂર હોવાથી સામાન્ય માણસો તેવા કાર્ય તરફ સહજ રીતે આકર્ષાય છે. પરંતુ જેણે જીવનની શુદ્ધિ અને સિદ્ધિ સાધવી હોય — સદ્‌ગુણનો વિકાસ કરીને જીવન સાર્થક કરી લેવું હોય, તેણે ઘર કે બહાર દરેક ઠેકાણે ચિત્તની શુદ્ધિ અને સદ્‌ગુણોના ઉત્કર્ષને જ મહત્ત્વ આપવું જોઈએ. આ સિવાય બીજા કોઈ પણ પ્રલોભનમાં ન પડવાની સાવધાનતા તેણે રાખવી જોઈએ.

આ પરથી એમ ન સમજવું કે, ઘર છોડવાની ક્યારેય જરૂર નથી એમ હું કહું છું. આપણને જોઈતાં જ્ઞાન, વિદ્યા, કલા વગેરેની પ્રાપ્તિ માટે આપણને ક્યારેક ઘર છોડીને વિશિષ્ટ સ્થાને જવુંય પડે. સત્સંગ માટે પણ આપણને એકાદ વાર ઘર છોડવાનો પ્રસંગ આવે; કારણ ઘરમાં કે ઘર પકડીને રહેવાથી તે મળશે જ એવું નથી. સત્સંગ સિવાય જ્ઞાન પ્રાપ્ત થતું નથી, સારા સંસ્કારો પડતા નથી, અને વિવેક જાગ્રત અને વૃદ્ધિંગત થતો નથી. તોયે આ બધી વસ્તુઓ પ્રાપ્ત કર્યા પછી ઘર એ જ આપણું પહેલું કર્તવ્યક્ષેત્ર છે એમ આપણે સમજવું જોઈએ. આપણા ગુણોનું પ્રગટીકરણ ઘરમાંથી આપોઆપ જ બહારના ક્ષેત્રમાં થવાનું છે. તે હેતથી ઘર છોડવાનો આગ્રહ રાખવાનું કારણ નથી.

ખેર. હું ઇચ્છતો હતો તે વાત તમને સમજાઈ તેથી મને આનંદ થાય છે. તે સમજાવતાં, વ્યક્તિગત તમારે વિષે બોલતાં, મારે થોડી સ્પષ્ટ અને સખત ભાષા વાપરવી પડી તે માટે તમે વિષાદ ન માનશો, કારણ કે તમારા પરના પ્રેમને લીધે મારાથી એ સહજપણે થઈ ગયું છે.

કેદારનાથ

# સ્વાધ્યાય

## [ ઈશ્વરનું નામ અને રૂપ ]

સ્વાધ્યાયની આ લેખમાળાના અનેક રસિયા વાચકોની ક્ષમા માગીને, કેટલાક મહિનાની તૂટકતા બાદ, આ તેનો આગળનો હપતો પાછો શરૂ કરું છું.

યોગ-સૂત્રના ઈશ્વર તત્ત્વ વિષેના પ્રકરણમાં આપણે છીએ. છેલ્લા હપતામાં આપણે જોયું હતું કે, ઈશ્વર મનુષ્ય-માત્રનો પરમ આદિ ગુરુ છે, કારણ કે તે અંતર્યામી છે, તે સર્વજ્ઞ છે, આપણુ દરેકમાં વસેલી જ્ઞાનભૂખનો તે જ ખરો અન્નદાતા છે – તેને ભાગનાર છે, કારણ કે ઈશ્વરમાં જ્ઞાનની માત્રાની પરાકાષ્ઠા થાય છે. અને આવો પરમ ગુરુ દરેક પાસે છે; તેને ખોળવા જવાની જરૂર નથી; તેની પસંદગીમાં ભૂલ થવા સંભવ નથી; તે કોઈને માટે કદી ખૂટનાર નથી; તે ગુરુઓનો પણ ગુરુ છે. તેની ઉપાસના કરવાની છે – તેની પાસે જવાનું મનુષ્યે શીખવું જોઈએ. એ જ એનું પ્રણિધાન છે. અને આ પણ યોગસિદ્ધિનો એક માર્ગ છે.

પ્રશ્ન એ છે કે, એની પાસે શી રીતે જવાય? જે દરેકના અંતરમાં વસેલો છે, જે સર્વજ્ઞતાનો પરમ ભાવ છે, તેની ઉપાસના શી રીતે કરવી? તેનું પ્રણિધાન એટલે શું કરવાનું? હવે પછીનાં બે સૂત્રો સાધનાના આ પરમ પ્રશ્નનો ઉત્તર આપે છે.

ઉપર આપણે જોયું કે, ઈશ્વર પરમ ભાવ છે, તે કોઈ રંગરૂપવાળો સ્થૂળ પદાર્થ કે વસ્તુ નથી. અને એ ભાવ મનુષ્ય-હૃદયમાં તેના જીવની લગોલગ – અરે, તેના જીવના પણ જીવરૂપે – જડાયેલો છે. જીવનું જે સનાતન દુઃખ, ન સંતોષી શકાય એવી ઉત્કટ જિજ્ઞાસા, કે મેળવવાની યા સાધવાની સદાઅતૃપ્ત ભૂખ કે તૃષ્ણા, એનું જ સાંત્વન થવું, એ ભાવ [illegible] ઈશ્વરભાવ છે. આવું સાંત્વન મેળવવા માટે મનુષ્ય સતત મથ્યા કરે છે. એ સાંત્વનના પ્રકારો પ્રમાણે તે ઈશ્વરના ભાત ભાતના ભાવો પણ સમજે છે ને આરાધે છે; પરંતુ તેનો પરમ ભાવ જાણતો નથી. છતાં તે મથે છે તો એ પરમ-ભાવને જ ભેટવાને માટે. મનુષ્ય દુઃખ, અતૃપ્તિ, તૃષ્ણા કે જિજ્ઞાસા છોડી શકે તો જ તે એ બધાના પરમ-નિર્વાણનો જે ભાવ ઈશ્વર છે, તેને છોડી શકે. આમ, પરમ તૃષ્ણા અને પરમ તૃપ્તિ, એ બે વસ્તુઓ એક જ ઢાલની બે બાજૂ સમી છે. આથી જ ઈશ્વરે જીવની લગોલગ અને તેના જીવપણારૂપે રહેલો ભાવ છે, એમ ઉપર કહ્યું છે.

ઈશ્વરના આવા સ્વરૂપ વિષે યાજ્ઞવલ્ક્ય ઋષિનો નીચેનો શ્લોક બરોબર યાદ રાખવા જેવો છે—

अदृष्टविग्रहो देवो भावग्राह्यो मनोमयः ।
तस्योंकारः स्मृतो नाम तेनाहुतः प्रसीदति ॥

જેનું શરીર અદૃષ્ટ છે,—સાક્ષાત્ જોવામાં ન આવી શકે તેવું છે, એટલે જેને મનુષ્ય પોતાના ભાવ કે ભાવનાથી સમજી કે પામી શકે છે, અર્થાત્ જે મનોમય છે; — દેવ કે પરમેશ્વર એવો છે. તેનું નામ ૐકાર છે એમ સ્મૃતિ કહે છે. તે નામથી જો એને બોલાવીએ — તેને જપીએ, તો તેનો પ્રસાદ મળે છે.

હવે વિચાર કરીએ કે ભાવને પહોંચવા માટે મનુષ્ય પાસે શું સાધન છે? મનુષ્ય એવો ઘડાયેલો છે કે તેને માટે એ નામ કે રૂપ દ્વારા કશું પણ આલંબન લઈને જ, સામાન્યપણે, સૂક્ષ્મ એવા કોઈ ભાવને પકડી શકે છે. નામ એટલે શબ્દ અને રૂપ એટલે મૂર્તિ. જગતનો ધાર્મિક ઇતિહાસ જોઈશું તો જણાશે કે, દરેક યુગમાં અને દરેક પ્રદેશમાં તેના માનવ સમાજ પાસે આ પરમ-ભાવને માટે કંઈનું કંઈ નામ છે અને કશું ને કશું તેનું રૂપ મૂર્તિ કે બુત રૂપે છે. મનુષ્યે આ પરમભાવની નિકટતા અનુભવવા માટે કે તેની ઉપાસના કરવા માટે કે તેનું પ્રણિધાન સેવવાને સારુ નામનો અને મૂર્તિનો — કોઈ પણ અમુક પ્રતીકનો ઉપયોગ કર્યો છે. અને એ પણ સાથે સાથે નોંધવા જેવું છે કે, એમાંથી જ જડ 'નામ-પરસ્તી' અને 'બુત-પરસ્તી' યા તેને લગતા વહેમો પણ એવી જ સતતતાથી ચાલતાં આવ્યાં છે. મારું કે મેં પાડેલું નામ જ ખરું અને બીજાનું ખોટું : રામ, રહેમાન, યહોવા, અર્હંત, અહુરમઝ્દ, 'ગૉડ,' અલ્લા, ઇ૦ નામો એક જ ભાવના વાચકો છે, એ સમજ નથી રહેતી. તેમ જ રામ, કૃષ્ણ, જિન, નરનારાયણ, લક્ષ્મીનારાયણ, શિવ, ઇ૦ મૂર્તિઓ જ છે; બુત છે; તે તેમના દૃશ્ય — તેઓ જે સૂચવવા કે દેખાડવા માગે છે તે — ભાવમાં જઈને એક જ છે, એ ભૂલી જવાય છે.

ગયા લેખમાં ગુરુવાદને લઈને, ઈશ્વરભાવ વિષે થયેલી એક વહેમી ખરાબીની વાત કરી હતી. અને

તેની આખરે બીજી બે એવી જ * નાસ્તિકતા છે, જે હવે પછીનાં સૂત્રમાં આવે છે, એમ કહેલું. એ બે તે ઉપર કહી તે—

નામ–પરસ્તી,
બુત–પરસ્તી.

તેમની ઉત્પત્તિ મનુષ્યે ભાવગ્રહણ કરવાને માટે નામ અને રૂપનું આલંબન લેવું જોઈએ છે, એ હકીકતમાં રહેલું છે. પણ તેમાં જડતાથી અંધ ન બનવું જોઈએ.

યોગસૂત્ર આ બેમાંથી એક આલંબનને આગળ કરે છે; અને તે નામ. કારણ કે તે સારામાં સારું, સીધું સરળ અને સર્વસુલભ છે. તે લેનાં દામ નથી બેસતાં; તે લેવાને માટે કશી ખટપટ કે ક્રિયાકાંડનો ખટાટોપ નથી જોઈતાં. તે સૌનો આધાર બની શકે છે. સાં કોઈને પ્રવેશ છેનથીનો સવાલ નથી. સૌ કોઈ નામ લઈ શકે છે અને એ પરમભાવને હરદમ યાદ કરી ઉપાસી શકે છે. યોગસૂત્રકાર મૂર્તિ કે બુતને આગળ નથી કરતા. એની જરૂર પણ વ્યકિતગત ગૌણ અને ઓછી છે. બુત દ્વારા ધર્મનું સમુદાય–ગાન કરવાનું વધારે થયું છે, તે આથી. યોગ પરમ સાધનાનો માર્ગ હોવાથી તેમાં મૂર્તિ-મહિમા નથી કરવામાં આવ્યો. નામને જ તેમાં ગ્રહણ કર્યું છે. તે અંગેનાં બે સૂત્રો નીચે પ્રમાણે છે :—

तस्य वाचकः प्रणवः ।
तज्जपः तदर्थभावनम् ।

એનો અર્થ હવે પછી વિચારીશું.

૧૯–૩–'૪૭ મગનભાઈ દેસાઈ

* ઈશ્વરનો જે પરમભાવ, તેમાં શ્રદ્ધા એ સાત્ત્વિક આસ્તિકતા છે. તેની તુલનામાં બીજી બધી આસ્તિકતાને નાસ્તિક કહી છે. તેને તામસિક કે રાજસિક આસ્તિકતા કહેવી હોય તો કહી શકાય. અભ્યાસીઓને અહીંયાં હું ગીતાના નીચેના શ્લોકોનું મનન સૂચવું છું : ૭–૨૪; ૯–૧૧.

# સ્ત્રીઓ માટે સંસ્કારવર્ગ

[ ભલાડા (તા. માતર)ના ઉદ્યોગ મંદિરના વ્યવસ્થાપક તરફથી નીચેનો હેવાલ મળ્યો છે, તે સૌ રચનાકાર્યકર્તાઓએ ધ્યાનથી જોવા જેવો છે. આપણી સરકાર થવા છતાં સ્વતંત્ર રચનાકાર્યનું ક્ષેત્ર ને તેની જરૂર ઊભાં છે—બલ્કે વધે છે; તેને માટે સરકાર કે કોઈ વર્ગ જોડે અથડામણનો પણ સીધો પ્રશ્ન નથી સામ્યવાદી કે વર્ગવિગ્રહવાદી ઢબે રચનાકાર્ય કરવામાં લોભાઈ જવાય એવો જમાનો પણ હવે આવે છે. તેવે વખતે આવા હેવાલો ગાંધીવાદી રચનાકાર્યના નમૂનારૂપે પણ નોંધવા જેવા છે. હેવાલ સાચું કહે છે કે, આ પ્રકારના વર્ગો સંસ્કારી અને સેવાભાવી બહેનોએ ઠેર ઠેર યોજવા જોઈએ. મ૦ ]

હાલમાં અપાતી કેળવણીની ત્રુટીઓ દૂર કરવાની વિદ્યાર્થી અને યુવક ભાઈબહેનોના ગ્રીષ્મવર્ગોની પ્રવૃત્તિ ગુજરાતમાં ઉત્તરોત્તર વધતી જાય છે. પરંતુ, મોટી ઉંમરની બહેનોની તાલીમ માટે વર્ગો નીકળતા નથી. આથી ભલાડા ઉદ્યોગમંદિરનાં શ્રી. ડાહીબહેને દશ દિવસનો વર્ગ શરૂ કરવા ત્રણેક માસ ઉપર એક પરિપત્ર કાઢયો અને બહેનોને આમંત્રણ આપ્યું. પણ કોઈ બહેન ખેતીના કામમાં રોકાયલી હતી, તો કોઈને પોતાની ભેંસની ચિંતા હતી, એટલે ન આવી શકયાં. મહિના ઉપર ફરીથી પરિપત્ર કાઢયો. આ વખતે આમંત્રણનો જવાબ મળ્યો. સાધારણ રીતે મોટી ઉંમરની બહેનો આવા વર્ગમાં જવા બિલકુલ ટેવાયેલી નથી હોતી. પણ કોઈને તેમના પતિએ તો કોઈના પિતાએ તો કોઈના ભાઈએ આગ્રહ કરીને આ સંસ્કારવર્ગમાં મોકલી. નાનાં બાળકોવાળી બહેનોને માટે વ્યવસ્થાના અભાવે પ્રતિબંધ હતો. કારણ કે બાળકોને અલગ રાખવાની વ્યવસ્થા નહોતી તેમ જ દૈનિક કાર્યક્રમમાં વિક્ષેપ પડવાનો સંભવ હતો.

આ વર્ગનું સંચાલન કરવા કોઈ બહેન તો જોઈએ જ. નડિયાદ વિઠ્ઠલ કન્યા વિદ્યાલયનાં આચાર્ય શ્રી. કુસુમબહેન પટેલને વિનંતી કરવામાં આવી. તે સંસ્થાએ આ વર્ગ માટે શ્રી. કુસુમબહેન પટેલ તથા જડાવબહેનને આવવાની મંજૂરી આપી.

વર્ગમાં દાખલ કરવાની સંખ્યા મર્યાદિત હતી એટલે માતર તાલુકાની જ બધી બહેનો વર્ગમાં જોડાઈ.

વર્ગની શરૂઆત તા. ૨૪–૨–'૪૭થી થઈ. તેનું ઉદ્ઘાટન શ્રી. રવિશંકર મહારાજે કર્યું. વર્ગમાં કુલ ૧૫ બહેનો દાખલ થઈ હતી. તેમનાં અભ્યાસ ગામ અને જ્ઞાતિ વગેરેની દૃષ્ટિએ વર્ગીકરણ નીચે મુજબ છે :

| અભ્યાસ | ગામ | પરિણિત કે અપરિણિત |
|---|---|---|
| ૧ મૅટ્રિક | ૪ લિંબાસી | ૯ પરિણિત |
| ૧૦ ગુજરાતી ૩થી ૬ ધોરણ | ૨ નાયકા | ૫ કુમારી |
| | ૨ ખાંધલી | ૧ વિધવા |
| ૪ નિરક્ષર | ૨ નવાગામ | — |
| — | ૨ વસઈ | ૧૫ |
| ૧૫ | ૧ મહેળાજ | |
| | ૨ ત્રાણજા | |
| | ૧ રામપુર | |
| | — | |
| | ૧૫ | |

| | જ્ઞાતિ |
|---|---|
| ૩ ખાદી ધારી | ૧૨ પાટીદાર |
| ૪ અર્ધખાદીધારી | ૧ બારૈયા |
| ૮ બિનખાદીધારી | ૧ બ્રાહ્મણ |
| — | ૧ ભીલ |
| ૧૫ | — |
| | ૧૫ |

આ વર્ગની દિનચર્યા સવારના પાંચથી રાતના દશ વાગ્યા સુધી નીચે પ્રમાણે ગોઠવાઈ હતી:—

| | | |
|---|---|---|
| ૦॥ | કલાક | પ્રાર્થના (ગીતાધ્વનિનું નિયમિત વાચન થતું) |
| ૨। | ,, | શૌચ દાતણ સ્નાન |
| ૨ | ,, | અભ્યાસ |
| ૧ | ,, | વ્યાખ્યાન |
| ૦॥ | ,, | છાપાનું વાચન |
| ૧॥ | ,, | કાંતણ |
| ૩॥ | ,, | નાસ્તો ભોજન વાસણ સફાઈ |
| ૨ | ,, | ગરબા રમતો |
| ૧॥ | ,, | ગ્રામસફાઈ |
| ૧ | ,, | સ્વાધ્યાય |
| ૧ | ,, | આરામ |
| ૭ | ,, | નિદ્રા |

અભ્યાસમાં સ્વચ્છતા, ખોરાક, સાચી કેળવણી, બાળઉછેર, પૂ. ગાંધીજી અને પૂ. કસ્તૂરબાનાં જીવન-ચરિત્રો, સ્ત્રીઓની સ્થિતિ, ગ્રામોદ્યોગોનો નાશ, એ વિષયોનો સમાવેશ કર્યો હતો.

વ્યાખ્યાન માટે કેટલાંક ભાઈબહેનોને આમંત્રણ આપ્યું હતું. તેમાંથી નીચેના ભાઈઓનો વર્ગને લાભ મળ્યો હતો.

શ્રી. રવિશંકર મહારાજ: તેમણે ઘરવ્યવસ્થા, લગ્ન, સાચા સંસ્કાર, સ્ત્રીઓમાં વ્યસન, રિવાજ, બાળઉછેર, ધંધા કેળવણી, વગેરે વિષયો ઉપર વાતો કરી. સત્ય-નારાયણની કથા કહી હતી.

શ્રી. દેસાઈભાઈએ ખોરાક ઉપર અને શ્રી. રાવજીભાઈ મણિભાઈએ અસ્પૃશ્યતાનિવારણ, ખાદી, અને બહેનોની સ્થિતિ વિષે વાતો કરી.

શ્રી. માધવલાલ શાહે આજની પરિસ્થિતિ અને નવા કાયદાઓ વિષે વાતો કરી.

શ્રી. રાવજીભાઈ નાથાભાઈએ ખાદી અને ગ્રામોદ્યોગોનો નાશ કેવી રીતે થયો તે સમજાવ્યું અને શા માટે તે વાપરવી તે પણ સમજાવ્યું.

શ્રી. જશભાઈ પટેલે ચેપી રોગો અને તેના નિવારણ વિષે વાતો કરી.

શ્રી. કુસુમબહેને રોજ અભ્યાસના વર્ગો ચલાવ્યા.

આહારનાં પૌષ્ટિક તત્ત્વો નાશ ન પામે એ રીતે કેવી રીતે રાંધવું તેની તાલીમ એ રસોડાવિભાગનું વિશિષ્ટ અંગ હતું. પ્રાર્થના દરમ્યાન થતાં ધાર્મિક ભજનોનો અને ગરબા ને ગીતોના કાર્યક્રમ દ્વારા રાષ્ટ્રીય ગીતો ને લોકગીતોનો સારો ખ્યાલ આપવામાં આવ્યો હતો.

સ્ત્રીઓના સામાજિક, ધાર્મિક અને ગૃહિણી તરીકે જીવનના સંસ્કારોનું પૂ. ગાંધીજીની સ્ત્રીવિકાસની દૃષ્ટિએ નવું સંસ્કરણ કરવાનું આ વર્ગનું પ્રયોજન હતું. તેમાં અમને કેટલેક અંશે સિદ્ધિ મળી છે. બધી બહેનો હરિજનોને નવી દૃષ્ટિથી જોતી થઈ છે, અને ભવિષ્યમાં અસ્પૃશ્યતા ન પાળવાનું નક્કી કર્યું છે. લાજની પ્રથાનાં મૂળ પાટીદારમાં ઊંડાં છે. વડીલોના પ્રોત્સાહન વિના એ પ્રથાને ફગાવી દેવાની હિંમત પરિણિત બહેનોમાં નથી આવવાની. છતાંય બે બહેનોએ લાજ ન કાઢવાનો નિશ્ચય કરી વર્ગમાંથી વિદાય લીધી છે. શરીરની સ્વચ્છતા, ખોરાક, ઘર અને આંગણાની સ્વચ્છતા, પાયખાના-સફાઈ અને શૌચાદિ માટે બહેનોને નવી દૃષ્ટિ મળી છે.

ઇતર જ્ઞાતિની બહેનો સાથે એક પંક્તિમાં બેસી જમવું એ પણ તેમને માટે નવા સંસ્કારની વાત હતી. આ વર્ગ પૂરતી તો એ સૂગ ગઈ હતી. વ્યવસ્થિત રીતે રહેવું, સમૂહજીવન તેમ જ ઉદ્યમીપણા વિષે તેમને નવી દૃષ્ટિ મળી છે, એવું બહેનોએ તેમની અનુભવ કહાણીમાં નોંધ્યું.

આ દશ દિવસના અનુભવથી અમને લાગ્યું કે, આવા વર્ગો અનેક સ્થળોએ ચલાવવામાં આવે તો સ્ત્રી-ઉન્નતિના ક્ષેત્રમાં ઘણું કાર્ય થઈ શકે.

વર્ગની પૂર્ણાહુતિ તા. ૫-૩-'૪૭ના દિવસે થઈ અને બહેનોએ બીજે દિવસે વિદાય લીધી.

# સ્વરાજના નાગરિકની જવાબદારી

૧૯૪૨ની લોકક્રાંતિ પછી આપણા દેશમાં અવનવા બનાવો બનતા રહ્યા છે. ગયે વર્ષે બ્રિટિશ પ્રધાન ત્રિપુટીના આવવાથી અને તે અંગે જે વાટાઘાટો ચાલતી હતી તે પરથી લોકોને લાગ્યું કે, આપણે આઝાદીની નજીક પહોંચી ગયા છીએ. પ્રાંતોની ધારાસભાઓની ચૂંટણી થઈ અને ૯૩મી કલમનું રાજ પૂરું થતાં પ્રાંતોમાં પ્રજાએ રાહતનો દમ લીધો. પછી મધ્યસ્થ સરકારમાં જ્યારે મહાસભાના પ્રતિનિધિઓ જઈને બેઠા ત્યારે તો લોકોને એમ થયું કે, બસ હવે સ્વરાજ્ય લગભગ આવી ગયું અને આપણને હવે જીવનના દરેક ક્ષેત્રમાં રાહત મળી રહેશે અને મુસ્કેલીઓનો અંત આવશે.

પ્રાંતોમાં તેમ જ મધ્યમાં સરકારી તંત્ર પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં આવતાં જ કોમી દાવાનળ એક યા બીજે સ્થળે બહાર જણાવા માંડ્યો અને પછી તો એનો ચેપ અને એના છાંટા ઘણી જગ્યાએ ઊડ્યા. પરિણામ શું આવશે એનો કોઈ પણ કોમે વિચાર ન કર્યો. આમાં નિર્દોષોની કતલ વિશેષ થઈ અને આવા ઝઘડા જેને બિલકુલ પસંદ નથી એવી શાંત પ્રજાને ઘણી હાડમારીઓ વેઠવી પડી. નેતાઓએ આવીને જે માર્ગદર્શન કરાવ્યું તે વખતે કેટલેક સ્થળે તો તેમનો ખુલ્લો વિરોધ કરનારાં તત્ત્વો પણ મળી આવ્યાં અને જાણે પોતે માને કે ધારે તે જ ખરું એમ રાખીને ગાંડપણનું પ્રદર્શન કરી કેવળ મનમાં છુપાઈ રહેલી વેરવૃત્તિને તેમણે પોષવા માંડી. આ આગ ફાટી નીકળવાની અસર જીવનના દરેક ક્ષેત્ર પર પડે એ આપણે સહેજ વિચાર કરીએ તો સમજાશે. જો એટલું જ આપણે સમજી લઈએ, તો એ વસ્તુનું પુનરાવર્તન કરવામાં આપણો હિસ્સો ન હોય એટલું જ નહિ, પણ જે કોઈ અવિચારીપણે એ કાર્ય કરવા તત્પર થાય અથવા કરે તેને અટકાવવામાં પણ આપણે ફાળો આપવો જોઈએ.

એક માન્યતા એવી છે કે, ગુંડાઓને ને ગુનેગારોને પકડવાનું કામ, તેમને ગુના કરતા અટકાવવાનું કામ સરકારનું છે. પણ સરકાર એટલે કોણ, એ વિચાર આપણે હજી સુધી નિરાંતે કર્યો નથી. અત્યાર સુધી અંગ્રેજ સરકારે પોતાના પ્રતિનિધિઓ મારફત રાજ્ય કર્યું એટલે સરકારની ફરજ છે એમ કહીને આપણે છટકી જતા, જોકે એ વસ્તુ બરોબર ન હતી. કોઈ પણ સરકાર પ્રજાના સહકાર વગર એ તત્ત્વને નાબૂદ કરી જ ન શકે, તો પછી જ્યારે આપણા પ્રતિનિધિઓને સરકારી તંત્ર ચલાવવા આપણે મોકલ્યા છે, ત્યારે તેમના પર બધો બોજો નાખી આપણે દરેક વસ્તુમાં એમના તરફથી સહાયતાની આશા, જાણે ગુલામ હોઈએ ને માંગીએ તેમ, કરીએ એ બિલકુલ વાજબી નથી. પ્રજામાં રહેલા ગુંડા તત્ત્વને પ્રજા તરફથી પોષણ ન મળે અને એને દૂર કરવા માટે સક્રિય પ્રયાસ થાય, તો એ તત્ત્વને નાબૂદ કરવામાં સરકારની મદદ મળવાથી એ પ્રશ્નોનો જલદી નિકાલ થાય.

પણ આજે એ કાર્ય કરવા કેટલા તૈયાર છે? અણસમજુ વર્ગને રોટીના પ્રશ્ન પર ઉશ્કેરવો અને આડીટેડી વાતો કરી એને સરકારવિરુદ્ધ તેમ જ પ્રજાના બીજા વર્ગો વિરુદ્ધ ભંભેરીને એનામાં લડાયક વૃત્તિ જાગ્રત કરવી ને બંડ જગાવવાં, એ સાચી નેતાગીરી નથી. એમાં શરૂઆતમાં સફળતા મળતી હોય એમ લાગે, પણ જ્યારે એ લડતમાં તે વર્ગને નિષ્ફળતા મળે ત્યારે તેની અસર કેટલી ખરાબ થાય છે એની કલ્પના કરવી પણ મુસ્કેલ બને છે.

આજે એક માન્યતા એવી ફેલાઈ ગઈ છે કે, કોઈ પણ એક વર્ગની હાડમારીઓનો અંત એમને જોઈતી રાહતો તથા જરૂરિયાતો હડતાળના શસ્ત્ર દ્વારા જ આવી મળી શકે, એ સિવાય બીજો કોઈ માર્ગ નથી. હડતાળનું વાતાવરણ સમાજના એક યા બીજા વર્ગમાં છેલ્લાં બેત્રણ વર્ષથી વધુ પ્રમાણમાં જામ્યું છે. એ વસ્તુ બરોબર છે કે કેમ એનો વિચાર કરીએ તો માલૂમ પડશે કે, એ શસ્ત્ર સંગઠનના બળને પરિણામે ઉપયોગી નીવડે છે અને એનાથી અર્થ સરે છે. પણ પછી શું? એની અસર શી થાય છે? હડતાળ પાડનાર વર્ગ પોતાની ફરજ તરફ કેટલો વફાદાર રહે છે? એમ કહેવામાં આવે છે કે, જ્યાં સુધી આર્થિક મુસ્કેલીની ભીંસમાં એ સપડાયેલો છે ત્યાં સુધી ફરજનો ખ્યાલ એનામાં પ્રધાનપણે રહી ન શકે, જોકે આ વસ્તુ નૈતિક દૃષ્ટિએ એ રીતે બરોબર નથી કે, મનુષ્યના જીવનમાં આર્થિક પ્રશ્ન એ જ એક પ્રશ્ન નથી. પરંતુ એમ માની લઈએ કે આર્થિક મૂંઝવણને કારણે એ એમ કરે છે, પણ આર્થિક પ્રશ્નનો એને સંતોષપૂર્વક

ઉકેલ મળે છતાં એ ફરજ પ્રત્યે કેટલો જાગ્રત હોય છે કે રહે છે? એની માગણી સંતોષાવા છતાં એની આર્થિક ભૂખ વધે છે અને એની મર્યાદા નક્કી નથી કરી શકતો અને તેથી ફરજને એ ઘણી ગૌણ ગણે છે. એને પરિણામે દેશની મિલકત ઓછી થાય છે અને બીજા વર્ગોનેયે હાડમારી અનુભવવી પડે છે એનો વિચાર તે વર્ગને નથી આવતો, અથવા આવે છે તો સામા પક્ષને મુશ્કેલીમાં મૂકી આનંદ અનુભવે છે. પણ એ રીતે એ સમાજની કુસેવા કરે છે એ વસ્તુ એણે સમજવી જોઈએ.

વળી, જેની સામે હડતાળ પાડવામાં આવે તેને તમારી વિરુદ્ધ ઉશ્કેરણી થાય, સંજોગવશાત્ એ નમતું મૂકે, પણ એનામાં ઉત્પન્ન થયેલી વેરવૃત્તિ શમતી નથી અને જ્યારે લાગ આવે ત્યારે બદલો લેતા એ ચૂકશે નહિ. એ વસ્તુનો વિચાર પણ હડતાળ પાડનારે કરવો જોઈએ. કારણ કે સાધનસંપન્ન વર્ગ પાસે એક યા બીજાં ઘણાં હથિયારો છે જેનો તે વખત આવતાં ઉપયોગ કરતાં અચકાશે નહિ એટલે કાર્યકર્તાઓ હડતાળ માટે કોઈ વર્ગને તૈયાર કરે ત્યારે બધી બાજુનો તેમ જ તેમાંથી ઊપજનારાં પરિણામ તેમ જ ભવિષ્યમાં થનારી અસરનો પણ ગંભીરપણે વિચાર કરવો જરૂરી છે અને આ રીતે જોઈએ તો મહાત્માજીએ હૃદય-પલટાની જે વાત સૂચવી છે તે વસ્તુ પ્રાપ્ત કરવા માટે હડતાળ સિવાય સંગઠનના બળને પ્રતાપે બીજો કાંઈ વધુ શાંત માર્ગ શોધી કાઢીએ.

આપણા રોજના જીવનમાં આજે જેટલી મુશ્કેલી ભોગવવી પડે છે એટલી ભાગ્યે જ પહેલાં ભોગવવી પડી હોય. એનાં કારણોના ઊંડાણમાં આપણે ન જઈએ તોપણ એનો ઉકેલ સરકાર કરે ત્યાં સુધી બેસી રહીએ, અથવા સરકારની ફરજ છે એમ માનીને સરકારનો વાંક કાઢીને બેસી રહીએ, એ યોગ્ય નથી. આપણે એ મુશ્કેલીઓ જેવી રીતે દૂર થાય તે માર્ગે જવું જોઈએ, અમુક વસ્તુના ભાવનું નિયમન કરો અને તે વસ્તુ તે ભાવે સરકાર પૂરી પાડે એમ કહીએ એ તો બરોબર છે. પણ પછી ભાવનિયમન થાય તે પહેલાં, રખેને એ વસ્તુ નહિ મળે એમ માની, સમાજનો એક વર્ગ એનો સંગ્રહ કરે છે. વેપારીવર્ગ સરકારને પોતાના નફાના સ્વાર્થને કારણે વગોવવા માટે માલ સંતાડીને અદૃશ્ય કરી મૂકે છે. તેનો ઉપાય પણ સરકાર કરતાં પ્રજાના હાથમાં વિશેષ છે. જો પ્રજાના માણસો એ સંગ્રહ કરનારાઓ—એ વેપારીઓ—એમ ન કરે એ માટે સરકારને મદદ કરે, સંગ્રહ અંગેની ચોક્કસ બાતમી આપે અને જરૂર પડ્યે કોર્ટમાં આવીને તેની વિરુદ્ધ સાક્ષી આપે, તો સંગ્રહવૃત્તિ ઓછી થાય. વેપારીઓની નફાખોર વૃત્તિ પણ ઘટે અને કાળાં બજારનું અસ્તિત્વ ન રહે. પણ એમ કરવામાં જે નૈતિક હિંમત જોઈએ તેમ જ અમુક વર્ગમાં અળખામણા થવું પડે તથા થોડું જોખમ વેઠવા પણ તૈયાર રહેવું પડે, એ બધાંની ખામી હોવાથી આપણે સરકારને વગોવીને બેસી રહીએ એથી આપણું કાંઈ વળવાનું નથી.

પ્રજાકીય સરકારને જો પ્રજાનો સહકાર નહિ હોય અને અત્યાર સુધી ગુલામી ભોગવ્યાથી સરકારની ફરજ છે એમ માનીને દરેક વખતે એની મદદની આશા રાખવામાં આવશે, તો હાડમારી વધતી જવાની છે. પ્રજાએ પોતે એનો ઉકેલ આણવામાં મદદ કરવી જ જોઈએ. નાગરિક ધર્મનો એ એક ભાગ છે. સાચી નેતાગીરીમાં પણ એ વસ્તુનો સમાવેશ થાય છે. અમુક વ્યક્તિઓના હાથમાં તંત્ર છે એટલે રાહત આપવાની તેમની એકલાની ફરજ છે એમ કહીને અસંતોષની જ્વાળા ચાલુ રાખીને નેતાગીરી ટકાવી રાખવી એ ઠીક નથી. નેતાઓએ પ્રજાની હાડમારી દૂર કરવા માટે સરકારને જુદા જુદા ઉકેલો બતાવવા જોઈએ અને એમાં સક્રિય ફાળો આપવો જોઈએ; પ્રજાને પણ તેની ફરજનું ભાન કરાવવું જોઈએ. જો આપણે આપણી પ્રગતિ ચહાતા હોઈએ, આપણા પડોશીનું ભલું ઇચ્છતા હોઈએ, તો આપણા પ્રશ્નોનો નિકાલ લાવવામાં બીજા તરફ મીટ માંડી ન જોતાં આપણે જ એ દિશામાં પ્રયત્ન કરી સરકારની મદદ માગવી જોઈએ. સંતોષકારક ઉકેલ લાવવા માટે આપણે શિસ્તબદ્ધ અને શાંત રીતે વર્તીએ તો સરકારી મદદ સાચો ગુણ દે એટલે આજે તો કાર્યકર્તાનું કામ મુખ્યત્વે પ્રજાને નાગરિક ધર્મ શીખવવાનું રહે છે. એમાં સફળતા મળતાં આપણી ઘણી હાડમારી ઓછી થઈ જશે અને રાષ્ટ્રીય સરકાર પ્રજાહિતની જે જે યોજનાઓ લાવી રહી છે તેમાં સફળતા મેળવવા જલદી ભાગ્યશાળી બનશે

અરુણચંદ પંડ્યા

# ખેતીવાડી પ્રદર્શન

અમદાવાદ જિલ્લા ગ્રામ વિકાસ મંડળ તરફથી છેલ્લા જાનેવારી માસમાં વિરમગામ મુકામે એક ખેતીવાડી અને પશુ પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. અહીં ખાસ કરીને તે પ્રદર્શનને ઉદ્દેશીને વાત કરેલી છે, પણ સામાન્ય રીતે તે એવી જાતનાં બધાં પ્રદર્શનોને લાગુ પડે છે.

અમદાવાદ જિલ્લામાં આવું પ્રદર્શન છેલ્લાં પાંચ વરસથી ભરવામાં આવે છે. તેની યોજના મુજબ અત્યાર સુધી સાણંદ મુકામે પહેલાં ચાર પ્રદર્શન ભરવામાં આવ્યાં હતાં. જુદા જુદા વિભાગના લોકોને તેનો લાભ મળે એ હેતુથી છેલ્લું પ્રદર્શન વિરમગામ ગોઠવવામાં આવ્યું હતું અને તે તા. ૨૫-૧-'૪૭ના રોજ મુંબઈ સરકારના ખેતીવાડી ખાતાના પ્રધાન શ્રી. એમ. પી. પાટીલના હસ્તે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. પ્રદર્શનમાં જુદાં જુદાં તૂલ અને ખેતીના નમૂના ઉપરાંત લગભગ ૧૧૦૦ જેટલાં સારી ઓલાદનાં ઢોર લાવવામાં આવ્યાં હતાં; શાળાના બાળકોના ઉદ્યોગકામના નમૂના બતાવવામાં આવ્યા હતા અને પશુપાલનને અંગે ઉપયોગી માહિતીના નકશા બતાવવામાં આવ્યા હતા; ઘેર બેઠાં ઓછામાં ઓછાં સાધનોથી પોતાનાં કપડાં કેવી રીતે તૈયાર થઈ શકે તે બતાવવામાં આવ્યું હતું; અને ગામડાંની તંદુરસ્તી કેમ સાચવવી તે બતાવવામાં આવ્યું હતું.

આ પ્રદર્શન નવા સ્થપાયેલા (સરકારી 'રૂરલ ડેવલપમેન્ટ બોર્ડ') ગ્રામવિકાસ મંડળના આશરા હેઠળ ગોઠવવામાં આવ્યું હતું. એટલે સ્વાભાવિક રીતે પહેલાંનાં પ્રદર્શનો કરતાં તેમાં થોડો ફેર જણાતો હતો:—

૧. પહેલાંની માફક પ્રદર્શન અંગે લોકો પાસેથી કાંઈ ઉઘરાણું કરવામાં આવ્યું નહોતું.

૨. પ્રદર્શન એકની એક જગ્યાએ ભરવાની પદ્ધતિ બદલવામાં આવી હતી.

૩. થોડા ખર્ચમાં અને નાના પાયા પર પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું.

૪. સરકારી અમલદારો અને સંસ્થાઓ ઉપરાંત પ્રજાકીય સંસ્થાઓ અને આગેવાનોનો તેમાં સાથ મળ્યો હતો.

આ પ્રદર્શનની આવી કેટલીક વિશેષતાઓ હતી. તે જોયા પછી એમ લાગ્યું કે, તેની પદ્ધતિમાં કેટલાક મૂળભૂત ફેરફારો કરવાની જરૂર છે. માણસની પાસે નવા વિચારોનો ભંડાર હોય તો જેમ તેનું છાપું શોભે છે અથવા તેના છાપાનું પ્રકાશન સાર્થક થાય છે, તેમ પ્રદર્શનોમાં લોકો સમક્ષ નવું નવું પ્રદર્શિત કરવાનું હોય તો પ્રદર્શન શોભે છે. આ માટે જરૂરી એ છે કે, તેને લગતાં ખાતાંઓ દ્વારા આખું વરસ ખંતપૂર્વક લોકોમાં પ્રચારકામ ચાલવું જોઈએ અને લોકો પાસે સહાનુભૂતિપૂર્વક નવા નવા સુધારા કરાવવા જોઈએ. આ સુધારાઓનું ફળ લોકોને પ્રદર્શનમાં જોવાજાણવાનું મળવું જોઈએ. ખરી રીતે પ્રદર્શનમાંથી લોકોને ખેતીખાતાના આખા વર્ષના કામનું સરવૈયું મળી જવું જોઈએ. જુદાં જુદાં ખાતાંઓ તરફથી આખા વરસમાં શું શું કામ થયું અને એનાં કેવાં પરિણામ આવ્યાં તે પ્રત્યક્ષ નમૂના, આંકડાઓ, ચિત્રો અને વ્યાખ્યાનો દ્વારા લોકોને જાણવા મળવું જોઈએ.

કોબી, સૂરણ, ટમેટા, પપૈયાં, કેરી અને બીજાં ફળ તથા અનાજના સારામાં સારા પાકના નમૂના પ્રદર્શનમાં રાખ્યા હોય તેટલું બસ નથી. પણ તેને અંગે સંપૂર્ણ માહિતી સાથે વ્યાખ્યાનો અપાવવાં જોઈએ. તેના ઉગાડનારે કેવી જમીનમાં ઉગાડયું, કેવું ખાતર નાંખ્યું, બી ક્યાંથી મેળવ્યું, જમીનને કેવી રીતે કેળવી, તેમાં ખર્ચ કેટલું થયું, પહેલાંના કરતાં કેટલો વધારે લાભ જણાયો, વગેરે બાબત પ્રત્યક્ષ નમૂના અને હકીકતો સાથે સરળ ભાષામાં વ્યાખ્યાનો ગોઠવ્યાં હોય તો ખેડૂતોને ઘણું જાણવાનું મળે. કેટલાકને અધમણ કદની કોબી, પપૈયા કે દૂધી જોઈને નવાઈ લાગે, તો કેટલાકને ટંકે અધમણ દૂધ દેતી ગાય જોઈને નવાઈ લાગે; કેટલાકને વીઘે ૬૦ મણ જેટલી બાજરીનો ઉતાર જાણીને અને તેનો દાણો જોઈને નવાઈ લાગે, તો કેટલાકને ગેરુ ન આવે તેવા ઘઉં જોઈને નવાઈ લાગે.

આમ ખેડૂતો પ્રદર્શનમાં ઉત્તમ નમૂના જુએ, વરસોવરસ કેટલી પ્રગતિ થઈ તે જાણે, તેની માહિતી મેળવે અને તેનો ઘેર જઈને અમલ કરતા થાય. તેમનામાંથી જેમને જરૂર હોય તેમને ખેતીનિષ્ણાતો આખું વરસ માર્ગદર્શન કરે. કેટલાંક વ્યાખ્યાનો પછીથી પણ ગોઠવવામાં આવે. એવા નમૂના વરસ દરમિયાન પણ ગામેગામ ફરીને બતાવવામાં આવે અને તેનાં વ્યાખ્યાનો કરવામાં આવે કે ચિત્રો બતાવવામાં આવે, તો સારી વસ્તુની માહિતી ઘેરઘેર પહોંચી શકે.

આ રીતે આખા વરસનું ખેતીસુધારણાનું કામ અને પ્રદર્શન બન્નેનો સુમેળ થાય તો પ્રદર્શન એ પ્રૌઢ-શિક્ષણ અને ખેતીશિક્ષણનું એક મહત્ત્વનું સાધન બની જાય, અને જે ખેડૂત પ્રદર્શન જોવા આવે તે કંઈક નવો સંદેશો પ્રદર્શનમાંથી લઈ જાય. એવી રીતે પ્રદર્શનો ગોઠવાય તો તેની પાછળ લીધેલો શ્રમ અને ખરચાયેલા પૈસા સાર્થક થાય.

આ મુદ્દો નીચેના દાખલાથી વધારે સ્પષ્ટ થશે. આ પ્રદર્શનમાં સારાં ઢોર અને તૂલના નમૂના ગામડાંમાંથી પ્રદર્શનમાં મંગાવવામાં આવ્યાં હતાં, અને તેમને ઇનામો આપવામાં આવ્યાં હતાં. પ્રદર્શનમાં એ રીતે નમૂના મોકલવાનો સંદેશો બધે પહોંચ્યો હશે કે કેમ એ શંકાનો સવાલ છે. સંદેશો પહોંચે તોપણ બધા ખેડૂતોને પોતાના સારા નમૂના મોકલવાની હોંશ હોતી નથી. હોંશ હોય તોપણ ઢોરને લઈને ઠંડીના દિવસોમાં એટલે દૂર આવવાનું ઘણા પસંદ ન કરે

લોકો ઢોર લાવવાનું પસંદ કરે તોપણ પ્રદર્શનોમાં ઢોર લાવવાની પદ્ધતિ અંગે જરા ઊંડા ઊતરીને વિચાર કરવાની જરૂર છે. નજીકના જ ગામમાંથી ગાય, બળદ કે સાંઢ પ્રદર્શનમાં લાવવામાં આવે તેમાં તો કશી હરકત નથી પણ દૂરથી, ખાસ કરીને રેલગાડીમાં ઢોરને લાવવા લઈ જવામાં ઢોરની તબિયત ઉપર ઘણી માઠી અસર થાય છે. દૂઝણી ગાયને રેલગાડીમાં દૂર લઈ જવામાં રેલવેના ધક્કાથી તેને નુકસાન થાય છે અને કેટલીક વાર તો તે દૂધ આપતી બંધ થઈ જાય છે અને તેનું આખું વેતર બગડે છે. સાંઢ પણ રેલ-ગાડીમાં લાવવો લઈ જવો કાંઈ સહેલી વસ્તુ નથી. દુધાળ ગાયની દૂધ આપવાની શક્તિની પરીક્ષા જેવી તેના ખીલા ઉપર થાય તેવી બીજે થઈ શકતી નથી. ખીલા બદલાય તેમાં પણ કેટલીક ગાયોના દૂધમાં તો ફેર પડી જાય છે. ગાયને દૂધ માટે ઇનામ આપવાનું ઠરાવવું હોય તો તેને પ્રદર્શનમાં લાવવાને બદલે તેના આખા વેતર દરમ્યાનની તેના દૂધની નોંધ ઉપરથી આપવું જોઈએ. નક્કી કરેલા પત્રકમાં માલિક નિયમિત નોંધ રાખે, વખતોવખત નિરીક્ષકો ગામે જઈ પોતાની રૂબરૂ ગાયને દોવરાવી નોંધના ખરાપણાની ખાતરી કરતા રહે. એ જ પ્રમાણે સાંઢનું પણ. હમણાંના રિવાજ પ્રમાણે સાંઢને ચક્કરમાં લાવી ઊભો રાખવામાં આવે છે અને પરીક્ષકો તેમના દેખાવ-વગેરે ઉપરથી ઇનામનું નક્કી કરે છે. કેટલીક વાર એવું બને છે કે, સાંઢ ગમે તેટલો સારો હોય પણ પરીક્ષા વખતે જો તે ભડકે અને તોફાન કરે તો તેને ઇનામ માટે નાલાયક ઠરાવવામાં આવે છે. તેને બદલે તેની કામગીરીની નોંધ ઉપરથી ઇનામ આપવાનું નક્કી થવું જોઈએ. આમ કરવામાં આવે તો ઢોરને લાવવા લઈ જવાનું ખર્ચ અને હાલાકી બચી જાય.

આ રીતે ઢોરની અને પાકની સુધારણાની દૃષ્ટિએ ઠેર ઠેર તેની નોંધો રહેવી જોઈએ અને આખા વરસની નોંધ ઉપરથી પ્રદર્શનમાં તેની જાહેરાત કરવી જોઈએ, તે અંગેની માહિતી આપવી જોઈએ અને તે પરથી ઇનામો આપવાં જોઈએ; અને ઘણાં ઢોરને પ્રદર્શનમાં ભેગાં કરવાનો ખ્યાલ રાખવાને બદલે ઇનામને લાયક નક્કી કરેલાં ઉત્તમ ઢોરને જ પ્રદર્શનમાં મંગાવવાં જોઈએ.

ટૂંકામાં, ખેતીવાડીના નિષ્ણાતો ખેડૂતો સાથે ભળે અને વહેવારુ દૃષ્ટિએ પ્રયોગો કરાવે અને નોંધ રાખે, તે બધાનું સરવૈયું પ્રદર્શનમાંથી મળવું જોઈએ. આવું આજ સુધી થઈ શક્યું નથી એ ધ્યાનમાં રાખવા જેવી વસ્તુ છે. નવા રાજતંત્રની ઉચ્ચ ભાવનાનો ચેપ આખા સરકારી તંત્રમાં વ્યાપશે તેમ તેમ તેની મીઠી અસર ચારે કોર દેખાશે. એ કામ અમુક દહાડાનું કે અમુક મહિનાનું નથી. તેને વખત લાગશે. ત્યાં સુધી એ આદર્શ ધ્યાનમાં રાખીને કામ કરવું જોઈએ અને પ્રદર્શનોને ઉત્તરોત્તર વધુ ને વધુ લોકોપયોગી બનાવવાં જોઈએ. મર્યાદિત રૂપમાં પણ આ પ્રદર્શન એવી દૃષ્ટિનું ફળ હતું. પહેલાં કરતાં તે પ્રમાણમાં નાનું હતું, પણ તેને વધારે લોકોપયોગી બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો અને તેમાં જુદાં જુદાં ખાતાંઓનાં માણસોએ ઠીક ઠીક સાથ આપ્યો હતો. હવે આગળ વધીને પ્રદર્શનને ખરેખર લોકોપયોગી અને શિક્ષણાત્મક બનાવવું હોય તો જુદાં જુદાં ખાતાંઓના બધા માણસોએ એ દૃષ્ટિએ આવતી સાલને માટે યોજના કરવી જોઈએ, એ મુજબ કામ કરવું જોઈએ અને નોંધો વગેરે રાખવી જોઈએ. એમ કરવા માટે એક બે વરસ વચ્ચે પ્રદર્શન ન ભરવામાં આવે તોપણ વાંધો નહિ, પણ જ્યારે ભરાય ત્યારે તે ખરેખર લોકોપયોગી થવું જોઈએ અને લોકો તેનો લાભ લઈ શકે એ રીતે આખી રચના કરવી જોઈએ દર વરસે એકની એક વસ્તુઓ અને

નમૂના ફરી ફરી બતાવવાનો અર્થ નથી. તેમાં પ્રગતિ થવી જોઈએ અને એનું પ્રત્યક્ષ ફળ લોકોને જાણવા-સમજવા મળવું જોઈએ. પ્રદર્શન એ એક વાર્ષિક જલસો નહિ પણ લોકશિક્ષણનું સ્થાન બનવું જોઈએ. એમ ન થાય તો તે પાછળ ખર્ચ કરવું નકામું છે.

વિઠ્ઠલદાસ કોઠારી

# બનાવટી ઘીનાં કારખાનાં

ધોળા તેલ કે બનાવટી ઘીને વનસ્પતિ ઘી તરીકે ઓળખાવીને અને તેને શુદ્ધ ઘી સાથે ભેળવીને કે શુદ્ધ ઘી તરીકે વેચીને આપણા વેપારીઓએ દેશના કરોડો લોકોનાં જીવન સાથે રમત રમવા માંડી છે, એ હવે દિવસે દિવસે સ્પષ્ટ થતું જાય છે. યુદ્ધના કાળમાં આવું ઘણું ઘી સિપાઈઓ માટે વપરાતું હતું. એટલે તેનાં જથાબંધ કારખાનાં હિંદમાં ઊભાં થયાં અને દેશમાં પણ તેનો છડેચોક વેપાર વધ્યો. બધી ચીજોની વધતી જતી મોંઘવારીમાં વેપારીઓને ફાવતું જડયું અને ચોખ્ખા ઘીને બદલે આ તેલી પદાર્થનો ધૂમ પ્રચાર થયો. તેમાં રહેલાં ગંભીર જોખમોની હજુ તપાસ ચાલે છે, એટલે તેની પૂરેપૂરી અસરનો હજુ ખ્યાલ આવી શકતો નથી. પણ માર્ચની ૧૧મી તારીખે ડૉ. રાજેન્દ્રપ્રસાદે વડી રાજસભામાં જે જાહેરાત કરી તે ખરેખર ચોંકાવનારી છે. તેમણે જણાવ્યું છે કે, એ અંગેની તપાસના અત્યાર સુધીમાં જે રિપોર્ટો મળ્યા છે તે બતાવે છે કે, તેની અસર તંદુરસ્તી માટે ખરાબ છે અને તેનો ઉપયોગ આંખને નુકસાન કરે છે. ઉંદર ઉપર પ્રયોગો કરવાથી જણાયું છે કે, ઉંદરને તે ખવડાવવાથી તેની ત્રીજી પેઢી આંધળી થાય છે!

આના સમર્થનમાં મુંબઈની હાફકીન પ્રયોગશાળાના સંચાલક સર સોખી જણાવે છે કે, (ટાઈમ્સ ઑફ ઇન્ડિયા તા. ૧૪-૩-૧૯૪૭) તેમની સંસ્થામાં આ બાબત પ્રયોગો કરવાથી જણાયું છે કે, એ પદાર્થ ખાવાથી:—

(ક) શરીરનો પૂરતો વિકાસ થતો નથી,

(ખ) શરીરમાં 'કૅલ્શિયમ'નાં તત્ત્વો જલદી ભળતાં નથી,

(ગ) શરીરના માંસનાં તત્ત્વોમાં ફેરફાર થાય છે.

તેઓ વધુમાં ઉમેરે છે કે, આ પદાર્થને ઓગાળવા માટે શરીરની ગરમી કરતાં વધારે ગરમીની જરૂર પડે છે, એટલે તે પચવામાં ભારે પડે છે. યુરોપમાં પણ એવો પદાર્થ ખાવામાં વપરાય છે, પણ, તેમાં એ અને ડી વિટામિન ઉમેરવામાં આવે છે. પણ હિંદમાં તેમ થતું નથી અને તેમાં જે જૂજ ડી વિટામીન હોય છે તેનો રાંધવામાં નાશ થાય છે. યુરોપના ઠંડા વાતાવરણને લીધે ત્યાં તેલ જમાવવા માટે કરવામાં આવતો વિધિ જુદી રીતે થાય છે, એટલે તૈયાર થયા પછી તે પચાવવામાં મુશ્કેલી નડતી નથી. તે પદાર્થ શરીરની ગરમીમાં જલદી ઓગળી જાય તો જ પચવામાં સરળતા થાય. હિંદમાં એ રીતે તે તૈયાર કરવામાં આવતો નથી એટલે તે પચવામાં ભારે પડે છે. તે ઉપરાંત શરીર ઉપરની તેની બીજી અસરો પણ વિચારવાની છે.

આવા એક નુકસાનકારક પદાર્થનો આટલો બધો પ્રચાર શાથી ચાલ્યો છે? લડાઈ દરમિયાન તેનાં ૨૩ કારખાનાં થયાં તેમાં ૧૯૦,૦૦૦ ટન આ બનાવટી ઘી તૈયાર થતું હતું. હવે તે કારખાનાં વધીને ૬૯ થયાં છે અને તેમાં ૪૯૦,૦૦૦ ટન તે તૈયાર થાય છે. હજુ બીજી ૪૦૦ અરજીઓ તો નવાં કારખાનાં કાઢવા માટે ઊભી છે! આ બધી પડાપડી શા માટે? લોકોની તંદુરસ્તી બગાડવા માટે અને ત્રીજી પેઢીને આંધળી કરવા માટે? નવાં કારખાનાં કાઢનારાઓ નફો કરવાના મદમાં આનો વિચાર કરશે? કે વેપારીઓ અને મૂડીદારોને માટે કોઈ ધર્મ જ નથી? તેમનો ધર્મ ન હોય તો પ્રજાની ટ્રસ્ટી સરકારનો ધર્મ તો છે જ કે તેણે પ્રજાહિત-વિરોધી વેપાર અને ઉત્પાદન બંધ કરાવવાં જોઈએ. હાલ ચાલતા પ્રયોગોનું ચોક્કસ પરિણામ હાથમાં આવ્યા પછી સરકાર તેમ કરશે જ એવી આશા છે. અત્યારે પણ જે હકીકત બહાર આવી છે તે પ્રજાહિતની દૃષ્ટિએ ચોંકાવનારી છે. એટલે તે બાબત અત્યારથી જ ઘટતાં પગલાં લેવાં જોઈએ.

વિ૦

# પંદર દિવસનો પ્રવાસવર્ગ

[ગયા અંકમાં થામણાના ગ્રીષ્મવર્ગનું ૧૫ દિવસનું કામ શું હતું એ ભાગ આપ્યો હતો. ત્યાર બાદ એ વર્ગ સુરત જિલ્લામાં ૧૫ દિવસ માટે પ્રવાસે ગયો હતો. એમ એ વર્ણન અટકેલું. તે હવે આ લેખમાં આગળ ચાલે છે, અને એક મહિનાના એ વર્ગનું વર્ણન પૂરું થાય છે.]

અમારો લોકશિક્ષણ તાલીમવર્ગ પંદર દિવસ થામણામાં સ્થિર રહ્યો. ત્યાર બાદ પંદર દિવસ માટે એ બારડોલી તાલુકાના પ્રવાસે ઊપડ્યો.

પંદર દિવસના સ્થિર વર્ગ દરમ્યાન ગામડાંના પ્રશ્નોની જે ચર્ચાઓ થઈ હતી એ પ્રશ્નો નજરોનજર નિહાળવા માટે અને ગામડાં વિષે વધારે સહાનુભૂતિ અને પ્રેમ કેળવવા માટેનો આ પ્રવાસ હતો.

પ્રવાસવર્ગ શબ્દનો મેં ઇરાદાપૂર્વક ઉપયોગ કર્યો છે; કેમ કે આ માત્ર પ્રવાસ ન હતો, પણ અમારો વર્ગ હતો. એ પ્રવાસવર્ગ માટે પણ ચોક્કસ અભ્યાસક્રમ હતો અને એ અભ્યાક્રમ બહુ મોટે અંશે પાર પડ્યો છે.

વર્ગમાં જોડાયેલા ભાઈઓએ આપણાં ગામડાં વિષે સાંભળ્યું તો ઘણું હતું, પણ જ્યારે એમણે વેડછી ગાળાનાં રાનીપરજ ભાઈબહેનોનું દારિદ્રય, અજ્ઞાન અને વહેમો નજરોનજર જોયાં, ત્યારે એમણે આજ સુધી જે કાંઈ સાંભળ્યું હતું એના કરતાં અનેકગણી ઊંડી અસર એમના મન ઉપર પડી. એમને થયું કે આવી કંગાલ સ્થિતિની તો આપણને કલ્પના જ ન હતી. આ સ્થિતિ અસહ્ય છે, એનો કંઈક ઉકેલ આવવો જ જોઈએ.

તા. ૨૧મીએ અમે અમારા વર્ગને પાંચ પાંચની છ ટુકડીઓમાં વહેંચી નાખ્યો અને શ્રી. જુગતરામભાઈની દોરવણી નીચે રાનીપરજ પ્રદેશમાં દૂર દૂરના ખૂણે જઈને કામ કરવા બેઠેલા કેટલાક નવજુવાન કાર્યકરો સાથે અમારી આ ટુકડીઓ ગ્રામકાર્યનો અનુભવ લેવા માટે ગામડાંની ઝૂંપડીઓમાં રહેવા ગઈ.

અમે પહેલેથી નક્કી કર્યું હતું કે, અમારે આ ગામડાંઓમાં કાર્યકર્તાની સાથે ન રહેવું પણ કાર્યકર્તા સૂચવે તે તે ગામલોકોની ઝૂંપડીઓમાં વહેંચાઈ જવું. ઝૂંપડીવાળો જે ઢાંચલું કે રોટલો ખવડાવી શકે તે ખાવું અને બની શકે તે સેવા કરવી. અમે અનુભવે જોયું કે, અમારા ભાઈઓ માટે પાંચ દિવસનો આવો ઝૂંપડીવાસ પાંચ મહિના જેવો નીવડશે. અમે એ ઝૂંપડાઓનો કબજો લીધો: ઝૂંપડીના માલિકને અમે મહેમાન બનાવ્યાં અને અમે એ ઘરના યજમાન બની બેઠા. ઘર સાફ કરવું, પાણી ભરવું અને રાંધવું, એમ ઘરનાં બધાં કામો અમે જાતે જ ઉપાડી લીધાં. એથી ગંદકી હતી ત્યાં સ્વચ્છતા આવી, અવ્યવસ્થા હતી ત્યાં વ્યવસ્થા આવી, અને ખોરાકમાં પણ કેટલાંક ખૂટતાં તત્ત્વોનો અમે ચીજવસ્તુઓ ખરીદી લાવીને ઉમેરો કરી લીધો. જે લોકો આજ સુધી ખૂણે ભરાઈને એકબીજાથી ઊલટી દિશામાં મોં ફેરવીને ખાવા બેસતાં હતાં એ બધાં હવે અમારી સાથે એકપંગતે, રંગોળીની આજુબાજુ હારમાં જમવા બેસવા લાગ્યાં. એમનું પાણી ગળાવા લાગ્યું; એમની છાપરીઓમાં ઓટલીઓ અને પાણિયારાં દેખાવા લાગ્યાં. એમની કોઠલી કોઠલાં અને માટલાં હારબંધ વ્યવસ્થિત ગોઠવાયાં. એમની ઘંટીઓએ એમના સુયોગ્ય ખૂણા શોધી લીધા, કપડાં માટે વળગણીઓ બંધાઈ અને કેટલાક ઘરોમાં તો સુંદર ચિત્રો અને સૂત્રો પણ શોભવા લાગ્યાં. આ બધાં કામોમાં અમે મહેમાન બનાવી દીધા હતા એ ઝૂંપડીવાસીઓ ધીરે ધીરે અમારી સાથે ભળવા લાગ્યા અને જ્યારે અમે એમની સાથે રહીને એમની છાપરીઓ ઉપરનું છાજ પણ છાવા લાગ્યા, ત્યારે એમનું અને અમારું અંતર બહુ ઓછું થઈ ગયું. પછી એમના હૃદયનાં દ્વાર ખૂલી ગયાં.

એ દેવાદાર કેમ થઈ ગયા? એમને દારૂતાડી કેમ વળગ્યાં? એમની જમીનો ક્યાં ચાલી ગઈ? એ બધા કોયડા હવે આપોઆપ ઉકેલાવા લાગ્યા. પાંચ દિવસમાં તો ત્યાંના બાળકો, ભાઈઓ અને બહેનો અમારી સાથે એટલાં હળી ગયાં કે, ગામ છોડવાનો પ્રસંગ આવ્યો ત્યારે એક કરુણ દૃશ્ય ખડું થયું.

થામણાથી મઢી સ્ટેશને ઊતર્યા પછી અમે અમારો લગભગ બધો જ પ્રવાસ પેદલ ગોઠવ્યો હતો. સામાન માટે કોઈ કોઈ વખત અમે ગાડાની મદદ લેતા. વેડછીથી જુદાં જુદાં કેન્દ્રોમાં પહોંચ્યા તે પણ પેદલ અને ત્યાંથી પાછા બારડોલી એકઠા થયા તે પણ પેદલ. ૨૬મીએ રાત્રે બારડોલી પહોંચ્યા ત્યારે ત્યાં ગૂજરાત સેવાદળ તરફથી એક વર્ગ ચાલતો હતો તે જોયો, ઐતિહાસિક બની ગયેલો બારડોલી આશ્રમ જોયો અને બીજે દિવસે અગાઉથી નક્કી કર્યા મુજબ બારડોલી તાલુકાનાં ઉજળિયાત ગામોનો અમારો પ્રવાસ શરૂ થયો. સુરત જિલ્લામાં આવ્યા તો ત્યાંના રીતરિવાજ, બોલીચાલી, પહેરવેશ, ખાવુંપીવું એ બધાનો એક વિદ્યાર્થીની દૃષ્ટિએ અભ્યાસ કરવો એ હેતુથી ૩૧મી સુધીનો આ પ્રવાસ ગોઠવ્યો હતો.

અમારો કુલ પ્રવાસ

| | | | |
|---|---|---|---|
| ટ્રેનમાં | ૨૭૦ | માઈલ | |
| હોડીમાં | ૩૬ | " | |
| પેદલ | ૯૪ | " | થયો અને |

પ્રવાસ દરમ્યાન ૧૮થી ૨૦ ગામોની મુલાકાત લીધી.

બબલભાઈ મહેતા

# જ્ઞાન એક છે

પંદરમા સૈકામાં પૂરા થયેલા પુનરુત્થાનના યુગ સુધી યુરોપમાં કેળવણીના ક્ષેત્રમાં એવી સ્થિતિ પ્રવર્તતી હતી કે, તે જમાનાના માણસને આવશ્યક એવી બધી સામગ્રી સાહિત્યના એક જૂથના અભ્યાસમાંથી જ મળી રહેતી. તે જૂથ મનુષ્યને લગતા અભ્યાસોની એક સ્વયંસંપૂર્ણ વ્યવસ્થા હતી. તે જમાનામાં બે પ્રાચીન ભાષાઓનો અભ્યાસ જ આખુ શિક્ષણક્ષેત્ર રોકતો; પરંતુ તે બે ભાષાઓ મારફતે યુવાન વિદ્યાર્થીને એવાં બે મહાન સાહિત્યોનો અભ્યાસ કરવા મળતો, કે જેમાં પોતાના સમાજના જનક કહી શકાય તેવા સમાજનાં જીવન અને વિચારસૃષ્ટિ પ્રતિબિંબિત થયેલાં તેને જોવા મળતાં. સાથે સાથે જ તેનો સમાજ એ પ્રાચીન સમાજથી એટલા પૂરતા પ્રમાણમાં ભિન્ન હતો કે, જેથી તે તેમની વચ્ચે ફળદાયી સરખામણીઓ કરી શકતો, અને એ રીતે વાસ્તવિક નિર્ણયો કરવા માટે તેને ભૂમિકા મળી રહેતી. ગ્રીસ અને રોમની સામાજિક ધાટીઓ અને સંસ્થાઓ તેને પ્રાચીન ઇતિહાસકારોનાં લખાણો મારફતે કાર્યરૂપે મૂર્તિમંત થયેલી જોવા મળતી; અને જીવન તથા જગત વિષે ગ્રીક અને રોમન લેખકોની ઊંડી વિચારસરણીઓ તેને તે તે કવિઓ અને ફિલસૂફોનાં લખાણોમાં નોંધાયેલી મળતી. અસરકારક રીતે વ્યાખ્યાન આપવાની કળા, તથા તેની સાથે હોવી જોઈતી મનુષ્યો અને પ્રસંગોની સમજ તેને તે સાહિત્યના વૈયાકરણીઓ અને વ્યાખ્યાતાઓ તથા રાજકારણી પુરુષો પાસેથી શીખવા મળતી.

આમ જ્ઞાનનાં વિવિધ ક્ષેત્રો પુનરુત્થાનના યુગમાં પ્રાચીન ભાષાઓ અને સાહિત્યના અભ્યાસ હેઠળ સગૃહીત થઈ જતાં.

જ્ઞાનક્ષેત્રનું આ ઐક્ય છેલ્લાં ત્રણ સૈકાં દરમ્યાન પ્રાકૃતિક અને સામાજિક વિજ્ઞાનોને અપાવા લાગેલા વધારે ને વધારે મહત્ત્વને કારણે જોખમાતું આવ્યું અને છેવટે તૂટી ગયું. આ ભંગાણ એટલું બધું સ્પષ્ટ છે કે, તેની સામે ઊભા થવા લાગેલા વિરોધો તરફ હવે વધુ સમય દુર્લક્ષ કરી શકાય તેમ નથી. એ વિરોધ કેટલેક અંશે એવા અભ્યાસીઓ તેમ જ શિક્ષકો તરફથી કરવામાં આવે છે કે જેઓ જાણતા હોય છે કે, જ્ઞાનને છેક નિરનિરાળા વિભાગોમાં વહેંચી નાખવું એ ખોટું છે તેમ જ છેવટે વંધ્ય નીવડે છે. એ વિરોધ વિચારશીલ વલણના વિદ્યાર્થીઓ તરફથી પણ આવે છે, કે જેઓ પદવી અને પરીક્ષા માટેની લાયકાત મેળવવાની તાત્કાલિક પ્રવૃત્તિની પાર નજર કરે છે અને પૂછે છે કે, તેઓ જે જ્ઞાન મેળવે છે તે જ્ઞાન તેઓને જે જીવન જીવવાનું છે તેને અનુરૂપ શી રીતે કહી શકાય. જોકે એ પ્રશ્ન, સંકુચિત ઉપયોગીપણાની ભાવનાથી પણ પૂછી શકાય, કે જેમ ઘણી વાર પૂછવામાં આવે છે. પરંતુ તે પ્રશ્ન હેતુની વધુ ઊંડી સમજથી પણ પૂછી શકાય. સમકાલીન કરુણતાઓમાં આ કરુણતા ઓછી નાનીસૂની નથી કે, કેળવણી જેમ જેમ વધારે ને વધારે કડકપણે એકાંગી, ધંધેદારી અને હુન્નરી થતી જાય છે, તેમ તેમ તે આ પ્રશ્ન વધારે ને વધારે પ્રમાણમાં અણઊકેલ્યો જ રાખતી જાય છે. જોકે, અત્યારના સંજોગોમાં એને માટે એ સિવાય બીજો ચારો પણ નથી. આજે મૂલ્યોને બીનાઓ કરતાં ગૌણ કરી મૂકવામાં આવે છે; જ્ઞાનને સંસ્કૃતિથી વિખૂટું પાડી દેવામાં આવે છે; અને હુન્નરવિજ્ઞાનો કયાં પ્રયોજનો માટે ઉપયોગમાં લેવાવાં જોઈએ તેના કશા સ્પષ્ટ દર્શન વિના શીખવવામાં આવે છે.

કેળવણી પોતાનું સામાજિક કર્તવ્ય ચૂકતી જાય છે એવું જેમની સમજમાં આવ્યું છે તેવા કેળવણીકારોનો એક વર્ગ આપણા દેશમાં સદ્‌ભાગ્યે છે. અનુભવનાં વિશિષ્ટ ક્ષેત્રોનું જ્ઞાન અને સમજ આપવામાં કે જ્યાં આજની કેળવણી તે સૌથી વધુ કાર્યસાધક નીવડે છે, ત્યાં પણ તે એ બધાં ક્ષેત્રોનો સમન્વય કરી આપતી નથી, અથવા એ બધાંનો સમગ્રપણે એક જીવનદૃષ્ટિરૂપે સમન્વય કરવામાં વિદ્યાર્થીને કશી મદદ કરતી નથી. કેળવણીએ વિશિષ્ટ પ્રકારોની માહિતી જેના વડે અપાય તેમ જ વિશિષ્ટ પ્રકારોની આવડત જેના વડે કેળવાય એવી એક પ્રક્રિયામાત્ર ન બની રહેવું જોઈએ. કેળવણીએ ઉપરાંતમાં એવી પ્રક્રિયા પણ બનવું જોઈએ કે જેના વડે એક વિશિષ્ટ પ્રકારની એકતાવાળો સમાજ — કે જે એકતા તે સમાજની સંસ્કૃતિ અને સંસ્થાઓમાં વ્યક્ત થતી હોય છે, — ઊગતી પેઢીમાં તેના પોતાના માનસ અને પ્રયોજનની સમજ જગવી શકે, અને

એ રીતે દરેક નવી પેઢીને આખા સમૂહના જીવન સાથે અખંડિતપણે સાંકળી શકે. આ પ્રક્રિયા જ્યાં ખૂટતી હોય છે, ત્યાં વ્યક્તિ તેમ જ સમાજ બંનેને નુકસાન થાય છે. વ્યક્તિને નુકસાન થાય છે, કારણ કે તેને એવું કોઈ મધ્યવર્તી કેન્દ્ર મળતું નથી કે જેની આસપાસ તે પોતાની શ્રદ્ધાઓ અને સ્વભાવોને કેન્દ્રિત કરી શકે, અને જેની સાથે તે પોતાના પુરુષાર્થને સાંકળી શકે. તેને જીવનમાં કશો અર્થ શોધ્યો જડતો નથી; તથા એક અનુભવને કે એક કાર્યપ્રણાલીને બીજી સાથે તોલી જોવા માટે તેની પાસે કશાં સ્પષ્ટ ધોરણો હોતાં નથી. બીજી બાજુ સમાજને પણ નુકસાન થાય છે, કારણ કે તેના સભ્યો કશી જીવનદૃષ્ટિ વિનાના હોવાથી તેમની સામુદાયિક દૃષ્ટિ અને પ્રયોજનોમાં જે સૌથી વધુ માનવધર્મી હોવું જોઈએ તે ખૂટતું હોય છે; અને તેથી તેમનું સામુદાયિક જીવન વિકૃત થતું થતું છિન્નભિન્ન થઈ જાય છે.

જૂના જમાનાનો સમન્વય સાહિત્યિક અને ઐતિહાસિક અભ્યાસો ઉપર સ્થાયેલો હતો; અને મનુષ્ય વિષે તે એવી દૃષ્ટિ પોષતો કે તે પોતાની જાતને વ્યક્ત કરી શકે તેવું, અરસપરસ વિચારોની આપલે કરી શકે તેવું, તથા એકબીજાને સમજી શકે તેવું પ્રાણી છે. એ સમન્વય પ્રગતિશીલ અને પ્રયોગશીલ નહોતો, પરંતુ તે સહૃદય તો હતો જ. આજે વિજ્ઞાનશુદ્ધ માનવતાની ભૂમિકા ઉપર વારંવાર રજૂ કરાતો નવો સમન્વય માનવસ્વભાવની પૃથક્કરણશીલ અને પ્રયોગશીલ બાજુઓ વિકસાવે છે; તથા એવું ચિત્ર રજૂ કરે છે કે, માણસ એક ગણતરી કરી શકે તેવું તથા બીનાઓ ઉપર કાબૂ રાખી શકે તેવું પ્રાણી છે. પરંતુ માણસને મુખ્યત્વે અરસપરસ વિચારોની આપલે કરતું અને એકબીજાને સમજતું પ્રાણી માનવું એમાં, કે ગણતરી કરતું અને કાબૂ રાખતું પ્રાણી માનવું એમાં જ ખરો તફાવત પડી જાય છે એ બે માન્યતાઓનાં નૈતિક અને આધ્યાત્મિક પરિણામોની શક્યતાઓ ગંભીર છે.

યંત્રોદ્યોગી ક્રાંતિ અને તેમાંથી નીપજેલી આમ જનતાની હિલચાલોના ધક્કા હેઠળ યુરોપની નૈતિક અને આધ્યાત્મિક એકતા છિન્નભિન્ન થઈ ગઈ. બૌદ્ધિક વિસંગતિએ હવે પ્રેરણારૂપે નહીં પરંતુ પોકળતા અને નાદારીના ચિહ્નરૂપે દેખા દીધી. ગયા સૈકાના સાહિત્યમાં તેના પુરાવા બરાબર મળી રહે છે: શોપનહોર હતાશાવાદમાં માણવા લાગ્યો; નિત્શેએ જીવનને હજુ પણ શો અર્થ અર્પી શકાય તેમ છે એમ પૂછતાં પૂછતાં ઈશ્વરનું મૃત્યુ પોકાર્યું; ડોસ્તોવસ્કીએ સુસંગત શૂન્યવાદની વિવિધ શક્યતાઓનું પૃથક્કરણ કર્યું. તેથી પણ વધુ નજીકના સમયમાં તો એ પ્રક્રિયા નૈતિક અને બૌદ્ધિક શૂન્યવાદની પરાકાષ્ઠાએ પહોંચી ગઈ અને અંતે તેણે ફાશીવાદ અને નાઝીવાદની ફિલસૂફીઓ દ્વારા એક સિદ્ધાંતનું રૂપ ધારણ કર્યું. તેમ જ જે ભૌતિક પરિસ્થિતિએ આવા પ્રત્યાઘાતો ઊભા કર્યા તે હજુ કંઈ ભૂતકાળની વાત બની ગઈ નથી. વૈજ્ઞાનિક શોધખોળની ગતિ હજુ પણ ભાગ્યે ધીમી પડે. વૈજ્ઞાનિક માહિતીના ઉપયોગ દ્વારા જીવનની ભૌતિક પરિસ્થિતિનું રૂપાંતર વધુ ઝડપી તથા દૂરગામી બનવાનું છે. જ્યાં સુધી જ્ઞાનનો પૂરતો તથા વાસ્તવિક સમન્વય નહીં જડે ત્યાં સુધી હુન્નરઆવડતમાં આગળ ભરાતું દરેક પગલું અત્યારની નૈતિક, આધ્યાત્મિક અને સાંસ્કારિક સમસ્યાઓમાં વધારો જ કરશે.

તે સમન્વય ત્યારે જ જડશે, જ્યારે કેળવણીકારો આ એક પ્રશ્નનો જવાબ મેળવવા કટીબદ્ધ થશે: આધુનિક પરિસ્થિતિ હેઠળ કઈ જાતનો માણસ તેના પોતાના જીવન માટેની તેમ જ સ્વરાજ્ય ભોગવતા સમાજના એક સભ્ય તરીકેની જાહેર ફરજો અદા કરવા માટેની જવાબદારી અખત્યાર કરવા સારુ સૌથી વધુ યોગ્ય ગણાય?

એક માણસ બધી બાબતોને તો ન્યાય આપી શકે નહીં, તેમ જ એકબીજાથી છેક વિપરીત એવા વિકલ્પોને એક જ વિચાર કે સિદ્ધાંતની સરણીમાં સમાવી શકે નહિ. તેથી તે માણસ એવો હોવો જોઈએ કે જે યથાર્થ રીતે સરખામણી કરીને (તેઓમાંથી) ડહાપણભરી રીતે પસંદગી કરી શકે. આ હેતુ પાર પાડવા માટે તેની પાસે માહિતીનો વ્યાપક વિસ્તાર હોવો જોઈએ એટલું જ નહિ, પણ તેનામાં જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓમાં ઊંડા ઊતરવાની અને સમજવાની શક્તિ પણ હોવી જોઈએ. તેને એ બંને વાનાં પૂરાં પાડવાની ભારે — પરંતુ જેમાંથી ન છટકી શકાય તેવી — જવાબદારી કેળવણીકારની છે. 'દરેક માણસે માનસિક કેન્દ્રીકરણ પ્રાપ્ત કરવું જોઈએ એ વસ્તુ અગત્યની હોવા છતાં, એ કેન્દ્રીકરણ પરિપક્વતા પ્રાપ્ત કર્યા પહેલાં ન ઊભું કરવામાં આવે એ પણ એટલી જ અગત્યની

બાબત છે. ગમે તેવો સમન્વય ઊભો થવો તેના કરતાં વિગતોની સમૃદ્ધિ હોવી અને મનની વળવાની શક્તિ કાયમ રહેવી એ વધુ અગત્યની બાબતો છે. તેથી કરીને દરેક જણને ભૂતકાળની તેમ જ વર્તમાનકાળની પરસ્પરવિરોધી અસરો પ્રત્યે પોતાનું મન ખુલ્લું રાખવા માટે શક્તિમાન બનાવવો જોઈએ તેમ જ પ્રેરવો જોઈએ; પરંતુ સાથે સાથે તેને એવી રીતે મદદ આપીને દોરવો જોઈએ કે જેથી તે એ અસરોની હકૂમત હેઠળ નિષ્ક્રિયપણે ન આવી જાય. આ અત્યારની વાસ્તવિક એવી સામાજિક જરૂરિયાત છે, જેણે કેળવણીને લગતા દરેક અખતરાનું સ્વરૂપ ઘડવું જોઈએ. કેળવણીકારો જેમ જેમ તે આવશ્યકતાને પૂરી પાડતા જશે, તેમ તેમ તેઓ સાચો તેમ જ આવશ્યક એવો સમન્વય ઊભો કરતા જશે.*

**ગોપાલદાસ પટેલ**

*'ધિ ટાઈમ્સ' — લંડન – ના 'લિટરરી સપ્લિમેન્ટ' ઑગસ્ટ ૩૧, ૧૯૪૬ના અગ્રલેખ ઉપરથી.

# આપણાં પ્રદર્શનો

લોકકેળવણી માટે પ્રદર્શન એ એક સુંદર સાધન છે. પ્રજાકીય સરકાર આવી એ પહેલાં પણ સરકારી ગ્રામ વિકાસ મંડળો દ્વારા ખેડૂતો અને ગ્રામપ્રજાને માટે પ્રદર્શનો તો ભરવામાં આવતાં. પણ એની આજુબાજુ અમલદારી વાતાવરણ હોવાથી અને આપણા આગેવાનો તથા કાર્યકર્તાઓ એનાથી દૂર રહ્યા હોવાથી પ્રજા પણ એના તરફ ઉપેક્ષાવૃત્તિથી જોતી હતી.

પ્રજાકીય સરકાર આવ્યા પછી પ્રજાના આ માનસમાં ફરક પડી ગયો છે એટલું જ નહિ, પણ પ્રજાકીય આગેવાનો અને પ્રધાનો એમાં ભાગ લેતા હોવાથી પ્રજા પણ એમાં ઊલટભેર ભાગ લેવા લાગી છે.

હમણાં હમણાં જ મુંબઈ પ્રાંતના ખેતીવાડી ખાતાના માનનીય પ્રધાન શ્રી પાટીલ સાહેબના શુભ હસ્તે ખેડા જિલ્લામાં ડાકોર મુકામે અને અમદાવાદ જિલ્લામાં વિરમગામ મુકામે, એમ બે સ્થળે ખેતીવાડી પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા થઈ. એમાંનું ડાકોરનું પ્રદર્શન નજરે જોયું અને વિરમગામ વિષે જે કાંઈ સાંભળ્યું તે ઉપરથી જે થોડા વિચારો ઉદ્‌ભવ્યા તે અહીં રજૂ કરું છું.

આજે દેશ એક ક્રાંતિમાંથી પસાર થઈ રહ્યો છે. યુદ્ધોત્તર પરિસ્થિતિએ પેદા કરેલી અનાજ વગેરેની હાડમારીઓથી એ હવે તંગ આવી ગયો છે. એ વખતે અનાજ કે જરૂરિયાતની બીજી ચીજોનું ઉત્પાદન વધે એવી બધી પ્રવૃત્તિઓમાં પ્રજાને ઊંડો રસ પડે છે. અને એ માટેના કોઈ કિમિયા હાથ લાગી જાય તો એ શોધી લેવા માટે પણ એ એટલી જ આતુર છે.

એથી આ પ્રદર્શનનો લાભ લેવા માટે ટોળાબંધ લોકો ઊલટયા. ખેતીવાડીના પ્રધાન પોતે પધારવાના છે એટલે એમના સ્વમુખેથી જ આપણી ખેતીવાડીનો કઈ રીતે ઉદ્ધાર થવાનો છે એની યોજનાઓ જાણવા મળશે, એ પણ આ ધસારાનું એક કારણ હતું.

પ્રજાકીય કાર્યકરો આજ સુધી આવાં પ્રદર્શનોમાં બહુ ભળતા નહિ. એમના મનમાં પણ એવું થયેલું કે, આ વખતના પ્રદર્શનમાં આપણે કાંઈક નવી જ ભાત પાડી બતાવવી

અને ખરેખર ડાકોરનું પ્રદર્શન બહુ ભવ્ય અને વિશાળ હતું. એ હતું તો ખેતીવાડી અને પશુધન પ્રદર્શન. પણ એનાં કેળવણી, ગ્રામ અને ગૃહ ઉદ્યોગ, સહકારી પ્રવૃત્તિ, આરોગ્ય, આવા બીજા ઘણા વિભાગોએ પણ એમાં સારો એવો ભાગ રોક્યો હતો. આવા મોટા પ્રદર્શનની વ્યવસ્થા અને રચનામાં સેંકડો કાર્યકરો રોકાયા હતા. એની રચના અને ગોઠવણીના કામમાં પાંચ ૭ હજારનું ખર્ચ થયું હતું અને એને જોવા માટે બીજા હજારો પ્રેક્ષકો મળી ગયા હતા. એટલે કહેવું હોય તો કહી શકીએ કે આ પ્રદર્શન સફળ થયું હતું.

પણ આ પ્રદર્શન જોયા પછી મારા મન સામે નીચેના પ્રશ્નો ઊઠયા :

૧. ડાકોરમાં પૂનમના મેળાની તક સાધીને આ પ્રદર્શન યોજવામાં આવ્યું હતું, એથી એને પ્રેક્ષકો તો ઘણા મળ્યા, પણ ખરેખર આ પ્રેક્ષકો મહિના દોઢ મહિનાની કેટલાય કાર્યકરોની અથાગ મહેનત પછી ઊભા થયેલા આ પ્રદર્શનનો પૂરો લાભ લઈ શક્યા ખરા ?

૨. ગામડાંઓમાંથી ખાસ પ્રદર્શન જોવા આવેલા ભાઈઓ આ પ્રદર્શન જોઈને એમની નજરમાં ખૂંપી

ગઈ હોય એવી ખેતીવાડીની કોઈ વ્યવહારુ રીત કે એવું બીજું કાંઈ લઈ ગયા ખરા?

આવા પ્રશ્નો ઊઠે છે ત્યારે એના જવાબો બહુ સંતોષકારક નથી મળી શકતા.

આ ઉપરથી હવે પછી પ્રદર્શન ભરવાં હોય અને એનો પૂરેપૂરો લાભ ઉઠાવાય એવું ઇચ્છતા હોઈએ, તો કેટલીક સૂચનાઓ રજૂ કરવા જેવી લાગે છે:—

૧. આખા જિલ્લાના કે તાલુકાના લોકો એક સ્થળે જોવા આવે એ દૃષ્ટિએ પ્રદર્શન પોતે ગામડે ગામડે ફરી શકે એ ઢબનું હોવું જોઈએ.

૨. પ્રદર્શનમાં ઘણા વિભાગો અને ઘણી વસ્તુઓ રાખીને મોટું તોસ્તાન ઊભું ન કરતાં એક એક વિભાગનું અલગ અલગ પ્રદર્શન યોજવું જોઈએ.

૩. દરેક વિભાગમાં પણ જેટલી મળે એ બધી ચીજોનો સંગ્રહ નહિ કરતાં ચોક્કસ દૃષ્ટિ રજૂ કરે એવી અને ભલે ઓછી હોય પણ પહેલી નજરે જ ધ્યાન ખેંચી લે એવી અને એ ઢબે જ ચીજ વસ્તુઓ ગોઠવાવી જોઈએ.

૪. પ્રદર્શનમાં બહુ ઝીણા અક્ષરે લખેલી વિગતો ન આપતાં આંખમાં પેસી જાય એવા થોડા પણ મુદ્દાનાં ચિત્રો, સ્તંભો કે આલેખો જ રજૂ કરવાં જોઈએ.

૫. નમૂનાની વસ્તુઓમાં પણ વિશેષતા હોય તો જ પ્રદર્શનમાં રજૂ કરવી જોઈએ.

૬. લખાણો કે ચીજ વસ્તુઓ કરતાં પણ પ્રત્યક્ષ ચાલતી જીવંત ક્રિયાઓ પ્રદર્શનમાં વધારે આકર્ષક અને ઉપયોગી નીવડે છે એ તરફ ધ્યાન રહેવું જોઈએ.

૭. દરેક ક્રિયા કે ચીજ વસ્તુની વિશેષતા સમજાવી શકે એવા જાણકાર સ્વયંસેવકો તે તે વિભાગમાં હોવા જોઈએ.

૮. દરેક વિભાગનાં પ્રદર્શનો, આરોગ્ય, બાળઉછેર, ઢોરઉછેર, ખેતી, ગ્રામઉદ્યોગ, શિક્ષણ, સહકાર વગેરે ખૂબ વિચારપૂર્વક તૈયાર કરાવવાં જોઈએ. તે તે વિષયના નિષ્ણાતો પાસે એ શાસ્ત્રીય ઢબે અને છતાં સામાન્ય જનતાના દિલને સ્પર્શે અને એમને વ્યવહારુ રીતે માર્ગદર્શક થઈ પડે એ ઢબે તૈયાર કરાવવાં જોઈએ. એ સહેલાઈથી હેરવી ફેરવી શકાય તેમ જ થોડા વખતમાં સંકેલી કે સજાવી શકાય એ ઢબે તૈયાર કરાવવાં જોઈએ. જિલ્લામાં એકાદ મધ્યસ્થ સ્થળે આ બધાં પ્રદર્શનોનો સાજ રાખવામાં આવે અને એમાંનો દરેક વિભાગ અમુક અમુક ગામોમાં વારાફરતી લઈ જઈને બતાવવામાં આવે, જેથી આજુબાજુનાં ત્રણ ચાર ગામના બધા જ લોકો શાંતિથી અને સહેલાઈથી એનો લાભ ઉઠાવી શકે. ગામેગામ લઈ જવાં હોય તો તે પણ બની શકે.

આટલા મુદ્દાઓ ધ્યાનમાં રાખવામાં આવે તો, મને લાગે છે કે, દર વર્ષે પ્રદર્શન પાછળ જેટલો સમય, શક્તિ અને નાણાં ખરચાય છે તે નહિ ખરચાય. એક વખત ખરચાયેલાં નાણાં બહુ લાંબો વખત સુધી કામ આપશે. દૂર દૂરથી મંગાવવામાં આવતાં ઢોર તેમ જ એમના રખેવાળોની સગવડની વ્યવસ્થામાંથી બચી જવાશે અને એ બધાં આજે વેઠવી પડે છે એ હાલાકીમાંથી ઊગરી જશે.

આમ ઉપર જણાવ્યું એ ધોરણે આપણા પ્રદર્શનમાં પણ વિકેન્દ્રીકરણ દાખલ થશે. તે દ્વારા પ્રજાને જે લાભ મળે છે એના કરતાં અનેક ગણો વધારે લાભ મળશે અને આજકાલ પ્રદર્શનોનાં માત્ર દેખાવ અને ફેશનનાં તત્ત્વો ઘૂસી ગયાં હોય છે તેની જગ્યાએ તેની ઉપયોગિતા તથા એ દ્વારા સધાતી કેળવણી તરફ આપણે વળી શકીશું. **બબલભાઈ મહેતા**

## સાભાર સ્વીકાર

**વ્યાજનો વારસ:** લે ચુનીલાલ મડિયા, પ્ર જીવન સાહિત્ય મંદિર, મુંબઈ, ૨. કિં ૪-૪-૦ **વનવાસ:** લે. સોપાન, પ્ર. ઉપર પ્રમાણે, કિં ૪-૮-૦ **મહાસભાના મહારથીઓ:** લે. મધુકર રાંદેરિયા, પ્ર. ઉપર પ્રમાણે, કિં. ૫-૦-૦ **યુવક સાથે જીવન અને કર્તવ્ય:** લે. સોપાન, પ્ર ઉપર પ્રમાણે, કિં. ૦-૯-૦. **વળતાં પાણી:** લે. પ્રશાંત, પ્ર ઉપર પ્રમાણે, કિં. ૫-૦-૦. **વિસામણાં:** લે. રમણલાલ સોની, પ્ર. એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ-૨, કિં. ૨-૪-૦. **કામ અને કામિની ભા. ૧:** લે. પ્રેમા કંટક, પ્ર ઉપર પ્રમાણે, કિં. ૩-૮-૦. **કામ અને કામિની ભા. ૨:** લે. પ્ર. ઉપર પ્રમાણે, કિં. ૩-૮-૦ **ચરકમાં નિસર્ગોપચાર:** યોજક: વિષ્ણુદેવ પંડિત, પ્ર. રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ, કિં. ૦-૮-૦. **આપણા સરદાર:** લે. પુરાતન બુચ, પ્ર. ઉપર પ્રમાણે, કિં. ૧-૦-૦. **શ્રી. શ્રીબાલા ગંભીરનાથ:** લે. અક્ષયકુમાર, પ્ર. ઉપર પ્રમાણે, કિં. ૧-૪-૦.

# નવું વાચન

**સર્વવેદાંતસિદ્ધાંતસારસંગ્રહ** [શ્રી શંકરાચાર્યકૃત( અનુવાદક] શાસ્ત્રી ગિરિજાશંકર મયાશંકર; પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; મુંબઈ. પૃ. ૨૧૫+૬ કિંમત ૧–૪–૦

ભગવાન શંકરાચાર્ય વિરચિત કહેવાતા આ સુંદર, સરળ વેદાંતગ્રંથનો આ અનુવાદ પ્રસિદ્ધ કરવામાં ન આવ્યો હોત તો સારું થાત. અનુવાદક શાસ્ત્રગ્રંથોની સંસ્કૃત ભાષા સમજતા લાગતા નથી. અને માંડ સો શ્લોકનો અનુવાદ પરાણે વાંચ્યો, તેટલામાં અનુવાદની સંખ્યાબંધ ભૂલો જોઈ આગળ વાંચવાનું પડતું મૂકવામાં જ ડહાપણ માન્યું.

મૂળ શ્લોકોના જુદા જુદા પાઠો પ્રસિદ્ધ થયેલી જુદી જુદી આવૃત્તિઓમાં મળે છે; તે સરખાવી, કંઈ કે અર્થયુક્ત પાઠ સ્વીકારવાની તસદી પણ અનુવાદકે લીધી નથી. નહીં તો, ૨૮મા શ્લોકમાં બાળપણનાં દુઃખ વર્ણવતી વખતે स्वकीय विण्मूत्रविसर्जनम् એ પાઠનો અર્થ બંધબેસી શકતો નથી માટે જ મૈસૂર ગવર્નમેન્ટ પ્રકાશિત પાઠમાં (અને બંગાળી અનુવાદવાળી આવૃત્તિમાં પણ) મળતો निमज्जनम् પાઠ તેમણે સ્વીકાર્યો હોત. બાળપણમાં પોતાનું મળમૂત્ર વિસર્જન કરવાનું દુઃખ એટલે શું? ઉપાડીને ફેંકી આવવું? બાળકોને જાતે ફેંકી આવવું પડે છે? અને માત્ર 'મળમૂત્રનો ત્યાગ કરવો' એટલો અર્થ લઈએ, તો મોટપણે પણ મળમૂત્રનો ત્યાગ નથી કરવો પડતો? નાનપણમાં દુઃખ તો માતા ઉપાડે નહીં ત્યાં સુધી પોતાના મળમૂત્રમાં 'નિમજ્જન'નું છે—અર્થાત્ તેમાં આળોટવું પડે, તે છે.

એવા તો અર્થહીન પાઠના બીજા દાખલાય છે; એ જવા દઈએ. પરંતુ મૂળનો અર્થ જ ન સમજવાને કારણે અનર્થો થયા છે, તેના થોડા દાખલા આપીએ.

૩૦મા શ્લોકમાં યુવાવસ્થાના દોષો દર્શાવતાં મૂળમાં જણાવ્યું છે કે, कामातुरत्वं, समयातिलंघनम्— અર્થાત્ કામાતુરતા, મર્યાદાઓનું ઉલ્લંઘન વગેરે. મૂળના તે શબ્દોનો વ્યાકરણની દૃષ્ટિએ અન્વય તેમ જ ભાષાની દૃષ્ટિએ અર્થના કશા ખ્યાલ વિના અનુવાદ કર્યો છે:— "કામાતુરપણું વગેરે સ્થિતિમાં ઘણો સમય વિતાવવો પડે." समयનો અર્થ 'મર્યાદા' થાય છે, એ જ જાણે ખબર ન હોય.

૩૯મા શ્લોકમાં, "જેમ જગતમાં ( यथेह ) ઊંચનીચપણાથી થતું દુઃખ હોય છે, તેમ દેવગતિમાં પણ ( तद्वत् खलु दुःखमस्ति ) તે જ પ્રમાણે ઊંચનીચપણાથી થતું દુઃખ હોય છે, એમ મૂળમાં કહ્યું છે. તેનો અર્થ ભાષાંતરકાર કરે છે:—"લોકમાં ઉત્તમ અધમ ગતિને લીધે દુઃખ પણ હોય જ છે. આવો વિચાર કરીને કયો મનુષ્ય વૈરાગ્ય ન પામે?" અર્થાત્ यथेह અને तद्वत् એ શબ્દો વડે આ શ્લોકમાં જે બે બાબતો વચ્ચે સરખામણી કરવામાં આવી છે, તે જ ધ્યાનમાં નથી આવી.

૪૯મા શ્લોકમાં તો ભારે થઈ છે. મૂળમાં એમ કહ્યું છે કે, કામાંધકારથી જેની દૃષ્ટિ આંધળી બનેલી હોય છે, તે માણસ સ્ત્રીમાં રૂપ ન હોય ( असति अपि ) તોપણ મોહ પામે છે. કારણ કે અંધદૃષ્ટિવાળાને [ असतः वा सतः वा ] વસ્તુ છે કે નહીં તેની પણ વિચારણા શી રીતે હોય? અનુવાદક તેનો અનુવાદ કરે છે:— 'આંધળી દૃષ્ટિવાળા દુર્જનને કે સજ્જનને વિચાર જ હોતો નથી." અર્થાત્ सतः અને असतःનો અર્થ સજ્જન અને દુર્જન કરાયો છે!

૫૧મા શ્લોકમાં મૂળ એવું છે કે, જેની દૃષ્ટિ (સ્ત્રીના સુંદરપણાના મોહમાં) નષ્ટ થઈ ગઈ છે, તે આ સૂક્ષ્મ વિમુક્તિમાર્ગ ક્યાંથી જોઈ શકે? ભાષાંતરમાં અર્થ કર્યો છે:— 'સ્ત્રીના રૂપને જોઈને નાશ પામેલી દૃષ્ટિવાળો પુરુષ પણ નાશ પામે છે, એટલે સૂક્ષ્મ મોક્ષમાર્ગને કેવી રીતે જોઈ શકે?'

૭૦મા શ્લોકમાં ધનનું વિશેષણ આપ્યું છે કે, कृपणधीसमाराधनम्— અર્થાત્ કૃપણ મનુષ્યની બુદ્ધિને જ રુચિ-સંતોષ ઉપજાવનારું. અનુવાદ કર્યો છે:— કૃપણ बुद्धिने સારી રીતે ઉપજાવનારું!

૮૦મા શ્લોકમાં છે કે, ધન ન મળે તેના કરતાં મળ્યા પછી તેના વ્યયનો સંભવ થતાં બમણું દુઃખ થાય છે. અને ડાહ્યા માણસને તો તે ધન ખોટી રીતે ખર્ચાવાનો પ્રસંગ આવતાં તેથી પણ ત્રમણું દુઃખ થાય છે. અનુવાદ કર્યો છે:—'ધન મળે નહીં તો તેથી (એટલે શાનાથી?) બેગણું દુઃખ થાય છે, તેનો ખર્ચ થતાં તેથી ત્રણ ગણું દુઃખ થાય છે; અને ખોટી રીતે ખર્ચાય તો વિદ્વાનોને ઘણું જ દુઃખ થાય છે.'

૮૧મા શ્લોકમાં કહ્યું છે કે, ઘરમાં જેમ સાપ રહેતો હોય તો ચિત્તનું સ્વાસ્થ્ય ન રહે, તેમ ભયચિંતાવ્યાવિત્ (ભય અને ચિંતાથી કદી પણ મુક્ત નહીં) એવું વિત્ત ઘરમાં હોય તો ક્યાંથી ચિત્તનું સ્વાસ્થ્ય રહે? અનુવાદકે એ વિશેષણનો અર્થ કર્યો છે: — "ખર્ચાતું ન હોય છતાં ભય અને ચિંતા રહ્યા જ કરે છે."

૮૬મા શ્લોકમાં આવતા મોક્ષાશામિમુખી ગતિઃ (મોક્ષની દિશા તરફ ગતિ)નો અર્થ અનુવાદકે કર્યો છે:— 'મોક્ષની આશા તરફ જવાનું.'

ભાષાંતરની ગુજરાતી ભાષા પણ દોષરહિત નથી. કેદખાનામાંથી કેદી છૂટી ન જાય તે માટે તેને પ્રતિકૂળ એવી પાશ, સાંકળ વગેરે વસ્તુઓ રાખવામાં આવે છે, એમ મૂળમાં છે. તેનું ગુજરાતી અનુવાદકે કર્યું છે:— કેદખાનામાંથી છૂટવા માટે વિરોધી વસ્તુઓ હયાત હોય છે. (શ્લો. ૪૮)

ટૂંકમાં, સામાન્ય સુભાષિતો ગણાય એવા શરૂઆતના વિભાગમાં પણ મૂળના અર્થનો અનર્થ થયો છે.

**ગીતાપોથી** [સવાસો શ્લોકમાં] પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય (જમનાદાસ ભગવાનદાસ ટ્રસ્ટ વતી) પૃ. ૯૨; કિંમત રૂ. ૦–૬–૦

પ્રકાશક સંસ્થાએ પોતાના ગ્રંથોના સૂચિપત્રમાં આ ચોપડીની ઓળખાણ આમ કહીને આપી છે:— ભગવદ્‌ગીતાની બાળપોથી—કર્મયોગના ૧૨૫ શ્લોકો.

આ પુસ્તક ભગવદ્‌ગીતાની બાળપોથી જરૂર છે; અર્થાત્ તે ભગવદ્‌ગીતાના પૂરેપૂરા આદેશ અને સંદેશને સમજવો સહેલો થાય તે રીતે સવાસો શ્લોકમાં તારવી આપે છે. એ રીતે જોતાં પ્રકાશક સંસ્થાએ 'કર્મયોગના ૧૨૫ શ્લોકો' એમ કહીને આ ચોપડીનો જે પરિચય આપ્યો છે, તે ખરેખર ભ્રામક થાય

મૂળ ગીતામાં અન્ય પ્રાસંગિક ચર્ચાઓ અને નિરૂપણોના સંખ્યાબંધ શ્લોકો હેઠળ તેની મુખ્ય દલીલ ઘણી વાર ઢંકાઈ જાય છે, અને અટવાઈ પણ જાય છે.

અલબત્ત, એ અટવામણમાંથી માર્ગ બતાવવાનો દાવો કરનાર પ્રાચીન આચાર્યોએ એ અટવામણને વધુ ગૂંચવીને પોતાનો સ્વાર્થ સાધ્યો છે. ત્યારે બીજી બાજુ ગીતાજીના અમુક અમુક અર્થગંભીર રત્ન જેવા શ્લોક ઉપર દિવસો સુધી કે પાનાં ભરીને ઉપદેશાત્મક વિવરણ કરનારાઓએ ગીતાને સામાન્ય વિવેકવૈરાગ્યનો ગ્રંથ બનાવી પેલી અટવામણ તરફ આંખ જ મીંચી રાખી છે, અને એમ કરીને સાથે સાથે ગીતાજીના ખાસ વક્તવ્યને પણ ડુબાવી દીધું છે.

છેવટે રહ્યા સમન્વયવાદીઓ. તેઓએ ગીતા જુદા જુદા માર્ગોનો સમન્વય કેવી રીતે સાધી આપે છે એવું દર્શાવવાનો પ્રયત્ન કરીને, ગીતાને જાણે લડતી-ઝઘડતી દેપીલી બિલાડીઓ વચ્ચે ન્યાય તોળી સલાહસંપ કરાવી આપતા વાંદરાના રૂપમાં રજૂ કરી છે,—કે જેને પોતાને કશું આપવાનું નથી કે ખોવાનું નથી!

સરવાળે, અને હવે તો ગીતાનાં મંદિરો વધવા છતાંય, ગીતાને પોતાને જે સીધી સરળ વસ્તુ સળંગ રીતે નિરૂપવી છે, તેનો કશો ખ્યાલ વાતાવરણમાં કે લોકોના મનમાં જામતો નથી. આ પુસ્તક વાંચ્યા પછી એટલું તો દેખાઈ આવે છે કે, ખરેખર ગીતાને પોતાને કશું વિશિષ્ટ કહેવાનું છે. અને આપણે ઉમેરીએ કે, એવું કાંઈ પોતાને ખાસ કહેવું છે તેથી જ તે વસ્તુને પરમાત્માના મુખમાં મૂકી આપવામાં આવી છે.

અલબત્ત, આ બધું બરાબર દર્શાવી આપવા આ પુસ્તકની શરૂઆતમાં વિવરણભર્યો લાંબો ઉપોદ્‌ઘાત ઉમેરી શકાત. પરંતુ તો પછી એ બાળપોથી ન રહેત. એટલે એ પ્રલોભન ટાળવામાં ડહાપણ જ થયું છે.

સૌ કોઈને — 'બાળ' નહીં એવાઓને પણ — અમે આ પુસ્તક જોઈ જવા ભલામણ કરીએ છીએ.

આ પુસ્તકના ટાઇટલ–પેજ પાછળ કેટલાક ઉપયોગી ઉતારાઓ મૂકેલા છે. તે રીતે જોતાં તે ટાઇટલ–પેજને ઢાંકી દે એવી આખું પાનું ભરીને મોટા અક્ષરોમાં જાહેરખબર પુસ્તક ઉઘાડતાં જ સામે આવે એવી રીતે ન અપાઈ હોત તો સારું થાત.

પુસ્તકને છેડે પણ પુસ્તકના કદને ઘટે તેટલાં જ પાનાંમાં, અન્ય — અને તે પણ બનતા સુધી પુસ્તકના વિષય સાથે મળતાં આવતાં — પુસ્તકોની જાહેરખબર હોવી જોઈએ.

**અમૃતાંજલિ** [ગીતાનું સમશ્લોકી ભાષાંતર] અનુ૦ સ્વામી કૃપાલાનંદ; પ્રકાશક: જડાવબહેન, રાજપીપલા; કિંમત રૂ. ૦–૨–૦. પૃ. ૮૨.

ગીતાના વર્ગો ચલાવી, વિચરતા સ્વામીજીએ વર્ગોમાં આવતા લોકોની એવી ફરિયાદ સાંભળી કે, 'શ્લોક કંઠસ્થ કરીએ છીએ, પણ અર્થ નથી આવડતા.' તે ઉપરથી તેમણે આ સમશ્લોકી ભાષાંતર

રચ્યું છે. બીજાં જે આવાં સમશ્લોકી ભાષાન્તરો ઉપલબ્ધ છે, તેની સરખામણીમાં આ ભાષાંતર કંઈક કિલષ્ટ ગણાય. પરંતુ સ્વામીજીના વર્ગમાં જઈને ગીતાજી વિષે જેણે કંઈક સાંભળી લીધું હોય, તેવાને એ ઉપયોગી થઈ શકતું હોય તો ના નહીં.

–વિવેચક

**શ્રી સુભાષચંદ્ર બોઝ** લેખક : શ્રી. ગુણવંતરાય આચાર્ય; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ. ૨૦૦; કિં. રૂ. ૨–૦–૦

આ બીજી આવૃત્તિ છે. શ્રી. ગુણવંતરાયની કલમ પ્રસિદ્ધ છે, અને પુસ્તકનો વિષય એથીયે વધુ પ્રસિદ્ધ છે. અને એટલી આધારભૂત જીવનમાહિતી, સહાનુભૂતિભર્યા દિલથી એકત્ર કરાઈ છે. ને કંઈક વિવેચકની નજરે અપાઈ છે.

**ઝાંસી–રાણી–ઝિંદાબાદ** લે૦:શ્રી જયભિખ્ખુ; પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. પૃ. ૧૭૬. કિં. રૂ. ૨–૦–૦

મુખ્યત્વે નેતાજી સુભાષ બોઝના સ્ત્રીઓના લશ્કરના લેફ્ટેનન્ટ કર્નલ લક્ષ્મીબાઈની જીવનકથા હોવા છતાં ઠેઠ ઝાંસીની રાણી લક્ષ્મીબાઈથી માંડીને હિંદની લડાયક સ્ત્રીશક્તિનો ખ્યાલ આપતું આ તવારીખી પુસ્તક તવારીખને ન છાજે એવી ભાષામાં લખાયું છે. છતાં લે૦ ક૦ લક્ષ્મીબાઈ વિષે જાણવા માગતી જનતાને આકર્ષે એવું છે. ચૂ૦

# માસિક વિવેચન

## હિંદના માજી માલિકો

ક્લાઇવના જમાનાથી બ્રિટિશ લોકો હિંદને પોતાની એક જાગીર સમજીને વર્તતા આવ્યા છે. બ્રિટિશ રાજદ્વારી માનસ મુખ્યત્વે આ ભૂમિકાવાળું હોવાથી જ અત્યાર સુધી હિંદ કદી ત્યાંની સ્થાનિક રાજદ્વારી પક્ષાપક્ષીનો વિષય બન્યો નહોતો. એટલે સુધી કે, ઘણી વાર બ્રિટિશ પાર્લમેન્ટનો વિરોધ-પક્ષ સરકાર-પક્ષને હિંદી પ્રજા વિષે એટલું જ માત્ર કહીને અડાવી શકતો કે, શું હિંદને તમે પક્ષીય સવાલ બનાવવા માગો છો? જમાનાઓની પડેલી ટેવનો માર્યો, તે પક્ષ તરત આથી જ માન્યા કહી દેતો, અને પાછો પાયાનો જાગીરવહીવટ–સિદ્ધાંત હિંદ વિષે લાગુ પડી જતો.

આમાંથી પહેલવહેલો ફરક અત્યારની મજૂર સરકારે કરવા માંડ્યો લાગે છે. તેનું કારણ એ નથી કે બ્રિટિશ પ્રજાકીય માનસ હિંદ વિષે ઝાઝું બદલાયું છે; પરંતુ ગઈ લડાઈથી જે નવીન જગ–દશા અને જગ–મત જાગ્યાં છે, તેને તે માનસ વેળાસર પિછાનીને વર્તવા જેટલું વ્યવહારકુશળ અને ડાહ્યું છે. બ્રિટિશ લોક વેપારને માટે અહીં આવ્યા. વેપાર માટે જેવી શાંતિ જોઈએ તેવી હિંદમાં જો હોય તો સારું, એ સાદી જરૂરમાંથી રાજા બન્યા અને સમ્રાટ બન્યા. તે વખતે યુરોપનું અને હિંદનું રાજકારણ એવું હતું કે, આમ બનવામાં તે ફાવી શકે. તે જમાનામાં પોતાના વેપારનું કામ અંગ્રેજોએ એ રીતે કર્યું. હવે આજ જે રાજકારણ હિંદમાં અને જગતમાં જન્મ્યું છે, તે વખતે જો વેપાર સાચવીને વર્તવું હોય તો એ જ રસ્તો છે કે, હિંદને હવે ન સંભાળી શકાય તો તેઓએ તેને સંભાળનાર હિંદી સત્તાને સોંપી દઈ, સારામાં સારો સોદો પકવી લેવો. આમ, ટોમસ રો દ્વારા જહાંગીર જોડે વેપારી કરાર કરનારા લોકો ત્રણ સૈકાં બાદ પાછા હિંદની જે સ્વતંત્ર હકૂમત જન્મશે તેની જોડે કરાર કરશે.

પરંતુ હિંદના માજી માલિક જે બ્રિટિશ અમીર ઉમરાવો, તેમનાથી આ જોયું જતું નથી. તેમની સાથે એમના હાથા બનેલા ગોરા સિવિલિયનો પણ છે. આ લોકોએ સારી પેઠે વરાળ કાઢી મજૂર પક્ષની 'હિંદ છોડો'—નીતિને વખોડી. આ માજી માલિકોની નીતિનું મુખ્ય સૂત્ર 'ભેદ દ્વારા રાજ્ય' કરવાનું. સામ્રાજ્ય–સત્તા વગર વેપાર કેમ થશે, એમ એમને લાગે છે. રાણીના તાજમાં મૂકેલો કોહીનૂર શું ત્યાંથી ઊતરે? તેથી કોમી વિખવાદને તેમણે ક્લાઇવના વખતથી ખોરી ખોરીને સંકોર્યો અને ફૂંકી ફૂંકીને સતેજ રાખ્યો છે. આજ સુધી એ જ કર્યું ને હજી કરો, એમ ચર્ચિલ અને એના મિત્રો મજૂર સરકારને કહે છે. એમ કરવા જતાં બ્રિટનનું જ બગડે, એટલું જોવાની પણ ચર્ચિલની જુનવાણી નજર રહી નથી. છતાં તેના પક્ષના કેટલાય આ સમજે છે, અને તેથી જ ચર્ચિલ હાર્યો. બ્રિટિશ વેપારી નીતિ નવા સંજોગોમાં પણ સાચવી લેવાને માટે જ મજૂર સરકાર મથે છે. આપણા કોમી વિખવાદથી અને દેશી રાજ્યોના ગાંડા રાજ્યમદથી બીજું તો કાંઈ નહિ, જતા અંગ્રેજોને તેમના

વેપારી કરારો કરવામાં સારો લાભ મળશે. હિંદની સ્વતંત્રતા તો એ નહીં જ ટાળી શકે, કેમ કે છેલ્લાં ૬૦–૭૦ વર્ષમાં, આખો દેશ એક છે અને તેની માલકી તેની પ્રજાની છે, એ સિદ્ધાંત કૉંગ્રેસની છત્રછાયામાં દૃઢ બન્યો છે. ૧૮મા સૈકા પછી મોગલ બાદશાહ અને મરાઠાઓ જે સાધવાનું ચૂક્યા, તે કૉંગ્રેસે એટલે કે હિંદી પ્રજાએ આજે સાધી બતાવ્યું છે. તેથી જ ત્યારે પરિણામ પણ તેવું જ આવ્યું:—પહેલી દશામાં અંગ્રેજો આવ્યા ને ફાવ્યા તો બીજીથી તેઓ ઊખડ્યા અને જશે. આ ઇતિહાસ-શુદ્ધ ઘટના પર હિંદના 'માજી માલિકો'ના બળાપાને સર સર્વપલ્લી રાધાકૃષ્ણને હમણાં વિલાયતથી આવીને 'દફનવેળાનું પ્રવચન' કહ્યું, તે યોગ્ય જ છે. સામ્રાજ્યના મૃત્યુ ઉપર આંસુ સારવાનો હક એ લોકનો છે.

## અંગ્રેજી કાળબળને અધીન છે

વચગાળાની વડી સરકારના કેળવણી પ્રધાન મૌલાના સાહેબ ગયે મહિને લખનૌમાં યુ. પી. સરકારે નીમેલી અરબી-ફારસી સમિતિના કામે ગયા હતા. તે પ્રસંગે તેમણે કરેલા વ્યાખ્યાનનો સાર છાપાંમાં આવ્યો હતો. તેમાં કાંઈક ભૂલ લાગવાથી મૌલાના સાહેબે ખુલાસો બહાર પાડ્યો હતો, જે વિચારવા જેવો છે:—

> "હેવાલો જણાવે છે કે, મારું કહેલું એ હતું કે શિક્ષણનું માધ્યમ માતૃભાષા હોવી જોઈએ, અને અંગ્રેજી લખતાં વાંચતાં આવડે એટલું જ જરૂરનું છે. આ રીતે મારું કહેવાનું મૂકવાથી ગેરસમજ થવા સંભવ છે. અરબીના અભ્યાસના સંબંધમાં હું બોલતો હતો, અને તે સંદર્ભમાં મેં કહેલું કે, તેના વિદ્યાર્થીઓ પાસે ઓછામાં ઓછું અંગ્રેજીનું કામચલાઉ જ્ઞાન હોવું જોઈએ સામાન્ય શિક્ષણપ્રથા સંબંધમાં હું મુદ્દલ એમ કહેવા નહોતો માગતો કે, અંગ્રેજીના શિક્ષણનું ચાલુ ધોરણ જરાય નીચું થાય."

અને એનું કારણ તેમણે એ જણાવ્યું કે, ૧૫૦ વર્ષના ગાઢા સંબંધથી અંગ્રેજી આપણી શિક્ષણપ્રથાનો અંતર્ગત ભાગ બની ગયું છે.

મૌલાના સાહેબની આ વાતથી દેશમાં સૌને નવાઈ લાગવી જોઈએ. એમ જ જોઈએ તો, અંગ્રેજી ભાષા કરતાં અંગ્રેજી રાજ્ય શું આપણા સમાજમાં ઓછું અંતર્ગત બન્યું છે? અંગ્રેજીની અમુક જરૂર આપણે છે, એની કોઈએ ના નથી પાડી. એ સાદી વાતને આટલી બધી વધારેપડતી મોટી કરવી શું કામ? અને આજે અંગ્રેજીનું શિક્ષણ ખરેખરે કયા ધોરણ પર છે, એ તપાસવા એક કમિશન નીમવાની જરૂર છે. લોકોના મનમાં એ વિષે ખોટો ખ્યાલ છે. છેલ્લાં ૨૫–૩૦ વરસોમાં તેનું કાંઈ ધોરણ જ નથી રહ્યું. કારણ કે, તેને વિષે દંભ ખેલાય છે. માતૃભાષાની પ્રતિષ્ઠા વધવાથી અંગ્રેજી સ્વાભાવિકપણે પાછું પડતું જાય છે. તે એમાં કશું નુકસાન નથી, બલ્કે ઇષ્ટાપત્તિ છે, કેમ કે અંગ્રેજીની સાચી જરૂર તેનાથી કથળતી નથી. છતાં યુનિવર્સિટીઓ તો જૂનું ધોરણ જ અભ્યાસમાં ધકેલ્યે રાખે છે. આ દંભ સમજીને સુધારીએ તો સારી વાત. નહિ તો કાળબળ તો તેનો પરપોટો ફોડશે જ. ત્યારેય નહિ સમજ્યા હોઈએ તો નાહક દુઃખી થવું પડશે.

હિંદુસ્તાનીના ભારે અભિમાની મૌલાના સાહેબ આ નિવેદનમાં જવા બેઠેલી રાજભાષાને આમ મોટી કરે ને રાષ્ટ્રભાષાનો ઉલ્લેખેય ન કરે, એય સારું નથી લાગતું.

અને એક બીજે પ્રસંગે હિંદુસ્તાનીની લિપિ વિષે વાત કરતાં રોમન લિપિને લશ્કર માટે ચાલુ રાખવા જણાવે, એ વળી નવાઈની વાત. દેશી લશ્કરને હવે શા સારુ નાગરી કે ઉર્દૂમાં ન ભણાવાય? એ કાંઈ અઘરી નથી. અને એમનાં સગાંવહાલાં સાથે કઈ રીતે તેઓ સંપર્ક સાધશે?

વચગાળાનો કાળ મુખ્યત્વે રાજકારણી છે. સાંસ્કૃતિક, શૈક્ષણિક વગેરે બાબતો મુખ્ય નથી. એ બાબતોમાં આમૂલાગ્ર પરિવર્તન થવાનું છે. તેના મુખ્ય મુદ્દાઓમાં અંગ્રેજીની રક્ષા નથી, કેમ કે એ ભાષાએ સ્વભાષા અને રાષ્ટ્રભાષાની રક્ષાની જરાયે પરવા નથી કરી. ક્રાંતિબળ એની સામે છે. એટલે ગુલામી-કાળનું તેનું ધોરણ તો સચવાઈ શકાવાનું નથી, એમ સમજી જ લેવું જોઈએ.

તા. ક. મૌલાના સાહેબના વિચારો બાબત ગાંધીજીનો પત્ર આ અંકના પૂઠા પર છે તે જુઓ.

## શિક્ષક અને પ્રતિષ્ઠા

'શિ૦ સા૦'ના જાન્યુઆરીના અંકમાં 'શિક્ષકોના પગાર અને પ્રતિષ્ઠા' મથાળા તળે એક નોંધ (જુઓ પા. ૨૪) આવી હતી. તે વાંચી એક શિક્ષક ભાઈએ લખ્યું કે, શ્રી. દવે સાચું કહે કે ટ્યૂશન માટે છોકરા ઘેર આવે એવું વ્રત રાખવાથી પ્રતિષ્ઠાપ્રાપ્તિ વધે. પરંતુ એમ કરતાં અનુભવ એ થયો કે ધનપ્રાપ્તિ ઘટે. ઘણા શિક્ષકો ઘેર જાય, તો એક એવા વ્રતી દુઃખી થાય, અને વેદિયામાં ખપે તે જુદું. આથી તે એમ સૂચવે છે કે, પ્રતિષ્ઠા સ્થાપવાને માટે શિક્ષક સંઘો પોતાના ધંધાની એક શિરત તરીકે

ટ્યૂશન આપવા ન જવું, પણ છોકરા લેવા આવે, એવું થાય, તો ધનપ્રાપ્તિની મુશ્કેલી ન રહે અને સમુદાય તરીકે શિક્ષકો પ્રતિષ્ઠામાં ઊંચે ચઢે.

શિક્ષક સંઘોએ વિચારવા જેવી આ સૂચના છે.

અને ત્યાર પછી તે લખે છે :—

"'શિક્ષક અને પ્રતિષ્ઠા'ના મથાળા નીચે હું આપના માસિકમાં નીચેના પ્રશ્નોની છણાવટ ઇચ્છું છું. મને આશા છે કે તે શિક્ષણના વ્યવસાયમાં પડેલી દરેક વ્યક્તિને રસસ્પદ અને લાભદાયી નીવડશે :

"(૧) અર્વાચીન યુગની કહેવાતી વ્યાપારી અસર શિક્ષણના વ્યવસાયને કેટલા પ્રમાણમાં લાગુ પડે છે ? શું તે વ્યવસાયમાં ઉપયોગમાં આવતું દરેક એકમ આ અસરથી રંગાયેલું છે ?— હોવું જરૂરી છે ?

"(૨) શિક્ષક સમાજમાં પોતાનું સ્થાન કેવા પ્રકારનું લેવા ઇચ્છે છે ? એને આર્થિક ઉચ્ચતાની જરૂર છે ? શિક્ષણના વ્યવસાયીને જીવનનું ધોરણ કેવા પ્રકારનું રાખવું જોઈએ ? પોતાનું ધોરણ તે સમાજની કઈ વ્યક્તિના ધોરણ સાથે તુલના મૂકી શકે ?

"(૩) 'પ્રતિષ્ઠા' એ 'ધનવાન'ની માફક તુલનાત્મક શબ્દ છે. વળી ધંધા પ્રમાણે તેનો નોખો અર્થ થાય છે. એ દૃષ્ટિથી શિક્ષકે પોતાની સાચી રૂપરેખા કેવા પ્રકારની દોરવી જોઈએ ? તેના આધારે સમાજની દરેક વ્યક્તિ સાથે કેવા સંબંધથી પોતે બંધાવું જોઈએ ?

"(૪) શિક્ષકની પ્રતિષ્ઠા વધારવામાં અત્યારના શિક્ષક સંઘનો શો ફાળો છે ?"

આ અતિ વ્યાપક ભાષામાં મુકાયેલા મુદ્દા છે. છતાં તેના મર્મને અનુલક્ષી ઉપયોગી ચર્ચા કરવા ઇચ્છનારા તેને ઉપાડી લઈ શકે છે.

**ઉદ્યોગ-પદ્ધતિના તાલીમવર્ગ**

પ્રાંતભરનું પ્રાથમિક શિક્ષણ ક્રમે ક્રમે વર્ધા-પદ્ધતિ પર આણી દેવું, એ હવે મુંબઈ સરકારની નીતિ છે, એમ જાહેર થયું છે. તેની શરૂઆત, એક બાજુ અધ્યાપન મંદિરોને એ પદ્ધતિ પર મૂકવાં અને બીજી બાજુ શાળાઓમાં એ દિશામાં બનતો ફેરફાર શરૂ કરવો, એમ બે તરફથી થઈ છે. બીજી બાબતમાં, શાળાઓ માટે હવે એમ ઠરાવવામાં આવ્યું છે કે, તરત જ કોઈ એક ઉદ્યોગનું શિક્ષણ બે વર્ગમાં (ત્રીજા ને પાંચમા ધોરણમાં) શરૂ કરવું. અને તે માટે સ્કૂલ બોર્ડોને નીચેના ત્રણમાંથી કોઈ એક ઉદ્યોગ પસંદ કરવાની સૂચના અપાઈ છે :—

૧. ફળફૂલ ને શાકભાજીથી શરૂ કરી ઉપલા વર્ગોમાં ખેતી સુધી.

૨. કાંતણ પીંજણ; જે ઉપલા વર્ગોમાં વણાટ સુધી જાય.

૩. કાગળ- અને પૂંઠા- કામ, જે આગળના વર્ગોમાં સુતારી સુધી જાય.

સ્કૂલ બોર્ડ કોઈ એક ઉદ્યોગ પસંદ કરી, સાડા ત્રણ માસના તાલીમવર્ગ કાઢે અને શિક્ષકો તૈયાર કરી લે, જેનો બધો ખર્ચ સરકાર આપશે; સરકારે જણાવ્યું છે કે, વર્ધા-યોજનાની ઉદ્યોગ-પદ્ધતિ પર પહોંચવાની નીતિનો અમલ કરવો હોય તો કોઈ એક મૂળ ઉદ્યોગ પ્રાથમિક શિક્ષણના બીજા સામાન્ય ગણાતા વિષયો જેમ ફરજિયાતરૂપે વધવો જોઈએ. એટલે કે, પ્રાથમિક શિક્ષકોએ આ વિષયનું કામચલાઉ પણ જ્ઞાન તરત મેળવી લેવું જોઈએ.

વાચકને ખબર હશે કે, ૧૯૩૯–૪૦માં પણ આને મળતા ઉદ્દેશથી ગુજરાતની કેટલીક સ્કૂલ બોર્ડોએ આ નવી યોજનાનો શિક્ષકોને પરિચય આપવાને માટે તાલીમવર્ગો કાઢ્યા હતા. વચગાળાનાં ખોટાં વરસો વીત્યે પાછું એ કામ — અને હવે સીધું સરકારી નીતિ અને લાંબી યોજના પ્રમાણે તથા તેની મદદ વડે — શરૂ થાય છે, એ આનંદની વાત છે.

તાલીમવર્ગોમાં જનારા શિક્ષકભાઈઓને બે વાત કહેવા જેવી છે. તેઓ સમજે કે, આ વર્ગો અને તે પછી ભરાનારાં પગલાં આપણા દેશની રાષ્ટ્રીય શિક્ષણ-પ્રથાને ઘડવાને માટે ભરાય છે. પરદેશી સરકારની શિક્ષણ પ્રથાથી જાણ્યેઅજાણ્યે પડી ગયેલી અનિષ્ટ ટેવો તથા વૃત્તિઓ હવે આપણે છોડવી જોઈએ. રાષ્ટ્રોની પ્રાણવાન શિક્ષણ-પ્રથાઓ તેના શિક્ષકોના તેજસ્વી અને ઉત્સાહભર્યા કાર્યથી રચાઈ શકે છે. તેવું કાર્ય કરવાને તત્પર થવું જોઈએ. તો સ્વતંત્ર હિંદી જીવન ઘડવાને માટે તેમણે પોતાનો મોંઘો ફાળો આપ્યો એમ ભવિષ્ય કહેશે.

**પૂજ્યભાવના વારસાહકનો ઝઘડો**

તા. ૨૩–૨–'૪૭ના મુંબઈના 'ભારત જ્યોતિ' પત્રમાં નીચેની ખબર ધ્યાન ખેંચે એમ ગોઠવીને આપવામાં આવી હતી —

કાર્લ માર્ક્સની કબર લંડનના એક કબરસ્તાનમાં છે. થોડા વખત ઉપર રશિયન લોકોએ માગણી કરી કે, સમાજ- કે સામ્ય- વાદના પિતાસમા એ પુરુષના સાચા વારસો અમે રશિયન સોવિયેટના લોક છીએ, માટે એમના અવશેષ અમને મોસ્કોમાં રાખવા સોંપવા જોઈએ. પરંતુ બ્રિટિશ મજૂર પક્ષ આવા આગવા

વારસાહકના દાવાથી છંછેડાયો ને કહ્યું, અમે પણ માર્ક્સના જ વારસો છીએ અને એમના અવશેષને સંઘરવા માટે એટલા જ હકદાર છીએ.

એ પત્ર અંતે જણાવે છે કે, નકામી ચોળાચોળ ને પંચાત ન ઊભી થાય એમ વિચારી રશિયન લોકોએ અત્યારે એમના દાવા ઉપર ભાર મૂકવાનું માંડી વાળ્યું છે અને આગળ પર રશિયા અને બ્રિટન વચ્ચે કાંઈક વિશેષ સાગસારીનો વહેવાર જાગશે ત્યારે આ બાબત જોવાશે.

માનવ હૃદયમાં ધર્મભાવનાના ઊંડા રહસ્યરૂપે રહેલો સહજ કૃતજ્ઞતામૂલક પૂજ્યભાવ કેટલી જબરી પ્રેરણા છે, એનો આ દાખલો કહેવાય. ઉપરની ખબર હિંદના ધર્મઘેલા કહેવાતા લોકો રાજા રામમોહન રાયના બ્રિટનમાં સૂતેલા અવશેષો માગે એવી જાતની નથી, પરંતુ ધર્મને ઝેર માનવા ચાહનારા અને નાસ્તિકતાના અભિમાની એવા રશિયન સામ્યવાદીઓની છે. પુરાતત્ત્વવિદોમાં મત છે કે, મંદિરની ઉત્પત્તિ ચૈત્ય અને સદ્‌ગત મહાન પુરુષ પ્રત્યેની પૂજ્ય ભાવનામાંથી થઈ છે. લોકમાં ધર્મોના સંગઠનનું કેન્દ્રબિંદુ આવો પૂજ્યભાવ અને તેની આસપાસ પૂજાપાઠ અને દર્શનાદિનાં પરંપરાવિધિનું નિર્માણ એ હોય છે. રશિયન પ્રજાહૃદય પણ આ વિષે સાબૂત છે એમ ઉપરની ખબર જોતાં કહેવાય. લેનીનની ચૈત્યપૂજા તો ત્યાં આજે ચાલે છે, એ તો વાચકને ખબર હશે.

### પાપની છટકબારી?

થોડા વખત ઉપર મુંબઈમાં એક યજ્ઞ થયેલો. તે વખતે ત્યાંના એક ભાઈના પત્ર ઉપરથી આવેલો વિચાર સારનો મારી પાસે છે. એ હાથ આવતાં આજે પણ વાચકને પહોંચાડવા જેવો લાગવાથી નીચે ઉતારું છું:—

'મુંબઈનો લક્ષચંડી યજ્ઞ.' .. કહે છે કે ગયા ૯૦૦ વર્ષમાં એવો યજ્ઞ થયો નથી તો પછી આટલે વરસે શું કામ? ૯૦૦ વર્ષમાં એનો ખપ ન પડયો કે એ નકામો લાગ્યો, તેથી નહિ થયેલો? કે પછી તે વરસોમાં આજની જેમ કાળું ધન આટલું નહોતું ઊછળતું તેથી?

"આજના ધનની વાત પરથી બીજો વિચાર સૂઝ્યો ધનવાન લોકો પોતાની 'સ્થાપિત શ્રદ્ધા'થી દોરાઈ અને બ્રાહ્મણો પોતાના સ્થાપિત પુરોહિત 'ધંધા'ની તેની જોડે લાગ સાધી લઈ આ યજ્ઞ જનમાવતા હશે? કે ખરેખર, પૂર્વના લોકો પેઠે કોઈ જીવતીજાગતી શ્રદ્ધાથી? હિત, ધંધા પેઠે જ શ્રદ્ધા અને ધર્મ જેવી આધ્યાત્મિક વિભૂતિઓ પણ જડ કે તામસ યા 'સ્થાપિત' થઈ શકે છે એવી શ્રદ્ધાંધતા કે ધર્માંધતા વગર આવા યજ્ઞના ધુમાડા કરવાનું ભાગ્યે જ કોઈને યુગઅનુકૂળ કે હિતાવહ લાગે. મુંબઈના 'નૈમિષારણ્ય'માં કોઈ શાસ્ત્રના શબ્દ-ચતુર 'શુકદેવજી' પાસે યજ્ઞસત્ર કરાવાય, તેથી ત્યાં સનાતની જનતા જરૂર રેલાતી હશે. પણ તે ત્યાંથી શાંતિનો પાઠ લે છે? એમ હોય તો મુંબઈનાં છાપાંમાં તે જ દિવસોમાં તરેહવાર તોફાનોની વાતો કેમ આવે? ત્યાંનાં મંદિરો કેમ હરિજનોને હજી દૂર રાખી શકે છે? ગરીબોનાં ગળાં રેંસનાં બધાં કાળાં બજાર જેમનાં તેમ ત્યાં કેમ ચાલ્યા કરે? કે પછી અંધશ્રદ્ધા એવી દારુણ છે કે, એ બધાં પાપે જગતમાં ચાલે, પણ તેમને ધોતા રહેવા માટે યજ્ઞ, એવો એક માનેલો વહેમ જ ધર્મને નામે પોષાય છે?"

### પ્રચારમાં મદદ કરો

તા. ૧૬-૩-'૪૭ના 'હરિજનબંધુ'માં નવજીવન સંસ્થાનો વાર્ષિક હિસાબ (સને ૧૯૪૬) અને સરવૈયું બહાર પડ્યાં છે. તેમાંની આ માસિકના ઊપજ-ખર્ચની બાબત તરફ ધ્યાન ખેંચવું જોઈએ. આ માસિક ગુજરાત વિદ્યાપીઠના સહકારથી નવજીવન સંસ્થા ચલાવે છે, એ સૌ જાણે છે. હિસાબમાં એ પેટે વાર્ષિક જમા રૂ. ૪૬૯૯-૧૧-૯ બતાવ્યા છે અને સામી બાજુ ખર્ચ રૂ. ૫૦૩૨-૧-૬ છે. એટલે કે, આ પત્રનું ખર્ચ સરભર થઈ રહેતું નથી. વાચકોને વિનંતી છે કે તેઓ આ પત્રનો પોતાના મિત્રોમાં પ્રચાર કરી એ કાર્યમાં મદદ કરે. આજની મોંઘવારીમાં પણ રૂ. ચાર જ લવાજમ ચાલુ રાખવામાં મુખ્ય કારણ એ છે કે, સામાન્ય સાધનવાળો પણ, અથવા બેચાર જણ થઈને સહિયારું, તે વસાવી શકે.

### સુધારો વધારો

ગયા અંકમાં દિલ્હીમાં મળેલી હિંદુસ્તાની પ્રચાર સભાની કાર્યવાહક સમિતિનો મહત્ત્વનો એક ઠરાવ પ્રસિદ્ધ કર્યો હતો. તે વખતે મને જે નકલ મળી હતી તેમાં નીચેનો મહત્ત્વનો ભાગ રહી ગયો હતો તે મને પછીથી મોકલવામાં આવ્યો છે, જે નીચે આપું છું. તે છે બંને લિપિ શીખવવા અંગે:—

> "બંને લિપિ એકસાથે શીખવવામાં આવે કે વારાફરતી તેનો નિર્ણય કરવાનું પ્રાંતો ઉપર છોડવામાં આવે."

હિંદુસ્તાનીના શિક્ષણમાં તે ભાષાની બંને લિપિ શીખવવાનું હોવું જોઈએ. આ કામ કઈ ઢબે કરવું એમાં બેત્રણ વાત જોવાની રહે છે. એક તો શિક્ષણની ઢબની: એક એવો વાદ છે કે, બેઉ લિપિ સાથે શીખવવી. જેમ કે માતા— ા. બેઉ સાથે બાળક શીખે. કેટલાક કહે છે કે આ ન ફાવે; એક પછી બીજી શીખવવી.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

સંપાદકમંડળ

| | |
|---|---|
| જુગતરામ દવે | મણિભાઈ દેસાઈ |
| ગોપાળદાસ પટેલ | મગનભાઈ દેસાઈ (તંત્રી) |
| નગીનદાસ પારેખ | જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક) |



વર્ષ ૬ — અંક ૪

એપ્રિલ — નવજીવન, અમદાવાદ — ૧૯૪૭

@@PH0@@ અને સાહિત્ય

એપ્રિલ, ૧૯૪૭

વર્ષ ૬ — અંક ૪

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (કુચા મહાજની, ચાંદની ચોક); લાહોર (રોયલ પાર્ક, મેક્લિયડ રોડ) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, **અમદાવાદ**

## અમારાં નવાં પ્રકાશનો

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૬–અંક ૪] અમદાવાદ [એપ્રિલ, ૧૯૪૭

## શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય

[ગુજરાત વિદ્યાપીઠ તરફથી નીચેનું પ્રસિદ્ધ કરવાને માટે મળ્યું છે:—]

૧

મહાત્મા ગાંધીજીએ ગુજરાતમાં સમાજસેવાની એક નવી પરંપરાને જન્મ આપ્યો છે. ગુજરાતના જાહેર જીવનમાં આ એમણે એક કાયમી અને અમૂલ્ય ઉમેરો કર્યો છે. એ પરંપરા ગુજરાતના જાહેર જીવનમાં ચિરંજીવી થવી જોઈએ.

આ પરંપરાનું જન્મદાયી બળ, રાષ્ટ્રની સ્વતંત્રતાનો પ્રેમ અને તેને માટે લડવાની વીરતાભરી ત્યાગશક્તિ એ હતું. એ ભાવનાને જીવનમાં પ્રત્યક્ષ મૂર્તિમંત કરવાને તેમણે રચનાત્મક કાર્યક્રમ આપ્યો. તે કાર્યક્રમની ખૂબી એ છે કે, જાહેર જનતાની વ્યાપક સેવાની સાથોસાથ દેશના સ્વાતંત્ર્યની સત્ય-અને-અહિંસાની લડતનું કાર્ય પણ થઈ શકયું છે.

સ્વરાજ સ્થપાતાં ઉપરનું પ્રેરકબળ જુદું જ સ્વરૂપ પકડે છે. છતાં તેનો આત્મા નૈતિક સેવાની ભાવના છે. તે વગર સ્વરાજ અને સ્વતંત્ર પ્રજાજીવન પ્રગતિશીલ અને પ્રાણવાન ન રહી શકે. બલ્કે આ ભાવના, આજ સુધી સરકારી 'નોકરો' કહેવાતા લોકમાં પણ હવે ઊતરવી જોઈએ. તેઓ શબ્દોમાં પ્રજાસેવક કહેવાય છે, હવે સ્વરાજ સરકારે રોકેલા ખરેખરા પ્રજાસેવક તેમણે થવાનું છે. તેમનામાં પણ પ્રજાસેવાનો ભાવ હોવો જોઈશે. એટલે કે, અત્યારે ગુલામી અને સ્વાતંત્ર્યયુદ્ધના જમાનામાં સરકારી 'નોકર' અને પ્રજાસેવક બે જુદા અને વિરોધી વર્ગ જ જે સમજાય છે, એ વસ્તુ નાબૂદ થવી જોઈશે. જોકે, તે થવા છતાં બિનસરકારી પ્રજાસેવક જેવો નાગરિકોનો વર્ગ જરૂર રહેશે. અને તેવો વર્ગ નવા યુગમાં પણ ચાલુ રહેવો જોઈએ.

એટલે રાષ્ટ્રને માટે સેવકો તૈયાર કરવાનું કામ હવે ઊલટું વિશેષ ધ્યાનપૂર્વક ચલાવવું જોઈએ. અને સ્વરાજમાં પણ જાહેર પ્રજાસેવકોનાં જાત જાતનાં મંડળો ચાલવાં જોઈએ. એવાં મંડળો માટે કામો અત્યારે પણ છે, અને ભવિષ્યમાં વધ્યે જ જવાનાં.

સ્વ૰ મહાદેવભાઈ દેસાઈનો સ્મારક ફાળો આ પ્રકારની કાંઈ મૂર્તઅમૂર્ત ભાવનામાંથી ઊભો થયો હતો. તેના ફળરૂપે આ મહાવિદ્યાલયની સ્થાપના છે. નવા યુગને માટે આવા સરકારી અને બિનસરકારી પ્રજાસેવકોને માટે સ્નાતકની કક્ષાનો અભ્યાસ યોજવો એ તેનો હેતુ છે.

ગુજરાત વિદ્યાપીઠનાં ધ્યેયોમાં પહેલું ધ્યેય આ પ્રમાણે રહ્યું છે:

'વિદ્યાપીઠનું મુખ્ય કામ સ્વરાજપ્રાપ્તિને સારુ ચાલતી પ્રવૃત્તિઓને અર્થે ચારિત્ર્યવાન, શક્તિસંપન્ન, સંસ્કારી અને કર્તવ્યનિષ્ઠ કાર્યકર્તાઓ તૈયાર કરવાનું છે.'

આ ધ્યેય અનુસાર અત્યાર સુધી વિદ્યાપીઠની પ્રવૃત્તિ ચલાવવામાં આવી છે. આ વિદ્યાલય પણ એ દૃષ્ટિથી હવે શરૂ થતા નવયુગમાં ચલાવવામાં આવશે.

૨

ગયા જાનેવારી માસમાં શ્રી મહાદેવ દેસાઈ સ્મારક ટ્રસ્ટે ટ્રસ્ટ ફંડમાંથી કરવાનાં કામોની વિચારણા કરીને ગુજરાત માટે એક સમાજસેવક મહાવિદ્યાલય ચલાવવાનું ગૂજરાત વિદ્યાપીઠને સોંપ્યું હતું. તેનો સ્વીકાર કરીને ગૂજરાત વિદ્યાપીઠ મંડળે ૧૯૪૭ના જૂન માસથી એક મહાવિદ્યાલય શરૂ કરવાનું નક્કી કર્યું છે, અને તેના સંચાલનને માટે નીચેના બાર સભ્યોની એક સમિતિ નીમી છે:—

૧. સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ—પ્રમુખ
૨. શ્રી મોરારજીભાઈ દેસાઈ
૩. શ્રી ખંડુભાઈ દેસાઈ
૪. શ્રી જુગતરામ દવે

૫. શ્રી દિલખુશ દીવાનજી
૬. શ્રી જીવણજી દેસાઈ
૭. શ્રી ગોપાળદાસ પટેલ
૮. શ્રી ઠાકોરભાઈ દેસાઈ
૯. શ્રી વિઠ્ઠલદાસ કોઠારી
૧૦. શ્રી કહાનજીભાઈ દેસાઈ (મ૦ દે૦ ટ્રસ્ટ તરફથી)
૧૧. શ્રી દરબાર ગોપાળદાસ દેસાઈ ( „ )
૧૨. શ્રી મગનભાઈ દેસાઈ (મંત્રી – મહામાત્ર)

આ વિદ્યાલયનું નામ 'શ્રી મહાદેવ દેસાઈ સમાજ-સેવા મહાવિદ્યાલય' રાખવામાં આવ્યું છે.

તેમાં દાખલ થવા માટે ગૂજરાત વિદ્યાપીઠની પ્રથમા પરીક્ષા અગર કોલેજની પ્રથમ વર્ષની પરીક્ષા જેટલી લાયકાત રાખવામાં આવી છે. અને તે ઉપરાંત દરેક ઉમેદવારની પ્રાવેશિક પરીક્ષા લેવાનું રાખ્યું છે.

મહાવિદ્યાલયનો અભ્યાસક્રમ ત્રણ વરસનો છે. તે દરમ્યાન સમાજવિદ્યાના જુદા જુદા વિષયોના અધ્યયન ઉપરાંત પસંદગીનાં એવાં ક્ષેત્રોમાં પ્રત્યક્ષ તાલીમ લેવાની રહેશે.

અભ્યાસને અંતે 'સમાજવિદ્યા વિશારદ'ની પદવી આપવામાં આવશે અને તે ગૂજરાત વિદ્યાપીઠ તરફથી અગાઉ અપાયેલી પદવીઓની માફક સરકારમાન્ય કરાવવામાં આવશે.

ગૂજરાત વિદ્યાપીઠ, ૧૯૨૦માં તેની શરૂઆત થઈ ત્યારથી, રાષ્ટ્રની સ્વરાજની લડતને અનુકૂળ રહીને જુદે જુદે સ્વરૂપે રાષ્ટ્રીય કેળવણીના ક્ષેત્રમાં કામ કરતી રહી છે. ૧૯૨૦થી '૩૦ સુધી વિદ્યાપીઠ તરફથી, સ્નાતકની કક્ષાનું મહાવિદ્યાલય તેમ જ વિનયમંદિર ચલાવવામાં આવ્યાં હતાં. વચ્ચે ૧૯૩૫થી '૪૨ના ગાળામાં વિનીત સુધીના વર્ગો ચલાવવામાં આવ્યા હતા. હવે શરૂ થતા સ્વતંત્ર હિંદના નવા યુગમાં વિદ્યાપીઠે હાલ તુરત વિનયમંદિર શરૂ કરવાને બદલે, ઉપર મુજબ સમાજસેવા મહાવિદ્યાલય શરૂ કરવાનું નક્કી કર્યું છે. તેમાં દાખલ થવા ઇચ્છનારે તા. ૨૦મી મે, ૧૯૪૭ સુધીમાં પોતાની અરજી મોકલવાની છે. ત્યાર બાદ ઉમેદવારોને પ્રાવેશિક પરીક્ષા માટે બોલાવવામાં આવશે. આ વિષે વિશેષ માહિતી 'શ્રી. મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૬', એ સરનામે ત્રણ આનાની ટિકિટો બીડીને લખવાથી મોકલવામાં આવશે.

# કેળવણી-વિષયક એક પ્રશ્નોત્તરી

[લગભગ વરસ ઉપર શ્રી. કાકાસાહેબ સાથે પત્રથી થયેલી એક પ્રશ્નોત્તરીમાંથી કેટલોક ભાગ તેના પ્રશ્નકારે મને મોકલેલો તે અત્યાર સુધી વાચકોને આપી નહોતો શક્યો. આજે રસિક થાય એનો તેમાંનો ભાગ નીચે ઉતાર્યો છે. મોકલનાર ભાઈએ પ્રશ્ન લખ્યા નથી, પણ શ્રી. કાકાસાહેબે આપેલા તેના ઉત્તરો પરથી વાચક તે સહેજે કલ્પી લેશે દરેક વિષય ફૂદડીથી જુદો પાડી આપ્યો છે મ.]

રાષ્ટ્રીય કેળવણીના અનેક અર્થ થઈ શકે છે. જ્યાં રાષ્ટ્રીય ભાવના નથી, સુપ્ત છે, અથવા શિથિલ છે, એવા સમાજમાંથી એક સમર્થ અને એકજીવ રાષ્ટ્રનિર્માણ કરવાને અર્થે ચલાવેલી કેળવણી, તે રાષ્ટ્રીય કેળવણી — એવી વ્યાપક વ્યાખ્યા કરી શકાય. એવી કેળવણીની પ્રેરણા અને તંત્રવ્યવસ્થા કાં તો એ રાષ્ટ્રના સમસ્ત ઘટકોના હાથમાં હોય, અથવા એ રાષ્ટ્રીયતાની જેમને સ્પષ્ટ કલ્પના છે, એવા રાષ્ટ્ર-સેવકોના હાથમાં હોય.

ઇંગ્લન્ડમાં આજે પ્રજાકીય સરકાર તરફથી જે રાષ્ટ્રવ્યાપી કેળવણી અપાય છે, તે ઇંગ્લન્ડ માટે રાષ્ટ્રીય કેળવણી જ છે. આપણે ત્યાં એવી સ્થિતિ નથી. આપણે સ્વરાજ્યપરાયણ — સ્વરાજસેવાને અર્થે ખપી જનારા રાષ્ટ્રસેવકો તૈયાર કરવા છે. રાષ્ટ્રસેવકો પાસે જ્ઞાતિ, ધંધા, ધર્મ કે પ્રાંતનો ભેદ ન જ હોઈ શકે.

* * *

કેળવણીનું વાહન ખરું જોતાં ભિન્ન ભિન્ન પ્રવૃત્તિ જ છે. કેળવણીમાં જેટલે દરજ્જે વિચારવિનિમયને અર્થે, ભાષાને સ્થાન છે, તેટલે દરજ્જે ભાષાવાર કેળવણીનાં અલગ અલગ સંગઠનો અને સંસ્થાઓ સ્થાપવી પડશે. પણ કેળવણીની પદ્ધતિમાં ફેર ન પડે.

* * *

તમે કેળવણી ને જાળવણીનો ભેદ ઠીક કર્યો છે. કેળવણી આંતરિક છે, જાળવણી બાહ્ય ને યાંત્રિક છે. આપણે જાળવણીની ઉપાસના ન કરીએ. બાહ્યનિયમન, માર, ધાકધમકી ને લાંચ-રુશવત દ્વારા બહુ જ મજાનાં

પરિણામો આણી શકાય છે, એ વિષે શંકા નથી. પણ એ વાટે આત્મા અપમાનિત થાય છે, કેળવાતો નથી. એ રસ્તો અને એનાં પરિણામો બન્ને આપણને માટે ત્યાજ્ય હોવાં જોઈએ.

ખાસ કરીને ઉપેક્ષિત અને દલિત કોમોની બાબતમાં આપણા જેવા લોકોએ અત્યંત સાવધાન રહેવું જોઈએ. બાહ્ય વ્યવસ્થા ને પરિણામના લોભમાં ભીલ જેવી બાળકોમનું આત્મિક અહિત આપણે ન કરીએ. પોલીસખાતું, ફોજખાતું એ રીતો અજમાવે છે. આપણે એ પાપ ન કરીએ.

* * *

સ્વતંત્ર આશ્રમ, સ્વાવલંબી શાળા શક્ય છે કે કેમ? એ તમારો પ્રશ્ન આજે બધાને મૂંઝવે છે. અમુક દરજ્જે આ વસ્તુ શક્ય છે, હોવી જ જોઈએ. દરેક સંસ્થા કેળવણીનું કાર્ય ઉત્તમ રીતે ચલાવે ને સાથે સાથે કરકસર અને ઉત્પાદક શ્રમ દ્વારા બની શકે તેટલી પગભર થવાનો પ્રયત્ન કરે, તો જ આ પ્રશ્નનો જવાબ આપણને મળી શકે. પરિપૂર્ણ સ્વાવલંબન શક્ય નથી એ વાત સહેજે સિદ્ધ કરી શકાય. પણ તે ઉપરથી આજનું પરિપૂર્ણ પરાવલંબન સમર્થનીય ગણાય ખરું?

પંદર વિદ્યાર્થીઓનો આશ્રમ સ્વાવલંબી બનાવી શકાય કે કેમ, એ તમારા પ્રશ્ન સામે હું બીજો પ્રશ્ન પૂછું—જેમની પાસે થોડીક સામાન્ય જમીન ને મૂડી છે અને જેમની સંસ્કારિતા સમાજમાં વખણાય છે એવી પંદર વ્યક્તિઓનું કુટુંબ સ્વાવલંબી બનીને પોતાના સંસ્કારો ટકાવી શકે છે કે નહિ? કુટુંબમાં બાળકો હોય, વૃદ્ધો હોય, બીમારો હોય અને વગર કારણે કુટુંબસંસ્થાનો લાભ ઉઠાવનાર મહેમાનો પણ હોય, અને છતાં જો કુટુંબ સ્વાવલંબી બની શકે છે, તો ઓછા બોજાવાળા આશ્રમો સ્વાવલંબી કેમ ન બને?

તમે પૂછો છો, "ભીખ માગી માગીને કેટલાં વર્ષ જિવાય?" એ પ્રશ્નનો જરા વધારે વિચાર કરીએ—

સરકારો ને દેશી રાજાઓ ભીખ માંગીને નથી જીવતા, પણ જબરદસ્તીથી પૈસા ઉઘરાવીને જીવે છે! પ્રમાણમાં પ્રજાની સેવા કરે તો રાજાઓનું ને સરકારોનું જીવન નામોશીભરેલું ન ગણાય. પણ એવું છે ખરું? 'જબરદસ્તી કરી કરીને કેટલાં વર્ષ જિવાય' એવો સવાલ એમને ઊઠતો નથી.

જનતાની—ગરીબોની અજ્ઞાનતા અને કફોડી દશાનો લાભ લઈ, અને ચૂસી ખાનારા મૂડીદારો, વ્યાજ ઉપર નભનાર શાહુકારો, ને પ્રજાદ્રોહ કરીને સરકાર પાસેથી ખાસ પેન્શન મેળવનાર લોકો વિચારે છે ખરા કે આમ કેટલાં વર્ષ જિવાય?

ચોરી કે લૂંટ કરી કરીને અથવા દુનિયાને ઠગી ઠગીને કેટલાં વર્ષ જિવાય એમ પૂછવા જેટલી ધર્મબુદ્ધિ હજી સમાજમાં પ્રગટ થઈ નથી. આજ સુધીના સાહિત્યમાં એવું વાક્ય ક્યાંય લખાયું કે ઉચ્ચારાયું નથી.

ઇસ્પિતાલો ચાલે છે તે લોકોની સખાવત ઉપર જ ચાલે છે. પછી સમાજની અનેક વ્યક્તિઓને સંસ્કારી ને સ્વાશ્રયી બનાવવા મથનાર આશ્રમો અને શાળાઓ સમાજની મદદ ઉપર નભે, એને આપણે 'ભિક્ષા' કેમ ગણીએ? નાનાં બાળકો શું ભિક્ષા માગી માગીને જીવે છે? વૃદ્ધ થાક્યા પછી જે આરામ ભોગવે છે તે શું ભિક્ષા છે? શિક્ષણસંસ્થાઓ ચલાવવાની પોતાની ફરજ સમાજ ન જાણે તો સમાજને એના કર્તવ્યનું ભાન કરાવીએ. આપણા રાષ્ટ્રસેવકો શિક્ષણસંસ્થાઓ માટે પૈસા ભેગા કરે ત્યારે તેમણે લોકોને સાફ કહી દેવું જોઈએ કે, અમે દયા નથી માગતા, ભિક્ષા નથી માગતા, રૂઢ અર્થમાં દાન ઉપર નભવા નથી માગતા; સમાજને ઉત્તમમાં ઉત્તમ સેવા આપીએ છીએ અને એની પાસેથી ઓછામાં ઓછું લઈએ છીએ તે હક્કપૂર્વક લઈએ છીએ.

જ્યારે જ્યારે કેળવણીને અર્થે મેં પૈસા માગ્યા છે, ત્યારે ત્યારે મેં લોકોને કહ્યું છે કે, કામ તમારું છે. એને માટે પૈસા આપો. તમારા પૈસા મડદાલ છે તે વાપરીને હું જીવતા કરું છું અને તમને સમાજસેવાની તક આપું છું, માટે મને ધન્યવાદ પણ આપો. લોકો મારી દૃષ્ટિ સમજી જાય છે ને તે વૃત્તિથી જ આપે છે.

ભીલો જેવી પછાત કોમનાં બાળકો ઉપર આપણા રાષ્ટ્રીય વિચારો ન લદાય એટલા ખાતર જ તેમને પસંદ હોય એવી કેળવણી આપવી પડે છે. એમાંથી જ સરકારી ગ્રાન્ટ, સરકારી અભ્યાસક્રમની નીતિ આપણને વળગે છે. આપણી સરકાર થઈ જાય, ત્યારે સરકારી કેળવણી ને રાષ્ટ્રીય કેળવણી, એ દ્વૈત દૂર થશે. સરકારી નોકરી કરતાં પણ ત્યાર પછી નાનમ નહિ લાગે.

કાકાસાહેબ કાલેલકર

# ગાંધીવાદ અને સામ્યવાદ

ગાંધીજીની કાર્યપદ્ધતિ અને તેના સિદ્ધાંતને 'ગાંધીવાદ' નામ અપાયું ને તે ચાલે છે. પરંતુ, તેની જ સાથોસાથ, વાદ તરીકેનું એ નામ બરોબર નથી, એમ ગાંધીજી પોતે ને બીજા કેટલાક વિચારકો કહેતા રહ્યા છે; કારણ એ કે, તે 'વાદ' નથી. પરંતુ વાદ કહેવાતી બીજી પદ્ધતિઓથી તેનું અલગપણું તો છે જ; તેથી તે વાદમાં તો ખપે. એટલે ભાષામાં 'ગાંધીવાદ' શબ્દ ચાલ્યો. જેમ અંગ્રેજીમાં લેનીનવાદ, સ્ટાલીનવાદ જેવા વિશેષનામવાળા વાદોના શબ્દો બન્યા તેમ.

આવા શબ્દને બદલે કાંઈક તે વાદની ખાસિયત સૂચવતો શબ્દ યોજવાના પ્રયત્નો પણ થયા છે. તેમાંનો નોંધપાત્ર પ્રયત્ન 'ગાંધીવાદ'ને 'સર્વોદય' કે તેનો સિદ્ધાંત કહેવામાં આવ્યો, તે છે. આ શબ્દ ગાંધીજીએ પોતે બીજા સંજોગોમાં યોજેલો — રસ્કિનની 'અનટુ ધિસ લાસ્ટ'ના અનુવાદ તરીકે. તેને જ તેમની કાર્યપદ્ધતિના સિદ્ધાંતના વાચક તરીકે બહુ સમર્પકતાથી વાપરી શકાય, એ તો સ્પષ્ટ છે. સમાજનો આદર્શ સામ્ય સ્થાપવાનો માનનાર વાદ તે સામ્યવાદ; તેમ જ તે આદર્શ સર્વોદય છે એમ માનનાર વાદ તે સર્વોદયવાદ છે.

આ શબ્દો આદર્શના વાચક છે. પરંતુ સર્વોદયવાદ અને સામ્યવાદનો સાચો ભેદ સાધ્ય કે આદર્શ કરતાં તેને માટેના સાધનમાં કે કાર્યપદ્ધતિમાં રહેલો છે. તે બે વચ્ચે સાધન પરત્વે મુખ્ય ભેદ છે એમ કહો તોય કશો વાંધો ન ગણાય. એટલે આ બે વાદોને માટે સાધનવાચક શબ્દો વધારે સારા અને સૂચક પણ ગણાય. પેલા શબ્દોના આટલા વરસના વપરાશ બાદ કદાચ એવા નવા શબ્દો વપરાશમાં ન ઊતરે, એમ બને. એમને ઉતારવાને કે ચલાવવાને માટે આ લખાણ નથી. પરંતુ એવા યોગ્યતર શબ્દો વિચારવા દ્વારા, એ બે વાદો વચ્ચે અત્યારના ક્રાંતિગ્રસ્ત સંજોગોમાં જે વિચારપ્રેરક અથડામણ ચાલતી જોવા મળે છે, તેમાં ડોકિયું કરવાનો આ પ્રયત્ન છે.

ગાંધીજી પોતાને પહેલા સુધારક અને તેને લઈને રાજકારણી બનેલા કહે છે. પરંતુ તે જૂના સંસાર-સુધારક જેવા સુધારક નથી. તેમના જાહેર જીવનની શરૂઆતથી જુઓ તો, સુધારાને અર્થે કામ કરતાં રાજકારણને અલગ કે અસ્પૃશ્ય રાખીને તે કદી ચાલ્યા નથી. આ હકીકતને તેમણે એવી રીતે વર્ણવી છે કે, સુધારાનું કામ કરવાને માટે મારે રાજકારણમાં જવું પડ્યું છે; બાકી હું મૂળે રાજકારણી નથી. આનો વધુ વિચાર કરવો હોય તો ગાંધીજીના જીવનમાં ઊંડે ઊતરવું પડે, જે કરવાની જરૂર નથી. કહેવાની મતલબ એ છે કે, સુધારો કરવાની લોકસેવા કરવા જતાં, તે સેવાએ રાજકારણમાં ગાંધીજીને ખેંચ્યા. અને ત્યાં એ સેવા દ્વારા એમણે રાજકારણ ચલાવ્યું. સૌ કોઈ કબૂલ કરે છે કે, રાજકારણ એ બળનો પ્રયોગ છે. સારાં નઠારાં જાત જાતનાં સામાજિક બળોને પ્રેરી, તેમનું ફાવતું સંગઠન કરી, રાજકારણ ખેલવામાં આવે છે. ગાંધીજીએ એમાં પોતાની નવી ભાત પાડી બતાવી અને તે સત્યાગ્રહની. સત્યાગ્રહ એટલે સુધારાની લોકસેવાના પાયા પર ખેલવાના રાજકારણની રીત. આવી તેની વ્યાખ્યા ખુશીથી આપી શકાય.

આટલું જણાવીને હવે મૂળ વાત ઉપર આવું. ગાંધીવાદને જો સાધનની તેની ખાસિયત પરથી નામ આપવું હોય તો એને સેવાવાદ કહી શકાય.

આ હવે સામ્યવાદને માટે વિચાર કરીએ તો, તેના સાધનની ખાસિયત સમજીને, તેને શું નામ આપી શકાય? ચાલુ રાજસત્તાને કબજે કરવી એ એનું ધ્યેય છે. તેને માટે લોકોમાં જે હિતવિરોધો હોય તેમને વાપરી લેવા એ તાકે છે. તેથી એકહિતવાળા લોકોનો વર્ગ રચવા માટે, સામા હિતવાળા વર્ગ પ્રત્યે સહેજે પ્રેરી શકાતાં દ્વેષ અને શત્રુતાની ભાવના કામમાં લેવામાં આવે છે. આમાં લડાઈનો રસ આવે છે એ વળી એક વધુ ફાવતું થાય છે. આમ વર્ગવિગ્રહ એ એના બલસંગઠનનું મુખ્ય સાધન છે. એટલે સામ્યવાદના એ મુખ્ય સાધન પરથી જો તે વાદનું નામ પાડવું હોય તો તેને વર્ગવિગ્રહવાદ કહેવો ઘટે. ગાંધીવાદ કે સર્વોદય સેવા દ્વારા બલસંગઠન કરે છે; સામ્યવાદ પ્રજાના વર્ગોમાં હિતવિરોધની કટુતા જગવવા દ્વારા

બલસંગઠન કરે છે. આવી દ્વેષ કે અસૂયા શક્તિ એનું સાધન છે. ગાંધીજી કોઈ પણ વર્ગ પ્રત્યે આવી શત્રુતા નથી માંડતા — અનસૂયા (અથવા એમનો પ્રિય શબ્દ અહિંસા) એમનું સાધન છે.

આ એક મોટો તાત્ત્વિક ભેદ થયો. એક બીજો પણ છે, ને તે પણ એવો જ મૂલગત છે. તે વિષે હવે પછી જોઈશું.

૧૦-૩-૧૯૪૭ મગનભાઈ દેસાઈ

# કમજોર સાત્ત્વિકતા

ભણેલા અને વિચાર કરનારા લોકોનો એક એવો વર્ગ આપણા દેશમાં મળી આવે છે કે જેઓ મનથી ભલા છે, ભલાઈ ઇચ્છે છે અને ભલાઈને રસ્તે ચાલીને પોતાનાં મન અને કર્મોને વધારે પવિત્ર કરતા રહેવા ચાહે છે. પણ સાથે જ તેઓ પોતામાં એક જાતની કમજોરી જુએ છે. તેઓ પોતાના નિશ્ચયો પર સ્થિર રહેવાની અને તેનો અમલ કરવાની પોતામાં શક્તિ જોતા નથી, અને જેને પકડીને પોતે સહેલાઈથી ઉન્નતિને રસ્તે ચાલ્યા કરે તેવો કોઈ સારો આધાર મળે એમ અપેક્ષા કરે છે. પોતાની આજુબાજુ કોઈ એવું વાતાવરણ તેઓ જોતા નથી કે જે તેમને સારાં કામો અને વિચારોની હંમેશાં પ્રેરણા આપે, તેમનાં જોશ અને ઉત્સાહ વધારે અને તેમની સદ્ભાવનાઓને અમલમાં મૂકવાની કોઈ તૈયાર તજવીજ કે યુક્તિ બનાવે. ઊલટું, તેઓ પોતાની આસપાસનું વાતાવરણ — ઘરમાં, જાતિમાં, ગામમાં, મંદિરો અને મઠોમાં, સરકારી દફતરોમાં તથા સાર્વજનિક સંસ્થાઓમાં—સ્વાર્થ, તંગદિલી, દંભ, છળ-કપટ વગેરેથી ભરેલું જુએ છે. પરિણામે, કોઈ પણ જગાએ તેમનું મન શાંતિ પામતું નથી.

એવા પ્રતિકૂળ વાતાવરણથી ત્રાસીને કેટલાક તરુણો એક દિવસ ઉત્સાહમાં આવીને ઘર છોડી દે છે અને કોઈ દૂર સ્થાનમાં આવેલા કોઈ પ્રસિદ્ધ પુરુષ અને તેમના આશ્રમનો આશ્રય શોધે છે. ઉત્તરનો તરુણ દક્ષિણમાં જાય છે અને દક્ષિણનો ઉત્તરમાં. ઘણી વાર તો ત્યાંથી તે ફરીને નિરાશ થઈને પાછો ઘેર આવે છે. અને પછી ભલાઈ અને ઉન્નતિ પરની તેની શ્રદ્ધા જ ઊડી જાય છે. 'દુનિયામાં ભલાઈ કરવામાં કશો માલ નથી' એવો એના અનુભવનો સાર નીકળે છે.

પરંતુ આ પ્રમાણે એક વાર પણ ઘરઆંગણું છોડી શકનારા લોકો ગણ્યા ગાંઠ્યા જ હોય છે. હજારો માણસોને માટે આ રસ્તોયે બંધ જેવો છે. નાનપણથી કૌટુંબિક બંધનોમાં તેઓ એવી રીતે ફસેલા હોય છે કે ઘરથી દૂર જવું અને પોતાના જીવનનો રસ્તો બિલકુલ જુદો કરી લેવો એ તેમને માટે સંભવિત નથી. એક તરફથી તેમનામાં એટલો ઉત્સાહ અને કર્તૃત્વ નથી હોતું કે તેઓ પોતાની આજુબાજુની મુશ્કેલીઓ સામે લડીને ઉચ્ચ ધ્યેય તરફ સ્થિરતાથી જઈ શકે. બીજી તરફ એમની ઉચ્ચ જીવન અને વાતાવરણની ભૂખ કાયમ રહે છે. પરિણામે, 'ન સધાયો સ્વાર્થ કે ન સધાયો પરમાર્થ: ન અહીંના રહ્યા કે ન ત્યાંના' એ પ્રમાણે તેઓ નિરાશ, હંમેશાં અતૃપ્ત અને અપ્રસન્ન રહે છે, અને તેમનો સ્વભાવ પણ ધીરે ધીરે સાત્ત્વિકતા અને સત્પ્રવૃત્તિ તરફ વધવાને બદલે ક્રોધ, આળસ, કોરી તત્ત્વચર્ચા, થોથા વેદાંત, અકર્મણ્યતા અને બીજાઓમાં દરેક પ્રકારની ઊણપો શોધવા તરફ વળતો જાય છે. મને સમજાય છે ત્યાં સુધી એમ લાગે છે કે, આ બધાની જીવનની મુખ્ય સમસ્યા આ છે:— એમની કર્તૃત્વશક્તિ, ત્યાગ-શક્તિ અને આત્મસંયમની શક્તિ મર્યાદિત છે, તોપણ એમની ઉન્નતિની અભિલાષા સાચી છે. તેઓ કેવી રીતે પોતાની આસપાસ જ ઉન્નતિ તરફ લઈ જનાર વાતાવરણને પેદા કરે?

વિચાર કરતાં માલૂમ પડશે કે, આ મનોદશાની પાછળ એક તરફથી સાત્ત્વિકતાનું અને બીજી તરફથી કમજોરીનું મિશ્રણ છે. આપણા સમાજમાં આવી મેળ વગરની અવસ્થા પેદા થવાનાં કારણોની શોધ કરીએ તો મને લાગે છે કે લગભગ નીચે લખેલી પરિસ્થિતિ-ઓમાંથી કોઈ એક કે વધારે છે એમ માલૂમ પડશે:

૧. નાનપણમાં અને જુવાનીની શરૂઆતના દિવસોમાં પ્રસન્નતા સાથે શારીરિક મહેનત કરવાની રુચિ અને ટેવનો અભાવ; ઘરનું કામ, રમતગમત, વ્યાયામ, હાથપગ ચલાવીને કોઈ વસ્તુ બનાવવાની અથવા સુધારવાની મહેનત અને કલા તરફ અરુચિ.

૨. દિવસનો ઘણો મોટો ભાગ વાંચવા લખવામાં ગાળવાનો શોખ: પછી તે વાંચવા લખવાનું શાળાના વિષયોનું હોય, નવલકથાઓનું હોય કે ધાર્મિક સાહિત્યનું હોય?

૩. અથવા તેમાં પણ અરુચિ, અને કેવળ આળસુ બેસી રહેવાની, ઘણો વખત સૂવાની અથવા નકામી ગપાટા મારવાની ટેવ.

૪. પોતાની જે કાંઈ શક્તિઓ કે સદ્ગુણો હોય તેને વધારવાના વિચારને બદલે પોતાની ઊણપોનું જ ચિન્તન કરવાની ટેવ.

૫. બધે અનાસ્થા, અશ્રદ્ધા અને ભાવનાઓની શુષ્કતા.

૬. નિરીક્ષણ, અભ્યાસ અને અનુભવ દ્વારા તત્ત્વજ્ઞાનના અંતિમ સિદ્ધાન્તોની પ્રતીતિ કરવાના પ્રયત્નને બદલે કલ્પના, તર્ક અને શાસ્ત્રાર્થ દ્વારા, તથા અભ્યાસ અને કેવળ રટણ કરીને નિશ્ચય કરવાનો પ્રયત્ન.

૭. ધાર્મિક ગ્રંથોની અત્યુક્તિવાળી અને એકાંગી કથાઓને વર્તનનો આદર્શ સમજવાની ભૂલ — જેમ કે, અતિથિસત્કાર માટે કબીર યા ચેલૈયાનું આખ્યાન, નામસ્મરણ વિષે અજામિલની કથા, વગેરે.

૮. કોઈ એક ગુણ, ધર્મ અથવા સાધન બધા ગુણો, ધર્મો અને સાધનોને પરિપૂર્ણ કરે છે એવું સમજવાની ભૂલ. ઉદાહરણરૂપે 'અહિંસા પરમો ધર્મઃ' એમ કહ્યું છે. પરંતુ એનો અર્થ એવો તો નથી જ કે, બીજા ગુણો, ધર્મો અને સાધનોની કોઈ જરૂર નથી અને એક અહિંસાની પરાકાષ્ઠા થઈ એટલે, જેમ શરીર સાથે છાયા આવે છે તેમ, બીજા ગુણો ધર્મો અને સાધનો પોતાની મેળે જ પૂર્ણ થઈ જાય છે.

૯. વ્રતતપસ્સંયમો વિષે એક તરફથી ઘણા જ ઊંચા અને અસાધ્ય આદર્શની કલ્પના અને બીજી તરફથી ભોગોમાં સામાન્ય નિયમોનું પાલન કરવાની પણ અશક્તિ અને માનસિક અસ્થિરતા.

૧૦. એવું સાધન અને યુક્તિ શોધવાની ઇચ્છા કે જેથી જીવન સુખમાં વીતે, ઘણો પુરુષાર્થ અને ત્યાગ કરવો ન પડે, સાધન–સંયમ વગેરેનાં કષ્ટો ઉઠાવવાં ન પડે અને છતાં જીવનનો પૂર્ણ ઉત્કર્ષ અને શાંતિ પ્રાપ્ત થાય.

૧૧. "છોડીને સઘળા ધર્મો, મારું જ શરણું ધર;
હું તને સર્વ પાપોથી છોડાવીશ, નચિંત થા."
ગીતાધ્વનિ, ૧૮–૬૬

એમ કહીને એવી સાધના અને કર્તવ્યપાલનના પરિશ્રમમાંથી મુક્તિ આપનાર ગુરુની શોધ.

બીજાં પણ કેટલાંયે કારણો બતાવી શકાય – જેમ કે, અસંસ્કારી, કેવળ ધનલોલુપ અને જૂના વિચારોમાં મશગૂલ પરિવારની વચ્ચે જીવન, બાળવિવાહ વગેરે.

કમજોર સાત્ત્વિકતાનું આ નિદાન જો સાચું હોય તો એ સ્પષ્ટ છે કે, માણસ આ કારણોને જેટલે અંશે દૂર કરી શકે તેટલે અંશે પોતાની ઉન્નતિ સાધી શકશે, જીવનમાં સહેતુકતા, પ્રસન્નતા અને શાંતિ અનુભવી શકશે, અને પોતાની આજુ-બાજુ પોતાને અને બીજાઓને માટે પણ સારું વાતાવરણ પેદા કરી શકશે.

આ કારણોને દૂર કરવા માટે ત્રણ વસ્તુઓની જરૂર છે: (૧) કેટલીક બાબતો વિષે ભ્રમ-નિરાસ, (૨) ધૃતિ એટલે સ્થિરતાપૂર્વક સતત પ્રયત્ન, અને (૩) અનુકૂળ કર્મયોગ. દરેક વિષે થોડું લખું છું.

૧. ભ્રમનિરાસ — ધર્મ અને સાધનયોગ સાથે સંબંધ રાખનારી અનેક બાબતોમાં આપણા મન પર ખોટા તત્ત્વજ્ઞાનના અથવા સાચા તત્ત્વજ્ઞાનની ખોટી સમજણના અને ખોટા આદર્શ અથવા સાચા આદર્શની ખોટી કલ્પનાઓના સંસ્કારો પડેલા છે. મારી સમજ પ્રમાણે, મનુષ્યની કર્તૃત્વશક્તિના પ્રવાહને સૂકવી દેવામાં 'અથવા તેને રોકી દેવામાં શુદ્ધ અજ્ઞાનના' કરતાં ભ્રમજનક જ્ઞાનનો હિસ્સો ઘણો મોટો છે. ઉદાહરણરૂપે કેટલાક ખોટા ખ્યાલો નીચે પ્રમાણે છે:

(ક) જ્ઞાન અને મોક્ષ. "ऋते ज्ञानान्न मुक्तिः। જ્ઞાન વિના મુક્તિ નથી," એવું ઉપનિષદ્નું સૂત્ર છે. પરંતુ જ્ઞાન શું અને મોક્ષ શું એ વિષે આપણા મન પર વિચિત્ર ખ્યાલોના સંસ્કાર પડેલા છે. જ્ઞાન પરથી સાક્ષાત્કાર અથવા કોઈ અનોખી — ગૂઢ વસ્તુનું દર્શન, ચોવીસ તત્ત્વોની સૂક્ષ્મ છણાવટ, માયાવાદ, અલિપ્તતા

આ પ્રમાણે અનેક જાતનાં આદર્શ, સાધના, પૂજાવિધિ, સદાચાર-દુરાચારના નિયમો, પૂર્ણતા-અપૂર્ણતાની કલ્પના વગેરે વિષે ખોટા ખ્યાલોના આપણા મન પર ઊંડા સંસ્કાર પડેલા છે. એ આપણી શક્તિઓનો નાશ કરે છે અને પ્રત્યક્ષ અજ્ઞાન, રોગ, દારિદ્ર, આપસનાં વેર, છલકપટ, ગુલામી વગેરે જે દુઃખોમાંથી મુક્ત થવા માટે આપણી સાત્ત્વિક બુદ્ધિનો ઉપયોગ થવો જોઈએ અને આપણી કર્તૃત્વશક્તિ લાગવી જોઈએ તે દુઃખોને દૂર કરવાનો પુરુષાર્થ કરવામાંથી રોકે છે. ભ્રમોની શિલા નીચે આપણા પુરુષાર્થનો ઝરો છુપાયેલો છે. એ શિલાને દૂર કર્યા વિના એ ઝરો બહાર ન નીકળી શકે.

(૨) ધૃતિ — આ બીજી મહત્ત્વની વસ્તુ છે. ગીતામાં બુદ્ધિ અને ધૃતિના ભેદોનું પાસે પાસે વર્ણન છે. તોપણ આપણા શાસ્ત્રીય ગ્રંથોમાં ધૃતિના મહત્ત્વ અને વિકાસ પર ઓછું ધ્યાન અપાયું છે. આપણા વિદ્વાનોમાં બુદ્ધિને નામે સૂક્ષ્મ તાર્કિકતાનો ઘણો વધારે વિકાસ થયો છે. પરંતુ તેમણે ધૃતિ વિષે ઘણો ઓછો ખ્યાલ કરેલો છે એમ જણાય છે. ધૃતિનો અર્થ ધારણશક્તિ. બુદ્ધિથી એક સિદ્ધાન્તનો નિર્ણય તો કર્યો, પણ નિશ્ચથી એ સિદ્ધાન્ત પર પોતાની જીવનવ્યવસ્થા કરવા માટે જે દૃઢતા જોઈએ તેમાં આપણે ઘણા ઢીલા છીએ. સિદ્ધાન્તમાં આપણે બધા વેદધર્મી, જૈનધર્મી, બૌદ્ધધર્મી પ્રાણીમાત્રની સમાનતાના સિદ્ધાન્તને એટલા વ્યાપક રૂપમાં પ્રતિપાદન કરીએ છીએ કે જે માટે કોઈ મુસલમાન કે ખ્રિસ્તીની હિમ્મતે ન થાય.

"વિદ્વાન વિનયી વિપ્રે, તેમ ચાંડાળને વિષે,
ગાયે, ગજેય, શ્વાનેયે જ્ઞાનીને સમદૃષ્ટિ છે."

(ગીતાધ્વનિ ૫-૧૮)

એટલા વિશાલ રૂપમાં સમતાનું પ્રતિપાદન કરવાની સાધારણ મુસલમાન કે ખ્રિસ્તીની હિમ્મત નહીં થાય. કમમાં કમ, મનુષ્ય અને ઇતર પ્રાણીઓની વચ્ચે ભેદદૃષ્ટિ રાખવાની કદાચ તે પોતાની ફરજ પણ બતાવશે. પણ આટલા મોટા સિદ્ધાન્તનું શિક્ષણ મળ્યા છતાંયે આપણા ધર્માત્મા યા બ્રહ્મનિષ્ઠ પંડિત અને આપણા અનેક સુધારક વિચારક – પરંતુ મોટા પરિવારમાં રહેનારા – કાર્યકર્તાઓની હિંમત થતી નથી કે તેઓ પોતાના ઘરના અંદરના ભાગમાં અછૂતને – હરિજનને લઈ જાય અને પોતાના આસન પર બેસાડે તથા તેની સાથે ભોજન કરે. આનું કારણ એ છે કે, આપણે બુદ્ધિને વધારી છે – ધૃતિને વધારી નથી. આચારને વખતે આપણે ડગલે ને પગલે વ્યાવહારિક મુશ્કેલીઓનો વિચાર કરીએ છીએ, પરિણામોથી અર્થાત્ પોતા પર આવનારી મુશ્કેલીઓથી ડરીએ છીએ, અને કાંઈક ને કાંઈક બહાનું કાઢીને સિદ્ધાન્ત પર ચાલવાનું ટાળીએ છીએ. ધૃતિશક્તિને વધારવી એ કેવળ પોતા માટે નહીં પરંતુ બુદ્ધિની શુદ્ધિ-વૃદ્ધિ માટે પણ ઘણું જરૂરી છે. કારણ કે, જ્યારે કોઈ સિદ્ધાન્ત પર આપણે કેટલી હદ સુધી ચાલી શકીએ છીએ એ નજરે તેની પરીક્ષા કરીએ ત્યારે સિદ્ધાન્તોના પ્રતિપાદનમાં કાંઈ સંશોધનની જરૂર છે કે કેમ તે આપણે શોધી શકીએ. અને એ યાદ રાખવું જોઈએ કે, જ્યાં સુધી પોતાના સિદ્ધાન્ત અને વર્તનમાં મેળ બેસતો નથી ત્યાં સુધી કોઈ પ્રામાણિક માણસને શાંતિ મળી શકતી નથી.

(૩) અનુકૂળ કર્મયોગ — જો આપણે ધૃતિનું મહત્ત્વ સમજી લઈએ તો એ માટે અનુકૂળ કર્મયોગની અનિવાર્યતા તરત જ માલૂમ પડશે. એક સિદ્ધાન્તને જો આપણે માનીએ અને એના પર દૃઢ રહેવાની જરૂરિયાત સ્વીકારીએ તો તેને — નાના પાયા પર જ કેમ ન હોય — શરૂ કરવાનું જરૂરી થઈ પડે. કોઈ બાહ્ય સાધનાની જરૂર પડે તો તેને પ્રાપ્ત કરવાની ચેષ્ટા કરવામાં આવે; કોઈના સાથની જરૂર લાગે તો સાથી શોધવામાં આવે; માહિતી પ્રાપ્ત કરવી હોય તો સાહિત્ય વાંચવામાં આવે; શારીરિક શક્તિઓની — સંયમની કમી જણાય તો એને વધારવાની કોશિશ કરવામાં આવે; ઉપાસનાની ઊણપ જણાય તો તેને તીવ્ર કરવામાં આવે. ટૂંકમાં, એ બેસી રહેતો નથી, ઉદ્યોગપરાયણ થાય છે, અને પોતાની નજીકમાં વાતાવરણ પેદા કરવામાં તે સફળ થાય છે.

હું આશા રાખું છું કે, આ થોડા વિચારો પોતાની સાત્ત્વિકતાની કમજોરી દૂર કરવાની ઇચ્છા રાખનારા મિત્રોને કાંઈક મદદગાર થશે.

(મૂળ હિંદુસ્તાની પરથી)

ડિસેંબર, ૧-'૪૬ **કિશોરલાલ ઘ૦ મશરૂવાળા**

# સ્ત્રીપુરુષના સામાન્ય અને ખાસ ગુણો

[નીચેનો સંવાદ એક પતિપત્ની સાથે—મોટે ભાગે પત્ની સાથે થયો હતો.]

૧

પ્રશ્ન — ગુણોના વિકાસ પર જ મનુષ્યની ઉન્નતિ અવલંબેલી છે, એવું આપ હમેશાં આગ્રહપૂર્વક કહો છો, એ મને ગ્રાહ્ય છે. તે જ પ્રમાણે સદ્ગુણોના સંપૂર્ણ વિકાસ પછી જ ગુણાતીત અવસ્થા મનુષ્યને પ્રાપ્ત થાય છે, એ પણ આપનું કહેવું મને પરિપૂર્ણ માન્ય છે. પરંતુ ગુણોના વિકાસ માટે કાંઈ ખાસ અનુકૂળ પરિસ્થિતિની જરૂર લાગે છે. એવી પરિસ્થિતિ કોઈને ન હોય તો તે પોતાની ઉન્નતિ કેવી રીતે સાધી શકે?

ઉત્તર — કેટલાક ગુણોના વિકાસ માટે અનુકૂળ પરિસ્થિતિની જરૂર છે એ ખરું છે. તોપણ બીજા કેટલાક ગુણોનો વિકાસ પ્રતિકૂળ અને વિકટ પરિસ્થિતિ વગર થઈ શકતો નથી. મનુષ્ય પ્રાપ્ત પરિસ્થિતિનો વિચાર કરે અને તે સ્થિતિમાં વિવેક અને સદાચારયુક્ત વર્તન કયું હોય એ શોધી કાઢીને તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરે તો ગમે તે પરિસ્થિતિમાં તે પોતાની ઉન્નતિ સાધશે, એ વિષે મને સંશય લાગતો નથી. સદ્ગુણવૃદ્ધિના પરિણામ પરથી પરિસ્થિતિની અનુકૂળતા કે પ્રતિકૂળતા નક્કી કરવાની હોય તો, જે પરિસ્થિતિમાં સદ્ગુણોની જરૂર જણાય, તે જાગ્રત અને વૃદ્ધિંગત થાય, તે જ સ્થિતિને ખરેખર અનુકૂળ સ્થિતિ કહેવી જોઈએ; પછી તે પરિસ્થિતિ આપણને પ્રિય લાગે કે અપ્રિય લાગે. તે ઇચ્છનીય હોય કે અનિચ્છનીય હોય, પરંતુ તે જ પરિસ્થિતિમાં વિવેક અને સદાચારથી વર્તવાનો નિશ્ચય કરીને તે પ્રમાણે વર્તતા રહીએ અને તેમાં આપણી સદ્ગુણ વિષેની પાત્રતા વધતી રહે, તો અપ્રિય પરિસ્થિતિ પણ આપણી ઉન્નતિની દૃષ્ટિએ હિતપ્રદ જ થઈ એમ ઠરશે. માટે આપણને અપ્રિય જણાતી અને ઉપર ઉપરથી જોતાં દુઃખદ લાગતી પરિસ્થિતિને આપણી ઉન્નતિની દૃષ્ટિએ અનુકૂળ કરી લેવી એ આપણી વિવેકબુદ્ધિ પર અને સદાચાર વિષેની આપણી નિષ્ઠા પર આધાર રાખે છે. આપણા જીવનનો હેતુ પવિત્ર અને શુભ હોય, સદ્ગુણસંપન્ન થઈ માનવી જીવન કૃતાર્થ કરવું એ જ એક સાધ્યને આપણે સ્વીકાર્યું હોય, તો ગમે તે પરિસ્થિતિનો આપણે સદુપયોગ કરી શકીએ એમ મને લાગે છે. વિચારપૂર્વક વર્તન કરીએ તો બહારથી પ્રતિકૂળ જણાતી પરિસ્થિતિમાંથીયે કાંઈક સારું સિદ્ધ થઈ શકે છે. 'ઈશ્વર જે કાંઈ કરે છે તે આપણા ભલા માટે જ કરે છે' એમ પોતા પર દુઃખ આવતાં શ્રદ્ધાવાન માણસો કહે છે. એવું જે કોઈ કોઈ વાર આપણે સાંભળીએ છીએ, તેનો અર્થ આ જ હોઈ શકે.

માનવી જીવનમાં અનેક પ્રકારના સદ્ગુણોની જરૂર છે. તેમાં પ્રત્યેક સદ્ગુણ જરૂર પ્રમાણે જાગ્રત થાય એ માટે જુદા જુદા પ્રિય અપ્રિય અંતર્બાહ્ય પ્રસંગોની તેમ જ પરિસ્થિતિની આવશ્યકતા હોય છે. કારણ, ખાસ પ્રસંગમાં જ કોઈ સદ્ગુણની જરૂરિયાતનું ભાન માણસને થાય છે; ભાન થયા પછી તે ગુણની જાગૃતિ, અને જાગૃતિ પછી પ્રસંગની ઓછી વધતી તીવ્રતાના પ્રમાણમાં ગુણાનુસાર વર્તન થતાં તેની વૃદ્ધિ થાય છે. આવો પ્રત્યેક ગુણની વૃદ્ધિનો ક્રમ છે. એટલે બધા જ ગુણો એક જ પરિસ્થિતિમાં જાગ્રત થઈને વધે એ શક્ય નથી. જેમ કે પ્રેમ, મૈત્રી, ઉદારતા, વાત્સલ્ય, દયા વગેરે ગુણો એક ખાસ પરિસ્થિતિ અને મનઃસ્થિતિમાં જાગ્રત થાય છે; તો સત્યનિષ્ઠા, પ્રામાણિકતા અને ન્યાયપરાયણતાનાં ગુણોને જાગ્રત થઈને વધવા માટે જુદી પરિસ્થિતિની જરૂર છે; અને શૌર્ય, ધૈર્ય, નિર્ભયતા, સહનશીલતા વગેરે સદ્ગુણો વળી જુદી જ પરિસ્થિતિમાં નિર્માણ થાય છે. કેટલાક ગુણો બીજા પર પડતા કઠણ પ્રસંગોને જોઈને માણસમાં જાગ્રત થાય છે, તો બીજા કેટલાકની ઉત્પત્તિ પોતા પર આવેલા કઠણ પ્રસંગોમાંથી થાય છે. કોમળ ભાવનાઓનો ઉદ્ભવ બીજા પર પડેલા કઠણ પ્રસંગોને જોઈને થાય છે, અને જે ગુણો માટે મનને દૃઢ અને કઠણ કરવું પડે છે તે ગુણોનો ઉદ્ભવ પોતા પર વિકટ પ્રસંગ આવે ત્યારે થાય છે. "અમે વિષ્ણુદાસ નરમ મીણથીયે અધિક, અને કઠણ એવા જે વજ્રનેયે તોડીએ," એવું એક સંતનું વચન છે. તે પ્રમાણે "સજ્જનનું મન વજ્ર કરતાંયે કઠણ અને ફૂલ કરતાંયે મૃદુ હોય છે" (वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि लोकोत्तराणां चेतांसि) એવું એક સુભાષિત પણ પ્રચલિત છે. એ પરથીયે આ જ વાત સિદ્ધ થાય છે. પ્રસંગાનુસાર ઉચિત ગુણોનો આવિર્ભાવ સજ્જનના ચિત્તમાં થાય છે. કોઈ એક પરિસ્થિતિ મનની કોમળ ભાવનાઓ વિકસિત થવા માટે અનુકૂળ ન હોય તો

તે મનની દૃઢતા માટે જરૂરી ગુણોનું પોષણ થવા માટે ઉપયોગી થઈ શકે છે. માણસ નિર્ધન થાય ત્યારે તેની ઉદારતાનો એકદમ વિકાસ થતો નથી; પરંતુ તે વખતે સાદાઈ, સહનશીલતા, ધીરજ, નિરલસતા, પરિશ્રમ-શીલતા, કરકસર વગેરે ગુણોને તે વિવેકથી પોતામાં લાવી શકે છે, અને નિર્ધનતામાં માણસ કેવો અસહાય અને લાચાર બને છે એનો સ્વાનુભવપૂર્વક બોધ તે પોતા માટે તેમાંથી કાઢી શકે છે. આ પરથી વિચારી માણસ કોઈ પણ પરિસ્થિતિમાંથી સદ્‌ગુણો અને જ્ઞાનની વૃદ્ધિ કરીને પોતાનું હિત સાધી શકે છે એમ જણાઈ આવે છે. સદ્‌ગુણ અને જ્ઞાનના વિકાસ માટે કોઈ પણ સમય પ્રતિકૂળ નથી. પરંતુ તેમાં મુખ્ય વાત એટલી જ હોવી જોઈએ કે, પોતાની ઉન્નતિની માણસને તીવ્ર ઇચ્છા હોવી જોઈએ અને પ્રાપ્ત પ્રસંગમાં કયા સદ્‌ગુણની જરૂર છે એ ઓળખવા જેટલો વિવેક તેનામાં હોવો જોઈએ. આવી ઇચ્છા અને વિવેક જો તેનામાં ન હોય તો જીવન ચાલ્યું જાય — પોતા પર અને બીજા પર સારાનરસા પ્રસંગો આવે છે એ દરરોજ અનુભવે અને જુએ — છતાંયે ઉન્નતિને યોગ્ય અને અનુકૂળ પરિસ્થિતિને તે ઓળખી શકે નહિ અને તેને તે પ્રાપ્ત પણ થાય નહિ.

પ્રશ્ન — આ બધા પરથી આપનું કહેવું હું સારી રીતે સમજ્યો. વિવેકી મનુષ્યને ગુણવિકાસ માટે કોઈ પણ પરિસ્થિતિ અનુકૂળ જ જણાશે એમાં મને હવે શંકા રહી નથી. પરંતુ સ્ત્રીઓ અને પુરુષોને પોતપોતાની ઉન્નતિ માટે એકસરખા ગુણોની જરૂર છે કે તેમાં કાંઈ ભિન્નતા છે, એ મને સમજાવો.

ઉત્તર — બંનેને બધા માનવી સદ્‌ગુણોની જરૂર છે. બંનેયે માણસ જ છે અને બંનેની પોતપોતાની પૂર્ણતા થાય એ જરૂરી છે. બંનેનાં કાર્યક્ષેત્ર જુદાં હોવાથી પોત-પોતાના કાર્ય પ્રમાણે બંનેના ગુણોમાં થોડાઘણા અંશે ફરક જણાઈ આવશે. પરંતુ પોતાની ઉન્નતિ માટે એકાદ ગુણની પુરુષને અત્યંત જરૂર હોય છતાં સ્ત્રીને તે ગુણની જરાયે જરૂર ન હોય, અથવા તેથી ઊલટું, સ્ત્રીને જરૂર હોય છતાં પુરુષને જરાયે ન હોય એમ હોવું શક્ય નથી. માનવી જીવન અનેક ગુણો પર જ ચાલેલું છે. જે વખતે જે ગુણની જરૂર હોય તે ગુણ, સ્ત્રી કે પુરુષ ગમે તે હોય તેનામાં પ્રકટ થવો જોઈએ. તો જ જીવનમાં કઠણ પ્રસંગો અને અડચણો દૂર થઈ મનુષ્યની ઉન્નતિ થઈ શકશે. સત્ય, પ્રમાણિકતા વગેરે નૈતિક ગુણો અને તે પ્રમાણે કરુણા, ઉદારતા વગેરે ભાવપોષક ગુણો સ્ત્રીપુરુષ બંનેમાં સરખા પ્રમાણમાં જોઈએ એટલું જ નહિ, પણ શૌર્ય, ધૈર્ય, સાહસ વગેરે સામાન્ય રીતે પુરુષમાં જણાઈ આવતા ગુણોયે સ્ત્રીઓમાં હોય એ જરૂરનું છે; અને વાત્સલ્ય, બાલ-સંગોપન, શુશ્રૂષાવૃત્તિ જે ઘણે ભાગે સ્ત્રીઓમાં દેખાતા ગુણો છે તે પુરુષમાં હોવા જોઈએ. સ્ત્રીઓ પર ઘરની વ્યવસ્થાની જવાબદારી હોવાથી બાલસંગોપન અને સંવર્ધન, ગૃહવ્યવસ્થા, ખાનપાન, આરોગ્ય વગેરેને તેઓ સંભાળે છે; તેથી તે માટે જરૂરી ગુણો તેમનામાં વિશેષપણે હોય એ સહજ છે. તે પ્રમાણે અર્થસંપાદન અને બધાંનાં રક્ષણની જવાબદારી પુરુષના ઉપર હોવાથી તે ગુણોની વૃદ્ધિ તેનામાં થયેલી હોવી જોઈએ. ખાસ પ્રસંગે તે પૈકી એકમાં જ બંનેના ગુણો હોવાની આવશ્યકતા છે. નાનપણમાં જ બાળકોની માનું મરણ થાય ત્યારે બાપને જ બહારની કમાણી કરીને બાળકોની ઉછેર કરવી પડે છે, અથવા બાપનું મરણ થાય તો માને કાંઈ કમાણી કરીને બાળકોનું ભરણપોષણ અને સંગોપન કરવું પડે છે. આ વખતે દરેકમાં બંનેના ગુણો કાંઈક અંશે પ્રકટ થયા સિવાય બાળકોનું ભરણપોષણ, સંગોપન, શિક્ષણ વગેરે થઈ શકતાં નથી. એકાદ વિશેષ પ્રસંગની આ વાત થઈ. પણ હંમેશ માટે તો આ જ નિયમ ધ્યાનમાં રાખવો જોઈએ કે, નૈતિક અને ભાવવર્ધક ગુણોની બંનેને સરખી જરૂર છે. કાર્ય પરત્વે જોઈતા બીજા ગુણોની થોડા વધતા અંશે ભિન્નતા બંનેમાં હોય તો તેથી ઉન્નતિમાં કાંઈ અડચણ આવતી નથી. એકનું ક્ષેત્ર સંકુચિત હોવાથી કેટલાક ગુણોનો સંબંધ તેટલા પૂરતો આવે અને બીજાનું ક્ષેત્ર વ્યાપક હોવાથી તે પ્રમાણે વધારે આવે એટલું જ; પરંતુ તેથી બંનેની ઉન્નતિમાં ફેર પડવાનું કાંઈ કારણ નથી.

પ્રશ્ન — તોપણ તેમાંયે વિશેષે કયા ગુણો અને ભાવનાઓના પોષણ દ્વારા સ્ત્રીઓની અને કયાના પોષણ દ્વારા પુરુષોની ઉન્નતિ થઈ શકશે તેનું કાંઈક સ્પષ્ટીકરણ કરશો ? ગુણોમાંયે સ્ત્રીસુલભ અને પુરુષસુલભ એવો કાંઈ ભેદ હશે જ ને ?

ઉત્તર — પરમાત્માએ કહો કે નિસર્ગે કહો, બંને વચ્ચે કાંઈક ભિન્નતા રાખેલી હોવાથી તેમનાં કાર્યમાં

અને તેથી તેમના ગુણોમાં અને ભાવનાઓમાં કાંઈક ભિન્નતા અને વિશિષ્ટતા સહજ જ છે. મા બાળકને જન્મ આપે છે. ગર્ભથી તેનું પોષણ તે જ કરે કરે છે. જન્મ્યા પછીયે તેના પર જ બાળક બધી રીતે અવલંબેલું હોય છે; તેનું સંગોપન-સંવર્ધન બધું તેને જ કરવાનું હોય છે. તેની શારીરિક, બૌદ્ધિક અને માનસિક બધી ક્રિયા અને વ્યાપાર તે જાણે છે. બાળક પણ શરીર, બુદ્ધિ મન ત્રણે માટે જોઈતું પોષણ મા પાસેથી જ મેળવે છે. આ રીતે તે બંને એકમેક સાથે હંમેશાં સમરસ થયેલાં હોય છે. બાળક એટલે એક જ ચૈતન્યમાંથી પ્રાણ મન બુદ્ધિથી યુક્ત બનેલું આકારવાળું બીજું ચૈતન્ય છે. તે એકમાંથી બે થયેલાં છે કે બંને સમરસતાથી એક થાય છે એ શોધી કાઢવું કઠણ છે. એક બાજુએ માતૃપ્રેમના અને બીજી બાજુએ વાત્સલ્યના સંબંધથી તે એકબીજા સાથે તાદાત્મ્ય પામેલાં હોય છે. સ્ત્રીના જીવનમાં વાત્સલ્યથી જ તેના ભાવવર્ધક ગુણોને ચાલના મળે છે. વાત્સલ્યથી જ તેની પ્રતિપાલક શક્તિ વિશેષપણે જાગ્રત અને પ્રકટ થાય છે. બીજા જીવ માટે ગમે તેટલું સહન કરવાનો ગુણ અને શક્તિ વાત્સલ્યમાંથી જ ઉત્પન્ન થાય છે. સ્ત્રી પતિ માટે સહન કરે છે અને દીકરા માટેયે સહન કરે છે, પણ તે બંને માટે સહન કરવાની ભાવનામાં ઘણું અંતર છે માતૃત્વમાં જે કોમળતા, જે માધુર્ય, જે પવિત્રતા અને જે સરલતા છે, તે કેવળ પત્નીત્વમાં મળવી કદી પણ શક્ય નથી. પત્નીધર્મ અને માતૃધર્મમાં ઘણો જ ફરક છે. એકમાં સતી થવા જેટલી હદ સુધીના વિલક્ષણ ત્યાગમાંયે ભયાનકતા, વિવશતા, અસહાયતા અને દાસત્વની ભાવના સ્પષ્ટપણે જણાઈ આવે છે; જ્યારે બીજામાં કોમળતા, સરલતા અને સહજતા ભરેલાં છે એમ લાગે છે. વાત્સલ્ય દ્વારા જ સ્ત્રીઓમાં ગાંભીર્ય અને સ્થિરતા આપોઆપ આવે છે. વાત્સલ્યમાં વધારો કરવા માટે તેને બીજા ગુણો પોતામાં લાવવા પડે છે. આ રીતે બીજા અનેક ગુણોની જાગૃતિ અને વિકાસ આ એક ભાવનાને લીધે તેનામાં થઈ શકે છે. વાત્સલ્યને લીધે તે પોતે પ્રેમથી સહન કરતાં શીખે છે, સંયમ પાળી શકે છે. કષ્ટ સહન કરીને બીજાને સુખ આપવાની વૃત્તિ તેનામાં આથી જ નિર્માણ થાય છે. પોતે ખરાબ અન્ન ખાઈને — પ્રસંગે ભૂખી રહીનેયે બાળકનું પોષણ કરવાનો ભાવ અને ગુણ તે આ વાત્સલ્ય દ્વારા જ શીખે છે. અને આ બધું સહન કરીનેયે તેને એનો કદી ગર્વ થતો નથી. માતા જ નિરહંકારી સેવા કરી જાણે છે અને કરી શકે છે. આવી રીતે જેના હૃદયમાં જીવનભર વાત્સલ્ય રહી શકે છે તેને જ માતા કહેવી એ યોગ્ય થશે. બાકીને જોઈએ તો જન્મ આપનારી એટલે જનની કહો. જે પોતાનાં છોકરાઓમાં કે છોકરાછોકરીઓમાં વાત્સલ્ય વિષે ભેદ રાખે છે કે માને છે તેના માતૃત્વનો વિકાસ થયેલો નથી એમ કહેવું જોઈએ. આવી રીતનો ભેદ માનનારી સ્ત્રીઓ છોકરાછોકરીઓને જન્મ આપીનેયે સેવા અને નિષ્કામતાનો પાઠ હજુ શીખી નથી એમ સમજવું જોઈએ. જેમના પ્રેમમાં આર્થિક લાભ કે અન્ય કોઈ લાભની દૃષ્ટિ હોય તેના વાત્સલ્યનો વિકાસ થવો શક્ય નથી. જે પોતાનાં પેટનાં સંતાનોમાં ભેદ માને છે તેમને બીજાનાં બાળકો વિષે વાત્સલ્ય ક્યાંથી પેદા થાય? પોતાનો દીકરો હોય કે દીકરી, જેને પોતાના વાત્સલ્યની વધારે જરૂર હોય તેના તરફ જ, સાચું પૂછતાં, માનું ખેંચાણ હોવું જોઈએ. ભરવાડ પણ ઘેટાનાં પાંગળાં બચ્ચાંની વધારે સંભાળ રાખે છે. જેને ઘેર ગાયબળદ હોય છે એવો ખેડૂત પણ નબળા વાછડાની સૌથી વધારે સંભાળ રાખે છે. પોતાને આશરે પડેલા પશુ વિષે સારા માણસમાં અધિક કોમળ ભાવના હોય છે. તો પછી પોતાને શ્રેષ્ઠ કહેવડાવનાર મનુષ્યજાતિમાં આટલીયે સદ્‌ભાવના — આટલુંયે વાત્સલ્ય પોતાનાં બાળકો વિષે ન જણાઈ આવે તો? પોતાનાં બાળકો વિષેના વાત્સલ્યમાંથી જ બીજાનાં બાળકો વિષે વાત્સલ્ય નિર્માણ થાય છે. તે વાત્સલ્ય દ્વારા અને તે વાત્સલ્ય માટે બીજા અનેક ગુણોનાં અવલંબન અને અનુશીલનથી જ સ્ત્રીઓની ઉન્નતિ થવી સ્વાભાવિક છે.

પુરુષો વિષે વિચાર કરતાં લાગે છે કે, નિર્વાહ ચલાવવા માટે જોઈતી કમાણી તથા તે કમાણીનું અને પોતા પર આધાર રાખનારા બધાનું રક્ષણ કરવું વગેરે જવાબદારી તેના પર હોવાથી, તે માટે જરૂરી ગુણો દ્વારા તેની ઉન્નતિ થાય છે. જે પ્રમાણમાં તે ગુણો તેનામાં વિકાસ પામ્યા હોય તે પ્રમાણમાં તેની કૌટુંબિક સ્થિતિ સારી હશે. નૈતિક બધા ગુણો અને ભાવનાઓ હોવા છતાં પોતાનું વિશિષ્ટ કર્તવ્ય પાર પાડવા જોઈતાં ગુણ અને શક્તિ પુરુષમાં હોવાં એ

જરૂરનું છે. તેમાં જ તેની વિશેષતા છે. પ્રેમ, વાત્સલ્ય, સેવાવૃત્તિ, નિરલસતા, સાદાઈ, સંયમ, કરકસર, યોગ્ય પ્રસંગે ઉદારતા, પરિશ્રમશીલતા, યોજકતા, આતિથ્ય, કર્તવ્યનિષ્ઠા વગેરે અનેક ગુણો, ભાવો અને વૃત્તિ સ્ત્રી-પુરુષ બંનેમાં હોવાં જરૂરી છે. તોપણ તેમાંયે વિશેષતા શોધવા જતાં સ્ત્રીમાં વાત્સલ્ય અને-પુરુષમાં બાહ્ય કમાણીની પાત્રતા અને સંરક્ષકશક્તિ એ જણાઈ આવશે. ચાલુ ]

કેદારનાથ

# સ્ત્રીઓ માટે સંસ્કારવર્ગ અને કન્યા વિદ્યાલય

[ ગયા અંકમાં બલાડા (તા. માતર)માં સ્ત્રીઓ માટે ચાલેલા 'સંસ્કારવર્ગ'ની માહિતી આપવામાં આવી હતી. આ વખતે મઢી (તા. બારડોલી)માં ચાલેલા એવા જ વર્ગની અને ત્યાંના કન્યા વિદ્યાલયની માહિતી આપી છે.

મઢીમાં ત્રણ વરસથી રાનીપરજ કન્યા વિદ્યાલયનો પ્રયોગ બહેન અન્નપૂર્ણાએ શરૂ કર્યો છે અને તેને ત્રણ વરસમાં સારી પેઠે વિકસાવ્યો છે. એક સહૃદયી બહેન તનમનથી કોઈ પ્રવૃત્તિમાં પડે તો ધન તો તેને આવી મળે છે અને કામ દીપે છે તેનો એ નમૂનો છે. તેના કામની થોડી હકીકત તેના નિવેદનમાંથી અહીં તારવી છે તે ઉપરથી એવા વિદ્યાલય અને તેના વર્ગોની ઉપયોગિતાનો ખ્યાલ આવશે. ]

મઢીના કન્યા વિદ્યાલયની મુખ્ય પ્રવૃત્તિઓ નીચે પ્રમાણે રહી છે :

૧. વિદ્યાલય, ૨. બાળવાડી, ૩. ગ્રામસેવા, ૪. સ્ત્રીઓમાં પ્રવેશ, ૫. ખાદીકામ.

વિદ્યાલય વર્ધા યોજના પ્રમાણે ચલાવવામાં આવે છે. જાતમહેનત અને વ્યવસ્થાનાં કામ, દુકાનકામ, રસોડાની વ્યવસ્થા, બાલવાડીનું કામ, વગેરે પ્રત્યક્ષ કામો કરાવવામાં આવે છે. ઉદ્યોગપ્રવૃત્તિમાં મુખ્યત્વે કાંતણ અને વણાઈ તથા ખેતીકામ રાખ્યાં છે. ખેતીકામ માટે વિદ્યાલયની સ્વતંત્ર જમીન નથી, પણ બાળકોના વાલીઓની જમીનમાં નીંદવાનું, રોપણીનું કામ કરવામાં આવે છે અને આશ્રમની જમીનમાં થોડી શાકભાજી થાય છે

ગયા વર્ષમાં બાળવર્ગથી શરૂ કરીને બધાં ધોરણોમાં થઈને ૧૭ વિદ્યાર્થીઓ હતાં અને તેમણે વરસ દરમ્યાન રૂ. ૨૩૮–૨–૦ ની ઉદ્યોગકામમાંથી કમાણી કરી હતી.

વિદ્યાર્થીઓ ચોવીસે કલાક વિદ્યાલયમાં રહે છે. અને સવાર સાંજ ભોજન કરવા માટે ઘેર જઈ આવે છે.

વિદ્યાર્થીઓને રસોઈ કરતાં આવડે તે માટે બધાનું ભેગું અઠવાડિયામાં એક વખત સહભોજન રાખવામાં આવે છે. બાળકો લોટ પોતપોતાને ઘેરથી જ લાવે અને શાક, તેલ વગેરે વિદ્યાલય તરફથી આપવામાં આવે છે. ગામના લોકો પણ સહભોજનમાં જોડાઈ શકે છે.

વિદ્યાલયમાં ધાર્મિક અને રાષ્ટ્રીય તહેવારો ઊજવાય છે, અને આજુબાજુના વિભાગોમાં પ્રવાસ-પર્યટણ પણ રાખવામાં આવે છે. તે ઉપરાંત અવારનવાર મહેમાનોનો લાભ વિદ્યાલયને અને ગામને મળતો રહે છે.

વિદ્યાલયની સાથે બાલવાડીનો પ્રયોગ શરૂ કરવાથી વિદ્યાલય ચેતનવન્તું થયું છે અને માબાપો વધારે રસ લેતાં થયાં છે. શરૂઆતમાં માબાપો બાળકોને મોકલવા ખુશી નહોતાં, પણ થોડા વખતના અનુભવ પછી લોકોનાં દિલ બદલાયાં. બાળક નાહી ધોઈ આવે અને માથું ઓળાવે તે જોઈને માબાપ ખુશી થવા લાગ્યાં અને બાળકો ગીતો ગાય ત્યારે માબાપનાં હૈયાં તાલ પૂરવા લાગ્યાં. બાળકોનાં સ્વચ્છ શરીર અને ચોખ્ખો ચહેરો જોઈને માબાપના મોં પર પણ આનંદ નાચવા લાગ્યો. શરૂઆતમાં કોઈના ઘરના આંગણામાં બાળકોને ભેગાં કરતાં તેમાં ચોમાસામાં મુસ્કેલી પડતી અને કામ બંધ રાખવું પડતું. પછી તો લોકોએ જ ભેગા મળીને તેને માટે માંડવો તૈયાર કરી આપ્યો. અઠવાડિયે સામાન્ય રીતે એક વાર ગામમાં પ્રાર્થના રાખવામાં આવે છે. તેમાં સામુદાયિક પ્રાર્થના, ભજન, ધૂન, પ્રવચન અને કંઈક રંજનાત્મક કાર્યક્રમ રાખવામાં આવે છે.

આમ બાલવાડી અને વિદ્યાલય દ્વારા લોકોમાં પ્રવેશ થાય છે અને અવારનવાર ઉત્સવો વગેરે દ્વારા પણ લોકસંપર્ક વધારવામાં આવે છે. આ કાર્યક્રમોમાં સ્ત્રીઓનો સંસ્કારવર્ગ એ મહત્ત્વનો છે.

આવો એક વર્ગ તા. ૨૫–૩–૪૬થી તા. ૮–૪–૪૬ સુધી ચલાવવામાં આવ્યો હતો. તેમાં ૧૯ બહેનોએ ભાગ લીધો હતો. તેમાં ચાર બહેનો ૨૬થી ૩૦ વર્ષની ઉંમરની, ૮ બહેનો ૧૬થી ૨૦ની, અને ૭ બહેનો ૧૬ થી નીચેની ઉંમરની હતી. ચાર બહેનો સાથે નાનાં બાળકો પણ હતાં.

આવેલી બહેનો માટે આવા વર્ગમાં જોડાવાનો પ્રસંગ પહેલવહેલો જ હતો. એમાંની ઘણી ખરી તો તાડીના વ્યસનમાં સપડાયેલી હતી. એમને માટે પ્રાથમિક નાહવા ધોવાનાં કાર્યો પણ નવી રીતે શીખવવાનાં હતાં. તેમનું જીવન વહેમ અને અજ્ઞાનમાં ડૂબેલું હતું. તેમને માટે એ વર્ગમાં જોડાવું એ જ ક્રાન્તિ સમાન હતું. છતાં આવ્યા પછી તેમને ગમી ગયું અને તેમને ઠીક લાભ થયો એમ કહેવાય.

વર્ગમાં ઉપરની ૧૯ બહેનો ઉપરાંત વિદ્યાલયની નાની મોટી કન્યાઓ પણ હતી. આથી વર્ગના વાતાવરણમાં મુશ્કેલી નહોતી આવી, પણ એથી ઊલટું વર્ગનું વાતાવરણ સાચવવામાં મદદ થઈ હતી. વર્ગમાંથી તેમને જે મળ્યું તેમાં નીચેની બાબતો ધ્યાન ખેંચે તેવી છે:

૧. નક્કી જગ્યાએ થૂંકવાનું કે કચરો નાખવાનું શીખવ્યું.

૨. રોજ નક્કી સ્થળે જઈને નિયમિત બરાબર દાતણ કરવાનું બતાવ્યું.

૩. ઘરની સફાઈ ઉપરાંત શૌચ અને પેશાબનાં સ્થાન અને નાહવાની જગ્યા સાફ રાખવાનું અને પોતાનાં શરીર સાફ રાખવાનું તથા નિયમિત વાળ ઓળવાનું અને કપડાં સાફ રાખવાનું શીખવ્યું.

૪. ઢોકળાં, હાંડવો, ઢેબરાં, થૂલી, અને દાળઢોકળી જેવી વાનીઓ બનાવવાનું શીખવ્યું.

૫. કપડાંને સાંધતાં અને થીંગડાં મારતાં શીખવ્યું. ચાર બહેનોએ કબજા અને બાર બહેનોએ થેલીઓ હાથે સીવીને તૈયાર કર્યા.

૬. બાળકોને બરાબર આચવવાની રીત અને તેમનાં ચાંદાં વગેરેની સારવાર કરવાની સહેલી રીત બતાવી.

૭. ઘણીખરી બહેનોને બારાખડી આવડી અને ટૂંકાં વાક્યો ઉકેલતાં આવડ્યાં.

૮. વ્યાખ્યાતાઓએ નીચેના વિષયો ઉપર સમજણ આપી:

(ક) ગામડાંનું સ્વરાજ
(ખ) રાનીપરજ બહેનોની પ્રગતિ
(ગ) શાકભાજીની ખોરાકમાં જરૂરિયાત
(ઘ) સામાન્ય બીમારીમાં રાખવાની તકેદારી.
(ઙ) આપણો ધર્મ
(ચ) રાષ્ટ્રીય સપ્તાહ

૯. તુણાઈ, પુણાઈ અને કાંતવાનું શીખવ્યું.

વર્ગની સાથે એક નાનકડું પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું. તેમાં એક આળસુ અને ગંદી કાગડીબાઈનું ઘર રચવામાં આવ્યું હતું અને એની નજીકમાં જ પૈસાનુંય ખર્ચ કર્યા વગર માત્ર મહેનતથી સુઘડ અને સ્વચ્છ બનાવેલું હંસા બહેનનું ઘર રચવામાં આવ્યું હતું.

દારૂ તાડી અને તમાકુ ગરીબ લોકોનો રોટલો કેવી રીતે ઝૂંટવી લે છે અને તેમનું જીવન કંગાળ અને બરબાદ કરી મૂકે છે એ બતાવવા માટે એક ઓરડીમાં એક ટંકે વપરાશની પાંચ શેર તાડી ત્રણ ભરેલાં ભાણાં કેવાં હોઇયાં કરી જાય છે તે બતાવવામાં આવ્યું હતું. આવા દાખલાઓની બહેનો ઉપર ખૂબ છાપ પડી હતી.

આ રીતે પંદર દિવસના વર્ગમાંથી બહેનોને મળેલું તેઓ સાચવી રાખે અને તેની સુવાસ પોતાના ઘરમાં અને આજુબાજુ ફેલાવે તો સ્ત્રી-ઉન્નતિના કામમાં સારું કામ થયું ગણાય. આ વર્ગનો અનુભવ બતાવે છે કે, શિક્ષિત અને સમજુ બહેનોએ આવા વર્ગો ઠેર ઠેર ચલાવવા જોઈએ. કન્યાઓને માટે વિદ્યાલયો અને મોટેરાં માટે આવા ટૂંક સમયના વર્ગો ચાલે તો કેળવણી એકલી શાળામાં ન રહે, પણ તેની સુવાસ લોકોનાં ઘરોમાં પણ પ્રસરે. અને તો પછી કેળવણી એકલા બાળકોને ન મળે પણ આખા ગામને મળે. તો પછી કેળવણી પુસ્તકિયા ન રહે પણ લોકોનાં જીવનમાં પ્રવેશ કરશે. આ નાનકડો અખતરો એ દૃષ્ટિએ આશાપ્રદ છે અને અનુકરણીય છે.

વિ૦

# એક શિક્ષકનો નિખાલસ એકરાર

નીચેનો પત્ર મને એક પ્રાથમિક શિક્ષક ભાઈએ લખી મોકલ્યો છે. તેમને મેં જવાબમાં જે લખેલું તેની નકલ મારી પાસે નથી. પરંતુ તેનો સામાન્ય સાર મને યાદ છે, અને તે એ કે, તમે લખો છો એવી સ્થિતિનો અનુભવ કરતાં છતાં તમે તેમાં ઢળી પડતા નહિ અને એ યાદ રાખજો કે, 'આપ ભલા તો જગ ભલા.'

પત્રલેખક જાહેરમાં ઉત્તર આપવામાં વાંધો નથી એમ જણાવે છે. એ જે બાબતો કહે છે તે એવી છે કે તે વિષે જાહેરમાં બીજા પણ પોતાનો અનુભવ લખે તો સારું. આવી બાબતો વિષે ઘણી વાર એવું જોવામાં આવે છે કે, માંહોમાંહે સૌ જાણે ને ચર્ચે, પણ જાહેરમાં કોઈ કાંઈ ન કહે. બલ્કે, સામાન્યપણે શિક્ષક અને શિક્ષણ અંગે આદર્શવાદી વાતો જ વધારે પ્રમાણમાં થાય છે. અત્યારની પ્રાથમિક શિક્ષણની અને તેના શિક્ષકની સ્થિતિ વિચારમાં નાંખી દે એવી છે. તેનાં કારણો વિવિધ અને ઊંડાં છે. તે હવે વિચાર અને ચર્ચાથી છતાં થવાં જોઈએ. પ્રાથમિક શિક્ષણ સ્વરાજ અને લોકશાહીનો પાયો છે એમ સૌ માને છે. એવા શિક્ષણનું નિર્માણ કરવું હોય તો હકીકતે આજે શું ચાલે છે તે ચોકસાઈભેર સમજી લઈને આગળ ચાલવું જોઈશે. નીચેનો પત્ર એ દૃષ્ટિએ અહીં ઉતાર્યો છે. બીજા જાણકારો આ બાબતમાં વધારે પ્રકાશ પાડી શકે છે.

પત્રનો અંગત ભાગ ને નામઠામ તેમાંથી કાઢીને બાકીનો આપવામાં આવ્યો છે. મ૦

શ્રી. તંત્રીજી,

"એક શિક્ષક તેની મૂંઝવણ રજૂ કરે છે આ મૂંઝવણનો ઉકેલ પોતાની જાત માટે છે. જોકે આ પ્રશ્ન કર્તવ્યપરાયણ શિક્ષકો માટેય પૂરતો ઉપયોગી છે. મારા જેવી જ અગવડો તેમનેય છે. એટલે જાહેરમાં ઉત્તર આપવો ઘટે તોય વાંધો નથી. મેં તો ફક્ત આત્મસંતોષ માટે જ લખાણ કરેલું છે.

૧. હાલનું જગત વાણિજ્ય નીતિમાં તરબોળ બન્યું છે અર્થતંત્ર જીવનનું મુખ્ય અને અગત્યનું અંગ ગણાય છે, તેમાં શિક્ષક બાકાત નથી. ખરી રીતે "वास्तविक उन्नतिने ऐहिक सपत्ति माथे जराये लेवादेवा नथी." આ સૂત્ર ભૂંસાઈ ગયું છે. જરૂરિયાતો વધી છે આર્થિક તંત્ર પર જ જગતમાં શિક્ષક ભમે છે. તો આમાંથી બચવાનો ઉપાય હશે?

૨. પ્રાથમિક શાળાનો હું શિક્ષક છું ૧૫ વર્ષથી વડોદરા રાજ્યની નાની શાળાઓમાં મુ. શિ. તરીકે કામ કર્યું છે. મેટ્રિક સિનિયર છું; એટલે પ્રાથમિક શાળાને અવલંબીને જ પૂછું કે, હાલનો શિક્ષક વ્યવસ્થા, શિસ્ત, અને નિયમનને પાળતો જણાતો નથી. ભલમનસાઈનો દુરુપયોગ કરવા ટેવાયો છે. અનિયમિતતા એ તેની ખાસિયત છે. દરેક દેશ શિસ્ત અને વ્યવસ્થાથી જ વધેલો છે. ભારતમાં તે બાબત શિથિલતા છે, પ્રેમની સમજાવટેય તેમને ગમતી જણાઈ નથી. તો આ અસ્તવ્યસ્તદશામાં નાવ કેવી રીતે હંકારવું?

૩. પ્રાથમિક કેળવણીનાં તત્ત્વો નથી જનતા સમજી કે નથી સરકાર સમજી, એમ કહીએ તો ખોટું નથી. ફરજિયાતનો દંડ નિયમિત વસૂલ થતો નથી, અને ગણતરી મુલકી ખાતાના પટેલ-તલાટી મોટે ભાગે કરી આપતા નથી વળી ગણાતા આગેવાનો પછાત કોમોને અજ્ઞાન રાખવા ઇચ્છા રાખે છે. ઉપરવટ થવું ને કામ કરવું એમાં મુશ્કેલીઓ વધે છે. કોઈનેય અજ્ઞાનીઓની પડેલી નથી તો આ બાબતમાં કયો રાહ પકડી શકાય? સામાન્ય દીલાશ રાખી બને તેવી સાચવણી રાખી નોકરી કરવાની ફરજ પડે છે.

૪. હાલનો અભ્યાસ જડ છે, તેના કરતાં હાલના શિક્ષકો જે ઉદરાર્થે આવેલા છે, તેમને શિક્ષણમાં રસ નથી ફક્ત ટાપટીપ, વાણીવિલાસ, જડભરત શિક્ષણ, જડતા અને કેટલેક સ્થળે બીભત્સ વાતાવરણ સિવાય કશું જ માલૂમ પડતું નથી. આ મોટા ભાગની સ્થિતિ ઉઘાડી આંખે જોવા મળે છે તેવા શિક્ષકો પાસે બાળકો મોકલવા કરતાં અજ્ઞાન રાખવાં હિતાવહ નથી શું?

૫. ટ્યૂશનની બદીએ માઝા મૂકી છે. આ બદી પ્રાથમિક શાળાઓમાં અજબ છે. નહિ ચાલતાં બાળકો ઉત્તરોત્તર આગળ વધે છે. ભાષામાં શૂન્ય. માતૃભાષા તરફની અવગણના છડેચોક થતી જણાય છે ટ્યૂશને તો માધ્યમિક શાળામાંય અદેખાઈના સ્વરૂપ સુધી ઘર ઘાલ્યું છે. કર્તવ્યપરાયણ ને નિયમિત શિક્ષકોના જીવન ઉપર ખુશામતિયા ને ટ્યૂશનિયા શિક્ષકો ઘા કરે છે એટલું જ નહિ, એવાં બાળકોના અભ્યાસને નકામો ઠેરવવાની ધૃષ્ટતા કરે છે. આ બાબતમાં શું કરવું?

૬. મારે અંગત ખોરાક ને સાદા પોશાક સિવાય વ્યસન નથી. બાકી શિક્ષકો શાળામાં બીડી-ચા પીએ છે, ગમે તેમ ગપાટા મારે છે, તેમ જ ખેતરના ઘરના કામે જાય છે મુ. શિ. કે શિક્ષક બધા જ વત્તેઓછે અંશે આ બાબત શિથિલતા સેવે છે અમલદારી માનસ આવા પણ ખુશામતિયા શિક્ષકો તરફ મહેરબાર જ રહે છે. આથી તેમનો હરાયા ઢોરનો અખાડો વધી સામાન્ય જનતાને ઊંધે રસ્તે દોરવે છે. ગામડામાં આ વર્ગ અગત્યનો ભાગ ભજવે છે.

૭. પટેલ-તલાટી અગર બીજાનો દાખલો લઈ શિક્ષક ગમે ત્યાંથી નાણું મેળવવા જ પ્રયત્ન કરતો જણાયો છે

આર્થિક પામરતાથી દટાયેલો શિક્ષક તદ્દન નજીવી બાબતમાં સ્થૂળ પરિણામો જ સાચી ઉન્નતિ હોય એમ માની ઝાંઝવાના જળની પાછળ પરિભ્રમણ કરતો જણાય છે. સમાજનાં બીજાં અંગો કરતાં તેની સ્થિતિ જુદી છે તેનું તેને ભાન નથી. ઊલટો પ્રામાણિકને Hindrances and hitchesથી તેવો શિક્ષક પજવે છે એ જાતઅનુભવ છે. હાલ હું ૩૬ વર્ષનો છું. કર્તવ્યપરાયણતાથી કામ કરું છું. પણ લાચની બદીના રાજ્યમાં ને કામમાં સપડાયેલાં માનવ વચ્ચે મારું નાવ ખોટકાયા કરે છે. ક્યાંક જ કર્તવ્યપરાયણ શિક્ષક જોઉં છું તો હૃદય પુલકિત બને છે. બાકી મૂંઝવણ વધે છે."

# સ્વાધ્યાય

## [ ઈશ્વરનું પ્રણિધાન એટલે શું ? ]

નીચેનાં બે સૂત્રોનો અર્થ આ વેળા સમજવાનો છે—

तस्य वाचकः प्रणवः ॥ २७ ॥

तज्जपः तदर्थभावनम् ॥ २८ ॥

એનો અર્થ સરળ છે—

તેનો (એટલે કે ઈશ્વરનો) વાચક શબ્દ પ્રણવ એટલે ॐ છે

તેનો જપ (તથા) તેનો વાચ્યાર્થ જે ઈશ્વર તેની ભાવના કરવી.

આ બે સૂત્રોનો આખો અર્થ સમજવા તેમનો અનુબંધ જોવો જોઈએ. ईश्वरप्रणिधानात् वा — એ ૨૩મા સૂત્રથી શરૂ થતા પ્રકરણમાં તે બે સૂત્ર આવે છે. સૂત્રકારની શૈલી એ છે કે, અમુક વિધાન કરીને પછી તેનાં પદોનો જે પદાર્થ સ્પષ્ટ કરવો જોઈએ તો તે એ કરે છે. તે મુજબ, ૨૪ થી ૨૬મા સૂત્ર સુધી, ઇશ્વર એટલે શું, એ કહ્યું. તે ક્લેશકર્મ ઇ૦થી અતીત એવો પુરુષવિશેષ છે, એમ જણાવી તેનું સ્વરૂપ ટૂંકામાં કહ્યું (સૂત્ર ૨૩).

એનું પ્રમાણ શું ?— એવા પ્રશ્નના જવાબમાં સૂત્ર ૨૫મું કહ્યું.

તેનો પ્રભાવ મહાન આદિ ગુરુ જેવો છે, એમ ત્યાર પછીના સૂત્ર ૨૬માં કહ્યું.

આમ ત્રણ રીતે ઈશ્વરતત્ત્વને સમજાવ્યા બાદ, વિશેષમાં કહે છે કે, અને તેનું નામ પ્રણવ – ॐ છે.

આ પ્રમાણે ઈશ્વરતત્ત્વ જે હરેકમાં નિત્ય રહેલું છે તે સમજાવીને તેનો વાચક શબ્દ કહ્યો. કેમ કે પદાર્થને વાચક હોવો એ માનવીના તેની જોડેના સંબંધની ખાસિયત છે. શબ્દ વગર તેની જોડે સંબંધ શી રીતે રાખી શકાય? તેને વિષે વિચારી શી રીતે શકાય? શબ્દમાં એવી તાકાત છે કે તે દ્વારા આપણે (ચિત્તના યોગ્ય વ્યાપારથી) તેનો વાચ્ય પદાર્થ સાક્ષાત્ કરી શકીએ છીએ, જેમ કે, 'મા' છે તો કેવળ એક શબ્દ; પરંતુ તેના ઉચ્ચારથી બાળકને કેવું લાગે છે? અરે, એ શબ્દની અંદર એવી તાકાત છે કે 'ઓ મા રે !' ઉદ્ગાર વડે, ઉંમરભર આપણે કેટલીય ભીતિ સામે ઢાલ ધરી શકીએ છીએ ! શબ્દ અને તેના અર્થ વચ્ચે આવો અતૂટ સંબંધ હોય છે. ઈશ્વરના નામ સાથે તેના અર્થ ઈશ્વરનો પણ આવો સંબંધ છે. તેથી જ અનેક ભક્તોએ ગાયું છે કે,

एतदालम्बनम् श्रेष्ठम्, एतदालंबनम् परम् ॥

नामको आधार तेरे नामको आधार ॥

એનું કારણ એ છે કે, શબ્દ કેવળ ઉચ્ચાર નથી, તે તેના વાચ્યાર્થની ભાવના જગવે છે, અને તે રીતે આપણા જીવનનો ભાગ બનેલો હોય છે. અસ્તુ.

આટલે સુધીમાં સૂત્રકારે ૨૩મા સૂત્રના 'ઈશ્વર' પદ વિષે સમજૂતી પૂરી કરી. હવે प्रणिधान સમજાવવાનું આવે છે. તે ૨૮મા સૂત્રથી કરે છે. ૨૮મા સૂત્રનો અનુબંધ તે રીતે સમજવો જોઈએ. તેમાં સૂત્રકાર કહે છે કે, એવા (એટલે કે ૨૪ થી ૨૭ સૂત્રમાં વર્ણવેલા) ઈશ્વરનું પ્રણિધાન એટલે એ કે, તેના નામનો જપ કરવો અને તેની સાથે જ તેનો જે અર્થ ઈશ્વરતત્ત્વ છે, તેની મન સાથે પ્રયત્નપૂર્વક ભાવના કરવી જોઈએ. આમ કરવાથી ચિત્ત તેમાં એકાગ્ર બનશે, અને એમ એનું પ્રણિધાન સધાશે. આ પણ એક યોગ જ છે.

એટલે, સમાધિપ્રાપ્તિ કે યોગસિદ્ધિનું બીજું સાધન જે ઈશ્વરપ્રણિધાન તે પ્રણવ-જપ અને તેની સાથે ઈશ્વરનું એકાગ્ર ધ્યાન છે, એમ સૂત્રકારે અહીં જણાવી, તે પ્રકરણ એટલા પૂરતું અહીં પૂરું કર્યું.

અહીંયાં બેએક પ્રશ્ન વિચારવા જેવા ઊઠે છે:–

૧. નામજપન માત્ર પ્રણવનું જ કરવું જોઈએ? કે રામ, કૃષ્ણ, વાસુદેવ, ઇ૦ ગમે તેનો જપ ચાલે?

૨. તેનો કેવળ જપ કરવો એમાં જ કોઈ શક્તિ રહેલી છે? કે જપની સાથે 'અર્થભાવન' હોવું જોઈએ? આ સવાલ ખાસ ઊઠે છે તો અજામિલની પેલી પૌરાણિક આખ્યાયિકાને લઈને કે જ્યાં અર્થહીન માત્ર નામ-ઉચ્ચારનો મહિમા બતાવ્યો છે.

આ બે બાબતોમાં યોગસૂત્રકારને શું કહેવું છે, એ જોવું જોઈએ.

'પ્રણવ'નો શબ્દાર્થ છે ભારે સ્તુતિ. એટલે કે, ઈશ્વરનો વાચક તેના પ્રત્યે અત્યંત સ્તુતિભાવ પ્રગટ કરતો શબ્દ હોય. અને તેવો શબ્દ આર્યોના ઇતિહાસના યુગોની પરંપરાથી ૐ બનેલો છે. અને શબ્દની સંકેત-શક્તિ તેની યુગયુગાંતર–જૂની પરંપરાથી જામે છે અને દૃઢ થાય છે. તેથી પ્રણવ એટલે ૐ એમ જ અર્થ થઈ ગયો હશે. બાકી, વ્યક્તિના સંસ્કાર વગેરે પ્રમાણે, તેના દિલમાં પરમ સ્તુતિ અને સમર્પણનો ભાવ ઉપજાવે એવો કોઈ પણ વાચક ચાલે, કેમ કે તેવી વ્યક્તિને માટે તે 'પ્રણવ' છે. એટલે, ગયા હપતામાં કહેલું એમ, ઈશ્વરના નામ વિષે 'નામ-પરસ્તી'નો જંગ સંભવી નથી શકતો.

બીજો સવાલ – તેના કેવળ ઉચ્ચારમાત્રમાં પણ કાંઈ શક્તિ ખરી? સૂત્રકાર સ્પષ્ટ કરે છે કે, કેવળ જપ જ નહિ, પરંતુ તેના અર્થની ભાવના કે મનની અંદર તેનું રટણ કે સંકલ્પન કરવું, એ પણ જરૂરી છે. નામના ઉચ્ચારણ દ્વારા સાધવાનો મુદ્દો છે ઈશ્વરપ્રણિધાન તે તો એક જ રીતે બની શકે કે જો તે ઉચ્ચારની સાથે મન પણ જોડવાને માટે પ્રયત્નવાળું હોય. એ વાત ખરી કે, 'મા' શબ્દની પેઠે 'રામ' કે 'રહીમ' ઈ૦ શબ્દો બોલતા-સાંભળતાં-વેંત ઈશ્વરભાવ મનમાં ઊપજે છે – तदर्थभावन થાય છે. કારણ કે, એની પાછળ યુગોના યુગથી તે તે માનવસમાજે સેવેલી પરંપરાનું જોર તે સમાજની વ્યક્તિ પર રહેલું છે. પરંતુ તેથી વધારે એમાં કાંઈ રહેલું માની ન શકાય. ઈશ્વરના વાચક શબ્દમાં આવું પરંપરા-બળ હોય તો તેના મનઃપૂર્વક રટણમાં સહેજે મદદ મળે એ ખરુ. તેમાં એ પ્રકારની સહજ અભિમુખ કરવાની તાકાત હોય. પરંતુ તે ઉપરથી એવો વાદ નથી જ સ્થાપી શકાતો કે, ઉચ્ચાર પણ બસ છે. તેથી જ સૂત્રકાર નામજપન કે પૂજાપાઠનો સ્વાધ્યાય અને ઈશ્વરની ભાવના કરવી કે તેના ધ્યાનને ભેગાં મૂકે છે. સૂત્રના ભાષ્યકાર આ સૂત્રમાં એક શ્લોક ટાંકે છે તે અહીં આગળ જોવા જેવો છે:–

स्वाध्यायात् योगमासीत योगात् स्वाध्यायमामनेत् ।
स्वाध्याययोगसंपत्त्या परमात्मा प्रकाशते ॥

[સ્વાધ્યાય (એટલે કે જપ તપ – પૂજાપાઠ) વડે ઈશ્વરની ભાવના કરવાના યોગમાં સ્થિર થવું અને એ જ યોગ વડે પાછી સ્વાધ્યાયની ઊંડી સમજ મેળવવી; આમ (સ્વાધ્યાય વડે યોગની અને યોગ વડે સ્વાધ્યાયની એમ) બંનેની સંપત્તિ – વૃદ્ધિ – સાધવાથી પરમાત્મતત્ત્વ પ્રકાશિત થાય છે.] બલ્કે, તેમના સૂત્રનો એવો અર્થ* પણ કરી શકાય કે, ઈશ્વરના વાચકનો જપ કરવો એનો અર્થ જ એ છે કે તેનો જે વાચ્યાર્થ ઈશ્વર કે પ્રભુ, તેને મનમાં યાદ કરવો, તેના ધ્યાનમાં એકાગ્ર થવું. એનો અર્થ એ નથી થઈ શકતો કે, હાથમાં માળા ચાલે ને મનમાં ઈશ્વરથી બીજા કશાના ગોટકા ગણાતા હોય. શબ્દ કે નામ અને તેના અર્થ કે ભાવ વચ્ચેનો આવો વિચ્છેદ રાખીને જપ કરવાના પ્રયોગના દાખલા ઓછા નથી. અરે! મંદિરોમાં વાતો કરતાં કરતાં માળાઓ ફરે છે! આવી મન વગરની માળા પાછળ હેતુ શુભ છે; તે પૂરતું જ તેમાં પુણ્ય ભલે હો. પરંતુ એ કાંઈ નામજપનની યોગ્ય રીત નથી. નામના સ્થૂળ આલંબન દ્વારા સૂક્ષ્મ ઈશ્વરતત્ત્વમાં એકાગ્ર લીનતા મેળવવી, — એનો યોગ સાધવો, એ ધ્યેય છે. અને એમાં યોગની પરમ સિદ્ધિ – ચિત્તવૃત્તિનિરોધ કરી આપવાની તાકાત ભરેલી છે, એમ યોગસૂત્ર કહે છે. એ કેવળ નામજપનને માટે નથી લાગુ કરી શકાતું; એમ હોઈ પણ ન શકે. કેવળ નામજપન તો બગ-ભગતાઈમાં પણ સંભવી શકે છે. એને માટે ગીતાએ નથી કહ્યું કે, પાપીમાં પાપી પણ મારું શરણ લે તો તરત ઊગરે છે. એ જાદુઈ તાકાત જપમાં–એટલે કે તેનો અર્થ જે ઈશ્વર છે તેમાં એકાગ્ર થવામાં – રહેલી છે. ઈશ્વરનું શરણ કે પ્રણિધાન સાધવું એટલે આ છે.

ખરેખર જે તેમ કરે છે તેને શું મળે છે, કઈ રીતે તે ચિત્તવૃત્તિનો નિરોધ સાધવાને માર્ગે જાય છે, તે પણ ટૂંકામાં સૂત્રકાર હવે પછી બતાવે છે. તે દ્વારા ખરા નામજપન કે પ્રણિધાનની કસોટી પણ મળી જાય છે. એ શી છે તે હવે પછી.

તા. ૧૮–૪–'૪૭ **મગનભાઈ દેસાઈ**

---

*સામાન્ય રીતે આ સૂત્રનો અર્થ ટીકાકારો तज्जपः तदर्थभावनम् સાથે 'च=અને' ઉમેરીને કરે છે. અને એમ જ શરૂમાં મેં કર્યું છે. 'પરંતુ तज्जपः = तदर्थभावनम् એમ પણ અર્થ કરી શકાય, અને એમાં પણ પૂરી યોગ્યતા છે. પરંતુ બેઉ રીતે અર્થ કરવાથી રહસ્ય તો એક જ છે કે, જપ એકાગ્રતાથી કરો જેથી ઈશ્વરની ભાવના મનમાં સેવાય. જપ દ્વારા ઉદ્દેશ છે ઈશ્વરનું પ્રણિધાન સાધવાનો, એ ભૂલવું ન જોઈએ.

# ધર્મ અને અર્વાચીનતા

'ધર્મ' વાચકથી ઊઠતા ભાવમાં અમુક પ્રકારની પ્રાચીનતાનો ભાવ પણ મળેલો લાગે એવું આજનું યુગ-માનસ થઈ ગયું છે. જાણે કે, ધર્મ પ્રાચીન જમાનાની કોઈ કાલગ્રસ્ત ચીજ હોય અને એની સાથે સાચો અર્વાચીન માણસ ભાગ્યે જ સંમત થાય; સંમત થાય તો તેની અર્વાચીનતામાં કે કેળવણીમાં,–અથવા તો તેના માનસમાં પણ,–કાંઈક ખોડ છે, એમ લાગે છે. ધર્મપંથીએ અને ધર્મના અભિમાની લોકોએ આ યુગચિહ્નનો ગંભીરતાથી વિચાર કરવો જોઈએ. અને જેઓ જીવનમાં ધર્મ અથવા ધાર્મિકતાને પાયામાં રહેલું સ્થાન છે એમ સમજે છે અને ચાહે છે, તેમણે પણ આજે ભણેલા લોકમાનસના આ લક્ષણ વિષે વિચાર કરવો જોઈએ.

અને અર્વાચીન શિક્ષિત માનસનું એ પણ એક લક્ષણ લાગે છે કે, તેને પ્રાચીનતા વિષે જ વસ્તુતાએ કાંઈક સૂગ હોય. પં. જવાહરલાલજીને અર્વાચીનતાના નમૂનારૂપ ગણીએ તો તેમણે જ્યારે પ્રાચીન હિંદમાં કાંઈક સંઘરવા જેવું જોયું, ત્યારે પોતાની આ શોધના બયાનને તેમણે 'ડિસ્કવરી ઑફ ઇંડિયા'– હિંદની શોધ કહી. પુરાણી પ્રાચીનતામાં તેમણે નહિ કલ્પેલું એવું જવાહીર એમને જડયું. પરંતુ, કેટલાય નવ-જુવાનો ને 'વિદ્યાર્થી–નેતા'ઓને જવાહરલાલજીમાં જુનવાણીપણું રહેલું લાગે છે — એમની અર્વાચીનતામાં કાંઈક ઊણપ લાગવા માંડી છે! કારણ કે, તેઓ સો-ટકા આધુનિક કે અપ-ટુ-ડેટ પોતાને માને છે. અને એ આધુનિકતાનું મુખ્ય લક્ષણ એ છે કે, પ્રાચીનતાની સૂગ, તે પ્રત્યે તિરસ્કાર, તે વિષેનું અજ્ઞાન. ધર્મમાં પણ અમુક પ્રાચીનતા લાગવાથી તેને તે નામમાત્રે જ ફેંકી દેવા જેવી ચીજ ગણે છે. અને એવો એ તિરસ્કાર પણ આધુનિકતાનું બીજું સૂત્ર બને છે.

આધુનિક માનસનું આ લક્ષણ સાવ અકારણ બન્યુ છે એમ ન કહેવાય. સામાજિક મનુષ્યની દરેક વસ્તુ અમુક ઢબના સંગઠનને ઊભું કરે છે; એવી સંગઠનની જરૂર માનવસમાજની રચનાને માટે અનિવાર્ય છે. તેમાંથી ધર્મ જેવી સૂક્ષ્મ વસ્તુ પણ બચી જઈ શકતી નથી: ધર્મ પણ માનવસમાજમાં પોતાનું કામ કરવાને ધર્મસંસ્થા, ધર્મતંત્ર ઊભું કરે છે; એને માટે યંત્ર તંત્ર રચે છે; સાહિત્ય, કાવ્ય અને કળાની શક્તિ તે અર્થે કામમાં લે છે. તેથી જ ધર્મોનું સંગઠન દેવ, મૂર્તિ, દેવળ-દેરાસર-મસીદ આસપાસ કરવામાં આવે છે; પૂજાપાઠ, પાદરી–પુરોહિત, મૌલવી મુનિ ઇ૦ જાગે છે; અને એમ મૂળે કેવળ આંતર ઊગમવાળી ધર્મભાવનાની ઉપર આવા આવા બાહ્ય ભાવોના થર જામી, ધર્મ ચિત્રવિચિત્રરૂપે માનવચિત્ત ઉપર અસર કરે છે. આને લીધે જ, સનાતની હિંદુ આત્મૈક્યના તેના ધર્મના પરમ રહસ્યને પોપટ પેઠે કહેશે; બહુ થશે તો તેના મહાપુરુષોનો એ ધર્મ છે એમ કહી તેમને અને એ તત્ત્વને અસ્પૃશ્ય કરી રાખશે, અને પોતાને માટે અસ્પૃશ્યતાને ધર્મ માનીને અધર્માચાર કર્યા કરશે. એમ જ એક ખ્રિસ્તી ઈશુના પ્રેમ- અને પડોશ–ધર્મની સ્તુતિ કરશે અને પોતાના રાષ્ટ્રને માટે રાઈફલ લઈને પડોશીને અને પ્રેમને એકીસાથે મારવા માટે તડશે. એમ જ એક જૈન પૂરા ભાવથી મહાવીર સ્વામીની અર્ચના કરશે, પણ તેના ધંધારોજગારથી કેટલાય રેંસાતા હશે, તેની ફિકર-ચિંતા નહિ કરે: ત્યાં તેને મહાવીર-પ્રેમ નહિ અડે. અને એમ જ બધા ધર્મીઓને માટે કહી શકાય.

ધર્મ વસ્તુને નામે આ જાતનું વર્તન જોઈને અર્વાચીન માનસ તેની ઠેકડી કરે છે. અને એમાં એ સાવ નાદાન છે એમ કોણ કહી શકે? એ ઠેકડી એક નકારવાચક ભાવ છે; તેમાં કોઈ સંગીન નવ-રચના-દષ્ટિ નથી; તે તો કાંઈક સારી અને ધૃતિ-દાયક લાગતી એવી, માનવ હૃદયની એક મહાન અને ઊંડામાં ઊંડી ભાવના જે ધર્મભાવના છે, તેને વગર સમજ્યે ઉતારી પાડે છે; એમાં કેવળ છીછરી નાદા-નિયત છે:— આમ એને જરૂર કહી શકાય. પરંતુ તેની જ સાથે એ પણ યાદ રાખવું જોઈએ કે, આ અર્વાચીનો ધર્મની એ વસ્તુ વિષે ટીકા નથી કરતા; ખરું જોતાં, એને સમજવા જેટલાં ઊંડાણ અને ગાંભીર્ય એમની પાસે આજે તો નથી. તેઓ જે ટીકા અને ઠેકડી કરે છે તે, એ ધર્મ વસ્તુને નામે જે સ્થાપિત જડ સ્વાર્થ અને સામાજિક સડો જોવા મળે છે, તે વસ્તુની. અને ધર્મ-અભિમાની લોકોએ આની કદર કરવી જોઈએ. તે વગર તેઓ ધર્મની પુનઃસ્થાપના કરી શકશે નહિ.

પહેલું તો આ ધર્માભિમાની લોકોએ સમજવું જોઈએ કે, અર્વાચીનો પાસે પણ અમુક એવું દૃષ્ટિબિંદુ છે, જેને ધાર્મિક કહી શકાય; તેઓ કોઈ સમજ વગર વાત કરે છે એમ નથી. આ દૃષ્ટિબિંદુ અર્વાચીન યુગના વિજ્ઞાનમાંથી જન્મેલું છે. પણ, તેથી કરીને, એ જડવાદી છે એમ કહીને પતવી શકાય એવું નથી: એમાં જે ભૂમિકા રહેલી છે તે માનવજીવનના અમુક કલ્યાણ અને તેમાં નિષ્ઠાની ધગશની છે. અને આ વસ્તુ તેને એક પ્રકારની ધાર્મિકતાનુ ગૌરવ આપે છે. આ પ્રકારની અમુક માનવધર્મની કલ્પનાએ આજે ભલે એવડું મોટું મૂર્ત રૂપ નથી પકડયું. પરંતુ અર્વાચીન યુગ-માનસ આવી ધર્મદૃષ્ટિ આગળ પોતાનું માથું જરૂર ઝુકાવે છે. આ દૃષ્ટિનો જન્મ અર્વાચીન યુરોપીય વિજ્ઞાન-અને-બુદ્ધિ-વાદમાંથી છે. પરંતુ તે એનું આડકતરું પરિણામ છે. તેનું સીધું પરિણામ તો જડ અર્થવાદ અને જીવનધોરણ ઊંચું કર્યા કરવાનો જૂનો ચાર્વાકમત જ છે. આથી કરીને રૂઢ ધર્મોના અનુયાયીઓ જેમ પોતાના ધર્મને નામનો જ ઉપાસે છે અને, વૃત્તિથી જુઓ તો, ખરેખર તેઓ પણ ઐહિક સુખ અને સ્વાર્થમાં જ આળોટે છે, તેમ જ અર્વાચીનો પણ માનવધર્મનું નામ જ લે છે, બાકી તેઓ અને પ્રાચીન પ્રણાલીવાળા ધર્મીઓ પ્રત્યક્ષ જીવનમાં સરખા જ સ્વાર્થ અને સુખની જહેમતમાં સબડતા હોય છે. ફેર એટલો જ કે, પ્રાચીનો પોતાના ધર્મની બડાઈ હાંકીને મનમાં આસાયેશ લે છે, અર્વાચીનો એ લોકોની આ બેઉડીની પોકળતા પર પ્રહાર કરવામાં પોતાની અંદર ધર્મભાવ છે એમ મનને મનાવે છે. પરંતુ બેમાંથી એકે પોતપોતાના ધર્મના આત્માને તો દૂર જ રાખે છે; કેમ કે બેઉ વર્ગો ચાલુ જે આર્થિક યુગ-ધર્મ બની ગયો છે તેને જ વશ વર્તે છે. ધર્મની આ અવદશાને દૂર કરવી જ જોઈએ. એ કામ કરવા માટે કેટલીક સામુદાયિક પૂર્વતૈયારીઓ પણ જરૂરની છે, જેમાં પ્રજાકીય સ્વાતંત્ર્ય અથવા સ્વરાજ એક છે. સ્વરાજ આવતાં આ ધર્મસંસ્થાપનનો પ્રશ્ન જોરભેર આગળ આવશે, એમાં શંકા નથી. એને ન્યાય આપવાનું કામ સરકારનું કે લોકશાહીનું નથી; ઉદાત્ત વ્યક્તિઓ જ આ કામ કરતી આવી છે અને કરી શકે છે. સ્વરાજ આવતાં માત્ર રાજકારણીઓ અને રાજકર્તા અમલદારો જ નહિ, પણ ધર્મ-અને-નીતિ-પરાયણ નાગરિકો અને એવા આગેવાનો જોઈશે. તેઓ ગાંધીજીની પ્રાર્થનાના પેલા ઝાઝા નહિ સમજાયેલા મર્મવાળા શ્લોકના સહજ ભક્તો હશે. આ રહ્યો તે શ્લોક —

न त्वहं कामये राज्यं न स्वर्गं ना पुनर्भवम्।
कामये दुःखतप्तानाम् प्राणिनामार्तिनाशनम्॥

(હું નથી રાજ્યની ઇચ્છા કરતો, કે નથી સ્વર્ગની ઇચ્છા કરતો. અરે! મોક્ષનીયે મને ઇચ્છા નથી. દુઃખથી તવાયેલાં પ્રાણીમાત્રની પીડા દૂર થાય એટલું જ હું ઇચ્છું છું.)

અર્વાચીનોએ હવે આ ધર્મજીવનના પ્રશ્ન ઉપર તરત ધ્યાન આપવાની જરૂર છે. દંભ, ભ્રમ ઇ૦ની કેવળ ઠેકડી કરવી એ ધર્મ નથી, વિવેક નથી, કે કર્તવ્ય પણ ઝાઝું નથી. તેમ જ પ્રાચીનો હવે સમજે કે જૂનાનાં બણગાં ફૂંકવાથી નથી ધર્મ વધતો કે નથી કશું કાર્ય સધતું; અને સંગઠિત ધર્મતંત્રનાં મંદિર-મસ્જિદ ઇ૦ કેવળ પ્રતીકો છે. અંગ્રેજોના રાજમાં આ પ્રકારનો ધર્મ નિર્વીર્ય બનીને સુરક્ષિત રહ્યો; અંગ્રેજોએ એ જ ધર્મને વિષે તટસ્થતા જાહેર કરી હતી. બાકી, ખરો ધર્મ જ્યાં જ્યાં જોર કરતો જોયો ત્યાં ત્યાં તેને ડાંભ્યો જ છે. જેમ કે ગાંધીજીના નેતૃત્વ તળે અર્વાચીનોએ સત્ય-અહિંસા-ધર્મને રાહે હિંદમાં પુનઃ વીરતાભર્યો ધર્મ આદર્યો તેને સરકારે તટસ્થતાથી ન જોયો. અને તેવી જ રીતે પ્રાચીનોએ એ ધર્મમાંથી અસ્પૃશ્યતાનિવારણનો પાઠ પણ ન લીધો અને એમાં પોતાની સનાતનતા માની! હવે એવો યુગ આવે છે કે જ્યારે ઉપર બતાવેલા વિચ્છેદ ટળવું જોઈશે અને એક અખંડ ધર્મજીવનનો પાયો આ પ્રાચીન દેશમાં પાછો સાબૂત કરવો જોઈશે. હિંદને ધર્મભૂમિ માનનારાને માટે આ તો ખાસ પડકારરૂપ સ્થિતિ ગણાય. અને જેઓ સ્વરાજની જરૂર માટે લડનારા અર્વાચીનો છે, તેઓ જો સ્વરાજને દૃઢ કરવા ચાહતા હોય, તો માનવધર્મમાં ઉદારતા અને સમભાવને જીવંત બનાવવાં જોઈશે. છૂટથી ગમે તેમ વેપાર કરી ખાવા કાંઈ સ્વરાજ નથી આવ્યું. એના ગર્ભમાં તો હિંદી સંસ્કૃતિના સાર્વભૌમ સત્યને જગતમાં ફરી ઝળહળતું કરવાની આખી વાત પડેલી છે, એ આપણે વેળાસર સમજવાનું છે.

મગનભાઈ દેસાઈ

# બાલવાડી દ્વારા હરિજન-સેવા

[પાટણના શ્રી. પૂનમચંદ શાહે મોકલેલા બયાનમાંથી નીચેનું તારવી આપવામાં આવ્યું છે:—]

કિલ્લોલ બાળક મંદિર તરફથી ગઈ ગાંધીજયંતી પ્રસંગે પાટણમાં મોતીશા દરવાજે આવેલા હરિજનવાસમાં શરૂ કરવામાં આવેલ બાલવાડીનું વિધિસરનું ઉદ્‌ઘાટન મુનિશ્રી સંતબાલજીના શુભહસ્તે તા. ૨૮–૨–’૪૭ના રોજ કરવામાં આવ્યું હતું. શરૂઆતમાં ‘કિલ્લોલ’ના આચાર્ય શ્રી. પૂનમચંદ શાહે બાલવાડી શરૂ કરવા પાછળની દૃષ્ટિ અને ચાર મહિનામાં થયેલ કામનો હેવાલ તથા ભાવી વિકાસની શક્યતાઓ, એ બધાનો ખ્યાલ આપતાં જણાવ્યું હતું કે,

“અમારી સંસ્થા બાલશિક્ષણના ક્ષેત્રમાં કામ કરતી હોઈ તેમ જ એ દિશામાં હરિજનો સાથેના વખતોવખતના સંપર્કને લીધે, કામ કરવાની ઉપયોગિતા સ્પષ્ટ જણાતાં, પૂ. બાપુજીનાં રચનાત્મક કાર્યોમાં બાલવાડી દ્વારા અસ્પૃશ્યતાનિવારણને પહોંચવા વિચાર્યું છે. બાલવાડીમા કામ કરતાં કરતા સમજાયું છે કે, બાળકોમાં સ્વચ્છતા અને સંસ્કારની પાછળ વધારે ધ્યાન આપવાની જરૂર છે અને આ રીતે વિચાર કરતાં એમના વાલીઓ સાથેનો સંપર્ક, સામાજિક રીતરિવાજો અને આંતરિક પ્રશ્નોનો અભ્યાસ અનિવાર્ય છે. અત્યાર સુધી ઘણો વખત આ બધાંમાં ગયો છે. અને એમ કરવાથી બાળકોના વાલીઓ સાથે બહુ જ નિકટનો સંબંધ કેળવાયો છે. પરિણામે અમને લાગે છે કે, પરસ્પર સહકારથી અમારું ભવિષ્યનું કામ ખૂબ જ સરળ થઈ પડશે.”

પ્રમુખસ્થાનેથી મુનિશ્રી સંતબાલજીએ બાલવાડીને ખુલ્લી થયેલી જાહેર કરતા જણાવ્યું, “જ્યારથી કાર્ય શરૂ થયું ત્યારથી જ ઉદ્‌ઘાટન તો થઈ ગયું છે; પણ ઔપચારિક વિધિની પણ જરૂર રહે છે. એમાં આવનાર વ્યક્તિઓની તથા પ્રસંગની સાથે સંકળાયેલ અવનવી વસ્તુઓ અને બનાવોનાં સ્મરણ તાજાં થાય છે.

“પ્રભુનો સંદેશો સીધેસીધો અને સાચેસાચો જો કોઈ લાવતું હોય તો એ બાળકો જ છે તેથી બાલશિક્ષણનું કાર્ય એ રાષ્ટ્રઘડતરના કાર્યમાં સારામાં સારો ફાળો આપવાનું કામ છે

“બાળકમાં ત્રણ પ્રકારના સંસ્કાર જોવામાં આવે છે:

૧ પૂર્વસંચિત ૨ માબાપના બીજરૂપી વારસાગત ૩ સમાજના વાતાવરણની હવા.

“ત્રીજા પ્રકારના સંસ્કાર, શુદ્ધ અને સાત્વિક વાતાવરણ મળે તો, બાળકના જીવનવિકાસમાં ખૂબ જ લાભદાયી નીવડે

“ઝાડ વાવ્યા પછી એ કુમળું હોય ત્યાં સુધી એને વિકસાવવા માટે પાણી અને પ્રકાશ આપવાની જરૂર હોય છે. તેમ જ એની સંભાળ રાખવી આવશ્યક ગણાય છે એ જ રીતે બાળકોનું થવું જોઈએ. મોટું થતાં સંભાળ ન લઈએ તો ચાલે.

“માબાપ બાળકને લડાવે છે ત્યાં સુધી મિજાજ ઠેકાણે હોય ત્યાં સુધી; પણ બગડે છે ત્યારે બાળકને મળે છે ‘ગાળ’ અને ‘માર’. આ સ્થિતિ અસહ્ય છે

“આગળના ઋષિમુનિઓના આશ્રમોમાં ઊંચનીચના ભેદ સિવાય વિદ્યાર્થીઓ આવતા, કિલ્લોલમય વાતાવરણમાં ઊછરતા અને ઋષિઓની પ્રત્યક્ષ દેખરેખ નીચે પ્રેમમય વાતાવરણમાં વિકાસ સાધતા. વર્ણવ્યવસ્થા ગુણ અને કર્મ ઉપર રાખવામાં આવી હતી

“મહત્તર ઉપરથી મેતર થઈ ગયું. ઋષિ ઉપરથી રૂખી અને છેવટે રખ થયું. અને આ રીતે સામાજિક કાયદાનો ભંગ કરનાર તે ભંગી કહેવાયા અને આ રીતે જોતાં તો એક યા બીજી રીતે કાયદાઓના ભંગ કરનાર ભંગી છીએ, તો પછી આટલો બધો સામાજિક ભેદ શા માટે?

“ભંગીનો પૈસો ખરાબ છે, ભંગી તિરસ્કૃત્ય છે, ભંગી હલકો છે, એ જાતની વાતો જો કોઈ વ્યક્તિ સનાતન ધર્મને નામે ચલાવતી હોય તો મારે કહેવું જોઈએ કે, તે સનાતન ધર્મ નથી પણ સ્વાર્થધર્મ છે.

“ક્રોધ, માન, માયા, ઈર્ષા એવાં અનિષ્ટ તત્ત્વોથી દૂર રહેવાને બદલે માણસથી દૂર રહેવું અને તેમાં પણ સેવાભાવી માણસોથી, તે સાચે જ ઊંધો ન્યાય છે.

“આજે હરિજન ભાઈઓએ મારું સામૈયું કર્યું તેને માટે તેમનો ઉપકાર માનું છું. પણ હું માનું છું કે, હવે એ દિવસ આવી રહ્યો છે કે અમારે ધર્મોપદેશકોએ સામૈયું લઈ એમને ત્યાં આવવું પડશે, અને અત્યાર સુધી ધર્મને નામે જે પાપ કર્યાં છે એ ધોવાં પડશે.

“શાસ્ત્રમાં કોઈ ઉલ્લેખ નથી કે જિંદગી સુધી હરિજનોએ ઢસડવાનું કામ કરવું. એકેએક કામ મહત્ત્વનું છે. હલકું એક જ છે — દુર્ગુણ — દુરાચાર — ખોટું વર્તન.

“હરિજનોમાં આજે વિકૃતિ આવી છે. માંસ, દારૂ અને વ્યસનો એમનામાં ખૂબ જ જડ ઘાલી બેઠાં છે. પરંતુ એ માટેની જવાબદારી અમારી છે. અમે એમનાથી દૂર રહ્યા છીએ, પરિણામે સાચા ધર્મનું ભાન એમને નથી થયું. એટલે એ વિષે એમને શો દોષ દઉં?”

સભાનું કામ પૂરું થયા પછી આંગણે આવેલા મહેમાનોને સમૂહનાસ્તો કરાવી હરિજન ભાઈઓએ સ્વાગત કર્યું હતું.

# એશિયાઈ પરિષદનું મહત્ત્વ*

### પ્રાસ્તાવિક

પશ્ચિમની પ્રજાઓની ચૂસણનીતિના ભોગ બનેલા એશિયાના તમામ દેશોની, તે ચૂસણનીતિમાંથી છુટકારો પામવાની મથામણનું વાજબીપણું સાબિત કરવા માટે, આજે પશ્ચિમની પ્રજાઓને કલંકરૂપ એ ઇતિહાસની લાંબી વિગતોમાં ઊતરવાની જરૂર નથી. પોતાના ઉપરનાં પરદેશી બંધનો ફગાવી દેવા માટે સુવ્યવસ્થિત પ્રયત્ન કરવાની જરૂરિયાત આજે સૌ કોઈ સ્વીકારવા લાગ્યું છે. એશિયાઈ પ્રજાઓએ દુનિયામાં માનભર્યું સ્થાન મેળવવું હોય તો તે સૌએ એકસરખી વિચારસરણીને અનુસરવું જોઈએ, એકબીજાની નજીક આવવું જોઈએ, સૌ સાથે કાયમી મિત્રાચારી ઊભી કરવી જોઈએ, એમ સૌને લાગવા માંડયું છે. ટૂંકામાં એક એશિયા ઊભું કરવું જોઈએ એ સ્પષ્ટ હકીકત એશિયાના સૌ દેશોને ક્યારની સમજાઈ છે.

### એશિયા એશિયાવાસીઓ માટે

બીજા મહાન વિગ્રહનો અંત આવી ગયો અને જાપાન તેમાં હાર્યું. એ હારેલા જાપાનની સ્થિતિ આજે તેના સૌ પડોશીઓ જોઈ રહ્યા છે. મહાન ચીનને બરબાદ કરનાર તેની અંદરની પરદેશી મૂડી હજુ પણ ચીનને પોતાની ચુંગલમાંથી બહાર નીકળવા દેતી નથી. વિયેટ નામ અને ઇન્ડોનેશિયાને પોતાના ઉપરના શાહીવાદને ફગાવી દેવા માટે કેવા ખૂનખાર જંગ ખેલવા પડે છે, તે સૌને સારી રીતે દેખાઈ રહ્યું છે. અરબસ્તાન, ઇજિપ્ત અને એવા બીજા કેટલાક દેશો દુનિયાની દૃષ્ટિમાં ભલે સ્વતંત્ર ગણાય, પરંતુ હજુ પણ ગોરો શાહીવાદ તે દેશોનો ઉપયોગ રમતના એક મેદાન તરીકે કરી રહ્યો છે, તે કોણ નથી જાણતું? સૌએ પોતાના આત્મનિર્ણયની માગણી આજે પેશ કરી છે. 'એશિયા એશિયાવાસીઓ માટે' એ સૂત્ર આજે સમગ્ર એશિયામાં સંભળાઈ રહ્યું છે.

### એશિયાઈ પરિષદ

'આમ એશિયાના સર્વ દેશોએ પોતાનું સંગઠન સાધવું જોઈએ, એ તો દરેક સ્વીકારતું હતું પરંતુ તેમ કરવા માટેની યોગ્ય તકની સૌ કોઈ રાહ જોઈ રહ્યું હતું. મહાન વિગ્રહના અંત પછી એવી તક મળતાં તેને વધાવી લેવાની ઉત્સુકતા સર્વત્ર નજરે પડતી હતી. એવા યોગ્ય અવસરે હિંદુસ્તાનની આંતરરાષ્ટ્રીય બાબતોની કાઉન્સિલે [Indian Council of International Affairs]' એશિયાના સૌ દેશોની પરિષદ નવી દિલ્હીમાં બોલાવી અને આમંત્રણો પાઠવ્યાં. કહેવાની જરૂર નથી કે, આ આમંત્રણોનો ઉત્સાહભેર સ્વીકાર થયો અને લગભગ ત્રીસ જેટલા એશિયાઈ દેશો આ પરિષદમાં હાજર રહ્યા અને તેને સફળ બનાવવામાં પૂરો ફાળો આપ્યો. આ પરિષદના કામકાજ વિષે કંઈક કહેવાનો કે તેના નિર્ણયો વિષેની માહિતી આપવાનો પ્રયત્ન પ્રસ્તુત લેખમાં કરવામાં નથી આવ્યો. આ અગત્યની પરિષદને ટાંકણે સૌ એશિયાવાસીઓ સમક્ષ કયા પ્રશ્નો વિચારવિનિમય દ્વારા ઉકેલ માટે ખડા હતા, તે બતાવવાનો પ્રયત્ન કરેલો છે. અને તેમ કર્યા બાદ એશિયાના જુદા જુદા દેશોએ પોતાનું સ્વાતંત્ર્ય હાંસલ કરવા કેવી મજલ કાપી છે, તે ટૂંકમાં બતાવવાનો પ્રયત્ન કર્યો છે. એશિયાઈ પરિષદની કાર્યવાહી સમજવામાં સરળતા થાય તે માટે આ બે બાબતો જાણવી જરૂરી હોઈ, તે વિગતો આપવા પૂરતી પ્રસ્તુત લેખની મર્યાદા રાખેલી છે.

### એશિયાની સંસ્કૃતિ

છેલ્લા વિગ્રહના અંત સાથે યુરોપિયન સંસ્કૃતિની પડતી નિશ્ચિત થઈ ચૂકી છે. યુરોપે વિગ્રહ શરૂ કર્યો અને પૂરો કર્યો અને હજુ પણ નવા વિગ્રહોને તે આમંત્રણ આપતું જાય છે. આવા અણીના સમયે નવા વિગ્રહોમાંથી દુનિયાને બચાવવાનું કામ એશિયાનું છે. અખંડ અને એક એશિયા જ આ કામ સારી રીતે પાર પાડી શકે તેમ છે. આ સાચી પરિસ્થિતિ સમજીને એશિયાના લગભગ ત્રીસ દેશો આ એશિયાઈ પરિષદમાં હાજર રહ્યા અને પોતપોતાની સંસ્કૃતિ અને શુભેચ્છાઓમાંથી એક એશિયાઈ સંસ્કૃતિને જન્મ આપવા તૈયાર થયા.

માનવસંખ્યા અને જમીનસમૂહ બન્ને દૃષ્ટિએ વિચારતાં એશિયાનું મહત્ત્વ ઘણું વધારે છે. પૃથ્વી ઉપરના જમીનસમૂહની કુલ પાંત્રીસ ટકા જમીન આ ખંડમાં આવેલી છે. દુનિયાભરના માનવોની અડધીથી પણ વધારે સંખ્યા—પચાવન ટકા—માણસો આ ખંડમાં પોતાનો વસવાટ કરે છે. એશિયાને સુખી અને સમૃદ્ધ બનાવવા માટે જમીનસમૂહ અને માનવસંખ્યાનું

* અંગ્રેજી લેખોના આધારે.

આ સમતોલ મિશ્રણ જ કામ લાગવાનું છે. આખી પૃથ્વી ઉપર જેટલી જાતની આબોહવા કુદરતે બનાવી છે તે બધી આ ખંડમાં અનુભવવા મળે છે. દુનિયાના સારાં અને ફળદ્રુપ પ્રદેશોમાંના ઘણા આ ખંડમાં જ આવેલા છે. ચોખા, ચા, રેશમ, રબર અને શણનો દુનિયાભરનો પાક એશિયામાં જ થાય છે. જસત, મેન્ગેનીઝ વગેરે ધાતુઓની દુનિયાની પેદાશનો મોટો ભાગ એશિયામાંથી મળી આવે છે. આવાં સાધનો અને શક્તિવાળા એશિયા ખંડના ૧૧૭ કરોડ માનવો એક થવાનો દૃઢ નિરધાર કરે, તો આખી દુનિયાનો ઇતિહાસ શાંતિના પાયા પર રચતાં તેમને વાર ન લાગે. એ તો ઠીક, પણ એશિયાની સૌ પ્રજાઓ એકત્ર થઈને આખા ખંડની સ્વતંત્ર આર્થિક રચના ઊભી કરી શકે છે. અખંડ એશિયાએ આ માટે મદદ, દોરવણી કે વિકાસની રીતો માટે યુરોપ અમેરિકા સામે નજર નાખવાની મુદ્દલ જરૂર નથી. પૂરતો ખોરાક અને પૂરતો માલ એશિયા ઉત્પન્ન કરી શકે તેમ છે. એશિયાને જેની જરૂર છે તે તો યોગ્ય વ્યવસ્થા સાથે સૌ દેશોની વિચાર અને કાર્યની એકતાની છે. આ રીતે જોતાં એશિયાના સર્વ દેશો ભેગા મળી, સાંસ્કૃતિક, આર્થિક અને રાજકીય આંતરિક સંબંધો બાંધે એ જરૂરી છે. દુનિયાની સિકલ બદલાઈ રહી છે એવા આજને પ્રસંગે એ વસ્તુનું મહત્ત્વ ખૂબ જ ભારે છે.

### એશિયાઈ વાહનવ્યવહારો

આ વિશાળ ખંડમાં એકબીજી જગાઓ વચ્ચેનાં અંતર ખૂબ જ છે. લંડન અને બર્લિન વચ્ચે જેટલું અંતર છે તેના કરતાં સાત ઘણું અંતર તહેરાન અને નાનકિંગ વચ્ચે છે. એશિયાની એકતા ઊભી કરવી હોય તો આવાં લાંબાં અંતરો ટૂંકાં કરવાં જ જોઈએ તેમ કરવા માટે સંદેશાનાં સાધનો અને વાહનવ્યવહારોની બાબતમાં ઘણી અને ઝડપી પ્રગતિ કરવી જોઈએ. ખંડની તમામ પ્રજાઓને નજીક લાવવા માટે વાહનવ્યવહારોની જાળ ગૂંથવા માટે સૌએ ભગીરથ પ્રયત્ન કરવો જોઈએ.

એશિયાનો આવો સંબંધ સાધવા માટે આજની તેની રાજકીય સરહદો વિઘ્નરૂપ છે. રેલગાડીઓ દરેક સરહદે અટકે છે અને બીજા દેશોમાં આગળ પ્રવેશી શકતી નથી. હિંદને બ્રહ્મદેશ સાથે જોડવા માટે, બ્રહ્મદેશને સિયામ સાથે જોડવા માટે, અને સિયામને વિયેટનામ સાથે જોડવા માટે નાનાં નાનાં રેલવે જોડાણો આજ સુધી કેમ થઈ શક્યાં નથી ? એશિયાની દષ્ટિએ વિચારતાં એમ પણ લાગે છે કે, રશિયાની અને હિંદી સરહદોને રેલવેથી ન જોડવાનું કંઈ જ વાજબી કારણ નથી. આવી અકુદરતી મુશ્કેલીઓ દૂર થવી જોઈએ. ઉપર બતાવ્યાં તેવાં નાનાં નાનાં રેલવે-જોડાણ થાય તો હજારો માઈલના ચકરાવા ફરવામાંથી બચી શકાય. એક એશિયા હોય તો આવાં જોડાણો ઘડીના છઠ્ઠા ભાગમાં શક્ય બની જાય. નાના નાના સ્વાર્થો જતા કરવાની તૈયારી સૌ કોઈ દેશો કરે તો આમાંથી કશું જ અશક્ય નથી.

હવાઈ રસ્તાઓની શોધખોળોથી લાંબાં અંતરો ટૂંકાં થઈ ગયાં છે. મોટાં રણો, મહાન પર્વતો અને મોટી અને ઊંડી ખીણો જમીન ઉપરની વાહન-વ્યવહારની યોજનામાં વિઘ્નરૂપ છે. એશિયામાં જો વિચારપૂર્વક હવાઈ મથકો ઊભાં કરવામાં આવે તો ઘણાં ઘણાં લાંબાં લાંબાં અંતરો ખૂબ જ ટૂંકાં થઈ જાય. આ વસ્તુ બનતાંની સાથે જ પડોશીઓના અને પ્રજાઓના આંતરિક સંબંધો સ્થાપવાની શક્યતા ખૂબ જ સરળ થઈ જશે.

### રંગભેદનો પ્રશ્ન

યુરોપ-અમેરિકાના ગોરી ચામડીવાળાની આ ખંડ ઉપરની સરસાઈનો પ્રશ્ન પણ એશિયાએ વિચારવાનો જ છે. આજેય હજુ ગોરાઓ બીજી પ્રજાઓ સામે તિરસ્કારથી જુએ છે એટલું જ નહિ, પણ એ પ્રજાઓના અજ્ઞાનની દયા ખાવી જોઈએ એવું એ તુમાખી ગોરાઓ માને છે. આજેય યુરોપ-અમેરિકામાં જાહેર જગાઓમાં અને બીજાં ક્ષેત્રોમાં રંગભેદ છે જ. પશ્ચિમના અમાનવતાથી ભરપૂર આ દૂષણને નિવારવા એશિયાએ કટિબદ્ધ થવું જોઈશે. અને કોઈ કોઈનાથી ચડિયાતું નથી તથા પોતાના દેશમાં તે દેશનો વાસી જ પહેલો છે, અર્થાત્ આફ્રિકાના જંગલમાં રહેનારો કાળો માનવી તે જ જંગલમાં રહેનાર ગોરા કરતાં પહેલો છે, એવું ગોરી પ્રજાના દેશોને શીખવવું પડશે.

### અખંડ એશિયા શા માટે ?

મહાન વિગ્રહોએ આપણને શીખવ્યું છે કે એકલવાઈ સત્તા આજે કંઈ જ કરી શકે એમ નથી. વળી પડોશી દેશોને તરછોડીને દૂરના એકલવાયા દેશોની

કે સત્તાની ભાઈબંધી ખોળવા જવામાં કંઈ જ લાભ નથી. દુન્યવી ભયોની સામે થવા માટે તો પડોશી દેશોનું સંગઠન જરૂરી છે. પડોશીઓની શુભેચ્છા વિના કોઈ નિરાંતે રહી શકે જ નહિ. આજનું એશિયાનું સ્થાન જોતાં એશિયાને પડોશીઓની એકતા ખાસ જરૂરી છે. દુનિયાની બીજી કચરાયેલી પ્રજાઓના ઉદ્ધારનું કામ અને એશિયામાંથી અણુબૉમ્બ અને નાઝીવાદનો નાશ કરવાનું કામ પણ અખંડ એશિયા જ કરી શકશે.

આમ બધી રીતે તપાસતાં અને આજની દુનિયાના રાજકીય તથા સાંસ્કૃતિક પ્રવાહો જોતાં એશિયાઈ પરિષદ યોગ્ય સમયે જ મળી છે. એશિયાના સૌ દેશોના સરખા વિચારોને એકત્ર કરવામાં અને સંગઠન સાધવાની યોગ્ય તક આપવામાં હિંદુસ્તાને એશિયાને સાચી નેતાગીરી આપી છે. આવાં સંમેલનો જ એશિયાઈ પ્રજાઓને દુનિયાની બીજી પ્રજાઓમાં સમાનતા અને મોભો અપાવશે.

હવે પછી આપણે એશિયાના અનેક દેશોએ કેવા અન્યાયો અને આપત્તિઓ વેઠ્યાં છે, તે ટૂંકમાં જોઈશું.

ચાલુ] **શાંતિલાલ ગાંધી**

# માસિક વિવેચન

**કાયદે આઝમ અને ગાંધીજીની અપીલ**

નામ૦ વાઇસરૉયની મૂળ સૂચના પરથી અને તેમની ખાસ વિનંતીથી, ગાંધીજી અને ઝીણાસાહેબની સહીથી નીચેની અપીલ આખા દેશનાં સૌ કોઈને કરવામાં આવી છે. આપણા દેશના ઇતિહાસના આ કટોકટીભર્યા સમયે આવા પ્રકારની જાહેર અપીલ પોતે પણ એક ઐતિહાસિક બીના ગણાય. એની ધારી અસર થાઓ એમ હરકોઈ હિંદી દિલને થશે જ. અપીલ નીચે પ્રમાણે છે :—

દેશમાં આજે ચાલી રહેલાં બેકાયદા હિંસાનાં કૃત્યોથી હિંદના રૂડા નામને ભારે બટ્ટો લાગ્યો છે અને નિર્દોષ લોકો દુઃખમાં આવી પડ્યા છે. એ કૃત્યોમાં આગળ પડીને હુમલો કરનારા ને તેનો ભોગ બનનારા ગમે તે હોય, અમને એ કૃત્યોથી ઊંડું દુઃખ થયું છે.

રાજકીય ઉદ્દેશો પાર પાડવાને હિંસા અથવા બળજબરીનો પ્રયોગ કરવાની પદ્ધતિને અમે હમેશને માટે વખોડી કાઢીએ છીએ, અને હિંદમાં વસતી બધા ધર્મને અનુસરતી એકેએક કોમનાં માણસોને હાકલ કરીએ છીએ કે, હિંસાનાં અને ગેરવ્યવસ્થા ફેલાવનારાં એકેએક કૃત્યથી અળગાં રહો એટલું જ નહીં, એવાં કામો કરવાને ઉશ્કેરણી થાય એવાં કોઈ પણ જાતનાં લખાણો અથવા ભાષણો પણ ન કરો.

મ૦ અ૦ ઝીણા      મો૦ ક૦ ગાંધી
૧૫-૪-'૪૭

**સ્વરાજ જીરવવાનું છે.**

હિંદની અંગ્રેજ સરકાર કોઈ અમુક સ્વદેશી સરકારને સોંપીને અહીંથી જાય તેની સાથે કોન્ગ્રેસ-સંસ્થા માટે પણ મોટો સવાલ ઊભો થાય છે. એક રીતે જોતાં કહી શકાય કે, એ સંસ્થા તેવા રાજ્ય-પલટાની સાથે કૃતકૃત્ય થઈ, એટલે તેનું કામ સહેજે આટોપાઈ જઈ શકે. પરંતુ એમ બની નથી શકતું. અંગ્રેજો તો એમને દેશ જશે; કૉંગ્રેસીઓ ક્યાં જાય? એટલે કોન્ગ્રેસ સંસ્થાને માટે કાયાપલટ કરી લઈ નવો અવતાર લેવાનો પ્રસંગ એની મેળે આવીને ઊભો રહે છે. સંસ્થાઓ આવો કાયાપલટો પોતાના બંધારણમાં પલટો કરવા દ્વારા સાધે છે. આથી, છેલ્લા કેટલાક મહિનાઓથી કાર્યવાહક સમિતિ અને તેની બંધારણ-પેટાસમિતિ કોન્ગ્રેસના બંધારણમાં ફેરફાર વિચારે છે, તે કેવળ આકસ્મિક નથી, પરંતુ એક વાસ્તવિક જરૂરને કારણે સહેજે સૂઝેલી વસ્તુ છે.

કોન્ગ્રેસે શું કરવું? દેશને આઝાદી લાવી આપવા જેટલી જબરી કામગરી બજાવનારી આ પ્રચંડ તાકાતને કયા નવા માર્ગમાં જોતરવી કે વાળવાની હોય તો વાળવી? અગાઉ બંધારણમાં ફેરફાર કરવામાં આવેલા

ત્યારે સંસ્થાને ગાંધીજીની સીધી આગેવાની હતી. આજે કાલપુરુષે દેશની આગેવાની લીધી હોઈ, ગાંધીજીની એ પ્રકારની આગેવાનીએ નવું રૂપ ધારણ કર્યું છે. વળી તે વખતે કૉન્ગ્રેસ આખા દેશને નામે કામ કરી શકતી. આજે એક મહાન અને એકમાત્ર રાષ્ટ્રીય છતાં તે એક પક્ષ બને છે. એટલું જ નહિ, લડતમાં સૌ સાથે રહેતા કૉન્ગ્રેસીઓમાં આજે નાના મોટા પક્ષો અને તડાતડી કે તડો જોવા મળે છે. આ સંજોગોમાં, કૉન્ગ્રેસની આવડી મોટી 'ગુડ-વિલ' – લાગવગની મૂડી અને પ્રભાવનો વારસો અમુક કે તમુક પક્ષો કે મંડળો મેળવવા તાકે, એ પણ સંભવે છે. આ બધાનો વિચાર કરીને કૉન્ગ્રેસે પોતાનો નવો જન્મ નક્કી કરવાનો છે. જો તે કેવળ રાજકારણી પક્ષની સંસ્થા જ રહેવા તાકશે તો તે તરીકે તો સ્વરાજ આવ્યે તેનું મરણ થઈ ગયુ હશે. એ મડદાને માટે મારામારી કરનારા લોકો કેવા ગણાય? પરંતુ ભાવી હિંદને છાજે એવા કોઈ ઉદાત્ત આદર્શને માટે પાછી કટિબદ્ધ થતી સંસ્થા બનવાનો કાયાપલટો જો તે કરે, તો જ તે નભી શકે, અને પાછી હિંદી માનસ પર પોતાનું વર્ચસ જે આજે છે તે રાખી શકે. સત્તાનું રાજકારણ દેશમાં જાગવાથી આમ કાયા પલટવામાં ભારે કઠણાઈ આવે છે એ ખરું. પરંતુ તે કરી શકીએ તો તેમાં કૉન્ગ્રેસ પાછી કરોડોના પ્રશ્નોની સંસ્થા બને, એ કેવડી મોટી વાત છે! કરોડોના પ્રશ્નો સત્તાના નથી, પણ જાતસુધાર અને સ્વાવલંબન-પૂર્વક રચનાકાર્યના છે. સ્વરાજ સરકાર એમાં એની ગરજે પોતાનું કર્તવ્ય કરશે જ. ગાંધીજી વારંવાર કહેતા કે, સ્વરાજ આવ્યે રચનાકાર્ય કરવામાં ખૂબ વેગ મળશે એટલું જ નહિ, પરરાજ્યને કારણે તે કાર્યમાં વિઘ્ન આવતાં જે સત્યાગ્રહ કરવા પડતા, તે પણ નહિ કરવા પડે. આજે એ સમય આવ્યો છે. કૉન્ગ્રેસીઓ જો સત્તા અને બળસંગઠનના લોભાવણા ખ્યાલો વેગળા મૂકી હિંદમાં સાચી અહિંસામૂલક લોકશાહી સ્થાપવાના ધ્યેયને અપનાવીને આગળ ચાલે, તો જ તે પાર્લામેન્ટરી કાર્યક્રમને પણ યોગ્ય માત્રામાં રાખીને દેશનું સ્વરાજ-સંચાલન કરી શકશે. નહિ તો રાજદ્વારી પક્ષાપક્ષીની ફાટફૂટ અને કાવાદાવા તથા – ન કરે નારાયણ – ખૂના-મરકી જ આવશે. જુઓ ચીનની દશા. એથી આમ-પ્રજાનો તો મરો જ રહેશે. સરદાર વલ્લભભાઈ હમણાં ગૂજરાતમાં આવી ગયા ત્યારે તેમણે રચનાકાર્યની જરૂર પર જે ધ્યાન ખેંચે એવાં આગ્રહ અને ઊંડી દૃષ્ટિ વ્યક્ત કર્યાં, તેની પાછળ આવી કાંઈક દીર્ઘદૃષ્ટિ રહેલી લાગે છે. બૂમબરાડા પાડી ખેતરનાં ચકલાં ઉડાડી મુકાય એમ જ અંગ્રેજોને આપણે ઉડાડી મૂક્યા. પરંતુ સ્વરાજ કેવડી મોટી જવાબદારી છે તે હવે સમજાય છે. તેને પહોંચી વળવાને માટે કૉન્ગ્રેસના નાયકોએ હવે તૈયાર થવાનું છે. એ શી રીતે કરી શકાય તે ગાંધીજીએ તો દેખાડી જ મૂક્યું છે – આત્મશુદ્ધિ અને રચનાત્મક કાર્યક્રમ. આ જો નહિ થાય તો હિંદને એક અખંડ અને સમર્થ રાજ્ય પણ બનાવવું અઘરું થઈ પડશે. આ કાર્ય કેવળ નેતાનું નથી; દરેક હિંદી પ્રજાજનનું છે.

## ત્રીજી ગુજરાત પ્રાથમિક શિક્ષણ પરિષદ

તા. ૪–૫ એપ્રિલે નડિયાદમાં ત્રીજી ગુજરાત પ્રાથમિક કેળવણી પરિષદ થઈ. ઘણી જગાએ આ સંસ્થા વિષે ચોખ્ખી સમજ જોવામાં નથી આવતી. ગુજરાત પ્રાથમિક શિક્ષક સંઘ અને આ કેળવણી પરિષદ જુદાં છે, એ ખબર નથી. ગુ૦પ્રા૦શિક્ષક સંઘ ગુજરાતના પ્રા૦શિક્ષકોનું મહાજન કે 'યુનિયન' જેવું મંડળ છે, અને નડિયાદમાં મળેલી સભાથી એ જુદું જ છે. નડિયાદમાં મળેલી પરિષદની શરૂઆત ઈ. સ. ૧૯૪૫માં અમદાવાદ મુકામેથી થઈ હતી. તેની પહેલી બેઠકનાં પ્રમુખ શ્રી. હંસાબહેન મહેતા હતાં. તેની બીજી બેઠક ૧૯૪૬માં ભરૂચ મળી તેના પ્રમુખ શ્રી. મોરારજીભાઈ દેસાઈ હતા. આ વર્ષે તેની ત્રીજી બેઠક શ્રી. નાનાભાઈ ભટ્ટના પ્રમુખપદે મળી, તે નડિયાદની બેઠક હતી. તેના નામ પ્રમાણે, આ સભાનો ઉદ્દેશ પ્રાથમિક શિક્ષણ વિષે વિચાર કરવાનું અને લોકમત કેળવવાનું તથા તે બાબતમાં સરકાર તથા પ્રજાનું ધ્યાન ખેંચવાનું કામ કરવાનો ગણાય. એટલે કે, આ સંસ્થા એક શિક્ષણ વિષયક સંમેલન છે અને તે તરીકે તેનું કાર્યક્ષેત્ર સ્વતંત્ર અને અલગ છે તથા શિક્ષક સંઘના મહાજન જેવું મર્યાદિત નથી. એમ હોઈ, તે કાર્યમાં દરેક પ્રજાજન રસ લઈ શકે અને લેવો જોઈએ. અને એની ખિલવણી એ રીતે થવી જોઈએ. એણે તેની નડિયાદ-બેઠકમાં કરેલા ઠરાવોની નકલ હજી અમને મળી નથી. તે મળ્યે એ વિષે વધુ ખબર આપી શકાશે.

**અખિલ હિંદુસ્તાની શિક્ષણ પરિષદ**

વડાપ્રધાન શ્રી. ખેરસાહેબે તા. ૧૨-૪-'૪૭ના રોજ પ્રાંતમાં હિંદુસ્તાનીના શિક્ષણ બાબત વિચાર કરવાને માટે મુંબઈમાં એક પરિષદ બોલાવી હતી. તેને માટે નીચે પ્રમાણે કામકાજ રાખવામાં આવ્યું હતું :

૧. હિંદુસ્તાનીના શિક્ષણનું ધોરણ
 (ક) શાળા તથા અધ્યાપનમંદિરો
 (ખ) કૉલેજો
 (ગ) સામાન્ય
૨. લિપિઓનો સવાલ
૩. નીચેના ક્ષેત્રમાં સરકારે શું કરવું ?—
 (ક) શાળામાં હિંદુસ્તાનીના શિક્ષણ બાબત
 (ખ) સરકારી નોકરો માટે ફરજિયાત કરવા બાબત
 (ગ) પ્રચાર સંસ્થાઓને મદદ આપવા બાબત
૪. શિક્ષકો મેળવવા બાબત
 (ક) શાળાઓ માટે
 (ખ) શાળા બહાર કામ કરવા માટે

આવા વિસ્તૃત કાર્યક્રમ સારુ પરિષદ મેળવવામાં આવી હતી. લગભગ ત્રણ કલાક કામ ચાલ્યું. તેમાં મુખ્યત્વે પહેલા બે મુદ્દા સારી રીતે છણાયા. અને એ બે મુદ્દા ખાસ વાદવિવાદી પણ હતા, તેથી પરિષદ એમના ઉપર વધુ ધ્યાન આપે એ સહજ હતું. જણાવતાં આનંદ થાય છે કે, બને લિપિમાં લખાતી હિંદુસ્તાનીની બાબતમાં પરિષદે પોતાનો ઠીક ઠીક સાફ મન પ્રગટ કર્યો. અંગ્રેજી રાજ્ય હવે જવા બેઠું છે અને થોડા જ વખતમાં હિંદીઓએ પોતાના દેશનો બધો કારભાર સંભાળી લેવાનો છે, એ ઉઘાડી હકીકતે પરિષદની વિચારણા ઉપર સારો પ્રભાવ પાડ્યો હવે અંગ્રેજીને બદલે હિંદુસ્તાની દેશની એક સર્વસામાન્ય ભાષા તરીકે ચાલશે; તેને માટે ઝપાટામાં તૈયાર થવું જોઈએ, એ કોઈ વિવાદગ્રસ્ત બાબત હોઈ ન શકે અને માટે કેટલે સુધી શિક્ષણ આજે ચાલુ કરવું જોઈએ, એ સવાલ હતો. પરિષદનો મુખ્ય સૂર આ બાબત એ હતો કે, મૅટ્રિક સુધી તો તરત આ ભાષા શીખવવી જોઈએ. તો જ આજની સ્થિતિની કામચલાઉ જરૂર પૂરી પડશે.

પણ એટલું બસ નથી સ્વરાજમાં મધ્યસ્થ સરકારનાં ખાતાં પણ હિંદુસ્તાનીમાં ચાલવા લાગશે. તેમાં કામ કરનારા પણ શિક્ષણસંસ્થાઓ જ પૂરા પાડી શકે. તેથી કરીને, ઉપરના સામાન્ય ધોરણથી આગળ પણ જવું જોઈએ. તેને માટે કૉલેજોમાં પણ હિંદુસ્તાનીનું શિક્ષણ હોવું જોઈએ. અને હિંદુસ્તાની ભાષા આજે ઘડાતી દશામાં છે, તેથી તેને પુષ્ટ કરવાને માટે વિદ્યાપીઠોમાં તેનું સંશોધન અને પ્રકાશન કાર્ય પણ ચાલવું જોઈએ, એવો મત રજૂ કરવામાં આવ્યો. મતલબ કે, સ્વતંત્ર હિંદુસ્તાનની એ ભાષા છે; તેના ધોરણને જો મર્યાદા છે તો તે આપણા ઓછાવત્તા વિકાસની જ છે; હિંદના સ્વતંત્ર આત્માએ એ ભાષાથી વ્યક્ત થવાનું છે. આ લાંબી નજર રાખીને આપણે કામ કરવાનું છે.

એમાંથી જ આપોઆપ ફલિત થતું બતાવવામાં આવ્યું કે, શિક્ષણમાં બંને લિપિ જોઈએ. આજના *કોમી તંગદિલીના વાતાવરણની બૂરી* અસર આ પ્રશ્ન પર થાય છે, એની છાયા પરિષદમાં પણ હોય એમાં નવાઈ નથી. તેથી એક વક્તાએ એ પણ ચોખવટ કરી કે, ઉર્દૂ લિપિ કે નાગરી લિપિ કોઈ કોમ-વિશેષ નથી. ઉત્તરના લોકોમાં બંને લિપિમાં જે સાહિત્ય લખાય-વંચાય છે તો તેના અભ્યાસીએ બેઉ લિપિનું સાધન ગાંઠી લેવું જોઈએ. એ કરવાનો સમય શાળાની ઉંમરનો છે. જેમ કોઈ ભાષાનું શિક્ષણ તેની લિપિથી સ્વાભાવિક રીતે શરૂ થાય છે, તેમ જ હિંદુસ્તાનીનું પણ છે. તેને બે લિપિ છે તેથી એ ઉઘાડા સિદ્ધાંતમાં કશો ફરક નથી થતો. આ બંને લિપિ કેમ ક્યારે કયે ક્રમે શીખવવામાં આવે, એ ગોઠવી લેવાનો વહીવટી સવાલ છે.

પરિષદે મુખ્યત્વે આ બે બાબતોમાં સારી પેઠે સિદ્ધાંત-ચર્ચા કરી પ્રમુખસ્થાનેથી ખેરસાહેબે શરૂમાં જ જણાવ્યું હતું કે, પરિષદ કોઈ ઠરાવ કરવાની નથી, અને સરકાર પણ પોતા તરફથી કશી જાહેરાત કરવાની નથી, પરંતુ પરિષદ આગળ વિચારવાને માટે મૂકવામાં આવેલી બાબતો તે ચર્ચે, જેથી સરકારને પોતાની નીતિ ઘડવામાં મદદ મળશે. આથી પરિષદમાં કશો ઠરાવ કરવામાં આવ્યો નહોતો. છતાં પરિષદમાં જે ચર્ચાઓ થઈ તે જોતાં, એ બોલાવવામાં આવી તે સારી વાત થઈ એમ સૌને લાગ્યું; અને અંતે તે માટે સરકારનો આભાર માનતાં હિંદુસ્તાની શિક્ષણ બોર્ડના પ્રમુખ મહા-મહોપાધ્યાય શ્રી. પોતદારે જણાવ્યું કે, એમ અવારનવાર બોલાવવામાં આવે તો સારું.

**'વર્ચસ્વ' નહિ, 'વર્ચસ'**

પાટણથી મુનિ ન્યાયવિજયજી લખે છે:—

"ગુજરાતી જનતામાં પ્રભાવ, પ્રાધાન્ય અથવા બળ એવા અર્થમાં 'વર્ચસ્વ' બહુ બોલવામાં આવે છે પણ એ શબ્દ ખોટો છે; કોઈ ભાષાને સંગત થાય એમ નથી. એ શબ્દ સંસ્કૃત-ભંડારમાં છે જ નહિ, તેમ જ એની ઉત્પત્તિ (વ્યુત્પત્તિ) પણ શક્ય નથી. એ શબ્દ સંસ્કૃતની રીતે સાવ ગલત છે. સંસ્કૃતમા 'વર્ચસ્' શબ્દ છે, જેનો એક અર્થ પ્રકાશ અથવા તેજ થાય છે. તે જ શબ્દ બગડીને 'વર્ચસ્વ' બોલાવા લાગ્યો છે. પ્રભાવ, પ્રાધાન્ય કે પ્રભુત્વ જેવો અર્થ બતાવવા જે 'વર્ચસ્વ' શબ્દ બોલાય છે તે બિલકુલ અશુદ્ધ હોઈ તે અર્થ બતાવનાર શબ્દ 'વર્ચસ' છે. માટે 'વર્ચસ્વ'ની જગાએ 'વર્ચસ' વાપરવું જોઈએ"

મુનિજીએ સાચો પ્રશ્ન ઉઠાવ્યો છે. સાચો શબ્દ वर्चस છે. જોડણીકોશમાં પણ એ જ સંઘર્યો છે; 'વર્ચસ્વ' તેમાં અત્યાર સુધી લેવામાં આવ્યો નથી.

આ वर्चसનું 'વર્ચસ્વ' શાથી થઈ ગયું હશે? આ એક રસિક ખોજ છે. એક કલ્પના આવે છે— સં. वर्चस्विन्— 'વર્ચસ્વી' ઉપરથી, ઓછો જોવા મળતો विन् પ્રત્યય ત્યાં છે તે ભૂલી જઈ, ત્યાં इन् માનીને તે इन्-ઇ કાઢી નાખી, 'વર્ચસ્વ' તો ભૂલથી ન ચાલ્યો હોય? એ પણ નોંધવા જેવું છે કે, મરાઠીમાં પણ वर्चस्व શબ્દ આવા જ અર્થમાં ચાલે છે. કદાચ ત્યાંથી પણ એ આપણે ત્યાં સીધો સરી આવ્યો હોય ખરો? એ ગમે તે હો, શુદ્ધિની પરવાવાળા સૌએ હવેથી वर्चस વાપરવા લાગવું જોઈએ; તો કદાચ લોકના કંઠમાં પેસી ગયેલો આ તદ્ભવ 'વર્ચસ્વ' નીકળી જાય. નહિ તો પછી 'शाप શ્રાપ કે શરાપ' ની પેઠે અથવા 'जाग्रत्—જાગૃત' પેઠે ભાષામાં તે ચીટકી પણ જાય, એમ બને.

**આવકાર**

નીચેનાં નવાં માસિક પત્રો મળ્યાં છે:

સંસ્કૃતિ: તંત્રી: ઉમાશંકર જોશી, અમદાવાદ. લવાજમ રૂ. ૭–૦–૦, પ્ર૦ કિશનસિંહ ચાવડા, સાધના પ્રેસ, વડોદરા.

સુંદર કાગળ અને રૂપાળી છપાઈવાળું આ માસિક ચાલુ મહિને તેનો ચોથો અંક બહાર પાડે છે. મુખ્યત્વે લલિત વાઙ્મય અને સંસ્કારોને કેળવનારી સામગ્રી એમાં આવે છે.

સંસ્કાર: તંત્રી: ભનુભાઈ વ્યાસ (સ્વમસ્થ), ૯, પાર્કરોડ વીલેપાર્લે, મુંબઈ. લવાજમ રૂ. ૮–૦–૦.

ચાલુ મહિને તેનો ત્રીજો અંક બહાર પડ્યો છે. તેનાં રૂપરંગ અને ગોઠવણી 'સંસ્કૃતિ'થી ઊતરે. આ માસિક સામ્યવાદી સંસ્કારોનો પ્રચાર કરવાના ઉદ્દેશવાળું લાગે છે. તે દૃષ્ટિએ તેમાં અવનવી માહિતી ભેગી કરી છે, જે સૌને સરખી કદાચ ન ગમે.

જાહેરખબરોનું જોર આમાં વધારે છે, વિવિધતા પણ ઠીક ઠીક ગણાય.

જીવન-પ્રકાશ: તંત્રી: ઈશ્વરલાલ ર૦ દવે, લવાજમ રૂ. ૯–૦–૦. પ્ર૦ જીવન-પ્રકાશ કાર્યાલય, રાણપુર, (કાઠિયાવાડ)

આ મહિને આનો પહેલો અંક બહાર પડ્યો છે. વિષય અને સામગ્રીની વિવિધતાની બાબતો ગણીગણીને પીરસવાને માટે કરેલો પ્રયત્ન ચોડો દેખાય છે. સારી પેઠે સચિત્ર છે; જોકે તે જરાક છાપાગર ઢબે. જાહેરખબરો ભરપૂર છે અને વાચન-સામગ્રીમાં વચ્ચે વચ્ચે પણ ગોઠવવામાં આવી છે. વિવિધતા અને વસ્તુની ગોઠવણીની ઢબછબમાં અતિરેક ન થઈ જાય એ સંભાળવાની નમ્ર સૂચના છે.

આ માસિકો જોતાં તે ઉપરથી એક સામાન્ય ખ્યાલ આવ્યો. માસિકો નીકળવાના ત્રણ દસકા પાડીએ તો, ઈ. સ. ૧૯૨૪–૨૫ના ગાળામાં માસિકપત્રો નીકળ્યાં તે વખતે તેમનો મુખ્ય સૂર રાષ્ટ્રની અસ્મિતા અને સ્વાતંત્ર્યભાવને પોષવાનો હતો. તેથી તેમાં અમુક જોમ અને એકદૃષ્ટિ તથા સૂર સ્પષ્ટ તરી આવતાં હતાં. ત્યાર બાદના ૧૯૩૫–'૪૫ના દસકામાં ખાસ ઉછાળો જણાતો નથી. (આંકડા કાઢ્યા વગર, મન પર સામાન્ય જે છાપ છે તે ઉપરથી આ લખું છું.) અને આગલા દસકાનું જોમ અને દૃષ્ટિ તથા સૂરમાં પણ કાંઈક મંદી કે અન્યતા આવી હોય. બાદ ચાલુ દસકો શરૂ થાય છે. એમાં પ્રધાન સૂર સંસ્કાર અને સંસ્કૃતિનો જાગે છે. આ જો સાચું હોય તો, પહેલા દસકા કરતાં આ દસકાની જવાબદારી અઘરી છે, કેમ કે સંસ્કૃતિ અને સંસ્કારોમાં એકવાક્યતા અને દૃષ્ટિ સંભાળવાનું કામ વધારે અઘરું છે. હિંદમાં જે સંસ્કૃતિ હવે જન્મવી જોઈએ તેની સેવામાં આ પત્રો પોતાનો ફાળો આપો એ શુભાશાની સાથે તેમને આવકાર આપી છીએ.

## હિંદુસ્તાની પ્રચાર ગ્રીષ્મ તાલીમવર્ગ

આ પત્રના વાચકો જાણે છે કે, દર વરસે રજાઓમાં હિંદુસ્તાની પ્રચારક તાલીમવર્ગ ચલાવવામાં આવે છે. આનંદની વાત છે કે, આ વેળાની રજામાં બે વર્ગો ચાલશે. (૧) ચરોતર હિંદુસ્તાની પ્રચાર સમિતિ, C/o ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તરફથી દર વર્ષે ચાલે છે તે. (૨) સુરત જિલ્લા હિં૦ પ્રચાર સમિતિ, C/o નવસારી હાઈસ્કૂલ, નવસારી, તરફથી આ વરસથી શરૂ થાય છે. આશા રાખીએ કે, આ નવો વર્ગ પણ ઉપરના પહેલા વર્ગની પેઠે વર્ષમાં બંને રજાઓમાં ચાલશે અને પોતાનું કામ ખીલવશે.

ચરોતર હિં૦ પ્ર૦ સમિતિનો વર્ગ તા. ૭–૫–'૪૭થી તા. ૨૫–૫–'૪૭ સુધી કપડવંજ, સેવાસંઘના આશ્રયે ચાલશે. આ વર્ગમાં બે શ્રેણીઓ રહેશે.

સુરત જિલ્લા માટેનો વર્ગ તા. ૧૧–૫–'૪૭ થી શરૂ થઈ ૨૦ દિવસ માટે નવસારી ચાલશે. અને તે એક જ પ્રારંભિક શ્રેણીનો હશે. તેથી ઉપરની બીજી શ્રેણીના વર્ગમાં દાખલ થવા ઇચ્છનાર ઉમેદવારો ઉપરના ખેડા જિલ્લાના વર્ગમાં જશે.

માધ્યમિક શાળાઓમાં તેમ જ પ્રાથમિક શાળાઓના ઉપલા વર્ગોમાં હિંદુસ્તાનીનાં શિક્ષણને મહત્ત્વનું સ્થાન આપવાની નીતિ સરકારના કેળવણી ખાતાએ સ્વીકારી છે, એટલે શિક્ષણના કાર્યમાં પડેલાઓને માટે તો હિંદુસ્તાનીના જ્ઞાનની અગત્ય ખૂબ વધી ગઈ છે. બહુ જ નજીકના વખતમાં આપણા દેશનાં બધાં ક્ષેત્રોમાં હિંદુસ્તાની અંગ્રેજીનું સ્થાન લેશે એ નિશ્ચિત છે. આથી હિંદુસ્તાનીના પ્રચારમાં રસ લેતાં ભાઈબહેનો આ વર્ગોનો બહોળા પ્રમાણમાં લાભ લેશે એવી આશા રાખવામાં આવે છે.

## કોલેજિયનો માટે નિબંધ હરીફાઈ

મુંબઈ ફાર્બસ સભા તરફથી નીચેની જાહેરાત પ્રસિદ્ધ કરવાને માટે મળી છે:

"સ્વ. કરસનદાસ મૂળજી સ્મારક ભંડોળની યોજના મુજબ તમામ કોલેજોનાં ગુજરાતી માતૃભાષાવાળાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી નિમંત્રણ આપવામાં આવે છે કે, એમણે ગુજરાતી ભાષામાં 'હાલની સ્થિતિને અનુકૂળ નવું સમાજબંધારણ સ્વતંત્ર હિન્દમાં કેવું હોવું જોઈએ ?' એ વિષય ઉપર એક નિબંધ ૪૦થી ૫૦ ફૂલ્સકેપ કાગળના કદનો લખી તા૦ ૩૦ ૬–'૪૭ સુધીમાં નીચેને સરનામે સીલબંધ પરબીડિયામાં, રજિસ્ટર્ડ પોસ્ટથી, [કો]લેજમાં અને જે વર્ગમાં પોતે ભણતા હોય તેની વિગ[ત] સર્ટિફિકેટ અને પોતાના સરનામા સાથે, મોકલવો.

"આવેલા નિબંધોમાંથી જેનો નિબંધ શ્રી ફાર્બ[સ] ગુજરાતી સભાએ નીમેલી ત્રણ વિદ્વાનોની સમિ[તિ] પસંદ કરશે તેને રૂ ૫૦ સુધીનું એક, તેમ વિદ્યાર્થિન[ી]ઓના નિબંધમાંથી એ જ રીતે જેનો નિબંધ પસં[દ] થશે તેને રૂ ૫૦) સુધીનું એક, એમ બે ઇનામે આપવામાં આવશે. એ બે નિબંધોમાંથી જેને નિબંધ વધુ પસંદ કરવા યોગ્ય હશે તેનો નિબં[ધ] તા૦ ૨૫–૭–'૪૭ની જાહેર સભામાં વાંચવામા આવશે પસંદ થયેલા નિબંધો પ્રકટ કરવાનો માલિકીહક શ્રી ફા. ગુ. સભાનો રહેશે. વિશેષ જરૂરી વિગત માટે શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, ૩૬૫, વિઠ્ઠલભાઈ *પટેલ રોડ, મુંબાઈ ૪, સરનામે લખવા વિનંતી છે.*

"નોંધ – આ હરીફાઈ ગુજરાતી બોલતી સઘળી કોમો માટે ખુલ્લી છે"

## ગુજરાત યુનિવર્સિટી સમિતિ

શ્રી. ખેર સાહેબ છેલ્લા અમદાવાદ આવ્યા ત્યારે તેમણે જણાવેલું કે, મુંબઈ સરકાર, ટૂંક વખતમાં, ગુજરાતને માટે સ્વતંત્ર યુનિવર્સિટી રચવા વિષે હેવાલ રજૂ કરવાને એક કમિટી નીમવા માગે છે. તે પ્રમાણે હવે તે નિમણૂક કરવામાં આવી છે. તેની જાહેરાત સરકારી ખબરખાતા તરફથી છાપાંમાં નીચે મુજબ બહાર પડી છે:—

"ગુજરાતને માટે યુનિવર્સિટીની સ્થાપના કરવાના પ્રશ્ન વિષે નિવેદન રજૂ કરવાને માટે મુંબઈ સરકારે નીચેના સભ્યોની સમિતિ નીમી છે —

૧. ન્યાયમૂર્તિ ચાગલા – ચૅરમેન
૨. શ્રી. ગ. વા. માવલંકર
૩. શ્રી. ક. મા. મુનશી
૪. શ્રી. કાકાસાહેબ કાલેલકર
૫. શ્રી. ઇંદુમતી શેઠ
૬. ડૉ. બી. બી. યોધ
૭. શ્રી. એન. એમ. શાહ
૮. ડૉ. એમ. ડી. પટેલ
૯. શ્રી. જે. એ. તારાપોરવાલા
૧૦. ડૉ. કે. જી. નાયક
૧૧. શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈ
૧૨. શ્રી. બી. કે. મજમુદાર – મંત્રી

સમિતિને નીચેનો કાર્યનિર્દેશ કરવામાં આવ્યો છે —

"૧ ગુજરાતને માટેની યુનિવર્સિટીના કાર્યની મર્યાદા, તેનું સ્વરૂપ, તેનું બંધારણ અને તેનો કાર્યપ્રદેશ,

એ બાબતમાં ભલામણો કરવી. મુંબઈ ઇલાકાની હદની બહાર આવેલી સંસ્થાઓને માન્યતા આપવાનો પ્રશ્ન પણ એમાં આવી જાય

"૨. તે યુનિવર્સિટીની સ્થાપનાના અને તેના નિભાવના ખર્ચ બાબતમાં નિવેદન કરવું, અને તે સારુ જરૂરી નાણાંની જોગવાઈ કરવા બાબત દરખાસ્તો કરવી.

"અને (૩) આ વિષયને અંગે ઉદ્ભવતી બીજી કોઈ પણ બાબતોમાં ભલામણો કરવી.

"૧૯૪૭ના ડિસેંબર પહેલાં બને તેટલો વહેલો પોતાનો હેવાલ સરકારને સોંપવાને માટે સમિતિને વિનંતી કરવામાં આવી છે." મ.

## 'પેલે તીર' મહૂલીમાં

શ્રી. મેઘાણી પછી પંદર દિવસને અંતરે એટલે તા. ૨૫-૩-'૪૭ને રોજ બીજા એક સુપ્રસિદ્ધ કવિ—શ્રી. લલિતજી સ્વર્ગસ્થ થયા છે. એમનો દેહ ૭૧ વર્ષનું ઘરડું પાંદડું થઈને ખર્યો. પચીસેક વર્ષ પર એમનાં પત્ની દેવલોક પામ્યાં ત્યારથી એ નિવૃત્ત જીવન ગાળતા, ને કોક દિવાળીના અંક સિવાય એમની કલમપ્રસાદી પણ ભાગ્યે જ કોઈ જોતું. પણ એમના જમાનામાં, એટલે ઈ. સ. ૧૯૧૫થી ૧૯૨૮ સુધી, એ એમનાં લલિત ગીતો અને કાવ્યોના ગાનમાં અને મંજીરાના રણકારમાં ઘણા પ્રવૃત્ત રહેતા. 'લલિતનાં કાવ્યો' અને 'વડોદરાને વડલે' એવા બે કાવ્યસંગ્રહ એમના બહાર પડેલા છે. પણ જેમ અંગ્રેજ કવિ ગ્રે પોતાની 'એલીજી'થી પ્રખ્યાત છે તેમ લલિતજી એમની 'મહૂલી મજાની પેલે તીર' અને 'ધોબનિયાં'થી પ્રખ્યાત છે. સાહિત્યમાં અને લોકોમાં કદાચ એ બે ચિરંજીવ જ રહેશે.

એમનું કોઈએ પાડેલું નામ શ્રી. જન્મશંકર મહાશંકર બૂચ. 'લલિતજી' તો એમનું ઉપનામ એ જૂનાગઢના રહેવાસી. ન્યાતે વડનગરા નાગર ગૃહસ્થ. ઈ. સ. ૧૮૭૭માં એ જન્મેલા. ભણીગણીને ૧૯૦૩માં એ ગોંડલ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયેલા. ૧૯૦૮થી ૧૯૧૦ સુધી એમણે 'કાઠિયાવાડ ટાઇમ્સ' નામક અંગ્રેજી દૈનિકનું તંત્રીપદ સંભાળેલું. સાથે સાથે એજન્સીની સનદથી અદાલતોમાં ભાષાંતર કરી આપવાનું કામ પણ એ કરતા. ૧૯૧૩થી ૧૯૨૦ સુધી એમણે વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતામાં કામ કર્યું. એ રાજ્યમાં ગામેગામ ફરતા, લોકોને એકઠા કરતા, ભજનો સંભળાવતા, જાદુઈ ફાનસ દ્વારા ચિત્રો બતાવતા અને જ્ઞાનપ્રચાર કરતા. આ લેખકને એમનાં પ્રથમ એ સ્વરૂપે જ દર્શન થયેલાં. વાણીની જેમ સ્વભાવનું લાલિત્ય એમનું ન ભુલાય એવું છે. એમાં ક્યારેક અતિશયતા જણાતી, પણ ઊણપ કદી નહીં.

૧૯૨૧થી ૧૯૨૫ સુધી એ ગૂજરાત વિદ્યાપીઠે માન્ય કરેલા મુંબઈના રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં ગુજરાતીના અધ્યાપક તરીકે કામ કરતા. એમણે અસહકારના આંદોલનમાં ખાદીની કફની ધારણ કરી અને પોતાના કુટુંબને એ રંગથી રંગ્યું.* ત્યારથી એમના મંજીરાના રણકારમાં અને 'ધોબનિયાં' વગેરે લોકપ્રિય ગીતોમાં રાષ્ટ્રપ્રેમનાં ગીતોનો ઉમેરો થયેલો અને એમની ભજનિક પ્રવૃત્તિને વધારે વ્યાપક ક્ષેત્ર મળેલું. એમની લોકપ્રિયતાનો સૌથી વધારે વિખ્યાત કાળ એ હતો. એ સ્વર્ગસ્થ થયા ત્યારે એમની સ્મશાનયાત્રામાં લાઠીના ઠાકોર સાહેબથી માંડીને અદનામાં અદના હરિજન સુધીના બધા લોકોએ જે ભાવભર્યો ભાગ લીધો તે એમની બધા વર્ગોમાં ફેલાયેલી લોકપ્રિયતાનો નમૂનો છે.

છેલ્લાં કેટલાંક વર્ષથી એ લાઠી ઠાકોરસાહેબ પાસે જ રહેતા. સાહિત્યકારોમાં એમના પર પ્રથમ લાઠીરાજ સ્વ. કલાપીજીની અને પછી સ્વ. કવિશ્રી નાનાલાલની અસર આગળપડતી ને પ્રબળતમ હતી. એમના જમાનાના જીવંત કવિઓમાં કવિશ્રી નાનાલાલ એ એમના સૌથી પ્રિય કવિ હતા. જીવન દરમિયાન 'પેલે તીર' જે 'મજાની મહૂલી'નું દિવાસ્વપ્ન એમણે જોયેલું ત્યાં 'વહાલાં સંતો'ની સાથે હવે એ કાયમ નિવાસ કરવા સિધાવ્યા છે, ત્યારે ત્યાં એમને ચિરંજીવ શાંતિ મળો એ જ પ્રાર્થના.

ચૂ૦

* એમના બે પુત્રો સનાતન અને પુરાતન વિદ્યાપીઠના સ્નાતક છે.

# નવું વાચન

**ઈશ્વરનો અવતાર** [ યાને પ્રભુ ઈસુ ખ્રિસ્ત ]: લેખક: રેવ૦ જોન દયાળભાઈ; પ્રકાશક: જેકબભાઈ દયાળભાઈ, ખાનપુર, અમદાવાદ; પૃ. ૧૪૦+૧૨ (સચિત્ર).

'ગરવી ગુજરાતની ગૌરવી મંડળીને ચરણે' પોતાની કૃતિ ધરીને પોતાને કૃતાર્થ થયેલ માનનાર કોઈ ગુજરાતી ખ્રિસ્તી ભાઈ ગુજરાતમાં વસે છે, એ આ પુસ્તક હાથમાં આવ્યા પછી જ ખ્યાલમાં પહેલી વાર આવતાં આનંદ થયો. ગુજરાતમાં એક મોટો ખ્રિસ્તી વર્ગ અસ્તિત્વમાં છે, અને તે પોતાની સમજ પ્રમાણે પોતાનું જીવન માતા ગુર્જરીના ખોળામાં જીવી રહ્યો છે: તેનાં જીવન-ફૂલોથી ગુજરાતનું જીવન સમૃદ્ધ થતું હશે; તેનાં ભાષાપ્રવૃત્તિ અને લેખનપ્રવૃત્તિથી ગુજરાતી ભાષા પણ નવો સ્વાંગ મેળવતી હશે.

પરંતુ, કોણ જાણે શાથી, એવો ખ્યાલ જરૂર બંધાવા પામ્યો છે, અને તે છેક ખોટો નહીં જ હોય કે, ખ્રિસ્તી થતા વર્ગને રાષ્ટ્રજીવનમાંથી તેમ જ સ્થાનિક સાહિત્યજીવનમાંથી પણ યોજનાપૂર્વક ઉપાડી લેવામાં આવે છે: અલગ પાડી દેવામાં આવે છે. ભાષા એ તો સંસ્કારનું ભારે વાહન છે; અને જે વર્ગને સ્થાનિક સંસ્કારોમાંથી ધરમૂળથી ઉખેડી નાખવો હોય, તેને સ્થાનિક ભાષાજીવનથી પણ વિખૂટો પાડવો જ જોઈએ.

અનેક સંતસંપ્રદાયો ગુજરાતના લોકજીવનમાં અત્યાર અગાઉ આવી ગયા છે, અને આવ્યે જાય છે; તથા લોકો કેવળ જુદા જુદા સંતોના વ્યક્તિત્વથી અંજાઈ ને કે તેમના જીવનોપદેશથી આકર્ષાઈને તે તે સંપ્રદાયમાં જોડાયા છે. એ પણ એક પ્રકારની સજીવનતાનું ચિહ્ન છે; અને તેનાથી સરવાળે આખા— અખંડ સમાજજીવનને લાભ જ થયો છે. પરંતુ પરદેશી મિશનરીઓએ રાજસત્તાની ઓથે, તેમ જ હિંદુધર્મની વિકૃતિઓ અને સામાજિક અસમાનતાઓના પાયાઓ ઉપર કરેલું ખ્રિસ્તી ધર્માંતર એ જાતનું નહોતું. પરિણામે ખ્રિસ્તી ધર્માંતર પામેલો મનુષ્ય એકલા ધર્મ-વિચારની બાબતમાં જ પરિવર્તન પામ્યો હોવા ઉપરાંત આજુબાજુના રાષ્ટ્રીય, આર્થિક અને સામાજિક જીવનમાંથી વિચ્છેદ–ઉચ્છેદ પામી, કૃત્રિમ એવી કંઈક આર્થિક સુરક્ષિતતા કે નિશ્ચિતતામાં ઘોલિયા જેવું અલગ જીવન જીવતો હોય છે. સમાજના જીવનમાં આવો વિઘાતક ઉચ્છેદ છેવટે કોઈને લાભદાયી ન નીવડે. ધર્મજીવન પણ છેવટે બાહ્ય સામાજિક જીવનમાં વ્યક્ત થવું જોઈએ;—તેનાં સુખદુઃખે કસાવું જોઈએ. એવા બાહ્ય શરીર વિનાની માત્ર આંતરિક વસ્તુ એ દૈવી—ઈશ્વરી — અંશરૂપ આત્મા નથી, પરંતુ પ્રેત છે, અને હિંદુસમાજની ધાર્મિક અને રાજકીય અધોગતિના કાળમાં આવાં પ્રેતો તેના વિકૃત દેહને વળગવાં અનિવાર્ય હતાં. અલબત્ત, તેની રાજકીય ગુલામી ગયે, એ પ્રેતોને રોજિંદા અખંડ પ્રજા–જીવનમાં પ્રવેશ કરવો પડશે; અને ત્યારે જ ખ્રિસ્તી થયેલાઓ પણ પોતાના ધર્મને સાચા અર્થમાં અને સાચા સ્વરૂપમાં જીવી શકશે— અરે, ફરીથી પામી શકશે. ત્યારે જ કદાચ એ ખ્રિસ્તીઓ પોતાના બીજા દેશબંધુઓના ધર્મજીવનને અને તેના વાસ્તવિક પાયાઓને પણ વધુ સાચા સ્વરૂપે સમજી શકશે. અત્યારે તેઓ હિંદુ ધર્મને જે રીતે સમજે— વિચારે છે, તે જોતાં તો તેઓ ધર્મવસ્તુને પોતાને જ ખરેખર સમજે છે કે કેમ એવી શંકા જાય છે.

અસ્તુ; પરંતુ ત્યાર પહેલાં પણ ખ્રિસ્તીઓ જો આપમેળે સ્થાનિક સાહિત્યક્ષેત્રમાં પોતાની ભાવભીની અંજલિ લઈને પ્રવેશ કરે, તો તેમાં સૌને લાભવા-પણું જ છે. આ ચોપડી એ તેવો પ્રયત્ન છે; એ કોઈ ધર્મસંસ્થા તરફથી અમુક વાડાના લોકો માટે જ લખાયેલું પુસ્તક નથી. આ તો એક ગુજરાતીએ પોતાના ધર્મ વિચારની, ગુજરાતી ભાષાના વાહન દ્વારા, પોતાના અન્ય ગુજરાતી ભાઈઓ માટે કરેલી રજૂઆત છે. અને એ રીતે તે આવકારપાત્ર છે.

હવે આ ચોપડીને પોતાને વિષે બે બોલ કહીએ. આ ચોપડી વાંચી રહ્યા પછી એટલું કહી દેવાનું મન થાય છે કે, ઈસુ ખ્રિસ્તને "ખરેખર અને ખરેખરો માણસ" (પૃ૦ ૧૨) માનનાર લેખક, એક સંત ધર્મસંસ્થાપકનું જીવન અને મૃત્યુ યથોચિત નિરૂપી શક્યા નથી. ઈસુના જીવન અને મૃત્યુ વચ્ચેના પ્રસંગોની કાર્યકારણની પરંપરાની સાંકળ, સાડાચાર પાનનું ૧૬મું પ્રકરણ વચ્ચે મૂકવા છતાં, બરાબર વ્યક્ત થતી નથી. પરિણામે તેમનું જીવન અને મૃત્યુ એમાંથી એક પણ હૃદયમાં વસી જાય એ રીતે જાણવા મળતાં નથી.

બાકી; લેખકની લેખક તરીકેની સુસજ્જતા ધ્યાનપાત્ર છે. ઢગલાબંધ સંસ્કૃત સુભાષિતો, ગોવર્ધનરામનું સરસ્વતીચંદ્ર, પ્રીતમદાસની કવિતા, દયારામની કવિતા; અને ગાંમઠી કહેવતો — એ બધી સામગ્રીનો યથાયોગ્ય ઉપયોગ તે કરે છે. એટલું જ નહિ પણ તેમની ભાષા કંઈક અંશે સંસ્કૃત તરફ ઢળતી રહે છે, અને પૂરતી પ્રવાહી છે. અનેક જગાએ વ્યાકરણની અશુદ્ધિઓ રહેલી છે; પરંતુ તેમને આગળ કરવાનું આ દાખલામાં મન થાય તેવું નથી.*

કેટલાક વિચિત્ર અધકચરા ખ્યાલો, કે જેમની અપેક્ષા આ જાતનાં પુસ્તકોમાં આપણે રાખવી ન જોઈએ, તે આમાં આવે છે. જેમ કે, "ધર્મને અભરાઈએ મૂકવાથી સ્વરાજ્ય આવી જવાનું નથી. સ્વદેશાભિમાન પોષાવાનો નથી. ધર્મ તો પ્રજાને પડતી અટકાવે છે." (પૃ. ૭) "ગરીબ માબાપો, તમારી ગરીબાઈથી ગભરાશો નહીં; તમારી ટેક છોડશો નહીં, ... તમારાં જેવાંને પેટે મહાન પુત્ર-પુત્રીઓ પાકે છે ને પાકશે." (પૃ. ૧૨) "ઈસુના જન્મ પછી પશુઓની પૂજાનો જાણે કે અંત આવ્યો. અને જેની પૂજા કરવામાં આવતી હતી, તે પશુઓએ જ ઈસુનું પ્રથમ દર્શન અને ભજન કર્યું." (પૃ. ૧૪) "હિંદના અછૂતો ને અસ્પર્શ્યો! તેઓએ તો ગયે જન્મે પાપકર્મ કર્યાં હતાં એટલે એ તો ગમે તેટલા ચોખ્ખા નીતિમાન હોય તોપણ એમને તો અડકાય જ નહીં. સવર્ણો ધર્મભ્રષ્ટ થાય. જે ધર્મમાં આવી અને એના જેવી માન્યતાઓ હોય, તે ધર્મમાં ડૉ. આંબેડકર કેવી રીતે રહી શકે?" (પૃ.૪૮) "હિંદના સિત્તેર લાખ (?) અસ્પર્શ્યોને અડકવા અને સ્પર્શ કરી, તેઓ પણ મનુષ્ય છે, આપણા ભાઈ છે, એવું સાબિત કરવા સાત કરોડ (?) સવર્ણો, હા, આખો હિંદુસમાજ ક્યારે તૈયાર થશે? હિંદમાં ફાધર ડેમિયન જેવા (કે જેમણે અસ્પર્શ્ય ગણાતાં રક્તપીતિયાંની સેવામાં પ્રાણ આપ્યા હતા) પાકશે ત્યારે પણ ઈસુનું શિક્ષણ જીવનમાં ઉતાર્યા વગર (એટલે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યા વિના?) ફાધર ડેમિયન જેવા પાકી શકતા નથી." (પા. ૪૯) [ઈશ્વરનું 'પિતા' 'બાપ' એવું નામ ઈસુ ખ્રિસ્તે ખાસ શીખવ્યું છે.] "સુવાર્તાઓમાં આ નામ લગભગ ૧૫૦ વખત આવે છે. ગીતાજીમાં ૭૦૦ શ્લોક છે, પણ તેમાં ઈશ્વરને માટે 'પિતા' નામ એક વખત જ આવે છે. (અધ્યા. ૯-૧૭)" (પૃ. ૬૪) "વેદાંતપંથીઓ માને છે કે માણસો ઈશ્વરના અંશ છે. તેથી ભૂંડાઈ કે પાપ જેવું માણસોમાં કંઈ નથી. પાપ તે માત્ર ભ્રમણા છે. ચિકાગોમાં ભરાયેલી પાર્લમેંટમાં સ્વામી વિવેકાનંદે કહ્યું હતું કે, 'ઓ પૃથ્વી પરના દેવતાઓ, તમને પાપીઓ કહેવા એ પાપ છે.' પણ આપણા દરેકને આપણો પોતાનો અનુભવ શું કહે છે?" (પૃ. ૮૨) "કેટલાક ઈસુને મહાત્મા ગાંધીજી સાથે સરખાવે છે. અમને અજબ તો એ લાગે છે કે ગાંધીજીને કૃષ્ણ સાથે ન સરખાવતાં ઈસુની સાથે કેમ સરખાવે છે!" (પૃ. ૮૫)

ઈસુના ચમત્કારો બાબત લેખકને ખાસ આદર છે. અને ક્રૂસે ચડ્યા બાદ — મૃત્યુ બાદ — ઈસુએ ત્રીજે દહાડે ફરી સદેહે આવીને પોતાના બાર શિષ્યોને દર્શન આપ્યું — તેઓની સાથે તે જમ્યા અને પછી પણ ચાળીસ દિવસ સુધી પૃથ્વી પર રહ્યા — એ બાબતની સત્યતાની ખાતરી કરાવવા તે દલીલ કરે છે:—

"ઈસુના ઉત્થાનનો સૌથી મોટો પુરાવો ખ્રિસ્તી મંડળી (church) છે. . . . ખોટી તથા જોડી કાઢેલી વાત આગળ ચાલતી નથી. દંતકથાને માટે કોઈ પોતાનો પ્રાણ આપે નહીં. પણ ઈસુના શિષ્યોને તેના ઉત્થાન સંબંધી ખાતરી થઈ હતી, અને એ ખાતરીને લીધે તેઓના જીવનનું બદલાણ થયું. તેઓ જુદી રીતે બીજા અખ્રિસ્તીઓથી વધારે સારી રીતે જીવવા લાગ્યા." (પૃ. ૧૩૯)

પરંતુ આ જ દલીલથી, બીજા ધર્મના લોકોની શ્રદ્ધાને લેખક પ્રમાણવા તૈયાર થશે ખરા?

એક વસ્તુ ખાસ નોંધવી જોઈએ. આ પુસ્તકના લેખક ખ્રિસ્તની સંદેશવાહક થઈને આવેલી પરદેશી પ્રજાઓની વિચારભૂલ કે આચારભૂલ પણ જોઈ શકે અને સ્પષ્ટ શબ્દોમાં કહી બતાવી શકે તેટલા સ્વતંત્ર અને નીડર છે. પા. ૧૦૩ ઉપર તે કહે છે:— "ઈસુ આ દુનિયામાં ઈશ્વરનું રાજ્ય સ્થાપન કરવા આવ્યો

* તોપણ પૂઠાની પાછલી બાજુ ઈસુના ચિત્રની ઉપર નીચે થઈને "No crown, No cross" એવું જે મૂક્યું છે, તે તો બદલી જ નાખવું જોઈએ. તેનો અર્થ તો, "રાજગાદી ન મળવાની હોય, તો ક્રૂસારોહણ પણ નહિ"—એવો નહિ થાય?

હતો. પણ તે કોઈને મારીને નહિ પણ પોતે દુઃખ વેઠીને તથા મરીને સ્થાપન કરવાનું હતું. પીતર તે સમજ્યો ન હતો. ૧૯૦૦ વર્ષથી વધારે વર્ષ આ વાતને થયાં પણ હજી દુનિયાની પ્રજાઓ આ વાત સમજી નથી. દુનિયાની કહેવાતી ખ્રિસ્તી પ્રજાઓ મારવાનાં સાધનો વધારતી જ જાય છે. એ અર્વાચીન દુનિયાની અજાયબી છે. . . . પુલીસનું દારૂગોળા ખાતું — જ્યાં ઇસુ ખ્રિસ્તની વીસમી સદીમાં બ્રિટન શાંતિ અને સુખનાં સાધનો ઉત્પન્ન કરવાને બદલે વિનાશનાં સાધનો ઉત્પન્ન કરે છે, આ વાત બ્રિટનની જ નહીં પણ દુનિયાની બધી પ્રજાઓની આંખ ચોળાવે એવી છે."

વળી, આ લેખક ઠેર ઠેર હિંદ વિષે પોતાનાપણાની ભાવનાથી — સારું હોય તે પોતાના દેશમાં આવે, અને ખરાબ હોય તે પોતાના દેશમાંથી જાય એ ભાવનાથી — ટીકા કરે છે. તે વખતે એમ લાગે છે કે, એ ઘણું શુભ ચિહ્ન છે.

પોતાનો ધર્મ હિન્દુસ્તાનના લોકોથી જુદો છે, માટે હિંદુસ્તાનના પ્રશ્નો સાથે પોતાને કશી લેવાદેવા નથી, એવી ભાવના અત્યાર સુધી હિંદી ખ્રિસ્તીઓમાં ઇરાદાપૂર્વક કેળવવામાં આવી છે. તેમાંથી આ લેખક જેવાઓ ઝપાટાબંધ નીકળતા જાય છે. એ પ્રમાણે આખો ખ્રિસ્તી સમાજ અને તેવા બીજા પણ ધર્મ-સમાજો પોતાની જુદી ધર્મભાવના સાથે હિંદના વ્યાવહારિક જીવનમાં એકત્રિતપણાની ભાવનાથી ઝંપલાવશે ત્યારે ખરેખર હિંદુસ્તાનનું વ્યવહારજીવન, તેમ જ તે તે ધર્મસમાજોનું ધર્મજીવન પોતે પણ નવો અવતાર પામશે. હિંદમાં એ પુનરુત્થાન હવે ખરેખર બધી રીતે આવશ્યક છે.●

**બાલભારત :** [સચિત્ર] મૂળ બંગાળીમાં લેખક: સુબોધચંદ્ર મજુમદાર; અનુ૦ પ્રફુલ્લ. પ્રા. ઠાકોર; પ્રકાશક, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ અને મુંબઈ; પૃ૦ ૨૬૭; કિં. ૧–૮–૦

મહાભારત એ આર્યલોકોનો મહાન આખ્યાનગ્રંથ છે. આખ્યાનો અને ઉપદેશોનો જે વિપુલ સંગ્રહ તેમાં કરવામાં આવ્યો છે, તે ઉપરથી તો તેના સંગ્રહકારે અભિમાનપૂર્વક નિવેદન કર્યું છે કે, આમાં જે છે તે જ બીજે છે, અને આમાં જે નથી તે બીજે નથી. એ મહાન ગ્રંથનો પરિચય સૌ કોઈને હોવો જોઈએ. મહાભારતની મૂળ ઇતિહાસ-કથાની આસપાસ ઉપાખ્યાનો અને ઉપદેશોનો જે સંગ્રહ વણી લેવાયો છે, તેમાં જ મહાભારત ગ્રંથની વિશેષતા છે, ઉપયોગિતા છે. મહાભારતની કથા રસપ્રદ કદાચ હોય, પરંતુ રામાયણની કથા જેવી સ્વતંત્ર રીતે જ ઉપકારક થાય તેવી નથી. તેથી માત્ર મહાભારતની કથા પૂરતા જ જે સંક્ષેપો થાય છે, તેમાં હમેશ કેટલીક વસ્તુઓને દબાવવામાં આવે છે કે અમુકને જુદી રીતે જ મઠારી લેવામાં આવે છે.

એ રીતે પણ પ્રચલિત પરીકથાઓ વગેરે રૂપે જે બાલસાહિત્ય પીરસાય છે, તે કરતાં મહાભારતની કથા કંઈક વધુ રસિક તથા ઉપયોગી થઈ પડે તેવી છે. એટલે બાલસાહિત્યના લેખકોને હાથે ગુજરાતી ભાષામાં અત્યાર અગાઉ આવા તો કેટલાય સરળ સંક્ષેપો થવા જોઈતા હતા. સસ્તું સાહિત્ય કાર્યાલયને એક બંગાળી પુસ્તક ઉપરથી જ તે કથા ગુજરાતીમાં ઉતારાવવી પડી છે, એ વસ્તુ વિચારવા જેવી છે.

એટલું જરૂર કહેવું જોઈએ કે 'બાલભારત'ની આ કથા વાંચવી ગમે તેવી રીતે રજૂ કરવામાં આવી છે; તથા અનુવાદકે વ્યાકરણશુદ્ધ સરળ ગુજરાતીમાં તેને ઉતારી છે. પ્રકાશકના નિવેદન ઉપરથી જણાય છે કે, મૂળ બંગાળી કરતાં ગુજરાતી અનુવાદમાં 'થોડા ફેરફાર' કરવામાં આવ્યા છે. અમે નીચે કેટલીક બાબતો અનુવાદકના તેમ જ પ્રકાશકના ધ્યાન ઉપર લાવીએ છીએ, કે જે બીજી આવૃત્તિ વખતે ખ્યાલમાં રાખવા જેવી છે.

પ્રથમ તો વાર્તાના સળંગ પ્રવાહમાં અસંબદ્ધ રહેતી કેટલીક બાબતો જણાવી લઈએ :—

પા. ૬૨ ઉપર દ્રૌપદીસ્વયંવર વખતે બ્રાહ્મણવેશે અર્જુન 'एकलो ज' બધા રાજાઓ સાથે લડ્યો હતો એમ જણાવ્યું છે; અને પછી પા. ૬૫ ઉપર સ્વયંવરની સભામાં 'बे ब्राह्मणो'ના પરાક્રમની વાત કરી છે.

પા. ૧૪૫ ઉપર પાંડવોએ અજ્ઞાતવાસ દરમ્યાન પોતાનાં નામ અનુક્રમે કંક, વલ્લભ, બૃહન્નલા, ગ્રંથિક, અને તંત્રીપાલ રાખવાનું નક્કી કર્યાનું જણાવ્યું છે. અને પછી પા. ૧૪૭ ઉપર તેમણે વિરાટને પોતાનાં જય, જયંત, વિજય, જયત્સેન, અને જયદ્બલ એવાં છૂપાં નામ આપ્યાનું જણાવ્યું છે.

પા. ૧૬૫ ઉપર દુર્યોધને શ્રીકૃષ્ણ પાસેથી એક અબજ સૈનિકોવાળી નારાયણી સેના મેળવી, એમ

લખ્યું છે. પરંતુ પછી પા. ૧૧૬ ઉપર કુરુક્ષેત્રમાં મેદાને આવેલું બધું લશ્કર મળીને કૌરવોનું કુલ લશ્કર ૧૧ અક્ષૌહિણી જેટલું એટલે કે ૨૪ લાખ જેટલું જણાવ્યું છે.' (ખરી રીતે મૂળ મહાભારતમાં પણ શ્રીકૃષ્ણનું લશ્કર 'સહસ્રાણાં સહસ્રં' એટલે કે દશ લાખનું બતાવ્યું છે)

પા. ૨૧૩ ઉપર કર્ણવધ વખતે અચાનક તેને થયેલા પરશુરામના શાપનો ઉલ્લેખ કર્યો છે, જેને કારણે છેવટની ઘડીએ એ અસ્ત્રશસ્ત્ર કેવી રીતે છોડવાં તે જ ભૂલી ગયો. પરંતુ તે શાપ તેને ક્યારે શા માટે મળ્યો તેનો કશો ઉલ્લેખ અગાઉ ક્યાંય આવતો જ નથી.

હવે મહાભારતની મૂળ કથા સાથે સરખાવતાં જે કેટલીક ભળતી હકીકતો રજૂ થયેલી છે, તે જોઈએ. જેમ કે, પા. ૧૩ ઉપર જણાવ્યું છે કે, પાંડુરાજા રાજ્ય કરતા હતા ત્યારે તેમને – ધૃતરાષ્ટ્ર કરતાં પહેલાં – પુત્રો થયા હતા. એ પુત્રોના જન્મ પછી પા. ૧૬ ઉપર જણાવ્યું છે કે, જાણે પાંડુરાજા થોડાક દિવસ ઋષિમુનિઓ સાથે રહેવા વનમાં ગયા, અને ત્યાં હરણના શાપથી તેમનું અકાળ મૃત્યુ થયું. ખરી રીતે પાંડુરાજાને હરણનો શાપ રાજ્યકાળ દરમ્યાન મળેલો; અને એને કારણે જ, પોતાને પુત્રો નહિ થાય એ હતાશાથી તે વનવાસી થયા હતા.

પા. ૪૯ ઉપર જણાવ્યું છે કે, હિડિંબના વધ પછી હિડિંબા પાંડવોની સાથે ચાલવા લાગી તેથી ભીમ ઘણો ગુસ્સે ભરાયો, અને તેને મારવા લાગ્યો. યુધિષ્ઠિરે તેને વાર્યો અને કહ્યું કે, 'એક સ્ત્રી ઉપર હાથ ઉગામવો ઠીક નહિ!' આ હકીકત મૂળમાં નથી. અને ભીમને નાહક આવો ઉતારી પાડવો જરૂરી નથી.

પા. ૯૨ ઉપર લખ્યું છે કે, રાજસૂયયજ્ઞમાં યુધિષ્ઠિરે 'હિમાલય જેટલા ઊંચા મોટા મોટા' મહેલો રાજાઓને ઉતારા તરીકે આપ્યા હતા. મૂળમાં કૈલાસ શિખર જેવા 'સોહામણા' અને હિમાલયની જેમ 'અનેક ધાતુઓવાળા' એવું છે. બાળક પણ આટલી મોટી અતિશયોક્તિ ઝટ ગળે ઉતારી શકે નહિ.

પા. ૧૧૪. અર્જુન અને દુર્યોધન યુદ્ધ પહેલાં શ્રીકૃષ્ણની મદદ માગવા ગયા ત્યારે ઊંઘતા શ્રીકૃષ્ણના ઓશિકા આગળ દુર્યોધન બેઠો એટલું જણાવ્યું છે, પણ અર્જુન પગ પાસે બેઠો એવો ઉલ્લેખ જ કર્યો નથી. તેથી કરીને ઊંઘ પૂરી થતાં શ્રીકૃષ્ણે અર્જુનને 'પહેલો' શાથી જોયો તે સમજાતું જ નથી.

પા. ૧૭૧ ઉપર જણાવ્યું છે કે, શ્રીકૃષ્ણે સંજયને દિવ્યદૃષ્ટિ આપીને ધૃતરાષ્ટ્રને બધું યુદ્ધવર્ણન કહેવા ધૃતરાષ્ટ્ર પાસે મૂક્યો! પરંતુ મૂળ પ્રમાણે વ્યાસે સંજયને મૂક્યો હતો, અને દિવ્યદૃષ્ટિ આપી હતી. ગીતામાં પણ સંજયે તે વાતનો છેવટે ઉલ્લેખ કર્યો છે.

પા. ૨૨૯ ઉપર જણાવ્યું છે કે, અશ્વત્થામા પાંડવો જાણીને પાંડવોના પુત્રોનાં માથાં કાપી દુર્યોધન પાસે લાવ્યો, અને દુર્યોધનને કહ્યું, 'લો આ પાંડવોનાં માથાં.' દુર્યોધને તે માથાં પાંડવોના પુત્રોનાં છે એમ શોધી કાઢીને અશ્વત્થામાને ફિટકાર આપ્યો કે, 'અમારા પ્રખ્યાત વંશમાં આ પાંચ બાળકો જીવ્યા હોત તો અમારો વંશ ચાલુ રહેત, હવે તો અમારું શ્રાદ્ધ કરનાર જ કોઈ ન રહ્યું.' પરંતુ મૂળ પ્રમાણે તો અશ્વત્થામાએ પાંડવોના પુત્રોના વધની જ ખબર દુર્યોધનને આપી હતી, અને દુર્યોધને તે બદલ તેને ધન્યવાદ આપ્યો હતો! દુર્યોધનને છેવટની ઘડીએ વિના કારણ આટલો બધો કુલપ્રેમી બતાવવાની જરૂર નથી.

પા. ૨૩૧ ઉપર જણાવ્યું છે કે, પોતાના પુત્રોનો વધ કરનાર અશ્વત્થામાનો માથાનો મણિ લાવવા દ્રૌપદીએ પાંડવોને આગ્રહ કર્યો. ખરી રીતે દ્રૌપદીએ અશ્વત્થામાનો વધ જ માગ્યો હતો, અને તેની સાબિતી તરીકે તેના માથા ઉપરનો મણિ લાવવા કહ્યું હતું.

આ બધું નોંધ્યું છે તે એટલા માટે કે, કિશોરોને વાંચવામાં ખરેખર ગમે એવી આ સરળ કથા બીજી આવૃત્તિ વખતે મૂળ કથાને વધુ વફાદાર બને. આ બધા જો જાણી જોઈને કરેલા 'ફેરફાર' હોય, તોપણ તે આવશ્યક નથી.

ચિત્રો, મોટા ટાઈપ વગેરેથી ખરેખર આ ચોપડી બાળકોને અને કિશોરોને આકર્ષે તેવી થઈ છે.

**ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે** [મહાભારત: ગ્રંથ પહેલો]: સંપાદક: 'જયદેવ'; પ્રકાશક: સંસ્કાર સાહિત્ય મંદિર, ભાવનગર; પૃ. ૨૨૪ + ૧૨, કિં૦ ૨–૧૨–૦.

આ પણ મહાભારતના સંક્ષેપનું, પરંતુ ઉપર જણાવેલા 'બાલભારત' કરતાં જુદી જાતનું પુસ્તક છે. આખો ગ્રંથ આવાં પાંચ કે ૭ પુસ્તકમાં પૂરો થવાનો છે, એ જાતના લેખકના નિવેદન ઉપરથી જ એ વસ્તુ જણાઈ આવશે. સવા બસો પાનના આ પુસ્તકમાં આદિપર્વની કથા માંડ પૂરી થઈ રહે છે.

'બાલભારત' બાળકો અને કિશોરો માટે કરેલો સંક્ષેપ છે; ત્યારે આ પુસ્તક 'અર્ધશિક્ષિત બહેનો, વિદ્યાર્થીઓ, અને ગામડાંના માણસો માટે' કરેલો સંક્ષેપ છે.

માત્ર સંક્ષેપ જ નથી; તેમાં એ 'મહાગ્રંથને નવે સ્વરૂપે ઉતારવાની' ઇચ્છા પણ છે. અને એ કારણે 'આજના જમાનાની દૃષ્ટિએ મૂળ કથાનકમાં . . . ફેરફાર' કરેલા છે. અને એ ફેરફારો સંપાદકે એવા મર્યાદામાં રહીને કરેલા છે, જેથી મૂળ ગ્રંથના વસ્તુને કે સત્યને કશી ખાસ હાનિ પહોંચતી નથી. જેમ કે, જનમેજયે સર્પસત્ર આરંભ્યો, તેની રજૂઆત એ રીતે કરાઈ છે કે, હિંદુસ્તાનમાં આર્યોના આવતા પહેલાં જે અનાર્ય જાતિઓ હતી, તેમાંની નાગ જાતિ એક હતી. તે અનાર્ય હતી, પરંતુ તેથી કંઈ જંગલી ન હતી. અનાર્ય જાતિઓમાં પણ કેટલીક 'અતિ સંસ્કૃત અને યુદ્ધવિદ્યાનિપુણ' જાતિઓ હતી. રામે તેમાંની રાક્ષસ જાતિનો સંહાર કર્યો; નિવાતકવચોનો અર્જુને કર્યો. જનમેજયને પ્રબળ નાગ જાતિ સાથે પાનાં પડ્યાં.

નાગજાતિ અને નવી આવેલી આર્યજાતિ વચ્ચે પેઢી-દરપેઢી, ચાલેલાં વૈમનસ્ય, મારફાડ, ખુનામરકી, અને છેવટે અવૈરના કાયદાથી આવેલા તે બધાના અંતની કથા સંપાદકે ભારે સમર્થતાથી રજૂ કરી છે. આર્યલોકોએ બહારથી નવા જ આવીને નાગલોકોની વસાહતો અને વનોને સાફ કરી નાખી પોતાનાં નગરો સ્થાપ્યાં, અને ઉપરથી તે લોકોને 'સર્પ'='દૂર જા' એવું અસ્પૃશ્યતાવાચક નામ આપ્યું. એમાંથી યુદ્ધનિપુણતામાં આર્યોથી ઊતરતી નાગજાતિએ વર્ષો સુધી આર્યો સામે વેરભાવના સેવીને બનતો બધો બદલો લેવાના નાના મોટા પ્રયત્નો કર્યા, અને એમ બંને જાતિઓ વધુ ને વધુ અલગ બનતી ગઈ. તેમાંથી જતે જતે બંને જાતિઓમાં કાયમી સમાધાન માટે પ્રયત્ન કરનારા કેવી રીતે નીકળ્યા, અને છેવટે સફળ થયા, એ આખી વસ્તુ ભારે સમજપૂર્વક તથા સ્પષ્ટતાથી રજૂ કરવામાં આવી છે. કેટલાંક વાક્યોનો રણકાર તો આજની લગભગ એવી જ પરિસ્થિતિમાં લાંબા વખત સુધી કાનમાં ગૂંજ્યા કરે છે :–

"કોઈ પણ જાતિ એક જાતિ તરીકે સમગ્રપણે ખરાબ હોઈ શકે નહિ, એટલે કે બધા આર્યો ખરાબ હોઈ શકે નહિ કે બધા નાગો સારા હોઈ શકે નહિ. ...હવે આર્યોને આ ભૂમિ પરથી ઉખેડી નાખી શકાય એ સ્થિતિ રહી નથી અને સમસ્ત નાગકુલનો વિધ્વંસ કરવાની તેમની તાકાત નથી. તો પછી જ્યારે આ ભૂમિ પર જ જીવવાનું છે અને મરવાનું પણ આ ભૂમિ પર જ છે ત્યારે સાથે જીવવાનો કોઈ ઉપાય ખોળી કાઢવાનું શક્ય છે કે નહિ? બંને જાતિ પાસે પૂર્વજોનાં વિદ્યા અને વિચાર છે; બંને જાતિ પાસે મહાબુદ્ધિમાન, ધર્મવેત્તા, બહુજનહિતાર્થ – બહુજનસુખાય-પ્રાણ ન્યોછાવર કરનાર મહાપ્રાણ માણસો છે. આ બંને જાતિ જો સંયુક્તપણે જીવે તો એક નવા જ બળનો — નવી જ વિચારસરણીનો — આ જગતમાં ઉદય થશે... મહારાજ વાસુકિ તે આર્યો પાસે તૃણ લેવાનું નથી કહેતા. જો દસ્તસીએ, એનો પ્રસંગ આવશે તો તેનો સામનો કરનાર મહારાજ જ પહેલા હશે. યુદ્ધની વાતો કરનારા તો ત્યારે ગુમ થઈ ગયા હશે. મહારાજ જે કહે છે તે તો યુદ્ધને નિવારી શકાય, વ્યર્થ રક્તપાત અટકાવી શકાય, બંને જાતિ સંયુક્તપણે આ ભૂમિને જે અન્નજળનું – જે વાયુનું ઈશ્વરે દાન કર્યું છે તેનો ઉપયોગ કરી શકે, – એ હેતુથી કહે છે . . . . આપને (જનમેજયને) વેર લેવું હોય તો આપ અને ઉત્તંક એ ચોરોને શિક્ષા કરો, પણ આ સમસ્ત જાતિનો સંહાર શા માટે? આ નિર્દોષ નાગોનો આ વધ ન્યાય્ય શી રીતે હોઈ શકે? જો કે વેર લેવાથી આપને સંતોષ થતો હોય તો આપ એમ કરી શકો છો, પરંતુ હું નથી માનતો કે આપ એથી સુખ પામશો. જો વેર લેવાથી સુખ થતું હોત તો આપના પૂર્વજ મહાપરાક્રમી ભીમસેનને છાતી ચીરીને દુઃશાસનનું લોહી પીધે સંતોષ થયો હોત, અને મૃત્યુ પર્યંત એણે સમસ્ત પૃથ્વીનુ નિષ્કંટક રાજ્ય ભોગવ્યું હોત! પણ એણે તો હિમાલયગમન કર્યું! જો વેર લેવાથી શાંતિ મળતી હોત, તો અઢાર અક્ષૌહિણી સેનાના સંહાર રૂપ બનેલી દ્રૌપદી મૃત્યુ સમયે શાંતિ પામી હોત! વૈરશાંતિનો ખોટો માર્ગ લેવાથી કેવું ભયંકર પરિણામ આવે છે તેનુ પરિણામ બતાવનારું જે મહાભયાનક યુદ્ધ આપના કુળમાં થયું છે તેનો પાઠ આપ ન લો તે બરાબર નથી."

દુર્યોધને ભીમને ઝેર ખવરાવી પાણીમાં ડુબાડ્યો ત્યારે તે પાતાળ-છિદ્રમાં થઈને નાગલોકમાં જઈ પહોંચ્યો હતો એવી મૂળ કથાને લેખકે, હોડીમાં બેસીને જતા નાગ લોકો ભીમને ડૂબકાં ખાતો જોઈ તેને

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये








વર્ષ ૬ અંક ૫

મે નવજીવન, અમદાવાદ ૧૯૪૭

# શિક્ષણ અને સાહિત્ય

૯ મે, ૧૯૪૭

વર્ષ ૬     અંક ૫

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

[illegible] અંક [illegible] મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી 'તપાસ' કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (કુચા મહાજની, ચાંદની ચોક); લાહોર (રોયલ પાર્ક, મૅક્લિયડ રોડ) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, **અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૬–અંક ૫ ] અમદાવાદ [ મે, ૧૯૪૭


## 'યુનિવર્સિટીનું મિશન'

"જો આપણે જનતાની કેળવણીનો પ્રશ્ન હલ કરી શકીએ, તો પંચાંગમાંથી ત્રીજું વિશ્વયુદ્ધ ખાતરીપૂર્વક છેકી નાખી શકીએ. કેળવણી એટલે વ્યક્તિનો સર્વાંગીણ વિકાસ; તેની ધંધાદારી તાલીમ એ જુદી વસ્તુ છે. મુખ્યત્વે તો તેના જીવનહેતુઓનું સંશોધન થાય, તેનું લાગણીતંત્ર સંસ્કારી થાય, અને આપણા જમાનાની સર્વોત્તમ માહિતી અનુસાર વસ્તુસ્વભાવ અંગેની તેની સમજ પરિપક્વ થાય, એ બાબતોનો તેમાં સમાવેશ થવો જોઈએ

"આ અર્થમાં કેળવણી એ આધુનિક સમાજનો મૂળભૂત પ્રશ્ન છે.

"પહેલા વિશ્વયુદ્ધ બાદ કેળવણી અંગે ઘણાં પુસ્તકો લખાયાં છે. તેમાંનાં ઘણાંએ કેળવણીની અમુક કે તમુક ઊણપોની સુધારણાની બાબતમાં સારું માર્ગદર્શન કર્યું છે તેમાંનાં કેટલાંકે કેળવણીની પદ્ધતિ અંગેના આપણા માહિતીભંડારમાં ઠીકઠીક ઉપયોગી ઉમેરો કર્યો છે. પરંતુ આપણા આધુનિક સમાજના દૂર પ્રશ્નને હલ કરી શકીએ તે રીતે કેળવણીની સર્વ સામગ્રીનું યથાયોગ્ય આયોજન કરવા માટેની વ્યાપક વ્યૂહરચના બાબતના —તેના મિશન બાબતના— આપણા દર્શનને વિશદ કરવાનું કામ બહુ જૂજ પુસ્તકોએ કર્યું છે. એવાં કેટલાંક બહુ જૂજ પુસ્તકોમાં સ્પેનિશ વિચારક ઑરટેગાનું આ નાનું પુસ્તક છે"

આ શબ્દોમાં સ્પૅનિશ વિચારક ઑરટેગાના 'યુનિવર્સિટીનું મિશન' એ પુસ્તકને તેના અનુવાદક[1] પોતાના ઉપોદ્ઘાતમાં રજૂ કરે છે.

### ૧. સુધારણા કે પુનર્રચના?

ઑરટેગા પોતાના પુસ્તકની શરૂઆતમાં જ ભારપૂર્વક જણાવી દે છે કે, ઉચ્ચ કેળવણીની સુધારણાનું કામ તેમાં પેઠેલા કે રહેલા દોષો કે ગેર-ઉપયોગોની ટીકટોક પૂરતું નથી. સુધારણા હંમેશાં નવેસર પુનર્ઘટના જ હોઈ શકે. દોષો અથવા ગેરઉપયોગો એ તો બહુ ઓછી અગત્યની બાબતો છે. જો તેઓ ખરેખર જ ચાલુ પ્રણાલીના આકસ્મિક છૂટાછવાયા ભંગરૂપ હોય, તો તેઓ એમની મેળે જ ઠેકાણે આવી જાય; પરંતુ જો તે વારંવાર બનતા હોય કે ચાલુ સહન કરી લેવાતા હોય, તો તે આકસ્મિક ભંગ હોવાને બદલે ચાલુ પ્રણાલીરૂપ જ બની ગયા ગણાય. એટલે પણ સવાલ છેવટે રીતિ–ભંગને સુધારવા કરતાં નવેસર રીતિની સ્થાપનાનો જ બની રહે છે. વળી, કોઈ પણ સંસ્થા એ એક સાંચાકામ જેવી રચના છે. અર્થાત્ તેની આખી ગોઠવણી એવી રીતે યોજી હોવી જોઈએ કે જેથી તેની પાસેથી લેવા ધારેલું કામ પૂરેપૂરું મળી શકે. બીજા શબ્દોમાં કહીએ તો, યુનિવર્સિટીની સુધારણાનો પાયો તેના પ્રયોજનનું પૂરેપૂરું આકલન જ હોઈ શકે.

### ૨. યુનિવર્સિટી એટલે શું?

યુનિવર્સિટી શાને માટે છે, અને તેથી કરીને તેણે કેવા બનવું જોઈએ એ નક્કી કરવા માટે, આપણે પ્રથમ, આજે યુનિવર્સિટીનો બધે શો અર્થ થાય છે, તે નિશ્ચિત કરવા પ્રયત્ન કરીએ.

સૌથી પ્રથમ બીના આપણા ધ્યાન ઉપર એ આવે છે કે, યુનિવર્સિટી એક એવી સંસ્થા છે કે જ્યાં ઉચ્ચ કેળવણી આપવામાં આવે છે. જોકે, આજે જેઓને ઉચ્ચ કેળવણી મળે છે, તેઓ બધા એવા નથી કે જેઓ એ કેળવણી લઈ શકે, અથવા તો જેમણે એ લેવી જોઈએ. પરંતુ એની વધુ ચર્ચા પડતી મૂકી આપણે આગળ ચાલીએ.

આજે યુનિવર્સિટીમાં હજારો ને લાખો યુવાનોને જે ઉચ્ચ કેળવણી આપવામાં આવે છે, તેમાં શું શું હોય છે? નીચેની બે બાબતો તેમાં ખસૂસ હોય છે:

૧. હાવર્ડ લી નોસ્ટ્રૅન્ડ; પ્રકાશક: કેગન પોલ. ટ્રેન્ચ, ટ્રૂબ્નર ઍન્ડ કું. લિ, લંડન.

૧. દાક્તરી, વકીલાતી, વહીવટી, શિક્ષણીય એવા એવા બૌદ્ધિક ધંધાઓનું શિક્ષણ.

૨. વૈજ્ઞાનિક શોધખોળ અને ભવિષ્યના સંશોધકોની તૈયારી.

અર્થાત્ આપણી ઉચ્ચ કેળવણી મુખ્યત્વે ધંધાદારી અને વૈજ્ઞાનિક તાલીમની બનેલી છે.

હજુ પણ જો આપણે શિક્ષણના અભ્યાસક્રમોને વધુ ઝીણવટથી તપાસીશું તો જણાશે કે, એ બે બાબતો ઉપરાંત ફિલસૂફી, ઇતિહાસ વગેરે જેવા સામાન્ય સ્વરૂપના કેટલાક અભ્યાસો પણ વિદ્યાર્થીઓ સ્વીકારે એવી લગભગ હંમેશ અપેક્ષા રાખવામાં આવે છે.

એ અપેક્ષામાં વધુ ભવ્ય અને વધુ રહસ્યપૂર્ણ એવા કશાકના અંતિમ અને તુચ્છ અવશેષો બાકી રહેલા છે, એ પારખી કાઢવું બહુ મુશ્કેલ નથી. અને પ્રાણીવિજ્ઞાન તથા ઇતિહાસની દૃષ્ટિએ અવશેષ તરીકે રહેલી કોઈ બાબતનું લક્ષણ એ હોય છે કે, તે આપણી સાથે હજુ શા માટે છે તે આપણે સમજી શકતા હોતા નથી: તેના અત્યારના સ્વરૂપે તે પોતાની હસ્તીનું કશું પ્રયોજન સિદ્ધ કરતું હોતું નથી. એટલે, હાલ જે ઠૂંઠારૂપે અવશેષ રહેલું છે, તે તેના ભૂતકાળના વિકાસક્રમમાં જ્યાં આખું તથા સપ્રયોજન હતું, ત્યાં પહોંચીને આપણે તપાસ કરવી જોઈએ. અત્યારે તો એ ઠૂંઠારૂપ અવશેષ માટે એટલું જ કહેવામાં આવે છે કે, વિદ્યાર્થીને થોડીઘણી 'સંસ્કારિતા' મળે તે માટે એ છે. એ શબ્દના ઉપયોગ ઉપરથી તેની પાછળ રહેલો એવો ખ્યાલ વ્યક્ત થાય છે કે, થોડું શણગાર કે શોભારૂપ એવું જ્ઞાન વિદ્યાર્થીને મળવું જોઈએ, કે જે કોઈક રીતે તેના નૈતિક ચારિત્ર્યને કે બુદ્ધિને કેળવે. અને એવા અસ્પષ્ટ પ્રયોજનને સિદ્ધ કરવા સારુ, ઓછેવત્તે અંશે અનિશ્ચિત તથા હુન્નર-ઉદ્યોગને લગતા નહિ એવા વિષયોમાંથી ગમે તે કોઈ — ફિલસૂફી, ઇતિહાસ, કે સમાજવિદ્યા — ચાલી શકે!

પરંતુ જે યુગમાં યુનિવર્સિટીનું સર્જન થયું હતું, તે મધ્યયુગમાં આપણે જઈ પહોંચીએ, તો આપણને સ્પષ્ટ જોવા મળશે કે, અત્યારે આપણી પાસે જે સામાન્ય અવશેષરૂપે છે, તેની તો તે જમાનામાં આખી ઉચ્ચ કેળવણી પોતે જ બનેલી હતી! મધ્યયુગીન યુનિવર્સિટી વૈજ્ઞાનિક સંશોધન કરતી નહોતી.[1] તેમ જ તેને ધંધાદારી તાલીમ સાથે પણ બહુ ઓછી નિસબત હતી. તેનું તો ખરું જ શિક્ષણ સંસ્કૃતિ અથવા સંસ્કારિતાને લગતું જ હતું; — ...વિદ્યા, ફિલસૂફી, પાંડિત્ય.

પરંતુ અત્યારે આપણે જેને 'સામાન્ય સંસ્કારિતા' કહીએ છીએ, તે મધ્યયુગમાં ઘણી જુદી વસ્તુ હતી. તેનો અર્થ આજની પેઠે માત્ર બૌદ્ધિક ઓપ-શણગાર કે ચારિત્ર્યની ખિલવણીની વસ્તુ, એવો થતો નહોતો. તેનો અર્થ તો, તે જમાનાના માણસ પાસે જગત અને મનુષ્યની બાબતમાં જે વિચારનિધિ — જે દર્શન — હતું, તે થતો હતો. અને તે નિધિ તેને માટે અસ્તિત્વના અસરકારક ભોમિયારૂપ બનતો.

### ૩. સંસ્કૃતિ – સંસ્કારિતા

જીવન એ એક એવી જટિલતા છે — એવી આંટીઘૂંટીવાળું અરણ્ય છે કે માણસ જેમાં અટવાઈ જાય. પરંતુ માણસનું મન એ જટિલતા સામે પ્રત્યાઘાત પામે છે: તે એ અરણ્યમાંથી 'માર્ગ' શોધવા પ્રયત્ન કરે છે. અર્થાત્ જગત વિષે સ્પષ્ટ નિશ્ચિત ખ્યાલો બાંધવા — વસ્તુસ્વભાવ વિષે વાસ્તવિક નિર્ણયો તારવવા તે પ્રયત્ન કરે છે. એ વિચારો અને નિર્ણયોનું તંત્ર — સમગ્ર દર્શન — એ સાચા અર્થમાં સંસ્કૃતિ છે. ઉપરચોટિયા બૌદ્ધિક ઓપથી એ છેક જુદી જ વસ્તુ છે. એ તો માનવજીવનને નર્યું અનર્થરૂપ બનવામાંથી બચાવી લેનાર વસ્તુ છે; માણસને તે એવું જીવન જીવવાને શક્તિમાન બનાવે છે કે જેથી તેને પોતાને જ તે અર્થહીન કે દયાપાત્ર કે શરમજનક યા કરુણ ન લાગે.

આપણે આવા વિચારતંત્ર — દર્શન — વગર માનવભૂમિકાએ જીવી જ ન શકીએ. કારણ કે, એ વિચારો ઉપર જ આપણાં કાર્ય અવલંબે છે. અમુક કાર્ય કરવાને બદલે બીજું અમુક કાર્ય કરવું, એનું જ ઓછે યા વત્તે અંશે જીવન બનેલું હોય છે. તેથી જ હિંદુસ્તાનનો પ્રાચીન ગ્રંથ* કહે છે:— 'આપણાં કૃત્યો આપણા વિચારોને જ અનુસરે છે; ગાડાનું પૈડું બળદના પગલાને અનુસરે તેમ.' એ અર્થમાં આપણે આપણા વિચારરૂપ જ છીએ.

સંસ્કૃતિ એ દરેક જમાનાની પ્રાણભૂત વિચારશ્રેણી છે.

૧. અલબત, એ કહેવાનો અર્થ એ નથી કે, મધ્યયુગમાં કશું વૈજ્ઞાનિક સંશોધનનું કામ જ થતું નહોતું. — લેખક.

* 'ધમ્મપદ' — પહેલી અને બીજી ગાથાનો સાર છે, એમ કહી શકાય. — અનુ૦

હવે આપણે જોઈએ તો, મધ્યયુગીન યુનિવર્સિટીની સરખામણીમાં, અર્વાચીન યુનિવર્સિટીએ ધંધાદારી તાલીમનો માત્ર બીજ જેટલા અંશને એક મોટી વટ-પ્રવૃત્તિરૂપ બનાવ્યો મૂક્યો છે; તે સાથે તેણે વૈજ્ઞાનિક સંશોધનનું અંગ ઉમેર્યું છે; પરંતુ સંસ્કૃતિના શિક્ષણ અથવા પ્રચારને લગભગ પૂરેપૂરો તજી દીધો છે.

### ૪. અર્વાચીન નવો જંગલી

અને આ ફેરફાર ભારે હાનિકારક નીવડ્યો છે. યુરોપ આજે તેનાં કડવાં ફળ ભોગવી રહ્યું છે. યુરોપની અત્યારની ઉત્પાતભરી પરિસ્થિતિ એ બીનાને આભારી છે કે, તેનો સામાન્ય પ્રજાજન 'અસંસ્કારી' છે; અર્થાત્ જગત અને મનુષ્યને લગતા આપણા જમાનાના વિચારોની મૂળભૂત સરણીથી તે બિનવાકેફ છે. યુરોપનો સામાન્ય પ્રજાજન એ એક નવો ઊભો થયેલો જંગલી છે; અર્વાચીન સંસ્કૃતિમાંથી પાછળ પડી ગયેલો હોળિયો છે; તેના આજના પ્રશ્નો કે જે ભયંકર અને નિર્ઘૃણ રીતે આધુનિક છે, તેમની સરખામણીમાં તે જૂના જમાનાનો પછાત ગાંગડુ છે. આ નવો જંગલી મુખ્યત્વે ધંધાદારી માણસ છે — ઇજનેર, દાક્તર, વકીલ, વૈજ્ઞાનિક; પહેલાંના કોઈ જમાના કરતાં તે વધુ ભણેલો છે, પણ સાથે જ તે સૌથી વધુ અસંસ્કારી છે.

આ અણચિંતવી જંગાલિયત, આ છેલ્લી કોટીનું કરુણ પછાતપણું તેમ જ ગાંગડુ-રહી-ગયા-પણું મુખ્યત્વે ૧૯મી સદીની ડોળઘાલુ યુનિવર્સિટીને આભારી છે. ક્રાંતિના ઉન્માદમાં તે સંસ્થાને ધરમૂળથી ખેદાનમેદાન કરી નાખવામાં આવે, તોપણ તે સામે ફરિયાદ કરવાનો તે સંસ્થાને તલમાત્ર અધિકાર નથી. તેણે જે અપરાધ કર્યો છે, તે તેણે બજાવેલી કહેવાતી બીજી કોઈ સેવાથી ભરપાઈ થઈ શકે તેમ નથી. અને આ નુકસાન એટલું તો ઊંડું ઊતરી ગયેલું છે કે, આ પેઢીની પહેલાંની પેઢીમાં તો મારી વાત સમજવી એ પણ અશક્ય હતું.

સમાજને સારા ધંધાદારીઓની જરૂર છે; તેથી યુનિવર્સિટી એવું ધંધાદારી શિક્ષણ ભલે આપે. પરંતુ સમાજને એની પહેલાં અને એથી વધુ તો લોકોમાં બીજી જાતના ધંધાની અર્થાત્ રાજ્ય ચલાવવાના ધંધાની શક્તિ ખીલે એ જોવાની જરૂર છે. દરેક સમાજમાં કોઈ ને કોઈ રાજ્ય કરે છે; ભલે પછી તે અમુક વર્ગ કે સમુદાય હોય; થોડા લોકો હોય કે વધુ હોય. 'રાજ્ય કરવું' એટલે હું રાજસત્તાની કાયદેસર બજાવણી એવો અર્થ નથી કરતો, પરંતુ રાજ્યતંત્ર ઉપર વ્યાપક દબાણ અથવા અસર પહોંચાડવાં, એવો કરું છું. આજે યુરોપના સમાજો ઉપર ધનિક મધ્યમ વર્ગોનું રાજ્ય ચાલે છે. તે લોકોમાંનો મોટો ભાગ ધંધાદારી માણસોનો છે. તેથી કરીને એ સમાજો માટે એ વસ્તુ પ્રથમ અગત્યની બની રહે છે કે, એ ધંધાદારી લોકો પાસે તેમના જુદા જુદા ધંધાઓ ઉપરાંત, તેમના જમાનાની સર્વોચ્ચ ભૂમિકા સાથે સુસંગત એવી રીતે પોતાનાં જીવનને અસરકારક બનાવવાની શક્તિ હોય. તેથી કરીને યુનિવર્સિટીમાં એક વાર ફરીથી સંસ્કૃતિના શિક્ષણને સ્થાપિત કરવાની જરૂર છે. એ વસ્તુ જ યુનિવર્સિટીનું મૂળભૂત અંગ છે. યુનિવર્સિટીએ સૌથી પહેલાં એ બનવું જોઈએ.

માણસ એક બાબતમાં ભણેલો હોય, પણ બીજી બધી બાબતોમાં મૂળભૂત રીતે અજ્ઞાન હોય, તો તે કેવો પાશવી, કેવો મૂઢ, અને છતાં કેવો આક્રમણકારી થઈ શકે, તેનું નવાઈ પમાડે તેવું દૃશ્ય જોવા માટે સંસ્કૃતિને વીસમી સદીની શરૂઆત થતાં સુધી થોભવું પડ્યું. ધંધાદારીપણું અને એકાંગીપણું એ વસ્તુએ અધૂરા સમતોલપણા દ્વારા યુરોપના માનવીના ભાંગીને ટુકડા કરી નાખ્યા છે. ઇજનેર પાસે ઇજનેરી વિદ્યા છે; પરંતુ યુરોપના માનવીનો એ તો માત્ર એક ટુકડો છે, એક અંગ છે. એ 'ઇજનેર' કહેવાતા ટુકડામાં સમગ્ર માનવી શોધ્યો જડે તેમ નથી.

આપણી સામેનું મહાન કાર્ય એ છૂટાછવાયા ટુકડાઓમાંથી જીવતું સર્વાંગ પ્રાણી — યુરોપનો માનવી — રચવાનું છે. દરેક વ્યક્તિ અથવા ઘણી મોટી સંખ્યાનાં માણસો પૂરેપૂરા સર્વાંગીણ માનવીઓ બની રહે એ આપણે સિદ્ધ કરવાનું છે. એ કામ યુનિવર્સિટી નહિ તો બીજું કયું બળ પાર પાડી શકે?

એને માટે બે વિકલ્પો છે જ નહિ. પોતે જે કામો અત્યાર સુધી પાર પાડવાનો પ્રયત્ન કરે છે, તેમની યાદીમાં યુનિવર્સિટીએ આ કામ — ગમે તેટલું મોટું હોય તોપણ — ઉમેરવું જ રહ્યું.

### ૫. અભ્યાસોનો બોજો

આ વધારાના ઉમેરાની વાત આવી, તે પ્રસંગે હું યુનિવર્સિટીની પુનર્ઘટનાની જ બીજી એક આવશ્યક બાજુ વિષે કહી લઉં.

અત્યારે યુનિવર્સિટીનું શિક્ષણ જ્યારે માત્ર ધંધાદારી બાબતો અને વૈજ્ઞાનિક પદ્ધતિઓ એ બે પૂરતું જ મર્યાદિત છે, ત્યારે પણ અભ્યાસના વિષયોની ભરમાર કલ્પનામાં ન આવે તેવી ભારે થઈ ગયેલી છે. અતિ સામાન્ય કરતાં વધુ સારા કહી શકાય તેવા વિદ્યાર્થી માટે પણ, આજે યુનિવર્સિટી પોતે જેટલું શીખવવાનો ડોળ કરે છે તેટલું શીખી લેવામાં, સફળતાની કંઈક નજીક પણ પહોંચવું અશક્ય હોય છે. જે સંસ્થા પોતાને માટે અશક્ય એવી વસ્તુ આપવાનો કે માગવાનો ઢોંગ કરે, તે જૂઠી કહેવાય. અને વ્યક્તિ કે સંસ્થાની રોજની વર્તણૂક જ્યારે જૂઠાણાભરી બની જાય છે, ત્યારે તેની અસર તેના સમગ્ર વ્યવહાર ઉપર, તેના અસ્તિત્વ ઉપર થયા વિના રહેતી નથી. અર્વાચીન યુનિવર્સિટીના આખા આયોજન અને ઘડતરમાં આ છેતરપિંડી સર્વત્ર વ્યાપી ગયેલી છે. આમાંથી મને તો એક જ નિર્ણય ઉપર પહોંચવું શક્ય લાગે છે; અને તે એ કે, અત્યારની યુનિવર્સિટીને ધરમૂળથી ઉથલાવી નાખી, તેને અત્યાર કરતાં છેક જ ઊલટા સિદ્ધાંત ઉપર સ્થાપિત કરવી: જે શીખવવું જોઈએ તે શીખવવાને બદલે, જે શીખવી શકાય અર્થાત્ જે શીખી શકાય તે શીખવતા થવું.

આ વસ્તુનો બીજી રીતે વિચાર કરીએ. શિક્ષણની પ્રવૃત્તિની જરૂર જ શા માટે છે? તેની જરૂર એટલા માટે છે કે, માનવજીવન ખાતરીપૂર્વક, સ્વતંત્રપણે અને કુશળતાથી જીવી શકાય તે સારુ અનેક બાબતોનું જ્ઞાન હોવાની જરૂર છે; પરંતુ બાળક અથવા યુવાનમાં શીખવાની શક્તિ બહુ મર્યાદિત છે. જો બાળપણ અને જુવાની એક સૈકા જેટલાં લાંબાં ચાલતાં હોત, અથવા બાળક અને યુવાનમાં બુદ્ધિ અને લક્ષ આપવાની શક્તિ અમર્યાદિત હોત, તો શિક્ષણની પ્રવૃત્તિ જેવી કોઈ પ્રવૃત્તિ જ ન હોત. આનો બીજો પુરાવો એ છે કે, કેળવણીની બાબતમાં ઊથલપાથલ ૧૮મા સૈકાની અધવચથી શરૂ થઈ છે. એ જમાનાથી જ માનવ-જ્ઞાનભંડાર કૂદકે ને ભૂસકે વધવા લાગ્યો છે. નવો મૂડીવાદ અસ્તિત્વમાં આવવા લાગ્યો, અને નવી શોધખોળોએ કરેલી ઊથલપાથલથી જીવન વધારે ને વધારે જટિલ બની ગયું. પરિણામે માનવજીવનમાં વધારે ને વધારે માહિતી અને હુન્નરઉદ્યોગને લગતી પૂર્વતૈયારીની અપેક્ષા વધતી ગઈ. અને ઘણી ઘણી વસ્તુઓ શીખવાની આવશ્યકતા જેમ જેમ શીખવાની શક્તિની ઉપરવટ વધતી ચાલી, તેમ તેમ શીખવવાનું શાસ્ત્ર અને કળા પણ પ્રગતિ પામવા લાગ્યાં. પ્રાચીન જમાનાઓમાં શિક્ષણ જેવી વસ્તુ જ જોવા મળતી નથી. કારણ કે તેમને તે પ્રવૃત્તિની જરૂર જ હોતી નથી; તે જમાનાઓમાં માણસની શીખવાની શક્તિ, શીખવાની વસ્તુઓ કરતાં ક્યાંય વધારે હોય છે. જ્ઞાનની બહુ ઓછી શાખાઓ ખીલેલી હોય છે, એટલે શિક્ષણના વિષય જ નહિ જેવા હોય છે. તે બધું તો શીખવવાની કશી ખાસ કરામત ઊભી કર્યા વિના જ દરેક જણ સહેજે શીખી લે છે. અને તેથી જ શિક્ષણની વસ્તુ પ્રાચીન જમાનાઓમાં આપણા કરતાં છેક ઊલટી દિશા પકડતી માલૂમ પડે છે: શિક્ષણનો ધંધો વસ્તુતાએ છુપાવવાનો ધંધો બને છે! જે કાંઈ થોડું ઘણું શિક્ષણનું વસ્તુ હોય છે તેને ભારે રહસ્ય તરીકે જાળવવામાં આવે છે, અને અમુક પસંદ કરેલાઓને જ વિધિ-વિધાનના ભારે ખટાટોપ બાદ આપવામાં આવે છે.

આમ, શીખવાની શક્તિની મર્યાદા બહાર જ્યારે શીખવાનું વસ્તુ વધી જાય છે, ત્યારે કેળવણી અથવા શિક્ષણનું શાસ્ત્ર અસ્તિત્વમાં આવે છે, અથવા ખીલે છે. આજે સંસ્કાર વિષયક તેમ જ હુન્નરઉદ્યોગ વિષયક જ્ઞાનભંડાર એવો તો વધી ગયો છે કે, તેને હસ્તગત — સ્વગત કરવો એ દરેક પેઢીને વધુ ને વધુ અશક્ય લાગતું જાય છે.

તેથી કરીને, આપણું શિક્ષણશાસ્ત્ર, તેની પદ્ધતિઓ અને સંસ્થાઓ એ સાદાસીધા સિદ્ધાંત ઉપર રચાવાં જોઈએ કે, બાળક અથવા જુવાન (શીખનાર વર્ગ) આપણે ઇચ્છીએ તેટલું બધું શીખી શકે તેમ નથી. આમેય આજે યુનિવર્સિટીમાં વિષયોનો રાફડો ફાટ્યો છે. તેમાં વળી આપણે સંસ્કારિતાનું શિક્ષણ ઉમેરીએ, તો પછી બિચારા શીખનાર વર્ગની કાંધ છેક જ ભાંગી નાખવા જેવું થાય. એટલે એક જ ઉપાય આપણી પાસે બાકી રહે છે, અને તે એ કે, આ વિષયોના જંગલને કુહાડો લઈને આપણે સાફ કરવા માંડવું જોઈએ; અને નીચેની બે કસોટીએ કસતાં જે પાર ઊતરે તે વિષયને જ બાકી રહેવા દેવો જોઈએ:

૧. આપણે એ વિષય જ પસંદ કરવો જોઈએ, કે જે મનુષ્યના જીવન માટે (તે મનુષ્ય અત્યારે વિદ્યાર્થી છે) ખાસ આવશ્યક હોય. અર્થાત્ જીવન અને તેની ખાસ આવશ્યકતાની કસોટી એ આપણા કુહાડાનો પહેલો ઘા કરવા માટેનો ભોમિયો બનવો જોઈએ.

૨. આમ ખાસ અગત્યનું ગણી શકાય તેટલું જે બાકી રહે, તેને પણ પછી વિદ્યાર્થી ખરેખર પૂરેપૂરી સમજ સાથે સાંગોપાંગ શીખી શકે તેટલા પ્રમાણમાં ઘટાડી નાંખવું જોઈએ.

આ કે તે વસ્તુ અગત્યની છે એટલું જ બસ ન ગણાવું જોઈએ. અમુક વસ્તુ અગત્યની દેખાતી હોય પણ તે વિદ્યાર્થીની શક્તિની બહાર આપણે ન ધારીએ તે રીતે જતી રહેતી હોય. તે વખતે તે અગત્યનું છે એમ કહીને ધમપછાડા કર્યા કરવા એ ગાંડપણ છે. ખરેખર, જે બરાબર શીખી શકાય તેટલું જ શીખવવું જોઈએ. આ મુદ્દાની બાબતમાં આપણે જરા પણ નમતું મૂકવું ન જોઈએ.

### ૬. યુનિવર્સિટી મુખ્યત્વે શું કરે?

અત્યાર સુધી આપણે ચર્ચેલા સિદ્ધાંતો અનુસાર હવે આપણે નીચેના નિર્ણયો ઉપર આવી પહોંચીએ છીએ :—

૧. યુનિવર્સિટી મુખ્યત્વે અને મૂળભૂત રીતે, સામાન્ય માણસને મળવી જોઈતી ઉચ્ચ કેળવણીની સંસ્થા હોવી જોઈએ.

૨. એ સામાન્ય માણસને પ્રથમ તો સંસ્કારી મનુષ્ય બનાવવો આવશ્યક છે; અર્થાત તેને તેના જમાનાની સંસ્કૃતિની હરોળમાં લાવી દેવો જોઈએ. તેમાંથી એ ફલિત થાય છે કે, યુનિવર્સિટીનું પ્રથમ કામ સંસ્કારિતાને લગતા મહાન અભ્યાસો કરાવવા એ છે. જેવા કે :

(ક) જગતનું ભૌતિક તંત્ર (પદાર્થવિજ્ઞાન)
(ખ) પ્રાણીજીવનના મૂળભૂત મુદ્દાઓ (પ્રાણીવિદ્યા)
(ગ) માનવજાતિની ઐતિહાસિક પ્રક્રિયા (ઇતિહાસ)
(ઘ) સામાજિક જીવનની રચના અને વ્યવહાર (સમાજવિદ્યા)
(ઙ) જગતની યોજના (ફિલસૂફી)

૩. સામાન્ય મનુષ્યને સારો ધંધાદારી બનાવવો આવશ્યક છે. સંસ્કૃતિને લગતી તેની ઉમેદવારીની સાથે સાથે, યુનિવર્સિટી તેને, બુદ્ધિ યોજી શકે તેવા સૌથી વધુ કરકસરિયા, સીધા અને અસરકારક માર્ગોએ એક સારો દાક્તર, એક સારો ન્યાયાધીશ, કે ગણિતવિદ્યા અથવા ઇતિહાસનો સારો શિક્ષક બનતાં શીખવશે.

૪. સામાન્ય માણસે વૈજ્ઞાનિક થવાની આવશ્યકતા કે જરૂર વિષે કોઈ સ્વીકારી શકાય તેવી દલીલ નથી. પરિણામે યુનિવર્સિટીની મુખ્ય જવાબદારીમાં સાચા અર્થના વિજ્ઞાનને એટલે કે વૈજ્ઞાનિક શોધખોળને કશું સીધું સ્થાન નથી. એ એક સ્વતંત્ર વસ્તુ છે, અને રહેવી જોઈએ. (અલબત્ત યુનિવર્સિટી વિજ્ઞાનથી કયા અર્થમાં અવિભાજ્ય છે, અને ઉપરાંતમાં તે વૈજ્ઞાનિક શોધખોળનું સ્થાન પણ કઈ મર્યાદામાં બનવી જોઈએ, એ છેવટે આપણે જોઈશું.)

### ૭. વિજ્ઞાનનો છેદ ઉરાડો!

મારા આ અભિપ્રાય ઉપર વિરોધનો વંટોળ ફરી વળવાનો છે, એ હું જાણું છું. પરંતુ હું યુનિવર્સિટીની જે યોજના રજૂ કરી રહ્યો છું, તેમાં નીચેની ત્રણ વસ્તુઓ — વિજ્ઞાન, સંસ્કાર અને બૌદ્ધિક ધંધાદારી શિક્ષણ — કે જે દરેક એકબીજાથી સદંતર જુદી છે, તેમનો ભેદ લક્ષમાં રાખવો જ જોઈએ.

વિજ્ઞાન એ કંઈ આપણે કહીએ તે વસ્તુ નથી. તેના સાચા અર્થમાં વિજ્ઞાન એ માત્ર શોધખોળ છે: કોયડાઓ ઊભા કરવા, તેમનો ઉકેલ લાવવા પ્રયત્ન કરવો, અને તેમનો ઉકેલ મેળવવો. પરંતુ ઉકેલ મળી ગયા પછી તેનું જે કાંઈ કરવામાં આવે તે વિજ્ઞાન નથી. અને તેથી વિજ્ઞાન શીખવું કે શીખવવું, અથવા તેનો ઉપયોગ કરવો, એ વિજ્ઞાનથી જુદી જ બાબતો છે. વિજ્ઞાનનો શિક્ષક પોતે વૈજ્ઞાનિક પણ હોય તો ઘણું સારું, પરંતુ એ કંઈ અત્યંત આવશ્યક નથી; અને વસ્તુતાએ વિજ્ઞાનના મોટામાં મોટા સફળ શિક્ષકો જાતે વૈજ્ઞાનિકો હોતા નથી. વિજ્ઞાન એ માનવજાતની સૌથી ભવ્ય સાધના અને સિદ્ધિ છે. યુનિવર્સિટી તો, તેને મુકાબલે એક શીખવનાર સંસ્થા હોઈ, ક્યાંય અવર વસ્તુ છે. વૈજ્ઞાનિક પ્રવૃત્તિ એટલી ઉચ્ચ ભૂમિકાએ ચાલતી હોય છે કે તેની પ્રક્રિયા અતિશય સૂક્ષ્મ હોવી આવશ્યક છે. તેથી કરીને આપણને ગમે કે ન ગમે, પણ વિજ્ઞાનમાં સામાન્ય માણસને સ્થાન નથી. વિજ્ઞાન એ સામાન્ય માનવસમુદાયના રોજિંદા વ્યવહારથી દૂરની, વિરલ સાધના છે. અને વૈજ્ઞાનિક એ આપણા આજના જમાનાનો યોગી છે.

તેથી દરેક સામાન્ય વિદ્યાર્થી વૈજ્ઞાનિક થવાનો ઉમેદવાર છે એમ માનવું એ નરી મૂર્ખતા છે. ઉપરાંત, કોઈ પણ આદર્શ સંજોગોમાંય, દરેક સામાન્ય માણસ

વૈજ્ઞાનિક બને એ ઇચ્છવાજોગ પણ નથી. વિજ્ઞાન એ ભલે ભવ્યમાં ભવ્ય માનવસાધના હોય, પણ તે કંઈ એકમાત્ર માનવસાધના નથી. તેના જેવા જ મહત્ત્વની અને ગૌરવવાળી બીજી સાધનાઓ પણ છે, અને તેથી તે બધીને ભોગે આખી માનવજાત વિજ્ઞાનને અર્પણ કરવાનું કોઈ જ કારણ નથી. ઉપરાંત જે કાંઈ ભવ્યતા છે તે વિજ્ઞાનની છે, વૈજ્ઞાનિકની નથી. વૈજ્ઞાનિકનું જીવન પોતે તો બીજાઓ જેટલું જ અથવા તેથી પણ વધુ મર્યાદિત અને સંકુચિત હોઈ શકે. સાચો વૈજ્ઞાનિક એક મનુષ્ય તરીકે તો ધૂની, ચસકેલ, પાગલ માણસ હોય છે. ખરી નવાઈ તો આ સંકુચિત માણસ જે વસ્તુ તારવી આપે છે તેમાં — મોતીમાં રહેલી છે, નહિ કે તેને ઉપજાવનાર છીપલીમાં. વૈજ્ઞાનિકને અનુકરણીય — આદર્શ મનુષ્ય તરીકે રજૂ કરવો એ વ્યર્થ છે; કારણ કે વૈજ્ઞાનિકના ઘડતરમાં જ એવી ઘણી વિચિત્ર બાબતો પેઠેલી હોય છે,[1] જેને આદર્શ ન કહી શકાય.

### ૮. ધંધાદારી શિક્ષણ અને વિજ્ઞાન

ધંધાઓનું શિક્ષણ અને વૈજ્ઞાનિક શોધખોળ એ બેને અવશ્ય છૂટાં પાડવાં જોઈએ. કેટલાક ધંધાઓ શીખવામાં અનેક વિજ્ઞાનોની વ્યવસ્થિત માહિતી ઉપરનો કાબૂ એક અગત્યનું અંગ હોય છે એ ખરું; પરંતુ એ માહિતી પેલી શોધખોળનું અંતિમ પરિણામ હોય છે, — એ શોધખોળ પોતે નથી. સામાન્ય સિદ્ધાંત તરીકે કહી શકાય કે, સામાન્ય વિદ્યાર્થી વિજ્ઞાનનો ઉમેદવાર હોતો નથી. દાક્તર થવા ઇચ્છનારો કેમ રોગ મટાડવા એ શીખતો હોય છે. તે હેતુસર તેણે તેના સમયમાં પ્રચલિત એવું શરીરવિજ્ઞાન અવશ્ય જાણવું જોઈએ; પરંતુ દાક્તર તરીકે તેણે તેથી આગળ જવાનું હોય નહિ. અર્થાત્ તેણે એક શરીરવિજ્ઞાની થવાની જરૂર નથી. બીજા શબ્દોમાં કહીએ તો, તેણે તે વિજ્ઞાનમાં માથું મારવાની જરૂર નથી. તે જો તેમ કરવા જશે, તો તે વિજ્ઞાનને જ એક સામાન્ય વસ્તુ બનાવી મૂકશે. વૈદું એ તો શોધાયેલાં પરિણામોને ઉપયોગમાં લેવાની વસ્તુ છે. એ પરિણામો જો વિજ્ઞાનશુદ્ધ હોય તો તેટલું વધુ સારું; પરંતુ તેમ હમેશ હોવું આવશ્યક નથી: એ પરિણામો હજારો વર્ષથી ચાલ્યા આવેલા અમુક અનુભવમાંથી પણ ઊપજ્યાં હોય, કે જે અનુભવને હજુ વિજ્ઞાન સમજી કે સમજાવી શક્યું ન પણ હોય!

એ જ વસ્તુ કોઈ માધ્યમિક શાળામાં ઇતિહાસનો અધ્યાપક થવા ઇચ્છનારને પણ લાગુ પડે છે. તે એક ઇતિહાસશાસ્ત્રી થવાનો છે એમ તેને માનતો કરી મૂકીને તેનાં કૉલેજનાં ભણતરનાં વર્ષો દરમ્યાન તેને ભ્રમિત કરી દેવો એ ભૂલ નથી? એનાથી શો લાભ થાય છે? તમે તેને તેનો સમય ઇતિહાસશાસ્ત્રની શોધખોળો માટે જરૂરી એવી પદ્ધતિઓનો ભાંગ્યોતૂટ્યો અભ્યાસ કરવામાં વેડફી નાખવાની ફરજ પાડો છો; પરંતુ તે વસ્તુ તેને ઇતિહાસ શીખવવામાં કામ આવવાની નથી. ઊલટું, તે બહાને, તમે માનવ ઇતિહાસ કે જે શીખવવાનું તેનું કામ છે, તેનો સ્પષ્ટ, વ્યવસ્થિત અને વ્યાપક ખ્યાલ મેળવવાના તેના ખરા કામમાંથી તેને ફારગતી આપો છો.

આમ, વિજ્ઞાન તરફના યુનિવર્સિટીના ઝુકાવનું ભારે હાનિકારક પરિણામ આવ્યું છે. યુનિવર્સિટીનું જે મુખ્ય કામ છે, — સંસ્કૃતિનો પ્રચાર — તેનો તે કારણે ઉચ્છેદ જ ઊડી ગયો છે. ઉપરાંત, ભવિષ્યના ધંધાદારીઓને તેમના ધંધા માટે કઈ સારામાં સારી રીતે તૈયાર કરવા, એ બાબતમાંથી પણ તેનું લક્ષ આડે માર્ગે દોરવાઈ ગયું છે.

દાક્તરી શાળાઓ શરીરવિજ્ઞાન અને રસાયણ-વિજ્ઞાનને અંતિમ કક્ષા સુધી પૂરેપૂરું શીખવવા ધારણા રાખે છે; પરંતુ સારો આદર્શ દાક્તર થવું એટલે શું અને આપણા જમાના માટે આદર્શ દાક્તર કેવો હોઈ શકે, તેનો ગંભીરપણે ક્યાંય કોઈ વિચાર કરતું હોય એમ દેખાતું નથી. આમ સંસ્કૃતિના શિક્ષણ પછી યુનિવર્સિટીનું બીજા નંબરનું જે મુખ્ય કામ ધંધાદારી શિક્ષણ, તે પણ નસીબને જ સોંપાયું છે.

આથી, આપણે ધંધાઓના શિક્ષણમાંથી વિજ્ઞાનને ખંખેરી કાઢવું જોઈએ; અને વિજ્ઞાનનો એટલો ભાગ જ રહેવા દેવો જોઈએ કે જે ધંધાને પોતાને માટે આવશ્યક હોય; ખાસ કરીને પેલો ભાગ તો પડતો જ મૂકવો જોઈએ કે જે વિજ્ઞાનની પોતાની ખાસ વિશેષતા છે: અર્થાત્ કોયડારૂપ અને સંશયગ્રસ્ત બાબતો અંગે શોધખોળ.

---

1. વૈજ્ઞાનિકો હંમેશાં જાલિમ સત્તાઓને ખુશીથી વશ થતા હોય છે એ તો જાણીતી બીના છે જોકે એથી કરીને નિરાશ થવાનું કે તે વસ્તુને સમાજને માટે આફતરૂપ માનવાનું કારણ નથી. તેનું કારણ વૈજ્ઞાનિકના ઘડતરમાં જ રહેલું હોઈ, પૂરેપૂરું આદરણીય છે. — લેખકની નોંધ

## ૯. સંસ્કૃતિ અને વિજ્ઞાન

સંસ્કૃતિ અને વિજ્ઞાનના સંબંધ વિષે પણ એવું જ કંઈક કહી શકાય તેમ છે. સંસ્કૃતિ એટલે શું છે એ વિષે મેં શરૂઆતમાં કહેલી એક બે બાબતો પહેલાં અહીં યાદ કરાવી જઉં. સંસ્કૃતિ એટલે દરેક યુગ તેના પ્રાણભૂત વિચારો અને નિર્ણયોનું જે તંત્ર — દર્શન — ધરાવતો હોય છે તે. એ વિચારો પ્રાણભૂત એટલા માટે કહ્યા છે કે, એ વિચારો અનુસાર દરેક યુગ પોતાનું જીવન ગુજારતો હોય છે.

દરેક માનવપ્રાણી કોઈ ને કોઈ રીતે જીવન જીવતું હોય છે; અર્થાત્ તેને તે સંજોગોમાં જે પ્રમાણે સારામાં સારું કરવા જેવું લાગતું હોય છે, તે પ્રમાણે જ કાર્ય કરતું હોય છે. બીજી રીતે કહીએ તો, દરેક જણ પોતાથી પોતાના અંતરમાં પોતાનું સમર્થન કરી શકાય તે રીતે જ જીવન જીવતો હોય છે. પરંતુ આ સમર્થન અથવા યોજનાનો અર્થ જ એ છે કે, આપણી પાસે જગત તથા તેની વસ્તુઓ બાબત, તેમ જ આપણાં કાર્યોની તેના ઉપરની અસર બાબત અમુક ખ્યાલ છે.

હવે આ નિર્ણયો કે ખ્યાલોનો મોટો ભાગ દરેક જણે રૉબિન્સન ક્રૂસોની પેઠે પોતાની મેળે ઊભો કરેલો હોતો નથી; પરંતુ પોતાની ઐતિહાસિક પરિસ્થિતિ પાસેથી — પોતાના જમાના પાસેથી સીધો મેળવેલો હોય છે. જુદા જુદા યુગમાં આવા નિર્ણયોનું જૂથ જુદું જુદું પણ હોય એ સ્વાભાવિક છે. પરંતુ દરેક યુગમાં અમુક જીવંત વિચારોનું એક એવું જૂથ મોજૂદ હોય છે કે જે તે જમાનાની સર્વોચ્ચ ભૂમિકા ગણાય છે; અને એ જૂથ એ તે જમાનાની સંસ્કૃતિ છે. જે માણસ પોતાના જમાનાના સંસ્કારી જીવનની ભૂમિકાથી નીચેની કોટીએ જીવતો હોય છે, તે તેટલા પૂરતું અજ્ઞાનુષી જીવન જીવતો હોય છે.

આપણા જમાનામાં સંસ્કૃતિના ઘણા અંશો મોટે ભાગે વિજ્ઞાનમાંથી આવેલા છે. પરંતુ અત્યાર સુધીની ચર્ચાથી એટલું તો સમજાઈ ગયું હશે કે, સંસ્કૃતિ એ વિજ્ઞાન નથી. તેના ઘટકો ભલે બીજા કરતાં વિજ્ઞાનના ક્ષેત્રમાંથી વધુ ઘડાઈ ને આવતા હોય; પરંતુ આખી સંસ્કૃતિ એ કંઈ વિજ્ઞાનશુદ્ધ હકીકત નથી, પરંતુ જીવંત શ્રદ્ધા છે — આપણા જમાનાનો વિશિષ્ટ વિશ્વાસ છે. સંસ્કૃતિ ધંધાઓની પેઠે વિજ્ઞાન પાસેથી આપણા અસ્તિત્વની સમજ માટે તાત્ત્વિક રીતે જરૂરી એવું બધું જરૂર લઈ આવશે; પરંતુ વિજ્ઞાનના આખા ને આખા કેટલાક ભાગો એવા છે કે જેમને સંસ્કૃતિ સાથે કશી નિસબત નથી; તેમ જ, સંસ્કૃતિને જગત અને મનુષ્ય વિષે સંપૂર્ણ ખ્યાલ જોઈતો હોઈ, આત્યંતિક એવી સૈદ્ધાંતિક નિશ્ચિતતાની પદ્ધતિઓ જ્યાં અટકી જાય, ત્યાં વિજ્ઞાન સાથે સંસ્કૃતિ અટકી જઈ શકે નહિ. વિજ્ઞાને આખા વિશ્વને વૈજ્ઞાનિક રીતે સમજાવી રહે ત્યાં સુધી જીવન થોભી શકે નહિ.

અને સંસ્કૃતિ પણ જીવનની જ સમજરૂપ હોઈ, જીવનના પોતાના કરતાં વધુ મુલતવી રહી શકે નહિ.

વિજ્ઞાનનો આંતરિક વ્યાપાર એ જીવનમરણનો પ્રશ્ન નથી; પરંતુ સંસ્કૃતિનો તો છે. વિજ્ઞાન આપણા જીવનની તાત્કાલિક આવશ્યકતાઓ તરફ બેદરકાર રહીને પોતાની જ આવશ્યકતાઓને અનુસરે છે. તેથી કરીને વિજ્ઞાન હંમેશ વધુ ને વધુ વિભાગોમાં વહેંચાઈ ને જુદા જુદા વિભાગોમાં પાછું અમર્યાદિત રીતે કેન્દ્રિત થતું જાય છે, અને કદી સંપૂર્ણ બનતું નથી. પરંતુ સંસ્કૃતિ તો આપણા અહીંના અત્યારના જીવનને લગતી બાબત હોઈ, દરેક ક્ષણે એક સંપૂર્ણ, વ્યવસ્થિત, સમન્વિત યોજનારૂપ — જીવનના નકશારૂપ, અસ્તિત્વના અરણ્યમાંથી પાર લઈ જતા માર્ગરૂપ હોવી જોઈએ. આ અરણ્યના જ રૂપકને આધારે, જેને જીવનના અરણ્યમાં માર્ગ જડ્યો હોય તેને પ્રાચીનકાળમાં સંબુદ્ધ કહેતા. (બુધ્ એટલે જાણવું, જડવું.) એ સંબોધ અથવા સંસ્કૃતિ આપણા જીવનનું જ એક અવિભાજ્ય અંગ છે, — માણસને જેમ હાથ છે તેમ. હાથ વગરનો માણસ હોઈ શકે, પણ તે અપંગ જ હોય છે. તેમ જ સંસ્કૃતિ વિનાનું જીવન હોઈ શકે, પણ તે જીવન અપંગ, વિકૃત અને જૂઠું જ હોય. જે માણસ પોતાના જમાનાની સંસ્કારી ભૂમિકાએ જીવતો નથી, તે પોતાના જ જીવનના સત્યથી, અર્થાત્ પોતાના સાચા જીવનથી નીચેની કોટીનું જીવન જીવતો હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો તે પોતાના જ જીવનમાંથી ચોરી કરતો હોય છે.

અત્યારે દેખાવમાં ગમે તેમ હોય, પણ આપણે એક ભયંકર અસંસ્કારીપણાના જમાનામાંથી પસાર થઈ રહ્યા છીએ. સામાન્ય માણસ આજના જેટલો કદી પોતાના જમાનાની સંસ્કારી ભૂમિકાથી આટલો પછાત રહેતો નહોતો. આજે કોઈ માણસ પોતાની યોગ્ય ભૂમિકાએ સ્થિત નથી. બધા યોગ્ય જીવનથી નીચેની

કક્ષાએ જ જીવતા હોય છે. સાથે સાથે તેઓ પોતાની આસપાસ જૂઠાણાનું અને છેતરપિંડીનું એવું જાળું ઊભું કરી રાખે છે કે જેથી વાસ્તવિક જીવનના પડકારો કાને ન પડે. યોગ્ય અને સત્ય જીવન તથા જગતથી આજનો માણસ ડરે છે; રખેને તે પોતાની પાસે જુદી ભારે માગણીઓ રજૂ કરે!

## ૧૦. યુનિવર્સિટીનું મિશન

તેથી આજે યુનિવર્સિટીને તેના મૂળભૂત કામ ઉપર — સંસ્કૃતિ — સબોધ — ફેલાવવાના કામ ઉપર પુનઃસ્થાપિત કરવાની જરૂર ઊભી થઈ છે. યુનિવર્સિટીએ માનવજાત આગળ આજના યુગની સંસ્કૃતિનું સંપૂર્ણ ચિત્ર સ્પષ્ટ રીતે દોરી આપવું જોઈએ, જેથી માણસ આજના વિશાળ વાસ્તવિક જગતમાં સચ્ચાઈથી અને સ્પષ્ટતાથી પોતાનું જીવન જીવતો થાય.

વ્યક્તિગત રીતે હું માનું છું કે, સંસ્કારવિદ્યાના વિભાગને જ હું યુનિવર્સિટીના અને તમામ ઉચ્ચ કેળવણીના કેન્દ્રે સ્થાપું એ વિભાગ કયા કયા અભ્યાસો સંભાળે એની રૂપરેખા મેં અગાઉ રજૂ કરી દીધી છે. તે દરેક અભ્યાસક્રમની સામે મેં કૌંસમાં તેને લગતી વિજ્ઞાનની શાખાનું નામ જુદું આપ્યું છે, જેથી જીવન સાથે સંબદ્ધ એવો સંસ્કૃતિવિષયક અભ્યાસ, તેના પોષક વિજ્ઞાનશાસ્ત્રથી જુદો દેખાય. દાખલા તરીકે, સંસ્કારવિદ્યાવિભાગમાં ભૌતિકશાસ્ત્ર એવી રીતે નહિ નિરૂપાય કે જેવું ભૌતિક-ગણિતિક શોધખોળને જ પોતાનું જીવન અર્પવા ઇચ્છનારા વિદ્યાર્થી આગળ તેને રજૂ કરવું પડે. સંસ્કારવિદ્યામાં ભૌતિક જ્ઞાન એટલે ભૌતિક વિજ્ઞાનની શોધખોળ દ્વારા તે સમયે ભૌતિક જગતના સ્વરૂપ અને નિયમો વિષે જે કંઈ ખ્યાલો નીપજ્યા હોય, તે ઉપરથી ભૌતિક જગતના સ્વરૂપ અને કાયદાકાનૂન બાબત ચોકસાઈથી તારવેલો સમન્વય.

આ રીતે, જુદાં જુદાં વિજ્ઞાનોએ પોતપોતાનાં ક્ષેત્રોમાં સાધેલી એકાંગી છૂટીછવાઈ પ્રગતિ દ્વારા મેળવેલાં પરિણામોને સમગ્ર જ્ઞાનના એકીકરણ — સમન્વયની દૃષ્ટિએ રોજબરોજ સંગઠિત કરતા જવાની જરૂર છે. આજે સર્વ દિશાએથી આ રીતે છૂટાછવાયા વીખરાયેલા પડેલા જ્ઞાનના સમન્વયની — સંગઠનની જરૂર ઊભી થયેલી જણાય છે. માણસજાત આ પ્રશ્નને હવે બાજુએ ધકેલ્યા કરી શકે તેમ નથી. અત્યારે આપણી પાસે જે જ્ઞાનભંડાર એકઠો થયો છે, તેનો સમન્વય કરી આપે એ જાતની પદ્ધતિ કે કરામત આપણે શોધવી જ પડશે. આ વિપુલ વૃદ્ધિ ઉપર પ્રભુત્વ મેળવવાનો કોઈ વ્યવહારુ માર્ગ નહિ શોધી કાઢવામાં આવે, તો માણસ પોતે જ તેનો ભોગ થઈ પડશે: પ્રાચીન જંગલી જીવનને માથે આપણે નવું વિજ્ઞાનનું જંગલ જ ઉગાડી મૂક્યું હશે. જોકે આ નવું જંગલ ઉગાડવાનો ઇરાદો તો પેલા જંગલને સહેલું બનાવવાનો હતો! વિજ્ઞાને એ જીવનમાં વ્યવસ્થા આણી છે, તો હવે આપણે વિજ્ઞાનને વ્યવસ્થિત કરવું પડશે. માનવજીવન, કે જેને માટે તથા જેના વડે તે અસ્તિત્વમાં આવ્યું છે, તેને અનુરૂપ એવું સ્વરૂપ આપણે વિજ્ઞાનને આપવું જોઈશે. નહિ તો — ભલેને અસ્પષ્ટ આશાવાદ પાછળ આપણે ભરાઈ બેસીએ તોપણ — વિજ્ઞાન કામકાજ કરતું જ બંધ થશે: માણસજાત તેમાંથી રસ ખોઈ બેસશે.

આપણે અલબત્ત, આમ શિક્ષણના ક્ષેત્રની બહાર — એક બીજા જ વિશાળ ક્ષેત્રમાં જઈ પહોંચીએ છીએ કે જ્યાં ઉચ્ચ કેળવણીની સંસ્થા વિજ્ઞાનના પોતાના ઉદ્ધારનું સાધન બની રહે છે.

સંસ્કારવિદ્યાના વિભાગમાં શીખવવા માટે આ પ્રમાણે જ્ઞાનનું અટલ સંગઠન અને સમન્વય સાધવા સારુ એક જુદી જ જાતની વૈજ્ઞાનિક પ્રતિભાની જરૂર પડશે: એકીકરણની પ્રતિભા. અલબત્ત, દરેક બીજી સર્જક પ્રવૃત્તિની પેઠે તે પણ એકલક્ષી બનશે. પરંતુ આ દાખલામાં માણસ એક સમગ્રતાના ઘડતર માટે એકલક્ષી બનતો હશે.

શક્તિની મર્યાદાનો સિદ્ધાંત લાગુ કરતાં આપણે યુનિવર્સિટીના કામ બાબત ત્યારે આ પ્રમાણે નિશ્ચય ઉપર આવી શકીએ છીએ :—

૧. યુનિવર્સિટીનો ચોક્સ અર્થ એવી સંસ્થા થવો જોઈએ કે જે સામાન્ય વિદ્યાર્થીને સંસ્કારી માણસ અને સારો કુશળ ધંધાદાર બનાવતી હોય.

૨. યુનિવર્સિટી પોતાના કાર્યક્રમમાં કોઈ ખોટો ડોળ સહન નહિ કરે: અર્થાત્ તે વિદ્યાર્થી પાસેથી એટલાની જ અપેક્ષા રાખશે કે જેટલાની ખરેખર તેની પાસેથી રાખી શકાય.

૩. પરિણામે તે સામાન્ય વિદ્યાર્થી પાસે તેના સમયનો હિસ્સો એવો ઢોંગ કરાવવામાં નહીં વેડફાવે કે તે એક વૈજ્ઞાનિક થવાનો છે. આ હેતુસર વૈજ્ઞાનિક

સંશોધનને પોતાને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાંથી રુખસદ આપવામાં આવશે.

૪. સંસ્કૃતિવિદ્યાને લગતા અભ્યાસો, અને ધંધેદારી અભ્યાસો સર્વોત્તમ શિક્ષણશાસ્ત્રના પાયા ઉપર રચાયેલાં એવા બુદ્ધિશુદ્ધ સ્વરૂપે— સંગઠિત, સમન્વિત અને સંપૂર્ણ સ્વરૂપે—આપવામાં આવશે; પરંતુ વિજ્ઞાનશાસ્ત્રને સ્વરૂપે અર્થાત્ વિશિષ્ટ કાયદાઓ, નમૂનાઓ, અને અખતરાઓને સ્વરૂપે નહિ આપવામાં આવે.

૫. અધ્યાપકોની પસંદગી સંશોધકો તરીકેની તેમની સિદ્ધિને આધારે નહિ કરવામાં આવે, પણ સમન્વય—એકીકરણ માટેની તેમની પ્રજ્ઞા અને શિક્ષણ માટેની તેમની શક્તિને આધારે કરવામાં આવશે.

૬. આમ વિદ્યાર્થીનો ભાર એક બાજુથી ઓછો કર્યા બાદ, યુનિવર્સિટી તેની પાસેથી એટલું કામ લેવામાં તો અણનમ રહેશે.

## ૧૧. ઉપસંહાર

અલબત્ત આટલે સુધી આવ્યા પછી ગેરસમજ થવાના ડર વિના અહીં ઉમેરતા જઈએ કે, સંસ્કૃતિવિદ્યા અને ધંધેદારી શિક્ષણને આપણે અત્યાર સુધી વિજ્ઞાનથી અલગ રાખવાનું જણાવ્યું છે; પરંતુ તેનો અર્થ એ નથી કે યુનિવર્સિટી પોતે વૈજ્ઞાનિક પ્રવૃત્તિથી અસ્પૃષ્ટ જ રહે. યુનિવર્સિટીના મુખ્ય કેન્દ્રની આસપાસ વિજ્ઞાનોએ પોતાના અખાડા જરૂર જમાવવાના છે — પોતાની પ્રયોગશાળાઓ અને ચર્ચાપરિષદો જરૂર ચલાવવાની છે. કારણ કે ઉચ્ચ કેળવણી છેવટે વિજ્ઞાનરૂપી ભૂમિમાંથી પોતાનું પોષણ મેળવવાની છે. માત્ર, યુનિવર્સિટીનો મધ્યવર્તી ભાગ અને આજુબાજુની કિનારી ઉપર ગોઠવાયેલો સંશોધનવિભાગ એ બે વચ્ચે ગોટાળો ન થવો જોઈએ. યુનિવર્સિટી અને પ્રયોગશાળા એ બે એક જ શરીરનાં જુદાં પરંતુ અવિભાજ્ય રીતે જોડાયેલાં અંગો છે. તે બે વચ્ચે તફાવત હોય તો તે એટલો છે કે, યુનિવર્સિટી જ સાચા અર્થમાં સંસ્થા બની શકે; ત્યારે વિજ્ઞાન એ એવી ભવ્ય તથા સૂક્ષ્મ સાધના છે કે તેની સંસ્થા ન બની શકે. તેથી ઉચ્ચ કેળવણી તેમ જ સંશોધન એ બંનેને પોતપોતાનું કામ હાથેહાથ મિલાવીને, તથા એકબીજાની ગાઢ તેમ જ સ્વતંત્ર અને સાહજિક અસરની આપલે કરતાં કરતાં કરવા દેવાને બદલે, તેમને એક પ્રવૃત્તિમાં એકઠાં કરવાં, એ બંનેને માટે હાનિકારક છે.

પરંતુ યુનિવર્સિટીના અસ્તિત્વના પાયામાં વિજ્ઞાન માટેનો પુરુષાર્થ રહેલો હોવો જ જોઈએ. વિજ્ઞાન એ તો યુનિવર્સિટીનું ગૌરવ છે; અરે તેથી પણ વધુ—કારણ કે, ગૌરવ વિનાનું જીવન શક્ય છે—વિજ્ઞાન એ તો યુનિવર્સિટીનો પ્રાણ છે. એ તત્ત્વ જ તેને જીવન અર્પે છે.

વિજ્ઞાન વિના યુરોપીય માનવીનું ભવિષ્ય એ એક અશક્ય વસ્તુ બની જાય. ઇતિહાસની રંગભૂમિ ઉપર યુરોપનો માનવી બુદ્ધિ અનુસાર જીવવાના નિશ્ચય સાથે દાખલ થયો છે; અને વિજ્ઞાન એ 'ઢંગમાં આવેલી' બુદ્ધિ જ છે! યુરોપના માનવીએ જ બીજી પ્રજાઓ કરતાં યુનિવર્સિટી જેવી વસ્તુ ઊભી કરી, એનો પણ એ જ ખુલાસો છે. કારણ, યુનિવર્સિટી એટલે સંસ્થામાં પરિણત કરેલી બુદ્ધિ. બધા યુગો અને બધી પ્રજાઓની સરખામણીમાં યુરોપના માનવીની આ એક વિશિષ્ટતા છે કે તેણે બુદ્ધિને સંસ્થામાં મૂર્તિમંત કરી છે. પોતાની બુદ્ધિના આદેશો અનુસાર જીવવાનો યુરોપના માનવીએ જે વિશિષ્ટ નિર્ણય કર્યો છે તેનું એ લક્ષણ છે. બીજી પ્રજાઓએ બીજી શક્તિઓ અનુસાર જીવવાનું સ્વીકાર્યું છે, ત્યારે યુરોપે બુદ્ધિ વડે. અને બુદ્ધિ એ ખરેખર કેવી મહાશક્તિ છે? તે એક જ એવી શક્તિ છે કે જે પોતાની મર્યાદા જોઈ શકે છે; અને એ રીતે સાબિત કરી આપે છે કે, પોતે કેવી બુદ્ધિમાન છે!

ગોપાલદાસ પટેલ

ત્રણ પ્રકારની મિત્રતા લાભકર્તા હોય છે; અને ત્રણ પ્રકારની મિત્રતા નુકસાનકર્તા હોય છે. ન્યાયી માણસની મૈત્રી, સાચા માણસની મૈત્રી, અને પુખ્ત નિરીક્ષણ કરનાર માણસની મૈત્રી—એ ત્રણ લાભકર્તા હોય છે. ખોટો ડોળ કરનારની મૈત્રી, અનુકંપા જગાડે એવા પોચા દિલના માણસની મૈત્રી, અને લપલપિયા (છૂટી જીભના) માણસની મૈત્રી એ ત્રણ નુકસાનકર્તા હોય છે.

કૉન્ફ્યૂશિયસ

# ગાંધીજીની કાર્યપદ્ધતિ*

આજ સુધી આપણે એક પ્રજા તરીકે, આપણી ઉપર ચડી બેઠેલી પરદેશી સરકાર સામે લડતા હતા. આ કામમાં આપણે ઓછામાં ઓછાં ૬૦ વર્ષ તો આપ્યાં છે. કૉન્ગ્રેસનો જન્મ, જાણ્યે અજાણ્યે, આ જ એક ઇતિહાસ-જરૂરી કાર્યને માટે થયો હતો, એ આજે દીવા જેવું સ્પષ્ટ છે.

મૉડરેટ રાજકારણીઓએ અંગ્રેજ રાજકર્તાને અનુસરીને બંધારણીય કાર્યપદ્ધતિ ખીલવી. તેમાં કાયદાકાનૂની યોગ્યતા બરોબર સચવાતી. એટલી જ યોગ્યતા જો વિચારવાની હોત, તો એ પદ્ધતિ બસ થાત. સ્વરાજ ભોગવતા લોકશાહી દેશોમાં સામાન્યપણે એ બસ થાય છે, એ આપણે જાણીએ છીએ. મૉડરેટ લોક વધારેપડતી સુરાજ્ય માટે ચિંતા કરતા; તેમને પરદેશી રાજ્યની અંતર્ગત દોષિતતા શરૂ શરૂમાં દેખાઈ નહોતી. એટલે તેમની એ શાણી પદ્ધતિ ખરે વખતે અફળ ગઈ, અને ૧૯૧૯ના જમાનામાં હિંદી પ્રજાને, પોતાના સ્વમાનને સાચવવાને માટે, નવી પદ્ધતિઓ શોધવી પડી.

નવી કોઈ પણ પદ્ધતિ પ્રજાને કામ દે એવી અસરકારક લાગવી જોઈએ, એ તો વહેવારુ વાત ઉઘાડી હતી. તે વગર તો કોઈ પદ્ધતિને લોક સૂંઘે પણ નહિ. પરંતુ તે ઉપરાંત તે યોગ્ય પણ હોવી જોઈએ. આ બેઉ શરતો પૂરી કરતી પદ્ધતિ ગાંધીજીના સત્યાગ્રહમાં લોકોએ જોઈ. જોતાંવેંત તેમને એની પ્રતીતિ થઈ ગઈ કે, આ પદ્ધતિ અને આ નેતા હવે આપણે માટે અંકિત થાય છે.

એ પદ્ધતિના પાયાના સિદ્ધાંત બે—સત્ય અને અહિંસા. અને એ પર રચાયેલી પદ્ધતિનાં સાધન બે—અસહકાર અને કાનૂનભંગ. અને એ સાધનો યોગ્ય હેતુસર વપરાતાં હોવાં જોઈએ. તેમાં પૂરી સામાજિક જવાબદારીનું ભાન હોવું જોઈએ. સમાજ-શરીરને માટે તે કુપથ્ય ન હોઈ શકે. તેથી ગમે તેવો અસહકાર ન ચાલે; ગમે તેમ ગમે તેવો કાનૂનભંગ ન ચાલે. નહિ તો તો સમાજ છિન્નભિન્ન થઈ જાય. એટલે અસહકાર અહિંસક હોવો જોઈએ; કાનૂનભંગ સવિનય હોવો જોઈએ; એમ સ્પષ્ટ જણાવવામાં આવ્યું. આ ઉપરથી ચોક્કસ શબ્દોમાં જો સત્યાગ્રહનાં શસ્ત્ર વર્ણવવાં હોય તો તે આ બે છે—

અહિંસક અસહકાર,
સવિનય કાનૂનભંગ.

આ બે વિશેષણમાં એ સાધનની યોગ્યતા સમાઈ છે એટલું જ નહિ, એમાં એની અનિવાર્ય અસર-શક્તિ પણ રહેલી છે. એ બે વિશેષણના ભાવ જેટલે દરજ્જે પ્રજા સાચવે તેટલે દરજ્જે તેની શક્તિ અમોઘ બને, એ જગતના ધારણના નૈતિક કાયદામાંથી તારવી બતાવી શકાય એવું છે. આને જ ગાંધીજી એમની રીતે કહે છે કે, સાચો સત્યાગ્રહ કદી હારતો જ નથી.

એક સૂક્ષ્મ વિવેચકે ગાંધીજીના 'અહિંસક અસહકાર' ઉપર માર્મિક ટીકા કરી છે કે, આ એક નકારવાદી વસ્તુ છે; તેનો હકારવાદી ભાગ એટલો આગળ નથી આવતો.

આનો અર્થ એમ નથી કે, ગાંધીજીની પદ્ધતિમાં કેવળ નકારવાદ છે. કેવળ પરિભાષા જોતાં એવો ભ્રમ થઈ શકે છે ખરો; પરંતુ તે બરોબર નથી. પરિભાષા પોતાના જન્મકાળની મુખ્ય જરૂર પ્રમાણે જાગે છે. જે કાળમાં ગાંધીજીની પદ્ધતિ દેશ આગળ રજૂ થઈ, ત્યારે સરકાર સાથે અસહકાર એ ભાવ મુખ્ય હતો; અરે, એ કરવામાં નકારવાદી નહિ પરંતુ ભારે હકારવાદી રહસ્ય રહ્યું હતું. તેથી એ શબ્દ આગળ આવ્યો. અને તેનો હકારવાદી ભાગ જે જીવંત પ્રજાકીય સહકારી કાર્યનો, તે ધીમે ધીમે ઊગતો ગયો. ૧૯૨૪થી રચનાત્મક કાર્યક્રમ શબ્દપ્રયોગ જાગ્યો છે, એ આ પ્રજાકીય સહકારી કાર્યને માટે જ. આમ, ખરું જોતાં ગાંધીપદ્ધતિનાં ત્રણ અંગ ગણાય. અને આ ત્રીજું અંગ એવું વ્યાપક અને વિશાળ છે કે, ગાંધીજીએ તેમનાં લખાણો તથા ભાષણોમાં તેને જીવનના બધા અંશો અને અંગઉપાંગોને આવરી લેતું નિરૂપ્યું છે. આ એમની ફિલસૂફીનો હકારવાદી ભાગ છે, અને ખરું જોતાં, તેને જ જોરે, પેલાં બે પ્રાસંગિક કામ દેતાં સાધનો તેમની સાધનતાનું જોર પામે છે અને અસરકારક બની શકે છે. ગાંધીજીની સનાતન પદ્ધતિ સત્ય-અને અહિંસા-મય જીવનની છે. તેમાં લડવા પ્રસંગ આવે,— અને એ આવશે એ તો બનવાનું;— ત્યારે

---

*લગભગ વરસ પર લખેલી આ નોંધ એક બીજા અનુસંધાનમાં કરેલો વિચાર છે. તે સ્વતંત્રપણે પણ વાચકને ગમશે માનીને પ્રસિદ્ધ કરી છે. —મ૦

'સત્ય' અને 'અહિંસા'-મય લડવાની રીત પણ એમાં જ રહેલી છે. તે એ કે, પાપ કે અનિષ્ટ સાથે અસહકાર અને જરૂર પડે તો તેનો સવિનય પ્રતીકાર કરવા માટે કાનૂનભંગ.

આ ગાંધીજીની પદ્ધતિ ટૂંકમાં થઈ. એની છૂટક બાબતો જ જુઓ તો તે નવી નથી. પરંતુ એમણે એ બધી દ્વારા એક સુસંબદ્ધ પદ્ધતિશાસ્ત્ર અને ફિલસૂફી-બદ્ધ નીતિ આપી છે, એ એમનું અણમોલું કાર્ય છે. આ વિષે હવે જગતને પણ ખાતરી થઈ છે. દક્ષિણ આફ્રિકામાં આ પદ્ધતિનો જન્મ ગયા સૈકાના અંતિમ દસકામાં થયો. ત્યારથી આજ સુધીમાં તેણે જાત જાતની કસણીઓ વિતાવી છે. છેલ્લા વિશ્વયુદ્ધે તો તેની આખરી કસોટી કરી ગણાય. એ બધા બાદ, આ એક ચીજ છે અને તે તરફ ધ્યાન આપવું જોઈએ, એમ તો જગતમાં વિચારકોનો મત થયો છે. તેઓ એ પ્રમાણે વર્તી શકે કે ન શકે એ જુદી વાત છે.

મગનભાઈ દેસાઈ

# સ્ત્રી પુરુષના સામાન્ય અને ખાસ ગુણો–૨

[ગયા અંકનો બાકી રહેલો ભાગ નીચે આપ્યો છે.]

૨

પ્રશ્ન — એકંદરે, આપના મત પ્રમાણે વાત્સલ્ય સિવાય સ્ત્રીઓનો વિકાસ થવો શક્ય નથી એમ જણાય છે.

ઉત્તર — સ્ત્રીઓ વિષે પરમાત્માની કે નિસર્ગની એવી યોજના જણાય છે, અને તે પરથી તે યોજનાને મુખ્ય સમજીને તે દ્વારા જ ઉન્નતિનો વિચાર અને પ્રયત્ન કરવો એ શ્રેયસ્કર છે.

પ્રશ્ન — તો પછી જેને પોતાનાં સંતાન નથી એવી સ્ત્રીઓની ઉન્નતિ થયેલી અને તેમનેયે અનેક સદ્ગુણ પ્રાપ્ત થયેલા જણાઈ આવે છે તેનું કેમ?

ઉત્તર — પોતાનાં સંતાન દ્વારા જ સ્ત્રીમાં વાત્સલ્યની જાગૃતિ થયેલી હોય છે એવું નથી. પરંતુ કુટુંબમાં હોવા છતાં જેનામાં તે ભાવ જરાયે જાગ્રત થયેલો ન હોય તેનામાં કેવળ પોતાના સંતાન સિવાય તે ભાવ ઊઠશે નહીં. એક રીતે આ તેની જડ અવસ્થા જ સમજવી જોઈએ. સમાજમાં આવી સ્ત્રીઓ બહુ થોડી મળશે. જે સ્ત્રીમાં વાત્સલ્ય સાથે બીજા સદ્ગુણોનો પહેલેથી જ વિકાસ થયેલો હોય તેને વાત્સલ્ય માટે પોતાના જ સંતાનની જરૂર નથી. આવી સ્ત્રીમાંયે વાત્સલ્ય જ વધારે વ્યાપકપણે અને બીજા સર્વ સદ્ગુણોમાં પ્રમુખપણે છે એમ જણાઈ આવશે.

પ્રશ્ન — એટલે ગમે તે રીતે પણ તેનામાં વાત્સલ્ય વિશેષપણે હોવું જ જોઈએ એવું આપનું કહેવું છે?

ઉત્તર — હા. આ જ વાત અધિક સ્પષ્ટતાથી કહું છું એટલે તમારા ધ્યાનમાં આવશે. દરેક સ્ત્રીને પોતાના બાળક દ્વારા જ વાત્સલ્યનો પાઠ મળે છે એમ નથી. કુટુંબોમાં છોકરીને નાનપણથી જ પ્રેમ અને વાત્સલ્યનો પાઠ મળે છે. છોકરી પોતાનાં નાનાં ભાઈબહેનોને સંભાળવા માંડે છે ત્યારથી જ તેનામાં તે ભાવની જાગૃતિ થાય છે. મોટી બહેનનો નાના ભાઈ કે બહેન પર જે પ્રેમ હોય છે તેમાં જ વાત્સલ્યનો અંશ હોય છે. જેને આવી જાતનો પ્રેમસંસ્કાર નાનપણથી મળેલો નથી હોતો તેને પોતાનાં બાળક સિવાય વાત્સલ્ય જાગ્રત થવાની તક મળેલી હોતી નથી. વાત્સલ્ય એટલે પ્રેમનું એક ખાસ સ્વરૂપ. પ્રેમને જાગ્રત થવાને જે બાહ્ય નિમિત્ત કારણ બને છે તે નિમિત્તાનુરૂપ તેને જુદી સંજ્ઞાથી ઓળખીએ છીએ. માતૃપ્રેમ, પિતૃપ્રેમ, ભાઈબહેનનો પ્રેમ, એ જોકે બાહ્ય નિમિત્ત કે સંબંધથી જ પ્રેમના જુદા જુદા પ્રકારો કહેવાય છે તોપણ તે બધામાં એક જ જાતની પ્રેમવૃત્તિ છે. મા, માશી, ફોઈ, મોટીબહેન, કાકી, મામી, દાદી એ બધાંનો આપણા પર પ્રેમ તેનું જ નામ વાત્સલ્ય. પિતા, મોટાભાઈ, કાકા, મામા, દાદા, એમનુંયે આપણા પર વાત્સલ્ય હોય છે. પણ વાત્સલ્યની બાબતમાં સ્ત્રીઓની વિશેષતા છે. પ્રેમની સાથે જ જ્યાં પૂજ્યતાનો ભાવ હોય છે તેને આપણે ભક્તિ તરીકે ઓળખીએ છીએ. ઈશ્વર, માતપિતા, ગુરુ, સંત સજ્જન પરના પ્રેમને આપણે પૂજ્યતા કે ભક્તિભાવ કહીએ છીએ. ખરું જોતાં આ બધામાં પ્રેમ એ જ મુખ્ય વાત છે. એવી જાતનો પ્રેમ નાની છોકરીમાંયે હોય છે. તે જ પ્રેમ નાનાં ભાઈ-બહેનના નિમિત્તે જાગ્રત થઈને વધવા લાગે છે. તે જ તેનામાં વાત્સલ્યનો ઉદ્ભવ છે અને ત્યારથી જ તેની વૃદ્ધિ થાય છે. તે જ વાત્સલ્યને પોતાનાં બાળકના નિમિત્તે પૂર્ણ રીતે વિકાસ પામવાને અવસર મળે છે.

એવો અવસર પોતાની સંતતિ ન હોવાથી કોઈ સ્ત્રીને મળ્યો ન હોય તોયે પોતાનાં ભાઈ, બહેન, દેરાણી, જેઠાણી વગેરેનાં બાળક નિમિત્તે—સગાંવહાલાં, આડોશીપાડોશીનાં બાળક પરના પ્રેમના નિમિત્તે—પોતાના વાત્સલ્યનો વિકાસ તે કરી શકે છે. પરંતુ આમ થવા માટે તે માર્ગે પોતાની ઉન્નતિ કરવાની તેની ઉત્કટ ઇચ્છા હોવી એ અત્યંત જરૂરનું છે. તેવી ઇચ્છા ન હોય અને પોતાને સંતાન ન હોવા બદલ પોતાને કમભાગ્ય સમજતી હોય તો તે બાજુએ તેની ઉન્નતિને અવકાશ કે આશા નથી.

પ્રશ્ન — પરંતુ અનેક સ્ત્રીઓનો આ વિષે એવો અનુભવ છે કે, બીજાનાં બાળકો પર કરેલા પ્રેમનો છેવટે પોતાને કાંઈ જ લાભ થતો નથી. બાળકો છેવટે પોતાનાં માબાપ તરફ જ ખેંચાય છે અને તેમનાં જ થાય છે. એટલે તેમને માટે લીધેલો બધો પરિશ્રમ શું ફોકટ જાય છે?

ઉત્તર — પોતાના સ્વાર્થ માટે જેણે બીજાનાં બાળકોનું પાલનપોષણ કર્યું હશે તેને એમ લાગશે જ. પણ જેણે પોતાના વાત્સલ્યને ખાતર જ અને બાળકોના કલ્યાણ ખાતર જ પરિશ્રમ લીધો હશે તેને, પોતે આપેલાં શિક્ષણ અને સંસ્કારથી બાળકો તેમનાં માબાપ પાસે જઈને તેમને સુખી કરે છે એ જોઈને, આનંદ થયા સિવાય રહેશે નહિ. પોતે કેટલોક સમય બાળકોનું પાલનપોષણ કર્યું, તેમને શિક્ષણ આપ્યું, સુસંસ્કાર આપ્યા તેટલા માટે પોતાનાં માબાપને કાયમનાં છોડીને તેમની મરજી વિરુદ્ધ તે બાળકો પોતાની પાસે હંમેશાં રહે એવી ઇચ્છા કોઈ પણ સુશીલ સ્ત્રી કદાપિ કરશે નહીં. કારણ, તે ઇચ્છા ન્યાય્ય નથી. પોતાની પાસેથી મળેલા સુસંસ્કારોથી બાળકો માતૃપિતૃભક્ત થાય — તેઓ સ્વધર્મનિષ્ઠ થાય, એવી જ ઇચ્છા બાળકોનું કલ્યાણ ઇચ્છનારી કોઈ પણ સ્ત્રીને હોવી જોઈએ. તે પ્રમાણે, બાળકોની દૃષ્ટિએ જોઈએ તો, જેમણે કેટલોક કાળ તેમનું મમતાથી — વાત્સલ્યથી પ્રતિપાલન કરીને તેમને સુશિક્ષણ આપ્યું તેમના પ્રત્યે, તે બાળકોએ પોતાના મનમાં જીવનભર માતૃભાવ અને કૃતજ્ઞભાવ રાખવો જોઈએ. તેમને માટે પ્રસંગ આવ્યે, જરૂરી પરિશ્રમ કરીને પોતા પર કરેલા વાત્સલ્યના અને પોતા માટે તેમણે ઉઠાવેલા શ્રમના ઋણમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો એને એ છોકરાંઓએ પોતાના જીવનનું એક અત્યંત જરૂરી અને પવિત્ર કર્તવ્ય સમજવું જોઈએ. પોતાનું પ્રતિપાલન કરનારાં વિષે પણ પોતાનાં માબાપ જેટલો જ કર્તવ્યભાવ તેમના મનમાં જાગ્રત રહેવો જોઈએ. એક બાજુએ વાત્સલ્ય અને બીજી બાજુએ માતૃભાવ એવા પવિત્રભાવો એકબીજામાં સદૈવ કાયમ રહે તો તેથી પરસ્પરની સદ્ભાવનાઓ ઉત્કર્ષ પામશે અને તેથી બંનેની ઉન્નતિ થશે. માટે બંનેમાં સદ્ભાવ, કર્તવ્યનિષ્ઠા અને ઉન્નતિની દૃષ્ટિ હોવી જોઈએ. તો જ આ વાત બની શકે અને બંને બાજુએ જીવનભર સંતોષ રહી શકે.

જીવનની દૃષ્ટિએ વાત્સલ્યનું મહત્ત્વ કેટલું છે તે સ્ત્રીઓએ ધ્યાનમાં લેવું જોઈએ, અને વાત્સલ્ય દ્વારા પોતાનું જીવન વધારે ને વધારે ઉન્નત થાય છે કે નહિ તે હંમેશાં તપાસવું જોઈએ. માનવજાત જગતમાં નિરંતર રહે એવો પરમાત્માનો હેતુ હોય કે નિસર્ગના કોઈ અજ્ઞાત અથવા અતર્ક્ય ધર્મમાંથી નિર્માણ થયેલા માનવપ્રાણીની પરંપરા કાયમ રહે એવી આપણાં બધાંની ઇચ્છા હોય તો તે પરમાત્માનો હેતુ કે આપણાં બધાંની તે ઇચ્છા સિદ્ધ થવા માટે માનવજાતિમાં રહેલા જનનધર્મ કરતાંયે તેના પ્રતિપાલન ધર્મની વિશેષ જરૂર છે. અને પ્રતિપાલન ધર્મની ઉત્પત્તિ અને વિકાસ વાત્સલ્યમાંથી જ છે એ વાત આપણે બધાંએ,— તેમાંયે વિશેષે સ્ત્રીઓએ નિઃસંશયપણે સમજવી જોઈએ. કેવળ માનવજાતિનું જ નહિ પણ પશુપક્ષી વગેરે પ્રાણીઓનું અસ્તિત્વ મુખ્યપણે આ વાત્સલ્યને લીધે ટકી રહેલું છે. એટલે આ બધા પરથી જોતાં, માનવજાતિની શાશ્વતતા માટે અત્યંત જરૂરી એવા એક મહાન સદ્ભાવ અને ગુણને ક્યારેય ઓછી કિંમતનો ન ગણતાં તેનું શક્ય તેટલું પોષણ કરવું જોઈએ. કેવળ પોતાની સંતતિનું પ્રતિપાલન કરવાથી આ ધર્મની સમાપ્તિ થતી નથી. તે તો તેનો માત્ર પ્રારંભ જ છે. તેટલો ધર્મ તો પશુપક્ષીમાંયે કેટલાક વખત સુધી જણાઈ આવે છે. તેટલા ધર્મના પાલનમાં જ માણસ ધન્યતા માને તો તેની શ્રેષ્ઠતા શી? પોતાનાં બાળકો નિમિત્તે પેદા થયેલા આ ધર્મને વધારે ને વધારે વ્યાપક, ઉદાત્ત અને પવિત્ર કરવામાં જ માનવજાતિની વિશેષતા છે. સ્ત્રીઓ અને પુરુષોએ આવી દરેક વિશેષતાને સિદ્ધ કરી કરીને પોતાનું જીવન સદ્ગુણ-સમૃદ્ધ કરવાનું છે. જેમનું વાત્સલ્ય પોતાનાં બાળકોથી આગળ જઈ શકતું

જાતનું શિક્ષણ માબાપે બાળકોને કદાપિ આપેલું નથી હોતું. આવી રીતે સુખોપભોગી બનેલી પ્રજા તેમને જોઈતાં સુખો માબાપ તરફથી નથી મળતાં એમ જાણ્યા પછી, જ્યાંથી તે મળે એમ લાગે તે તરફ વળે અને માબાપને છોડી જાય, તેમાં શું આશ્ચર્ય ? નાનપણમાં માબાપને આધીન રહેલા છોકરાઓ તારુણ્યમાં પત્નીને આધીન બનીને માબાપનું માનતા નથી તેનું કારણ તેમની સુખલોલુપતા અને ધર્મ-શિક્ષણનો અભાવ છે એમ લાગે છે. સુખના કરતાં ધર્મ પર — કર્તવ્ય પર પ્રેમ કરવાનું બાળકોને શીખવવાથી આવાં દુઃખદાયી પરિણામ આવવાનો સંભવ નથી એમ લાગે છે. માટે પોતાના વાત્સલ્યને નિમિત્તે જેમણે પોતામાં અને બાળકોમાં મોહ ન વધારતાં તેમને ધર્મની ગળથૂથી પિવરાવી હોય તેમનાં બાળકો મોટાં થતાં મોહમાં ન પડતાં ધર્મમાર્ગે જ જીવનભર ચાલતાં રહેશે. કારણ, તે નાનપણમાં જ શીખેલાં હોય છે કે જીવન એ ધર્મ માટે છે. પોતે દુઃખ, કષ્ટ, અડચણો સહન કરીને તેમને બીજાનાં દુઃખ, કષ્ટ, અડચણો ઓછાં કરવાનાં છે; તેમાં જ જીવનનું સાર્થક છે. વાત્સલ્ય દ્વારા માતપિતા બાળકોને જો આવી જાતના સંસ્કારો આપતાં રહે તો તો તેમનાં વાત્સલ્યનું પરિણામ ધર્મરૂપે બાળકોમાં પ્રગટ થયેલું તેમને દેખાઈ આવ્યા વગર રહેશે નહિ.

કેદારનાથ

# હરિજનો માટે સંસ્કાર વર્ગ

હરિજન ભાઈબહેનો સામે સામાન્ય રીતે એક ફરિયાદ ઘણી સાંભળવામાં આવે છે કે, એઓ અસ્વચ્છ રહે છે, એમને ગંદી ટેવો છે અને વર્તનમાં પણ ગંદવાડ વિશેષ માલૂમ પડે છે. કેટલાક ભણેલા સવર્ણો તો એ કારણને લઈને અસ્પૃશ્યતા હજી સમાજમાં ટકી રહી છે એમ માને છે. અમુક અંશે વાત સાચી છે કે, એમનામાં અજ્ઞાન અને નિરક્ષરતાને લઈને તેમ જ એમને યોગ્ય માર્ગદર્શન કરાવનાર વ્યક્તિઓના અભાવે તેઓના જીવનમાં કેટલીક બદીઓ છે. પણ એ બધાને દૂર કરાવવાની ફરજ સવર્ણોની પણ છે, એ વસ્તુ સ્વીકારીને એ દિશામાં પ્રયત્ન શરૂ કરવો એ જરૂરી છે.

સુરત હરિજન છાત્રાલયના વિદ્યાર્થીઓ મૅટ્રિકની પરીક્ષા આપીને ઘેર પાછા ફરનાર હતા, ત્યાં હરિજન સેવક સંઘના મંત્રીને વિચાર આવ્યો કે, આ વિદ્યાર્થીઓએ ૩-૪ વર્ષ છાત્રાલયનો લાભ ઉઠાવ્યો છે, તેમની પાસે સમાજસેવા માટે થોડો સમય કેમ ન લેવો ? વિદ્યાર્થીઓએ રાજીખુશીથી સેવા આપવાનું કબૂલ કર્યું અને હરિજનભાઈઓમાં ૨૦-૨૫ દિવસ રહીને એમનામાં તથા એમનાં બાળકોમાં સંસ્કાર આપવાનું કાર્ય કરવા માટે અમે એક યોજના તૈયાર કરી, વિદ્યાર્થીઓને ૨-૩ વિભાગમાં વહેંચી ત્રણ કેંદ્રો બારડોલી તાલુકામાં શરૂ કરવા નક્કી કર્યું. બારડોલી તાલુકાનાં ગામો એટલા માટે પસંદ કર્યાં કે નવા કાર્યની અસર એ જાગ્રત વસ્તીવાળા પ્રદેશમાં તરત જણાઈ આવશે ને બીજે ચેપી નીવડશે.

પરીક્ષા પૂરી થયે વિદ્યાર્થીઓને એ વર્ગના સંચાલન અંગે સૂચનાઓ આપવામાં આવી અને તેમણે એ અંગે પ્રશ્નો તથા પોતાની મૂંઝવણો રજૂ કરી તેનો યોગ્ય ઉકેલ બતાવ્યો. હરિજનવાસમાં રહેતા છતાં સવર્ણોનો સાથ કેવી રીતે મેળવવો, સવર્ણ યુવાન-વર્ગ કે વિદ્યાર્થીવર્ગ સાથે કેવી રીતે સહકાર સાધવો, તે પણ સમજાવ્યું અને દૈનિક કામની વિગતો તૈયાર કરી, જેમાં ત્યાંનાં બાળકોને કેન્દ્રસ્થાન આપ્યું. દિવસનો મોટો ભાગ બાળકો માટે ગાળવામાં આવે અને એમની મારફત મોટેરાંઓને આકર્ષવાં, એ સામાન્ય નિયમ નક્કી કર્યો. હરિજનભાઈઓની સાચી પરિસ્થિતિ સમજવવા તથા તેમને એ દિશામાં યથાશક્તિ સહાય કરવાના હેતુથી એક પ્રશ્નાવલિ તૈયાર કરી, જે મારફત દરેક હરિજન કુટુંબની સામાજિક, આર્થિક સ્થિતિનો સહેજે ખ્યાલ આવે; અને ઉપરાંત આખા ગામના હરિજનોની સામાન્ય સ્થિતિ તથા સવર્ણોનો એમની સાથેનો વર્તાવ જાણવા માટે બીજી એક પ્રશ્નાવલિ આપી. આ બે પ્રશ્નાવલિની મદદ હરિજનભાઈઓમાં એક પ્રકારનો વિશ્વાસ ઉત્પન્ન કરી એમને બીજા ગામના લોકોની સ્થિતિ સમજાવી એમને આ પરિસ્થિતિ બદલવા માટે શું થઈ શકે તેની સમજૂતી આપી શકાય એવો હેતુ હતો.

હરિજનવાસમાં છાવણીઓ વરાડ, કડોદ ને માણેક-પોરમાં નાખવામાં આવી. ગામના લોકોનો સહકાર પણ મળવા લાગ્યો, અને એથી વિદ્યાર્થીઓનો ઉત્સાહ

વધ્યો. બાળકો એકઠાં છાવણીમાં રહી છાવણીજીવન ગાળે એવો આગ્રહ કરવામાં આવ્યો: બાળકો ઊઠે એટલે પોતાની વસ્તુ બરોબર ગોઠવી દેવાની, દાતણ કરવાની તાલીમ, મોં કેમ ધોવું, દાતણ કઈ જગ્યાએ કરવું, વગેરે શીખવવામાં આવ્યું. દાતણ કરીને શૌચ જતી વખતે ધ્યાનમાં રાખવાની વાતો બતાવવામાં આવી. સ્નાન કરવામાં કૂવા પર પાણી કાઢી રોજ શરીર ચોળીને સાબુ કે કાળી માટીનો ઉપયોગ કરીને કેવી રીતે નાહી શકાય તે બતાવવામાં આવ્યું. પ્રાર્થનામાં ભાગ લઈ તેમાં કેમ વર્તવું તે શીખવવામાં આવ્યું, અને કવાયત તથા કસરત માટે પણ યોગ્ય બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. કવાયત અને કસરતમાં જોઈએ તેટલી સફળતા ના મળી, પણ એ મારફત શિસ્તનો કાંઈક ખ્યાલ તથા સમૂહજીવન માટેના નિયમની કાંઈક ઝાંખી એમને આવે, એ વસ્તુ ધ્યાનમાં રાખવામાં આવી હતી.

બાળકોને પોતાનાં કપડાં ધોવાની પણ ટેવ પાડવામાં આવતી. ત્યાર બાદ જે બાળકો નિશાળે જતાં હોય તેમને તૈયાર કરી (સ્વચ્છ કપડાં પહેરી તથા વાળ ઓળીને) શાળામાં મોકલી આપવામાં આવતાં અને ત્યાં કેમ વર્તવું એ પણ કહેવામાં આવતું. બાકીના વખતમાં સ્વયંસેવકો પોતાનું કામ આટોપી લઈ ગામમાં જઈ પ્રશ્નાવલિ માટે માહિતી એકઠી કરતા અથવા ત્યાંના મુખ્ય માણસોનો પરિચય સાધવાનો પ્રયત્ન કરતા.

બાળકો નિશાળેથી પાછાં ફરે ત્યારે જમવાની બાબતમાં પણ સૌ પોતપોતાનું ખાવાનું લઈને ત્યાં આવે અને બધાં સાથે બેસે ને પ્રાર્થના બાદ ખાય. અને ખાતી વખતે જમણે હાથે ખાવું, બીજો હાથ બગાડવો નહિ, વેરવું નહિ, શાંતિથી ખાવું અને એમાં ઉતાવળ કરવી નહીં, વગેરે સૂચનાઓનો અમલ કરવાનું શીખવવામાં આવતું. ત્યાર બાદ મોટાં બાળકો પોતાનાં વાસણ સાફ કરી નાંખતાં; બાળકોને એમાં મજા પડતી. ત્યાર પછી વાર્તાકથન, કાંતણ વગેરે રાખવામાં આવતું. બાળકો જે શાળામાં ન જતાં હોય છતાં થોડું શીખ્યાં હોય તેમને વંચાવવામાં સમય જતો એટલું જ નહિ, પણ નવા શીખનારને પણ પ્રૌઢશિક્ષણ માટે પુસ્તકોની મદદથી શિક્ષણ આપવામાં આવતું. બાળકોને ગીતો ગાવાનો શોખ, એટલે ગીતો શીખવવામાં આવતાં અને સાંજના રમતગમતો બતાવવામાં આવતી. રમતગમતમાં નવી રમતો કેવી રીતે રમાય એના નિયમો તથા પદ્ધતિ બતાવવામાં આવતી. રમતગમત મારફત આનંદ, જ્ઞાન ને શિસ્તનો ખ્યાલ મળે એવો હેતુ હતો. ત્યાર બાદ પ્રાર્થના અને ત્યાર પછી સમાચારવાચન. આ વખતે હરિજનભાઈઓ હાજર રહે એ માટે ખાસ પ્રયત્ન કરવામાં આવતો અને સમાચારવાચન બાદ ધાર્મિક વાર્તાકથન, અથવા ગાંધીજીની આત્મકથા અને તેવાં બીજાં પુસ્તકોમાંથી વાચન કરવામાં આવતું. આથી મોટેરાંઓ પર ઘણી સારી છાપ પડી હોય એમ લાગે છે. મોટેરાંઓની મુસ્કેલી, ફરિયાદ વ૦ વિષે તે વખતે વાત થતી, તેમ જ સવર્ણો તરફથી એમને પડતો ત્રાસ જાણવા માટે પ્રશ્નો થતા. એ ઉપરાંત એમને પોતાની આર્થિક સ્થિતિ કઈ રીતે સુધરે, પોતાની કુટેવો કેવી રીતે દૂર કરી શકાય, એની દૃષ્ટાંતો આપી સમજૂત આપવામાં આવતી અને એના પ્રત્યાઘાતો જાણી એની નોંધ કરવામાં આવતી. એમાં મોટેરાંમાં બહેનો પ્રત્યે પણ વિશેષ લક્ષ આપવાનો પ્રયાસ થતો. એઓ આવા રોજના સંમેલનમાં હાજર રહે એ માટે પ્રયત્નો થતા. એમનાં બાળકો પણ કેટલીક વાર એમને તેડી લાવતાં. પ્રાર્થનાનું પણ આકર્ષણ થોડેક અંશે રહેતું. બહેનોના વહેમો તથા ખોટા ખ્યાલો દૂર કરવા માટે વાતચીત કરવામાં આવતી. એઓ હિંમતભેર આગળ આવે એ હેતુથી રાસ ગોઠવીને તેમાં એઓ મુખ્ય ભાગ લે એવું ગોઠવવામાં આવતું. અને બહેનો પહેલ કરે તે તેની છાપ સારી પડે એમ માનીને સાક્ષરતાનો પ્રચાર એમની મારફત શરૂ કરવાથી પરિણામ સારું આવ્યું એમ કહી શકાય.

આમ વર્ગો સારી રીતે થયા. એનો જવાબ પણ સારો મળતાં ઉત્સાહભેર કામ આગળ વધ્યું. કેટલાક હરિજનભાઈઓએ મુડદાલ માંસ નહિ ખાવાની પ્રતિજ્ઞા કરી. અને એક ગામમાં એ કારણે ઝઘડો ઊભો થયો અને બાપદાદાનો એમનો હક લૂંટાઈ જશે એવો ભય લાગવાથી પોતાનાં બાળકોને મોકલવાનું બંધ કર્યું એટલે એક કેન્દ્ર બંધ કરવું પડ્યું. છતાં બીજાં બે કેન્દ્રોમાં તો ઘણા સારા પ્રમાણમાં સફળતા મળી.

હરિજનવાસમાં ભાગ્યે જ સવર્ણ ભાઈઓ આવતા. પણ હવે તો તેઓ આ કામ જોવા માટે આનંદભેર આવતા થયા અને એમના વર્તનમાં પણ ફેર માલૂમ પડતો. સવર્ણ યુવાનવર્ગ તો જાણે આભડછેટમાં માનતો

જ નથી એમ હરિજનોને લાગવા માંડ્યું. છતાં એ ગામમાં ઘેર ઘેર એમને અંદર પ્રવેશ કરાવવા માટે બહુ ઓછા તૈયાર હતા, એ વસ્તુ અનુભવે માલુમ પડી.

આવો વર્ગ ચાલવાથી ગામમાં ચેતન આવ્યું. હરિજન બાળકોમાં અજબ જાગૃતિ આવી અને જાણે એક કુટુંબ સુખી રીતે જીવન ગાળતું હોય એમ લાગતું. બાળકોની સાથે વાતચીત કરવાના મને બંને કેન્દ્રોમાં પ્રસંગ મળ્યા. એમને જો તાલીમ આપવામાં આવે તો સવર્ણ બાળકોથી કોઈ રીતે ઊતરે નહિ એવી છાપ મારા પર પડી. અને એ બાળકોને સાચું બોલવું, ડર ન રાખવો, એવી વસ્તુ પર જ્યારે ભાર મૂકવામાં આવ્યો ત્યારે એમને એમ લાગતું કે, શાળામાં ભણવા જવા કરતાં અહીં છાવણીમાં રહીએ તો મજા પડે અને લાભ પણ થાય. આમ બાળકો તો ઉત્સાહભેર દિવસ ગાળતાં અને તેમના પર સીધી યા આડકતરી રીતે સંસ્કારોની છાપ પડતી ગઈ. અમને એ દિવસો દરમ્યાન જે પ્રશ્ન મુંઝવતો તે એ કે, વર્ગ પૂરો થયા પછી શું? એ બાળકો બધું ભૂલી ન જાય તે સારુ એ વસ્તુ કેવી રીતે ચાલુ રાખી શકાય? એમાં કોની મદદ સૌથી વધુ ઉપયોગી થઈ પડે?

મને જ્યારે એ હરિજન ભાઈબહેનોને મળવાનો પ્રસંગ સાંપડ્યો, ત્યારે મેં મારી મૂંઝવણ તથા તેનો મને લાગતો ઉકેલ રજૂ કર્યો. તેમને તેમની ફરજની કાંઈક ઝાંખી કરાવી, પણ એથી કાંઈ કામ પૂરું થાય એમ લાગ્યું નહિ. છાપાં તથા પુસ્તકો વાંચી સંભળાવવાને તથા બાળકોને નિયમિત શાળામાં મોકલવા સંબંધી વાત કરી. પણ એ ઉપરાંત ગામના શિક્ષકવર્ગનો સાથ સાધ્યો: એમની સાથે વાતચીત કરી એમના વિચારો જાણી, આ દિશામાં એમના તરફથી કેટલી મદદ મળશે તે જાણવા પ્રયત્ન કર્યો. એ પરથી એમ લાગ્યું કે, શિક્ષકવર્ગ એ દિશામાં કાર્ય જરૂર કરે, પણ જો સમાજ એમને મદદ કરે અને એમની સામાન્ય મુશ્કેલીઓ દૂર કરવામાં ગામની પ્રતિષ્ઠિત વ્યક્તિઓ મદદ કરે. શિક્ષકો જો આવા કાર્યમાં સહાનુભૂતિ દાખવે અને ઉત્સાહી યુવાનો મારફત થોડું કામ પણ વખતોવખત લે, તો હરિજન બાળકોમાં સંસ્કાર રેડી તેમને પોષવાનું કામ સહેજે થઈ શકે એમ લાગે છે.

હરિજન લત્તાઓમાં સવર્ણો જઈ સારું કામ કરી શકે કે કેમ એ પ્રશ્ન વિચારતાં એમ લાગ્યું કે, હરિજનોમાં જે અશ્રદ્ધા ઘર કરી બેઠી છે, જે અભણતા અને શંકાશીલ મનોવૃત્તિ વિશેષ જણાય છે, એ જોતાં સુશિક્ષિત હરિજનભાઈ એમનામાં સારું કાર્ય કરી શકશે; અને એની મારફત સવર્ણ જનતાનો વિશ્વાસ ઉત્પન્ન કરાવી અસ્પૃશ્યતા નાબૂદ કરવા મથશે તો એ કામમાં સફળતા જલદી મળશે.

આ વર્ગો એક પ્રયોગ તરીકે હતા. એમાં મળેલી સફળતા દરેક રાજ્યમાં જુદા જુદા તાલુકાઓમાં જુદા જુદા વિદ્યાર્થીઓને જરૂરી તાલીમ આપી મોકલવા માટે અમને લલચાવે છે. આવા વર્ગો એક જિલ્લા કે તાલુકામાં નહિ પણ પ્રાંતભરમાં થાય તો અસ્પૃશ્યતા-નિવારણનું કામ ઝડપભેર આગળ વધી શકે એ નિઃશંક છે.

અરુણચંદ્ર પંડ્યા

ચી કાંગે પૂછ્યું, "સદાચારીઓના ભલા માટે દુરાચારીઓને મારવાની બાબતમાં આપ શું કહો છો?" કૉન્ફ્યૂશિયસે જવાબ આપ્યો, "નામદાર, રાજ્યકારભાર ચલાવવામાં તમારે હિંસાનો આશરો જ શા માટે લેવો જોઈએ? તમો સદા પ્રગટ રીતે સારું જ ઇચ્છો એટલે લોકો સારા થશે. ઉપલા અને નીચલા માણસો વચ્ચે પવન અને ઘાસ જેવો સંબંધ છે. પવન જેમ વાય તેમ ઘાસે ઢળવું જ પડે."

ત્ઝે શિયા ચુ ફુનો સુબો નિમાયો એટલે તેણે રાજકાજ વિષે પૂછતાં કૉન્ફ્યૂશિયસે કહ્યું: "કોઈ પણ કામ ઉતાવળે કરાવવાની ઇચ્છા ન રાખીશ; નાના નાના લાભો તરફ નજર ન કરીશ. કામ ઉતાવળે કરાવવા જતાં સારાં થતાં નથી. નાના નાના લાભો તરફ નજર રાખવાથી મોટાં કામો સિદ્ધ થતાં નથી."

# હવે નોકરશાહી નાબૂદ થાય છે

[આઈ. સી એસ. સંસ્થા હવે નાબૂદ થાય છે. તેની જગાએ નવા અમલદારો જોઈએ તે તૈયાર કરવાને માટે, વચગાળાની વડી સરકારે દિલ્હીમાં તેની કૉલેજ ઉઘાડી છે. તેનો પહેલો વર્ગ ખુલ્લો મૂકતાં હિંદી સરકારના ગૃહમંત્રી સરદારશ્રી વલ્લભભાઈ પટેલે કરેલું પ્રવચન.]

મિ. દેસાઈ અને સદ્ગૃહસ્થો !

અખિલ હિંદ વહીવટી નોકરી ('ઑલ ઇંડિયા એડમિનિસ્ટ્રેટિવ સર્વિસ')ના ઉમેદવારો માટેના તાલીમકેન્દ્રનો પહેલો વર્ગ ખુલ્લો મૂકવા શક્તિમાન થવા બદ્દલ મને આનંદ થાય છે! તમે બધા જાણો છો તે મુજબ, જૂની જાતની ઇંડિયન સિવિલ સર્વિસ ('હિંદી મુલકી અધિકારી મંડળ')ના દિવસો પૂરા થયા છે. અને તેને સ્થાને આપણે આ 'સર્વિસ' અસ્તિત્વમાં આણી છે. આ ફેરફાર જેટલો અર્થપૂર્ણ છે, તેટલો જ યુગપ્રવર્તક છે. પ્રથમ તો, પરદેશીઓના હાથમાંથી હિંદીઓના હાથમાં સત્તા સુપરત થઈ રહી છે, તેનું એ સ્પષ્ટ લક્ષણ છે. બીજું, એનાથી એક એવું અખિલ હિંદ અમલદાર મંડળ અસ્તિત્વમાં આવે છે કે જે પૂરેપૂરું હિંદીઓનું બનેલું તથા પૂરેપૂરું હિંદી હકૂમત હેઠળનું હશે. અને ત્રીજું, આ મંડળ ભૂતકાળની ટેવો કે પરંપરાઓની કશી ડખલગીરી વિના રાષ્ટ્રસેવાનું પોતાનું સાચું કામ કરવાને શક્તિમાન થશે, અથવા તો તેને તેમ કરવું પડશે.

આ ફેરફારના રહસ્ય વિષે હું આટલી વિગતમાં ઊતર્યો તે એટલા માટે કે તેથી કરીને ખાસ તો ઉમેદવારોના મનમાં અને સાથે સાથે બહારની દુનિયાના મનમાં એ વાત ઠસે કે, અધિકારી મંડળની જોહુકમીના દિવસો પૂરા થયા છે, અને અમલદારોએ પોતાના રોજબરોજના કારોબારમાં સેવાના સાચા ભાવથી દોરાવું જોઈએ: કારણ કે બીજી કોઈ રીતે તેઓ નવી પ્રણાલીમાં બંધબેસતા નહિ થઈ શકે.

'ઇંડિયન સિવિલ સર્વિસ'ને નામે ઓળખાતા જૂના અધિકારી-મંડળ માટે જે કહેવત પ્રચારમાં છે, તે તમે કદાચ જાણતા હશો, કે તે નથી 'ઇંડિયન' (હિંદી), નથી 'સિવિલ'* (વિનયી), કે નથી સર્વિસ* (સેવા). તે સર્વિસ ખરેખર સાચા અર્થમાં હિંદી ('ઇંડિયન') નથી; કારણ કે તે સર્વિસના હિંદી અમલદારો મોટે ભાગે અંગ્રેજ જેવા જ બની ગયા હોય છે, તેમણે તાલીમ પણ પરદેશમાં લીધી હોય છે, અને તેઓ તાબેદારી પણ પરદેશીઓની જ ઉઠાવતા હોય છે. તેથી કરીને, વસ્તુતાએ, એ આખી સર્વિસ હિંદી ('ઇંડિયન') પણ નહિ, વિનયી ('સિવિલ') પણ નહિ, અને સેવાભાવી પણ નહિ, — એ તરીકે પંકાઈ હતી; જોકે નામથી તો તે 'ઇંડિયન સિવિલ સર્વિસ' જ કહેવાતી! એ વસ્તુસ્થિતિ હવે બદલાય છે.

આ વિદ્યાલયમાં તાલીમ લેવા આવેલા તમે બધા, કેટલેક અંશે, તમારા પુરોગામીઓ કરતાં નસીબદાર ગણાઓ. તમારા પુરોગામીઓને પરદેશી હકૂમતના એજંટો તરીકે નોકરી બજાવવી પડતી, અને કેટલીક વાર તેમને પોતાની સદ્વૃત્તિની ઉપરવટ થઈને પોતાના પરદેશી માલિકોના હુકમો અમલમાં મૂકવા પડતા. હવે તમને એટલો સંતોષ રહેશે કે, તમે જે કાંઈ કરતા હશો, તે તમે તમારા પોતાના દેશબંધુઓના આદેશ અનુસાર કરતા હશો. વળી, તમારા પુરોગામીઓને એવી પરંપરાઓમાં ઉછેરવામાં આવતા કે જેથી તેઓમાં સામાન્ય જનતાથી અલગપણાનો ભાવ ઊભો થતો, અને તેઓ પોતાની જાતને સામાન્ય જનતાથી અલગ રાખતા. પરંતુ હિંદુસ્તાનની સામાન્ય જનતાને પોતાની માનીને તેની સાથે વર્તવું, એ તમારી તો પવિત્ર ફરજ રહેશે; અથવા સાચું કહીએ તો, તમારે પોતાને તેઓમાંના જ એક તરીકે તેઓમાં જ રહેલા ગણવા જોઈશે, અને તેઓનો તિરસ્કાર કે અવજ્ઞા ન કરવાનું શીખવું પડશે. બીજા શબ્દોમાં, તમારે રાજ-કારભારની શાહીવાદી પદ્ધતિઓથી ઊલટી એવી લોકશાહી પદ્ધતિઓમાં ટેવાવું જોઈશે.

તમારામાંના લગભગ બધાએ લશ્કરમાં નોકરી બજાવેલી છે; અને તેથી કરીને, તમે ગમે તે હોદ્દા ઉપર રહીને હિંદુસ્તાનની નોકરી બજાવતા હો ત્યારે પણ, તમારા દળમાં જાળવવાના શિસ્તની અગત્ય વિષે ભાર મૂકવાની મારે જરૂર નથી. શિસ્તની સાથે સાથે જ તમારે તમારા પોતાના દળ પ્રત્યે સંમાનની ભાવના

---

* 'સિવિલ' શબ્દના અંગ્રેજીમાં 'મુલકી' તેમ જ 'વિનયી' એવા બે અર્થ થાય છે; તે જ પ્રમાણે 'સર્વિસ' શબ્દના પણ 'અધિકારી મંડળ' તેમ જ 'સેવા', એવા બે અર્થ થાય છે. — અનુ૦

પણ કેળવવી જોઈએ; તે સિવાયના કોઈ પણ દળનો કશો અર્થ નથી. તમે જે સર્વિસની સનંદો ઉપર સહી કરવાના છો, તે સર્વિસના એક સભ્ય હોવું, તથા તમારી આખી નોકરી દરમ્યાન તે સર્વિસની પ્રતિષ્ઠા, પ્રામાણિકતા અને લાંચરુશવતથી-પર-હોવાપણું જાળવી રાખવાં, એને તમે, પોતાને મળેલો મગરૂર થવા લાયક અધિકાર સમજજો.

અત્યારે હિંદુસ્તાનમાં શી સ્થિતિ પ્રવર્તે છે તેની તપાસ કરવાની તમારે જરૂર છે. હિંદુસ્તાનનું ખરું કામ હમણાં જ શરૂ થયું છે. હાલ તુરત તો સ્વતંત્રતાની છેવટની દશાએ પહોંચવાનું સંક્રાંતિકાર્ય ચાલે છે. તેને લીધે યુદ્ધ પછીના કૂટ પ્રશ્નોની મુશ્કેલીઓમાં સંક્રાંતિકાળની મુશ્કેલીઓ વધુ ઉમેરાઈ છે. આ પરિસ્થિતિમાં હિંદુસ્તાનના દરેક મુલકી અમલદાર પાસેથી — ભલે તે જવાબદારીને ગમે તે સ્થાને હોય — સારામાં સારી કામગીરીની અપેક્ષા રાખવાનો સૌને હક છે. તમારાથી તમારું કામ માત્ર ભાડૂતી વૃત્તિથી કે સ્વાર્થબુદ્ધિથી ન થઈ શકે; પછી તે સ્વાર્થબુદ્ધિ ગમે તેટલી સમજણવાળી ભલેને હોય. તમારા મનનો સૌથી પ્રથમ ખ્યાલ તો એ હોવો જોઈએ કે, સમગ્ર હિંદુસ્તાનના હિતમાં પોતાનાથી સારામાં સારો ફાળો શી રીતે આપી શકાય. તમે તમારું કામ સારામાં સારી રીતે બજાવી શકો તે માટે સરકાર પણ તમને સંતુષ્ટ અને ખુશી રાખશે એવો ભરોસો તમે જરૂર રાખી શકો છો; પરંતુ એ બાબતને તમે તમારી સેવાની શરત બનાવી મૂકો, એ તો તમારે માટે ભારે અઘટિતતા કહેવાય. ગમે તેમ તોય, તમારા કામની અગત્ય તમારા પ્રધાનો બરાબર સમજે છે અને તેની કદર કરે છે. કોઈ વાર તેઓ તમને કદાચ તમારી પ્રત્યે સહાનુભૂતિ વિનાના દેખાય; પરંતુ હું માનું છું કે, હિંદુસ્તાનમાં ઊંચામાં ઊંચી જવાબદારીવાળાં સ્થાનોએ કોઈ માણસ એવો નથી, કે જે એમ ન માનતો હોય કે, હિંદુસ્તાનના ભલા માટે શક્ય તેટલું બધું જ કરી છૂટવા માટે તેણે અમલદાર વર્ગને પોતાની સાથે લેવો જ રહ્યો.

સૌથી વિશેષ તો, રાજવહીવટમાં વધારેમાં વધારે નિષ્પક્ષતા જાળવવાની અને લાંચરુશવતથી પર રહેવાની હું તમને સલાહ આપું છું. વહીવટી અમલદાર રાજકારણમાં ભાગ ન લઈ શકે, અને તેણે લેવો પણ ન જોઈએ. ઉપરાંત તેણે કોમી કાવાદાવામાં પણ ભળવું ન જોઈએ. આ બંને બાબતમાં સત્ય માર્ગેથી ચલિત થવું એ જાહેર અધિકારને ભ્રષ્ટ કરવા જેવું, તથા તેની પ્રતિષ્ઠાને ઉતારી પાડવા જેવું છે. તે જ પ્રમાણે પોતાના નામને લાયક એવી કોઈ પણ સર્વિસ જો પ્રામાણિકતાનું ઊંચામાં ઊંચું ધોરણ સિદ્ધ કરવાનું નજર સામે ન રાખે, તો તેને હયાત રહેવાનો કશો હક નથી. પોતાનો અમલદારવર્ગ લાંચરુશવતથી પર છે એવું અભિમાન હિંદુસ્તાન આજે લઈ શકે તેમ નથી, એ દિલગીરીની વાત છે; પરંતુ મને આશા છે કે, તમે કે જેઓ વહીવટી અમલદારોની એક નવી જ પેઢી જાણે શરૂ કરી રહ્યા છો, તેઓ તમારા વર્ગના હલકટ લોકોથી ગેરરસ્તે દોરવાઈ નહિ જાઓ, પરંતુ ભય કે મહેરબાની વિના તેમ જ બીજી વધારાની બક્ષિસોની અપેક્ષા રાખ્યા વિના તમારી સેવા બજાવશો.

સદ્‌ગૃહસ્થો, તમારી જવાબદારીઓની સામાન્ય બાજુઓને લગતું જે કાંઈ મારે કહેવું જોઈએ એમ મને લાગ્યું તે મેં તમને કહી દીધું છે. આ તાલીમકેન્દ્રમાં જે થોડો વખત તમે રહેવાના છો, તે દરમ્યાન તમે ઘણું ઘણું શીખી લેશો એવી તમારી પાસે અપેક્ષા રાખવામાં આવી છે. તમારા પ્રિન્સિપાલ તરીકે તમને એવા માણસ મળ્યા છે કે, જેમનામાં રાજવહીવટનું વ્યવહારુ જ્ઞાન તેમ જ દૃષ્ટિબિંદુની વિશાળતા ભેગાં થયેલાં છે. મને શંકા નથી કે, એમની દોરવણી હેઠળ તમે આ સંસ્થામાં તમારી પાસે જે કાંઈ સમય રહેલો છે, તેનો સારામાં સારો ઉપયોગ કરી શકશો.

સાચા અર્થમાં પ્રથમ અખિલ હિંદ વહીવટદાર મંડળની આ સંસ્થાને મંજૂરી આપવાનું પરમાત્માએ મારે હસ્તક મૂક્યું, તે માટે વ્યક્તિગત રીતે મને બહુ આનંદ થયો છે. હું તેને અભિમાન લેવા જેવો અધિકાર તેમ જ પવિત્ર જવાબદારી બંને ગણું છું; અને તમને ખાતરી આપું છું કે, આ દેશના સંજોગોમાં શક્ય એવી સારામાં સારી સ્થિતિ હેઠળ તમારે માટે સુખી અને સંતોષી કારકિર્દી મેળવી આપવાને હું મારાથી બનતો બધો પ્રયત્ન કરીશ. હિંદી અમલદાર મંડળના તમે અગ્રણીઓ છો; અને તમે તમારા ચારિત્ર્ય અને શક્તિ વડે તથા તમારી સેવાની ભાવના વડે જે પાયો નાખશો તથા પરંપરાઓ ઊભી કરશો, તેમના ઉપર આ મંડળનું ભવિષ્ય વધારે તો અવલંબનારું છે. તમે તમારા ભવિષ્ય તરફ વિશ્વાસ અને ખાતરીની નજરે જોજો. જો તમે સેવાની સાચી ભાવનાથી કામગીરી બજાવશો, તો મને ખાતરી છે કે, તમને તમારો સારામાં સારો

બદલો મળી રહેશે. તેથી ફરીને હું તમને કહું છું કે, તમે તમારે માટે રાહ જોઈ રહેલી જવાબદારીઓ અને તકોના પૂરેપૂરા ભાન સાથે તમારા અભ્યાસમાં લાગો, અને જે કાંઈ સાંભળો, 'તેમાંથી વિનમ્રભાવે બોધ' ગ્રહણ કરો.

તમને સૌને હું સફળતા ઇચ્છું છું.

# નાણા-ચલણના ફેરફારો

એપ્રિલ માસમાં વડી ધારાસભામાં હિંદના નાણા-ચલણના ધારામાં બે મહત્ત્વના ફેરફાર કરવામાં આવ્યા છે:

૧. રૂપિયાનો પરદેશ સાથેનો લેવડદેવડનો ભાવ ઇંગ્લંડના પાઉન્ડ અનુસાર ચાલતો હતો અને બ્રિટિશ સરકારની ઇચ્છા અનુસાર રૂપિયા બરાબર અમુક પેન્સ બોલાતા હતા. તે સંબંધ હવેથી હિંદી સરકારની સગવડે બંધ કરવામાં આવશે અને રૂપિયાનો પરદેશ સાથેનો લેવડદેવડનો ભાવ સ્વતંત્ર રીતે અંકાશે.

૨. રૂપિયો ચાંદીનો પાડવામાં આવતો તેને બદલે હવે નિકલનો પાડવામાં આવશે.

હિંદ હવે આંતરરાષ્ટ્રીય નાણાભંડોળનું સભ્ય બન્યું છે અને ભંડોળના સભ્ય બનેલા દેશોમાંથી મહત્ત્વના દેશોએ પોતાના નાણા-ચલણની કિંમત સોનામાં કે અમેરિકાના ડૉલરમાં ઠરાવી છે. એટલે હિંદે પણ પોતાના નાણાનો પાઉન્ડ સાથેનો સંબંધ છોડીને આંતરરાષ્ટ્રીય ચલણો સાથે પોતાના ચલણનો સ્વતંત્ર ભાવ ઠરાવવાનું નક્કી કર્યું છે. ઉપરનો પહેલો સુધારો એ રીતે થયો છે.

છેલ્લા વિશ્વયુદ્ધ પહેલાં રૂપિયામાં જેટલી ચાંદી હતી તેની, તે વખતના બજારભાવે આશરે ૭ આના જેટલી કિંમત થતી હતી. લગભગ સિત્તેર વરસ સુધી રૂપિયો એ ચાંદીના બજારભાવની દૃષ્ટિએ પૂરેપૂરી કિંમતનો ન હતો. જેમ કાગળ ઉપર છાપેલી નોટોની કિંમત તેના કાગળની કિંમત કરતાં અનેક ગણી વધારે હોય છે, તેમ ચાંદીના રૂપિયાની કિંમત તેમાંની ચાંદી કરતાં બમણી કે તેથી વિશેષ હતી. એક રીતે કહીએ તો એ ચાંદી ઉપર છાપેલી નોટ હતી. હાલનો રૂપિયો પણ એવો જ છે. ચાંદીના ભાવમાં ઊથલપાથલ થાય છે એટલે રૂપિયા છાપવામાં ઘણી મુશ્કેલી પડે છે. તેથી સરકારે ચાંદીના રૂપિયાને બદલે નિકલનો રૂપિયો કાઢવાનું નક્કી કર્યું છે. આમ, રૂપિયામાં વપરાતી ચાંદી બચાવવાની દૃષ્ટિથી, ઉપરનો બીજો સુધારો કર્યો છે.

દરેક દેશને પોતાનું ચલણ સ્વતંત્ર રીતે ગોઠવવાનો હક છે. હિંદ હવે આઝાદ થાય છે એટલે તે પણ પોતાનું ચલણ સ્વતંત્ર રીતે ગોઠવે એ સ્વાભાવિક છે. હિંદી પ્રજાની માફક રૂપિયો પણ બ્રિટિશ સરકારનો ગુલામ હતો, તેને હવે ઉપરના ફેરફારથી પ્રજાની સાથોસાથ આઝાદી મળે છે. હિંદ બીજા દેશોની પેઠે ઇંગ્લંડની સાથે પોતાના ચલણનો સંબંધ સ્વતંત્ર રીતે ગોઠવી લે એ જ ઠીક છે.

રૂપિયો ચાંદીને બદલે નિકલનો થાય તેથી કેટલાક લોકોને અજુગતું થતું હોય એમ લાગે છે. પણ તે તો ટેવનું કારણ છે. ચલણની દૃષ્ટિએ સિક્કો રુપિયો હોય કે નિકલિયો, એ સરખું છે. વ્યાવહારમાં તો આજે કાગળની નોટો જ ચાલે છે. તેમાં થોડા રૂપિયાને બદલે થોડા નિકલિયા ચાલે તેથી કશો ફેર પડવાનો નથી. મુખ્ય સવાલ નાણા-ચલણની સ્થિરતાનો છે. રૂપિયો ચાંદીનો હોય, નિકલનો હોય કે કાગળનો હોય, પરંતુ તેની કિંમતનો આધાર બજારમાં મળી શકતા માલના પ્રમાણમાં રૂપિયાની છત-અછત કેવી છે, તે ઉપર રહે છે. તે માલ અને રૂપિયાની છત-અછતનું પ્રમાણ બરાબર સચવાય તો પછી ચલણ ગમે તે ધાતુનું હોય તેની સાથે પ્રજાને લેવાદેવા નથી. નવા ફેરફારથી શરૂઆતમાં લોકમાનસને થોડો આંચકો લાગે, તે ચલણ સ્થિર થતાં ભૂંસાઈ જવાનો છે.

પણ ખરી વાત એ છે કે, તદ્દન બનાવટી પાયા પર ગોઠવેલા ચલણમાં ઘણી વખત ગરબડ થાય છે અને લાંબે ગાળે પ્રજાને સોસવું પડે છે. પૂરી કિંમતનું નાણું પાડવામાં સરકારને કેટલુંક ખર્ચ વેઠવું પડે છે. પણ દેશના કરોડોની લેવડદેવડ ઉપર તેથી ખરાબ અસર થતી હોય તો નાણું પાડવાનું થોડું ખર્ચ એ કરોડોના આર્થિક વ્યવહારને હિસાબે કશી વિસાતમાં નથી. એટલે છેવટે તો પ્રજાના આર્થિક વ્યવહારની સ્થિરતાની લાંબી દૃષ્ટિએ જ કયું ચલણ રાખવું એનો વિચાર થવો જોઈએ. તે માટે આપણા ચલણનો આધાર આંતરિક અને ખાસ લેવડદેવડની દૃષ્ટિએ, મુખ્યત્વે સોનાનો હોવો જોઈએ, એમ આપણા આગેવાનો વરસોથી કહ્યા કરે છે. તેનો અમલ કરીને હિંદના ચલણને સંગીન પાયા પર મૂકવાનો સમય હવે આવી લાગ્યો છે.

વિ૦

# રાજકારણનો પરિભાષા-કોશ

[સ્થળસંકોચને લઈને કેટલાક વખતથી નહિ આપી શકાતી પરિભાષાનો આ આગળનો હપતો છે.]

## C

Cabinet n. કેબિનેટ; પ્રધાનમંડળ
— system n. કેબિનેટ-પદ્ધતિ
Cable n. કેબલ; દરિયાઈ તાર
Candidate n. ઉમેદવાર
Candidature n. ઉમેદવારી
Canton n. પરગણું
Canvass vt. મત મેળવવા — ખેંચવા
Capital n. મૂડી; પૂંજી
— list n. મૂડીદાર; પૂંજીપતિ (૨) મૂડીવાદી
— lism n. મૂડીવાદ
— Punishment n. દેહાંત-દંડ; ફાંસી
Capitation Tax n મુંડિયા-વેરો
Capitulate vt. નમતું આપવું; હાર માનવી
Capitulation n. સ્વતંત્ર પરદેશી વસાહત; પરમુલકમાં સ્વતંત્ર વસાહતી-હક
Cartel n. કાર્ટેલ
Casting Vote n. નિર્ણાયક મત; 'તુલસીપત્ર'; [પ્રમુખ-મત
Casus Belli n. યુદ્ધનું કારણ; યુદ્ધબીજ
Caucus n. જૂથ; ટોળી
Censor n. સેન્સૉર; વૃત્ત-નિયામક (છાપાં, સિનેમા ઇ૰ માટે); છાપાં ચોકીદાર
— ship n. સેન્સૉરકામ; વૃત્તનિયમન; છાપાંચોકી
Censure n. નિંદા; વખોડણી
— vote of નિંદાત્મક-નિંદાનો ઠરાવ;
Census n. વસની ગણતરી; ગણતરી
Central adj. મધ્યસ્થ; કેન્દ્રવર્તી
— govt મધ્યસ્થ-વડી સરકાર
— *Legislature* વડી-મધ્યસ્થ ધારાસભા
Centralization n કેન્દ્રીકરણ; 'કેન્દ્રણ'
Cantralized adj. કેન્દ્રિત
Cess n. કર; વેરો
— local n. સ્થાનિક વેરો
Chair n પ્રમુખસ્થાન; પ્રમુખપદ
Chairman n. ચેરમેન; પ્રમુખ; અધ્યક્ષ
Chamber n. સભા; મંડળ (૨) સભાગૃહ; બેઠકનો ઓરડો
Chamber of Princes n. દેશી રાજાઓનું મંડળ; નરેન્દ્રમંડળ
Chancellor n. (યુનિવર્સિટીનો) કુલપતિ; ચેન્સેલર
— of Exchequer (વિલાયતમાં) નાણાં-પ્રધાન
Charge d' affaires n. નાયબ એલચી; ઉપ રાજદૂત
Charter n. પટો; પરવાનો; સનદ; હકનામું; ચાર્ટર
Chauvinism n. લડાઈખોર દેશાભિમાન; દેશાભિમાની પતરાજી
Circular n. પરિપત્ર
Citizen n. નાગરિક; પ્રજાજન
— ship n નાગરિક ધર્મ; નાગરિકતા; પ્રજાજનપદ
— right of નાગરિક હક
City n. શહેર; નગર,
— state n. નગર-રાજ્ય
Civic adj. શહેરી; નાગરિક
Civics n. નાગરિક વિદ્યા [સવિનય
Civil adj. નાગરિક (૨) મુલકી; દીવાની (૩) સભ્ય;
— Court n. દીવાની કોરટ
— Disobedience n. સવિનય કાનૂનભંગ
— *Liberty n.* નાગરિક સ્વાતંત્ર્ય
— List n. રાજાનું ઘરખરચ
— *Marriage n.* કાનૂની લગ્ન
— Population n. સામાન્ય પ્રજા
— Service n. મુલકી નોકરી
— War n. આંતર વિગ્રહ
Civilian n. સિવિલિયન; આઈ.સી.એસ.
Civilization n. સુધારો (૨) સંસ્કૃતિ; સભ્યતા
Civilized adj. સુધરેલું (૨) સભ્ય
Clan n. ગોત્ર; ટોળી; કબીલો
Class n. વર્ગ
— war n. વર્ગવિગ્રહ
— conflict n. વર્ગોમાં હિતવિરોધ
— *less adj.* વર્ગરહિત
Classification n. વર્ગીકરણ
*Clause n.* (કાયદાની) કલમ
Clique n. ટોળકી; ગુટ
Closure n. ચર્ચાબંધી, કે તેનો પ્રસ્તાવ યા દરખાસ્ત
Coalition, — ministry n. મિશ્ર પ્રધાનમંડળ
Code n. કાયદો (૨) ગુપ્ત પરિભાષા
— word n. સંકેત; ગુપ્ત પરિભાષા
Codify n. નિયમબદ્ધ કે કાયદાબદ્ધ કરવું
Coercion n. બળાત્કાર; દબાણ; જબરદસ્તી

# આપણા એશિયાઈ પડોશીઓ*

અઢારમી સદીના અંત ભાગમાં તુર્કી સામ્રાજ્યની પડતી શરૂ થઈ કે તરત જ તુર્કીના દેશોના કબજા માટે યુરોપની પાંચ પ્રજાઓએ સાઠમારી શરૂ કરી. ઇંગ્લંડ, રશિયા, ફ્રાન્સ, જર્મની અને ઑસ્ટ્રિયા એ પાંચે દેશોની પ્રજાઓ વખતોવખત અંદર અંદરના સલેહના કોલકરાર કરવા લાગી. અને એવા દરેક કોલકરારને અંતે નવા નવા ઝઘડાઓનાં બીજ રોપવા લાગી. ઈ. સ. ૧૮૭૮માં તુર્કી અને રશિયા વચ્ચેના વિગ્રહનો અંત આવ્યો. નવો વિગ્રહ ઈ. સ. ૧૯૧૪માં શરૂ થયો ત્યાં સુધી એટલે, ઈ. સ. ૧૮૭૮ થી ઈ. સ. ૧૯૧૪ સુધી જેને જેમ ફાવ્યા એવા વાહન-વ્યવહારો ઊભા કર્યા. જિબ્રાલ્ટરથી બ્રિટિશ વહાણ ઊપડ્યું અને કોઈ જાતની રુકાવટ વિના બંગાળના ઉપસાગરમાં પહોંચ્યું; ઇંગ્લંડના આ પગલાને પડકારવા માટે જર્મનીએ બર્લિન અને બગદાદને રેલવેથી જોડ્યાં; રશિયાનું પણ બાકી ન રહી જવું જોઈએ એટલે તેણે ટ્રાન્સ-સૈબિરિયન રેલવે દ્વારા હાર્બિન અને વ્લાડિવોસ્ટોકનું મોસ્કો સાથે જોડાણ કર્યું.

ઈ. સ. ૧૯૧૭માં તુર્કી સામ્રાજ્ય ભાંગી પડ્યું. તેમ થતાંની સાથે જ રાજકારણનો નવો નવો સ્વાંગ સજીને કંઈનેક નવાં રાજ્યો ઊભાં થયાં. પણ આ બધા કરતાં ખૂબ જ અગત્યનો બનાવ તો એ બન્યો કે મુસ્લિમ જગતમાં એકતાના પ્રતીક સમી ખિલાફત તૂટી પડી. તુર્કી સૌના માર્ગમાંથી હટ્યું એટલે તેની જગા પૂરવાનો સવાલ ઊભો થયો.

ઈ. સ. ૧૯૧૪–૧૮ ના વિગ્રહમાં ઇંગ્લંડ તરી પાર ઊતર્યું તો ખરું, પણ દુનિયાની રાજકીય અને આર્થિક બાબતોમાં તથા દુનિયાના લેણદાર દેશ તરીકે ઇંગ્લંડનો પહેલો નંબર હવે અમેરિકાએ લીધો. રશિયા માર્ગમાંથી ખસી ગયું, જર્મની નિષ્ફળ નીવડ્યું, અને ઑસ્ટ્રિયા હરીફાઈમાં રહ્યું જ નહિ. પ્રેસિડેન્ટ વિલ્સનના ચૌદ મુદ્દાની આદર્શવાણી પણ હવામાં લટકતી જ રહી ગઈ. ઇંગ્લંડે ફ્રાન્સની મદદથી સુલેહ પરિષદ દ્વારા આ ગૂંચવાયેલા કોકડાનો ઉકેલ આરંભ્યો.

પહેલા વિગ્રહ દરમિયાન જર્મનીના ભય સામે લૉઈડ જ્યોર્જ, બાલ્ફર, મેકમેહોન અને ચર્ચિલે યહૂદીઓ, આરબો અને મુસલમાનોને કેટલાંય વચનો આપ્યાં હતાં અને તેમ કરીને વિશ્વાસમાં લીધા હતા; પણ એ વિગ્રહને અંતે સૌનું શું થયું તે, છિન્નભિન્ન થયેલા તુર્કી સામ્રાજ્યના એ એશિયાઈ દેશોની નીચેની વીતક-કથા ઉપરથી જાણવા મળશે.

### અરબસ્તાનના ભાગલા

કુલ પાંચ કરોડ આરબોની વસ્તીમાંથી એક કરોડ અને વીસ લાખ આરબો અરબસ્તાનમાં વસે છે; બાકીના સીરિયા, ઇરાક, પેલેસ્ટાઈન, ઇજિપ્ત વગેરે દેશોમાં વસેલા છે. આ પ્રદેશ ઉપર તુર્ક સુલતાનનું આપખુદ રાજ્ય ચાલતું હતું. તેની સામે ઓગણીસમી સદીના મધ્યથી રાષ્ટ્રીય ચળવળ ચાલુ થઈ હતી.

૧૯૧૪ના વિગ્રહ વખતે તે વખતના બ્રિટિશ એલચીએ અમુક જિલ્લાઓની આજુબાજુના પ્રદેશ સિવાયના બાકી ભાગની સંપૂર્ણ સ્વતંત્રતાને ટેકો આપવાનું લેખિત વચન તે વખતના મહમદ સાહેબના કુટુંબના વડા અને મક્કાના શરીફ અમીર હુસેનને આપ્યું. અમીર હુસેન તથા બ્રિટિશ એજન્ટ લૉરેન્સ તથા તેમના જેવા બીજાઓના હાથ નીચેના આરબ સરદારોએ બ્રિટિશ સરકારના નામે અપાયેલા આ વચનને પૂરતું ગણી, તુર્કી સામે બળવો પોકાર્યો. બદલામાં તુર્કોએ મદીનાને ઘેરો ઘાલ્યો અને મક્કાની પવિત્ર જગા ઉપર બૉમ્બ વરસાવ્યા. તુર્કોએ આવી રીતે વેર વાળ્યું તેનું પરિણામ એ આવ્યું કે, ઇતિહાસમાં પહેલી જ વાર અરબસ્તાનની બીજી ટોળીઓ આ બળવામાં એકત્ર રીતે જોડાઈ. અમીર હુસેનના ત્રીજા દીકરા ફૈઝલ અને કર્નલ લૉરેન્સની સરદારી નીચે આ સૌએ હેજાઝમાં થઈને સિનાઈના અખાત સુધી કૂચ કરી. સાથે સાથે સીરિયામાં થઈને ઇજિપ્તમાંથી અને બીજો મેસોપોટેમિયામાંથી એમ બે હુમલા બ્રિટિશોએ કર્યા. તુર્કો બધી બાજુથી ઘેરાઈ ગયા. તેઓએ હથિયાર હેઠાં મૂક્યાં. ઈ. સ. ૧૯૧૮ના નવેમ્બરમાં મડ્રોસ ખાતે સંધિના કરાર ઉપર સહી થઈ.

બીજી બાજુ અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે ખાનગી કરાર થયા હતા. 'સાઇક્સ–પિકોટ કરાર'ના નામે ઓળખાતા આ કરાર દરેક બુદ્ધિશાળી આરબની જાણમાં ન હતા એમ નહિ. આ કરાર મુજબ અંગ્રેજો અને ફ્રેન્ચોએ આખા અરબસ્તાનની પોતાને માટે વહેંચણી

* ગયા અંકમાં આપેલા 'એશિયાઈ પરિષદનું મહત્ત્વ' એ લેખનો આગળનો આ હપતો અંગ્રેજી લેખોને આધારે તૈયાર કર્યો છે.

કરી લીધી હતી. આ અને આવા બધા ખાનગી કરારો બોલ્શેવિકોએ બહાર પાડ્યા અને બાલ્ફર સાહેબે જાહેરાત કરી અરબોના વતન પૅલેસ્ટાઇનમાં યહૂદીઓને પોતાનું વતન બનાવવા દેવાનું વચન આપ્યું. આથી આખું ઇસ્લામી જગત ખળભળી ઊઠ્યું. અધૂરામાં પૂરું બાકી હતું તે મેસોપોટેમિયાનો કબજો લીધો કે તરત જ બ્રિટિશ હિંદી લશ્કરની મદદથી તે પ્રદેશ ઉપર રાજ્ય ચલાવવાનું અંગ્રેજોએ ચાલુ કરી દીધું.

આથી જણાશે કે, અરબોની સ્વતંત્રતાનું વચન તે બીજું કંઈ નહિ પણ અરબસ્તાનનું ઇગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે વહેંચાણ. આરબો જો અંદરોઅંદર લડતા – ઝઘડતા ન હોત તો પશ્ચિમની એ પ્રજાઓ પોતાનાં વચનો આમ ઉથાપવાની હિંમત ન કરી શકત. અમીર હુસેનને અખંડ અરબસ્તાન ઉપર રાજ્ય કરવું હતું, તેનો દીકરો ફૈઝલ આ વસ્તુનો વિરોધ કરતો હતો, કારણ તેને દમાસ્કસના માલિક બનવું હતું.

આ વસ્તુનો જલદી કંઈ ઉકેલ ન આવે તો એક બાજુ કાયમી સૈન્ય રાખવાનું ખર્ચ ભારે પડે અને બીજી બાજુ અંગ્રેજો અને ફ્રેન્ચોને લડાઈઓ જાગે. ગત રાષ્ટ્રસંઘે એવો તોડ કાઢ્યો કે, તુર્કીના હાથ નીચેની પ્રજાઓની સ્વતંત્રતા સ્વીકારવી, પણ તેઓ જ્યાં સુધી પોતાના પગ ઉપર ઊભી રહી શકે એવી ન થાય ત્યાં સુધી તેમને બીજાઓના મૅન્ડેટ નીચે મૂકવી જોઈએ. વળી આ બાબતમાં આ પ્રજાઓની ઇચ્છાઓ જાણવા માટે કમિશન નીમવું જોઈએ. કમિશન તો એ પ્રદેશમાં પહોંચ્યું જ નહિ. ઇગ્લંડ અને ફ્રાન્સે પોતપોતાનાં મૅન્ડેટ ચાલુ કરી દીધાં. અરબસ્તાનના ભાગલા પાડી ઇરાક, પૅલેસ્ટાઇન અને ટ્રાન્સ-જોર્ડાનિયા બ્રિટિશ મૅન્ડેટ નીચે આવ્યાં; સીરિયા ફ્રેન્ચ મૅન્ડેટ નીચે આવ્યું; હેજાઝ ( Hedjaz )ના રાજા તરીકે હુસેનને સ્વીકારવામાં આવ્યો, અને તેનો પાટવી કુંવર તેના પછી તે પ્રદેશનો વારસ થાય એમ ઠરાવ્યું. હુસેનનો બીજો દીકરો બ્રિટિશ મૅન્ડેટ નીચે ઇરાક અને ટ્રાન્સજોર્ડનનો રાજા થાય એમ નક્કી કરવામાં આવ્યું; અને ત્રીજા દીકરા ફૈઝલને દમાસ્કસનો રાજા બનાવવામાં આવ્યો. આમ પેગંબર સાહેબના આખા કુટુંબને માન આપવામાં આવ્યું. આ સિવાય તુર્કી સુલતાનની બીજી પ્રજાઓએ લડાઈમાં મદદ કરી હતી, તેમની કંઈ જ કદર કરવામાં ન આવી. તુર્કીની દયા ઉપર આર્મિનિયનોને છોડવાનું પરિણામ એ આવ્યું કે તેમની નિર્દય રીતે કતલ કરવામાં આવી. ઇજિપ્તને બ્રિટિશ રક્ષણ નીચે મૂકવામાં આવ્યું.

પ્રેસિડેન્ટ વિલ્સનના ૧૪ મુદ્દાઓ તરીકે જાણીતા થયેલા મુદ્દાઓ પૈકીનો એક એ હતો કે: "તુર્કીના હાથ નીચેની પ્રજાઓની જિંદગીની સલામતી જાળવવામાં આવશે અને સ્વતંત્રપણે વિકાસ કરવાની શક્યતા તેમને માટે ઊભી કરવામાં આવશે." આ મુદ્દાની ભાવનાની વિરુદ્ધ જઈને અમેરિકાએ પણ અંગ્રેજો અને ફ્રેન્ચોએ જે ગોઠવણ કરી તેને પોતાની સંમતિ આપી.

આજે દુનિયાના પલટાતા નકશામાં આ પ્રદેશ હવે કેવું સ્વરૂપ લે છે તે જોવાનું છે.

## સીરિયા અને લૅબેનોન

સત્તાવન હજાર નવસો ચોરસ માઇલના આ પ્રદેશનો ખ્યાલ આવે તે માટે નીચેના આંકડાઓ ઠીક ઉપયોગી થઈ પડે એવા છે:

| | સીરિયા | લૅબેનોન |
|---|---|---|
| સરકારી શાળાઓ | ૪૦૫ | ૨૬૭ |
| મુસ્લિમ „ | — | ૧૪૯ |
| ખ્રિસ્તી „ | — | ૮૧૧ |
| ખાનગી „ | ૨૮૦ | ૨૬ |
| પરદેશી „ | ૧૬૬ | — |
| કુલ વિદ્યાર્થી સંખ્યા: | ૧,૪૨,૦૧૫ | ૧,૩૮,૩૧૮ |

કુલ વસતી પૈકી મુસલમાનો ૨૮,૯૩,૬૪૬; ખ્રિસ્તીઓ ૧૧,૮૯,૧૭૩; અને યહૂદીઓ ૩૫,૩૩૭ છે. એક ફ્રેન્ચ અને બીજી અમેરિકન એમ બે યુનિવર્સિટીઓ છે. આ બન્ને ખેતીપ્રધાન દેશોમાં ઘઉં, જવ, મકાઈ, કપાસ, દ્રાક્ષ, અંજીર વગેરેનો મુખ્ય પાક છે.

હવે તેની પરિસ્થિતિ સમજીએ. આગળ જોયું કે, આ પ્રદેશ ઉપર જે ફ્રેન્ચ મૅન્ડેટ ઠોકી બેસાડવામાં આવ્યું તે બાબત પ્રજામત ભારે વિરોધી હતો. આથી મૅન્ડેટનો અમલ કરવામાં નર્યા લશ્કરી બળનો ઉપયોગ ફ્રેન્ચોએ કર્યો. બ્રિટિશોની મદદથી ફૈઝલ દમાસ્કસનો રાજા બન્યો હતો, તેને દૂર કરવાનું પ્રથમ કાર્ય ફ્રેન્ચોએ હાથ પર લીધું. ભાગલા પાડવાની રાજનીતિથી કામ લેવાની શરૂઆત કરતાં એકબીજાને સંબંધ વગરના એવા પાંચ વિભાગો આ પ્રદેશના પાડવામાં આવ્યા: લૅબેનોન, લેટાકિયા, એલેક્ઝાન્ડ્રેટા, જેબેલ-ડ્રુઝ અને

દમાસ્કસ. બીજી બાજુ આરબો અને ખ્રિસ્તીઓને સરખી રીતે નહિ ગણતાં ખ્રિસ્તીઓ તરફ પક્ષપાતી વલણ અખત્યાર કરવામાં આવ્યું.

આ નીતિનું પરિણામ એ આવ્યું કે, છૂટક છૂટક બળવા ફાટી નીકળ્યા, જેને સહેલાઈથી દબાવી દેવામાં આવ્યા. પરંતુ ઈ. સ. ૧૯૨૫માં આ બળવાએ ગંભીર સ્વરૂપ પકડયું. તે વર્ષમાં ફ્રેન્ચોએ એક પરિષદ બોલાવી. દમાસ્કસની એ પરિષદમાં આમંત્રણથી બોલાવેલા દ્રુઝ આગેવાનોની ત્યાં જ ધરપકડ કરવામાં આવી. બળવો ફાટતાં જ દમાસ્કસ અને બીજાં ગામો ઉપર બોમ્બવર્ષા શરૂ કરવામાં આવી; કેટલાંય ગામડાંનો નાશ કરવામાં આવ્યો. પચાસ હજાર ફ્રેન્ચ સૈનિકોએ આ ઉત્પાત મચાવ્યો. આવા ફ્રેન્ચ વલણથી દુનિયાભરમાં ઊહાપોહ મચ્યો, જેને શાંત કરવાની જવાબદારી ફ્રેન્ચોને માથે સ્વાભાવિક રીતે જ હતી. હેનરી-ડી-જુવેનેલને સીરિયાના ગવર્નર તરીકે મોકલવામાં આવ્યો. મેન્ડેટને બદલે સીરિયા સાથે કાયમી સુલેહ કરવાની ફ્રેન્ચોની મુરાદ તેણે જાહેર કરી. લોકસભાની રચના કરવાનું વચન અપાયું. ઈ. સ. ૧૯૨૬માં આ જાહેરાત થયા પછી બે વર્ષે લોકસભા ચૂંટાઈ. તે લોકસભાએ જે કામ કર્યું તેનો ફ્રેન્ચોએ અસ્વીકાર કર્યો. ઈ. સ. ૧૯૩૩માં 'સિરિયન ચેમ્બર ઑફ ડેપ્યુટીઝ'ના ૫૩ સભાસદો ફ્રેન્ચોને અનુકૂળ એવા વિનીત વર્ગના હતા, જ્યારે ૨૭ સભાસદો રાષ્ટ્રીય પક્ષના હતા. આ તકનો લાભ લઈ આ ચેમ્બર સમક્ષ ફ્રેન્ચોએ સુલેહની વાત મૂકી. સુલેહની શરતોમાં આગળ જણાવ્યા તે પાંચ વિભાગો કાયમ રાખવાની અને આ પ્રદેશમાં લશ્કરી અને હવાઈ બળની જોગવાઈ ફ્રેન્ચો કરે એમ હતું. ગમે તેવા વિનીતો પણ આવી સુલેહ કબૂલ નહિ કરે એ વસ્તુ ફ્રેન્ચો સમજી ન શક્યા. તેમને અજાયબી થઈ કે, ચેમ્બરે ૪૬ મતથી આ દરખાસ્ત ફગાવી દીધી. એટલે નવો દાવ ફ્રેન્ચોએ ઊભો કર્યો. ઈ. સ. ૧૯૩૬માં ફ્રેન્ચોએ સુલેહ કરી. તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે, સીરિયા અને લેબેનોનને સ્વતંત્રતા બક્ષવામાં આવે અને બદલામાં બન્ને રાજ્યો ફ્રેન્ચો સાથે સુલેહસંધથી રહે, તેમની સાથે કરારો કરે અને ફ્રેન્ચ લશ્કર નિભાવે. આ સુલેહનો અમલ તરત થવાનો હતો, પણ ત્રણ વર્ષ બાદ એટલે ઈ. સ. ૧૯૩૯માં થાય એમ ઠરાવ્યું હતું. તેનો કેવો અમલ થાત તે તો કહી શકાય નહીં, પણ ઈ. સ. ૧૯૩૯માં મહાન વિગ્રહ ફાટી નીકળતાં એ સુલેહનો અમલ થયો જ નહીં.

વિગ્રહ પૂરો થતાં ઈ. સ. ૧૯૪૫માં સિરિયન ચેમ્બરે લશ્કરી હકૂમત પોતાને સોંપી દેવાનો નિર્ણય કર્યો; લેબેનોને પણ એવી જ નોંધ રવાના કરી. નેપોલિયની રાજ્યનાં સ્વપ્નો સેવનાર જનરલ-દ-ગોલેએ લશ્કર મોકલ્યું. સામેથી બન્ને પ્રદેશોમાં હડતાળ પડી અને બન્ને પ્રદેશોએ ફ્રેન્ચો સાથેના સંબંધો તોડી નાખ્યાની ભેગી ચાદી મોકલાવી. ફ્રેન્ચોએ ત્રાસનીતિ આરંભી; દમાસ્કસ ઉપર બોમ્બવર્ષા વરસાવી. પ્રેસિડેન્ટ ટ્રુમેનની સંમતિ લઈ ચર્ચિલ સાહેબ આગળ આવ્યા. તેમણે સીરિયામાં શાંતિ સ્થાપવા માટે બ્રિટિશ લશ્કર રવાના કર્યું. તોપમારો બંધ થયો. ચર્ચિલની "નોટ" આવતા અગાઉ આમ બન્યાનું ફ્રેન્ચોએ જાહેર કર્યું. પોતાની આબરૂ સાચવવાની આ તક ચર્ચિલે ફ્રેન્ચોના ભોગે લીધી. તેમણે ઈ. સ. ૧૯૪૫ના જૂનમાં પાર્લામેન્ટમાં જાહેર કર્યું કે, ફ્રાન્સ અને સીરિયાને સુલેહની જાહેરાત થતાં જ બ્રિટિશ લશ્કર પાછું ખેંચી લેવામાં આવશે. તે જ સાલના ડિસેમ્બર માસમાં ફ્રેન્ચોએ લશ્કરી હકૂમત સોંપી દીધી. ઍંગ્લો-ફ્રેન્ચ કરાર થયા તે મુજબ સીરિયામાંથી બ્રિટિશ અને ફ્રેન્ચ લશ્કર ખસેડી લેવાનું ઠરાવવામાં આવ્યું અને 'યુનેસ્કો' ઠરાવે તેટલી મુદત સુધી લેબેનોનમાં રાખવાં એમ નક્કી કરવામાં આવ્યું. લેબેનોનમાં તેલની કંપનીઓ ઊભી કરી અને ચલાવવાના પરવાના અમેરિકન કંપનીઓને આપવાના કરાર થયા. જે ખનિજો આ પ્રદેશોમાં છે તેને લીધે આ પ્રદેશની અગત્ય કરતાં, જે સ્થાન મધ્યપૂર્વમાં આ પ્રદેશ ધરાવે છે, તે સ્થાનને લીધે તેની અગત્ય ખૂબ જ વધારે છે.

### ઇબ્ન સાઉદનું અરબસ્તાન

આગળ જોયું તેમ પેગંબર સાહેબના કુટુંબીઓને આ પવિત્ર પ્રદેશમાં રાજગાદીએ બ્રિટિશોએ બેસાડ્યા. તેમના આ કાર્યથી સૌની સહાનુભૂતિ મળી રહેશે એવી બ્રિટિશોને આશા હતી, પણ છેવટે તે ખોટી ઠરી. બ્રિટિશોની આખી યોજના નેજ્દ (Nejd)ના રાજા ઇબ્ન સાઉદે કેવી રીતે ઊંધી વાળી તેની વિગતો હવે જોઈએ.

અઢારમી સદીમાં ઇસ્લામ ધર્મના પવિત્ર અનુયાયીઓમાંથી એક વર્ગ ઊભો થયો. આ વહાબીઓએ તુર્કી ખલિફાની સત્તા માનવાનો ઇન્કાર કર્યો અને

પવિત્ર કુરાનના કાયદામાં પોતાની માન્યતા હોવાનું જાહેર કર્યું. આ વહાબીઓએ આખું મધ્ય અરબસ્તાન જીતીને કબજે કર્યું. ઈ. સ. ૧૮૮૫માં વહાબી રાજાને નેજદની બહાર હાંકી કાઢવામાં આવ્યો. આ છેલ્લા રાજાનો નાનો પાંચ વર્ષનો દીકરો, જેની પાસે પાઈ પણ હતી નહિ, તે આગેવાની લઈ શકે એવો તૈયાર થયો. બાવીસ વર્ષની ઉમરે આ અબ્દુલ અઝીઝ ઇબ્ન સાઉદ નાના સૈન્ય સાથે ધસ્યો. અને નેજદની રાજધાનીનો કબજો લીધો. તુર્કોએ હુસેનને નાણાંની મદદ કરી ઇબ્ન સાઉદ સામે લડવા ઉશ્કેર્યો. આ સમયે બ્રિટિશો બેવડી રમત રમતા હતા, કારણ તેઓ સારી રીતે જાણતા હતા કે, આ રમતને અંતે તુર્કી સર્વોપરીપણું ફરજિયાત સ્વીકારવું પડવાનું હતું. આમ હુસેન અને વહાબીઓ વચ્ચે જીવનભરની દુશ્મનાવટ શરૂ થઈ.

હવે ઇબ્ન સાઉદે પોતાના અનુયાયીઓને વ્યવસ્થિત કરવાનું કામ શરૂ કર્યું. અરબસ્તાનના ઇતિહાસમાં પોતાનું કાયમનું નામ કરવાની તેની ઇચ્છા હતી. તેના અનુયાયીઓ પોતાના જ પ્રદેશમાં એક કૂવેથી બીજે કૂવે એમ ફરતા અને પાણીનાં પવિત્ર સ્થળો ઉપર હુમલો કરતા. વળી આ પવિત્ર પ્રદેશમાં આવતી વણજારો ઉપર તરાપ મારી લૂંટ ચલાવવાનું કામ પણ તેઓએ હાથ ધર્યું હતું. આ બધું બંધ કરવા ઇબ્ન સાઉદે લશ્કરી વ્યવસ્થા ઊભી કરી. પરિણામ એ આવ્યું કે આ પ્રદેશ વહાબીઓ માટે ખેતીવાડીનો અને ધાર્મિક ક્રિયાઓનો પવિત્ર પ્રદેશ બની રહ્યો.

ઈ. સ. ૧૯૧૪ના મહાન વિગ્રહ વખતે બ્રિટિશોએ માસિક પાંચ હજાર પાઉન્ડ ઇબ્ન સાઉદને આપવાના ઠરાવી, બદલામાં લડાઈમાંથી તટસ્થ રહેવાનું સ્વીકારાવ્યું હતું. એ તકનો લાભ પોતાની સત્તા વધારવામાં વહાબીઓના ભોગે મક્કાના શરીફ નહિ લે, એવી બ્રિટિશોએ ખાતરી પણ આપી હતી. આમ છતાં ઈ. સ. ૧૯૧૮માં હુસેને કરારનો ભંગ કરી વહાબી પ્રદેશ ખુરમા ઉપર ચઢાઈ કરી. સામું વેર ન લેશો એવી બ્રિટિશો તરફથી ચેનવણી મળેલી છતાં ઇબ્ન સાઉદે ખુરમા પાછું જીતી લીધું. વળી હુસેનના દીકરા અબ્દુલ્લાની ધરપકડ કરવા સુધી પણ તે સફળ થયો, જોકે હાથમાં આવેલો અબ્દુલ્લા સિફતથી સફળતાપૂર્વક છટકી ગયો હતો. ઈ. સ. ૧૯૨૧માં ઇબ્ન સાઉદે બીજી ચઢાઈ કરી પોતાની સરહદ ઇરાક સુધી વધારી. દરમિયાન એ જાણવું જરૂરી થઈ પડશે કે, ઈ. સ. ૧૯૧૮થી બ્રિટિશો ઇબ્ન સાઉદ સાથે લડાઈની સ્થિતિમાં જ હતા. હવે બ્રિટિશોએ સમજૂત પર આવવાનું વિચાર્યું; પરંતુ હુસેનની મદદથી પોતાની શાહીવાદી તરકીબો અજમાવવાની બ્રિટિશોની મુરાદ હોવાથી સમજૂત કરવાની તેમની મુરાદ બર ના આવી. હુસેનનો રાજઅમલ બધી જ રીતે બગડી ગયો હતો: પ્રજા બધી રીતે ત્રાસી ગઈ હતી. આ ત્રાસમાંથી પ્રજા છૂટશે એવો દિવસ દૂર દૂર પણ દેખાતો ન હતો કારણ હુસેનને બ્રિટિશોની છત્રછાયા હતી.

ઈ. સ. ૧૯૨૪માં કમાલ આતાતુર્કે ખિલાફતનો અંત આણ્યો એટલે હુસેને પોતે પોતાને ખલીફ તરીકે જાહેર કર્યો. બીજે જ વર્ષે થયેલી લડાઈમાં ઇબ્ન સાઉદે હુસેનના સૈન્યને રાતા સમુદ્ર સુધી હાંકી કાઢ્યું, અને એક વિજેતા તરીકે નહિ પણ એક ભાવિક યાત્રી તરીકે તેણે મક્કામાં પ્રવેશ કર્યો. સિત્તેર વર્ષની ઉંમરે પહોંચેલો હુસેન ભાગ્યો. હેજાઝ અને નેજદ બંને ભેગાં થયાં અને એક હકૂમત નીચે આવ્યાં. આમ છતાં ઇબ્ન સાઉદ અરબસ્તાનનો પૂરો માલિક હજુ થઈ શક્યો નહતો. તેનો વંશપરંપરાગત દુશ્મન અબ્દુલ્લા ટ્રાન્સજોર્ડાનિયામાં હતો અને બીજો ફૈઝલ ઇરાકમાં હતો. બંનેને બ્રિટિશોનો ટેકો હતો. ઈ. સ. ૧૯૨૪માં ઇરાક અને ટ્રાન્સજોર્ડન વચ્ચેનો પટ્ટીપ્રદેશ ઇબ્ન સાઉદે કબજે કર્યો હતો; પરંતુ બ્રિટિશોએ હવાઈ બળનો ઉપયોગ કરી તે પ્રદેશ તેને પચવા ન દીધો. આ નવા બળ (હવાઈ દળ) સામે ઇબ્ન સાઉદનું કંઈ ચાલ્યું નહિ, અને તેથી અબ્દુલ્લા, ફૈઝલ, અને બ્રિટિશો સાથે ફરજિયાત સુલેહ તેને સ્વીકારવી પડી. ઈ. સ. ૧૯૨૭માં જેદ્દા ખાતે આ સુલેહના કરાર થયા. ઈ. સ. ૧૯૩૨માં હેજાઝ અને નેજદનું જોડાણ કરી અરબસ્તાનના નામે તેની જાહેરાત કરવામાં આવી, અને ઇબ્ન સાઉદનો તે પ્રદેશના રાજા તરીકે સ્વીકાર કરવામાં આવ્યો.

મુસ્લિમ જગતમાં ઇબ્ન સાઉદ આજે એક લોખંડી વ્યક્તિ સમો છે. અરબસ્તાનને સકંજામાં રાખવાની બ્રિટિશોની નેમ તેણે ધૂળમાં મેળવી એટલું જ નહિ પણ આ પ્રદેશના ઇતિહાસમાં આજ સુધી જોવા નથી મળી એવી એક મજબૂત સરકાર પણ તે આ પ્રદેશ માટે ઊભી કરી શક્યો. તેના અમલ દરમિયાન

અરબસ્તાનમાં સારી એવી રાષ્ટ્રીય જાગૃતિ આવી છે. ગરીબ અને પછાત પ્રદેશ હોવા છતાં અરબસ્તાનની એકતા એણે ટકાવી છે; લશ્કરને તેણે આધુનિક ઢબે તૈયાર કર્યું છે; અને રણના મોટા રસ્તાઓમાં મોટરોનો વાહનવ્યવહાર ચાલુ કર્યો છે. આ બધું છતાં યમનના ઇમામનો તેને ભય રહેતો હતો, કારણ કે આ ઇમામને ઇટાલીનો ટેકો હતો. ઈ. સ. ૧૯૩૪માં આ ઇમામને ઇબ્ન સાઉદે હરાવ્યો, અને પોતાના માર્ગમાંનું છેલ્લું વિઘ્ન તેણે દૂર કર્યું. તે જ સાલમાં પ્રદેશના બે મુખ્ય પક્ષોએ સલાહ કરી અને જાહેર કર્યું કે, તેઓ એક પ્રજા છે અને એકબીજાનું હિત તે પોતાનું હિત સમજે છે. દેશનો મોભો અને સ્વતંત્રતા જાળવી રાખવા માટે સૌ સરખો પ્રયત્ન કરશે. અને અરબસ્તાનના દ્વીપકલ્પ ઉપરના કોઈ પણ આક્રમણનો સંયુક્ત સામનો કરવામાં આવશે.

બીજા મહાન વિગ્રહ દરમિયાન અરબસ્તાન તટસ્થ રહ્યું, ત્યારથી ક્ષિતિજમાં ભય ઊભો થયેલો દેખાય છે. અરબસ્તાનમાં ખનિજ તેલ સારા પ્રમાણમાં મળી આવે એમ છે. અમેરિકન સરકાર અને સ્ટૅન્ડર્ડ ઑઇલ કંપનીને દહરાનના અખાતથી ભૂમધ્ય સમુદ્ર સુધી તેલની પાઈપ નાખવાના પરવાના મળી ચૂક્યા છે. આ નવા રાક્ષસ સામે ઇબ્ન સાઉદ ઊંચું માથું ટકાવી રાખી શકશે? જોકે એટલું યાદ રાખવું જરૂરી થઈ પડશે કે, મધ્યપૂર્વમાં રોકાયેલી આ અમેરિકન મૂડીથી રશિયાને કંઈ જેવો તેવો અસંતોષ નથી.

[ચાલુ] **શાન્તિલાલ ગાંધી**

# માસિક વિવેચન

## અખંડ કે ખંડિત?

સ્વતંત્ર હિંદ અખંડિત કે ખંડિત રૂપે જન્મે છે, એ સવાલ હવે ઊકેલ ઉપર આવતાં કટોકટી-ભર્યો બન્યો છે. થોડાંક અઠવાડિયાંમાં તેના ફેંસલાનાં ચિહ્ન દેખાઈ શકશે. સવાલ ટૂંકોટચ છે: અખંડ હિંદ જ સાચી વાત છે. પરંતુ મુસ્લિમ લીગ જો જક જ પકડે તો શું થાય? "કજિયાનું કાળું મોં"—એમ ડહાપણની જૂની કહેવત છે. પરંતુ તેથીય સુખશાંતિ છે ખરી કે? જગતને—કહો કે સંયુક્ત રાષ્ટ્રમંડળને માટે, બે (કે વધુ પણ) હિંદી ટુકડારાજ્યો રચાવાની દહેશત, એ વસ્તુ એક નવી યુદ્ધ-ચિનગારી નથી બનતી? વિશ્વની શાંતિ માટે પણ અખંડ હિંદ જ સાચી વાત છે. હિંદમાં વસતી બધી કોમો, બધા ધર્મો, અને બધાં હિત માટે પણ એ જ સત્ય છે. પરંતુ માનવી જગતમાં સત્ય એની પાર્થિવ રાહરીતિથી આકાર પકડે છે અને આગળ વધે છે. હિંદની આવી અખંડિતાનું સત્ય જપતાં, ભારતભાગ્યવિધાતા આપણને શાનાં દર્શન કરાવે છે, તે જોવા હવે સૌ આતુર છે. હિંદે સ્વતંત્ર થઈ જવું જ જોઈએ એ મોટો સવાલ કોઈ રીતે ઢીલમાં ન પડી શકે, એ મૂળ મુદ્દો છે. અને સ્વાતંત્ર્યનું મૂલ્ય સદા સાવચેતી છે, એ સૂત્ર પણ યાદ રાખવું જોઈએ.

## શાંતિ કે યુદ્ધ?

થોડા દિવસ ઉપર એક અંગ્રેજી છાપામાં સફળ કટાક્ષચિત્ર જોયું: પૃથ્વીનો ગોળો છે; તેને નવેસર ઘડવાને માટે,—કે ગયા યુદ્ધથી તેમાં જે ભાંગફોડ થઈ તેની મરામત કરવાને માટે,—ગોરી દુનિયાના ચાર કડિયા-કારીગરો કામે વળગેલા છે. આ ચાર જણ તે કોણ કોણ, એ કહેવાની જરૂર છે? રશિયા, બ્રિટન, અમેરિકા, અને ફ્રાન્સના ચાર પરદેશ-પ્રધાનો—"જગતની મહાન . . . ચોકડી." તેમની કોદના બારણા આગળ ગોરાઓનો યુદ્ધદેવ માર્સ બખતર ટોપ પહેરીને ઊભો છે અને કહે છે, 'હું જરા પાસેના પીઠા-પર જાઉં છું; ચિંતા ન કરતા; હાંક મારી કે મદદે આવ્યો જ જાણજો.'

યુરોપમાં પાછી શાંતિ સ્થાપવાને નામે જે પ્રયત્નો અથવા પાસાદાવો ખેલાઈ રહ્યા છે, તેનું વર્ણન આ નાનકડા કટાક્ષચિત્રથી જેવું સચોટ મળે છે તેવું ભાગ્યે બીજાથી મળી શકે. આ બાબત એટલી તો ઉઘાડી છે કે, એ પાસાદાવ ખેલનાર જગતના વિચક્ષણ પુરુષો શું એ નહિ સમજતા હોય?—એવી શંકા જાય છે. એ ન સમજે એમ તો હોય જ નહિ. તો શું તેઓ શાંતિને નામે નવું યુદ્ધ ખેલવાનો દંભ ખેલે છે એમ માનવું? એમ પણ ન માની શકાય. યુદ્ધના કારમા-

પણાનો અનુભવ ગોરા જગતને એવો તો જબરો છે કે, આવો દંભ તો ટકી જ ન શકે. એટલે પછી એમ જ માનવાનું રહે છે કે, ગોરા મુત્સદ્દીઓ મથે છે તો શાંતિ સ્થાપવાને માટે, પરંતુ તેથી થઈ રહે છે અવળું જ ! જૂના રાગદ્વેષો અને લોભલાલચો તથા મનમાં પડેલી એકમેક સામેની ઊંડી આંટીઓને તેઓ મૂકી દઈ શકતા નથી. એમનો ભૂતકાળ — એમણે અગાઉ કરેલાં કર્મોનો પાક — લણ્યા વગર એમને છૂટકો નથી. અધ્યાત્મક્ષેત્રમાં કહે છે કે, સાચું જ્ઞાન થાય તો જ કર્મોનો (જન્મોજન્મનો પણ) કાટરો બળી જઈ શકે છે. આ વસ્તુ અહીં પણ સાચી છે: યુરોપનો જો હૃદયપલટો થાય — એટલે કે, જે શોષક જીવનપદ્ધતિ, અર્થશાસ્ત્ર, યંત્રોદ્યોગવાદ, વૈજ્ઞાનિક યુદ્ધ અને તેનાં શસ્ત્રાસ્ત્ર સરંજામ, સામ્રાજ્યવાદ અને વેપારધંધાની નીતિને લઈને યુરોપ (પેલા કટાક્ષ-ચિત્રના) પાંચમા માણસ — માર્સના હવાલે પડ્યું છે, તેમાં જો ધરમૂળથી ફેરફાર કરવાનું તે સમજે, તો જ તે બચી શકે. પરંતુ એવું તો કાંઈ બને એમ લાગતું નથી. લશ્કરોને હજી ઘેર જવા છોડવામાં નથી આવતાં. નવાં નવાં શસ્ત્રાસ્ત્રો ધમધોકાર શોધાયે જાય છે. લશ્કરી વડાઓ કહે છે કે, શાંતિ માટે જરૂર મથો, પણ દારૂગોળો હવાઈ જવા ન દેતા ! ત્રીજી મેનો રૉઇટરનો લંડનથી તાર છે કે, અણુશક્તિનો ઉપયોગ યુદ્ધની મનવારો ચલાવવામાં થશે, જેથી થોડી થોડી વારે, આજની તેની રચનાને લઈને, પેટ્રોલ લેવાની જે ગરજ તેને રહે છે તે મટી જશે. (અને એવી બીજી નૌકાસૈન્ય સજવાની શોધો પણ તે તારમાં વર્ણવેલી છે.) તે જ તારીખનો રૉઇટરનો ન્યૂ યૉર્કથી તાર છે કે, નવા પ્રકારની ૧૫ મનવારો બનાવવા અમેરિકાના નૌકા-સૈન્ય-ખાતાએ કૉંગ્રેસ પાસે પા કરોડ ડૉલર માગ્યા છે. એટલે, આમ જે બધું ચાલે છે તે ઉપરથી લાગે છે તો એમ કે, એક બાજુ સંધિની વાટાઘાટો ચાલે છે તેમાં ધાર્યા પ્રમાણે ઉકેલ થતા નથી — બલ્કે કોકડું ગૂંચવાયે જાય છે; તેના પ્રત્યાઘાતરૂપે જાણે, તેઓ લડવાને માટે સજ્જ રહેવું જોઈએ, એમ બીજી બાજુએ માને છે અને તેથી તેનીય તૈયારી ચાલે છે, કે જેથી કોઈ કોઈની પર ઊંઘમાં કે ઓચિંતો છાપો ન મારી શકે. સાચે જ હિંસાબળથી દુનિયાના પટેલિયા થઈ બેઠેલા પેલા ચાર દેશોનો પાંચમો અને તેમનાં બારણાં પર ઊભેલો મહેમાન અને સાગરીત યુદ્ધદેવ છે, શાંતિદેવી નથી. અલબત, આ મહેમાનને યુરોપ કાંઈ નવું ઘર નથી: ઘરનાં બધાં માણસને એ ઓળખે છે. નવું નવું લાગે એવું હોય તો શાંતિદેવીને માટે કદાચ સંભવે. છતાં તે યુરોપમાં અત્યારે આવી જ છે તો તેની મહેમાનગીરી કરવા ગોરાઓ તૈયાર છે? કે પાકે બેઠેલા જાકરા માર્સને તે ઓસાવે છે? કે ઘેરેઘેર વસવા ચાહતી અને દિલનાં ધાવણ દેવા માગતી શાંતિદેવીને સાંભળે છે! — આ સવાલ આજે ગોરી દુનિયા સામે છે. અને તેથી આખી દુનિયા સામે છે, એમ જ કહેવાય.

**રાષ્ટ્રના રોગનું મૂળનિદાન**

બંધારણ-સભાએ પ્રજાના મૂળભૂત હકોમાં અસ્પૃશ્યતાનિવારણને મૂકી છે. તે ઉપરથી એક વિલાયતી છાપાવાળાએ ગાંધીજીને લેખી પ્રશ્ન પૂછ્યો તે અને તેનો એમણે લખી આપેલો ઉત્તર છાપાંમાંથી નીચે ઉતાર્યો છે:—

> "પ્રશ્ન — અસ્પૃશ્યતાના નિવારણ બાબત બંધારણ-સભાએ હિંદના ભાવી બંધારણમાં કલમ મૂકી એ જ એક મોટો સુધારો સૂચવે છે?
>
> "જવાબ — ના. કલમ કશો મોટો સુધારો નથી. એ તો એક એ હકીકતની નોંધરૂપ છે કે, હિંદુ સમાજમાં એક જબરો ક્રાંતિકારી સુધારો થયો છે. હું કબૂલ કરું છું કે, અસ્પૃશ્યતા હજી જડમૂળમાંથી ઉખાડી કાઢવામાં નથી આવી. બ્રિટિશ ગુલામીની માફી અસરોની માફક, અસ્પૃશ્યતાની અસરો કાંઈ આંખના પલકારામાં જાય એમ નથી; અને અસ્પૃશ્યતા તો પેલા ગુલામી સંબંધ કરતાં જૂની વસ્તુ રહી. એટલે, હિંદમાં આવનાર કોઈ પરદેશી એમ કહી શકે કે કોઈ રૂપમાં હિંદમાં અસ્પૃશ્યતા નથી, — એ બનતાં તો હજી કેટલાક વરસો કદાચ લાગે."

આ ટૂંકો જવાબ આજની સ્થિતિમાં એક વ્યાપક-સૂચકતાવાળી સૂત્ર પેઠે મનન કરવા જેવો છે. અસ્પૃશ્યતા પેઠે જ અંગ્રેજી રાજ્યે આપણી ધરતીમાં અને ઊંડાં મૂળ નાંખ્યાં છે. આ બેઉ વસ્તુઓ બંગાળનાં પુકુરોના પેલા વેલા જેવી વિષ-વેલીઓ છે: હિંદના જીવનને જકડે છે અને ઝેરી બનાવે છે. આપણા રાષ્ટ્રીય રોગોનું એક મોટું નિદાન આ છે, અને એ ભૂમિકા ભૂલવી ન જોઈએ.

**સ્વરાજ નવાં દુઃખ લાવે છે!**

એક અંગ્રેજી છાપામાં સ્વરાજ સામે કેટલીક ફરિયાદો વાંચવામાં આવી. આજકાલ આ ફરિયાદનો તો પાર

નથી; પરંતુ તેમનો પ્રકાર પણ જોવા જેવો હોય છે. જે નમૂનાની વાત કરવી છે તે મહાબળેશ્વરની ટેકરી પર અત્યારે વિહરતા ધનિકોની છે. તે કહે છે, અમને દારૂ મળતો નથી; અરે, 'છાંટાપાણી' જેટલોય ભાગ ન આવે, એવી કંગાલ વહેંચણી કરવામાં આવે છે! અને બીજી ફરિયાદ છે કે, સરકારે પ્રજાને ખર્ચે ત્યાં આ વખતે દાક્તર નથી રાખ્યો! એક ભાઈ મહાબળેશ્વરનો રસ્તો બરાબર નથી એવી ફરિયાદ કરે છે.

સ્વરાજ સરકારના ધર્મો અને પરરાજ સરકારના ધર્મોમાં જે મોટો ભેદ છે તે જ આ ભલા ભાઈઓને હજી ખ્યાલમાં નથી આવ્યો. નહિ તો, ગરીબ હિંદનાં ગામડાં, કે જ્યાં લોકો સાથે રોગ પણ ઘર કરીને રહે છે, ત્યાં દવા-દાક્તર તો શું, સ્વચ્છતાની મામૂલી સવડ અને સેવાની પણ જોગવાઈ કરી નથી, એ એમને ન ખબર હોય? દાક્તર રાખવા માટે આ ધનિકોને કોઈએ ના તો નથી પાડી.

સાચે જ સ્વરાજથી અવનવાં દુઃખો નીપજવા લાગ્યાં છે!

## બે ઠરાવો

હમણાં બે મહત્ત્વનાં સંમેલનો થયાં, તેમણે રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીના પ્રચાર બાબતમાં, જે ઠરાવો કર્યા છે તે આ કામને મદદ અને વેગ આપે એવા ગણાય. બંને લિપિમાં આ ભાષાનો પ્રચાર કરવો જોઈએ, એ પણ હવે ચર્ચાની વસ્તુ નથી, પણ ગુજરાત તેને પોતાના પ્રચારકાર્યની નીતિ તરીકે સ્વીકારે છે. આશા રાખીએ કે તેની નોંધ લઈ સરકાર પોતાની શિક્ષણનીતિને ગોઠવશે.

પહેલો ઠરાવ નડિયાદમાં મળેલા ગુ૦ પ્રાથમિક કેળવણી સંમેલનનો આ પ્રમાણે છે :—

> "રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીને બંને લિપિમાં પ્રાથમિક શિક્ષણના પાંચથી સાત ધોરણમાં સ્થાન આપવામાં આવે એ હવે સર્વમાન્ય થયેલી વસ્તુ છે. આ સંમેલન સરકારને ભલામણ કરે છે કે, તેનો અમલ હવે શાળાઓમાં એ ત્રણ વર્ગોમાં ફરજિયાત થવો જોઈએ"

બીજો ઠરાવ નડિયાદમાં ત્યાર બાદ મળેલા, આખા ગુજરાતના બધા કાર્યકર્તાઓની પરિષદે પસાર કર્યો છે. આ ઠરાવ એ રીતે વધારે મહત્ત્વનો અને નોંધપાત્ર ગણાય. તે માત્ર શિક્ષણ અંગે જ નહિ, પરંતુ સ્વરાજની વ્યાપક દૃષ્ટિએ વિચાર કરીને, આ રચનાકાર્યને માટે લોકોને અને કાર્યકર્તાઓને સંબોધે છે. તે નીચે મુજબ છે :—

> "સ્વરાજ આવવાની સાથે દેશનો અને પ્રાંત પ્રાંત વચ્ચેનો અનેક જાતનો વહેવાર રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીમાં થશે. એટલે પણ તેના પ્રચારમાં હવે પ્રજાએ જોરશોર લાગવું જોઈએ. આ પ્રચાર માટે હિંદુસ્તાની પ્રચાર સભા સ્થાપી ગાંધીજીએ દેશને જે દોરવણી આપી છે, તેને આ સભા માને છે, અને ગુજરાતમાં તે દૃષ્ટિએ ગુજરાત વિદ્યાપીઠ કામ કરે છે તેની નોંધ લે છે. એ કામમાં તેને બધા કાર્યકર્તાઓ સાથ દે, એમ તેમને આ સંમેલન સૂચવે છે અને સરકારને ભલામણ કરે છે કે, પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં બંને લિપિમાં હિંદુસ્તાનીનું શિક્ષણ દાખલ કરવામાં આવે"

## અંગ્રેજીને પાછળ કરો

સ્વરાજમાં કેળવણીની અંદર મોટા ફેરફાર થવા જ જોઈએ, એ દીવા જેવી વાત છે. એવા જરૂરી ફેરફારોમાં અંગ્રેજીના શિક્ષણનું યોગ્ય સ્થાન વિચારી લઈ તે ભાષાને યોગ્ય મર્યાદામાં રાખવી એ મોટી વાત છે. અંગ્રેજી રાજ્યે પરરાજ્યની ખરાબીનાં જે ઊંડાં મૂળ નાંખ્યાં છે તેમાં અંગ્રેજી ભાષાનું માથાભારે સ્થાન, માધ્યમ તરીકે તેનો દુરુપયોગ, વગેરે કેટલીક બાબતો ગણાવી શકાય. એમાંથી એક બાબત તરફ લોકમત સાફ થતો જાય છે તે એ કે, આ પરભાષા ભણાવવાનું વધારેપડતું વહેલું શરૂ કરવામાં આવે છે; એ તો હવે વહેલી તકે સુધારવું જોઈએ. તે વગર પાયાના શિક્ષણમાં બીજા કોઈ સુધારાને તે પેસવા નહિ દે. આથી જ કેટલીક પ્રાંતિક સરકારોએ એ સુધારો હાથ પર લીધો છે; આશા રાખીએ કે મુંબઈ પ્રાંત તેમાં પાછો નહિ પડે. તેને સૂચનારૂપે નીચેના ઠરાવો ધ્યાનપાત્ર લેખાય.

શિક્ષણમાં ભાષાઓના સ્થાન વિષે હવે ધરમૂળથી વિચાર કરવાનો સમય આવતો જાય છે. માત્ર શરૂના શિક્ષણમાં જ નહિ, યુનિવર્સિટી સુધીનામાં પણ. તે લાંબી દૃષ્ટિએ નીચેના ઠરાવ નથી; પરંતુ તે વ્યાપક વિચારનો પ્રારંભ પાયાથી કરવો જોઈએ, એ આ બે ઠરાવો સાફ જણાવે છે. પહેલો ઠરાવ નડિયાદના પ્રા૦ કેળવણી સંમેલનનો છે અને બીજો ઠરાવ અમદાવાદની હાઈસ્કૂલોના હેડમાસ્તરોના મંડળનો છે :—

૧

"આ (પ્રાથમિક કેળવણીનું) સંમેલન શૈક્ષણિક અને વ્યાવહારિક દૃષ્ટિએ અભિપ્રાય ધરાવે છે કે, જ્યાં સુધી બાળકનું માતૃભાષાનું જ્ઞાન સુદૃઢ ન થાય ત્યાં સુધી પોતાની માતૃભાષાથી તદ્દન વિભિન્ન એવી કોઈ પણ વિદેશી ભાષાની તેને જે તાલીમ આપવામાં આવે તો તેથી તેને માનસિક, શારીરિક કે બીજી અનેક રીતે હાનિ થાય છે. અંગ્રેજીની તાલીમ આવી હાલતમાં પરિણમેલી છે, એ એક સિદ્ધ હકીકત છે આ સંમેલન સરકારને આગ્રહ કરે છે કે, હાલ જે કક્ષાથી વિદ્યાર્થીને અંગ્રેજીની તાલીમ અપાય છે તે — એટલે પાંચમી શ્રેણીથી — તેને તરત જ બંધ કરી પ્રાથમિક ઉપલાં ત્રણ અને માધ્યમિક નીચલાં ત્રણ ધોરણોમાંથી અંગ્રેજીને અભ્યાસક્રમમાંથી બાદ કરવું અને જે શાળાઓ અભ્યાસક્રમેતર પ્રવૃત્તિ તરીકે તેનો અભ્યાસ કરાવવો ચાલુ રાખે તેની માન્યતા ખેંચી લેવી"

૨

[ હેડમાસ્તરોનો ઠરાવ ]

"દેશમાં જે મોટા સામાજિક અને રાજકીય ફેરફારો થઈ રહ્યા છે તેની અસર કેળવણી ઉપર અનિવાર્ય રીતે થતી હોવાથી, ભાષા પરત્વે આ સંઘ એવી માન્યતા ધરાવે છે કે, અંગ્રેજીની ઉપયોગિતા ક્રમે ક્રમે ઓછી થશે અને પ્રાન્તીય ભાષાઓ પોતાના યોગ્ય સ્થાનને પ્રાપ્ત કરી શકશે. તેથી અંગ્રેજી અંગે નવેસરથી વિચારણા કરવાને તબક્કે આપણે આવી પહોંચ્યા હોઈ, સંઘ નીચે મુજબ પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે છે:

"એક આન્તરરાષ્ટ્રીય અને સંસ્કૃત ભાષા તરીકે અંગ્રેજીનું મહત્ત્વ આ સંઘ સ્વીકારે છે એટલું જ નહિ, પણ ઐતિહાસિક દૃષ્ટિએ બીજી કોઈ પણ વિદેશી ભાષા કરતાં અંગ્રેજીની આપણા પ્રજાજીવન ઉપર ઘણી વ્યાપક અસર થયેલી હોઈ, અંગ્રેજીએ આપણા દેશમાં સારું એવું સ્થાન પ્રાપ્ત કરેલું છે. જગતના સંપર્કમાં રહેવા માટે આપણી પ્રજાએ કોઈ પણ એક મોટી યુરોપીય ભાષા તો શીખવી જ રહી અને એથી સ્વાભાવિક રીતે જ એ સ્થાન અંગ્રેજીને મળે છે, અને તેથી આપણા અભ્યાસક્રમમાં એનું એક મહત્ત્વની ભાષા તરીકે સ્થાન રહે, તેને આ સંઘ ઇષ્ટ લેખે છે એ સ્થાન, વિદ્યાર્થીના વિકાસમાં કોઈ રીતે એ ભાષા બાધારૂપ ન નીવડે, એવી શૈક્ષણિક દૃષ્ટિથી નક્કી થવું જોઈએ

"સ્વભાષાનો પાયો સુદૃઢ બનતાં અન્ય ભાષા શીખવામાં વધુ સુગમતા થાય એ શિક્ષણનો એક સામાન્ય સિદ્ધાન્ત છે. એથી સ્વભાષા અને અંગ્રેજીના હિતમાં એ ઇષ્ટ છે કે, વિદ્યાર્થીની લગભગ પૂરાં ૧૩ વરસની ઉંમર સુધીમાં તેની સ્વભાષાથી તદ્દન વિભિન્ન એવી કોઈ પરદેશી ભાષા શીખવામાં તેની શક્તિનો વ્યય ન થાય એથી આ સંઘ ભલામણ કરે છે કે, પ્રાથમિક શાળામાં અને માધ્યમિક શાળાનાં પ્રથમ ત્રણ ધોરણમાં અંગ્રેજી ન હોવું જોઈએ વિશેષમાં આ સંઘ એવો મત ધરાવે છે કે, મેટ્રિક થનાર વિદ્યાર્થીનો અંગ્રેજીનો અભ્યાસક્રમ એની વ્યવહારુ ઉપયોગિતાની દૃષ્ટિએ નવેસરથી નક્કી થવો જોઈએ."

## સ્ત્રી કાર્યકર્તા માટે તાલીમ

જ્યોતિસંઘ, અમદાવાદનાં મંત્રીએ નીચેની ખબર જાહેર કરવા મોકલી છે:—

"આ સંસ્થા પાસે અવારનવાર બહારગામથી તૈયાર સ્ત્રી-કાર્યકર્તાઓની માગ ચાલુ જ રહી છે. આ માગને પહોંચી વળવા, જ્યોતિસંઘે આ વર્ષે તાલુકા અને કસબાઓ માટે સારા કાર્યકર્તાઓ તૈયાર કરવા એક છાત્રાલય જૂન માસથી શરૂ કરવાનું નક્કી કર્યું છે. મર્યાદિત સંખ્યા લેવાની હોઈ વહેલી તકે નામ નોંધાવવા વિનંતિ છે. વધુ વિગત સંસ્થામાંથી રૂબરૂ અગર પત્ર લખ્યે મળી રહેશે."

## બાળશિક્ષણ માટે તાલીમ

શારદામંદિર, એલિસબ્રિજ, અમદાવાદના વ્યવસ્થાપક નીચેની જાહેરાત લખી જણાવે છે:—

"બાલમંદિર માટે શિક્ષકોને એક વર્ષની સૈદ્ધાન્તિક અને વ્યવહારુ તાલીમ આપવાના ઉદ્દેશથી શારદામંદિર (અમદાવાદ)માં ગયા વર્ષથી બાલ અધ્યાપન મંદિર શરૂ થયું છે.

"તો જે ભાઈબહેનોને બાલકેળવણીના સિદ્ધાન્તોના સંસ્કાર મેળવવા ઇચ્છા હોય, અને શિક્ષક તરીકેની તાલીમ લેવી હોય, તેમણે (તેમને લખીને તે બાબતની) માહિતી તુરત મંગાવવી"

## અંગહીન પ્રાથમિક શિક્ષણ અંગે

અપંગ બાળકોની કેળવણીના રસિયા એક શિક્ષક ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અંગે નીચેની કેટલીક બાબતો તરફ ધ્યાન ખેંચે છે. એ બધી મુદ્દાની છે એમાં શંકા નથી. એ તરફ શિક્ષકોએ અને શિક્ષણતંત્રના સંચાલકોએ તથા સરકારે ધ્યાન દેવું જોઈએ. પરંતુ અત્યારે તો સૌ કોઈ બધાં છોકરાં અને પ્રૌઢ

પણ જેમ તેમ કરીને કેવળ વાંચનાં લખનાં થઈ જાય એ તરફ જ વિશેષ ધ્યાન આપતા હોય એમ લાગે છે. અંગ્રેજી રાજ્યકાળમાં અભણનાના ટકા વધ્યે ગયા, તેમાંથી સહેજે જન્મેલી એ વૃત્તિ કદાચ હશે. પરંતુ ગુણ પહેલાં કદ અને જથ્થા તરફ દોડતી આ વૃત્તિ સારી નથી. સ્વરાજ્ય-સૂર્ય ઊગતાંની સાથે ઝાકળની પેઠે એ ઊડી જશે, અને રાષ્ટ્રના સાચા અને સંગીન શિક્ષણના પ્રશ્નો ઝટપટ ઉકેલ માગતા સામે ખડા થશે. તે કાળની આગાહીરૂપે આ નીચેની છૂટક વાતો, કાંઈ નહિ તો, શિક્ષકો અને માબાપોને કાને તો પહોંચાડવા જેવી ગણી નીચે ઉતારી છે :—

"પ્રાથમિક શિક્ષણ ફરજિયાત થતાં જ કેટલાક વિચારવા યોગ્ય મુદ્દાઓ ઊભા થશે પ્રાથમિક શિક્ષણ ફરજિયાત થાય એનો અર્થ વિદ્યાર્થીની શાળામાં 'હાજરી' એટલો જ થતો હોય, તો તો જુદી વાત થઈ. પણ વિદ્યાર્થીમાત્રને શિક્ષણ લેવાનું જ હોય અને તે આપવાની જવાબદારી લેવાની જ હોય, તો તેને અનુલક્ષીને નીચેના મુદ્દા વિચારવા રહ્યા :–

"૧. પ્રાથમિક શાળામાં શિક્ષણ લેનારની શારીરિક અને માનસિક લાયકાત.

"૨. જેમની લાયકાત ઓછી પડે તેમને માટે ખાસ શિક્ષણની વ્યવસ્થા.

"૩. શિક્ષક.

"વિદ્યાર્થીની શારીરિક લાયકાત માટે દાક્તરી તપાસ કરાવવામાં આવે છે ખરી. પણ તે તો માત્ર એક વિધિ હોય એમ જ લાગે શરીર તપાસનારા દાક્તરોએ કોઈ શિક્ષણસંસ્થા સાથે વરસો સુધી કામ પાડેલું હોતું નથી વળી શિક્ષણની દૃષ્ટિએ એ તપાસ થતી નથી. એ જાતની તપાસનો ઘણા દાક્તરોને ખ્યાલ પણ હોતો નથી. વિદ્યાર્થીના વાલીઓને અમુક અમુક પ્રકારની કાળજી રાખવાનાં સૂચનો થાય છે ખરાં પણ તેથી વિશેષ કશું નહિ

"શિક્ષણ લેવામાં ખાસ ઉપયોગી એવાં 'કાન, અને આંખ'ના તપાસ તો કહેવા પૂરતી જ થાય છે.

"કાનની વાત કરીએ. વિદ્યાર્થી કેટલું સાંભળે છે તે નક્કી કરવા (Group Audiometer Test) તપાસ થવી જોઈએ. તેને અભાવે પરાણે પરાણે સાંભળનાર બાળક પણ પ્રાથમિક શાળામાં બીજા સાથે બેસીને જ ભણે છે. તે ભણી શકે તો ભલે અને નહિ તો ઊઠી જાય.

"હવે આંખનો વિચાર કરીએ. આંખ છેક જ બગડેલી હોય અને મોટા નંબરના ચશ્માથી પણ પરાણે પરાણે આંખ ખેંચી ખેંચીને જોનારને પણ આજનાં પુસ્તક વાંચવાં રહ્યાં. આજે વાંચવાનું એટલું બધું હોય છે કે સારી આંખવાળાને પણ અમુક વર્ષ બાદ ચશ્માની જરૂર પડે, તો પછી આવી આંખવાળાનું તો પૂછવું જ શું? તેવાને માટે સાદી લિપિ ઉપરાંત બ્રેઈલ લિપિ શીખવાની સગવડ કરી આપવી જોઈએ. અને તેમની આંખને ઓછામાં ઓછું નુકસાન થાય તેનો વિચાર કરીને તેમના શિક્ષણની ગોઠવણ થવી જોઈએ. આજે તો આવાં બાળકો પણ પ્રાથમિક શાળામાં નજરે પડે.

"પ્રાથમિક શાળામાં જે જે બાળકો પ્રથમના વર્ષમાં દાખલ થાય તે બધાં જ એ શિક્ષણ લઈ શકે તેવાં નથી હોતાં તેમાંનાં કેટલાંક માનસિક નબળાઈવાળાં હોય છે. તે બે ત્રણ વરસ ત્યાં ભણી ઊઠી જાય અગર તો ધકેલાતાં ધકેલાતાં ગુજરાતી ચોથા ધોરણ સુધી પહોંચે. એવાં બાળકોને પ્રથમથી જ જુદાં પાડી શકાય એ દૃષ્ટિએ (intelligence tests) તપાસાવાં જોઈએ. અને તેમના માટે તેમને યોગ્ય જુદી શાળાની વ્યવસ્થા હોવી જોઈએ.

"હવે શિક્ષકનો પ્રશ્ન લઈએ. બીજા બધા જ ક્ષેત્રમાં નિરુપયોગી એવાં માણસોની ભરતી કરનારું ક્ષેત્ર તે શિક્ષણનું એમ ન બને, તેની ખાસ કાળજી રાખવી જોઈએ આવી વ્યવસ્થાને અભાવે ધંધાદારી લાયક શિક્ષકને ઘણો જ અન્યાય થાય છે. શિક્ષક તરીકેની બીજી લાયકાત ઉપરાંત તેમનું ઉચ્ચારણ શુદ્ધ હોવું જોઈએ. વધારામાં નાનાં બાળકોના ઉચ્ચારણના દોષ કેમ સુધારવા તે માટેનું જ્ઞાન તેમને મળે તેવી વ્યવસ્થા જોઈએ. એવા જ્ઞાન ધરાવનાર એકાદ બે નિષ્ણાતોની પણ વ્યવસ્થા જોઈએ કે જે શાળાએ શાળાએ અમુક અમુક દિવસે જાય અને બાળકોનાં ઉચ્ચારણદોષો સુધારે. ટ્રેનિંગ કૉલેજમાં પણ એ શીખવવાની ખાસ વ્યવસ્થા હોવી જોઈએ.

આંખની, કાનની અગર માનસિક ખોડવાળાં બાળકો શિક્ષકના ધ્યાન ઉપર આવે કે તરત જ તેમણે અધિકારીને તેની ખબર આપવી જોઈએ. અધિકારીએ પણ તેવાં બાળકોની યોગ્ય તપાસ કરાવી તેમને અનુકૂળ શિક્ષણ લેવાની વ્યવસ્થા કરી આપવી જોઈએ"

# નવું વાચન

**જ્ઞાનયોગી ચંદુભાઈ**: સં૦ વૈકુંઠલાલ ઠાકોર; પ્ર૦ રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ; કિં. ૩–૦–૦; પા૦ ૪૨૪.

શ્રી. ચંદુભાઈ કરીને રાંદેરના એક અધ્યાત્મપરાયણ અને વાનપ્રસ્થ વૃત્તિના સજ્જને પોતાનાં સ્નેહીસંબંધીઓને અવારનવાર લખેલા પત્રોનો સંગ્રહ આ છે. શરૂમાં સંપાદકે તે ભાઈનો ટૂંકો પરિચય આપ્યો છે. સંગ્રહનું નામ સૂચવે છે તેમ, એ ભાઈ જ્ઞાનયોગી હતા; વેદાન્તવિચારના ભારે પ્રેમી હતા. પત્રો વાંચતાં સ્વામી રામતીર્થના પત્રો અને તેની શૈલી યાદ આવે છે. એ શૈલીની જ્ઞાનની વાતોમાં કંઈક ઊર્મિનું જોશ અને કાવ્ય ભળેલું જોવા મળે છે. જોકે, સ્વામી રામતીર્થ જેટલે અંશે અહીં તે નથી; તેથી પત્રો વધારે વાચ્ય બને છે. નિર્વ્યાજ સદાચાર અને શાંત સાત્ત્વિકતા તથા ભાવનાની પ્રામાણિકતા જો ન હોય તો આવા પ્રકારની વેદાન્તવાતો મદિરા જેવી પણ બની શકે છે. આ પત્રો એ દોષથી મુક્ત હોઈ, તે સાધકોને પ્રેરક બનવા સંભવ છે. પત્રસાહિત્ય તરીકે પણ એ કીમતી છે. ઉપોદ્ઘાતમાં સમાધિ ચડાવવાના કેટલાક પ્રયોગો આપવામાં આવ્યા છે, એ કદાચ બહુ મદદગાર ન બની શકે. આમેય ગૂઢ એવા એ વિષયને કદાચ આ રીતનું ટૂંકું નિરૂપણ અન્યાય પણ કરી બેસે. યમ નિયમ અને નીરોગ શરીર તથા સાત્ત્વિક મનોવૃત્તિ ઉપર ભાર મૂકી નિર્મળ જીવન અને વેદાન્તચિંતન ઉપર જ ભાર મૂકવો સારો અને સમજાય એવો હોય છે. શ્રી. ચંદુભાઈ એના પક્ષપાતી લાગે છે. સાધકો એમના આ પત્રો સુખે વાંચે એવા છે.

**ભદ્રા**: લે૦ નાથાલાલ દવે; પ્ર૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ–૨; કિં૦ ૩–૮–૦.

ઈ. સ. ૧૯૩૫થી ૧૯૪૫ના ગાળામાં લખાયેલી ૨૦ વાર્તાનો સંગ્રહ, તેની પ્રથમ વાર્તાના નામથી, આ છે. અનુભૂતિ બાદ તેના ચિંતનમાંથી નીતરી રહેલો ભાવ એ કાવ્ય કે સાહિત્યનો આત્મા છે, એ જો સાચું હોય, તો એ કસોટીમાં આ વાર્તા ઠીક પાર ઊતરે એવી છે મનમાં ઊર્મિ ઊઠી કે તેને શબ્દબદ્ધ કરી નાંખી અને તરત કોઈ માસિકમાં રવાના કરી દીધી, એવું આ વાર્તાઓનું બન્યું હોય એમ નથી લાગતું. લેખક વૃત્તિથી શિક્ષક છે, અને તે એમની વસ્તુગૂંથણીમાંથી તરી આવે છે. વાર્તાઓનું વસ્તુ એમણે પોતાના જ શાળાજગત અને મધ્યમવર્ગી સંસારમાંથી વીણેલું છે. એમની પાસે વાર્તાના પ્રયોજન વિષે પણ મનમાં સ્પષ્ટતા છે. શરૂમાં 'બે બોલ'માં જ એ કહી દે છે: વાર્તા કેવળ રંજનાર્થે નથી, એનું પ્રયોજન એથી વધારે જવાબદાર અને મોટું છે:

> "નવલિકા એટલા માટે કળાના દરબારમાં સ્થાન પામી છે કે, એ જીવનનો કોઈ અનજાયો પ્રદેશ ઉજાળી જાય છે; હૃદયના કોઈ સુપ્ત તારને એ ઝણઝણાવી જાય છે. માનવની કોઈ અપ્રગટ મહત્તાને એ સ્પષ્ટ કરી જાય છે . . . એટલે તો ટૂંકી વાર્તાના લેખકને માથે ઘણી મોટી જવાબદારી છે. તેનાં સાધનો થોડાં છે: થોડાં પાત્રો, એકાદ પ્રસંગ અને વાતાવરણ . . . એટલામાં તેનું જીવનદર્શન તેણે પ્રકટ કરવાનું છે. વાચકને તે બતાવે છે, 'જુઓ, જિંદગી આ રીતે પણ જોઈ શકાય' અને તે સાથે વાચકોનું રુચિતંત્ર શુદ્ધ અને સાત્વિક રહે તે વાર્તાકારે જોવાનું છે સાચો કલાકાર સમાજની અભિરુચિને માત્ર સંતોષતો નથી, પણ તેને નિર્મળ અને ઉન્નત બનાવે છે . . . આ વાર્તાઓ મેં લખી ત્યારે આવો કશોક આદર્શ અસ્પષ્ટ રૂપે મનમાં હતો."

કલાખાતર-કલાવાદી કે 'રોમાંચક' વાસ્તવવાદી આને નહિ પસંદ કરે. આ લેખક 'રોમૅન્ટિક' કરતાં 'ક્લાસિકલ' વૃત્તિના વધારે લાગે છે. એની સાથે જો એમની પાસે વાર્તાનું કલેવર રચવાની કળા સારી પેઠે હોત, તો તેમની વાર્તા ભારે જબરી બનત. આમેય તે વાંચવામાં મઝા પડે એવી તો છે જ. જોકે, સૌ સરખી મજેદાર નથી. પરંતુ, તેમાં ઉદાત્ત જીવન અને દૃષ્ટિને માટે જે નિર્મળ આદર અને અનુરાગ છે, તેનાથી આ લેખક વાર્તાકારોમાં એક ખાસ નોખાઈ પામે છે. પ્રો. અનંતરાય રાવળ પોતાના પ્રવેશકમાં સાચું કહે છે કે, 'લેખકની વાર્તોપાસનાનાં પ્રથમ જ ફળ એ છે, એ જોતાં એમની કમાણી નોંધપાત્ર નથી?' આગળને માટે સારી આશા આપે છે. લેખક તે પૂરી પાડશે!

**Education in U. S. S. R.**: પ્ર૦ વોરા ઍન્ડ કંપની, મુંબઈ–૨; પાન ૫૦; કિં૦ ૧–૪–૦.

રશિયાના શિક્ષણતંત્રનો ટૂંકમાં ખ્યાલ આપતી આ ચોપડી કોણે લખી છે તે જણાવ્યું નથી. 'કશાકવું

ભાષાંતર છે? રશિયામાં શિક્ષણ માટે શી જોગવાઈ છે તેની રૂપરેખા આમાં આપવામાં આવી છે. એના સિદ્ધાંતો, ઉદ્દેશો, પદ્ધતિ ૪૦ ક્લિસ્પષ્ટિક બાબતોમાં લેખક ગયો નથી. દુનિયાના એક જબરા અને આપણાં દેશને અંગે આ ચોપડીમાં ટૂંકમાં સારી માહિતી મળે છે.

મ૦

સદ્ગત સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો: પ્રo: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ અને મુંબઈ–૨; પા૦ ૧૨+૨૪૪; કિં ૧-૪૦.

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય'ના ટ્રસ્ટીઓએ અથવા બીજા શબ્દોમાં કહીએ તો (તેમના વતી પ્રમુખ) શ્રી. મનુ સુબેદારે સ્વામીશ્રીના આ પત્રો પ્રસિદ્ધ કરીને એક અગત્યનું ઉપયોગી કામ કર્યું છે. શૂન્યમાંથી 'સસ્તું સાહિત્ય'ની આખી સૃષ્ટિ કેવી રીતે — કેવા પ્રયાસોથી, કેવી વ્યવહારનિપુણતાથી, કેવા મનોબળથી, કેવી અડગ શ્રદ્ધાથી, અને કેવી ઈશ્વરપરાયણતાની ભાવનાથી — ઊભી થઈ, તેનો આખો ક્રમ, આ પત્રોથી વાચકની નજર સમક્ષ હૂબહૂ રજૂ થાય છે. તથા સ્વામીશ્રીએ ગુજરાતની બજાવેલી મહાસેવા, કે જેનો થોડોઘણો લાભ ગુજરાતનાં સૌ કોઈએ, શ્રીમંત–ગરીબ, વિદ્વાન–અભણ, સ્ત્રી–પુરુષ, બાળક–વૃદ્ધ એમ બધાંએ — લીધેલો છે, તેનું યથાર્થ સ્વરૂપ બરાબર સમજાય છે. સાથે સાથે સ્વામીજીના પોતાના અંતરનો જે પરિચય મળે છે, તે બીજી કોઈ રીતે — તેમના અતેવાસીઓ સિવાય. બીજા કોઈને — મળાવો શક્ય નહોતો.

સ્વામીશ્રીએ એકલે હાથે — ખાલી ઝોળીએ — આ કામ ઉપાડ્યું, તે એની આવશ્યકતાની થયેલી તીવ્ર પ્રતીતિને બળે. એ આવશ્યકતા તેમના પોતાના શબ્દોમાં[1] આ હતી :—

"હિંદ જેવા ગરીબ મુલકમાં પુસ્તકો અતિ અલ્પ મૂલ્યે ન વેચાય, ત્યાં સુધી તે કદી પણ ઉમદા સાહિત્યનો લાભ નહિ ઉઠાવી શકે; અને ત્યાં સુધી સમાજની દરેક પ્રકારની ઉન્નતિના અતિ આવશ્યક અને મુખ્ય સાધનરૂપ અંગજ્ઞાનથી — કે જે નગદ જ્ઞાનના મૂલ સાધનરૂપ છે — જનસમાજનો મોટામાં મોટો ભાગ વંચિત રહ્યા કરશે."

બીજા એક પત્રમાં તે જણાવે છે (પૃ. ૧૩):—

"વાચનના સસ્તાપણાની અગત્ય આપણા ગરીબ દેશ માટે અતિશય છે; છતાંનવાઈ જેવું તો એ છે કે, વિદ્વાનો અને શ્રીમાનોનું તે તરફ ધ્યાન જ ખેંચાયું નહિ!"

અને તેથી,

"આ અતિ અગત્યની બાબત ઘણાખરા પરોપકારી વિદ્વાનો, ધનવાનો અને સરકાર વગેરેની ધ્યાન બહાર ચાલી જતી જોઈ, માત્ર થોડા નમૂના દાખલ જ બાંગ્યું-તૂટ્યું બને તે કામ બનતે પ્રકારે કરી બતા [વવાના હેતુથી] . . . આ કાર્ય આરંભ્યું છે; અને તે એવા પરિણામની આશાથી કે અધિક યોગ્ય અને અધિક શુભ સંયોગો પ્રાપ્ત કરી શકે એવી પ્રકૃતિવાળા પૂજ્યજનો 'અહંત' બાબતની ન્યૂનતાઓથી દયા ખાઈને કે લાગણી ઊઠીને હરકોઈ જાતની ભાવનાપૂર્વક આ કાર્યને અધિક યોગ્ય રસ્તે અને અધિક શુભ સંયોગોને રસ્તે મૂકે." (પૃ ૭૨)

ચારે બાજુ વ્યાપેલા પ્રમાદમાં આ જ્વલંત સાધનાએ પ્રવેશ કરતાં, શરૂઆતમાં વિદ્વાન વર્ગે તેમ જ શ્રીમાન વર્ગે તેના પ્રત્યે કેવી અવજ્ઞા દાખવી, અને પછી ધીરે ધીરે એ અવજ્ઞા સ્વામીશ્રીના અટલ વિશ્વાસ આગળ કેવી રીતે માગ મૂકતી ગઈ, એની રસિક સુવાર્તા આ પત્રો પૂરી પાડે છે. અને આ કામ અંગે તેમને કોની કોની સાથે શા શા પ્રસંગો નહિ પડ્યા હોય? પ્રેસવાળો, રાજદ્વારી ખાતાનો ડિરેક્ટર, ખાલી શુભેચ્છા બતાવનારા કે મફતિયાં સૂચનો કરીને જ અટકનારા ધનિકો અને બીજાઓ, નબળા ભિક્ષુનું કામ ગણી પૈસા ઉચાપત કરી જનારા નોકરો, પોતાની કમાણી ઉપર તરાપ પડવાથી છંછેડાયેલા વિદ્વાનો તેમ જ પ્રકાશકો, એમ અનેક જાતના માણસો સાથે અનેક જાતના પ્રસંગો, ઝઘડા, વગેરે ઊભા થયા હશે. તે બધા પ્રસંગોમાંથી, બીજી કશી આવડત, ખુશામત, કે લાગવગ વગેરેના પીઠબળ વિનાના આ ભિક્ષુ અડગપણે હેમખેમ બહાર નીકળી આવે છે, અને સાથે સાથે સમાજના એ બધા વર્ગોને પોતાની સાથેની અથડામણમાંથી શુદ્ધ કરતા જાય છે, કેળવતા જાય છે. પોતાના આ કામ માટે પોતાના જેવા સેવાભાવી – સસ્તા-કાર્ય કરો તે જમાનામાં પણ તે આગ્રહપૂર્વક શોધી શકયા — ઊભા કરી શક્યા છે. સાક્ષર ગણાતા વર્ગની કૃતિઓને સંસ્થા માટે પસંદ કરવાનો અને છપાવતા પહેલાં સુધારવાનો છેવટનો હક આ અભણ ભિક્ષુ પોતાની પાસે રાખવા માગે છે; જોકે તે પાછળ તેમનો હેતુ એટલો જ છે કે, પ્રજાના જે ગરીબ વર્ગને સારુ તેમણે આ પ્રવૃત્તિ ઉપાડી છે, તેને રુચે નહિ, માફક આવે નહિ, કે ઉપયોગી થઈ ન પડે તેવું કાંઈ પ્રસિદ્ધ ન થાય કે પુસ્તકમાં રહી ન જાય. પોતાના કામને અનુકૂળ એવા સંપાદકો અને

1. જુઓ પાન ૧૨૩; મૂળ હિંદીનું ગુજરાતી કરેલું છે.

અનુવાદકોનો નવો વર્ગ સ્વામીશ્રી ઊભો કરતા જાય છે, અને તેમની મારફતે પોતાનું કામ આગળ ધપાવે છે. સ્વામીજીની સાથે સહકાર કરવા તૈયાર થયેલા વર્ગને પણ તેમની સાથે ઘણી ઘણી બાબતોમાં મનભેદોની અથડામણ થાય છે. એ બધી અથડામણો પણ તે બરાબર ઝીલે છે,-અને તેમાંથી પોતાને અને સામાને ઘડતા ચાલે છે. આવા આવા અનેક પ્રસંગોનો અતિ રસિક તેમ જ બોધક ઇતિહાસ સ્વામીશ્રીના શબ્દોમાં આપણને આ પત્રોમાંથી જાણવા મળે છે.

પત્રોના આ પ્રથમ વિભાગમાં સંસ્થાની ઉત્પત્તિનો પ્રારંભિક ઇતિહાસ પણ આપોઆપ સંઘરાય છે. સ્વામીશ્રીનું કર્મયોગી સ્વરૂપ આ વિભાગમાં બરાબર નિરૂપાયું છે. પરંતુ આ પત્રો વાંચવાને કારણે જ બીજી એક અપેક્ષા ઊભી થાય છે; અને તે તેમના આ સંસ્થા-કાર્ય બહારના પ્રસંગોને તથા જીવનને જાણવાની. તેવા પત્રો પણ હશે જ; જો હોય જ, તો તેમના મુખ્ય એવા આ સંસ્થાકાર્યને ન સ્પર્શતા હોવાને કારણે જ તે પ્રસિદ્ધ થવા બાતલ રહી ન જાય, એવી પ્રકાશકોને વિનંતિ. ગો૦

૧. **આરોગ્ય-સાધના**: લે૦ ડુંગરશી ધરમશી સંપટ; પાન ૧૪૦; કિં. ૦-૧૦-૦.

૨. **ચૂર્ણ-ઔષધિ**: (ઉપયોગી સો ચૂર્ણો) પ્રયોજક — માધવમો. ચોધરી; પાન ૬૨; કિં. ૦-૩-૦.

બન્ને સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. બન્ને જુદે જુદે સમયે લગભગ એક વરસના આંતરે પ્રસિદ્ધ થયેલાં છે અને જુદે જુદે હાથે લખાયેલાં છે, પણ તે એકબીજાનાં પૂરક છે. પહેલામાં આરોગ્યની દૃષ્ટિએ ખોરાક, પોશાક, હવા, પાણી, કસરત વગેરેને લગતી સૂચનાઓ અને નિયમો આપવામાં આવ્યાં છે. અને છેવટે સામાન્ય ખોરાકમાં વપરાતી ચીજોના પૃથક્કરણનો છેલ્લી શોધ મુજબ કોઠો આપવામાં આવ્યો છે. પુસ્તક સહેલી ભાષામાં અને સામાન્ય માણસને ઉપયોગી થાય એવી રીતે લખવામાં આવ્યું છે. તેમાં કરેલી સૂચનાઓ સાદી અને અનુભવસિદ્ધ છે. પુસ્તિકાનો હેતુ સાદા નિયમો અને સૂચનાઓ દ્વારા વાચકને આરોગ્ય સાધનામાં મદદ કરવાનો છે. બીજી પુસ્તિકા એવી સાધના ઉપર પ્રાસ્તાવિક નિવેદનમાં ભાર મૂકે છે; પણ ખરેખર જો રોગ થાય તો ઔષધિ તરીકે સાદી વનસ્પતિજન્ય ઔષધિઓનો ઉપયોગ કરવાનું સૂચવે છે અને તેને માટે સાદાં ચૂર્ણો ઘેર બેઠાં કેમ બનાવી લેવાં અને વાપરવાં તે બતાવે છે. ઘણાં ચૂર્ણો એકના એક રોગ માટે સૂચવ્યાં હોય, તેમાંથી કયું ચૂર્ણ કેવી સ્થિતિમાં વાપરવું તેની સામાન્ય માણસને સમજ ન પડે. એટલે સર્વોપયોગી ગ્રંથમાળામાં તો તદ્દન સિદ્ધ અને લાંબી ખટપટ કર્યા વગર ઉપયોગમાં લઈ શકાય એવાં જ ચૂર્ણો આપવાં જોઈએ. લેખકે ઘણાં ચૂર્ણોમાંથી વીણી વીણીને સો અતિ ઉપયોગી, ચૂર્ણો બનાવવાની માહિતી આપી છે, છતાં તે પણ વૈદની સલાહ વિના સીધા ઉપયોગની દૃષ્ટિએ સામાન્ય માણસને ગૂંચવાડામાં નાખી દે એવી છે. જોકે બધી દવાઓ વનસ્પતિજન્ય હોવાથી કોઈ ચૂર્ણથી ખાસ નુકસાન થાય એવું નથી. સસ્તા સાહિત્યે હિન્દુસ્તાનનો વૈદરાજ 'આર્યભિષક' બહાર પાડ્યું છે તેમાં તો આવી ઘણી માહિતી ઢગલા-બંધ પડી છે. તે પુસ્તક મોટું છે. તેને બદલે આ નાનકડી પુસ્તિકા, જે સાવધાનીપૂર્વક ઉપયોગ કરવા માગે તેને માટે, 'ખિસ્સા વૈદરાજ'ની ગરજ સારી શકે તેમ છે. વિ૦

**સાહિત્ય પરામર્શ**: ભારતી પ્રકાશન મંદિર, ભાવનગર; પૃ. ૧૯૫; કિં૦ ૩-૮-૦.

ઈ. સ. ૧૯૪૫માં વિલેપાર્લે સાહિત્ય સભાનો રજતોત્સવ ઊજવાયો એ પર્વના સ્મારક તરીકે આ ગ્રંથ તૈયાર કરવામાં આવ્યો છે. એમાં શ્રી. રા. વિ. પાઠક, ઝવેરચંદ મેઘાણી, વિ. મ. ભટ્ટ, ડોલરરાય માંકડ, અ. મ. રાવળ, કે. કા. શાસ્ત્રી વગેરે પ્રસિદ્ધ લેખકોના આ કામ માટે મંગાવેલા જુદા જુદા વિષયો પરના ખાસ લેખોનો તથા શ્રી. બ. ક. ઠાકોરના ઉત્સવ પરના માંગલિક પ્રવચનનો સમાવેશ કરાયો છે.

ઉપયોગિતા, વિદ્વત્તા અને વિવિધતા ત્રણે દૃષ્ટિએ પુસ્તકમાં વાંચવા વિચારવા જેવું ઘણું છે. પરિપક્વતાની દૃષ્ટિએ બધાં લખાણો એકસરખાં ન હોય એ સ્વાભાવિક છે. શ્રી. રા. વિ. પાઠકનું 'મત્સ્યગંધા અને લોમહર્ષિણી'નું વિવેચન તદ્દન નવી જ દૃષ્ટિ ને પરિપક્વ વિચારણા રજૂ કરે છે. કદાચ આખા પુસ્તકમાં એ સૌથી સારામાં સારો લેખ છે. અને વસ્તુ અને શૈલી બંને દૃષ્ટિએ આકર્ષક છે. શ્રી. કે. કા. શાસ્ત્રીનો 'સ્વરભારનો વિચાર' પણ સ્વતંત્ર વિચારણાનું ફળ છે. શ્રી. ગોકુળભાઈ ભટ્ટની 'મજલ' એ વિલેપાર્લે સાહિત્યસભાની ૨૭ વર્ષની કારકિર્દીની ટૂંક નોંધ છે. રસ એમાં ભલે ઓછો પડે, નોંધ તરીકે ઉપયોગી છે.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये




સંપાદકમંડળ

જુગતરામ દવે — મણિભાઈ દેસાઈ

ગોપાળદાસ પટેલ — મગનભાઈ દેસાઈ (તંત્રી)

નગીનદાસ પારેખ — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





વર્ષ ૬ — અંક ૬

જૂન — નવજીવન, અમદાવાદ — ૧૯૪૭

# શિક્ષણ અને સાહિત્ય

જૂન, ૧૯૪૭

વર્ષ ૬ અંક ૬

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની ઉલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (કુચા મહાજની, ચાંદની ચોક); લાહોર (રોયલ પાર્ક, મેકિલયડ રોડ) ભરી શકશો.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બોક્સ ૧૦૫, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૬—અંક ૬ ] અમદાવાદ [ જૂન, ૧૯૪૭


# સાધુ પંડિત શ્રી ધર્માનન્દજી

"હે રાહુલ, આ પ્રમાણે આનાપાન-સ્મૃતિની ભાવના કરવાથી, તેમ જ તેને પ્રગુણિત કરવાથી, મરણાસન્ન માણસના આશ્વાસ પ્રશ્વાસ પણ છેક સુધી ભાનવાળી સ્થિતિમાં જ બંધ પડે છે. બેભાન અવસ્થામાં તે નિરોધ પામતા નથી. જે માણસ આનાપાન-સ્થિતિએ જઈ પહોંચ્યો છે તે મરણનો સમય થતાં પણ મૂર્છા પામતો નથી તેના શ્વાસોચ્છ્વાસ જાગ્રત અવસ્થામાં જ બંધ પડે છે."

ભગવાન બુદ્ધનાં ઉપરનાં વચનો સાધુ ધર્માનન્દ કોસંબીજીએ પોતાની અંતિમ પળો વખતે સિદ્ધ કરી બતાવ્યાં.

ધર્માનન્દજીએ પ્રથમ સંયુક્ત પ્રાંતમાં આવેલા દોહરી ઘાટના આશ્રમમાં અનશન કરીને દેહત્યાગ કરવાનો સંકલ્પ કરેલો. પરંતુ ગાંધીજીની વિનંતિથી તેમણે એ વિચાર પડતો મૂક્યો. ખોરાક લેવાની શરૂઆત કર્યા પછી શરીરમાં શક્તિ આવતાં તેઓ મુંબઈ પોતાની દીકરીને ત્યાં જઈને રહ્યા. પરંતુ પરિવ્રાજકે કુટુંબમાં રહેવું ઉચિત નહિ લાગવાથી તેઓ ગાંધીજીના આશ્રમમા સેવાગ્રામ આવીને રહ્યા. અનશન કરીને મરવાનો સંકલ્પ તો તેમણે છોડી દીધો હતો, પણ જીવવાનો સંકલ્પ પણ ફરી દૃઢ થતો ન હતો. જ્યાં જિજીવિષા (જીવવાની ઇચ્છા) જ ક્ષીણ થઈ ગઈ છે ત્યાં ખોરાકનું પચન પણ વ્યવસ્થિતપણે શી રીતે થાય? અને દવાની પણ શી અસર ઊપજે? સેવાગ્રામના આશ્રમમાં રહેવા ખાવાની વ્યવસ્થા સરસ હતી; જાણીતા ડોક્ટરો સેવા માટે તૈયાર હતા; કેટલાય પરિચારકો ભક્તિભાવથી અને તત્પરતાથી સેવાચાકરી કરતા હતા. શ્રી. જમનાલાલજીએ પોતાને માટે બંધાવેલી પણ ગાંધીજીએ જ વાપરેલી ઝૂંપડીમાં તેમની રહેવાની ગોઠવણ કરવામાં આવી હતી. કુટુંબના માણસો પાસે ન હોવા જોઈએ એવો જોકે ધર્માનન્દજીનો આગ્રહ હતો, છતાં આશ્રમવાસીઓએ કુટુંબીજનોની ઊણપ ભાસવા દીધી નહિ.

જીવવાનો રસ જ ઊડી ગયા પછી દૂધ પણ પચતું બંધ થયું. થોડા વખત પછી ફળનો રસ પણ બંધ પડ્યો. શાકભાજીનું પાણી પણ લેવાય નહિ. આખરે બરાબર એક મહિનો તેઓ એકલા પાણી પર રહ્યા. એનિમા, બસ્તીની મદદથી પેટ તદ્દન સાફ રાખવામાં આવતું. છેવટના ત્રણ દિવસ તેઓ પાણી પણ ન લઈ શક્યા. પરિવ્રાજકનું મૃત્યુ તદ્દન કોરું અને સ્વચ્છ અવસ્થામાં થવું જોઈએ એવો એમનો ખાસ આગ્રહ હતો. પાણી લેવાનું બંધ થતા બોલવાનું પણ સ્વાભાવિકપણે જ ક્ષીણ થતું થતું આખરે બંધ પડ્યું. પણ તેમના કાન તીક્ષ્ણ રહ્યા હતા, મગજ ઉત્તમ રીતે કામ કરતું હતું. હાથપગની નસો કામ કરતી બંધ પડી, તોપણ શ્વાસોચ્છ્વાસની ક્રિયા છાતી પૂરતી નિયમિતપણે ચાલુ હતી. કોઈ પ્રશ્ન પૂછવામાં આવે તો ઇશારાથી જવાબ આપતા. છેલ્લી વિદાય માટે તેમણે જેઠ પૂર્ણિમા જ નક્કી કરી રાખેલી હતી. પૂર્ણિમાને દિવસે હું આવીને મળીશ એવી તેમની અપેક્ષા હતી. રાતના બાર વાગ્યા સુધી તેમણે મૃત્યુની વાટ જોઈ અને પછી બધાને સૂઈ જવા કહ્યું. મળસકે પાંચ વાગ્યે તેઓ બોલ્યા, 'હવે માત્ર ત્રણ ચાર કલાક જ બાકી છે.'

તા. ૪થીને દિવસે સવારે ૧૦ વાગ્યે હું તેમને મળ્યો. હાથનો ઇશારો કરી તેમણે પોતાની પ્રસન્નતા વ્યક્ત કરી. દીકરાને અને દીકરીને છેવટની ઘડીએ આવીને દર્શન કરી જવાની તમારી રજા છે કે?' એમ મેં તેમને પૂછ્યું. તેમણે તરત ના જણાવી. મારા મરણ વખતે મારી આસપાસ શોકવિહ્વળતા ન હોવી જોઈએ એમ તો તેમણે અગાઉ પત્રો દ્વારા જણાવ્યું જ હતું. હું કલાકેક પાસે બેઠો. પછી તરત તેમની આંખો ભારે થઈ ગઈ, શ્વાસોચ્છ્વાસ મુશ્કેલ થવા લાગ્યો. એક વાગ્યાને શુમારે તેમણે ભીના કપડાથી પોતાનું

શરીર લુછાવ્યું. દેહ વાગ્યાની આસપાસ તેમણે ઝૂંપડીના ચારે દરવાજાએ ખુલ્લા મૂકવા કહ્યું. છેવટની ક્ષણ આવતાં જ પરિચારક શંકરનને હાથ છાતી સરસો મજબૂત દબાવી રાખ્યો અને છેવટનો શ્વાસ છોડ્યો. પાણી લેવાનું બંધ થયા પછી ચોવીસ કલાકમાં તેઓ મૂર્છિત થશે એવી ડૉક્ટરોની ધારણા હતી. પણ તેમની યોગસાધના તેમને કામ આવી. શ્વાસોચ્છ્વાસ પર ધ્યાન કરવાથી અને તેની સાથે જ દેહની સ્મૃતિ કાયમ રાખીને, કાયસંસ્કાર શાંત કરીને નિષ્કામ પ્રીતિસુખનો અનુભવ કરીને, ચિત્તના સંસ્કારોને ઓળખીને તેમને શાંત કરીને, પ્રમુદિત ચિત્તને સમાધાનપૂર્વક વિમુક્ત કરીને, તેમ જ અનિત્યતા અને વૈરાગ્યની સ્મૃતિ જીવતી રાખવાથી નિર્વાણનો માર્ગ ખુલ્લો થાય છે.

ધર્માનંદજીએ ઘણા દિવસ પહેલાં પોતાનો ઔર્ધ્વદેહિક સંસ્કાર શી રીતે કરવો એ બાબત વિગતવાર સૂચનાઓ આપી મૂકી હતીઃ "મરણ પછી મોઢામાં ગંગાજળનાં ચાર ટીપાં નાખજો. મારે માટે પ્રાર્થના કે મંત્ર કશુંય ન જોઈએ. કફન મારે નવું કપડું વાપરશો નહિ. આશ્રમમાં કામ કરનારાઓને જમવાની મુશ્કેલી નહિ પડે એવી રીતે જ મારો અગ્નિસંસ્કાર કરજો. વધારે ખર્ચ ન થાય તે જોજો." આવી આવી કેટલીય સૂચનાઓ તેમણે આપી હતી.

મૃત્યુ પોતાનો શિકાર કરવા પાછળ પડે છે એવે વખતે જીવ બચાવવાના સારા નરસા બધા માર્ગો અખત્યાર કરનારા લોકો દુનિયામાં અસંખ્ય નજરે પડે છે. મૃત્યુને વિષે બેફિકર રહીને પોતાનાં હંમેશનાં કામ કરનારા લોકો પણ ક્યાંક ક્યાંક મળી આવે છે. પરંતુ આપણું જીવનકાર્ય ખલાસ થયું છે એ ઓળખીને જાતે મૃત્યુને આમંત્રણ આપીને આ જીવનને અંગેની બધી છેવટની વ્યવસ્થા પતાવી દઈને મૃત્યુના આગમનની ઉત્કંઠાથી રાહ જોનારા સાધુપુરુષ દુનિયામાં ભાગ્યે જ જોવા મળે છે. એટલા માટે જ ધર્માનંદજીના છેલ્લા દિવસોનું વર્ણન કંઈક વિસ્તારથી આપ્યું છે. છેલ્લા ઉપવાસથી એમનું આખું શરીર એટલું ક્ષીણ થઈ ગયું હતું અને એટલું સુકાઈ ગયું હતું કે, તેમને ઊંચકી જવાનો ભાર પણ કોઈને જણાયો નહિ હોય. અંતિમ યાત્રાએ તેમને વિદાય આપવા જે સ્ત્રીપુરુષ મંડળી ભેગી થઈ હતી, તેમાં કોઈના પણ મોઢા પર વિહ્વળતા કે ગ્લાનિ ન હતી. બધાં જ આ ભવ્ય પ્રસંગનું ગંભીરપણે મનન કરતા હતા. ત્રણ ખંડમાં ફરીને પોતાની જબરી પંડિતાઈને જોરે બૌદ્ધ ધર્મશાસ્ત્રનો પ્રચાર કરનારા અને પોતાની પાછળ ઉજ્જ્વલ શિષ્યપરંપરા મૂકી જનારા વિદ્વાનના જીવનનો તેઓ વિચાર કરતાં હતાં. મુંબઈના મિલમજૂરોની સેવા કરવાને માટે તેમની વચ્ચે જઈને તથા રહીને તેમનાં સુખદુઃખનું અધ્યયન કરનારા આ રાષ્ટ્રસેવક સાધુ પુરુષને વિષે લોકોના મનમાં આદરની લાગણી કંઈ જેવી તેવી ન હતી.

ગૌતમ બુદ્ધ વિષે તેમ જ તેમના ઉપદેશ વિષે અનન્ય શ્રદ્ધા હોવા છતાં ધર્માનંદજી કોઈ રૂઢીવાદી બૌદ્ધ ન હતા. દરેક વસ્તુનો પ્રજ્ઞા અને શ્રદ્ધા એ બે સાધનોથી વિચાર કરીને જે યોગ્ય લાગે એ જ લેવા કે કહેવા બાબત તેમનો આગ્રહ હતો. ધર્માનંદજીએ निवेदन (આપવીતી) અને 'खुलासा' એ નામનાં આત્મચરિત્ર વિષયક બે પુસ્તકો લખેલાં છે. બૌદ્ધ ધર્મને વિષે પ્રમાણભૂત અને સરળ એવાં દસ બાર પુસ્તકો તેમણે લખ્યાં છે. પણ આ ગ્રંથો કરતાં પણ વધારે મહત્વની વસ્તુ તો તેમણે પોતાના હાથ નીચે તાલીમ આપીને કેટલાક વિદ્વાન શિષ્યો તૈયાર કર્યા એ છે. ઈશ્વરની બાબતમાં તેઓ ઉદાસીન હતા. આત્મા વિશેની રૂઢ માન્યતાઓ તેમણે છોડી દીધી હતી. सत्कर्मयोगें वय घालवावें (સત્કર્મ કરતા રહીને જીવન પસાર કરવું) એટલું જ તેઓ જાણતા અને આખરે सर्वां-मुर्वीं मंगल (બધાને મોઢે મંગલ) બોલાવતા બોલાવતા તેઓ પરલોક સિધાવ્યા.

શ્રી ધર્માનન્દ કોસંબી મૂળ ગોવાના વતની. નાનપણમાં તેમની કેળવણીની ઉપેક્ષા જ થઈ હતી. તેમ છતાં તેમણે પોતાની હોંશથી મરાઠી કવિતા અને સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો. કોઈ માસિકમાં ગૌતમ બુદ્ધનું ચરિત્ર વાંચીને બુદ્ધને વિષે તેમ જ બૌદ્ધધર્મને વિષે તેમના મનમાં આસ્થા પેદા થઈ. પૈસાની અનુકૂળતા ન હોવાથી તેમ જ કોઈનું માર્ગદર્શન ન મળવાથી, અનેક હાડમારીઓ વેઠીને તેમણે સિલોન (લંકા), બ્રહ્મદેશ, અને નેપાળ તિબેટનો પ્રવાસ કરીને પાલિ ભાષાનો અને બૌદ્ધ સાહિત્યનો અભ્યાસ કર્યો અને તેઓ બૌદ્ધ વિદ્યાના અજોડ પંડિત થયા. પ્રથમ બંગાળ તરફ તેમણે અધ્યાપનનું કાર્ય કર્યું. તે પછી વડોદરાના ગાયકવાડ મરહૂમ સયાજીરાવના પ્રોત્સાહનથી તેમણે મરાઠીમાં બૌદ્ધ ધર્મ વિષે ભાષણો આપ્યાં અને લેખો લખ્યા. આગળ જતાં તેઓ બૌદ્ધ ગ્રંથોનું સંપાદન કરવા

માટે બે વાર અમેરિકાની હાર્વર્ડ યુનિવર્સિટીમાં જઈને કામ કરી આવ્યા. અસહકારના જમાનામાં જ્યારે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ ત્યારે તેમાં પણ તેમણે કેટલાંક વરસ કામ કર્યું અને બૌદ્ધ ધર્મ પર કેટલાંક પુસ્તકો લખ્યાં. તે મરાઠીમાં તેમ જ ગુજરાતીમાં પ્રસિદ્ધ થયાં છે. મુંબઈ સરકારની અવકૃપાના પણ તેઓ ભોગ બન્યા હતા. કોસંબીજી અમેરિકામાં હતા તે દરમ્યાન દેશભક્ત લાલા હરદયાળના સંપર્કને લીધે તેમનામાં સમાજવાદનાં બીજ રોપાયાં. પાછળથી તેઓ રશિયા ગયા અને ત્યાં પ્રો. શેર બર્ટ્સ્કીને તેમણે બૌદ્ધ ગ્રંથોના સંપાદનકાર્યમાં મદદ કરી.

ત્યાંથી પાછા આવ્યા પછી મુંબઈના મિલમજૂરોમાં કામ કરવાને માટે તેમણે શ્રી જુગલકિશોર બિડલાની મદદથી બહુજન વિહારની સ્થાપના કરી.

ફર્ગ્યુસન કૉલેજમાં પણ તેમણે ઘણા દિવસ અધ્યાપનનું કાર્ય કર્યું હતું. કાશી વિદ્યાપીઠમાં તેમ જ સારનાથ મહાબોધિ સોસાયટીમાં રહીને ત્યાં પણ તેમણે અધ્યાપનનું ઘણું કાર્ય કર્યું હતું. કોસંબીજીના હાથ નીચે ભણીને તૈયાર થયેલા કેટલાય વિદ્વાનો પાલિ સાહિત્યના અધ્યયનનો પ્રસાર કરી રહ્યા છે.

બૌદ્ધ ધર્મ વિષેના ગ્રંથો, તેમ જ 'નિવેદન' (આપવીતી) અને 'ખુલાસા' એ બે આત્મચરિત્રનાં પુસ્તકો ઉપરાંત કોસંબીજીએ 'હિન્દુ સંસ્કૃતિ અને અહિંસા' નામનો એક મૌલિક અને ઉગ્ર ચર્ચાઓ પેદા કરનારો જોશીલો ગ્રંથ લખ્યો છે. કોસંબીજી સિલોનમાં હતા ત્યારે બૌદ્ધ ધર્મની દીક્ષા લઈને તેઓ સાધુ બન્યા હતા. પણ પાછળથી ગુરુની રજાથી તેમણે ફરી કેટલોક વખત ગૃહસ્થાશ્રમમાં ગાળ્યો હતો. બૌદ્ધ ધર્મમાં આવી છૂટ હોય છે.

પોતાનું જીવનકાર્ય પૂરું થયું છે એમ લાગવાથી તેમણે જીવવાનો આગ્રહ (ભવતૃષ્ણા) છોડી દીધો અને મરવાનો આગ્રહ (વિભવ તૃષ્ણા) પણ ખોટો છે એ વાત ગાંધીજીના કહેવાથી ગળે ઊતરવાથી તેમણે તે વિષેનો આગ્રહ પણ છોડી દીધો; અને નિરાગ્રહી વૃત્તિથી જેઠ સુદ પૂર્ણિમાને બીજે દિવસે એટલે કે ૪ થી જૂનને રોજ સેવાગ્રામ મુકામે તેઓ નિર્વાણ પામ્યા.

૮-૬-'૪૭ના 'મરાઠી હરિજન' પરથી

દ. બા. કાલેલકર

# ઈશ્વરજ્ઞાન અને ઈશ્વરનિષ્ઠા

[સંવાદરૂપે ચર્ચા]

પ્રશ્ન — આપ મને ઈશ્વર વિષે કાંઈ જ્ઞાન આપો.

ઉત્તર — આ વિષે કાંઈ વાત કરતાં પહેલાં તે જ્ઞાન તમે શા માટે પૂછો છો એ મને સમજાય તો સારું એમ મને લાગે છે.

પ્ર૦ — આપણામાં દેવપૂજા કુળપરંપરાથી ચાલી આવી છે. નાનપણથી જ તે આપણે કરતા આવ્યા છીએ. તેનાં સંસ્કારને લીધે ઈશ્વર વિષેના જ્ઞાનની જિજ્ઞાસા રહે છે. તે જ પ્રમાણે ગ્રંથોમાંયે ઈશ્વરના જ્ઞાનનો મહિમા કહેલો છે. સાધુસંતો પણ તેમ જ કહે છે. આ બધા પરથી ઈશ્વરનું જ્ઞાન થાય તો સારું એમ લાગે છે.

ઉ૦ — પણ આ સંસ્કાર, આ વાચન, ઉપદેશ વગેરેને એક બાજુએ રાખીને ઈશ્વર વિષે વિચાર કરો તો, જીવનમાં જરૂરી એવા બીજા જ્ઞાન સિવાય જેમ આપણું અટકે છે, તેમ ઈશ્વરનું જ્ઞાન ન હોય તો કાંઈ તમને અટકે છે એમ જણાય છે શું?

પ્ર૦ — નિત્યના વ્યાવહારિક જ્ઞાન પ્રમાણે તે જ્ઞાનની જીવનમાં જરૂર લાગતી નથી. તોપણ તેને જાણવાથી માણસને પરમ શાંતિ પ્રાપ્ત થાય છે એમ શાસ્ત્રો કહે છે.

ઉ૦ — અશાંતિનો સંપૂર્ણ અભાવ એ જ જો પરમ શાંતિનો અર્થ હોય, તો તમને જીવનમાં જણાતી અશાંતિનો ઈશ્વર વિષેના અજ્ઞાન સાથે કાંઈ સંબંધ છે કે કેમ એ આપણે પહેલાં જોવું જોઈએ. તે અશાંતિ માટે ઈશ્વર વિષેના જ્ઞાન સિવાય બીજો ઉપાય નથી એમ સ્પષ્ટપણે આપણને સમજાયા પછી જ તેના જ્ઞાનનો વિચાર કરીએ.

પ્ર૦ — અમુક અશાંતિના પ્રસંગે ઈશ્વર વિષેનું અજ્ઞાન કારણ છે એમ કહેવાય નહિ. તોપણ માણસને જીવનમાં દુઃખના પ્રસંગો વારંવાર આવ્યા જ કરે છે. તે પૈકી કેટલાંક દુઃખોને ટાળવાનું આપણી શક્તિની બહાર હોય છે. તે વખતે ઈશ્વર પરની શ્રદ્ધાને લીધે દુઃખમાંયે કાંઈક ધીરજ રહી શકે છે અને દુઃખ અસહ્ય લાગતું

નથી. વળી જન્મમરણમાંથી મુક્તિનોયે પ્રશ્ન છે અને ઈશ્વરના જ્ઞાન સિવાય જન્મમરણ ટળતાં નથી એમ ગ્રંથોમાં કહેલું છે.

ઉ૦—આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, ઈશ્વરજ્ઞાન એ તમારો હેતુ નથી, પણ દુઃખનિવારણ અને જન્મમરણમાંથી મુક્તિ એ હેતુ છે. ઈશ્વરજ્ઞાન એ તમારું સાધ્ય નથી, પણ સાધન છે. મને લાગે છે કે, દુઃખને વખતે વિવેક, ધૈર્ય, સહિષ્ણુતા એ ગુણો જો મનુષ્યમાં પૂરતા હોય તો ઘણાં દુઃખો તેને સૌમ્ય લાગશે. ગુણોના અનુશીલનથી ગુણ વધ્યે જાય છે. એ ગુણો સાથે દૃઢ ઈશ્વરનિષ્ઠા તેનામાં હોય તો તે જ ગુણો અધિક પ્રભાવશાલી થઈ શકે છે. નિષ્ઠાથી આપણા ગુણોનું બળ વધતું જાય છે. નિષ્ઠાવાન મનુષ્ય ક્યારે પણ નિરાશ થતો નથી. માટે જીવનમાં ઈશ્વરજ્ઞાનના કરતાં ઈશ્વરનિષ્ઠાની આવશ્યકતા વધારે છે.

ચાલુ જીવનનાં દુઃખો ટળે, કમમાં કમ તે સહ્ય તો થાય જ અને દુઃખમાંથી કાયમની મુક્તિ થવા માટે જન્મ-મરણ ટળી જાય એવી ઇચ્છા પોતાના જ પ્રયત્નથી પાર પાડી શકાશે, એવું મનુષ્યને લાગતું ન હોવાથી, તે માટે તે ઈશ્વરની મદદની અપેક્ષા રાખે છે અને તે માટે જ તેના જ્ઞાનની પણ ઇચ્છા કરે છે. આપણે પહેલાં જન્મમરણના દુઃખનો અને તેમાંથી મુક્તિનો વિચાર કરીએ. પછી ચાલુ જીવનનાં દુઃખો પર બીજો કાંઈક ઉપાય શોધી શકાય તો જોઈએ.

મુક્તિ એ ખરેખર જ માણસને પ્રાપ્ત થનારી અવસ્થા છે કે તે પણ અનેક ભ્રમો જેવો એક ભ્રમ છે, એ પ્રશ્ન બાજુએ રાખીને, તે ખરેખર પ્રાપ્ત થનારી અવસ્થા છે એમ માનીએ તોયે, તે માટે ઈશ્વરપ્રાપ્તિ કે તેના જ્ઞાનની આવશ્યકતા જ છે એવું ઠરતું નથી. આપણે મુક્તિની ઇચ્છા પણ શું કામ કરીએ છીએ? જન્મનું દુઃખ, જીવનનાં દુઃખ અને મૃત્યુનું દુઃખ વગેરે દુઃખોની કલ્પનાને લીધે આપણે ભયભીત છીએ તેથી જ ને? તે વિષે આપણને ખરેખર કેટલું દુઃખ છે, જે ખરેખર છે તેમાંથી પોતાના પ્રયત્નથી કેટલું નાશ કરવું શક્ય છે, વગેરે બાબતનો આપણે ભાગ્યે જ વિચાર કરેલો હોય છે. જન્મનો પ્રસંગ તો આવી ગયો. તે વખતના દુઃખની આપણને અત્યારે સ્મૃતિ નથી એટલું જ નહિ, પણ તેની આપણને કલ્પનાયે આવી શકતી નથી. કેટલાક ગ્રંથોમાં ગર્ભવાસનાં દુઃખોનાં ભયંકર વર્ણનો આપેલાં છે, તે વાંચીને આપણે નિષ્કારણ દુઃખી થતા હોઈએ, તો તે દુઃખ આપણે છોડી દેવું જોઈએ. તેમાં વર્ણવેલાં દુઃખોના સોમા ભાગનું દુઃખ જો ગર્ભવાસમાં ખરેખર ભોગવવું પડતું હોત, તો તે દુઃખોમાંથી બચીને કોઈ પણ પ્રાણીનો જન્મ થઈ શકત નહિ; કારણ કે તેવી દુઃખી સ્થિતિમાં ગર્ભની વૃદ્ધિ થવી જરાયે શક્ય નથી. ત્યારે, તે સ્થિતિનાં દુઃખનાં વર્ણનોને સત્ય ન સમજવાં એ જ ખરેખરું સત્ય છે.

હવે મરણ વિષે વિચાર કરીએ. આજે આપણને મરણનું પ્રત્યક્ષ દુઃખ નથી, પણ તે આવવાનું છે તેની કલ્પનાથી આપણને ભય લાગે છે. જેના પર આપણને પ્રેમ છે અને જેને વિષે આપણને ચિંતા થાય છે તે આપણો પરિવાર, અને મમત્વથી જેની સાથે આપણે એકરૂપ છીએ તે આપણું શરીર, એ બધાંને મરણ-પ્રસંગે આપણે છોડીને જવું પડશે, અને તે સમયે મૃત્યુની ભયંકર યાતના ભોગવવી પડશે, વગેરે અનેક કલ્પનાઓને લીધે આપણને ભય લાગે છે. પણ માણસ વિચાર કરે, પ્રાણીમાત્રની, મનુષ્યમાત્રની, સચરાચર સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો ક્રમ તે જુએ, અને તે પરથી આ સૃષ્ટિની દરેક સજીવ-નિર્જીવ વસ્તુનો કાળક્રમે નાશ અનિવાર્ય જ છે એ વાત તે લક્ષમાં લે, તો આ બધામાંથી પોતાને ઉપયોગી એવો બોધ તે ગ્રહણ કરી શકે. સૃષ્ટિના જે નિયમને—ધર્મને લીધે ઉત્પત્તિ થયેલી છે, તે જ નિયમને લીધે આગળ ઉપર મૃત્યુ થવાનું છે. આપણાં મમત્વને પોષનારો સૃષ્ટિનિયમનો ભાગ આપણને પ્રિય લાગે છે, અને બીજો ભાગ દુઃખરૂપ લાગે છે. પરંતુ સૃષ્ટિનો નિયમ — તેનો ક્રમ વ્યક્તિનાં સુખદુઃખ માટે અટકતો કે બદલાતો નથી, તે તેવો જ અવ્યાહત ચાલુ રહેવાનો. પણ આ બધાનો વિવેક કરીને જો આપણે આપણા મનને સ્થિર કરીએ, દૃઢ કરીએ, તો મૃત્યુ વિષેનાં ભય અને ચિંતા કેટલેક અંશે આપણે ઓછાં કરી શકીએ કે નહિ? પરિવાર વિષે લાગતી ચિંતા યોગ્ય ઉપાયોથી ઓછાવધતા પ્રમાણમાં દૂર કરી શકાય કે નહિ? કર્તવ્ય વિષે પૂર્ણ વિચાર કરીને શક્તિ પ્રમાણે તે પાર પાડવાનો સતત પ્રયત્ન કરતા રહેવા ઉપરાંત વિશેષ મનુષ્યના હાથમાં કશું નથી એ જાણીને મનુષ્ય તદનુસાર વર્તન રાખે અને બાકીની ચિંતા છોડી દેવાનું તે શીખે, તો અજ્ઞાન અને મોહથી પોતા વિષે કે પરિવાર વિષે જણાતાં ભય અને ચિંતા ઓછાં

થશે કે નહિ? મરણ પછી આપણું આગળ શું થાય છે તે કોઈ જ જાણતું નથી. પરંતુ હમણાં કહ્યું તે પ્રમાણે, ચાલુ જીવનમાં માણસ વિવેકથી વર્તે તો તે કેટલાંયે દુઃખો અને ભયમાંથી મુક્ત થશે. આપણે મરણ પછી મુક્તિ મેળવવાની નથી, પણ તે ચાલુ જીવનમાં જ મેળવવાની છે. જન્મમરણમાંથી મુક્તિ મળી શકે છે કે નહિ તે કોઈ જાણતું નથી. પણ માણસ યોગ્ય રીતે પ્રયત્ન કરે તો ઘણાં દુઃખમાંથી મુક્ત થઈ શકે એમાં શંકા નથી. તે માટે પોતાનાં અજ્ઞાન, મોહ, આશાતૃષ્ણા, વિષયલોલુપતા, દૌર્બલ્ય વગેરે જે જે બાબતો આપણાં દુઃખનું કારણ છે, તે બધી તેણે દૂર કરવી જોઈએ. તેને દૂર ન કરતાં જો આપણે આપણી ઇચ્છા, વાસના, આશાતૃષ્ણા વધારતા રહીએ, તો માત્ર ઈશ્વરનું જ્ઞાન થવાથી આપણે શી રીતે મુક્ત થઈ શકીશું? મતલબ કે, માણસે હંમેશાં પોતાનું અંતર તપાસતા રહેવું જોઈએ. આપણી દરરોજની જીવનપદ્ધતિથી આપણો મોહ ઓછો થાય છે કે વધે છે? સ્ત્રી, પુત્ર, ઘર, પરિવાર વિષે આપણી કર્તવ્યનિષ્ઠા વધે છે કે મમત્વ વધે છે? દરરોજ આપણે આપણા શરીરનું પાલનપોષણ કરીએ છીએ તેમાં બીજાની સેવા માટે લાયક અને તત્પર રહેવાનો કોઈ ઉદાત્ત હેતુ છે કે દેહ વિષેની અભિલાષા જ છે? એનું નિરીક્ષણ તેણે કરવું જોઈએ. જન્મ-મરણમાંથી કહો કે દુઃખોમાંથી કહો, ખરેખર જેને મુક્તિની ઇચ્છા હોય, તેણે દુઃખ વધારનારી વાતોનો ત્યાગ કરવો જ જોઈએ. માણસ એક બાજુથી મોહ વધારતો રહે અને તે સાથે જ મુક્તિનીયે ઇચ્છા કરતો રહે, તો ખરેખર તે મુક્તિની ઇચ્છા કરે છે એમ કહી શકાય કે? જે શક્તિ તેને મળેલી છે તેનો તે કેવો ઉપયોગ કરે છે, રોજનું જીવન તે કેવી રીતે ગાળે છે, તે પરથી તેની ખરી ઇચ્છા શી છે તે સમજાય છે. આપણે નીરોગી થવું હોય તો પથ્ય પાળવું જોઈએ ને? રોગ ન જોઈતો હોય તો તે પ્રમાણે આહારવિહાર રાખવો જોઈએ. તે જ પ્રમાણે દુઃખ ન જોઈતું હોય તો તૃષ્ણા, વાસના ઓછી કરવી જોઈએ કે નહિ? હવે તમે તમારી બાબતમાં વિચાર કરી જુઓ. તમને મુક્તિની ઇચ્છા છે તો તે માટે કોઈ તમને વાસનાનો ત્યાગ કરવા — સંયમ પાળવા સૂચવે તો તે તમે માન્ય કરશો કે નહિ?

પ્રશ્ન૦ — અમે ગૃહસ્થ છીએ. તમે કહો છો તે પ્રમાણે સંસારમાં વર્તીએ તો અમારું કેમ ચાલે?

ઉ૦ — તમે ગૃહસ્થ છો તેથી તમારું ગૃહસ્થી જીવન મનુષ્યની ઉન્નતિને બાધક કે પ્રતિકૂળ છે એમ સમજવાનું કારણ નથી. તમે પોતાને કેવળ સંસારી ન સમજતાં ખરેખર ગૃહસ્થાશ્રમી સમજશો, તો તે ભાવનામાંથી તમારી ઉન્નતિ માટે માર્ગ મળશે; એટલું જ નહિ પણ ઉન્નતિનો સરળ માર્ગ ગૃહસ્થાશ્રમમાંથી જ છે એમ તમને અનુભવથી જણાશે. બીજા આશ્રમો પ્રમાણે ગૃહસ્થાશ્રમ પણ આજે ભ્રષ્ટ થયેલો છે, એટલે ગૃહસ્થ જીવનમાં મનુષ્યની ઉન્નતિ થઈ શકતી નથી એ વાત ખરી છે. ગૃહસ્થ એટલે કામી, ક્રોધી, લોભી, લંપટ, મત્સરગ્રસ્ત, બીજાનું સુખ સહન ન કરનારો, સદૈવ સ્વાર્થ સાધનારો, કેવળ પોતાના સુખ માટે બીજા સાથે સંબંધ રાખનારો, જેનો પ્રેમ મતલબી, જેની ભક્તિ મતલબી, જેની બહારથી દેખાનારી ઉદારતાયે મતલબી, પોતાની સ્તુતિ અને બીજાની નિંદા કરવામાં જે નિપુણ, પોતાની સ્ત્રી પોતાની પ્રજા અને પોતે એ સિવાય બાહ્ય જગતનાં સુખદુઃખ વિષે જે બેફિકર, જેના હૃદયમાં માતાપિતા પ્રત્યે ભક્તિ, ભાઈબહેનનો પ્રેમ તથા મિત્ર પ્રત્યે સ્નેહ નથી, તેમને વિષે કર્તવ્યનો વિચાર જેના મનમાં આવતો નથી — પછી રાષ્ટ્રપ્રેમ તથા માનવપ્રેમની શ્રેષ્ઠ ભાવનાનો તો તેના હૃદયને સ્પર્શ પણ ક્યાંથી થાય? — જેને કોઈ પણ બાજુથી તપાસીએ તો જેનામાં ઉદાત્તતા જેવું નથી, ઈશ્વરભક્તિમાંયે જેને સ્વાર્થ સિવાય બીજો હેતુ નથી, અને આ બધાં કારણોથી જે પોતાની અને કુટુંબ વિષેની જંજાળોને લીધે આધિવ્યાધિને લીધે — જુદી જુદી આપત્તિને લીધે સદૈવ અસ્વસ્થ અને ચિંતાગ્રસ્ત રહે છે, તથા ધન વિદ્યાવૈભવ પ્રાપ્ત થયેલાં હોય તોપણ જેને શાંતિ અને પ્રસન્નતા મળતી નથી; આવા પ્રકારની આજના ગૃહસ્થની સ્થિતિ અને વ્યાખ્યા છે. આવા ગૃહસ્થી જીવનમાં માનવી ઉન્નતિ માટે અવકાશ નથી. પરંતુ કોઈ પણ ધર્મમાં ગૃહસ્થની આવી વ્યાખ્યા કહેલી છે કે? આપણા ધર્મમાં પહેલાંની પંચમહાયજ્ઞની યોજના કેટલી ઉદાત્ત હતી? પશુપક્ષી જીવજંતુ સુધ્ધાં — આપણાં સંબંધમાં આવનારાં સર્વેનાં ઋણો દરરોજ પૂરાં કરીને ગૃહસ્થ અને ગૃહિણીએ ભોજન કરવું, એવી ચાલી આવેલી ધર્મની આજ્ઞા છે. ધર્માચરણ પછી બાકીનું અન્ન એ

સાદું અન્ન નહિ પણ અમૃત છે. એટલું પવિત્ર અન્ન બીજા કયા માર્ગે મળવાનું? બધાં પ્રત્યે પોતાનું કર્તવ્ય બજાવ્યા પછી જે પોતે ખાય છે તેના જેવો પવિત્ર અને ઉદાત્ત કોઈ નથી. તેનો પ્રત્યેક વ્યવહાર ઉદાત્ત અને વ્યાપક દૃષ્ટિથી થતો હોય છે. કુટુંબ વિષેની તેની ભાવના વિશાળ હોય છે. માતા, પિતા, ભાઈબહેન, દીકરા દીકરી, મિત્ર, સંબંધી, આપ્ત, પડોશી, ચાકરનોકર, અનાથ, પંગુ, દીન, દુર્બળ, બીમાર, વૃદ્ધ એટલાં જ નહિ, પણ આશ્રિત કે નિરાશ્રિત, પશુપક્ષી સુધ્ધાં બધાંનો તે પોતાના કુટુંબમાં અંતર્ભાવ કરે છે. આવી જાતની વ્યાપક ભાવનાથી તે કુટુંબ અને જગતના કલ્યાણ માટે પોતાનું જીવન ચલાવે છે. તેના જેવો ઉદાર કોણ હશે? તે નિઃસ્વાર્થી હોય છે. તે સત્યધર્મી હોય છે. આવા સાચા ગૃહસ્થાશ્રમી આજે પણ જગતમાં છે. જગતમાં જે ઉદારતા, જે પાવિત્ર્ય, જે પ્રેમ, જે ભૂતદયા દેખાઈ આવે છે, સર્વત્ર સ્વાર્થથી ભરેલા જગતમાં કોઈ કોઈ ઠેકાણે પરાર્થતાનું દર્શન થાય છે, તે બધો તેનો જ પ્રભાવ છે. તે જ સાચા ધર્મને જાગતો રાખે છે અને સંસારમાં પોતાની ઉન્નતિ સાધી લે છે. આવા ગૃહસ્થને અને તેના આશ્રમને કોણ દોષ દઈ શકે?

પરંતુ સંસારમાં રહેવા છતાં જે પોતાના સંબંધીઓને સુખ આપવાનો પ્રયત્ન કરતો નથી, તેના દુઃખનિવારણની કદી ચિંતા કરતો નથી, તે રાષ્ટ્રકાર્યમાં પડ્યો હોય તોયે શું કે ઈશ્વરભક્ત હોય તોયે શું, કે સંન્યાસી થયો હોય તોયે શું? તેથી તેની માનવતા વધતી નથી. કેવળ બાહ્ય સ્થિતિ બદલાવાથી આંતરિક સ્થિતિમાં ફેરફાર થતો નથી. જે ઘરમાં કૃપણ તે બહાર પણ કૃપણ જ રહેશે. જે ઘરમાં સ્વાર્થી તે બહાર પણ સ્વાર્થી જ! પણ ખરો ગૃહસ્થાશ્રમી ગમે ત્યાં ગયો હોય — કોઈ પણ ક્ષેત્રમાં તે પડ્યો હોય, તેનું જીવન ઉદાત્ત ગુણોથી ભરેલું જ જણાઈ આવે છે. હવે તમે જ વિચાર કરીને જુઓ. સંયમ વિના, વાસના, ઇચ્છા કે પોતાની ક્ષુદ્ર અભિલાષા, એ બધાંને અંકુશમાં રાખ્યા સિવાય, આવા પ્રકારનું ઉન્નત જીવન સાધી શકાય કે?

ફરીને કહું છું, તમારું ગૃહસ્થજીવન તમારી ઉન્નતિમાં બાધક છે એમ સમજશો નહિ. તેને બધી રીતે સાધક કરી લેવું એ તમારા હાથમાં છે. પોતાની ક્ષુદ્ર અભિલાષા, કામના, સ્વાર્થ, લંપટતા, મોહ એ બાધક છે. કર્તવ્ય પર ધ્યાન આપીને ઉદાત્ત ભાવનાથી સહૃદયતાથી કૌટુંબિક કર્મો કરતા રહો, મોહથી કરશો નહિ. કુટુંબ વિષેની પોતાપણાની ભાવના શકય તેટલી વિશાળ કરો. પોતાના મનનું નિરીક્ષણ કરવાની ટેવ પાડો. તમે જે કર્મ કરો છો તેનાથી સ્વાર્થબુદ્ધિ વધે છે કે કર્તવ્યબુદ્ધિ અને સહૃદયતા વધે છે તે તપાસતા રહો. તમારા ચિત્તમાં જે અયોગ્ય — અશુદ્ધ — અધર્મ્ય જણાતું રહે તેને દૃઢતાથી કાઢી નાખો. એવી જાતના અભ્યાસની ભૂમિકા તમને સિદ્ધ થાય તો ભક્તિ, યોગ, ચિંતન, પ્રાર્થના વગેરે તમારી ઉન્નતિમાં મદદરૂપ થઈ શકશે. તેવી જાતની ભૂમિકા સધાઈ ન હોય અથવા ઉન્નતિનો દૃઢ સંકલ્પ પણ ન હોય તો બાહ્ય સાધનોનો કશો ઉપયોગ નથી. તમારો ખરેખરો પ્રશ્ન શો છે, જીવનમાં તમારી ખરી અડચણ શી છે, તેનો તમે બરાબર વિચાર કરો. નહિ તો તમારું બધું વાચન અને આ સંભાષણ કેવળ મનોરંજન થશે.

આપણે સારા સારા ગ્રંથો વાંચીએ છીએ, ઉપદેશ સાંભળીએ છીએ, પરંતુ જીવનમાં પોતાની ખરી મુશ્કેલી શી છે — જીવનમાં ખરેખર આપણે શું સિદ્ધ કરવા ઇચ્છીએ છીએ, એ વિષે પોતાના અંતરનું નિરીક્ષણ કરીને આપણે કાંઈ જ વિવેકપૂર્વક નિર્ણય કરેલો નથી હોતો. કશી અડચણ ન પડતાં આપણો સંસાર નિર્વિઘ્નપણે ચાલતો રહે, આપણું તેમ જ જેમની સાથે આપણો પ્રેમસંબંધ છે — જેના પર આપણું સુખ અવલંબેલું છે, તે બધાનું જીવન સુખપૂર્વક વ્યતીત થાય તથા આપણને ધન, માન, પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય, એકંદરે આપણે માનીએ છીએ તે પ્રમાણે આપણો સંસાર સુખપૂર્વકનો થાય, એ જ અથવા એવી જાતનો ઘણાઓનો જીવનનો હેતુ હોય છે. પરંતુ અનેક કારણોને લીધે આ હેતુ સિદ્ધ થઈ શકતો નથી એવું અનુભવથી જણાતાં, કાંઈક વાચન પરથી, કાંઈક સાંભળીને મનુષ્યને લાગે છે કે, ઈશ્વરનું જ્ઞાન થવાથી અથવા આત્મસાક્ષાત્કાર થવાથી જીવનનાં દુઃખોનો અંત આવશે. આ કલ્પનાથી તે જેમ જેમ ધાર્મિક અને આધ્યાત્મિક ગ્રંથો વાંચવા માંડે છે તેમ તેમ તેની આ કલ્પના દૃઢ થતી જાય છે, અને ઈશ્વરનું જ્ઞાન તથા મુક્તિ એ જ પોતાના જીવનનો હેતુ છે એવી ભ્રાંતિ તેને થાય છે. પણ ખરેખર જોઈએ તો ઈશ્વરજ્ઞાન સિવાય તેનું કશું જ અડેલું

હોતું નથી. પોતાના ચાલુ અથવા ભવિષ્યનાં દુઃખ કે ભય સાથે ઈશ્વર વિષેના અજ્ઞાનનો કંઈ જ સંબંધ નથી. છતાં આપણને તે જ્ઞાનની જરૂર છે એમ આપણે આપણું જીવન અને અંતરને ન તપાસતાં માનીએ છીએ. પણ થોડો સૂક્ષ્મ વિચાર કરતાં તમને સમજાશે કે, પોતાનાં અને બીજાનાં ઘણાં દુઃખોનું કારણ આપણાં અને સમાજનાં અજ્ઞાન, મોહ, જડતા, લોભ વગેરે જેવા દોષો તથા સદ્ગુણોનો અને ઐક્યનો અભાવ એ જ છે. તે દોષો દૂર કરવા આપણે બધા પ્રયત્ન કરીએ અને પ્રેમ, મૈત્રી, ઉદારતા પ્રામાણિકતા, સત્ય આદિ ગુણોનું સંવર્ધન આપણા પોતામાં અને સમાજમાં કરતા રહીએ, તો ઈશ્વરનું જ્ઞાન ન થાય તોયે આપણે ઘણાં દુઃખોમાંથી મુક્ત થઈ શકીએ. જીવનમાં ઈશ્વરજ્ઞાનના કરતાં ઈશ્વરનિષ્ઠાની આપણને અધિક જરૂર છે અને તે નિષ્ઠા માટે આજે આપણને તે વિષેનું જે જ્ઞાન છે તે પૂરતું છે.

સારાંશ, આપણે સર્વેએ નિર્દોષ અને સદાચરણી થવાનો પ્રયત્ન કરવો જોઈએ. દોષોનો અભાવ, સદ્ગુણોની સમૃદ્ધિ અને ઈશ્વરનિષ્ઠા, એટલી વાતો આપણે સાધી શકીએ તો આ (કે. માણસને બીજો જન્મ પ્રાપ્ત થાય તો તે) જન્મનાં સર્વે દુઃખો આપણે તરી જઈએ એવો વિશ્વાસ તમે રાખો. આ વિશ્વાસનું સામર્થ્ય અગાધ છે. આવી જાતનું ધ્યેય તમે માનતા હો તો તેમાં તમને સહાયરૂપ થવાને હું આનંદથી તૈયાર છું.

કેદારનાથ

# ઉંચળ્ળીનો ધોધ

સાત સુકાઈ ગયેલા જોગના ધોધના આ વખતના દર્શનની ગમગીની ધોઈ કાઢવા માટે બીજું એકાદ કંઈક ભવ્ય અને પ્રસન્ન દૃશ્ય જોવાની જરૂર હતી જ. કારવાર જિલ્લાના સર્વસંગ્રહ — ગેઝેટિયર — નાં પાનાં ફેરવતાં શોધ થઈ કે, જોગથી સહેજ ઊતરતો ઉંચળ્ળી કરીને એક મજાનો ધોધ શિરસીથી બહુ દૂર નથી. લશિંગ્ટન કરીને એક કલેક્ટરે સન ૧૮૪૫માં એ ધોધની શોધ કરી હતી! જાણે તે પહેલાં કોઈ માણસે એ ધોધ જોયો જ નહિ હોય! અંગ્રેજની આંખે એ ચડ્યો એટલે એને દુનિયામાં સ્થાન મળ્યું!

આ ઉંચળ્ળી ક્યાં છે, ત્યાં ક્યાંથી જવાય, કેમ જવાય? અમારા કાર્યક્રમમાં એ ધોધ બેસે એમ છે કે નહિ, એની તપાસ મેં ચલાવી. શ્રી. શંકરરાવ ગુલવાડીએ જોયું કે, હવે ઉંચળ્ળીનો કાર્યક્રમ ગોઠવ્યા વગર શાન્તિ કે સ્વાસ્થ્ય મળવાનાં નથી. અને તેઓ મારા કરતાં ઓછા ઉત્સાહી થોડા જ હતા? એમણે કહ્યું કે, જ્યારે વીજળી પેદા કરવાની દૃષ્ટિએ કારવાર જિલ્લાના ધોધોની તપાસ — 'સરવે' થઈ ત્યારે એંજિનિયર લોકોએ ઉંચળ્ળીના ધોધને પહેલે સ્થાને મૂક્યો હતો; ગેરસપ્પાના એટલે કે જોગના ધોધને બીજે નંબરે મૂક્યો હતો; આગોડનો ત્રીજે, અને સૂપા પાસે છે એ ચોથો.

સમુદ્ર સાથે કારવાર જિલ્લાની દોસ્તી બાંધી આપનાર ચાર મુખ્ય નદીઓ છે — કાળીનદી, ગંગાવળી, અઘનાશિની અને શરાવતી. આમાંની શરાવતી અથવા બાલનદી હોન્નાવર પાસે સમુદ્રને મળે છે. દસ વરસ પહેલાં જ્યારે જોગનો ધોધ બીજી વાર જોયો હતો ત્યારે આ જ શરાવતી નદી ઉપર હોડીમાં બેસી હોન્નાવરથી અમે ઉપલાણે ગયા હતા. શરાવતીનો કાંઠો એટલે વનશ્રીની ઉજાણી.

આ વખતે જ્યારે હુબળીથી અંકોલા ને કારવાર અમે ગયા ત્યારે આરબેલ ઘાટમાંથી નાગમોડી રસ્તો કાઢતી ગંગાવળીને અમે જોઈ હતી. અને અંકોલાથી ગોકર્ણ જતાં એના પૃષ્ઠભાગ ઉપર નૌકાક્રીડા પણ કરી હતી. કાળીનદીનાં દર્શન તો મેં નાનપણમાં જ કર્યાં હતાં. પચાસ વરસ પહેલાંનાં એ સંસ્મરણો દસ વરસ પહેલાં તાજાં પણ કર્યાં હતાં અને આ ફેરે પણ કારવાર જતાંવેંત કાળીનદીનાં બે વાર દર્શન કર્યાં હતાં. પણ એટલેથી સંતોષ ન થયો, તેથી કારવારથી દળગા સુધીની ૧૦ માઈલની મુસાફરીની જાત્રા હોડીમાં કરી લીધી.

ચોથી નદી તે અઘનાશિની. એનું નામ જ કેટલું પાવન! એ નદી ગોકર્ણની દક્ષિણે તદડી બંદર પાસે આડી અવળી ખૂબ ખૂબ ફેલાય છે, પણ સમુદ્રમાં પહોંચવા માટે માત્ર એને નાનકડો જ માર્ગ મળે છે. આ અઘનાશિની જ્યાં સમુદ્રને મળવા માટે ઉતાવળ કરી સહ્યાદ્રિના પહાડ પરથી ભૂસકો મારે છે, તે જ ઉંચળ્ળીના ધોધ તરીકે ઓળખાય છે.

અમે સિદ્ધાપુરથી શિરસીનો રસ્તો લીધો. પણ શિરસી સુધી જવાને બદલે એક રસ્તો પશ્ચિમ તરફ ફંટાતો હતો, એ લઈને અમે નીલકુંદ સુધી પહોંચ્યા. ત્યાં ગોપાળ મડગાંવકરના કાકા રહેતા હતા. ઠીક પ્રતિષ્ઠિત જમીનદાર. એમની સ્વાગતાનો સ્વીકાર કરી અમે ઉંચળ્ળીની શોધમાં ઊપડ્યા. નીલકુંદથી હોસતોટ (=નવો બગીચો) જવાપણું હતું. લશ્કરી 'જીપ'ની સગવડ મળેલી હોવાથી જંગલી રસ્તો પાર કેમ કરાશે એ ચિંતા લગભગ ઓસરી ગઈ હતી. આ હોસતોટથી હોન્નેકોંબ (=સોનાનું શિંગડું) તરફ જવાનો રસ્તો અમારે લેવાનો હતો. પણ એ રસ્તે મોટર તો શું, બળદગાડી કે પાલખી પણ ન જઈ શકે. એ તો વાઘનો રસ્તો કહેવાય.' માણસ પણ વાઘ જેવો થઈને જ એવે રસ્તે જાય. અમે અમારી જીપને એક ઝાડની છાયામાં આરામ કરવા મૂકી દીધી, અને अथातो घोषजिज्ञासा કહી જંગલમાંથી રસ્તો કાઢવાની શરૂઆત કરી. હોસતોટથી એક સ્થાનિક જુવાન હાથમાં મોટો 'કોયતો' લઈ અમારી આગળ ચાલ્યો. એ બિચારાને ધીમે ચાલવાની ટેવ નહિ, અને સૃષ્ટિસૌન્દર્ય નિહાળવાની લત નહિ! એ તો આગળ ને આગળ ચાલ્યો અને અમને એનો બહુ જ ઓછો ઉપયોગ થયો. અમે થોડુંક આગળ ચાલ્યા. ચઢ્યા અને ઊતર્યા — ચઢ્યા અને ઊતર્યા — ત્યાં જંગલ ઘનદાટ થવા લાગ્યું. થોડા વખત પછી એ ઘનઘોર થયું.

So steep the path, the foot was fain,
Assistance from the hand to gain.

અમારી મુખ્ય મુશ્કેલી પગ તરફની કેડીની હતી. ત્યાં એટલાં બધાં સુકાયેલાં પાંદડાં ભેગાં થયાં હતાં કે પગ ન લપસે તો આશ્ચર્ય! મહેર માલિકની કે એ પાંદડાંમાંથી સરસર કરીને કોઈ સરપ ન નીકળ્યો. નહિ તો અમારી ઉંચળ્ળી ત્યાંની ત્યાં જ રહી જાત. જ્યાં આકરો ઉતાર હોય ત્યાં લાકડી વતી પાંદડાં ખસેડી કોઈ મજબૂત પથરો કે ઝાડનું ચગડ મૂળિયું મળે છે કે કેમ એ જોવું પડતું.

બપોરનો બાર વાગ્યાનો વખત હતો. પણ અંદર તડકો આવે ત્યારે ને? અમે ચાલીને ગરમ ન થયા હોત તો ત્યાં ટાઢ જ વાત! થોડાક આગળ જઈએ અને એકબીજાને પૂછીએ, 'આપણે કેટલું આવ્યા હઈશું? હવે કેટલું બાકી છે?' બધા જ અજ્ઞાન. પણ સિદ્ધાપુરથી એક આયુર્વેદિક ડૉક્ટર કૅમેરા લઈને અમારી સાથે આવ્યા હતા. એ ભાઈ એક વરસ પહેલાં બીજે ક્યાંકથી ઉંચળ્ળી ગયા હતા. તેટલા જૂના અનુભવ પરથી એ અમને બાકીનો રસ્તો કેટલો છે એનો અડસટ્ટો કહેતા હતા! વચમાં વચમાં અમારો નામમાત્રનો રસ્તો પણ બંધ થતો. આગળ ક્યાંથી જવાનું એનો અંદાજ જ કરવો પડતો. પણ ખરી મુશ્કેલી રસ્તો બંધ થવાથી નથી ઊભી થતી; પણ જ્યારે એક કેડી ફંટાઈને સામે બે કેડી થઈ જાય, અને સાચી બાજુ કઈ એ બતાવનાર કોઈ ન હોય અને આંધળો અંદાજ કરનાર એક સાથીના અભિપ્રાય સાથે આપણો એટલો જ આંધળો અંદાજ મળતો ન હોય, ત્યારે ખરી મૂંઝવણ પેદા થાય છે. અને છેવટે यद् भावि तद् भवतु 'જે થવાનું હશે તે થાઓ' એમ કરીને નસીબને ભરોસે એકાદ કેડી પકડવી પડે છે.

એક જણે કહ્યું કે દૂરથી ઘોધનો અવાજ સંભળાય છે. મારા કાન બહુ તીક્ષ્ણ નથી. એકે ક્યારનું રાજીનામું આપ્યું છે અને બીજો કાન કામ પૂરતું જ સાંભળે છે. પણ કલ્પનાશક્તિ વિષે એમ ન કહી શકું. મેં કાન અને કલ્પના બંનેને જોરે સાંભળવાનો પ્રયત્ન કર્યો પણ જેને ધોધનો અવાજ કહી શકાય એવું કશું જ સંભળાયું નહિ. ક્યાંક મધમાખો બણબણતી હોત તોપણ હું કહેત કે 'હા હા, ધોધ સંભળાય છે ખરો.' અગવડવાળી મુસાફરીમાં સાથ આપનાર સાથે ઝટ સહમત થવાના યાત્રાધર્મમાં હું પૂર્ણપણે માનું છું! પણ અહીં હું લાચાર હતો.

એક તરફ જંગલની ભીષણ સુંદરતા હું માણતો હતો અને બીજી તરફ ચિ. સરોજના કેટલા બેહાલ થતા હશે એ ચિંતાથી એની તરફ જોતો હતો. જ્યારે સરોજે કહ્યું કે, 'આવી જંગલની મુસાફરીને અંતે કોઈ ધોધ જોવાને ન મળે તોયે આવ્યાનું સાર્થક થયું ગણાય. કેટલું મજાનું જંગલ છે! આ મોટાં મોટાં ઝાડો અને એમને બાંધી દેનાર વેલાઓ — બધું જ મજાનું છે,' ત્યારે મને ઘણું સમાધાન થયું.

આગળ જતાં જ્યારે રસ્તો લગભગ અશક્ય થયો અને એક હાથે લાકડી અને બીજે હાથે કોઈનો ખભો પકડીને ઊતરવાનું પણ શંકાસ્પદ થયું, ત્યારે પણ સરોજ કહે, 'મારો ઉત્સાહ ઓછો નથી થયો, પણ બીજાને અગવડરૂપ થાઉં છું એ ખ્યાલથી જ નાસીપાસ થાઉં છું. આટલો ઉતાર પાછો ચડવાનો છે એનો પણ ખ્યાલ રાખવાનો છે.' મેં કહ્યું, 'એક વાર ઉંચળ્ળીનાં દર્શન કરીએ પછી પાછા જવાનું

કોઈ ને કોઈ રીતે થશે જ. આપણે પૂરતો આરામ લેતાં લેતાં જઈશું. અહીં સુધી આવ્યાં છીએ, અને હવે ધોધનો અવાજ પણ સંભળાય છે એટલે આગળ વધ્યા વગર છૂટકો નથી.'

અમારા માર્ગદર્શકે નીચે જઈને કૂક કરી. ડૉક્ટરે કહ્યું, 'એણે પાણી જોયું લાગે છે.' અમારો ઉત્સાહ વધ્યો. અમે ફરી ઊતર્યા અને વધુ ઊતર્યા. આગળ ગયા. પછી જમણી બાજુએ ગયા અને આખરે — જેને માટે આંખો તલસની હતી તે ધોધનું માથું નજરે પડ્યું!

એક સાંકડી ખીણની આ બાજુ અમે હતા અને સામી બાજુએથી અઘનાશિનીનાં પાણી, જે અમે સવારથી કરેલા છપની મુસાફરીમાં ત્રણ ચાર વાર ઓળંગ્યાં હતાં, તે અહીં એક મોટા પથરાના ત્રાંસા પડ પરથી નીચે પહોંચવાની તૈયારી કરતાં હતાં. ગીત જેમ તંબૂરાના તાલ સાથે જ સંભળાય, તેમ જ ધોધનાં દર્શન ધમધમના નગારાના સાથની સાથે જ કરાય.

ઉંચળજીનો ધોધ જોગના રાજા ધોધની પેઠે એક ભૂસકે નીચે નથી પહોંચતો. સવારની પાતળી ઊંઘનો દરેક કકડો જેમ આપણે અર્ધજાગ્રત સ્થિતિમાં માણીએ છીએ, તેમ જ અઘનાશિનીનાં પાણી પગથિયે પગથિયે કૂદીને ધોળા રંગનો અનેક ભાતવાળો પડદો બનાવે છે. આટલાં ધોળાં પાણીમાં જગતનું કાળામાં કાળું પાપ પણ સહેજે ધોવાઈ જાય.

સૂપડામાં ધાન મૂકી સૂપડું ત્રાંસું ત્રાંસું હલાવાય છે ત્યારે જેમ દાણા નાચતા નાચતા જમણી બાજુના ખૂણા તરફ દોડે છે અને સાથે સાથે આગળ પણ જાય છે, તેમ જ અહીંનાં પાણી પહાડના પથરા પરથી ઊતરતાં ત્રાંસાં પણ દોડે છે અને ફીણનાં વલયો કરતાં ભૂસકા પણ મારે છે. એક ઠેકાણે પાણીએ અવતાર કર્યો કે તરત ફરી ત્યાં અંગરખાના ઘેરાવાની પેઠે કે ધોતિયાની કલ્લીની પેઠે એ ફેલાવા લાગે છે અને અનુકૂળ દિશા મેળવી ફરી ભૂસકો મારે છે.

હવે તો આ પાણી આમ કેટલાં નખરાં કરવાનાં છે અને અંતે ક્યાં સુધી પહોંચવાનાં છે એ જાણ્યા વગર છૂટકો જ ન હતો. અમારામાંથી કેટલાક આગળ ચાલ્યા. ફરી ઊતરો, હજી ઊતરો; ઝાડની લચકવાળી ડાળો પકડીને ઊતરો. એમ કરતાં કરતાં આખા ધોધનો અખંડ સાક્ષાત્કાર કરતા એક મોટા પથ્થરને માથે પહોંચ્યાં. એ કરાડને માથે ઊભા રહી સામી કરાડ પરથી અવતરતા પાણીના પદક્રમ નિહાળવા એ જીવનનો અનેરો લહાવો હતો. અમે મીટ માંડીને પાણીને નિહાળતાં હતાં, પણ પાણી કાંઈ અમને નિહાળવા જેટલાં નવરાં ન હતાં. એ હતાં પોતાની મસ્તીમાં ચૂર. કપૂરના ચૂરામાં જે ધોળા રંગનો ઉત્કર્ષ હોય છે તે જ આ જીવનાવતારમાં હતો.

ભગવાન સૂર્યનારાયણ માથા પરથી અમને પોતાના આશીર્વાદ આપતા હતા. પરસેવાનાં ટીપાંના રેલા અમારા લમણા પરથી ગમે તેટલા પડે તોયે તે સામેના ધોધ આગળ કોઈનું ધ્યાન થોડું જ ખેંચી શકે? સૂર્યનારાયણના આશીર્વાદ ઝીલવાની શક્તિ જેમ ઉંચળજીના ધોધમાં હતી તેમ તે મારામાં ન હતી. પાણી ચળકીને ધોળા રેશમની કે સાડીનની શોભા બતાવવા લાગ્યાં. A moving tapestry of white satin and silver filigree.

કટકમાં ચાંદીમાંથી ઝીણા ઝીણા તારો ખેંચી કાઢી એનાં અત્યંત નાજુક અને અત્યંત મોહક ઘરેણાં બનાવે છે. તારનાં પીપળપાન, કમળો, કરંડકો – અનેક પ્રકાર મેં ઓરિસ્સામાં ધરાઈને જોયા છે અને કહ્યું છે, 'આ ઘરેણાંએ કટકનું નામ સાર્થક કર્યું ખરું.'

કુદરતને હાથે ઘડાતાં અને ક્ષણે ક્ષણે બદલાતાં રૂપાનાં રૂપાળાં ઘરેણાં અહીં ફરી વાર જોઈ કટકનું સ્મરણ થયું. સોનાના ઢાંકણાથી સત્યનું રૂપ ઢંકાતું હશે, પણ રૂપાના આ જીવંત તાર-કામથી કુદરતનું સત્ય અદ્ભુત રીતે પ્રગટ થતું હતું. 'હવે આ સત્યનું શું કરું? કઈ રીતે એને પી જાઉં? એને ક્યાં સંઘરું? શી રીતે ઊંચકીને લઈ જાઉં?' એવી મીઠી મૂંઝવણ હું અનુભવતો હતો. એટલામાં જૂની ટેવને કારણે, વગર ઇરાદાએ, કંઠમાંથી ઈશા વાસ્યનો મંત્ર જોરથી ગૂંજવા લાગ્યો. હા, ખરેખર — આ જગત એના ઈશથી ઢાંકવું જ જોઈએ — જેમ સામેનો ત્રાંસા પડવાળો પથ્થર પાણીના પડદાથી ઢંકાય છે અને એ પડદો ચૈતન્યના ચળકાટથી ઢંકાય છે, તેમ જ. જે જે નજરે પડે છે — પછી તે ચર્મચક્ષુની નજર હોય કે કલ્પનાની દૃષ્ટિ હોય — બધું જ આત્મતત્ત્વથી ઢાંકી દેવું જોઈએ. તો જ અલિપ્ત ભાવે અખંડ જીવન આખર સુધી માણી શકાય. માણસને માટે બીજો રસ્તો નથી.

નજર નીચે ગઈ ત્યાં એક શીતળ કુંડ પોતાની લીલી નીલાશમાં ધોધનાં પાણી ઝીલતો હતો અને પરિગ્રહ સારો નહિ એ જાણવાથી થોડી જ વારમાં એક રૂપાળા પ્રવાહમાં એ તમામ જથ્થાને વહેતો કરતો હતો.

અઘનાશિની પોતાનાં વાંકાંચૂકાં વહેણ દ્વારા આસપાસની તમામ ભૂમિને પાવન કરવાનું અને માણસજાતનું વાંકુંચૂકું (जुहुराण) પાપ (एनस्) ધોઈ કાઢવાનું પોતાનું વ્રત અવિરત ચલાવતી હતી. મેં એને અંતે પ્રાર્થના કરી:—

युयोध्य स्मत् जुहुराणं एनः
भूयिष्ठां ते नम उक्तिं विधेम ।

હે અઘનાશિની! અમારું વાંકુંચૂકું કુટિલ પાપ લઈ કાઢ. અમે તારે માટે ઘણાં ઘણાં નમસ્કારનાં વચનો રચીશું!

काका कालेलकर

# जोगनो कोरो धोध

કયા કવિએ કહ્યું છે તે યાદ નથી પણ એનો એ વિચાર મારી ભાષામાં મૂકી દઉં.

પહાડ જેવાં મોજાંઓ ઉછાળતો સમુદ્ર ભયાનક ખરો, પણ જો એનું પાણી બધું સુકાઈ જાય, ખાલી થઈ જાય, તો હજારો માઈલ સુધી ફેલાયેલા એના એ ઊંડા ખાડા કેટલા ભયાનક થશે એની કલ્પના પણ થતી નથી. કોઈ દુર્જન પાસે સંપત્તિના ભંડાર હોય તો એનો એ દુરુપયોગ કરી પ્રજાને રંજાડશે એ ખરું, પણ જો એની પાસેથી એ સંપત્તિ નષ્ટ થઈ જાય અને ભૂખ્યો બંગાલી બને તો એ કઈ રાક્ષસી દુષ્ટતા ન કરે? સારું જ છે કે સમુદ્ર પાણીથી ભરપૂર છે અને દુર્જનો પાસે એની દુષ્ટતાની આગ હોલવવા પૂરતી સંપત્તિ રહે છે.

ગેરસપ્પાના જોગના ધોધમાંથી રાજાનો ધોધ સુકાયેલો જોઈ કવિની ઉપરની ઉક્તિ યાદ આવવાનું કશું કારણ ન હતું. પણ એ ઉક્તિ યાદ આવી ખરી.

'૨૭ની સાલમાં જ્યારે પહેલવહેલો જોગનો ધોધ જોયો ત્યારે એ પોતાનો વૈભવ સોળે કળાએ ધોધાવતો હતો. પાણીનો મુખ્ય પ્રપાત પોતાના પ્રચંડ જથ્થા સાથે ૮૪૦ ફૂટ ભૂસકો મારતો હતો અને નીચલી ખીણમાં ધોધના પ્રવાહે જ તૈયાર કરેલી ૧૫૦ ફૂટ ઊંડા તળાવની ગાદી ઉપર પડતું મૂકતો હતો. એ મુખ્ય પ્રવાહની પ્રતિષ્ઠા વધારવા એની બે બાજુથી મોતીની માળા જેવી પાણીની અનેક ધારો બંને બાજુએ, અનેક ભાત સાથે પડતું મૂકતી હતી. એની દક્ષિણે ત્રાંસા પગથિયા ઉપર કૂદતો કૂદતો રુદ્ર પોતાનાં પાણી, અર્ધા પાત પછી, રાજાના પાણીમાં ફેંકી દેતો હતો. રાજાની ગર્જના મોટે ભાગે નીચે પહોંચ્યા પછી જ પેદા થાય છે. રુદ્રનો ધોધ રાવણની પેઠે પોતાના જન્મ સાથે જ બરાડા પાડતો થાય છે.

એ બન્ને ધોધ અદ્ભુત તો ખરા જ. પણ તે વખતે મને જે દૃશ્ય અલૌકિક લાગ્યું તે વીરભદ્રની ઊછળતી જટાઓનું. એ દૃશ્ય મને ફરી કોઈ કાળે જોવાને મળ્યું જ નથી. અને કોઈ ફોટામાં પણ એ વીરભદ્રી જટાનું ચિત્ર આવ્યું નથી.

છેલ્લો પ્રપાત પાર્વતીનો. એ જોતાંવેંત મનમાં સ્ત્રીદાક્ષિણ્ય જ ઊપજે.

ત્યાર પછી દસ વરસે જ્યારે જોગનું ફરી દર્શન કર્યું, ત્યારે રાજાનો ધોધ ઘણો ક્ષીણ થયો હતો. વીરભદ્રની જટાઓનું મુંડન થયું હતું. રુદ્રના બરાડા ઓછા થયા ન હતા, પણ એનો એ મોટો તાલ જોગના ક્ષીણ ધોધ સાથે ભળતો ન હતો. અને પાર્વતી તો સાવ તન્વંગી થઈ હતી.

પણ આ બધા સંકોચને ભુલાવી નાખે એવી ખૂબી તો ધોધની ઠંડી વરાળમાંથી ઉત્પન્ન થતા ઇન્દ્રધનુષ્યના ભ્રૂવિલાસની હતી. અમે એ શોભા જેટલી બાજુથી જોવા જઈએ, તેટલી બાજુથી ઇન્દ્રધનુષ્યો પોતાનું મોં ફેરવીને નવું નવું સૌન્દર્ય પ્રગટ કરતાં હતાં.

બરાબર દસ વરસ પછી જોગનો એ જ ધોધ જોવા માટે જ્યારે આ વખતે અમે ગયા ત્યારે ચારમાંથી ત્રણ ધોધ સાવ સુકાઈ ગયા હતા. રુદ્રને અભાવે બધે સ્મશાનશાન્તિ થઈ હતી. રાજા સુકાઈ જવાથી એની પાછળની — એકની નીચે એક — એવી બે મોટી ખીણો સંભાજીની કોતરી કાઢેલી આંખો જેવી ભયાનક દેખાતી હતી. પાર્વતી જાણે દક્ષના યજ્ઞમાં બળીને ભસ્મ થઈ હતી, અને વીરભદ્ર દક્ષનો નાશ કર્યા પછી કંઈક શાન્ત થઈને પોતાના સ્વામીના સસરાના મૃત્યુ પર નીરવ આંસુ સારતો હોય એવો દેખાતો હતો. આટલી ગમગીની મહાભારત યુદ્ધ પછી પણ કુરુક્ષેત્ર પર છવાઈ નહિ હોય!

પહેલી વાર અમે ગયેલા તે શિમોગા-સાગરને રસ્તે. ગુજરાતના રેલસંકટના દિવસોમાં બીજી વાર ગયા ત્યારે ધરાદાપૂર્વક સમુદ્રને છેડેથી અવળે ક્રમે શરાવતીની અંદર ઉપલાણે પ્રવાસ કરીને. પૂર્વજોએ કહ્યું છે:

नदीमुखेनैव समुद्रमाविशेत् । અમે એ શિખામણથી બરાબર ઊલટા શરાવતી-સાગરસંગમથી નૌકામાં બેસીને જોગના પ્રપાતના પગથિયા સુધી પહોંચ્યા હતા. અને ત્યાંથી પહાડની કેડીએ ધોધને માથે ચઢ્યા હતા. આ વખતની ત્રીજી મુસાફરી અમે ત્રીજે જ રસ્તે કરી. શિરસીથી સિદ્ધાપુર જઈ ત્યાંથી અમે એ ધોધની મુંબઈ બાજુએ પહોંચ્યાં. ત્યાં રાજાને માથે વિરાજતી એક મોટી શિલા ઉપર આડા સૂઈને નીચેનું રોમહર્ષણ દૃશ્ય અમે જોયું. ગોખલા જેવી ભયાનક ખીણને માથે પહોંચીને અંદર જોતાં આખા શરીરને કંપ છૂટે છે. આ શિલા પોતાના જ ભારથી છૂટી થાય તો, એવી શંકા મનમાં ઊઠ્યા વગર રહેતી નથી.

એ શિલાને પડખે એટલી જ મોટી અને એટલા *જ ભયાનક સ્થાને આવેલી બીજી શિલા છે. એના* ઉપર પ્રાચીન કાળમાં કોઈ રાજાનો લગ્નમંડપ ઊભો કર્યો હશે. અત્યારે એ મંડપના ચાર થાંભલા બેસાડવાના ચાર કાણાંનો મોટો ચોરસ એ શિલા ઉપર દેખાય છે. ભયાનક ધોધની કરાડને કાંઠે મંડપ ઊભો કરી પરણનાર રાજાની કાવ્યમય વૃત્તિની બલિહારી ! એવા શોખવાળા રાજા સાથે પરણનાર રાજકન્યાને એ મંડપમાં બેસતાં શું શું થયું હશે ! કોકે કહ્યું : " ભીષણ રસના રસિયા એ રાજાને નામે જ એ ધોધનું નામ પાડવામાં આવ્યું છે." મેં મનમાં વિચાર કર્યો કે ત્યારે એની પરણેતર રાજકન્યાનું નામ આપણે જાણતા નથી એનો લાભ લઈને, એને જ આપણે પાર્વતી કેમ ન કહીએ ? પર્વતને કિનારે એ પરણી એટલું કારણ બસ નથી ?

પહાડમાં ગોખલા જેવી ખીણો મેં નથી જોઈ એમ નથી. મસ્જિદોમાં પણ દીવાલમાં ઊંડાણ સાધી એને કિનારે મહેરાબ ગોઠવે છે. પણ રાજા તળેનો ગોખલો તો કાળપુરુષના મોઢા કરતાં પણ મોટો. અને બોખો તો ખરો જ. એની અંદર જ્યાં જગા મળે ત્યાં પક્ષીઓ પોતાના માળા બાંધે છે અને વીણી આણેલા અનાજના દાણા સંઘરે છે.

મુંબઈ બાજુએ એટલે કે ઉત્તરની બાજુએ ધરાઈને જોયા પછી અમે મોટરમાં બેસી પૂર્વ તરફ ગયા. ત્યાં બે હોડીના બનાવેલા એક તરાપા ઉપર ( આવા તરાપાને અહીં જંગલ કહે છે. એવા જંગલ ઉપર ) અમારી મોટર ચડાવીને અમે શરાવતી નદી ઓળંગીને દક્ષિણ કિનારે ગયા. ત્યાંથી મૈસૂર સરકારની અતિથિશાળા પાસેથી એ આખી ખીણનું દૃશ્ય ફરી વાર જોયું. વીસ વરસ પહેલાં આ જ ઠેકાણેથી રાજા, વીરભદ્ર અને પાર્વતીનું દેવદુર્લભ દૃશ્ય જોયું હતું. આ વખતે એ કોરા દૃશ્યમાં કાવ્ય ન હતું એમ નથી. એક નીચે એક એવા બે મોટા ગોખલા, ૮૪૦ ફૂટનું પતન માપી કાઢે એવું દૃશ્ય વિધાતાની વિવિધ સૃષ્ટિમાં જ્યાં ત્યાં થોડું જ જોવાને મળવાનું હતું ?

મારા મનમાં છવાયેલો વિષાદ ખીણના ઝાડો ઉપર મેં ન જોયો. બંને ગોખલામાં ગોળ ગોળ ચક્કર લેતાં પક્ષીઓ પણ વિષણ્ણ લાગતાં ન હતાં. આકાશમાં તરતાં રહી ધોધની ખીણમાં ડોકિયું કરનાર વાદળાંઓ પણ ગંભીર દેખાતાં ન હતાં. પછી પોલાણનું એ દૃશ્ય જોઈ હું જ શા માટે આટલો અસ્વસ્થ થાઉં છું ? વીસ વરસ પહેલાં અહીં જોયેલી જળની સમૃદ્ધિ યાદ કરીને ? પણ એ જળસમૃદ્ધિ કાયમને માટે થોડી જ અલોપ થઈ છે ? હજારો વરસ થયાં, દર ઉનાળે આવું કોરાપણું જોવાને મળતું હશે. અને દર ચોમાસે ભારંગી આખી ખીણને સર્વત્ર જળબંબોળ કરતી હશે. આ ઘટમાળ ચાલ્યા જ કરવાની. तत्र का परिदेवना ?

જોગના ધોધના આ ત્રીજા દર્શન પછી અહીંના ઇતિહાસનો અમે નવો અધ્યાય ખોલ્યો.

વીસ વરસ પહેલાં મેં સાંભળ્યું હતું કે આ ધોધનાં પાણીમાંથી મૈસૂર સરકાર વીજળી પેદા કરવા માગે છે. મુંબઈ સરકાર અને મૈસૂર સરકાર વચ્ચે એ બાબતમાં પત્રવ્યવહાર ચાલે છે. એ બે સરકાર એકમત થઈ નથી, તેથી જ વીજળીની એ યોજના અમલમાં મુકાઈ નથી.

તે વખતે મનમાં મેં ઇચ્છ્યું હતું કે ભગવાન કરે ને એ બે એકમત ન થાય. વીજળી પેદા કરી કારખાનાંઓ ચાલશે અને દેશની સમૃદ્ધિ વધારવાને બહાને દેશના ગરીબો પિલાશે એવી બીક મારા મનમાં હતી. અને તેથીય વધારે અકળામણ એ હતી કે યંત્રો આવશે એટલે ધોધ તૂટી જશે અને કુદરતનું આ ભવ્ય દર્શન કાયમને માટે મટી જશે. પણ મારી એ બીક સદ્ભાગ્યે સાચી ન નીવડી.

ઇજનિયર લોકોએ ધોધને ખૂબ ઉપલાણે એક બાંધ બાંધી પાણીનો જથ્થો રોક્યો છે. હજી એ કામ પૂરું થયું નથી. બાંધ બાંધીને જે પાણી રોક્યાં છે એની ચાર નહેરો એક બાજુએ લઈ જઈ મૈસૂરની બાજુએ ધોધથી ઠીક દૂર, ટેકરી પરથી નીચે છોડી દીધી છે — ધોધના રૂપમાં નહિ પણ ચાર મહાકાય

ત્રાંસા ઊતરેલા નળ દ્વારા. પાણી નળ દ્વારા જ્યાં નીચે પહોંચે છે ત્યાં એ પાણીના વેગથી ચાલનારાં યંત્રો ગોઠવી એમાંથી વીજળી પેદા કરવામાં આવે છે. એટલી બધી વીજળી પેદા થશે કે મૈસૂર રાજ્યની ભૂખ ભાંગીને થોડીક વીજળી હૈદરાબાદના રાજ્યને અપાશે. અને મુંબઈ સરકારની હોન્નાવરની સરહદ ઉપરથી શરાવતી નદી જાય છે એટલા માટે અમુક હજાર કિલોવૅટ વીજળી મુંબઈ સરકારને પણ અપાશે. એ વીજળી પર પહેલો હક હોન્નાવર તાલુકાનો અને કારવાર જિલ્લાનો ગણાય. પણ એ જિલ્લો ઔદ્યોગિક દૃષ્ટિએ હજી ખીલેલો નથી એ કારણસર વીજળી ધારવાડ જિલ્લાને અપાશે એમ નક્કી થયું છે આથી કારવાર જિલ્લાના લોકો નારાજ થયા છે. કારવાર જિલ્લાની ખનિજ-સંપત્તિ અને ઉદ્દભિજ-સંપત્તિ ધારવાડ જિલ્લા કરતાં અનેક ગણી છે. એને સમુદ્રકિનારો હોવાથી એનો વેપાર પણ ખૂબ ખીલે એવો છે. કારવાર જિલ્લામાં કાળી, ગંગાવળી, અઘનાશિની અને શરાવતી એ ચાર નદીઓ નૌકાનયનને અનુકૂળ હોવાથી એ જિલ્લાનું ઉદ્યોગીકરણ બહુ સહેલું છે. પણ આજે એ જિલ્લામાં મોટા ઉદ્યોગો નથી એમ કહીને એને વીજળી આપવાની ના પડાય છે અને એની પાસે વીજળી નથી માટે ત્યાં ઉદ્યોગોની ખિલવણી થઈ ન શકે એમ એને સંભળાવવામાં આવે છે. તામિલ ભાષાની એક કહેવત પ્રમાણે 'લગન થતાં નથી માટે છોકરીનું ગાંડપણ મટતું નથી. અને ગાંડપણ મટતું નથી' એટલા માટે લગન થતાં નથી' — એના જેવી આ સ્થિતિ છે.

હું આશા રાખું છું કે સ્વરાજ્ય-સરકાર દ્વારા આ અન્યાય દૂર થશે અને કારવાર જિલ્લાને શરાવતીની વીજળી મળશે. એ ઉપરાંત કારવાર પાસે ઉંચળી, માગોડ જેવા બીજા પણ નાનામોટા ત્રણચાર સરસ ધોધો છે. શરાવતીની વીજળી મળે એટલે એની મદદથી બીજા ધોધો પણ પલાણાશે. અને કારવાર જિલ્લામાં વરસાદની પેઠે વીજળીની પણ સમૃદ્ધિ થશે. જ્યાં ચાર નદીઓ પહાડી ઊંચાઈએથી ધબ દઈને નીચે પડે છે ત્યાં આજે નહિ તો કાલે માણસ વેપારી વીજળી પેદા કરવાનો જ.

મને સંતોષ થયો એટલા જ માટે કે શરાવતીનાં પાણીમાંથી વીજળી તૈયાર કર્યા છતાં જોગના ધોધનું પ્રાકૃતિક સ્વરૂપ છાંટાભાર ખંડિત થવાનું નથી. બાંધને લીધે ગમે તેટલાં પાણી રૂંધી રાખ્યાં હોય તોયે નદીના સામાન્ય પ્રવાહનાં પાણી ઓછાં નથી થતાં. ચોમાસાનાં પાણી ભરી લીધા પછી હંમેશનો પ્રવાહ હંમેશની પેઠે જ ચાલવાનો. એમાં પ્રવાહની દિશા, ગતિ કે પાણીનો જથ્થો — કશામાં ઊણપ આવવાની નથી. ઊલટો લાભ એ થશે કે ઉનાળાના દિવસોમાં હજારો વરસ થયાં જે ધોધ સુકાઈ જતો હતો તે, એકાદ દિવસ ધારીએ તો બાંધના ખજાનામાંથી પાણી છોડીને ગમે તેટલા પ્રચંડ અને તોફાની રૂપમાં પ્રત્યક્ષ કરી શકાય. જેને જોઈને આકાશમાંના ઉનાળાના દેવો પણ ચકિત થઈ જાય. બલિહારી માનવી વિજ્ઞાનની !*

દુર્ગા અષ્ટમી
૨૦-૪-'૪૭
મુંબઈ

काका कालेलकर

* 'લોકમાતા'ની સુધારેલી નવી આવૃત્તિમાંનો લેખ. પુસ્તક જુલાઈમાં પ્રગટ થશે

# આજીવન તેજસ્વી વિદ્યોપાસક

પાલિ ભાષાના અને બૌદ્ધ ધર્મના આધુનિક પ્રખર વિદ્વાન શ્રી કોસંબીજી સેવાગ્રામમાં તા. ૪થી જૂન ૧૯૪૭ને રોજ દેહત્યાગી થયા. તેમનો જન્મ ૧૮૭૬માં ગોવા પ્રાંતમાં થયેલો. સામાન્ય સાંસારિક આપત્તિમાંથી તેમનું મન બુદ્ધ ભગવાન અને બૌદ્ધ ધર્મ તરફ કેવી રીતે વળ્યું, તથા તેમને વિષેનું તલસ્પર્શી જ્ઞાન મેળવવા તેમણે ગૃહત્યાગ કરી, નેપાળ, બુદ્ધગયા, સિલોન, બ્રહ્મદેશ, વગેરે ઠેકાણે ફરીરખડીને આપબળે એ વિદ્યા કેવી રીતે સંપાદન કરી, તેનું તેમણે પોતે જ કરેલું બયાન ગુજરાતી વાચકને તેમના 'આપવીતી' પુસ્તકમાંથી[૧] મળી શકે તેમ છે.

પાલિ ભાષાનો ધરાઈને અભ્યાસ કરી લીધા પછી સ્વદેશમાં તેના પ્રચાર માટે તેમણે બંગભંગની ચળવળ વખતે ઊઘડેલી કલકત્તાની નૅશનલ કૉલેજમાં, તેમ જ કલકત્તા યુનિવર્સિટીમાં અધ્યાપક તરીકે કામ શરૂ કર્યું, અને પછી પ્રો. ભાંડારકરના વખતમાં માથાકૂટ કરીને તેમણે પાલિ ભાષાને મુંબઈ યુનિવર્સિટીમાં પણ

૧. પ્રકાશક : નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ

દાખલ કરાવી. તેમની તે ભાષાની અદ્વિતીય વિદ્વત્તાને કારણે તેમને પાલિ ગ્રંથોના સંપાદન કાર્ય અંગે અમેરિકા પણ ચારેક વખત જવાનું થયું (ઈ. સ. ૧૯૧૦-૧૧; ૧૯૧૮-૨૨; ૧૯૨૬-૨૭; ૧૯૩૧-૩૨) તેમ જ તેના અધ્યાપન કાર્ય અંગે રશિયાની લેનિનગ્રાડ યુનિવર્સિટીમાં પણ તે ગયા હતા (૧૯૨૯-૩૦).

દરમ્યાન પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં પાલિના અધ્યાપક તરીકે ૭ વર્ષ કામ કરીને (૧૯૧૨-૧૮) તેમણે કેટલાક સારા પાલિ વિદ્વાનો તૈયાર કર્યા. ૧૯૨૨માં અમેરિકાથી પાછા આવી ત્રણ વર્ષ તે ગૂજરાત વિદ્યાપીઠના પુરાતત્ત્વમંદિરમાં જોડાયા, અને ત્યાં અધ્યાપન- તેમ જ લેખન- કાર્ય કર્યું. તેમનો મુખ્ય લેખનકાળ આ જ ગણાય. આ વર્ષો દરમ્યાન જ તેમણે તેમનાં કેટલાંક જાણીતાં મુખ્ય પુસ્તકો લખ્યાં. ૧૯૨૭માં અમેરિકાથી પાછા આવ્યા બાદ પણ તે ગૂજરાત વિદ્યાપીઠમાં ફરીથી રહ્યા, ત્યારે તેમણે બીજાં બેએક ઉપયોગી પુસ્તકો તૈયાર કર્યાં. ૧૯૩૦માં રશિયાથી તે પાછા આવ્યા ત્યારે તો દાંડી-કૂચનો ઐતિહાસિક જમાનો આવી ગયો હતો. શ્રી. કોસંબીજી તરત સત્યાગ્રહી સ્વયંસેવક તરીકે મુંબઈ ખાતે જોડાયા અને ૧૯૩૦માં વિલેપારલેમાં તેમને દોઢ વર્ષની સખત કેદની સજા થઈ. (જોકે, તે સજા પાછળથી ગેરકાયદેસર ઠરતાં બે માસમાં તેમને છોડી મૂકવામાં આવ્યા હતા.)

ઈ. સ. ૧૯૩૪ની સાલમાં છએક મહિના બનારસ હિંદુ યુનિવર્સિટીમાં અતિથિ તરીકે રહ્યા બાદ તે કાશી વિદ્યાપીઠમાં પોતાને માટે બાંધી આપેલા મકાનમાં રહેવા લાગ્યા. પછી ૧૯૩૫માં ડૉ. આંબેડકરે હરિજનોને ધર્માંતર કરાવવાની પ્રવૃત્તિ શરૂ કરી, ત્યારે ધર્માંતર કર્યા વગર જ બૌદ્ધ સંપ્રદાય હેઠળ ફક્ત અસ્પૃશ્યોની નહિ પણ સમસ્ત હિંદુસમાજની ઉન્નતિ થઈ શકશે એ માન્યતાથી તેમણે મુંબઈ-પરેલની કામદાર વસ્તીમાં 'બહુજનવિહાર' નામે એક નાના બૌદ્ધ કેન્દ્રની સ્થાપના કરી (ઈ. સ. ૧૯૩૭).

છેવટના તે સંસારત્યાગી ભિક્ષુકની રીતે સારનાથ, કાશી વિદ્યાપીઠ, ગૂજરાત વિદ્યાપીઠ વગેરે ઠેકાણે મુખ્યત્વે અધ્યયન-અધ્યાપન, લેખન ઇ૦ કાર્યો શક્તિ અનુસાર કરતા કરતા રહ્યા હતા. તેમ કરતાં પણ તેમનું શરીર જ્યારે કામ દેતું બંધ થવા લાગ્યું, ત્યારે પોતે ત્યાગેલાં સગાંસંબંધી કે નવા ઊભા થયેલા સ્નેહીસંબંધીના ઉપર પોતાના મરણોન્મુખ શરીરની સારવારનો બોજો ન પડે એ ઇરાદાથી તેમણે અન્નત્યાગ કર્યો. જોકે, ગાંધીજીની સલાહથી, — અને તેમનું કહેવું તો માથે ચડાવવું જ જોઈએ એ ભાવનાથી — તેમણે તે ઉપવાસ તો ત્યાગ્યા; પરંતુ તેમનું શરીર ફરી બેઠું થઈ ન શક્યું. ઉપવાસના મથકેથી (યુક્તપ્રાંત — દોહરીઘાટ) તેમના ભાગેલા શરીરને તેમનાં પુત્રી પોતાને ત્યાં મુંબાઈ લઈ આવ્યાં. પરંતુ ભિક્ષુજીવન ગાળનારે સગાંસંબંધીનો આશ્રય છેવટની વેળાએ પણ શા માટે રાખવો, એમ વિચારી તે ગાંધીજીના સેવાગ્રામ આશ્રમમાં ગયા. ત્યાં તેમણે જે શાંતિથી, સ્વસ્થતાથી, દેહત્યાગ કર્યો તેની અનોખી કથા તા. ૧૫-૬-'૪૭ના 'હરિજનબંધુ'માં તેમ જ કાકાસાહેબની કલમે 'મરાઠી-હરિજન'માંથી વાચકને જાણવા મળશે.

બહુરત્ના ભારતમાતા, આમ તો, પરદેશોનાં વિદ્વાન-મંડળોમાં પણ માગ મુકાવે એવાં વિદ્વાન સંતાનોથી કદી પણ વંચિત નથી રહી. ઉપરાંત આપબળે જ હજારો મુશ્કેલીઓમાં થઈને છેવટની કોટીનો વિદ્યાભ્યાસ સંપાદન કરનારાઓનાં નામ પણ તેની પાસે ઓછાં નથી. પરંતુ કોસંબીજીનું વ્યક્તિત્વ એ બધાંમાં અનોખું છે; આપણા આધુનિક વિદ્વાનોનો મોટો ભાગ વિદ્યાપ્રાપ્તિ પછી પરદેશી સરકારની નોકરીમાં જ તથા પરદેશીઓએ પોતાના હેતુઓસર હાળેલા વંધ્ય માર્ગોએ જ, અને મુખ્યત્વે પરભાષાની સેવામાં પોતાનું જીવન પૂરું કરે છે. કોસંબીજીએ પણ ધાર્યું હોત તો એ રીતે કહેવાતી સંશોધન-પ્રવૃત્તિઓમાં પોતાનું જીવન વ્યતીત કરી, કીર્તિ તેમ જ ધન સંપાદન કરી શક્યા હોત, અને છેવટે એકાદ પરદેશી ઇલકાબ પણ પોતાના નામ પાછળ, મરતા પહેલાં, લગાડી ગયા હોત. પરંતુ કોસંબીજીએ પોતાની વિદ્યા કે પોતાનું જીવન એ રીતે વંધ્ય ન બનવા દીધાં. પરદેશીઓ સામેના સ્વાતંત્ર્ય-યુદ્ધનું આહ્વાન થતાં તે પોતાનો બધો વિદ્યાવ્યાસંગ, તેમ જ પાલિભાષા અને બૌદ્ધધર્મના પ્રચારનું પોતાનું જીવનકાર્ય છોડીને પોતાની માતૃભૂમિની હરોળમાં આવીને ઊભા રહ્યા, અને અસહકારી વિદ્યાસેવક બન્યા, તથા છેવટ સુધી તે જ રહ્યા. અસહકારની લડતની ઓટ વખતે તેમના ઘણા વિદ્વાન સાથીઓ એક યા બીજા કારણે, અરે પોતપોતાની વિદ્યાના અનુશીલન અને પ્રચારના સુવર્ણમય ઓઠા હેઠળ, પરદેશી સરકારની છાયામાં સીધી યા આડકતરી રીતે પાછા પેસી ગયા અને પોતાનો વિદ્યાવ્યાસંગ તેમ જ

તેના આનુષંગિક ફળરૂપ ધનપ્રાપ્તિને અખંડ રાખી શક્યા. ત્યારે કોસંબીજી છેવટ સુધી કોઈ સરકારી સંસ્થામાં ફરી પાછા ન જોડાયા, અને પરિણામે અકિંચન રહીને અકિંચન જ મર્યા.

અને છતાં સરવાળે જોઈએ તો એક માણસથી થઈ શકે તેનાથી ઘણું સંતોષકારક પરિણામ તે પોતાના જીવનકર્મ અંગે પણ નથી લાવી શક્યા શું? તેમનાં બૌદ્ધ ધર્મનાં પુસ્તકો[1] પરદેશી વિદ્વાનો અને તેમનાં બીજાં જેવા દેશી વિદ્વાનોની પ્રશંસા ખાતર નહિ, પણ ખરેખર પોતાના દેશના સામાન્ય વર્ગમાં શુદ્ધ અને તેમના ધર્મ વિષે જ્ઞાન વધે એ હેતુસર લખાયાં હોઈ યથાયોગ્ય સફળ નીવડ્યાં છે, તથા લોકોમાં સારો પ્રચાર પામ્યાં છે. એ વસ્તુનો યશ એક રીતે તેમના અસહકારને — સ્વાતંત્ર્યપ્રેમને — જ છે. પરદેશીઓના આશરા હેઠળ કામ કરતાં તે આવું લોકગમ્ય, લોકમાન્ય સાહિત્ય ન જ સરજી શક્યા હોત.

શ્રી. કોસંબીજી ભારતમાતાની જે આઝાદીને માટે સૈનિક બન્યા હતા, તે આઝાદીનાં પાસે સંભળાતાં પગલાં કદાચ તેમના આખરી સમયના દુર્બળ કાનોમાં પડઘો પામ્યાં હશે. આઝાદી આવ્યા પછીના હિંદુસ્તાનમાં, ઉચ્ચ કેળવણીની તેમ જ બીજી પણ પુનર્ઘટના વખતે પ્રાચીન ભારતવર્ષની વિદ્યાના આ અઠંગ અને તેજસ્વી પંડિત ઘણી રીતે ઉપયોગી તથા મદદગાર નીવડી શક્યા હોત.

પ્રભુ તેમના આત્માને શાંતિ અર્પો!

ગોપાલદાસ પટેલ

1. ગૂજરાત વિદ્યાપીઠ અને નવજીવન પ્રકાશન મંદિરે પ્રગટ કરેલાં એ પુસ્તકોની માહિતી નવજીવન કાર્યાલય, અમદાવાદમાંથી મળી શકશે.

# નાગરિક ધર્મનું ભાન

નાગરિક એટલે નગરજન. પ્રાચીન ગ્રીસ અને રોમનાં નગરરાજ્યો પરથી આ શબ્દ ઊતરી આવ્યો છે. નગર અને રાજ્યની સીમા તેમાં એક જ હતી, એટલે નગરજન અને પ્રજાજન બંનેનો અર્થ એક જ થતો. આધુનિક કાળનાં રાષ્ટ્ર-રાજ્યો લક્ષમાં લેતાં આપણે નાગરિક શબ્દનો અર્થ પ્રજાજન કરી શકીએ.

કોઈ પણ સુસંસ્કૃત અને પ્રગતિશીલ રાષ્ટ્ર પોતાનાં નાગરિકો પાસેથી ખૂબ અપેક્ષા રાખે છે. નાગરિકોની શહેર પ્રત્યે, સમાજ પ્રત્યે, રાષ્ટ્ર પ્રત્યે અને રાજ્ય પ્રત્યે શી શી ફરજો અને જવાબદારીઓ રહેલી છે અને તેના બદલામાં રાજ્ય એને કયા કયા અધિકારો આપે છે, એ ફરજોના પાલન અને હક્કોના રક્ષણ માટે નાગરિકમાં શી શી યોગ્યતા હોવી જોઈએ અને તેણે કઈ બાબતોથી માહિતગાર રહેવું જોઈએ, એ દર્શાવતું જે શાસ્ત્ર છે, તેને નાગરિક-શાસ્ત્ર કહે છે. આ પ્રકારની જાગૃતિ, નાગરિક તરીકેના પોતાના હક્કો અને ફરજોનું ભાન, પોતાની જવાબદારીઓનો ખ્યાલ અને તેને અમલી સ્વરૂપ આપવાની તત્પરતા — તેને આપણે નાગરિક ધર્મનું ભાન (civic consciousness) કહીશું.

લોકશાહી અને નાગરિક ભાનને બહુ નિકટનો સંબંધ છે, અનિવાર્ય સંબંધ છે, કારણ કે લોકશાહી એટલે લોકોને માટે, લોકોથી ચલાવાતું, લોકોનું રાજતંત્ર. તેમાં જનતાની ઇચ્છા મુજબ એના ચૂંટેલા પ્રતિનિધિઓ રાજ્યધુરા વહેતા હોય. બહારથી લાદેલું નિયમન, પરદેશી સત્તાથી ચાલતું તંત્ર, કે જેના સંચાલનમાં નાગરિકનો કાંઈ હિસ્સો નથી હોતો, તે બેજવાબદારી, શિથિલતા અને અશિસ્તને ઉત્તેજે છે. દોઢસો વર્ષના બ્રિટિશ અમલનું જો કોઈ સૌથી બૂરું ફળ હોય તો તે એ છે કે, આપણે નાગરિક તરીકેની ફરજો અને હક્કો વીસરી ગયા છીએ.

હિન્દુસ્તાન અત્યારે લગભગ સ્વતંત્રતાને આરે આવીને ઊભું છે. બ્રિટિશ સરકારે જૂન ૧૯૪૮ સુધીમાં હિન્દ છોડી જવાની તત્પરતા દાખવી છે. ત્યારે એ બહુ જરૂરનું છે કે, સ્વતંત્ર રાષ્ટ્રના નાગરિકો તરીકે આપણા શા ધર્મો છે તેના ઉપર આપણે વિચાર કરીએ. આપણી જે અમુક રાષ્ટ્રીય ખામીઓ છે, આખી પ્રજાના સ્વભાવની જે થોડીક ત્રુટીઓ છે, તેમાં આ નાગરિક-ભાનનો અભાવ એ મુખ્ય છે.

નાગરિક-ધર્મને આપણે વ્યક્તિગત, સામૂહિક, સામાજિક અને રાજકીય એમ ચાર વિભાગોમાં સરળતા ખાતર વહેંચી નાખીએ. સૌથી પહેલો નાગરિકધર્મ છે બીજા નાગરિક સાથે કેવો સંબંધ હોય તે જોવાનો. મનુષ્ય સામાજિક પ્રાણી છે, અને સમાજમાં રહેવું હોય તો અમુક ગુણો અનિવાર્ય થઈ પડે છે — જેવા કે

મિલનસારપણું, મૈત્રી, સહાનુભૂતિ, મદદગાર થવાની વૃત્તિ. ટૂંકમાં, આને આપણે સારી પડોશીવૃત્તિ કહી શકીએ. જેમની સાથે રહેવાનું બને તેમની સાથે અનુકૂળ બનીને સંપ અને સુલેહથી રહેતાં શીખવું, એ સંસ્કારી સમાજમાં રહેવા માટે બહુ આવશ્યક ગુણ છે.

નાગરિકધર્મનો બીજો પ્રકાર છે સમૂહજીવન જીવતાં શીખવાનો, સમૂહ તરીકે આપણે કેમ વર્તવું તે જાણી લેવાનો. વ્યક્તિ તરીકે તો હજી આપણે સારી રીતે રહી શકીએ છીએ, બીજા સાથે સભ્યતાથી વર્તી શકીએ છીએ. પણ સમૂહમાં આ ગુણો આપણામાં નથી. જેમ કે, સામૂહિક અસ્વચ્છતા આપણો સૌથી મોટો દુર્ગુણ છે. આના થોડા જ દાખલા લઈએ — આપણાં શહેરો અને ગામડાંઓમાં સૌ પોતપોતાનું ઘર વાળીને સાફ કરશે અને તે કચરો ત્યાંથી કોણ ઉપાડશે તેની દરકાર કર્યા વિના શેરીમાં ફેંકશે. માત્ર કચરો જ નહિ, ફળ અને શાકભાજીનાં છોતરાં, એંઠવાડ અને એવી બીજી ચીજો સડકો ઉપર સડતી જોવી એ કાંઈ બહુ અસામાન્ય દૃશ્ય નથી. મુંબઈ જેવાં શહેરમાં કેળાંની છાલ પરથી લપસીને પડવાના કેટલા અકસ્માતો બને છે! શહેરની મ્યુનિસિપાલિટીઓ તો ભંગીઓ દ્વારા સડકો વળાવે છે, પણ ગામડાંમાં જ્યાં આવો કોઈ પ્રબંધ નથી હોતો ત્યાં આ કચરાના ગંજ આંગણા અને શેરીમાં જ પડ્યા રહે છે. ગયે વર્ષે અમદાવાદમાં ભંગીઓની હડતાલ પડી હતી ત્યારે જ પોળનિવાસીઓને સમજાયું કે, સામૂહિક સ્વચ્છતાની ટેવ એ કેવો જરૂરી ગુણ છે. આવી જ રીતે જ્યાં ત્યાં થૂંકવું, નાક નસીકવું, હાજતે જવું, ગમે ત્યાં દાતણ કરવું, વગેરે આપણી સામૂહિક જીવનની કુટેવો છે. જાહેર આરોગ્ય માટે આ વસ્તુઓ કેટલી ખતરનાક છે તેનો ખ્યાલ પણ બધાને નથી હોતો. જાહેર રસ્તાઓની, જાહેર બગીચાઓની અને જાહેર જાજરૂઓની આપણે ભયંકર હાલત કરી મૂકીએ છીએ.

સામૂહિક ફરજ જાણવાનો એક બહુ સરળ રસ્તો છે: મારા કાર્યથી કોઈને નુકસાન તો નથી થતું? કોઈને ખલેલ તો નથી પડતી? આ વિચાર કરતાં આપણે થઈ જઈએ તો રાત્રે અગિયાર વાગ્યે જ્યારે આડોશપાડોશમાં બધાં ઊંઘતાં હોય ત્યારે આપણા ઘરમાં ગ્રામોફોન કે રેડિયો વગાડવાની મૂર્ખાઈ નહિ કરીએ; જાહેર બગીચામાંથી ફળ કે ફૂલ તોડવાની વૃત્તિ નહિ થાય; કોઈ જાહેર પુસ્તકાલયમાં મોટેથી વાતો કરતાં આપણે અચકાઈશું; ઉજાણી ઉપર ગયા હોઈએ તો કાગળના ડૂચા અને વેરાયેલો નાસ્તો એમ ને એમ છોડીને નહિ ચાલ્યાં જઈએ.

ત્રીજો મુદ્દો વ્યક્તિની સમાજ પ્રત્યેની ફરજ જાણવાનો છે. આપણે જેટલું જેટલું સમાજ પાસેથી લઈએ છીએ તે બધું આપણું સામાજિક ઋણ થાય છે. જે જે વસ્તુઓ, સગવડતાઓનો ઉપભોગ આપણે કરીએ છીએ, તેનું વળતર આપણે કોઈ ને કોઈ સ્વરૂપે સમાજને આપવું જોઈએ. નાગરિક ધર્મમાં સામાજિક ઋણ એ બહુ મહત્ત્વનો ખ્યાલ છે. પ્રાચીન આશ્રમ-પદ્ધતિ જેમાં જીવનને વ્યવસ્થિત વિભાગોમાં વહેંચી નાખ્યું હતું તેમાં આ સામાજિક ઋણ અદા કરવાનો સરસ ઉકેલ હતો. એ પદ્ધતિ ગઈ, છતાં સામાજિક ઋણ તો રહે છે જ. જે અનાજ આપણે ખાઈએ છીએ તે કોઈ ખેડૂતે ખેતરમાં પકવ્યું હશે. જે કપડાં આપણે પહેરીએ છીએ તેની પાછળ પણ ખેડૂત, કાંતનાર, વણનાર, ધોનારા, સીવનારા એમ અસંખ્ય લોકોની મહેનત રહેલી છે. બીજી બધી જરૂરિયાતો સંતોષતાં બીજાઓની મહેનતનો આપણે ખૂબ ઉપભોગ કરીએ છીએ. એ બધાંના બદલામાં દરેક માણસે કાંઈક ને કાંઈક ઉપયોગી અને ઉત્પાદક શરીરશ્રમ કરવો જોઈએ. બાઈબલમાં કહ્યું છે, "તું તારી રોટી તારો પસીનો રેડીને કમાઈ ખા" એની પાછળ આ જ ઉદ્દેશ છે. ગાંધીજી પણ આથી જ શરીરશ્રમની હિમાયત કરે છે. કલ્પના કરીએ કે, સમાજનો મોટો ભાગ જો પરાવલંબી જીવન જીવતો હોય તો એ તંત્ર ક્યાં સુધી નભે? અત્યારની જગતની અર્થરચનામાં અવારનવાર જે કટોકટી ઊભી થાય છે, તેનું કારણ આ જ છે. શોષણ વિનાની અહિંસક સમાજરચના તો જ ઊભી થાય, જો દરેક મનુષ્ય પોતાનું આવું સામાજિક ઋણ બરાબર અદા કરતો હોય.

છેલ્લે રહી નાગરિકની રાજ્ય પ્રત્યેની ફરજ. નાગરિકનો અર્થ આપણે પ્રજાજન કર્યો છે. એટલે કે, કોઈ પણ વ્યવસ્થિત રાજકીય તંત્ર નીચે જ તે રહે છે તેમ ધારી લેવામાં આવે છે. લોકશાહીના નાગરિકે રાજ્ય પ્રત્યેની એની ફરજ અને અધિકારો જાણવાં જ જોઈએ. નાગરિક તરીકેના પોતાના અધિકારોનું રક્ષણ કરવું એ નાગરિકની બહુ અગત્યની ફરજ છે. દરેક

સંસ્કારી દેશમાં નાગરિકના અમુક ન છીનવી શકાય તેવા મૂળભૂત હક્કો ગણાવવામાં આવે છે ને આ અધિકારોનું રક્ષણ દેશના બંધારણના કાયદામાં જ કરવામાં આવેલું હોય છે. હિન્દી રાષ્ટ્રીય મહાસભાએ ૧૯૩૧માં કરાંચી ખાતે પસાર કરેલો મૂળભૂત હક્કોનો ઠરાવ અથવા તાજેતરમાં જ દેશની બંધારણસભાએ તેની ત્રીજી બેઠકમાં પસાર કરેલો આ જ બાબતનો ખરડો નાગરિકના અધિકારોનો ખ્યાલ આપે છે. પ્રમુખ રુઝવેલ્ટે આટલાંટિક ચાર્ટરમાં જે ચાર સ્વતંત્રતાઓ જગત સમક્ષ મૂકી હતી તેમાં પણ આ નાગરિક અધિકારોનો સમાવેશ થાય છે.

પ્રજાના મૂળભૂત અધિકારો આ છે — વ્યક્તિગત સ્વતંત્રતા, વાણીની સ્વતંત્રતા, એકઠા મળવાની સ્વતંત્રતા, છાપખાનાંની સ્વતંત્રતા, વિચાર અને ધર્મની સ્વતંત્રતા, પોતાની મિલકતનો ઉપભોગ કરવાની સ્વતંત્રતા. સરમુખત્યાર શાહીમાં અને પરાધીન દેશોમાં આ હક્કોનો છડેચોક ભંગ કરવામાં આવે છે; યુદ્ધની કટોકટીના ઓઠા નીચે સ્વતંત્ર દેશોમાં પણ નાગરિકોના આ અધિકારો પર મર્યાદા મૂકવામાં આવે છે, જોકે એની પાછળ એના નાગરિકોની સંમતિ હોય છે. હિન્દ જેવા દેશમાં જ્યાં શાંતિકાળમાં પણ નાગરિક સ્વતંત્રતાઓ ન હતી ત્યાં યુદ્ધકાળમાં તો પૂછવું જ શું? હિન્દ-સંરક્ષણધારાની અવનવી કલમો રોજ ઊભી થતી ને રહી સહી નાગરિક સ્વતંત્રતાને પણ કચડી નાખવામાં આવી હતી. લોકશાહીના નાગરિકની પવિત્ર ફરજ આ હક્કોનું રક્ષણ કરવાની અને તેના નિયંત્રણનો સામનો કરવાની છે.

નાગરિકનો બીજો ધર્મ છે કાયદાનું પાલન કરવાનો, સુવ્યવસ્થા અને શાંતિ જાળવવાના કાર્યમાં સરકારને મદદ કરવાનો. અલબત્ત, એ સરકાર તેની સંમતિથી જ સત્તા ઉપર છે એમ ધારી લેવામાં આવે છે. કોઈ પણ કાયદાના અમલમાં જો નાગરિકો ઐચ્છિક સાથ ન આપે તો કાયદો કાગળ પર જ રહે છે. પ્રજાના જાનમાલના રક્ષણની જવાબદારી એકલા પોલીસની જ નથી. કાળાંબજાર અને સંઘરાખોરી દૂર કરવાની ફરજ માત્ર સરકારની જ નથી. નાગરિકોએ એ કાર્યમાં સરકારને મદદ કરવી જોઈએ. અત્યારે બહુ મોટા પાયા ઉપર પ્રચલિત લાંચ રુશવત, નફાખોરી અને કાળાંબજાર નાગરિકોની નિર્બળતા પર જ નભે છે ને? કાયદો અને વ્યવસ્થા જાળવવામાં અને જનકલ્યાણની પ્રવૃત્તિઓમાં કોઈ પણ સરકાર, પછી તે ગમે તેટલા ઉત્તમ અને બાહોશ માણસોની બનેલી હોય, તો જ સફળ થઈ શકે, જો નાગરિકો એ કાર્યમાં સમજપૂર્વક અને રાજીખુશીથી પોતાનો સહકાર આપે.

મતનો અધિકાર એક પવિત્ર ટ્રસ્ટ છે. એનો ઉપયોગ સ્વાર્થી કે અંગત હિતો માટે નહિ પણ વિશાળ રાષ્ટ્રકલ્યાણની દૃષ્ટિથી થવો જોઈએ. લોકશાહીનો પાયો નાગરિકોની આવી ઊંડી ને વિશાળ સમજણ અને દીર્ઘદૃષ્ટિ પર છે. આ માટે આવશ્યક છે કે નાગરિક શિક્ષિત હોવો જોઈએ: રોજિંદા બનાવો, તેનાં કારણો અને તેનાં પરિણામો સમજી શકવા જેટલી તેનામાં બુદ્ધિ–શક્તિ હોવી જોઈએ. એટલે કે, લોકશાહી સરકારોની પહેલી ફરજ પોતાના નાગરિકોને એ કક્ષાએ લાવવાની રહે છે.

એક વાર મત આપીને પોતાના પ્રતિનિધિઓ ચૂંટીને મોકલ્યા એટલે સ્વતંત્ર નાગરિકની ફરજ પૂરી નથી થઈ જતી. સતત જાગૃતિ, પોતાની સરકારનાં કાર્યોની જવાબદારીભરી સમાલોચના, અને એની યોગ્યાયોગ્યતા પર કેળવાયેલો જાહેર અભિપ્રાય જ જવાબદાર સરકારનું દિશાસૂચક હોકાયંત્ર છે. એક વાર ચૂંટણી કરીને જનતા પાછી ઉદાસીન થઈ જાય તો લોકપ્રિય સરકારને પણ એકહથ્થુ બનવાનો યોગ સાંપડે છે. પ્રજાનાં સતત નિયંત્રણ વિનાની લોકશાહીને એકહથ્થુ સત્તામાં ફેરવાતાં વાર નથી લાગતી. આનો અર્થ એ થયો કે, નાગરિકોએ પોતાના શહેરને, પ્રાંતને, દેશને અને પરદેશોને લગતા રોજબરોજના બનાવોમાં રસ લેતા રહેવું જોઈએ અને અખબારો અને સામયિકો દ્વારા છેલ્લામાં છેલ્લી પરિસ્થિતિથી પોતાની જાતને વાકેફ રાખવી જોઈએ.

આ થયા નાગરિકના ધર્મો. હિન્દ જ્યારે સંક્રાન્તિ કાળમાંથી પસાર થઈ રહ્યું છે ને આઝાદ ભારતના ઉજ્જ્વળ ભવિષ્ય તરફ સહુ મીટ માંડી રહ્યાં છે, ત્યારે એ આવી રહેલી સ્વતંત્રતાને પચાવવા અને જીરવવા એની પૂર્વતૈયારી રૂપે આપણી આમ જનતામાં આ જાતનું નાગરિક ભાન અને જાગૃતિ લાવવાની રહે છે. કોઈ પણ ક્ષેત્રમાં કામ કરતાં રાષ્ટ્રસેવકો કે રાષ્ટ્રસેવિકાઓનું આ જ મહદ્ ધ્યેય છે.

જ્યોત્સ્ના ખંડેરિયા

# એક યુવકના પ્રશ્નો

કૉલેજમાં ભણતા એક વિકાસપ્રેમી અને પ્રગતિવાંછુ યુવક અવારનવાર પ્રશ્નો પૂછી તેના જવાબ માગે છે. તેવા ત્રણ હપતા અત્યાર સુધીમાં તેમણે મને મોકલ્યા છે. વાચકો જોશે કે પ્રશ્નો રસિક અને સૂચક પણ છે. તેમના ઉત્તર બને એટલા ટૂંકા અને મુદ્દાસર આપ્યા છે. તે લખે છે કે, તેનાથી તેમને મદદ થાય છે. એ પરથી મને લાગ્યું કે, બીજાઓ માટે પણ તે મદદરૂપ થાય; તેથી તે ભાઈ પાસે મેં તેની નકલ માગી. તે તેમણે મહેનત લઈને મોકલી આપી છે, જે પરથી નીચેનું પ્રસિદ્ધ કરું છું:

૧

**પ્રશ્ન**

૧. આપનો જીવન-સિદ્ધાંત શો છે?

૨. મિત્રની પસંદગી કઈ રીતે કરવી? સાચો મિત્ર કેવો હોઈ શકે? સાચા મિત્ર બનવા માટે શું શું કરવું ઘટે?

૩. સામાન્ય યા ઉગ્ર મતભેદ વખતે બન્ને પક્ષનું વર્તન કેવું હોવું જોઈએ?

૧૫-૩-'૪૭

**જવાબ**

૧. મારો જીવન-સિદ્ધાંત સમજો કે सा विद्या या विमुक्तये મુક્તિ માટે વિદ્યા પ્રાપ્ત કરવી. આ મુક્તિ એટલે પરમમાં પરમ પણ.

૨. સાચો મિત્ર બનનાર સાચા મિત્ર મેળવે છે. મિત્રની એક ઉત્તમ વ્યાખ્યા શંકરાચાર્યે આપી છે: तन् मित्रं यत् पापात् निवारयति।

૩. મતભેદ વખતે અને સામાન્ય રીતે પણ મનનું વલણ ઉદારતા અને સદ્‌ભાવ તથા સહાનુભૂતિવાળું હોવું જોઈએ. સામાને શું કહેવું છે તે તેની ભૂમિકા પરથી જોવાનો પ્રયત્ન કરીએ તો તેનું કહેવું સદ્‌ભાવપૂર્વક સમજી શકાય. તેથી સામા પ્રત્યે ચીડ, પૂર્વગ્રહી અભિપ્રાય ઇ૦ થવા દેવાં ન જોઈએ, થાય તો તેને વિવેકથી દૂર કરવાં અને શુદ્ધ કરવાં.

૨૯-૩-'૪૭

૨

**પ્રશ્ન**

1. What are the ways & means to control sensitive nature? How far it is desirable?

૨. જીવનની પ્રાથમિક તૈયારીઓ માટે શું શું કરવું ઘટે?

૬-૪-'૪૭

**જવાબ**

૧. તમારો પ્રશ્ન અંગ્રેજીમાં કેમ? જો તે ખરેખર ઊઠે તો માતૃભાષામાં તે આપોઆપ શબ્દબદ્ધ થાય. તેમ કરવા સાવચેત રહેવું.

સાવ લાગણીવેડા એ તો સારો ગુણ નથી. જરા જરામાં આળું થઈ બેસવું કે લાગી જવું એ કેમ ફાવે? જો તમે ભાવનાપ્રધાનતા બાબત પૂછતા હો તો ભાવના સારી વસ્તુ છે, પરંતુ તે પણ સારી હોય તો. એટલે તે વિવેકશક્તિના કાબૂમાં હોવી જોઈએ. લાગણી કે ભાવના પર કાબૂ મેળવવા તેનો વિવેક કરતા રહેવું એ જ ધોરી માર્ગ છે.

૨. જીવનમાં રોજનો સમય બરોબર ધ્યેયની દૃષ્ટિએ વપરાવો જોઈએ. રોજનું કામ રોજ થાય; રોજનિશી રાખી રોજ રાતે તે બાબત ચિંતન કરી જોવું કે આપણે દહાડો ઠીક પસાર કર્યો કે કેમ. આમ કરવાથી સદ્‌ગુણો કેળવવા પ્રત્યક્ષ હિસાબ મળતો રહે છે, જેથી કરીને આગળ વધાય છે.

૮-૪-'૪૭

૩

**પ્રશ્ન**

૧. હંમેશાં સ્વેચ્છાપૂર્વક કંઈ પણ ત્યાગ દ્વારા સહન કરીને જીવન કેવી રીતે જિવાય?

૨. કોઈ પણ ભોગે સત્ય ને ન્યાયપૂર્ણ વર્તન માટેનો આગ્રહ રાખવાની શક્તિ કેવી રીતે આવે?

૩. ગમે તેવા અનુકૂળ સંજોગો વચ્ચે ઉચ્છૃંખલ ન થવાય અને પ્રતિકૂળ સંજોગોમાં હતાશ ન થવાય એવી માનસિક તટસ્થતા કેવી રીતે સચવાય?

૧૭-૪-'૪૭

**જવાબ**

૧. સ્વેચ્છાપૂર્વક ત્યાગ કરીએ તો તેમાં સહન કરવાનું કેમ હોય? જેમ નકામો બોજો ગયે હળવા થઈ માર્ગ કાપવામાં મજા આવે, એવી મજા એ ત્યાગમાં તો હોય. એટલે હંમેશ જાગ્રતપણે જીવનમાં એ જોયા કરવું કે, બોજો શો છે કે જેનો ત્યાગ કરવો. આવો વિવેક મળતો જશે તો ત્યાગ એ ભોગ બની જશે, કેમ કે એ વસ્તુ જીવનની જરૂરિયાતમાંથી જન્મતી હશે.

૨. સત્ય અને ન્યાયનો આગ્રહ રાખવો હોય તો જીવનને તે બે ગુણોવાળું કરવા સતત મથવું. એમાંથી જ પેલો આગ્રહ રાખવાની શક્તિ આવતી જશે.

૩. તમારા આ પ્રશ્નને જ જૂના લોકો સુખમાં ફુલાવું નહિ ને દુઃખમાં કરમાવું નહિ કહેતા. દુઃખમાં તો સૌ કોઈ રામ ભજે; પણ સુખમાં રામ ભજનારો ખરો. તે શાથી ભજતો હશે એ વિચારજો.

ખરું જોતાં, શું અનુકૂળ છે અને શું પ્રતિકૂળ છે, અને શાથી તે અનુ૦ કે પ્રતિકૂળ છે, તે મનમાં ઊંડે જઈને વિચારવું. તેનાં કારણોમાં જો સાચો વિવેક જાગે તો ચિત્તપ્રસાદ થતો જાય છે.

છેવટે તમારા બધા સવાલોના જવાબોનો જવાબ એ છે કે, વિવેક અને અપ્રમાદભરી જીવનપદ્ધતિની સાથે નમ્રતાનો ભક્તિભાવ હોય તો માર્ગ સરળ બને છે.

૧૯-૪-'૪૭ મ૦

# સ્વાધ્યાય

## [ ઈશ્વરપ્રણિધાનનું ફળ ]

ઈશ્વરના નામ કે પ્રણવ મારફતે તેનું ચિંતન મનન કરવામાં આવે તો તેનું શું ફળ થાય? — આ પ્રશ્નનો ઉત્તર હવે સૂત્રકાર ચર્ચે છે. ઊલટ-પક્ષે એ પણ એમાંથી સમજવું જોઈએ કે, એ ફળ ખરેખર કાંઈક મળતું રહેતું જણાય તો જ પોતે સમજવું કે, પ્રણિધાન-માર્ગમાં આપણે બરોબર ચાલીએ છીએ; નહિ તો જાણવું જોઈએ કે, પ્રણિધાનને નામે આપણે ક્યાં ને ક્યાં જડ નામ-પરસ્તી કે બુત-પરસ્તીમાં પડ્યા છીએ. આવી જાતની અંધારકૂટામણીમાંથી જગતમાં ઘણી વાર પાર્થિવ લાભ હોય છે. તેથી જ તેને માટે મહેતાજીએ ટૂંકમાં કહેલું કે,

"એ છે પરપંચ સહુ
પેટ ભરવા તણા;"

કારણ કે, તે વડે

"આતમારામ પરિબ્રહ્મ ન જોયો."

એટલે સાચા પ્રણિધાનની કસોટી સૂત્રકાર તેના ફળનું બયાન કરવા દ્વારા આપે છે. તે સૂત્ર આ છે —

*તતः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ॥ २९ ॥*

તેમાંથી — પ્રણિધાન એટલે કે પ્રણવનાં જપ અને તેના અર્થની ભાવના કરવામાંથી — 'પ્રત્યક્-ચેતન'ની પ્રાપ્તિ પણ થાય છે; અને 'અન્તરાયો' તો મટે છે.

એટલે કે, પ્રણિધાનમાર્ગે યોગ સિદ્ધ કરવા જતાં બે વસ્તુ તરત તેમાંથી ફળવા માંડે છે, જે વડે પછી આગળ વધતાં નિરોધનું પરમ ફળ મળે છે. આ બે વસ્તુ નીચે પ્રમાણે —

૧. 'પ્રત્યક્-ચેતન'ની પ્રાપ્તિ,

૨. માર્ગમાં આવતા અંતરાયોનું નિવારણ.

અને સૂત્રકારની ભાષા પરથી સમજાય છે કે, પ્રણિધાન-માર્ગનું ખાસ ફળ તો પ્રત્યક્-ચેતનની પ્રાપ્તિ થાય છે એ છે; અંતરાયનિવારણ તો તેની ભેગાભેગી થઈ જાય છે. આવી એ માર્ગની ખાસિયત, વૈરાગ્ય-અભ્યાસ દ્વારા સાધવાના પહેલાં બતાવેલા માર્ગની સરખામણીમાં છે એમ સમજવું જોઈએ. સૂત્રકાર કહે છે કે, સાધના કરવામાં જે અંતરાયો આવે તેમનું નિવારણ તો બેઉ માર્ગોમાં કરવાનું છે; કેમકે તે થાય તો જ આગળ વધી શકાય. પરંતુ બીજું ફળ ('પ્રત્યક્-ચેતન'નું દર્શન) પ્રણિધાન કે ભક્તિમાર્ગનું વિશેષ છે. ભક્તિ-માર્ગ અને વૈરાગ્ય-અભ્યાસ-માર્ગ પહોંચે છે તો એક જ ધામે. અને ત્યાં પહોંચવા માટે બેઉને તેમાં આવતા અંતરાયો જીતવાના જ છે. બેનો ફેર ત્યાર પછીના માર્ગ પરત્વે બતાવાય છે. તે આ પ્રમાણે છે: પોતાનું કામ કરવા માટે વૈરાગ્ય-માર્ગ સીધા વિવેકજ્ઞાન પર જાય છે; તે પ્રકૃતિ અને પુરુષનો વિવેક કરે છે અને એના ધ્યાન દ્વારા આગળ વધે છે. તેથી વૈરાગ્યની પરાકાષ્ઠા એટલે જ જ્ઞાન છે. અને એમ ભાષ્યકાર વૈરાગ્ય-સૂત્ર ૧૬માની ટીકામાં સાફ કહે છે:

ज्ञानस्यैव पराकाष्ठा वैराग्यम् । एतस्यैव हि नान्तरीयकं कैवल्यमिति ॥

(જ્ઞાનની જ પરાકાષ્ઠા વૈરાગ્ય છે. એમાંથી કે એ પછી, બીજા કશાના આંતરા વગર — તરત જે આવે છે તે જ કૈવલ્ય છે.)

ભક્તિ-માર્ગ એવો અવ્યક્ત જ્ઞાન-માર્ગ ન લેતાં વ્યક્તપૂજાનો માર્ગ લે છે. તે જીવ અને શિવ વચ્ચે વિવેક કરે છે. તેથી તેનું ખાસ ફળ એ છે કે, 'પ્રત્યક્-ચેતન' પ્રાપ્ત થાય છે.

આ પ્રત્યક્-ચેતન એટલે શું? એનો સાદો સીધો અર્થ આ છે — દરેકના અંતઃકરણમાં બિરાજતું કે

પ્રતીત થતું ચેતન તે.* આ ચેતનને આપણે આપણાપણું કે જીવ સમજીએ છીએ. પરંતુ તેનું સ્વરૂપ શું છે તે સ્પષ્ટ જાણતા નથી. ઈશ્વર, કે જે પરમ પુરુષોત્તમ છે, તેને સતત જપ્યા કરવાથી, તેના સ્વરૂપને યાદ કર્યા કરવાથી, તેની સરખામણીમાં, આપણને આપણું સ્વરૂપ અને તેની મર્યાદા સમજાય છે. ઈશ્વરની વ્યાખ્યા જ એ પ્રકારની છે: ઈશ્વર સર્વજ્ઞ છે, આપણે અલ્પજ્ઞ છીએ; તે ક્લેશકર્માદિથી મુક્ત છે, આપણે તેમાં સપડાએ છીએ; આપણે અજ્ઞ છીએ, તે પરમ ગુરુ છે; — આમ સદાકાળ ભાવ ચાલવો એ જ નામજપ અને તદર્થભાવન[1] છે; અને એનું નામ ઈશ્વરપ્રણિધાન એમ આપણે અગાઉ જોઈ ગયા. આથી સહેજે સમજાશે કે, ઈશ્વર પ્રણિધાનથી કેમ કરતાં આપણને પોતાનું સ્વરૂપ-દર્શન થાય છે: દરેકના અંતઃકરણમાં વિરાજતું એવું જે પ્રત્યક્ચેતન — પોતાનું આંતર સ્વરૂપ — તે જડે છે. પરમ પુરુષોત્તમનું ચિંતન ભક્ત પોતાના સાદાસીધા પુરુષભાવ દ્વારા કરે છે. હમેશ પોતાની સરખામણીમાં તે ઈશ્વરને જોયા — જપ્યા કરે છે. તેથી જ ભક્તોની ઉક્તિનો ધ્વનિ નીચેના જેવી વાણી હોય છે —

"तू दयालु दीन हौं तू दानी हौं भिखारी ..."

આ પ્રકારના ભાવના સતત સેવનથી જીવમાં અમુક ગુણો ખીલ્યે જાય છે; અંતરાયો આવે છે તેમનેય એ ઈશ્વરના પ્રસાદરૂપ જ માનીને ઓળંગી કે આઘા કરી દઈને આગળ વધે છે. ખરું પૂછો તો, એને અંતરાયો અંતરાયરૂપે લાગતા જ નથી. એ તો સમર્પણ કર્યા પછી એમ જ બેફિકર બને છે —

भवसागर सब सूख गया है फिकर नहीं मुझे तरनन की ॥

* ભોજદેવ તેમની ટીકામાં આ શબ્દની સૌથી સારી સમજ નીચે મુજબ આપે છે —

विषयप्रातिकूल्येन स्वान्तःकरणाभिमुखमञ्चति या चेतना दृक्शक्तिः सा प्रत्यक्-चेतना ।

અર્થ – વિષયોમાં પ્રતિકૂળ બુદ્ધિથી હઠીને પોતાના અંતઃકરણ તરફ — અંતર્મુખ — વળેલી ચેતના — દૃક્શક્તિ — પ્રત્યક્ ચેતના કહેવાય.

૧ ભોજદેવ ભાવનની વ્યાખ્યા કરે છે તે યાદ કરવા જેવી છે —

ईश्वरस्य भावनं पुनः पुनः चेतसि विनिवेशनम् एकाग्रतायाः उपायः ।

[ઈશ્વરના અર્થનું ભાવન કરવું એટલે વારંવાર તેને ચિત્તમાં પરોવવો — બિરાજવવો; એ ચિત્તની એકાગ્રતાનો ઉપાય છે]

જે વસ્તુને ગીતાકાર કહે છે —

"सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यः मोक्षयिष्यामि मा शुचः ॥

(અહીં પાપ એટલે અંતરાય એમ પણ અર્થ ઘટાવવામાં કાંઈ વાંધો નથી.) એટલે કે, એ તો કેવળ નામજપન અને ઈશ્વર-ચિંતન કરે છે; અંતરાયો તો તેના અનુભવમાં તે રૂપે આવતા જ નથી. તેથી તેને ચિત્તનો પ્રસાદ કે પ્રસન્નતા સાચવવાને માટે સ્વતંત્ર પ્રયત્ન કરવો પડતો નથી. તે તેની ભક્તિમાં સદા-મસ્ત રહે છે. એને એથી જુદો અભ્યાસ કરવો પડતો નથી. જ્યારે વૈરાગ્ય-અભ્યાસ-યોગીએ અંતરાયનિવારણને માટે તેનો સંકલ્પપૂર્વક અભ્યાસ કરવાનો રહે છે: એના અભ્યાસનું મુખ્ય સ્વરૂપ અને લક્ષ્ય જ મોટે ભાગે એ હોય છે. આથી કરીને, ભક્તના પ્રણિધાન કે સમર્પણ-ભાવની પેઠે, અંતરાય-નિવારણ પોતે જ એક યોગ-સાધનાનો નોખો વિષય બને છે. અને યોગસૂત્ર આને એક નોખા પ્રકરણ તરીકે હવે પછી ચર્ચવાને માટે લે છે.

આ ૨૯મા સૂત્રની સાથે ઈશ્વર-વિચારનું પ્રકરણ સૂત્ર ૨૩થી શરૂ થઈને અહીં પૂરું થાય છે. એથી વિશેષ એની ચર્ચા યોગસૂત્રમાં આવતી નથી.

ઈશ્વરપ્રણિધાનના આવા વિશેષ ફળને લઈને (અંતરાયો આપોઆપ ટળે એ), કેટલીક વાર એમ મનાવવામાં આવે છે કે, તે માર્ગ સહેલો સરળ છે. સાચું જોતાં આ બરોબર વાત નથી. જેમ વૈરાગ્ય-કે-જ્ઞાન-યોગી પુરુષ પ્રકૃતિના વિવેક દ્વારા કામ લે છે અને તે વિવેક પ્રમાણે જીવન ગુજારે તો તેનેય અંતરાયો નથી લાગતા, તેમ જ પ્રણિધાન-યોગી જીવ અને શિવના વિવેક દ્વારા કામ લે છે અને તેને માટે 'સમર્પણભાવ કેળવે છે, તેથી અંતરાય-નિવારણ સરળ થઈ જાય છે. છેવટે વીરતા અને ધૈર્યથી પુરુષાર્થ કરવાનો છે તે તો છે જ, — ભક્ત શું કે જ્ઞાની શું. વૃત્તિ કે રુચિ અને સ્વભાવના ભેદોને લઈને આમ કે તેમ ચાલીએ એટલું જ. મૂળ બેમાં ફેર છે તે એટલો જ કે, જ્ઞાનમાર્ગ અવ્યક્ત છે, ભક્તિમાર્ગ વ્યક્ત છે; અને ગીતા કહે છે એમ, 'अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते' — નાનપણથી જ તર્ક અને ઉચ્ચ ગણિત ન ભણી શકાય તેમ. જોકે કાળે કાળે તો એક જ પરમભાવને બેઉ માર્ગે પામવાનું છે.

હવે પછી અંતરાય-પ્રકરણ શરૂ થાય છે.

૧૨-૫-'૪૭ મગનભાઈ દેસાઈ

# આપણા એશિયાઈ પડોશીઓ*

[ઈ. સ. ૧૯૧૭માં તુર્કી સામ્રાજ્ય ભાંગી પડયું તેમ થતાંની સાથે જ રાજકારણનો નવો નવો સ્વાંગ સજીને કંઈનેક નવાં રાજ્યો ઊભાં થયાં. પણ પહેલા વિગ્રહના અંતે તે સૌનું શું થયું, તે તેમની નીચેની વીતક-કથા ઉપરથી જાણવા મળશે ]

## પેલેસ્ટાઈન

દસ હજાર બસો ને ઓગણપચાસ ચોરસ માઈલના નાના ક્ષેત્રફળવાળા આ પ્રદેશમાં કુલ વસ્તી ૧૭,૩૯,૧૨૪ માણસોની છે. તે પૈકી મુસલમાનો ૧૦,૬૧,૨૭૭, યહૂદીઓ ૫,૨૮,૭૦૨, ખ્રિસ્તીઓ ૧,૩૫,૫૪૭ અને બીજા ૧૪,૦૯૮ છે. કુલ ૧૫૩૦ શિક્ષણસંસ્થાઓમાં ૭૮૯૧ શિક્ષકો ૧,૮૮,૭૭૯ વિદ્યાર્થીઓને શિક્ષણ આપે છે. આ પ્રદેશનો મુખ્ય પાક ઘઉં, જવ, મકાઈ, ફળ અને બટાટા વગેરેનો છે. આખા દેશની આવક ઈ. સ. ૧૯૪૩-૪૪માં ૧,૧૫,૧૩,૭૪૮ અને ખર્ચ ૧,૪૮,૧૯,૨૫૦ પેલેસ્ટાઈન પાઉન્ડની હતી.

પહેલો મહાન વિગ્રહ શરૂ થતાં ઈ. સ. ૧૯૧૫માં તે વખતના પહેલા બ્રિટિશ કમિશનર મૅકમેહોને મક્કાના શરીફને જે વચન આપેલું તે આપણે આગળ જોઈ ગયા. આ વચનમાંથી પ્રજાનો વિશ્વાસ ઊઠી ન જાય એટલા માટે ઈ. સ. ૧૯૧૮માં ઍંગ્લો-ફ્રેન્ચ જાહેરાત કરવામાં આવી કે, 'દેશની વહીવટી સત્તાની ગોઠવણ સીરિયા અને મેસોપોટેમિયાની પ્રજાની સ્વતંત્ર મરજી મુજબ કરવામાં આવશે.' ભૌગોલિક રીતે પેલેસ્ટાઈન સીરિયામાં જ સમાઈ જાય. અને આરબોની પણ એવી જ સમજ હતી. છતાં આથી વિરુદ્ધ ભાવનાની જાહેરાત કરવામાં આવી. પહેલો વિગ્રહ પૂરો થતાં પહેલાં ઈ. સ. ૧૯૧૭માં બાલ્ફર જાહેરાત થઈ હતી કે, 'બિનયહૂદીઓના ધાર્મિક અને સામાજિક હક્કોને નુકસાન ન થાય એ રીતે યહૂદીઓને પૅલેસ્ટાઈનનો ઉપયોગ પોતાનું વતન બનાવવા દેવા કરવા દેવાની બ્રિટિશ સરકારની નેમ છે.' પહેલો વિગ્રહ પૂરો થતાં મક્કાના શરીફે માગેલી પોતાની બધી સરહદોના પ્રદેશની સ્વતંત્રતાનું ઈ. સ. ૧૯૧૫નુ વચન ઊડી ગયું અને ઈ. સ. ૧૯૨૦માં બ્રિટિશોએ બાલ્ફર-જાહેરાતને મૂર્ત સ્વરૂપ આપવાના ઉદ્દેશથી પૅલેસ્ટાઈન ઉપર મેન્ડેટ ઠોકી બેસાડયું.

મેન્ડેટના પહેલા યહૂદી કમિશનર સર હર્બર્ટ સેમ્યુઅલે યહૂદીપ્રવેશનો રસ્તો ખુલ્લો કર્યો. આરબોએ મેન્ડેટ સ્વીકારવાની ના પાડી અને તેની સામે વિરોધ પોકાર્યો. જેરુસલેમ અને જાફામાં બ્રિટિશવિરોધી હુલ્લડો ફાટી નીકળ્યાં. બીજા હાઈ કમિશનરે શાંતિથી કામ લીધું અને બધું ઠંડું પાડ્યું. ઈ. સ. ૧૯૨૯માં આરબો અને યહૂદીઓ વચ્ચે રમખાણો થયાં.. આ રમખાણો શાંત પાડવા માટે, કોઈ પણ મુદ્દાને વિલંબમાં નાખવા માટેનો પ્રસિદ્ધ ઉપાય લેવામાં આવ્યો: બ્રિટિશ સરકારે એક કમિશન પૅલેસ્ટાઈન મોકલ્યું અને દરમિયાન તે વખતના સંસ્થાન ખાતાના સભ્ય લોર્ડ પેસફિલ્ડે બાલ્ફર-જાહેરાતનું ફરીથી ઉચ્ચારણ કરી, આરબોની ચોખ્ખી બહુમતીવાળી ધારાસભા સ્થાપવાની સૂચના કરી. તે વખતના મજૂર વડા પ્રધાને આ સૂચનાને મૂર્ત સ્વરૂપ આપવાની હિંમત બતાવી હોત તો સંભવ છે કે, પેલેસ્ટાઈનનું ગૂંચવાયેલું કોકડું ઊકલી ગયું હોત.

જર્મનીના નાઝીઓને હાથે હેરાનગત થતાં યહૂદીઓ પેલેસ્ટાઈનમાં આવવા લાગ્યા. ઈ. સ. ૧૯૩૧માં ૪૦૭૫, ૧૯૩૪માં ૯,૫૫૩ અને ૧૯૩૫માં ૬૧,૮૫૪ યહૂદીઓ પેલેસ્ટાઈનમાં આવ્યા. આ ઉપરાંત ગેરકાયદે ઘૂસ્યા એવા ઘણા તો જુદા. હુલ્લડો ફરીથી ફાટી નીકળ્યાં અને થોડો વખત ચાલ્યાં. પરિસ્થિતિ શાંત પાડવા પીલ કમિશન રવાના કરવામાં આવ્યું. તેણે પૅલેસ્ટાઈનના ભાગલાની હિમાયત કરી: કિનારા ઉપરના યહૂદી વસ્તીવાળા જિલ્લાઓનું સ્વતંત્ર યહૂદી રાજ્ય અને ઉત્તર તથા મધ્ય પૅલેસ્ટાઈનનું સ્વતંત્ર અરબ રાજ્ય. જેરુસલેમ અને જાફા બંદર બ્રિટિશો પાસે રહે અને જાફા નજીકના દરિયાકિનારાનો લાભ મેળવી શકે તે માટે આરબ-પૅલેસ્ટાઈનને ત્યાં સુધીનો પટ્ટીપ્રદેશ મળે. આરબો અને યહૂદીઓ બન્નેએ આ યોજના નામંજૂર કરી. છેવટે ૧૯૩૮માં તે છોડી દેવામાં આવી. ઈ. સ. ૧૯૩૯માં લંડનમાં પૅલેસ્ટાઈન પરિષદ બોલાવવામાં આવી; તે પણ નિષ્ફળ ગઈ. ઈ. સ. ૧૯૩૯ના મે માસમાં પાર્લામેન્ટની મંજૂરી સાથેનું શ્વેતપત્ર બહાર પાડી શાહી સરકારે

* ગયા અંકમાં આપેલા આપણા 'એશિયાઈ પડોશીઓ' એ લેખનો આગળનો આ હપ્તો અંગ્રેજી લેખોના આધારે તૈયાર કર્યો છે.

સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે, 'પેલેસ્ટાઈન યહૂદી રાજ્ય બને એવી એમની નીતિ છે.'

મૅકમેહોનના વચનના આમ ચૂરેચૂરા થઈ ગયા. પોતપોતાનાં હિત સચવાય એમ બન્ને પક્ષ સત્તા વહેંચી લે એવી ગોઠવણ સાથેનું સ્વતંત્ર પૅલેસ્ટાઈન બનાવવું એવી જોગવાઈની વાત ઊભી થઈ. બીજું, એ સૂચનામાં એવી જોગવાઈની વાત હતી કે, વેપારી અને બીજી પ્રાથમિક જરૂરિયાતો માટે પૅલેસ્ટાઈન અને બ્રિટિશ સરકાર વચ્ચે કોલકરાર થાય. આથી બીજા વિગ્રહ દરમિયાન પૅલેસ્ટાઈન શાંત રહ્યું. પણ તેનો અંત આવતાં જ યહૂદીઓ અને અંગ્રેજો વચ્ચે લડાઈ શરૂ થઈ. ન્યૂયૉર્ક, લંડન અને પૅરિસની આર્થિક મદદથી યહૂદીઓનાં ત્રણ મજબૂત મંડળો પૅલેસ્ટાઈનમાં સ્થપાયાં હતાં.

બીજી બાજુ ઈ.સ ૧૯૩૬માં જેરુસલેમના વડા મુફતી હજ અમીન હુસેનીની સરદારી નીચે પૅલેસ્ટાઈનના બધા પક્ષના નેતાઓએ ભેગા થઈ આરબ મહાસમિતિ ઊભી કરી. આ મહાસમિતિ ઉપર બ્રિટિશોએ પ્રતિબંધ મૂક્યો અને ૭ આરબ નેતાઓને દેશપાર કર્યા. મુફતી લેબેનોન ભાગી છૂટયા, જ્યાંથી લડાઈ દરમિયાન તેઓ જર્મની પહોંચ્યા. લડાઈ પૂરી થતાં મુફતી અને રશીદ-અલીને પકડવા માટે બ્રિટિશોએ ઘણા ધમપછાડા કર્યા, પણ તે બન્ને આબાદ રીતે ભાગી છૂટયા. મુફતી આજે ઇજિપ્તમાં રાજાના મહેમાન તરીકે રહે છે, અને રશીદઅલીને ઇબ્ન સાઉદે આશ્રય આપ્યો છે.

પૂર્વ ભૂમધ્યમાં પૅલેસ્ટાઈન જે અગત્યનું સ્થાન આજે ભોગવે છે તે જોતાં, હિંદ અને પૂર્વ એશિયા સાથેના વ્યવહાર માટે તે પ્રદેશ ઉપર પોતાનું વર્ચસ્વ જમાવવા બ્રિટિશો પ્રયત્ન કર્યા વિના રહે નહિ. આ પ્રદેશમાં અગત્યનાં સ્થળોએ હવાઈ મથકો બાંધેલાં છે. ઇરાક ઑઇલ કંપનીની તેલની પાઈપ હૈફા બંદરે પૂરી થાય છે. અહીં બ્રિટિશ કાફલાનું નૌકામથક છે. એક બાજુ યહૂદીઓ માટે અને બીજી બાજુ આરબો અને મુસલમાનો માટે પણ તે અગત્યનો પ્રદેશ છે. આમ દુનિયામાં અગત્યનું સ્થાન ધરાવનાર આ પૅલેસ્ટાઈન પ્રદેશ ઉકેલ માગતી એક આંતરરાષ્ટ્રીય ગૂંચ સમો આજે બની રહ્યો છે.

પૅલેસ્ટાઈનનો ઉકેલ બ્રિટિશોના ગજા બહારની ચીજ બની છે, તેથી તેઓએ અમેરિકાના પ્રેસિડેન્ટ ટ્રુમેનની મદદ માગી છે. ૧૯૧૮માં દસ હજાર યહૂદીઓ આ પ્રદેશમાં હતા; જ્યારે બીજા વિગ્રહની શરૂઆતમાં તે આંકડો પાંચ લાખનો થયો હતો. અમેરિકામાં પણ યહૂદીઓનો ઉપયોગી અને લાગવગવાળો પક્ષ છે; તેથી પ્રેસિડેન્ટ ટ્રુમેન માટે પણ મધ્ય-પૂર્વ એશિયામાં પોતાની લાગવગ ઊભી કરવાનો ઠીક મોકો છે. સોવિયેટ રશિયા સાથે ગમે ત્યારે લડાઈ જાગે તો તેને માટેની સર્વ તૈયારી ઇંગ્લંડ-અમેરિકા કરે છે, તેને અણીને સમયે મધ્ય-પૂર્વ એશિયા એકલા ઇંગ્લંડ માટેનું ક્ષેત્ર નથી રહ્યું. અમેરિકાને પણ તે અંગે લાગે વળગે છે. આ સંજોગોમાં કંઈ નહિ તો પોતાના સ્વરક્ષણ માટેય પૅલેસ્ટાઈનની બાબતમાં રશિયા શાંત પ્રેક્ષકતરીકે રહી શકે એમ નથી.

### ઇરાક

ઈ. સ. ૧૯૧૮ પહેલાં આ પ્રદેશ મેસોપોટેમિયાના નામે ઓળખાતો હતો. પ્રખ્યાત સુમેર અને બૅબિલોનિયા-ની સંસ્કૃતિનો જન્મ અને ફેલાવો આ પ્રદેશમાંથી થયેલો. હજારો વર્ષ અગાઉ યુફ્રેટીસ અને તૈગ્રીસ નદીઓના કિનારાનો આ પ્રદેશ ભરપૂર પાક પકવતો હતો. આજે એની એ પૂર્વની જાહોજલાલીની સ્થિતિ રહી નથી. આજે આ પ્રદેશની પંચાણું ટકા વસ્તી અભણ છે; લંડન અને ન્યૂયૉર્કની કિંમતે માલ ખરીદતા અહીંના લોકોની રોજની સરેરાશ આવક એક રૂપિયાથી પણ ઓછી છે; દર પાંચ માણસે ચાર આંદીના દરદ-વાળા છે; ભરપૂર પાક પકવનારા અહીંના પ્રજાજનો જમીન વિનાના થઈ ગયા છે; બગદાદ, બસરા કે કિરકૂક જેવા મોટા શહેરનો વતની હોય કે પછી નાના ગામડાનો રહેવાસી હોય, પણ આજે માટીના ગારાની નાની ઝૂંપડીઓમાં રહેતો થઈ ગયો છે; નિર્ધનતાનો પાર રહ્યો નથી.

પહેલા મહાન વિગ્રહ પછી મોસલ, બગદાદ અને બસરા એ ત્રણ તુર્કી પ્રાંતોનો આ પ્રદેશ બનાવી તેને ઇરાક નામ આપવામાં આવ્યું. બગદાદને રાજધાની બનાવવામાં આવ્યું. આ પ્રદેશનો વિસ્તાર ૧,૪૦,૦૦૦ ચોરસ માઈલનો છે; તેની વસ્તી ૪૦ લાખથીયે વધુ છે. દુનિયાના કુલ પાકનું એંશી ટકા ખજૂર અહીં થાય છે. બીજી મુખ્ય પેદાશ ઘઉં, જવ અને રૂની છે. લગભગ પચાસ લાખ ટન પેટ્રોલિયમ અહીંથી દર વર્ષે ઉત્પન્ન કરી શકાય છે.

તુર્કી સુલતાનની આપખુદી અને બિનઆવડતથી પ્રજા ત્રાસી ગઈ હતી. બીજા એશિયાઈ દેશોની જેમ આ પ્રદેશ પણ ગરીબ અને અધમ દશાને પામ્યો હતો.

મોટા ભાગના ગ્રામવાસીઓને ભોગે થોડાક સરદારો મોજથી રહેતા હતા. યુરોપી દેશોને પોતાનો શાહીવાદ ઠોકી બેસાડવા આ સુંદર સ્થળ મળી આવ્યું. ૧૯૧૨-૧૩ના બાલ્કન વિગ્રહથી ઓટોમન સામ્રાજ્ય વધારે નબળું પડ્યું, અને અહદ (Ahd) નામની છૂપી સંસ્થા ઊભી થઈ અને તેણે પોતાની પ્રવૃત્તિ બસરા સુધી પ્રસારી. બધા જ આરબ પ્રદેશોમાં રાષ્ટ્રીય ચળવળ શરૂ થઈ.

ઈ. સ. ૧૯૧૪નો વિગ્રહ શરૂ થયો તે પહેલાં દશ વર્ષથી ઈરાની અખાતના પોલિટિકલ એજન્ટ સર પર્સી કોક્ષે અરબ સ્વતંત્રતા માટેનું વાતાવરણ ઊભું કર્યું હતું. આરબ સરદારોની આ મુરાદ બર આવે તે માટે પહેલો વિગ્રહ શરૂ થતાં જ બ્રિટિશોએ મદદ કરવાની જાહેરાત કરી. આથી આબાદાનની એંગ્લો-પર્શિયન ઓઈલ કંપની લડાઈ દરમિયાન ભયમુક્ત રહી શકી. ઇ. સ. ૧૯૧૮માં કિરકૂક અને મોસલનાં તેલનાં ક્ષેત્રો બ્રિટિશોએ કબજે કર્યાં. અંગ્રેજ સૈન્યો અહીં રહે એ આરબોને ગમતું ન હતું. ઈ. સ. ૧૯૧૮માં કરબલા અને નજફ (Najaf)માં બળવો ફાટ્યો; જેને નિર્દય રીતે દબાવી દેવામાં આવ્યો. ૧૯૧૮માં ઇરાક બ્રિટિશ મેન્ડેટ બન્યું. ૧૯૨૦ સુધી તેની એ સ્થિતિ ચાલુ રહી. તે દરમિયાન બળવો ચાલુ રહ્યો અને પ્રસંગ મળતાં ઇરાકીઓ બ્રિટિશ અમલદારોનાં ખૂન કરવા લાગ્યા.

ઈ. સ. ૧૯૨૦ના જુલાઈની વીસમી તારીખે કર્નલ લૉરેન્સે 'ટાઇમ્સ'માં એક પત્ર લખી સાચી સ્થિતિનું અંગ્રેજોને ભાન કરાવ્યું. તેણે બતાવ્યું કે, 'તુર્ક અમલ દરમિયાન ૭૦ ટકા વહીવટદારો, ૧૦ ટકા લશ્કરી અમલદારો અને ૯૫ ટકા બીજા સૈનિકો દેશી હતા; જ્યારે મેન્ડેટના અમલ દરમિયાન ૪૫૦ અંગ્રેજો દેશનો વહીવટ ચલાવતા હતા. એક પણ દેશી વહીવટદાર ન હતો અને ૮૦ હજારનું બ્રિટિશ સૈન્ય દેશને કાબૂમાં રાખી રહ્યું હતું.' આ વિગતો આપી આ સ્થિતિ સુધારી લેવા અને વહીવટમાં અને લશ્કરમાં દેશીઓનું પ્રમાણ વધારવાની હિમાયત કર્નલ લૉરેન્સે પોતાના પત્રમાં કરી હતી.

ઈ. સ. ૧૯૨૦ના જુલાઈ અને ઑક્ટોબર માસ દરમિયાન બે હજાર અંગ્રેજો અને હિંદીઓ મરાયા અથવા ઘવાયા. સામે આરબ ખુવારીનો આંકડો ૮૫૦૦ સુધી પહોંચ્યો. ઘણી ઓછી સત્તાઓ સાથે ઇરાકી પ્રધાનમંડળ બનાવવામાં આવ્યું. બ્રિટિશ લશ્કર પાછું ખેંચી લેવામાં આવ્યું, પણ તેના બદલામાં વધારે અસરકારક એવું હવાઈ દળ ચર્ચિલ સાહેબે મૂક્યું. ઇરાકીઓએ એક રાષ્ટ્રવાદીને ગાદીએ બેસાડ્યો, પણ અંગ્રેજોએ તેને ઉપાડી મૂકી હદપાર કર્યો. તેની જગાએ હુસેનના ત્રીજા દીકરા ફૈઝલને અંગ્રેજોએ બેસાડ્યો.

આપણે જાણીએ છીએ કે, વિગ્રહના અંતે ફૈઝલને દમાસ્કસનો રાજા બનાવેલો, પણ ફ્રેન્ચોએ તેને કાઢી મૂકેલો. આ નવી જગા તેને મળી તેથી પણ એ પ્રજામાં માનીતો ન રહ્યો. પડોશી સીરિયાના ફ્રેન્ચો તો તેને ધિક્કારતા જ હતા; સુન્નત સુન્ની તરીકે ઇરાનીઓને પણ તે ગમતો ન હતો; અને ઇબ્ન સાઉદ તો તેનો જૂનો દુશ્મન હતો જ.

બ્રિટિશોના કબજાનો માણસ હોવા છતાં ફૈઝલ સત્તાલોભી હતો. ઇરાકની ગાદીએ બેસતાં, બધી સત્તા અંગ્રેજોના હાથમાં રહેશે એવી જાહેરાત ફૈઝલે કરવી જોઈએ, એવો અંગ્રેજોનો આગ્રહ હતો. ફૈઝલને આ વાત સ્વીકાર્ય ન હતી. સ્વતંત્ર સુલેહના કોલકરાર મુજબ તેને ગાદી મળી છે, એવી જાહેરાતનો ફૈઝલે આગ્રહ રાખ્યો. પરિણામે ઈ. સ. ૧૯૨૩માં આવી સુલેહ થઈ. બે ધારાસભાઓ ઊભી કરવામાં આવી. એક સેનેટના ૨૦ નીમેલા સભાસદોની, અને બીજી થોડા ચૂંટાયેલા અને થોડા નીમેલા એવા ૧૫૦ સભ્યોની નીચલી સભા. ઈ. સ. ૧૯૨૭માં ગ્રેટબ્રિટન તરફથી ઇરાકના સંપૂર્ણ સ્વાતંત્ર્યનો સ્વીકાર કરવામાં આવ્યો અને ઈ. સ. ૧૯૩૨માં તે પ્રજાસંઘનું સભ્ય બન્યું. રાજા પહેલો ફૈઝલ ૧૯૩૦માં અવસાન પામ્યો; તેની પછી તેનો દીકરો ગાઝી ગાદીએ આવ્યો. ૧૯૩૯માં તેનું અવસાન થતાં તેનો ચાર વર્ષનો પુત્ર ગાદીવારસ થયો.

ઈ. સ. ૧૯૩૬માં નૂરી સૈયદ પાશાના પ્રધાનમંડળને દૂર કરવામાં આવ્યું. છૂટીછવાઈ કતલ ચાલુ રહ્યા બાદ નૂરી પાછો ૧૯૩૮માં જાહેર થયો અને પ્રધાન બન્યો. બીજો વિગ્રહ શરૂ થતાં ઇરાક મિત્રરાજ્યોની પડખે રહ્યું. ગાઝીના અમલથી જર્મન અસર આ પ્રદેશ ઉપર પહોંચી હતી. ઈ. સ. ૧૯૪૧માં રશીદઅલીએ નાઝીપક્ષી ચળવળ ઊભી કરી જોઈ, પણ તે ન ફાવ્યો.

નૂરી ઇરાકમાં ખૂબ લાગવગવાળો માણસ છે. આજ સુધી તેણે વીસ પ્રધાનમંડળોમાં કામ કર્યું છે

અને નવ પ્રધાનમંડળોનો વડો પ્રધાન બન્યો છે. મુખ્ય સુલેહો અને કોલકરારોની વાટાઘાટો તેણે જ ચલાવેલી છે. આ બાહોશ વ્યક્તિને અંગ્રેજો 'ઇરાકના સ્મદ્દસ'ના લાડકા નામે સંબોધે છે. રાજ્યવિસ્તારની ઘણી યોજનાઓ તેણે વિચારી છે. કર્નલ લોરેન્સના હાથ નીચે તેણે તાલીમ લીધેલી છે.

સ્વતંત્ર ઇરાકમાં આજે બ્રિટિશ હવાઈ દળ છે; ઇરાકી પોલીસોના ઇન્સ્પેક્ટરો બ્રિટિશ છે; બસરાનું બંદર અને રેલવેઓ બ્રિટિશોના કબજે છે; નાણાં ખાતાના અને આંતરરાષ્ટ્રીય વ્યવહારના વડાઓ બ્રિટિશો છે; મોસલ, કિરકુક અને ક્વાયટનાં તેલનાં ક્ષેત્રોમાં બ્રિટિશ અને અમેરિકન મૂડી રોકાયેલી છે; અને આ કંપનીઓના ઇરાકી, કુર્દ અને ઈરાની કામદારો અંદરોઅંદર લડતા રહે એવી બ્રિટિશ નીતિ ચાલુ રહી છે. ગયે વર્ષે આ કામદારોએ મોટી હડતાળ પાડી હતી.

આ બધાની સામે ઇરાક આજે આટલાંટિક ચાર્ટર મુજબની સ્વતંત્રતા માગે છે, પણ તેને તે હજુ આપવામાં નથી આવી. દેશનો સામ્યવાદી પક્ષ, જો કે હજુ ગેરકાયદેસર છે, છતાં બીજા ત્રણ પ્રાગતિક પક્ષો કામ કરી શકે છે. તેઓ, પરદેશી સૈન્ય પાછું ખેંચવું જોઈએ, રાજ્યની જમીનની યોગ્ય વહેંચણી થવી જોઈએ, અને સ્વતંત્ર પેલેસ્ટાઈન આરબ-રાજ્ય, એ ત્રણ વસ્તુની ઝુંબેશ ચલાવે છે. નૂરી સૈયદ પાશા આજ સુધી બધા ઉપર પોતાનો હાથ રાખી રહ્યો છે, પણ તેના વડાણમાં ગમે ત્યારે ગાબડું પડવાની દરેક શક્યતા છે.

### ઈરાન

ઈરાનનું ક્ષેત્રફળ ૬,૨૮,૦૦૦ ચો. માઈલનું છે. તેની વસ્તી ૧૫૦થી ૧૮૦ લાખની છે. તેલ, ઊન, રૂ, ચામડાં, ચંદર, અફીણ, ફળ, શેતરંજીઓ, ચામડું વગેરે એની મુખ્ય પેદાશ છે. ખનિજમાં લોઢું, કોલસો, ત્રાંબું, જસત, મેંગેનીઝ, આરસપહાણ, નિકલ, ગંધક, મીઠું વગેરે મળી આવે છે. ઈ. સ. ૧૯૪૨ માં તેની આયાત ૧,૦૦,૪૯,૦૩૨ પાઉન્ડની અને નિકાસ ૪૨,૬૫,૫૩૭ પાઉન્ડની હતી.

બ્રિટન અને રશિયા બન્ને ઓગણીસમી સદીની અધવચથી ઈરાનમાં છૂટછાટો મેળવવા પ્રયાસ કરતાં હતાં. વીસમી સદીની શરૂઆતમાં તો ઈરાન આ બેની સંપૂર્ણ હકૂમત નીચે આવ્યું. ઈ. સ. ૧૯૦૭માં કરાર કરી ઈરાનનો ઉત્તર ભાગ રશિયાએ અને દક્ષિણ ભાગ બ્રિટને લીધો. રશિયાની ક્રાન્તિ બાદ રશિયાએ ઈ. સ. ૧૯૦૭ના કરાર રદ જાહેર કર્યા, અને ઈરાનમાંના પોતાના સર્વ હક્કો જતા કર્યા. આમ રશિયાના ખસી જવાથી તે વખતના સંસ્થાન ખાતાના બ્રિટિશ સભ્ય લોર્ડ કર્ઝને ઈરાનના અખાતથી કાસ્પિયન સમુદ્ર અને કોકેસસ સુધી બ્રિટિશ લાગવગ વધારવાની તક જોઈ. ભૂમધ્ય સમુદ્રથી હિંદની સરહદ સુધીનું એક સામ્રાજ્ય ઊભું કરવાનાં સ્વપ્નો આ કર્ઝન સેવતો હતો. ઈ. સ. ૧૯૧૯ માં સુલેહના એક કરાર ઉપર જબરદસ્તીથી ઈરાનની સહી લેવામાં આવી, જેના પરિણામે ઈરાન સંપૂર્ણ રીતે લશ્કરી અને રાજકીય બ્રિટિશ હકૂમત નીચે આવ્યું. ઈ. સ. ૧૯૨૦માં જ, એટલે બીજે જ વર્ષે ઉત્તરના ગિલાન પ્રાંતમાં સોવિયેટ રાજ્યની જાહેરાત કરવામાં આવી અને ત્યાંના લોકોએ બળવો કર્યો. કર્ઝન સાહેબને આથી ખૂબ આશ્ચર્ય થયું. વળી ખેતીના એક મજૂર તરીકે ઊછરેલો યુવાન રેઝાશાહ પહેલવી ત્રણ હજારના નાના લશ્કર સાથે તેહરાન તરફ કૂચ કરી ગયો અને ત્યાંના શાહને યુદ્ધ-મંત્રી તરીકે પોતાની નિમણૂક કરવાની ફરજ પાડી. બ્રિટિશ કરારો રદબાતલ જાહેર કરી શાહ પોતે ઈરાનનો રાજા થયો. થોડાં જ વર્ષોમાં રેઝા-શાહે કાયદો અને વ્યવસ્થા સ્થાપ્યાં; જાગીરદારોને એક પછી એક તાબે થવાની ફરજ પાડી; અને ઈરાની સૈન્યના બ્રિટિશ અમલદારોને રુખસદ આપવામાં આવી. શટ-અલ-આરબના આ અગત્યના પ્રદેશની ઍંગ્લો-પર્શિયન ઑઈલ કંપની પણ ઈરાનની મધ્યસ્થ સરકારને શરણે ગઈ. ઈ. સ. ૧૯૨૬માં તુર્કી સાથે અને ૧૯૨૭માં સોવિયેટ અને અફઘાનિસ્તાન સાથે સુલેહના કરાર શાહે કર્યા. ઈ. સ. ૧૯૩૪ માં તુર્કી, અફઘાનિસ્તાન અને ઇરાક સાથે 'સાદાબાદ કરાર' થયો.

બીજા વિગ્રહ દરમિયાન જર્મની તરફ થોડી સહાનુભૂતિ બતાવતાં રશિયા-બ્રિટનનાં સૈન્યોએ ઈરાનમાં પ્રવેશ કર્યો અને શાહને પદભ્રષ્ટ કર્યો. વિગ્રહનો અંત આવતાં ઈરાનમાંનાં સૈન્યો ખસેડી લેવા અંગે બ્રિટિશ અને રશિયા વચ્ચે ભારે ઘર્ષણ થયું. ઈ. સ. ૧૯૪૨ના જાન્યુઆરીમાં થયેલા કરાર મુજબ, જાપાન સાથેનો વિગ્રહ બંધ થાય પછી ૭ માસમાં, ઈરાનમાંથી રશિયન અને બ્રિટિશ સૈન્યોને ખસેડી લેવાનાં હતાં. ઈ. સ. ૧૯૪૫ના સપ્ટેમ્બરમાં ઈરાને રશિયા, બ્રિટન અને અમેરિકાને યાદી મોકલાવી કે, '૧૯૪૬ના માર્ચની બીજી

તારીખ એ આ લશ્કરો ખાલી કરવા બાબતની છેલ્લી તારીખ છે.' આ દરખાસ્તની બર્લિનમાં ટ્રુમેન, સ્ટેલિન અને ચર્ચિલે ચર્ચા કરી. પછીની લંડન પરિષદમાં ત્રણે દેશોના પરદેશમંત્રીઓએ પણ તેની ચર્ચા કરી. લશ્કરો પાછાં ખેંચી લેવા બાબત ૧૯૪૬ના માર્ચની બીજી તારીખનો ઇંગ્લંડ અને અમેરિકાએ આગ્રહ રાખ્યો; જ્યારે, જાપાન વિગ્રહ બંધ થયા પછી ૭ માસનો રશિયાનો આગ્રહ હતો. લાલ લશ્કર બને એટલું વહેલું ઈરાન છોડી જાય એવી ઇંગ્લંડ અને અમેરિકાની ઇચ્છા હતી. કારણ કે ઈરાની પ્રજામાં અને ઍંગ્લો-ઈરાની ઑઇલ કંપનીના ચુસાયલા કામદારોમાં લાલ લશ્કરની હાજરીથી રશિયાની લાગવગ વધતી હતી તે ઇંગ્લંડ અને અમેરિકાને ગમતી ન હતી.

ઈ. સ. ૧૯૪૫-૪૬ માં પ્રજામાં ઠીક-ઠીક ચેતન આવ્યું છે; ટૂડેહ (Tudeh) નામનો લોકમાન્ય પક્ષ સ્થપાયો છે; આઝરબૈજાન અને કુર્દોમાં સારું ચેતન આવેલું છે; અને તેલનાં ક્ષેત્રોમાં કામ કરતા કામદારોનાં મહાજનો સ્થપાયાં છે. આવાં બધાં કારણોને લીધે મોડું કે વહેલું ઈરાન જરૂર દુનિયાનું ધ્યાન ખેંચશે. ચાલુ ] **શાંતિલાલ ગાંધી**

# નવું વાચન

**સુવર્ણયુગ :** લે૦ કનૈયાલાલ મુનશી; પ્ર૦ સસ્તું સા૦ વ૦ કાર્યાલય, અમદાવાદ અને મુંબઈ ૨; પાન ૮૩+૧૧ (જાહેર ખબરનાં) કિં૦ ૦-૮-૦.

હિંદમાં અંગ્રેજોનો 'સુવર્ણયુગ' પૂરો થઈ દેશના ભાગલા પડે છે તેવે વખતે શ્રી. મુનશીની આ ચોપડી ખાસ રસવાળી લાગે છે. શ્રી. મુનશી આર્યોના પૂર્વરંગના — આર્યાવર્તના અતિ અભિમાની છે. એનાં રમ્ય ચિત્રો આલેખવાં અને મલાવી મલાવીને આલાપવાં એમને બહુ ગમે છે. એવા તેમના (૧૯૩૫ના યુગ પહેલાંના) ત્રણ લેખોનો આ સંગ્રહ છે, અને તેને 'સુવર્ણયુગ' નામે 'વિવિધ ગ્રંથમાળા'ના મણકા તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. આજે શ્રી. મુનશીને એમાં પ્રતિપાદન કરેલાં મંતવ્યો વિષે શું લાગે છે, એ બાબત કાંઈક ખુલાસો કરતો ઉપોદ્‌ઘાત આ સંગ્રહ માટે લખ્યો હોત તો સારું થાત. ખેર.

આ 'સુવર્ણયુગ' એટલે, આ પુસ્તકના મંતવ્ય મુજબ, ઈ. સ. ૩૦૦થી માંડી મગધના ગુપ્તવંશી રાજાઓનો — એટલે કે ચંદ્રગુપ્ત (ઈ. સ. ૩૩૫), તેનો પુત્ર સમુદ્રગુપ્ત ('પરાક્રમાદિત્ય' તથા 'ધર્માદિત્ય' ઈ. સ. ૩૮૫), તેનો પુત્ર ચંદ્રગુપ્ત (અર્થાત્ દંતકથાનો 'વિક્રમાદિત્ય' ઈ. સ. ૪૧૩), તેનો પુત્ર કુમારગુપ્ત ('મહેંદ્રાદિત્ય' ઈ. સ. ૪૫૫) અને તેનો પુત્ર સ્કંદગુપ્ત — એમનો રાજ્યકાળ. આ છેલ્લા રાજા સ્કંદગુપ્તના વખત પછી તે સુવર્ણયુગનો 'મધ્યાહ્ન આથમવો' શરૂ થયો, તે પછીનાં દોઢસો-બસો વર્ષ બાદ શ્રીહર્ષનો રાજ્યકાળ પૂરો થતાંમાં (ઈ. સ. ૬૪૭) 'અસ્તાચળે' પહોંચી ગયો.

આ યુગને 'સુવર્ણયુગ' નામ આપવાનું કારણ લેખકને મતે એ છે કે, એ યુગ દરમ્યાન એક અને અભેદ્ય આર્યાવર્તની પરમ સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી. સમુદ્રથી તે સમુદ્ર સુધી, ગિરિથી ગિરિ સુધી આવેલા આર્યાવર્તનો પ્રદેશ એક બને અને રહે, એ 'આર્યોનું પરાપૂર્વથી ચાલ્યું આવેલું એક 'સુંદર સ્વપ્ન' છે. યયાતિ, ભરત, સગર, જરાસંધ, કૃષ્ણ વાસુદેવ અને ચંદ્રગુપ્ત મૌર્ય (કૌટિલ્ય-શિષ્ય) એ સમર્થ પુરુષોની હારમાળાઓએ આર્યાવર્તની એ એકતા સતેજ રાખવા જીવનપુરુષાર્થ આદર્યા કર્યા છે. લેખક કહે છે:-

> આર્યને મન આર્યત્વ એટલે દેવનિર્મિત આ બ્રહ્માવર્તની ભક્તિ; એનું માહાત્મ્ય તે એનું જીવન; એના સંસ્કાર તે એનો ધર્મ; એનો વિજય તે એનું સ્વાસ્થ્ય એ એનો મોક્ષ."

૧૬૦૦ વર્ષ ઉપર એ અખંડ આર્યાવર્ત છિન્નભિન્ન થઈ બ્રહ્મતેજ વિનાના, ધર્મ ને સત્યથી પર, કચરા જેવા (फल्गुदाः) અને 'મિજાજીનાં ડિંગલાં' જેવા (तीव्रमन्यवः) નાગ, આભીર, શૂદ્ર, દાસ, મ્લેચ્છ વગેરેને હાથ પડ્યો, ત્યારથી મત્સ્યપુરાણકાર જેવા આર્યો ખિન્ન થઈ, ફરીથી અખંડ આર્યાવર્તની સિદ્ધિ માટે — સુવર્ણયુગ માટે — હતાશ થઈ ગયા. ત્યારે ગુપ્તવંશીય રાજાઓ — ચંદ્રગુપ્ત, સમુદ્રગુપ્ત, અને 'વિક્રમાદિત્ય' ચંદ્રગુપ્તને હાથે એ અખંડ આર્યાવર્તની — સુવર્ણયુગની — સિદ્ધિ થોડાં સૈકાં માટે સિદ્ધ થઈ. અલબત્ત, આખું આર્યાવર્ત એકચક્ર થયું, એ ભલે એ સિદ્ધિનું પ્રથમ પગથિયું હોય; પરંતુ એ પોતે જ કંઈ એ સિદ્ધિરૂપ ન જ કહેવાય; તેથી લેખક કહે છે:-

"સુવર્ણયુગનાં સર્જન મુદ્દાંના દગથી કે વિજયના દુંદુભિનાદથી થતાં નથી; સંગીતના આલાપથી કે તરબોળ કવિતાની સરસતાથી થતાં નથી. પ્રભાવમર્યા આદર્શની સર્વવ્યાપી સંજીવની વિના સુવર્ણયુગ શકય નથી."

તેથી કરીને 'પરાક્રમાદિત્ય'નું બિરુદ પામ્યા પછી સમુદ્રગુપ્ત યાજ્ઞવલ્કયસ્મૃતિના કર્તા યોગીન્દ્રની દોરવણી હેઠળ ધર્મ–સંસ્કાર–નું સંસ્થાપન કરી, 'ધર્માદિત્ય'નું મોંઘેરું બિરુદ પ્રાપ્ત કરે છે, ત્યારે સુવર્ણયુગ સરજાય છે.

સમુદ્રગુપ્તના એકચક્ર હેઠળ સંસ્કારસ્વામી યોગીન્દ્રે કરેલા સુવર્ણયુગના સર્જનની વિશેષતાઓ શી હતી?

૧. યોગીન્દ્રે સંસ્કારસ્વામીઓને સમાજના ગુરુપદે સ્થાપ્યા અને તેમને રાજા તથા પ્રજાના આશ્રિતપણામાંથી મુક્ત કરી 'સ્વાધીન સર્વોપરિતા' અપાવી.

૨. યોગીન્દ્રે બીજું જે કામ કર્યું તે કન્યાને નાની ઉંમરમાં જ ('દેવવીયસી'ને) પરણાવી દેવાનો આદેશ કર્યો તે.

આમ, રાજકીય ઐક્ય ને વિજયોલ્લાસ; સંસ્કારસ્વામીઓની સર્વોપરિતા ને આર્થિક સ્વાતંત્ર્ય; પ્રજાના પિતા પરદુઃખભંજન વિક્રમાદિત્યનો આદર્શ; સંસ્કારના કોશાગાર સમા સ્ત્રીત્વનું સંરક્ષણ,— એ બધાં સુવર્ણયુગના સ્રષ્ટાઓએ ઐક્ય ને અભેદ સાચવવા સરજાવેલાં બળો ઉપરાંત બીજાં બે ઉમેરવાં જોઈએ, અને તે (૧) ગીર્વાણગિરાનાં પૂજ્યતા ને પ્રાબલ્ય, અને તે દ્વારા સંસ્કારનાં વિકાસ ને વિસ્તાર સાધતી અવિરત પ્રવૃત્તિ — સમગ્ર સંસ્કૃતિના શબ્દદેહનો સંહિતા રૂપે ઉદ્ભવ અને (૨) માનવહૃદયની ભક્તિના અનુપમ ધ્યેય એવા ચક્રધર વાસુદેવનું સર્જન.

આ પ્રમાણે એક સુવર્ણયુગના સર્જનનું દશ્ય ઊભું કરીને, લેખક અત્યારની ભારતવર્ષની છિન્નભિન્ન દશામાં એક અને અખંડ આર્યાવર્ત અને તેને આશરીને સંસ્કારનો સુવર્ણયુગ ફરીથી ઊભો થાય એવી ઝંખના રજૂ કરે છે, અને તે ભૂમિ પોતે સુવર્ણયુગ સર્જ્યા વિના રહેવાની નથી, એવી શ્રદ્ધા એ પોતાના બીજા લેખમાં ('વ્યાસનું દર્શન') રજૂ કરે છે :—

"મહર્ષિઓ અહીંયાં વ્યર્થ જીવ્યા નથી. તેમની ભસ્મ હજી આ ભૂમિમાં પડી છે. તેમના શબ્દો આ વૃક્ષોએ સાચવી રાખ્યા છે તેમની તપશ્ચર્યાની પ્રેરણા અમારાં જીવન ઘડે છે. મહાપ્રશ્નો નૈમિષારણ્ય નહિ વિસરાવી શકે: નૈમિષારણ્ય મહાપ્રશ્નોને વિસરાવશે"

એટલું જ નહિ; ત્રીજા લેખમાં ('જ્યારે અસ્પૃશ્યના નહોતી ત્યારે') તો લેખક એટલે સુધી પોતાની શ્રદ્ધા વ્યક્ત કરે છે કે,

"સમસ્ત જગત અત્યારે અસ્વસ્થ છે આર્થિક વિટંબણાઓ એનો પ્રાણ ગૂંગળાવી રહી છે. રાજકીય જુલમ ચારે તરફ માનવીની સ્વતંત્રતા ખૂંચવી રહ્યો છે. સામ્યવાદ, ફેસિઝમ, રાષ્ટ્રીયતા — એવે એવે અનેક નામે માનવજાતિના સ્વાતંત્ર્ય પર કબરો ચણાતી જાય છે. માનવ એ જીવનપ્રવૃત્તિનું ધ્યેય નથી રહ્યો, માત્ર સાધન બનતો જાય છે . . . માનવ વ્યક્તિત્વનું ગૌરવ વીસરાતું જાય છે, અને સ્વાતંત્ર્ય અને સરસતા બંને ચાલી જતાં જણાય છે . . . આવા જુલ્મથી દલિત જગતને આર્ય આદર્શ વિના બીજું આશ્વાસન નથી . . . આપણા આદર્શવાદ વિના બીજો ઉદ્ધાર નથી"

આ ત્રણે લેખો આમ આંતરિક રીતે સંકળાયેલા હોઈ, લેખક પોતાની થનગનતી જોરદાર શૈલી વડે વાચકને સફળ રીતે एक अखंड आर्यावर्तना ભવ્ય સ્વપ્નનાં દર્શન કરાવી, તેવા આર્યાવર્તને ફરી મૂર્તિમંત કરવા પ્રેરે છે.

એક, અખંડ આર્યાવર્તનું ભૂતકાળનું સ્વપ્ન દોરી બતાવ્યા બાદ લેખક યોગ્ય રીતે વાચકને છેવટના ભાગમાં ચેતવતા જાય છે કે,

"જે બળોએ એક વાર સુવર્ણયુગ સરજાવ્યો તે, તે ને તે જ સ્વરૂપે ફરી સરજાવી શકે નહિ . . . બધાં બળો પોતાને અસલ સ્વરૂપે વ્યક્ત થવાને અશક્ત, નવાં સ્વરૂપો શોધી રહ્યાં છે. પણ તેમનું ધ્યેય રહ્યું છે તેનું તે જ — આર્યાવર્ત એક ને અભેદ."

"એ ધ્યેય સાચવવા આ બધાં બળો જેમ એક વખત ધર્મનાં અંગ બન્યાં હતાં, તેમ હવે એક નવા ધર્મનાં અંગો બનતાં જાય છે. એ નવો ધર્મ આર્યાવર્તના ભૌગોલિક, આર્થિક ને રાજકીય સ્વાસ્થ્યના पाया पर, તેમાં वसतां नरनारीओनी सांस्कारिक एकतानता ઊભી કરી, . . આર્યત્વની સરસતા મૂર્તિમાન કરતો . . . અકલંક આર્યરાષ્ટ્ર બાંધી રહ્યો છે એ ધર્મ તે અર્વાચીનોનો વિમોચનમંત્ર — राष्ट्रधर्म."

પરંતુ પુસ્તકના આ ભાગ આગળ આવતા સુધીમાં એવો ખ્યાલ ઊભો થયા વિના રહેતો નથી કે, અંદરખાનેથી લેખક ભવિષ્યનો સુવર્ણયુગ પણ ભૂતકાળના તેમના સુવર્ણયુગ જેવો જ ઝંખે છે: અને એ આ પુસ્તકનું ભયસ્થાન છે. અલબત્ત, રાજકીય તેમ જ સાંસ્કારિક આર્ય સામ્રાજ્ય એ ખરેખર એક સુવર્ણમૂલી વસ્તુ હતી. પરંતુ સાથે સાથે એક નક્કર ઐતિહાસિક

હકીકત ભૂલ્યે પણ કેમ ચાલશે કે, આજે આર્યાવર્ત હિંદ બન્યું છે. તેમાં આર્યો ઉપરાંત બીજા ધર્મ અને સંસ્કૃતિવાળી, તથા તે ધર્મ અને સંસ્કૃતિનાં જ પ્રચાર તેમ જ કાયમીપણાના આગ્રહવાળી બીજી અનેક જાતિઓ આવી ગઈ છે; અને કાયમની સ્થિર થઈ છે. અત્યારે દેશમાં સ્થિર થયેલા તે ધર્મો કે સંસ્કૃતિઓને એક આર્ય સંસ્કૃતિ હેઠળ ફરી એક કરવાનું સ્વપ્ન રાખવું હવે વ્યર્થ છે, તેમ જ બિનજરૂરી છે. હવે નવી જાતનું એકીકરણ કે સમન્વય સાધવાં પડશે અને તે 'આર્ય' નહિ પણ 'હિંદી' સંસ્કૃતિ હશે. આર્યાવર્તની આર્ય ગણાતી જાતિ કઈ, તેનો આજે પત્તો નથી.

એક રીતે જોઈએ તો આર્યોએ પોતે જ જાતિગત ભેદો જતા કરી, સંસ્કારમૂલક વર્ણવિભાગ ઊભો કરીને પોતાના આર્યપણાને બીજી જાતિઓ સાથે ભેળવી દઈને લુપ્ત કરી દીધું છે. અને એમાં ખોટું શું થયું છે? એક-અખંડ-આર્યભાવ એ પોતે જ એક વાસ્તવિક મૂલ્ય હોય, તો તે સચવાઈ રહે એમાં બીજું બધું આવી રહેતું નથી? નામરૂપની અલગતાનો આગ્રહ છોડી, તે બંનેથી પર એવી મૂળભૂત વાસ્તવિકતાને જ વળગવું એ આર્યોની અનોખી જીવનદૃષ્ટિ નથી? એને વફાદાર રહેવામાં જ અખંડ આર્યાવર્તનો ઊગરવાનો વારો કદાચ હોય

જુદી જુદી જાતિઓને પ્રાચીનકાળમાં સહેલાઈથી એક સંસ્કારે એકત્ર કરી શકનાર આર્યાવર્તે મુસલમાનોના આગમન વખતે પહેલી વાર હાર ખાધી. ત્યાર પછી એ પરદેશીઓ હિંદુસ્તાનને પોતાનું નિવાસસ્થાન બનાવીને રહ્યા, અને એ રીતે તેમના વંશજોની એ જન્મભૂમિ બની. ત્યારે આર્યભૂમિમાંથી ઉદ્ભવેલી પ્રેરણા અનુસાર સંતોની હારમાળાએ એક હિંમતભર્યો અખતરો ધર્મની બાબતમાં શરૂ કર્યો, અને જાહેર કર્યું કે, અમે હિંદુ પણ નથી કે મુસલમાન પણ નથી; અમારો ઈશ્વર રામ પણ નથી કે રહેમાન પણ નથી; અથવા કહો તો બંને જુદાં નામોથી ઓળખાતી મૂળભૂત એક વસ્તુ છે! જોકે એ અખતરો માંડ શરૂ થયો તે પહેલાં બીજા પરદેશીઓ આવ્યા, જેમણે પોતાના રાજકીય સ્વાર્થ ખાતર એ અખતરાની વસ્તુના મૂળમાં પ્રહાર કર્યો. એટલે એ પ્રક્રિયા અટકી પડીને, તેથી વિરુદ્ધ એવી પોતપોતાની વ્યક્તિગત બાહ્ય જુદાઈને વળગી રહેવાની અને આગળ કરવાની પ્રક્રિયા શરૂ થઈ.

આજે હવે એ પરદેશીઓ (કે જેઓ મુસલમાનોની પેઠે કાયમના રહીને હિંદુસ્તાનના નિવાસી બન્યા ન હતા, તેઓ) કદાચ કાયમના ઉચાળા ભરવાના થયા છે. ત્યારે સંતોના એ તોડી નાખવામાં આવેલા અખતરાના છેડાઓ ફરી એક વાર શોધી કાઢી ત્યાંથી આગળ તાર શું સાંધવા ન જોઈએ?

આર્યાવર્ત એક-અખંડ જરૂર રહેવું જોઈએ; ત્યાર વિના ત્યાં કોઈ પણ સંસ્કૃતિ ઊભી થવી કે કાયમ રહેવી શક્ય નથી. અને તેથી કરીને આટલા મોટા માનવસમુદાયને આ મહાન અખંડ ભૂમિમાંથી જે સંસ્કાર-ધાવણ મળી શકે તેમ છે, તેનાથી વંચિત રાખવો એ આખી માનવજાત સામેનો — સંસ્કૃતિ સામેનો પ્રથમ કક્ષાનો ગુનો છે. તેમ છતાં આર્યાવર્તની એ અખંડતા — રાજકીય તેમ જ સાંસ્કૃતિક — અનેકને એકમાં લુપ્ત કરીને નહિ, પણ અનેકતા કાયમ રહેવા છતાં સિદ્ધ થવી જોઈશે. એ જાતના સમન્વયનું દર્શન આજે તો કદાચ રાષ્ટ્રપિતા જેવા વિરલ પુરુષને થયું હોય તો ભલે. તેને મૂર્તિમંત તથા વ્યાપક થતાં ઘણા ભગીરથ પ્રયત્નની અપેક્ષા રહેશે.

છતાં, આર્યાવર્તનો પ્રાચીન ઇતિહાસ જોતાં એમ જરૂર ખાતરી રાખી શકાય કે, જો કોઈ પણ દેશ એ વસ્તુ સિદ્ધ કરી શકશે, તો તે આ દેશ જ. વસ્તુતાએ, ત્યારે આ મહાન દેશનો નવો સુવર્ણયુગ શરૂ થશે.

ગો૦

**વિદ્યાર્થીઓને મદદ કરનાર સંસ્થાઓની યાદી:** સંપાદક ને પ્રકાશક: ચંદુલાલ વ્યાસ; પ્રાપ્તિસ્થાન: નૂતન શિક્ષણ કાર્યાલય, દેસાઈ પોળ, સુરત; કિં. ૦-૬-૦.

વિદ્યાદાન માટે જાત જાતની ગોઠવણો એટલી બધી છૂટીછવાઈ પડેલી છે કે, તેની એકત્રિત યાદી હોય તો વિદ્યાર્થીને ફાવે. તે ઇરાદે આ યાદી ભાઈ વ્યાસે ઠીક ઠીક મહેનત લઈને તૈયાર કરી છે. તેને માટે વિદ્યાર્થી-જગત એમને જરૂર દુવા દેશે. જેમને જોઈએ તે ૭ આનાની ટિકિટ બીડી ઉપરને સરનામેથી મંગાવી શકે છે.

ગુજરાત કેવી કોમી વિદ્યા-મદદ કરે છે તે પણ એમાંથી ધ્યાન પર આવે છે. નાતજાતની સંકુચિતતા આપણા સમાજના હાડમાં કેટલીક ઊંડી ઊતરી હશે?

મ૦

# માસિક વિવેચન

**ભાગલા પાડીનેય ભલે જાય**

છેવટે દેશના ભાગલા પડવાનાં પાકાં ચિહ્ન દેખાય છે. ઇતિહાસ અને રાજકારણના જાણકારો કહે છે, પરરાજમાંથી સ્વરાજ જનમતાં આવું, ઘણી જગાએ સામાન્યપણે બને છે; એથી ગભરાવા જરૂર નથી; જો બધું સરખું સખનું ચાલે તો કાળાંતરે તેમાંથી એક અને મજબૂત રાષ્ટ્ર અને તેનું રાજ્યતંત્ર આવી રહે છે. પ્રજા કે રાષ્ટ્રના આત્મા પર એવા આગંતુક થયા કરતા ઘા એમ રુઝાઈ જ જાય છે. માત્ર ઘામાં સડો પડવા ન દેવો જોઈએ.

ઇતિહાસ જોઈએ તો, હિંદના મધ્ય યુગનું એક રાજ્ય તૂટ્યું અને અનેક હિંદુ રાજ્યો થયાં. તે બધાંને યુદ્ધબળથી એકઠાં કરી અકબરે મોગલ રાજ્ય કર્યું, અને તેમાં ખરું બળ પૂરવા ને સાચું સંગઠન પ્રેરવા તેણે હિંદની બધી કોમો માટે ઉદાર એકતાની રાષ્ટ્રીય રાજનીતિ આદરી. પણ તેને ઔરંગઝેબે ઊંચી મૂકી; છતાં લશ્કરી જોરે અકબર કરતાં મોટું રાજ્ય જમાવ્યું. પણ કેવળ એવા જોરથી રાજ્ય ટકતાં નથી. તેથી તે મરી ગયો કે તરત, અનેક પેઠે આજનો હૈદરાબાદનો નિઝામવંશ અલગ બન્યો; મરાઠાઓએ અલગ રાજ્ય સ્થાપ્યું; રજપૂત, જાટ, શીખ રાજ્યો પેદા થયાં; બંગાળનો નવાબ અલગ થયો. ટૂંકમાં, એક હતું તે, મધ્યસ્થ સરકારનું જોર જવાની સાથે, ટુકડા થઈ ગયું.

ફરી મધ્યસ્થ તાકાત જાગે તો એ પાછું એક થાય. પણ આ તાકાત મોગલોમાં નહોતી. મરાઠાઓ તે જમાવે એમ હતા; પરંતુ તે માટે જરૂરી ઉદાર નીતિ તથા વ્યાપક દૃષ્ટિ એમણે ન દાખવ્યાં. તેમના જ રાજ્યમાં ભાગલા પડ્યા,— ગાયકવાડ, હોલ્કર, શિંદે, ભોંસલે; અને બીજા તો ક્યાં રહ્યાં, એ બધા જ પેશવાની એક છત્રનીતિમાં ન રહ્યા!

એ સંજોગોમાં એક તાકાત કળે કળે અંગ્રેજ વેપારીઓએ ઊભી કરી. તેમણે રાજાઓને વશ કર્યા યા પોતાના વળના કરી લીધા. ત્યારથી આજે જેને સર્વોપરી સત્તા કહેવાય છે તે જન્મી. ડાહ્યા કેટલાક ઊંધાં ભણાવે છે એમ, એ કાંઈ બ્રિટિશ તાજની ખાસિયત નથી.

રાજાઓ આમ ૧૮૫૭ સુધીમાં જેર થયા બાદ, ધીમે ધીમે હિંદની પ્રજા તેના પરદેશી રાજકર્તા સામે જાગી. તેને પરરાજ્ય ન જોઈએ. એટલે તેને વશમાં રાખવા, પોલીસ લશ્કરની સાથે, તેમાંનો જે મોટો કોમી પછાત વર્ગ — મુસલમાન — તેને રમાડવા કરવાનું ભેદચક્ર શરૂ થયું. અલગ મત, અલગ જગાઓ, કોમી નોકરીઓ, ઇ૦ ખેલો કરતાં કરતાં છેવટે આજે આખું ગાડું પાકિસ્તાને પહોંચાડ્યું. અમુક કે તમુક વાઇસરોયની બદદાનત કે કરામત એમાં છે, એમ કહેવાનું અહીં નથી. વાત એ છે કે, પાકિસ્તાન સૈકાજૂની અંગ્રેજ રાજનીતિનો છેવટનો બદરેજ છે. તેથી જ, ભાગલાનીતિ (ખરેખર માનો કે) માઉન્ટબેટનને ન ગમે, છતાં તેણે લાચારી જાહેર કરવી પડે, કોંગ્રેસને ન ગમે, છતાં તેણે વશ થવું પડે. ઇતિહાસ એવું સંજોગ-બળ ધરાવે છે. એટલે, લીગની આ પાકિસ્તાની જિદ પાછળ અંગ્રેજ રૂઢિચુસ્ત મુત્સદ્દીઓનો છૂપો દોરીસંચાર હતો, એમ વખત જતાં ઇતિહાસને પુરાવો મળે, તો નવાઇ પામવા જેવું માનવું ન જોઈએ. અને દેશીરાજાઓને અંગે શી રમત છે તે હવે ધીમે ધીમે દેખાવા લાગે છે.

આમ હિંદને પકડી રાખવાને માટે બે નબળાઈઓ રાખીને અંગ્રેજ અત્યાર સુધી ચાલ્યો છે —

૧. દેશી રાજાઓને પછાત 'પૉકેટ' — પ્રદેશો તરીકે ભારી રાખ્યા.

૨. મુસલમાનોને ભેદનીતિમાં લીધા.

અહીંયાં એ પણ નોંધવા જેવું છે કે, દેશી રાજાઓ અને મુસ્લિમ લીગ બેઉ સાચી લોકશાહીમાં માનનારાં નથી. રાજા આપખુદ અને પોતાને દેવે દીધેલો રાજહક માનનારો છે. લીગ ધર્મશાહી કે કુરાનશાહી રાજ્યતંત્રમાં કદાચ માને — તે એક ફાશીવાદી* જૂથ છે એ ઉઘાડું છે. અથવા કહો કે, તે લોકશાહી તો નથી. કોંગ્રેસ એકમાત્ર લોકશાહી બળ છે. આમ આખા હિંદમાં એકસરખી લોકશાહી ન કેળવાઈ, એ પણ આજની સ્થિતિમાં રહેલું ને ભાગલા પ્રેરતું સૂક્ષ્મ કારણ માનવું જોઈએ.

આજે જ્યારે અંગ્રેજની એકહથ્થુ હકૂમત જાય ત્યારે આ બધી ઢંકાઈ રહેલી નબળાઈઓ છતી થાય છે. જેટલું સાચું બળ હિંદી પ્રજા પાસે છે, તે પૂરું પૂરું

* જુઓ છેવટના હમણાં લીગે 'કાનૂનભંગ' અને 'અમલી ઉપાય'ને નામે શરૂ કરેલી હિંસક અને બેફામ ધમાચકડી. પાકિસ્તાનમાં એ જ રીત આગળ રાજદ્વારી પક્ષોની ચળવળો માટે ચાલી તો?

કામ દઈ રહ્યું છે. એથી જ અનેક રાજ્યો અને અનેક પ્રાંતો મળીને દેશમાં એક જબરી હકૂમત શાંતિથી ઊભી થાય છે. આ હકૂમત પોતાની મધ્યસ્થ સરકારને હવે મજબૂત અને પૂરતી સત્તાવાળી રચી શકશે. કેબિનેટ મિશનની નીતિની છાયામાં રચાયેલી વચગાળાની ખટખટિયા સરકારના કડવા અનુભવ પછી આજ ઉત્તમ નીતિ સહેજે ઠરે છે. જે કોમી ભેદોનો કાટરડો અંગ્રેજોએ એકઠો કર્યો છે, તેનો બધો બગાડ, પાકિસ્તાનના અંગનો વાઢકાપ થઈ જતાં, પૂરો થાય છે. હવે નિરાંતે તે નવો અને સાચો લોકશાહી અમલ શરૂ કરશે; હવે કોમી મત ઇ૦ નહિ રહે. અને આ બધું કોઈ કોમ કે ધર્મ માટે ખરાબ નથી, પણ સારું ને લાભકારક છે, એમ ખાતરી આપી શકશે. એમ થતાં, કોમી અવિશ્વાસનાં વાદળ વિખેરાય તો અત્યારે દેશમાંથી અલગ પડનારા પ્રાંતો પાછા આવશે. તેમને પણ અલગ પડ્યાનાં ફળ ત્યાં સુધીમાં પૂરતાં ચાખવા મળ્યાં જ હશે ને? ભાગલા ખરેખર ખતરનાક છે કે કેમ, એ અનુભવની કસોટી પર ચડી ઊતરશે.

કોઈ પૂછશે, આવો આશાવાદ રાખવા માટે કારણ છે? નિરાશાવાદ કરતાં વિશેષે કરીને કારણ છે. અને તે એ કે, આણ્વાન હિંદીને પોતાના દેશના ઉજ્જ્વલ ભાવીની શક્યતામાં શ્રદ્ધા છે અને હિંદી સંસ્કૃતિની અંતર્ગત તાકાત પર એને વિશ્વાસ છે. ભાવીનાં સ્વપ્ન કે દૃષ્ટિ વગરનો રાષ્ટ્ર નાશ પામે છે, એ યાદ રાખવું જોઈએ. આત્મનિર્ણયનો દાવો સ્વીકારી હિંદી રાષ્ટ્ર પોતામાંથી અલગ પડનારને પડવા દે, તેથી કાંઈ આપણી રાષ્ટ્રીય નીતિ બદલાતી નથી. ગાંધીજી કહે છે એમ, તે જો કોમી બને તો હિંદુઓ ઝીણાસાહેબની બે-રાષ્ટ્ર માન્યતાને સિદ્ધ કરી આપશે. આજે ઝીણાસાહેબના બે-રાષ્ટ્રવાદને ન્યાયે દેશમાંથી પ્રાંતો અલગ નથી પડતા. એ અલગ પડે છે અંગ્રેજોની સૈકાજૂની કોમી કુનીતિને લીધે અને ગાંધીજીએ બનાવેલી દિલી કોમી એકતાના જ્વલંત પ્રજાપ્રયત્નને અભાવે. અંગ્રેજોની કુનીતિની હદ પાકિસ્તાને આવી ગઈ; હવે તેઓ જાય છે. એટલે રહ્યું બીજું કારણ દૂર કરવાનું; અને ગાંધીજી આથી જ એ ઉપર આજે પણ જોર દે છે. હિંદુ સમજે કે, તે હિંદી છે; તેનો દેશ હિંદુસ્તાન નથી; હિંદ જે હતો તે જ છે. હિંદી સંસ્કૃતિની ઉદારતા અને વ્યાપકતાને જોરે તેણે એને એક બનાવ્યો છે. કેવળ લશ્કરી જોરથી તો ઔરંગઝેબનું અને મરાઠાઓનું રળેલું ગયું. અને એમ જ અંગ્રેજોનું પણ જશે. કેમ કે, મધ્યસ્થ હકૂમત બળવાન એ રીતે હોવી જોઈએ — રાજકારણી અર્થમાં અને સાંસ્કૃતિક અર્થમાં પણ. રાજકારણી એટલે આર્થિક અને લશ્કરી. સાંસ્કૃતિક એટલે ધર્મ કોમ ઇ૦થી પર એવી એક પ્રજાભાવનાવાળી લોકશાહી. આ ઉભયવિધ ઘડતર કરવાની સ્વતંત્રતા મળે છે, એ ચોખ્ખી હકીકત ભૂલવી ન જોઈએ. અને એ સૌથી મોટી ખુશીની વાત છે. હવે ખાતરી એ વાતની કરવાની છે.

**સેતાન કેવો હસતો હશે!**

ઇંગ્લંડમાં અત્યારે શાંતિમાં પણ ફરજિયાત લશ્કરની ભરતીની નીતિ ચલાવવાનું મજૂર સરકારે ઠરાવ્યું છે. સરકાર બનેલા બ્રિટિશ મજૂર પક્ષની વાર્ષિક પરિષદમાં આ ઉપર ભારે રસાકસીભરી ચર્ચા જાગી ને છેવટે ૪ : ૧ ના પ્રમાણમાં મતથી તે સરકારી નીતિને પરિષદે મંજૂર રાખી.

એક વક્તાએ કહ્યું કે, લશ્કરી બાબતમાં ઇંગ્લંડ અમેરિકાની પાછળ ખેંચાય છે; સરસેનાપતિ લૉર્ડ મોન્ટગોમેરી હમણાં અમેરિકા જઈ આવ્યા ત્યાંથી આ લફરું લઈ આવ્યા.

રાઈસ ડેવીસ કરીને પાર્લમેન્ટના એક વયોવૃદ્ધ સભ્યે કહ્યું,

> "ઇતિહાસમાં પહેલી જ વાર શાંતિના સમયમાં પ્રજાને શસ્ત્રારૂઢ કરવા આપણો પક્ષ જાય, એ સામે હું વિરોધ કરું છું. તમે ગઈ ચૂંટણી વખતે મતદારોને કદી આ કહ્યું નહોતું."

વાત એમ છે કે, હજી ગયા યુદ્ધના કોલકરારો થયા નથી; અને નવો જ ભડાકો થશે કે શું, એવો વસવસો ને બીતિ સૌને છે. એટલે સૈન્યને રજા કેમ દેવાય? અને દારૂગોળાને હવાવા દીધે શાનું પાલવે? અને વિજ્ઞાનને શોધકામ કરવામાંથી રોકાય શી રીતે, શું કામ? એટલે ઠરાવ તો પસાર થયો.

પરંતુ આ વિરોધનો જવાબ મજૂર પક્ષના કાર્યવાહક મંડળ તરફથી પ્રો. લાસ્કી જેવા મશહૂર રાજકારણ-પંડિતે આપ્યો તે ખાસ નોંધપાત્ર છે. તેણે કહ્યું,

> "બ્રિટનની રક્ષા કરવાની સ્થિતિમાં તેની સરકાર હોવી જોઈએ; અને ફરજિયાત ભરતીને બદલે બીજું કાંઈ હોય તો એક જ સાધન છે કે જે જૂનેથી ચાલતું આવ્યું છે — યા તો ગરીબાઈ, ભૂખ અને બેકારીને જોરે રંગરૂટ કરો; અથવા તો લશ્કરને એવા તો

ચોખ્ખા ખાસ હકો આપો કે તે સમાજનો એક ખાસ વર્ણ બની રહે"

એટલે કે, દેશની રક્ષા માટે હિંસક માર્ગ લેવો હોય તો લશ્કરી ભરતી માટે ત્રણ રસ્તા છે —

૧. ફરજિયાત કાયદો,

૨. ગરીબ ભૂખે મરતા બેકાર લોક ગરજના માર્યા આવે તે,

૩. ખાસ ક્ષત્રિય વર્ણ.

લાસ્કીને તેમાંથી પહેલો આહ્ય લાગે છે. હશે. આ નોંધમાં મારે એ નથી ચર્ચવું. પણ આ વાંચી મને તો આપણા દેશની એક વાત યાદ આવી.

વાચકને ખબર હશે કે, ગયા યુદ્ધ દરમિયાન હિંદી લશ્કરને ગાંધીજીએ ભાડૂતી કહેલું તેથી કેટલાયને માઠું લાગેલું.

અને અંગ્રેજ સરકાર તથા ભારતમંત્રી પણ એવો પ્રચાર હોકચે રાખતાં શરમાતા કે પાછા પડતા નહોતા કે, હિંદી સેના તો જગતની મોટામાં મોટી સ્વયંસેવક સેના છે! (કારણ કે અહીં 'ફરજિયાત' ભરતી નહોતી. એટલે તે મરજિયાત હતી, એ સિદ્ધ થઈ ગયું!)

આ બાબત હવે શાસ્ત્રીય ચોખવટ અને ચુકાદો મળે છે કે, એ ભરતી ગરીબાઈ, ભૂખ, અને બેકારી એ ત્રિપુટીએ કરી હતી. એમાં કશી બીજી ભાવના નહોતી. અંગ્રેજોના ઇતિહાસમાં આખી ભરતી આ જ ત્રણ એજંટો ઊભા કરીને તે પ્રજાએ કરી છે, એ તો ઇતિહાસથી સિદ્ધ વાત છે.

તે અગાઉ આર્ય સમાજવ્યવસ્થામાં ક્ષત્રિયવર્ણની જોગવાઈ હતી, કે જેને લઈને બીજા વર્ણો રક્ષણ પરત્વે તેમના આગળ સાવ લાચાર બની જતા. આ પણ દોષ જ હતો. અને અંતે લશ્કરની મારામારી જ રાજ્યક્રાંતિ કર્યા કરતી; અને પ્રજા એની અસહાય સાક્ષી રહેતી, ને પોતાનું રાજકારણેતર જીવન સંભાળીને પોતાના ગ્રામસ્વરાજમાં અચલ રહ્યા કરતી.

પ્રો. લાસ્કી ખાસ ક્ષત્રિય વર્ણને તો લોકશાહી-વિરુદ્ધ જ માનીને આપોઆપ કાઢી નાંખતો લાગે છે. ગરીબાઈ, ભૂખ, અને બેકારી એ રંગરૂટ—એજન્ટ—ત્રિપુટી ઘણે ભાગે પરરાજ્ય કે સામ્રાજ્યમાં ચાલે; વિલાયતમાં ન જ હોય. પછી રહી ફરજિયાત તાલીમ, કે જેની પાછળ રાષ્ટ્રપ્રેમ કેળવી શકાય.

પરંતુ, આ ધમાલ શાંતિમાં શું કામ?— એ પ્રશ્નનો ઉત્તર નથી મળતો.

અને યુદ્ધ વખતે પણ શસ્ત્રથી જ લડવું એવું શું માનવને શોભે?—એ ગાંધીજીનો જગતને પ્રશ્ન છે. એનો એક કામચલાઉ રસ્તો તો વિલાયતે યોજ્યો છે કે, ધર્મભાવપૂર્વક જેઓ યુદ્ધનિષેધ માને તેમને ફરજિયાતમાંથી મુક્તિ આપવામાં આવશે. ઠીક છે. પણ યુદ્ધ વેળા તેને નાદે ચડેલા દેશો લોકોને ક્રોધ અને દ્વેષ- અંધ કરવા ભાત ભાતનાં તરખટ રચશે, તેનું શું?

ગાંધીજીનો પ્રશ્ન હજી જગતના વહેવારુ રાજકારણ ઉપર આવ્યો નથી. ત્યાં સુધી માનવજાતે હજી મારીને મરવાના ધંધાના ભોગ બન્યે જવું પડશે. અને પ્રો. લાસ્કીને મતે, સૌએ તેમાં કાયદાને ગોદે જોડાવું જોઈએ! સાચે જ, સેતાન આ જોઈને કેવો હસતો હશે!

**આજે ક્યાંથી સૂઝ્યું?**

તા. ૨૧–૫–૧૯૪૭ના 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'માં એક ખબર વાંચી કે જે કદાચ ઝાઝી ધ્યાન પર ન આવી હોય. તેમાં કહ્યું છે કે, ઇસ્ટ ઇંડીઝના પ્રદેશમાં પોપના પ્રતિનિધિ તરીકે કામ કરતા કેથલિક ધર્મગુરુની આગેવાની તળે, દક્ષિણ હિંદના મુખ્ય મુખ્ય બિશપો, તથા ૬૦ હિંદી પાદરી અને ૮ ખ્રિસ્તી સાધુ બાઈઓની મંડળી રોમ જવા ઊપડી. તેમની સાથે ૪૦ કેથલિક હિંદીઓ પણ ગયા છે. પ્રયોજન એ છે કે, હિંદમાં આવેલા એક પોર્ટુગીઝ મિશનરીને સંત કે મહાત્માની પદવી બક્ષવાનો વિધિ રોમમાં તા. ૨૨મી જૂને—લગભગ ૩૦૦ વર્ષ બાદ—થવાનો છે. (તે તારીખે એ વિધિ થયાની ખબર રૉઇટર આપે છે.) વાચકને ખબર હશે કે, કેથલિક ધર્મમાં એક એવો રિવાજ છે કે, પોપને જેનું જીવનકાર્ય ઉદાત્ત લાગે તેને સંતની પદવી અપાય છે, અને મરણ બાદ વરસો પછી પણ એવી પદવી આપવામાં આવે છે, ને તેનો પદવીદાનસમારંભ થાય છે. આવા અનેક દાખલાઓ ઇતિહાસમાં છે.

જે મિશનરીને ૩૦૦ વર્ષ બાદ પણ આ પદવી આપવામાં આવે છે તેની ટૂંકી પરિચયનોંધ પણ 'ટાઇમ્સ' પત્રે આપી છે :—

> "જૉન દ બ્રિટોનો જન્મ ૧૬૪૭માં લિસ્બનમાં થયો હતો. ૧૬૬૨માં તે લોયોલાના જિસસ-સંઘમાં જોડાયો હતો. તેને મિશનરી તરીકે હિંદમાં મોકલવામાં આવ્યો હતો, અને મદુરા જિલ્લામાં (રામનાડ રાજ્યમાં) ઓરિયૂર ગામે મૂકવામાં આવ્યો હતો.
>
> "રામનાડમાં પાદરીઓના પ્રવેશ સામે બંધી હતી, એટલે કોઈ પાદરી ત્યાં પેસી શકતો નહિ એમ

આવશ્યક છે આજે તો એમના લેખકો અને છાપાંઓ શું લખે છે તે પણ આપણે બરાબર જાણી શકતા નથી. પરંતુ હિંદુ અને મુસલમાનોએ એકબીજાની નિકટ આવવું હોય તો એકબીજાને સમજ્યે જ છૂટકો છે અને આ માટે બંને લિપિમાં લખાતી હિંદુસ્તાની ભાષાનો અભ્યાસ આવશ્યક છે. પરંતુ હાલની દેશસ્થિતિમાં આપણા કેટલાક ભાઈઓ, જેઓ આગળ કહ્યું તેવા ભાવોકરણમાં ગૂંચવાઈ પડ્યા છે, તેઓને ગળે આ વાત નહીં ઊતરે તેમની સાથે નિરર્થક ચર્ચામાં ઊતરવા કરતાં વધારે સારો માર્ગ તો એ છે કે, આપણી જેમાં શ્રદ્ધા હોય તે વસ્તુમાં કામ કરતા થઈ જવું એક વાત ઘણી વાર એવી કહેવાતી આવે છે કે ઉર્દૂ લિપિ અઘરી છે. પરંતુ અંગ્રેજી ચાર લિપિ કરતાં તો નાગરી અને ઉર્દૂ બે લિપિનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ વધારે અઘરું નથી.

આજે હિંદુસ્તાની પ્રચારની ઘણી અગત્ય છે કારણ આપણો દેશ સ્વતંત્ર થશે ત્યારે એની પોતાની ભાષા પણ એને જોઈશે ને ? સ્વ-ભાષા વિનાનું સ્વરાજ કેવું ? એ ભાષા હિંદુસ્તાની જ થઈ શકે એમ છે એ ભાષાના પ્રચારને માટે તાલીમ પામેલા શિક્ષકોની પણ જરૂર છે. માટે તમે જે વર્ગ ખોલ્યો છે તે 'બદલ હું તમને મુબારકબાદી આપું છું' ”

## ગુજરાત માટે યુનિવર્સિટીનો વિચાર

અગાઉ એક અંકમાં જણાવી ગયો છું કે, મુંબઈ સરકારે ગુજરાત માટે યુનિવર્સિટી રચવા સારુ નિવેદન રજૂ કરવા સમિતિ નીમી છે. તેણે હવે પોતાનું કામ શરૂ કરી દીધું છે. તેને નીમ્યા પછી પહેલી મુશ્કેલી એ આવી હતી કે, સરકારે નીમેલા તેના પ્રમુખ શ્રી. ચાગલાએ રાજીનામું આપ્યું. એ ખબર જાહેર કરી સરકારે જણાવ્યું કે, સમિતિ પોતાનો પ્રમુખ ચૂંટી લે ને કામ શરૂ કરે. પછી તેમાં ફેરફાર કરી એમ જાહેર કરવામાં આવ્યું કે, શ્રી. માવલંકરને તેના પ્રમુખ નીમવામાં આવે છે. બાદ તેની પહેલી બેઠક અમદાવાદમાં તા. ૨૩–૫–'૪૭ના રોજ બોલાવવામાં આવી. તેમાં જનતા આગળ મૂકવાની પ્રશ્નાવલી બાબત શરૂનો વિચાર થયો. એ પ્રશ્નાવલી તૈયાર થયે પ્રજા આગળ મૂકવામાં આવશે. સૌએ આમાં રસ લઈને તેના ઉત્તર સમિતિ ઉપર મોકલવા જોઈએ. યુનિવર્સિટી નવી રચવી એ, ગુજરાતના ભાવીને ઘડનારા એક મોટા બળને રચવા બરોબર છે. આજે ચાલતી યુનિવર્સિટી પરથી રખે કોઈ એમ માનીને ચૂપ બેસી રહે કે, એ તો અમુક કેટલાક મર્યાદિત લોકો કે વર્ગને જ રસ લેવા જેવું કામ છે. ગુજરાતના દરેક જાગ્રત પ્રજાજને આમાં રસ લઈ, પોતાના વિચારો આ સમિતિને જણાવી, એના કામમાં મદદ કરવાનો ધર્મ સમજવો જોઈએ, તેને આધારે જ સમિતિ પોતાની ભલામણ સરકારને નિવેદનરૂપે કહી શકશે. એટલે ગુજરાતની સમગ્ર કેળવણીમાં રસ લેતાં સૌ કોઈએ, ગુજરાત માટે કેવી યુનિવર્સિટી રચવી એ વિચારી કાઢવાના આ કામમાં, પોતપોતાની સલાહ સૂચના તથા મંતવ્યો જણાવી તથા સમિતિને રૂબરૂ મળીને પણ મદદ કરવી જોઈએ.

આ બાબતમાં સૌએ એ યાદ રાખવું જોઈએ કે, સ્વતંત્ર ગુજરાત માટે વિશ્વ-વિદ્યાલય કેવું હોવું જોઈએ, એ વિચારી કાઢી, તેનો અમલ શરૂ કરવાનો આ પ્રશ્ન છે : ગુલામીમાંથી આઝાદીમાં જઈએ છીએ તેને માટે યુનિવર્સિટી રચવાની છે. ૧૮૫૭ બાદ તરત અંગ્રેજોએ પોતાના કામ માટે યુનિવર્સિટી સ્થાપી. તેમ જ ૧૯૪૮ બાદ આપણા કામને માટે યુનિવર્સિટી સ્થાપવાની છે. આ પ્રસંગે મને સ્વ૦ આનંદશંકર ધ્રુવનો નીચેનો અંતિમ ઉદ્ગાર યાદ આવે છે. આજના આઝાદ હિંદના ઉદય અને ૧૯૪૨ની લડત અગાઉના એ ઉદ્ગાર છે; છતાં (અથવા કદાચ તેથી પણ) તે વધુ નોંધપાત્ર બને છે :—

## સ્વ૦ આચાર્ય ધ્રુવનો મત

“ગુજરાત યુનિવર્સિટીનો ઉદ્દેશ ગુજરાતના વિદ્યાર્થીઓએ મુંબઈ સુધી જવું ન પડે અને ઘર-આંગણે એમને ઉચ્ચ શિક્ષણ મળી શકે એવી અનુકૂળતા જ પૂરી પાડવાનો નથી, ન હોવો જોઈએ. અમદાવાદ કે વડોદરાની કૉલેજને ગુજરાત યુનિવર્સિટીનું નામ આપીને આપણે કૃતકૃત્ય થઈ શકીશું નહિ. પણ વિદ્યાના જે જે વિષયો આપણે હાથ ધરીએ તેમાં કાંઈ ને કાંઈ વિશિષ્ટતા–અધિકતા, ઉચ્ચતા કે વિલક્ષણતા પૂરવાનો આપણો ઉદ્દેશ હોવો જોઈએ. તેમ કરવામાં ગુજરાતની વિશિષ્ટ સંસ્કૃતિ પ્રગટ કરવાનો અને એ સંસ્કૃતિને વિશેષ કેળવવાનો ખ્યાલ તો રહેશે જ; પણ હિંદની બલ્કે મનુષ્ય જાતિની સંસ્કૃતિ કેળવવાનો આશય પણ ભૂલી જવાશે નહિ; બલ્કે એ જ મુખ્ય ભાગે અને પૂર્વોક્ત ખ્યાલ નાને ભાગે રહેશે. માત્ર સત્યની દાંડી સમતાથી પકડી રાખવા માટે અમે આ નિઃસત્ત્વ સૂત્ર ઉચ્ચારી રહ્યા છીએ એમ નથી, પરંતુ પ્રાંતિક સંસ્કૃતિની વાતોમાં યુનિવર્સિટીનો પ્રધાન ઉદ્દેશ ભુલાઈ જવાનો ભય રહે છે, તે માટે આ ચેતવણી આપવાની અમને જરૂર લાગી છે.

* * *

“કવિતા આદિ સાહિત્યનાં સ્વયંભૂ ઝરણાં ઉપજાવવાનું તો સાહિત્ય સંમેલનનું સામર્થ્ય નથી. પણ વિદ્યાનાં ઘણાં ક્ષેત્રો જે અત્યારે અણખેડ છે એને ખેડાવી શકે, અને જ્યાં અત્યારે માત્ર કોઈ કોઈ સ્થળે ઉપર-

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

| | |
|---|---|
| જુગતરામ દવે | મણિભાઈ દેસાઈ |
| ગોપાળદાસ પટેલ | મગનભાઈ દેસાઈ (તંત્રી) |
| ઠાકોરભાઈ દેસાઈ | જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક) |





વર્ષ ૬ — અંક ૭

જુલાઈ — નવજીવન, અમદાવાદ — ૧૯૪૭

# શિક્ષણ અને સાહિત્ય

જુલાઈ, ૧૯૪૭

વર્ષ ૬ — અંક ૭

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (કુચા મહાજની, ચાંદની ચોક); લાહોર (રોયલ પાર્ક, મેક્લિયડ રોડ) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂા. ૪); પરદેશમાં રૂા. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૬–અંક ૭] અમદાવાદ [જુલાઈ, ૧૯૪૭


## 'છેલ્લો કટોરો'

૧૯૩૧માં ગાંધીજીને માટે 'છેલ્લો કટોરો' ગાનાર કવિજન આજે સદેહે હાજર નથી. તેથી આજની ગાંધીજીની મનોદશા કયા શબ્દોમાં તે કવિહૃદય વર્ણવત એ તો કોણ કહી શકે! પરંતુ એમ તો ખરું જ કે, છેલ્લો કટોરો તો આજે ગાંધીજીને પીવાને માટે આવી રહ્યો છે. એક ગુલામ દેશને તેની ગુલામીમાંથી છોડાવવા માટે નેતાપદ લેવું અને ઇતિહાસેય ન જોયું ન જાણ્યું હોય એ રીતે તેને ધન્ય કરી છૂટવું, એ ઘડી તે પુરુષના જીવનમાં કેવી હોવી જોઈએ! ૧૯૧૯માં લોકમાન્ય આ દુનિયામાંથી વિદાય લેતાં તેમના હાથમાંથી ગાંધીજીએ દેશની સ્વરાજકૂચનો ઝંડો આગળ ચલાવવાની જવાબદારીનો ભાર માથે લીધો અને તેને ધર્મ અને કુનેહભેર આગળ લઈ આજે દિલ્હીમાં રોપ્યો છે. પરંતુ — છતાં — તોપણ, જો દેશમાં આજે દુઃખીમાં દુઃખી હૃદય હોય તો એ છે! કુદરતની કળા અકળ છે. એ જ ઘડીએ એ મહાનુભાવ હૃદયમાં હિંદના ભાવીનાં ભયસ્થાનો ડોકાઈ રહ્યાં છે; ત્યારે જ 'એ હિ ધનુષ એ હિ બાણ' હોવા છતાં, તે ભયોને દૂર કરવામાં એ લાચારી અનુભવે છે; અને તેથી તે દુઃખી છે. અહિંસક ધર્મયુદ્ધથી સ્વરાજ લેવાનું બીડું એમણે ઝડપ્યું. પ્રાચીન મહાભારત પેઠે તે પાર પડ્યું; પણ છેવટે તો યુદ્ધ તે યુદ્ધ જ: કામ સર્પે વેદ વેરી પેઠે, ધર્મ પાછો ઢીલો પડી પાછળ રહે છે અને યુદ્ધોને સદા કાળથી જન્મ દેતી આવેલી મનોભાવનાઓ વળી માનવહૃદયમાં ખદબદવા લાગે છે. તેથી જ મહાભારતને અંતે સમજણાં સૌ કોઈ તેનાં બચેલાં પાત્રો વિષાદથી ખિન્ન થઈ જાય છે, અને માનવસમાજના સનાતન ઇતિહાસના આર્ષ આલેખક કવિદ્રષ્ટા કહે છે —

ऊर्ध्वबाहुर्विरौम्येष
न च कश्चिच्छृणोति माम् ।
धर्मादर्थश्च कामश्च
स धर्मः किं न सेव्यते ॥

[હાથ ઊંચા કરી હું પોકારીને કહું છું, પરંતુ કોઈ મને સાંભળતું નથી: ધર્મમાંથી અર્થ તથા કામ બંને સધાય છે; તો પછી એવો જે ધર્મ તેને કેમ સેવવામાં નથી આવતો?]

અને ધર્મરાજા આશ્ચર્ય બતાવે છે કે, આપણે ખરેખર જીત્યા કે હાર્યા!

अनर्थो ह्यर्थसंकाशः तथाऽनर्थोऽर्थदर्शनः ।
जयोऽयमजयाकारो जयस्तस्मात् पराजयः ॥

"અર્થ જેવો દેખાતો, આ અનર્થ જ છે; આ જયનું સ્વરૂપ પરાજયનું હોઈ, અમારો આ જય તે પરાજય જ છે."

હિંદના અહિંસક કહેવાયેલા યુદ્ધને અંતે આપણી આવી જ દશા થઈ લાગે છે. એ યુદ્ધ સાચું અહિંસક હતું નહિ — નબળાનું યુદ્ધ હતું, એનો પણ પુરાવો એ પરિણામ આપે છે. સ્વતંત્ર થવા છતાં આપણને તે સ્વતંત્રતાનો સ્વાદ નથી આવતો: પાકિસ્તાને હરાવ્યા એવી પરાજયબુદ્ધિના વેરથી લોક સમસમી રહ્યા લાગે છે.

અને ગાંધીજી હાથ ઊંચા કરીને કહે છે:— સત્ય અને અહિંસા વગર હવે પછી પણ તમારું ચાલવાનું નથી; તમે નથી સાંભળતા તેથી હું મારું મોં બંધ નથી કરી શકતો. દંડનીતિ અને રાજધર્મ કરતાં માનવધર્મ ચડિયાતો છે અને એ સનાતન ધર્મના પેટામાં બંને રહેલાં છે. છતાં આપણે તે ન માનીએ, એ દશાની કરુણતાનો 'છેલ્લો કટોરો' કદાચ પેગંબરોનું સામાન્ય નસીબ જ હશે કે શું?

૧૮–૭–૧૯૪૭ મગનભાઈ દેસાઈ

# લોકમાન્યનું તર્પણ

આવતા મહિનાની બે તારીખો ખાસ યાદ કરવી જોઈએ: ઑગસ્ટ ૧લી અને ૧૫મી. ૧લી તારીખે લોકમાન્યની જયંતી છે; ૧૫મી તારીખે શ્રી. મહાદેવ દેસાઈની જયંતીની સાથે હિંદ સ્વતંત્ર બને છે તેની તારીખ પડે છે. આ બંને દિવસો આ વરસે ભારે ધામધૂમથી ઊજવાશે. કેમ કે હિંદના વરસોના પુરુષાર્થની ઇતિ આ તારીખે જોવા મળે છે. આથી કરીને, ચોમેર ગૂંચ – ગોટાળો અને સંકુચિતતાના ઝઘડાઓ દેખાતાં છતાં, હિંદની પ્રજા માટે આ તારીખ જરૂર આનંદની છે. તે તારીખથી હિંદ છેવટે પોતાના ઇતિહાસનું એક પાનું ફેરવી નવું જ શરૂ કરે છે.

હિંદમાં અંગ્રેજી રાજ્ય નિરાંતે હવે તપશે; અને એમાં ઈશ્વરી સંકેત રહેલો છે અને તે શુભ છે:— એવી માન્યતાવાળા આ સૈકાના પ્રારંભકાળે ધરમૂળથી તે મનોદશામાં ફેરફાર માગતી ઘોષણા લોકમાન્યે કરી. તેમણે કહ્યું કે, અંગ્રેજી રાજ્ય તો હિંદ જેવા પ્રાચીન ગૌરવશાળી દેશને માટે પરરાજ્ય છે; તે તેની સંસ્કૃતિને ઘાતક છે અને તેની પ્રજાનું સ્વમાન હણી તેજોવધ કરનારું છે; માટે આપણે તો સ્વરાજ જોઈએ અને તે આપણો રાષ્ટ્રીય આદર્શ હોઈ શકે. આવો ક્રાંતિમય મંત્ર લોકમાન્યે જીવનભર જપ્યો અને તે એવો તો પ્રજાના માનસને પ્રિય પડી ગયો કે, હિંદી પ્રજાએ તેને તરતોતરત અપનાવી લીધો. એ મંત્રને સિદ્ધ કરવામાં આજે આપણે સફળ થયા છીએ, કેમ કે હિંદ હવે સ્વરાજ — રાજદ્વારી સ્વતંત્રતા મેળવે છે. લોકમાન્ય ઈ. સ. ૧૯૨૦ના ઑગસ્ટની ૧લીએ અહીંથી વિદાય થયા. તે વખતે રાષ્ટ્રે ગાંધીજીની આગેવાની તળે ઠરાવ કર્યો કે, સ્વરાજ-મંત્રના ઋષિ સમા આ મહાપુરુષનું સ્મારક એક જ હોઈ શકે અને તે એ કે, આપણે સ્વરાજ લેવું. આજ ૨૮ વર્ષે એ સંકલ્પ પૂરો થાય છે. તેથી લોકમાન્યની આ વર્ષની જયંતી ખાસ ધ્યાનપાત્ર બને છે.

પરંતુ પૂછનાર પૂછે છે, શું સ્વરાજ મળી ગયું? સવાલ સાચો છે; તે વિચારવો જોઈએ.

એક એવું પણ બને છે કે, ઇચ્છિત વસ્તુ એવી તો મોટી અને વિરલ હોય કે ખરેખર તે મળે ત્યારેય મનને શંકા જ રહે કે, હેં, ખરેખર તે મળી જ હશે! ઉપરનો સવાલ આવી મનોભૂમિમાંથી નથી.

અને આવી ઇષ્ટ વસ્તુ મળે તો સહેજે બધે આનંદ અને ઉત્સવ હોય; તે કેમ નથી? મુસ્લિમ લીગમાં આજે વિજયનો ગર્વ અને આનંદ છે; તેવો કૉંગ્રેસી જનતામાં છે? ના, તો કેમ નથી? આથી પણ શંકા જાય કે, સ્વરાજ મળ્યું કે નહિ!

અને લોક તો તેમની રોજની જરૂરો કેવી રીતે સંતોષાય છે તે પરથી જ સ્વરાજ કે પરરાજનો ક્યાસ કરે. તેમને એ બાબતમાં આજે ફેર પડેલો લાગે છે?

અને આવી બીજી અનેક રીતે સવાલ ઊઠાવી શકાય છે.

આ સવાલ એવડો મોટો છે કે તેનો જવાબ બરોબર વિચારવો હોય તો એક પુસ્તક જ લખવું જોઈએ. એ તો હવે પછી ઇતિહાસકારો લખશે. અહીં ટૂંકમાં પતાવવું જોઈએ:

જવાબ એ છે કે, સ્વરાજ માટે જે ક્રાંતિ લોકમાન્યે શરૂ કરી તે ક્રાંતિ જરૂર આજે પૂરી થવા આવી છે. દરેક ક્રાંતિની સફળતાનો પહેલો ભાગ સત્તાપલટો હોય છે. તે ભાગ આજે હિંદમાં પૂરો થતો આપણે જોઈએ છીએ. એ પલટો કરવાનું ઉત્કૃષ્ટ સાધન લોકોની આઝાદ બંધારણસભા હોય છે. આજે એવી સભા હિંદમાં કામ કરે છે અને તેને માટે વચગાળાની સરકાર સત્તા પર આવી છે.

એક બાજુથી આમ આશા અને જોર આપનારી આવી વસ્તુઓની સાથે તેની બીજી બાજુ પણ હોય છે, કે જે એથી ઊલટી જ અસર કરે. કેમ કે ક્રાંતિનો આવો સમય હમેશ ભારે અવ્યવસ્થા અને ભીતિથી ભરેલો હોય છે: કાલે સવારે શું થશે એ સવાલ પ્રજાને રહ્યા કરે છે. આવા ભયમાનસથી લોકમાં સંકુચિત સ્વાર્થ અને તકસાધુ વૃત્તિની નઠારતા ઉપર આવે છે. તેને વશ થઈને લોકો ન કરવાનાં કામોય કરી બેસે છે; આથી એક વાર તો એમ લાગે છે કે, ક્રાંતિકાળનું ઉદાત્ત ભાવનાબળ કોણ જાણે ક્યાં ગયું! આવી પરિસ્થિતિને લઈને લોકોમાં સ્વરાજ આવ્યા વિષે શંકા જાગે છે અને સામાન્ય લોકને પોતાની રોજિંદી જરૂરિયાતોમાં જે વખા પડે છે તે પડતા હોય છે;— નહિ કે સ્વરાજ નથી આવ્યું માટે. સ્વરાજનો ઉદયકાળ આવા અંધારા પછી હોય છે. તે અંધારાનો લાભ લઈ ક્રાંતિનાં પ્રતિબળો

પણ પોતપોતાનું સ્થાન જમાવવા મથે છે. આથી જ ક્રાંતિ સફળ થવા આવે તે જ ટાંકણે પ્રતિક્રાંતિનું બળ માથું ઊંચકે છે. આ બળ ક્રાંતિના મૂળ જોરને આધારે છતાં તેની નબળાઈ પર જીવે છે. જેમ કે પાકિસ્તાનની પ્રતિક્રાંતિ ૧૯૩૭–૩૮ના પ્રથમ ટૂંકજીવી સફળતાના કાળે જન્મી, અને દસ વરસમાં કૉંગ્રેસના જોરની જોડાજોડ ફૂલીફાલી. આવા ખરા કસોટીકાળે કૉંગ્રેસ સંસ્થા વધારેપડતી કાચી નીવડી. તે નબળાઈ પર પાકિસ્તાની પ્રતિક્રાંતિ ચડી વાગી શકી. અંગ્રેજ પ્રજાને એમાં વાંધો નહોતો, કેમ કે સ્વતંત્ર ભારત જેટલું નબળું અને પરાવલંબી જન્મે તેટલું એને પોતાના હિતમાં લાગે છે. ચર્ચિલ, એટલી ઇ૦ મુત્સદ્દીઓએ ગાંધીજીને પૂરા પૂરા ગાંઠ્યું ન જોઈએ; નહિ તો સ્વતંત્ર અખંડ હિંદને જોરે ગાંધીજી આજના જીવનના આગેવાન ન થઈ બેસે? ગોરાના ગુરુભારમાનસને એ કદી સદે! અને આપણે ગાંધીજીની ક્રાંતિની નીતિને નબળાઈથી જ સ્વીકારીને તે રીતે જ ખીલવી. પરિણામ જે આવ્યું તે આવ્યું છે. એક ઇતિહાસકારે ૧૯૦૫–૦૬ બાદ હિંદમાં જાગેલા રાષ્ટ્રવાદને હિંદુ રાષ્ટ્રવાદનો ઉદય કહ્યો છે. એમાં કેટલું તથ્ય છે તે આજે ઇતિહાસ જ બતાવે છે. એ રાષ્ટ્રવાદ આપણે સમજીબૂજીને કાંઈ કાચો કરેલો નહોતો; સમજ અને સંકલ્પ તો તેને ખરેખર કાચી એકતાવાળો એક રાષ્ટ્રીયવાદ કરવાનાં હતાં. પરંતુ એ આપણે સફળ કરી ન શક્યા; તેથી ક્રાંતિની સફળતા તે પ્રમાણે આવી રહી છે. કર્મનો કાયદો એવો અચૂક અટળ હોય છે.

હવે ઑગસ્ટની ૧૫મીથી આ ક્રાંતિનો બીજો તબક્કો શરૂ થશે. તેનું મુખ્ય લક્ષણ એ છે કે, પહેલા તબક્કામાં જેવી સર્વાધીશ સત્તાને માટે આપણે લડ્યા તેવી તે પ્રમાણે આપણને મળે છે. હવે પછી તેનો ઉપયોગ કરીને આપણે આપણા દેશનું ભવિષ્ય ઘડવાને કામે ચડી શકીશું. પરરાજ્યની ધૂંસરીથી આ કામ થઈ શકતું નહોતું એટલું જ નહિ, ગુલામીની સામાજિક અને માનસિક અવક્રિયાની માઠી અસર થતી હતી. એ બધું હવે અટકે છે. સાથે સાથે એ પણ ત્યારે યાદ રાખવું જોઈએ કે, એ અવક્રિયા આજે આઝાદીના જોરે ઉપર આવે છે. એમ આપણું રાષ્ટ્રીય માનસજળ સફળ ક્રાંતિને જોરે જરૂર ડહોળાયેલું છે; તેથી રખે આપણે તેને મૂળે જ ગંદું માની બેસીએ. ખામોશ અને ધીરજથી તેને નીતરવા દેવું જોઈશે; તેનો કચરો કિનારે આવે તેને દૂર કરવો જોઈશે; એ વગર આઝાદીની ગંગા નિર્મળ નહિ વહે. આ કામનો બીજો તબક્કો શરૂ થાય છે, અને એમાં લોકમાન્યનું સાચું તર્પણ રહેલું છે.

૧૮–૭–'૪૭ મગનભાઈ દેસાઈ

# પ્રોફેસર રાષ્ટ્રપતિ

રાષ્ટ્રપતિ આચાર્ય કૃપાલાની મારા કૉલેજના દિવસોમાં જીવનરામ નામથી ઓળખાતા. હું તેમને પ્રેમથી 'જીવત' કહીને બોલાવતો. ૧૯૦૬–૦૭ના અરસામાં ફર્ગ્યૂસન કૉલેજમાં એમની સવારી આવેલી. સિંધ કૉલેજ, વડોદરા કૉલેજ અને મુંબઈની વિલ્સન કૉલેજ એમ ત્રણ ઠેકાણે કંઈક ને કંઈક પરાક્રમ કરીને છેવટે ફર્ગ્યૂસન કૉલેજનો આશ્રય લેવા માટે ભાઈસાહેબ આવ્યા હતા. મહારાષ્ટ્રીય લોકો બીજા પ્રાન્તોના લોકો સાથે તોછડાઈથી વર્તે છે એ સારું નથી એવો મારો પહેલેથી આગ્રહ. મન હોવાથી, કોઈ પંજાબી, સિંધી, ગુજરાતી કે બીજા કોઈ પ્રાંતના માણસનો ભેટો થાય તો તેની પૂછપરછ કરવી, તેને એકલવાયાપણું કે અડવું અડવું લાગે નહીં તેટલા માટે પોતે થઈને તેની પાસે જઈ તેની મિત્રતા કેળવવી, એવો મારો હંમેશા પ્રયત્ન રહેતો. ફર્ગ્યૂસન કૉલેજમાં એક વખત સિંધી વિદ્યાર્થીઓ અને મહારાષ્ટ્રીય વિદ્યાર્થીઓની વચ્ચે મારામારી થઈ હતી, ત્યારથી સિંધી વિદ્યાર્થીઓ ફર્ગ્યૂસન કૉલેજમાં આવતા બંધ થયા, એવી એક દંતકથા મેં સાંભળી હતી. તેથી કૃપાલાની કરીને કોઈ સિંધી વિદ્યાર્થી રેસિડેન્સીમાં આવ્યો છે એવી ખબર મળતાં જ હું તેની ખબર કાઢવા ગયો. ત્યારે વાત વાતમાં તેણે કહ્યું, "અહીં ખાવાની સગવડ દેખાઈ નહીં એટલે હું ગામમાં ગયો. પ્રથમ તો વીશી જ ક્યાંય જડી નહીં. ખૂબ રખડીને થાક્યો ત્યારે એક મળી આવી. પણ વીશીવાળાઓ મને અંદર દાખલ થવા દે નહીં. એટલે તેમની પાસેથી ચપાતીઓ વેચાતી લઈને રસ્તામાં ઊભા ઊભા જ મેં તે ખાધી." આ બધું સાંભળીને મને બહુ દુઃખ

થયું. હું તેને મારી કલબમાં મહેમાન તરીકે લઈ ગયો. પછી બીજા સિંધી વિદ્યાર્થીઓ આવ્યા.

સિંધી વિદ્યાર્થીઓ કંઈક ઉડાઉ અને મિજાજી ખરા. જીવતરામ તેમનાથી એકદમ જુદા તરી આવતા. બીજા વિદ્યાર્થીઓ એકબીજાના વર્તનની ટીકા કરવામાં મશગૂલ હોય, જ્યારે જીવતરામ દેશના રાજકારણની જ ચર્ચા હંમેશ ચલાવતા. બીજાઓથી આ સહન થતું નહીં. તેમણે જીવતરામના નામના J. B. K. એ ત્રણ અક્ષરો લઈને એક જોડકણું રચી કાઢ્યું:

From JuBKo and his politics
Arguments and discussion
Tall talk and nonsense
Good Lord, deliver us !

બિચારા સહાધ્યાયીઓ ! તેમને ક્યાં ખબર હતી કે, તેમનો એ 'જુબ્કો', જેટલો અડપલાં કરવામાં અને ઠેકડી ઉડાવવામાં પ્રવીણ હતો તેટલો જ દૈયાનો ક્રાન્તિકારી થવાનો હતો અને આગળ જતાં અહિંસાવાદી સત્યાગ્રહી બનીને રચનાત્મક રાષ્ટ્રસેવાને જોરે રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખની ગાદી પર બિરાજમાન થવાનો હતો !

શિવાજીના જમાનાના મહારાષ્ટ્રની એવી એક માન્યતા છે કે, કોઈ સામાન્ય સિપાઈ પણ જો પોતાના સરદારના ઘોડાને ઈમાન ઇતબારથી સતત બાર વરસ સુધી ખરેરો કરે, તો એ ઘોડો તેને પોતાની પીઠ પર બેસાડી લઈને તેને સરદાર બનાવશે. આપણા જીવતરામની બાબતમાં આ કહેવત અક્ષરે અક્ષર સાચી પડી છે. તેમણે લગભગ એક તપ સુધી રાષ્ટ્રની ગાદીની — મહાસભાની — ઈમાન ઇતબારથી, પૂરેપૂરી અનન્ય નિષ્ઠાથી સેવા કરી છે. તેથી તદ્દન સ્વાભાવિકપણે જ — અનિવાર્યપણે એ ગાદી આપણા રાષ્ટ્રકારણના કટોકટીને વખતે તેમને પ્રાપ્ત થઈ છે.

સાહિત્ય, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન એ વિષયોનો કૃપાલાનીજીએ બહુ સારો અભ્યાસ કરેલો છે. અને કેળવણી અને રાજકારણમાં તેઓ સ્વાનુભવથી જ તરબોળ થયેલ છે. તેમ છતાં તેમણે કદી પણ પોતાના માથા પર વિદ્વત્તાનો ભાર થવા દીધો નથી. ગમે તેવાં સંકટો આવે, ગેરસમજ થાય, યોજનાઓ વિફળ થાય, અથવા પોતાની પ્રવૃત્તિની આખી ભૂમિકામાં જ ધરમૂળથી ફેરફાર કરવાનો પ્રસંગ આવે, તોપણ તાબડતોબ પોતાના જીવનમાં જે કોઈ ફેરફાર કરવાની જરૂર જણાય તે કરીને જીવનસરોવરની સપાટી પર પ્રસન્નપણે તરતા રહેવાની કળા કૃપાલાનીજીને સારી પેઠે અવગત છે.

શિક્ષક અને પ્રોફેસર તરીકે ઠેકઠેકાણે કામ કર્યા પછી કૃપાલાની બિહારમાં મુઝફ્ફરપુરની ભૂમિહાર કૉલેજમાં જઈ પહોંચ્યા. ત્યાંથી અમે એક વખત નેપાળની યાત્રાએ ગયા હતા. તેની પૂર્વે તેઓ હિમાલયમાં મને મળવાને માટે આવ્યા હતા. અને મેં જે યાત્રા કરી હતી તે તેમણે પણ કરી લીધેલી.

પછી હું શાન્તિનિકેતનમાં ગયો. કૃપાલાનીનો ભત્રીજો ગિરિધારી ત્યાં ભણતો હતો. મહાત્મા ગાંધી શાન્તિનિકેતનમાં આવી પહોંચ્યા કે તરત જ મેં કૃપાલાનીને કાગળ લખ્યો કે, આપણે દેશભક્તો તો ઘણા જોયા છે, પણ તદ્દન નવી જાતનો એક મૌલિક દેશભક્ત મારા જોવામાં આવ્યો છે; તમે પણ તેમને જોઈ જાઓ તો સારું. કૃપાલાની આવ્યા અને તેમણે પણ ગાંધીજીના રાજકારણની ઊલટતપાસ — ચકાસણી — શરૂ કરી. એ બન્નેને પણ એકબીજા પ્રત્યે આકર્ષણ થયું.

ગાંધીજી જ્યારે ચંપારણમાં ગયા ત્યારે કૃપાલાનીજી પોતાના વિદ્યાર્થીઓને સાથે લઈને તેમને લેવા માટે સ્ટેશન પર ગયા અને તેમની ગાડી હાથે ખેંચીને તેમને પોતાને ઘેર લઈ આવ્યા. કૉલેજના ગોરા પ્રિન્સિપાલને કૃપાલાની આમ તો ભારે પડી જ ચૂક્યા હતા, અને તેમને પાણીચું આપવાની પણ જોગવાઈ થઈ ગઈ હતી. એટલામાં ઉપરનો બનાવ બન્યો. એટલે કૉલેજે તરત રાષ્ટ્રસેવાને માટે તેમને મુક્ત કર્યા! તેઓ સીધા ગાંધીજી પાસે જઈ પહોંચ્યા. આ ઇતિહાસના પ્રોફેસરને ગાંધીજીએ પોતાની સાથેના રાષ્ટ્રસેવકોનું રસોડું ચલાવવાનું કામ સોંપ્યું. બાને સારો મદદનીશ મળ્યો. ગાંધીજી ક્યારેક આ પ્રોફેસરને કલેક્ટરને ત્યાં કાગળ પહોંચાડવા માટે પોતાનો પટાવાળો પણ બનાવતા. સરકારી અમલદારોએ કૃપાલાનીની વિરુદ્ધ ગાંધીજી પાસે જાત જાતની ફરિયાદો કરી જોઈ. પણ ગાંધીજી હંમેશ એવો જ જવાબ આપતા કે, 'હું મારા માણસને બરાબર ઓળખું છું. કૃપાલાની કુંદન જેવા શુદ્ધ છે.'

કૃપાલાની કહે છે તે સાવ સાચું છે: મહાત્માઓ ખરેખર અર્ધા આંધળા હોય છે, તેમને એક જ આંખે દેખાય છે. તેમના આ બત્રીસલક્ષણા અનુચરે કેટકેટલાં અડપલાં કર્યાં હતાં તે તેમને શી રીતે દેખાય ?

કૃપાલાનીનો મુખ્ય ગુણ એ કે, બધી જાતના નવજુવાનોને દેશપ્રેમની લાગણીથી ઉત્તેજિત કરી મૂકવા. અને કોઈ નવજુવાન તેમની પાસે ભૂલ્યે-ચૂક્યે આવી પડે તો કાયમનો તેમનો જ બની ગયો જાણવો. બધી જાતની હાડમારીઓ હસતે ચહેરે શી રીતે સહન કરવી, અને હાથમાં લીધેલાં કાર્યો શી રીતે પાર પાડવાં, એની વિદ્યાર્થીઓને દીક્ષા આપવામાં કૃપાલાનીનો ભાગ્યે જ જોટો મળે. કૃપાલાની પાસેથી ચાર ગાળો ખાધા વિના વિદ્યાર્થીઓને ચેન જ નહીં પડે. ધ્યેયવાદ અને વહેવાર-કુશળતા એ બેનો મેળ બેસાડવાની કળા કૃપાલાની પાસેથી જ જાણી લેવી ઘટે.

કૃપાલાની ડગલેપગલે આદર્શવાદની નિંદા કરશે, તેને ઉતારી પાડશે, ધર્મની ઠેકડી કરશે, ગુલામોનો એ મહાન મુકાદમ (The great slave driver) કહીને ગાંધીજીનું વર્ણન કરશે, તેમનાં આશ્રમ અને આશ્રમવાસીઓને છોલી નાંખશે. પણ એ બધું કરીને તે બધાનો પ્રેમ જીતશે. મહાત્મા ગાંધીજી વિષેની ભક્તિ પણ એવા જ ખાસ વીણી કાઢેલા વિરલ શબ્દોમાં તેઓ વ્યક્ત કરે છે.—"જો જો, પેલા બોખલા ડોસાને છેતરવો કંઈ સહેલ વાત નથી. તે આપણ બધાને પામી ગયેલો છે."

કૃપાલાનીની જીભ એટલે જાણે ફરતી તલવારનું પાનું જ! એ પાનું કઈ બાજુ વળશે અને કોના પર તેનો સપાટો ચાલશે તેનું કશું ઠેકાણું ન મળે. કોઈને ત્યાં મહેમાન તરીકે ગયા હોય તો ત્યાં પણ તેમના યજમાનને તેમનો પ્રસાદ ચાખવા મળે જ. પણ આ બાબતમાં તેઓ કોઈનો પણ પક્ષપાત કરતા નથી. એટલે બધાને તેમના સ્વભાવની ખબર પડે છે અને કોક વાર તેમના વાગ્બાણથી તેઓ વીંધાય તોય તેનું દર્દ તેમના મનમાં ઝાઝું ટકતું નથી.

કૃપાલાની બોલવામાં જેટલા ધર્મની અવગણના કરતા જોવામાં આવે છે તેટલા જ તેઓ વસ્તુતઃ ધાર્મિક વૃત્તિવાળા છે. તેમના પિતા ભારે કર્મકાંડી વૈષ્ણવ હતા. તેમનો એક ભાઈ સંન્યાસ દીક્ષા લઈને વેદાન્તી બન્યો હતો. બીજો ભાઈ મુસલમાન થયો હતો અને ઇસ્લામની વતી ઇટાલીની વિરુદ્ધ ટ્રિપોલીમાં લડતાં લડતાં માર્યો ગયો, ખપી ગયો. જીવતરામ પોતે વેદાન્ત અને સૂફીવાદના વાતાવરણમાં ઊછરેલા છે. સિંધના સૂફી કવિ શાહ લતીફ અને સામીની કવિતા તેઓ પ્રેમપૂર્વક વાંચે છે. રવીન્દ્રનાથ ઠાકુરની ગીતાંજલિ અને ઉમર ખય્યામની રુબાયતો એ તેમના પ્રિય ગ્રંથો છે. જ્યાં ઉપભોગ ભોગવવાના મળે ત્યાં રસિક બનીને તેનો લહાવો લેવો, દુઃખના આઘાત થાય ત્યારે વૈરાગ્યની ઢાલ આગળ ધરવી, અને એવી રીતે સુખ અને દુઃખ બન્નેના સકંજામાં ફસાવું નહીં—એ કળા કૃપાલાનીએ સારી સિદ્ધ કરેલી છે.

વાર્તાલાપમાં બધી વસ્તુઓની ઠેકડી ઉડાવનારા કૃપાલાની લેખ લખવા બેસે છે ત્યારે જુદી જ વ્યક્તિ બની જાય છે. ગંભીરતા, પ્રસાદ, મસાલેદારપણું, તેમ જ પારમાર્થિકતા—બધા જ ગુણો તેમના લેખોમાં પ્રગટ થવા માંડે છે. રાષ્ટ્રીય મહાસભાના મંચ પરથી આજ લગી રાષ્ટ્રપતિઓનાં જે કોઈ ભાષણો થયાં છે તેમાં કૃપાલાનીનું ભાષણ કોઈ પણ રીતે ઊતરતી કોટીનું થયું એમ કહી શકાય નહીં. ભારતીય રાજકારણની ભૂમિકા તેમણે સારી રીતે આત્મસાત્ કરેલી છે; અને લોકોને તે સમજાવીને તેમને ગળે ઉતારવાની હથોટી તેમની પાસે છે. ગાંધીજીની ફિલસૂફી તેઓ સરસ સમજે છે, અને તેમાંથી કેટલા ભાગનો તત્કાળ સ્વીકાર કરવો અને કયો ભાગ ભવિષ્યને માટે સિલકમાં રાખવો, તેની અચૂક કલ્પના તેમને છે. કેટલાક લોકો બધાનાં જ વખાણ કરીને પોતે સારા દેખાવાનો પ્રયત્ન કરે છે. કૃપાલાની બધાની ઉપર એકસરખું ટીકાસ્ત્ર ચલાવીને પોતે પક્ષપાતરહિત છે તેની બીજાઓને ખાતરી કરાવી આપે છે. તેમ છતાં પોતાનું કામ બગડવા ન દેવા જેટલી સિંધી વહેવાર-કુશળતા તેમનામાં છે. પરિસ્થિતિ ઓળખવાની, માણસના ગુણદોષ પારખવાની અને પોતાનું કામ આગળ ધપાવવાની કળા તેમની પાસે છે. અને મહાસભાના મહારથીઓનો તાલ સાચવીને તેમની સાથે સહકાર કરવાની સ્વાભાવિક નમ્રતા પણ તેમનામાં છે.

આજની કટોકટીને સમયે રાષ્ટ્રનું સુકાન જેવા માણસના હાથમાં હોવું જોઈએ તેવાના જ હાથમાં તે પડ્યું છે, એ ભારે સંતોષની વાત છે. બધી જાતનાં અડપલાં ને ઠેકડી કરીને હવે ગંભીર ને પ્રતિષ્ઠિત બનેલા આ રાષ્ટ્રસેવકને હાથે ગફલત થવાની ધાસ્તી નથી.

શ્રી કૃપાલાની મારા કહેવાથી ગુજરાતમાં આવ્યા અને ગૂજરાત વિદ્યાપીઠનું કામ તેમણે ભારે બાહોશીથી ચલાવ્યું. પછી ગાંધીજીના કહેવાથી તેમણે પોતાનો

યુક્ત પ્રાન્તમાંનો (મેરઠ) ખાદી આશ્રમ વ્યવસ્થિત કરીને તેને પ્રતિષ્ઠિત બનાવ્યો. હિંદુ યુનિવર્સિટીમાંથી અસહકાર કરીને બહાર પડેલા વિદ્યાર્થીઓની આગેવાની લઈને તેમણે કાશી વિદ્યાપીઠની સ્થાપના કરી. શ્રી રાજેન્દ્રબાબુનો વિશ્વાસ સંપાદન કરીને તેમણે મહાસભાના કાર્યાલયનું કામ ચલાવ્યું. શ્રીમતી સુચેતાદેવીની સાથે લગ્ન કરીને તેઓ બંગાળના જમાઈરાજ બન્યા..અને મહાસભાની એકનિષ્ઠપણે સેવા બજાવીને તેઓ હવે રાષ્ટ્રપતિ થયા છે.

આવા અનેકવિધ ગુણોથી યુક્ત રાષ્ટ્રસેવકના વિચારો મહારાષ્ટ્રે ખૂબ કાળજીપૂર્વક સમજી લેવા જોઈએ. કૃપાલાનીને હાથે હજી ઘણું રાષ્ટ્રસેવાનું કાર્ય થવાનું છે. મહારાષ્ટ્રે તેમનું વ્યક્તિત્વ સારી રીતે જાણી લેવું જોઈએ.*

કાકા કાલેલકર

* 'આચાર્ય કૃપાલાની' એ નામના કૃપાલાનીજીનાં ભાષણો અને લેખોના મરાઠી સંગ્રહની લખેલી પ્રસ્તાવના પરથી અનુવાદિત

# ક્રાંતિ એટલે શું?

[ શ્રી. મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયના પ્રથમ વર્ષના વિદ્યાર્થીઓને માટે, મુખ્ય મુખ્ય ક્રાંતિઓનો પરિચય, એ એક વિષય છે. તેની શરૂઆતમાં તેમની આગળ કરેલી પ્રારંભિક ચર્ચાની નોંધ નીચે ઉતારવામાં આવી છે. — મ. ]

તમારા અભ્યાસક્રમમાં 'ક્રાંતિ'નો વિષય રાખવામાં આવ્યો છે. તેમાં તમે કેટલાક મોટા દેશોની નામાંકિત ક્રાંતિઓનો આછો પરિચય મેળવશો. આ વિષય નહિ નહિ તોય વિદ્યાપીઠના અભ્યાસક્રમમાં ઈ. સ. ૧૯૩૦ બાદ તો વ્યવસ્થિતપણે દાખલ થયો છે. તેવો જ બીજો વિષય સત્યાગ્રહ છે. આનું કારણ છે: હિંદમાં છેલ્લા કેટલાક દશકાથી પ્રજાને સુધારાની ટાભાટેભી કરતાં ક્રાંતિ જ વધારે ગમે છે, અને તેની એક નવી રીત તરીકે સત્યાગ્રહની તાલીમ તેણે લીધી છે. એટલે તેને હોઠે એ શબ્દ ખૂબ જ ચડેલો છે, — ભલે પછી એનો અર્થ કે તેનો મર્મ તે ઓછો સમજે કે ન સમજે. કોઈ પણ વસ્તુ ક્રાંતિકારી બને છે ત્યારે આમ જ તે લોકમાનસને પકડી લે છે.

અને આ કાંઈ હિંદની જ ખાસ વાત નથી. જેને ક્રાંતિ — અંગ્રેજીમાં 'રેવોલ્યૂશન' — કહેવામાં આવે છે એવા યુગ દરેક દેશમાં દરેક પ્રજામાં અવારનવાર આવેલા જોવા મળે છે, અને ત્યાં આમ જ તે લોકમાનસનો કબજો લઈ લે છે. ક્રાંતિના વિરોધી વિચારો ધરાવનારા ભલે ગમે તેમ કહે, ક્રાંતિ એ પણ એક ઐતિહાસિક પ્રક્રિયા છે, કે જે તેના ખાસ ખાસ કાળે સમાજના કે રાષ્ટ્રના ઇતિહાસમાં સહજભાવે આવે છે. લોકમાનસમાં રૂઢિપ્રેમ કે સ્થિતિચુસ્તતા પેઠે જ આ તેથી સાવ ઊલટું બળ – ક્રાંતિ – પણ રહેલું છે. એ દૃષ્ટિએ ક્રાંતિનો અભ્યાસ ઇતિહાસના બહોળા અભ્યાસમાં એક ખાસ અને રસિક વિષય બને છે. તેથી કરીને આપણા અભ્યાસક્રમમાં કેટલાક વિશેષ દેશોની ક્રાંતિનો સામાન્ય ઇતિહાસ ભણવાનું રાખ્યું છે, કે જેથી આ એક સામાજિક કે ઐતિહાસિક ઘટના શું છે તે સમજાય.

આવી ક્રાંતિનો અર્થ શો? સામાન્ય માણસ તરત જે સમજશે કે કહેશે તે એ કે, એ એક એવો જબરો ઉધમાત છે કે જેમાં મારામારી ને ખૂનરેજી થાય. ત્યારે સમાજમાં અવ્યવસ્થા, અંધાધૂંધી અને ગોટાળો થાય; અને લોકો મારામારી કરી ખૂનની નદીઓ વહેવડાવે.

આમ જો ક્રાંતિનો અર્થ સમજીએ તો તો યુદ્ધ અથવા હુલ્લડ અથવા પોલીસ-ડાકુઓની ઝપાઝપી ક્રાંતિ કહેવાવી જોઈએ. પરંતુ એને કોઈ ક્રાંતિ નહિ કહે. લોકો રાજસત્તા સામે થાય — બળવો કરે, તેમાં લોહી રેડાય, તેથી જ માત્ર કાંઈ તે ક્રાંતિ નહિ ગણાય. ક્રાંતિનું અનિવાર્ય લક્ષણ કે મુખ્ય લક્ષણ પણ ખૂનરેજી નથી. એમ હોત તો 'લોહી વિનાની ક્રાંતિ' એવો શબ્દપ્રયોગ આપણે* ન વાપરત. અને હિંદની આપણી ક્રાંતિ પણ ઓછી એ પ્રકારની ખૂનરેજીવાળી છે? એટલે ક્રાંતિનું લક્ષણ ખૂનરેજી તો નથી જ.

આને જ મળતો બીજો ખ્યાલ જે ક્રાંતિના લક્ષણ તરીકે લોકમાનસમાં ઘૂસી બેઠો છે તે અંધાધૂંધીનો છે. આ પણ તેવો જ ભૂલભરેલો છે. તો તો અંધેરી નગરીમાં ગંડુ રાજાઓ, કે જે અંધાધૂંધી અને અવ્યવસ્થા જ કરે, તે બધા ક્રાંતિકારીમાં ખપે! તેમને પણ માર્ક્સ, ટૉલ્સ્ટૉય અને ટિળક ગાંધી કે રૂસો

* જુઓ ઇંગ્લંડનો 'Bloodless Revolution' કહેવાય છે તે.

મેઝિનીના સાથીઓ ગણવા જોઈએ. એમ કોઈ કહે તો તેને કાંઈ નહિ તો 'ગંડુ રાજા' તો તમે કહો જ !

ક્રાંતિ ત્યારે અંધાધૂંધી નથી, ખૂનરેજી નથી. કેમ કે, એ ચીજને કોઈ સમજણો માણસ કદી પસંદ કરતો નથી. ક્રાંતિ કાંઈ એવું નર્યું સામાજિક અનિષ્ટ નથી. ક્રાંતિ તો લોકો કેટલીક વાર પોતાને ત્યાં, ચાતકની પેઠે, ચાહે છે. એ શાથી? એમાં શું સંતાયેલું છે? —એ જોઈએ તો ક્રાંતિનો ખાસ ભાવ શો છે તે જાણવા મળી શકે.

ક્રાંતિનો જન્મ માનવહૃદયની સહજ સનાતન શુભ કામનામાંથી જ થાય છે. સમાજમાં ફેરફાર કરીને તેને સુધારવા માટેના શુભ ઉદ્દેશથી પ્રેરાઈને જ સમાજ ક્રાંતિ કરવા ઊલટે છે. એ બનવા જોગ છે કે, લોકમાનસ એ વિષે મુગ્ધભાવમાં હોય: તે પોતાનો હેતુ સ્પષ્ટ ન સમજતું હોય. પરંતુ મૂળે તેની પ્રેરણા શુભ-કલ્યાણની જ હોય છે. તેમ કરવા જતાં કદાચ મારામારી થાય, અંધાધૂંધી પણ કેટલીક થઈ બેસે; પરંતુ તેને કોઈ ચહાતું નથી. તે તો ક્રાંતિએ ચડેલા સમાજની સુસ્થિતિમાં જે કાંઈ ઊણપ હોય તેમાંથી નીપજતા વિકારો બહુ તો કહો; તે કાંઈ ક્રાંતિ પ્રેરનારાં બળ નથી. જેમ અમૃતને માટે મથતાં તેમાંથી ઝેર પણ એક વાર તો નીકળે છે, તેમ આ વિકારો બહુ તો ગણાય. ક્રાંતિની તત્ત્વચર્ચા કરતાં એક અંગ્રેજ વિવેચક* સાચું લખે છે કે—

"સમજણો એવો કોઈ માણસ સામાજિક અંધાધૂંધી ચહાતો નથી. પરંતુ સાવ સમજ વગરના નહિ એવા ઘણા માણસો સમાજના બંધારણમાં એવો તો ધરમૂળથી પલટો ચાહે છે કે તેને યોગ્યત: ક્રાંતિ કહી શકાય. એટલે, એમ માનીને જ ચાલવું ઠીક છે કે ક્રાંતિનો અર્થ સામાજિક અંધાધૂંધી નથી અને ક્રાંતિમાં એ સમાઈ જ છે એમ પણ નથી, એ વસ્તુ પુરવાર કરવા માટે બાકી કશી દલીલની જરૂર નથી."

ત્યારે ક્રાંતિ એ અમુક સારાને નજરમાં રાખીને તેને માટે કરવા ધારેલો સામાજિક ફેરફાર કે પરિવર્તન છે. નથી એ અંધાધૂંધી કે નથી એ મારામારી યા ખૂનરેજી. માનવહૃદયની શાશ્વત શુભકામનાની આશામાંથી જન્મતી સુધારણાની ભૂખનો જ એક લોકપ્રકાર એ છે.

એટલે ક્રાંતિ એ માનવસમાજમાં સુધારો કરવાની એક રીત છે. અને પોતાના ઇતિહાસ કાળમાં અમુક વખતે સમાજ એને જ અખતિયાર કરે છે; બીજી કોઈ રીતને નહિ. તે શાથી એ જોઈએ તો બીજી રીતોથી ક્રાંતિ શી ખાસિયત ધરાવે છે તે સ્પષ્ટ થાય છે.

પ્રજાઓના ક્રાંતિકાળના ઇતિહાસ જોઈએ તો જણાય છે કે, પ્રજા પોતાની અંદર ઘૂસેલા અમુક કે તમુક સડાથી એવી તો કંટાળે કે ધરમૂળથી તેને દૂર કરવા અમે બનતી ત્વરાએ તેમ કરવા કમર કસે; અને ત્યારે જે મૂળગામી ફેરફાર કરી મૂકે, તેને ક્રાંતિ કહે છે. એક રીતે જોતાં, હરેક સમાજ કે તેની સંસ્થાઓમાં ફેરફાર અને સુધારો તો ચાલતો જ હોય છે. અને વિચારકો તેમાં અમુક તમુક સુધારા કરવાને માટે લોકને જાગ્રત પણ કરતા હોય છે. સામાન્ય રીતે, તે સુધારો આ કે તે નાની નાની નકતી બાબતોને અંગે હોય છે. તે સંસ્થા કે સમાજના મૂળ પાયામાં ધરમૂળથી તે કાંઈ ઊથલપાથલ કરતો નથી હોતો. આપણા રહેવાના બાપીકા મકાનના પાયા અને મુખ્ય દીવાલોની અંદર રહીને જ જેમ જોઈતી સવડ કરીને નભાવવામાં આવે તેમ એ થયું.

અને આપોઆપ આવી જાતની સુધારણા તેની અમુક મંદ ગતિએ સમાજમાં સતત ચાલે છે. તેમાં અંધાધૂંધી કે મારામારીની વાત નથી આવતી. એવી ભીતિય ભાગ્યે રખાય છે. ક્રાંતિ આ જાતનો ફેરફાર નથી. નથી તેની ગતિ મંદ હોતી; કે નથી તે ઉપર ઉપરથી આમ તેમ સુધારો કરતી. ક્રાંતિ તો ઓચિંતી —ઝપાટો મારીને આવતી લાગે છે, અને ધરમૂળથી કશુંક પરિવર્તન કરવા તાકે છે. સંભવ છે કે, કોઈ સુધારણા એવી હોય કે જે ઝપાટામાં તો થતી હોય, પરંતુ તેટલા માટે તે ક્રાંતિ નથી. તેવા વેગ ઉપરાંત તે કેટલે ઊંડે જઈને મૂળથી ફેરફાર કરે છે, તે પણ જોવું જોઈએ. અને આમ વેગની સાથે અને મૂળમાં જઈને સમાજમાં ફેરફાર કરવાની જરૂર પ્રજાઓને અમુક તમુક કાળે પડે, એ ઉઘાડું છે. તેવે વખતે આ મૂલગામી અને વેગવંતો ફેરફાર કઈ રીતે કોણ કરે છે, એય સમજવા જેવું છે. કારણ કે, તેમાં ક્રાંતિની શક્તિ અને સફળતાનાં બીજ છુપાયેલાં છે. આ વિચાર આપણને ક્રાંતિની વ્યાખ્યાના ગર્ભિતાર્થો વિચારવા તરફ લઈ જાય છે. પણ તેનો મૂળ અર્થ ટૂંકમાં આપણે ઉપર જોયો તે છે.

મગનભાઈ દેસાઈ

* ડેલાઇલ બર્ન્સ – Principles of Revolution – પ્રસ્તાવનામાંથી.

# ગૂજરાત વિદ્યાપીઠની નવી મજલ

[શ્રી. મહાદેવ દેસાઈ ટ્રસ્ટ તરફથી વિદ્યાપીઠમાં શ્રી. મ. દે. સમાજસેવા મહાવિદ્યાલયનો પ્રારંભ તા. ૨૯-૬-૧૯૪૭ના રોજ થયો. તે પ્રસંગે મળેલા શુભેચ્છાના સંદેશા, આશીર્વાદ, તથા શ્રી. મહામાત્રનું નિવેદન, અને શ્રી. વૈકુંઠભાઈ મહેતા તથા સમારંભના પ્રમુખ શ્રી. મોરારજી દેસાઈનું વ્યાખ્યાન નીચે આપવામાં આવ્યાં છે.]

## ૧
## શુભેચ્છાના સંદેશા

પૂ. ગાંધીજી દિલ્હીથી લખે છે:—

મહાદેવનું નામ કોઈ વિદ્યાલયની સાથે જોડવાથી મહાદેવનું કામ સરે એમ નથી, પછી નામની શી વાત? શિક્ષકો ને વિદ્યાર્થીઓ એવું કરશે તો બધું સારું જ થશે. કામની ચીવટ રાખજો એટલે નામ રહ્યું જ જાણો.

ડૉ. રાજેન્દ્રપ્રસાદ નવી દિલ્હીથી લખે છે:—

શ્રી. મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયકી સ્થાપનાકે અવસર પર શરીરસે અનુપસ્થિત રહકર ભી મૈં આત્માસે ઉપસ્થિત હૂં. સ્વર્ગીય મહાદેવભાઈ દેસાઈકી લોકસેવા રાષ્ટ્રકે લિયે આદર્શ હૈ. મેરી કામના હૈ કિ યહ મહાવિદ્યાલય અપની શિક્ષા દ્વારા હમારે કાર્યકર્તાઓંકો ઇસ મહાન આદર્શકી પ્રેરણા દેતા રહે ઔર દિવંગત આત્માકી પવિત્ર સ્મૃતિકો સ્થાયી રખને મેં સફલ હો.

શ્રી. રાજગોપાલાચારી નવી દિલ્હીથી લખે છે:—

તમે સેવકો માટે મહાવિદ્યાલય શરૂ કરો છો તે જાણીને આનંદ થયો. તેનો અભ્યાસક્રમ શો હશે અને કોણ તેનું સંચાલન કરશે તેની મને ખબર નથી. આશા છે કે જેના નામે આ મહાવિદ્યાલય શરૂ કરવામાં આવે છે તે સ્વર્ગસ્થ મિત્રની સ્મૃતિને શોભે તેવું કામ કરવામાં આવશે. તમે ગાંધીજીને પણ લખ્યું હશે. તેમના આશીર્વાદથી આ કામને સરળ બનાવવા તમે જરૂરી બધું કરશો જ. આપણે પહેલાં જે તાલીમ આપતા તે હવે શરૂ થતા કાળમાં નહિ ચાલે. સંજોગો ઘણા બદલાઈ ગયા છે. મને આશા છે કે આ સંસ્થાના સંચાલકો હાલની પરિસ્થિતિનો અને પ્રશ્નોનો પૂરો ખ્યાલ કરીને યોગ્ય અભ્યાસક્રમ રચશે.

શ્રી. કાકાસાહેબ કાલેલકર વર્ધાથી લખે છે:—

વિદ્યાપીઠમાં જ્યારે અખિલ ભારતીય રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ થઈ હતી, ત્યારે સર્વાનુમતે એક ઠરાવ પાસ થયો હતો કે, રાષ્ટ્રીય શિક્ષણનું કામ સ્વાતંત્ર્યપ્રેમી વિદ્વાન નાગરિકો તૈયાર કરવાનું નથી, પણ સ્વાતંત્ર્યપરાયણ વિદ્વાન, સંસ્કારી, ચારિત્ર્યસંપન્ન રાષ્ટ્રસેવકો તૈયાર કરવાનું છે.

એ ઠરાવ આજે વિદ્યાપીઠ મારફતે જ પૂર્ણપણે અમલમાં મુકાય છે એ જોઈ મને હર્ષ થાય છે. સ્વ. શ્રી. મહાદેવભાઈ દેસાઈ એવા સ્વરાજ્યપરાયણ, વિદ્વાન, સંસ્કારસંપન્ન, ચારિત્ર્યશાળી, કુશળ રાષ્ટ્રસેવક હતા. એમનું નામ સમાજસેવા મહાવિદ્યાલય સાથે જોડીને આપણે જેમ એ મહાન સેવક પ્રત્યે કૃતજ્ઞતા વ્યક્ત કરીએ છીએ, તેમ જ ગુજરાતની તરુણાઈને સંપૂર્ણ દીક્ષા પણ આપીએ છીએ.

મારો વિશ્વાસ છે કે શ્રી. મગનભાઈની બાહોશ દેખરેખ નીચે આ મહાવિદ્યાલય ગુજરાતને આદર્શ સમાજસેવકો પૂરા પાડશે, અને પૂ. ગાંધીજીની કલ્પનાનો અહિંસક સમાજ કેવો હોઈ શકે છે એની ઝાંખી કરાવશે.

આ મહાવિદ્યાલયની સ્થાપના સાથે ગૂજરાત વિદ્યાપીઠ પોતાના ત્રીજા યુગમાં પ્રવેશ કરે છે. એની કારકિર્દી સૌથી ઉજ્જ્વળ નીવડો એવી ભારતભાગ્યવિધાતા પ્રત્યે મારી પ્રાર્થના છે.

શ્રી. દિનકરરાવ દેસાઈ મુંબઈથી લખે છે:—

મહાવિદ્યાલયને સફળતા ઇચ્છું છું. તે ફૂલોફાલો અને મહાદેવભાઈ જેના પ્રતીકરૂપ હતા તેવી નિઃસ્વાર્થ જાહેર સેવાની ભાવના ખીલવવામાં તે સફળ થાઓ.

શ્રી. ઠક્કરબાપા નવી દિલ્હીથી લખે છે:—

મહાદેવભાઈ સ્મારક માટે ફંડ એકઠું થયા પછી તમે તેના સ્મારકનું કામ આટલું જલદીથી શરૂ કર્યું તે ઘણું સારું થયું છે. તેમાં હું તમને સફળતા ઇચ્છું છું.

શ્રી. બ્રેલ્વી (બૉમ્બે ક્રૉનિકલ) લખે છે:—

મારે મહાદેવભાઈ સાથે મારા કૉલેજના સમયથી શરૂ કરીને ત્રીસ વરસ સુધી દોસ્તી હતી. તેમની સાથે જેમ જેમ પરિચય વધ્યો તેમ તેમ હું તેમને વધારે ચાહવા લાગ્યો અને તેમનો પ્રશંસક બન્યો. તેમણે પોતાનું જીવન દેશને સમર્પણ કર્યું હતું. બહુ જ થોડા માણસોએ તેમની પેઠે ગાંધીજીનાં લખાણોને સમજીને આધારભૂત રીતે તેનું પ્રતિપાદન કર્યું છે. તેમનો

આત્મા ઉમદા અને મહાન હતો. મને ખાતરી છે કે આપણા દેશના ઇતિહાસમાં તેમનું નામ જળવાઈ રહેશે અને તેમના જીવનમાંથી જમાનાઓ સુધી ભવિષ્યની પ્રજાને પ્રેરણા મળ્યા કરશે. આ વિદ્યાલયના વિદ્યાર્થીઓ અને કાર્યકર્તાઓ માટે મહાદેવભાઈના જીવન કરતાં વધારે સારો આદર્શ જીવનમાં સેવન કરવા માટે અને અનુસરવા માટે મળે તેમ નથી.

આચાર્યશ્રી કૃપાલાનીજી દિલ્હીથી લખે છે:-

ગૂજરાત વિદ્યાપીઠના જૂના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ મારા પ્રિય મિત્ર સ્વ૦ શ્રી. મહાદેવભાઈ દેસાઈની સ્મૃતિમાં સમાજસેવકો માટે મહાવિદ્યાલય શરૂ કરવા માગે છે. મને ખાતરી છે કે આ નવી સંસ્થા ઉપયોગી નીવડશે. મને લાગે છે કે, ગૂજરાત વિદ્યાપીઠમાં જેમણે કેળવણી લીધી હોય અને જેમણે શિક્ષણ આપ્યું હોય તેઓ જ આવી સંસ્થા સફળતાપૂર્વક ચલાવવાની જવાબદારી ઉઠાવી શકે. આવું કામ કરવા માટે તેમની પાસે બૌદ્ધિક તૈયારી છે એટલું જ નહિ, પણ તેમણે પ્રાન્તની રાજકીય તેમ જ આર્થિક પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લીધેલો હોવાથી તેમની પાસે જરૂરી વહેવારિક જ્ઞાન છે. મહાદેવભાઈનું સેવામય આર્થિક જીવન તેમને માટે હંમેશ પ્રેરણારૂપ નીવડશે. મારા જૂના વિદ્યાર્થીઓએ જેમણે આ નવું સાહસ ઉપાડ્યું છે તેમની નિસ્વાર્થ કાર્યશક્તિમાં મને ખૂબ વિશ્વાસ છે. નવા સાહસને હું સફળતા ઇચ્છું છું.

શ્રી. ખેર સાહેબ મુંબઈથી લખે છે:—

શ્રી. મહાદેવભાઈ દેસાઈએ પોતાનું આખું જીવન સમાજસેવામાં અર્પણ કરેલું હતું. તેમના ઉદાત્ત જીવનક્રમને અનુસરવું તે તેમનું સર્વશ્રેષ્ઠ સ્મારક છે. ગૂજરાત વિદ્યાપીઠના ઉપક્રમથી ટ્રસ્ટીઓ તેમની સ્મૃતિમાં સમાજસેવા મહાવિદ્યાલય શરૂ કરવાના છે તે જાણતાં મને ઘણો આનંદ થયો.

મુંબઈ સરકારના ગૃહપ્રધાન માનનીય શ્રી. મોરારજીભાઈ દેસાઈ તેનું માંગલિક પ્રવચન આપે છે તે પ્રસંગે હું મારી શુભેચ્છાઓ પાઠવું છું. મને વિશ્વાસ છે કે, જે પુણ્યાત્માનું નામ આ મહાવિદ્યાલય સાથે સંકળાયેલું છે તેમના કાર્યને અહીં તાલીમ લેતા વિદ્યાર્થીઓ અનુસરશે.

## ૨
## મહામાત્રનું નિવેદન

સ્વ૦ શ્રી. મહાદેવ દેસાઈના પુણ્ય નામની સાથે જોડીને શરૂ કરવામાં આવતા આ સમાજસેવા મહાવિદ્યાલયના પ્રારંભને પ્રસંગે આપ સૌનું સ્વાગત કરતાં મને ઘણો આનંદ થાય છે. આ કામ વિદ્યાપીઠનું નવું શરૂ થાય છે; અને તે આપણા દેશના એક ભારે ક્રાંતિના વખતે. તેનો જો જોટો ખોળવો હોય તો ૧૯૨૦નો કાળ ગણી શકાય. તે સમય એટલે સ્વરાજ્યની લડતનો અને તે અર્થે ગૂજરાત વિદ્યાપીઠનો જન્મ. હિંદને સ્વરાજ જોઈએ. આ કોઈ નાનીસૂની માગણી નહોતી. તેને માટે પ્રજામાં આખો યુગપલટો આણવો જોઈએ. ધરમૂળથી આવો પલટો આણવાનાં સાધનમાં મૂળગામી અને મુખ્ય સાધન હંમેશ પ્રજાકીય કેળવણી હોય છે. પ્રજાસંગઠનના આ અચળ કાયદા પ્રમાણે, સ્વરાજને માટે, રાષ્ટ્રના સેવકો તૈયાર કરવાને માટે, રાષ્ટ્રની સ્વતંત્રતાની રચનાત્મક કે અહિંસક લડત લડવાને માટે નવી જ તાલીમ જોઈએ. તેમાંથી વિદ્યાપીઠનો જન્મ થયો.

અને તેમ જ એ પ્રયત્નના ફળના ઉદયકાળનું આ વર્ષ છે, તે વખતે આ મહાવિદ્યાલયનો પ્રારંભ થાય છે, એ પણ એવી જ સૂચક બીના છે. ૧૯૨૦માં લડત લડવાને માટે શિક્ષણવ્યવસ્થાની સ્થાપના થઈ; આજે તે લડતને બદલે કદાચ તેનાથી અઘરી અને વ્યાપક, એવી સ્વરાજસંચાલનની જવાબદારીની શાંત લડતનો બોજો ઉઠાવવાનું શરૂ થાય છે. આ વિદ્યાલય તે કાર્યના સેવકો તૈયાર કરવા સારુ શરૂ કરવામાં આવે છે.

મેં શરૂમાં આપને જણાવ્યું કે, તેને સ્વ૦ શ્રી. મહાદેવભાઈના નામ સાથે જોડવામાં આવે છે. આ પણ એક ઈશ્વરી સંકેત જ ગણાય. એ નામ આ વિદ્યાલયના અધ્યાપકો તથા વિદ્યાર્થીઓને વિદ્યા તથા સેવા બેઉના ભેગા અને સુભગ સુંદર મેળનો આદર્શ પૂરો પાડે છે. એ રીતે એ નામ અમારે માટે જીવંત ઉદ્‌બોધનરૂપ હશે. પૂ૦ કુલપતિજી પોતાના સંદેશમાં અમને કહે છે એમ, કામની ચીવટ રાખવામાં એ નામ અમને હંમેશ સાવધાન રાખશે.

આ પ્રસંગે પ્રમુખશ્રીને પોતાનું મંગળ પ્રવચન કરવા વિનંતિ કરું તે અગાઉ મારે આ વિદ્યાલય વિષે થોડોક પરિચય હવે આપવો જોઈએ.

ઈ. સ. ૧૯૪૪ના ડિસેંબરમાં ઉત્તરસંડા મુકામે ગુજરાતના બધા સેવકોની પરિષદ મળી હતી. આગલી રાતે સહેજ ચાલતી વાતચીત દરમિયાન એ ત્રણેક સામાન્ય સેવકોને વાતવાતમાં સ્ફુર્યું કે, આપણે સ્વ૦ મહાદેવભાઈના સ્મારક નિમિત્તે ફાળો કેમ ન કરવો? અને જેવું સહજ તે સ્ફુર્યું તેવી જ સહજ સરળતાથી બીજે દિવસે ગુજરાતના બધા સેવકોએ તે સૂચનને વધાવી લીધું, અને મહાગુજરાતમાંથી રૂ. ૧૦ લાખ ઓછામાં ઓછા એકઠા કરવાનો આંક મૂક્યો. અને એ જ ઉત્સાહ, એકદિલી અને ખંતથી ગુજરાતના નાના મોટા બધા સેવકો એ કામે લાગી ગયા. પરિણામ પણ એવું જ રૂડું આવ્યું: ઈ. સ. ૧૯૪૫ની ગાંધી જયંતી સુધીમાં ફાળાનો આંકડો પૂરો ભરાઈ ગયો. ત્યાર પછી તેના વહીવટ માટે ગાંધીજીએ ટ્રસ્ટ મંડળ નીમ્યું, અને તેણે પોતાનું કામ બનતી ત્વરાએ શરૂ કર્યું, જેમાં તેણે ઠરાવ્યું કે,

"મહાવિદ્યાલયની કોટીનું એક સમાજસેવક વિદ્યાલય ગુજરાતને માટે ચલાવવું, જેથી ગુજરાતની અનેકવિધ સેવાઓને માટે જોઈતા યુવાન કાર્યકર્તાઓ ભરતી કરી શકાય.

"આવું વિદ્યાલય શરૂ કરવાનું કામ ગૂજરાત વિદ્યાપીઠને સોંપવામાં આવે છે."

આ સૂચના પર વિદ્યાપીઠ મંડળે વિચાર કરીને ઠરાવ કર્યો કે,

"સ્વરાજને માટે ચારિત્રવાન, શક્તિસંપન્ન, સંસ્કારી અને કર્તવ્યનિષ્ઠ સેવકો તૈયાર કરવા એ વિદ્યાપીઠનું ધ્યેય છે. તેથી શ્રી. મ૦ દે૦ ટ્રસ્ટ તેને જે કામ સોંપવા માગે છે તેને વિદ્યાપીઠ પોતાનું જ માને છે, અને તે કામની જવાબદારી ખુશીથી સ્વીકારે છે. અને આવતા જૂનથી તે શરૂ કરવામાં આવશે."

આજના રોજ રોજ અને અવનવા પલટા ખાતા વિષમ દેશકાળમાં, એ સંકલ્પ પ્રમાણે વિદ્યાલય શરૂ કરી શકીએ છીએ, એ અમારે માટે આનંદની વાત છે.

આ ઉપરથી આપને આ મહાવિદ્યાલયનો મુખ્ય હેતુ શો છે તે કાંઈક ખ્યાલમાં આવશે એમ માનું છું. મહાત્માજીએ ગુજરાતમાં સમાજસેવાની જે એક નવી પરંપરા જન્માવી છે તેને ચિરંજીવી બનાવવા માટે નવા નવા અભ્યાસી અને નિષ્ઠાવાન સેવકો જોઈએ. વળી સ્વતંત્ર પ્રજાકીય સ્વરાજના નવા યુગમાં, આજ સુધી "સરકારી નોકર" કહેવાતા માણસો હવેથી ખરું જોતાં સ્વરાજ સરકારના પ્રજાસેવક બનશે, જોકે તેઓ તેવા આજે તો નથી. પરંતુ સાચું સ્વરાજ સ્થાપવું હોય તો તેમણે તેવા બનવું જોઈશે. તેમને તૈયાર કરવાનું કામ પણ રાષ્ટ્રીય શિક્ષણને શિર હશે. અને લોકશાહી સ્વરાજનો નાગરિક પણ અંતે જઈને જોતાં સમાજનો એક સેવક જ છે. એ કાંઈ ગમે તેમ વર્તવા કે પ્રજાદ્રોહ કરવા મુખત્યાર નથી જ.

નવા યુગને માટે આવા સરકારી અને બિનસરકારી પ્રજાસેવકો તૈયાર કરવાને માટે સ્નાતક કક્ષા સુધીનો અભ્યાસ યોજવો, એ ટૂંકમાં આ મહાવિદ્યાલયનો હેતુ છે. અને હવે પછી રાષ્ટ્રીય કેળવણી કેવી ઢબે રચવી તેનો પ્રયોગ પણ એમાં રહેલો છે એમ કહી શકાય.

વિદ્યાલયનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો રાખવામાં આવ્યો છે. ત્રણ વર્ષને અંતે પરીક્ષામાં પાસ થનારને સ્નાતકની પદવી આપવામાં આવશે. સામાન્યપણે જેમણે ચાલુ કૉલેજોનું First Year પ્રથમ વર્ષ પાસ કર્યું હોય તેમને પ્રવેશપાત્ર ગણ્યા છે. આમાં અનુભવે અમને લાગ્યું છે કે, કોઈક બીજી રીતે કામ કરવું જોઈએ. અત્રે દાખલ થવા માગનાર તથા તેમાં રસ લેતા કેટલાય વિદ્યાર્થીઓએ પૂછ્યું કે, અમારે F. Y. થવાની જરૂર ખરી? તમે જ કોઈ પણ જેવી ઠીક માનો તેવી ઊંચી કસોટી શું કામ ન લો? ચાલુ કૉલેજોની F. Y. પરીક્ષા કાંઈ તમારા આદર્શને પોષતી પૂર્વતૈયારી નથી જ કરાવતી. વાત સાચી છે. આથી અને બીજી અનેક રીતે જોતાં, આ મહાવિદ્યાલયની સંચાલન સમિતિને લાગ્યું છે કે, વિદ્યાપીઠે પોતાની એક સ્વતંત્ર પરીક્ષા યોજવી, જેમાં કોઈ પણ વિદ્યાર્થી તૈયાર થઈને બેસી શકે. તે માટે અમુક કે તમુક ચાલુ પરીક્ષા આપી કે નથી આપી એવો પ્રશ્ન નહિ રાખવો. અને એ પરીક્ષા એવી સર્વસાધારણ અભ્યાસક્રમની રાખવી કે જેનું પ્રમાણપત્ર પોતે અમુક સ્વતંત્ર પ્રતિષ્ઠા ધરાવે. આ વસ્તુ આવતા વરસ ઉપર વિચારવાની હોવાથી અહીં વધારે લંબાણ કરવું ન જોઈએ.

મહાવિદ્યાલયના ત્રણ વર્ષના અભ્યાસક્રમમાં નીચેના વિષયો રાખવામાં આવ્યા છે—

૧. ગુજરાતી:—

વિદ્યાર્થીની ભાષાશક્તિ અને નિબંધશક્તિ ખીલવવાની દૃષ્ટિએ.

૨. હિંદુસ્તાની –

વિદ્યાપીઠ તરફથી લેવાતી ચાર પરીક્ષાઓ બાદ હિં૦ પ્રચારસભાની 'હિંદુસ્તાની કાબિલ' પરીક્ષા સુધીનું.

૩. ઇતિહાસ –

અર્વાચીન સ્થિતિ સમજવાની દૃષ્ટિએ જગતના ઇતિહાસની સામાન્ય ભૂમિકા.

હિંદનાં પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિની ભૂમિકા. તે ભૂમિકામાં અર્વાચીન યુગ અને સર્વરાષ્ટ્ર-સમભાવ તથા શાંતિસ્થાપનના યુગનો ઉદય: તે તરફ જગતને લઈ જનારા પ્રવાહો તથા બળોનું સામાન્ય વિવેચન (સંયુક્ત રાષ્ટ્રમંડળનો સામાન્ય પરિચય).

૪. રાજ્યબંધારણ અને સ્થાનિક સ્વરાજ –

હિંદુસ્તાનનું — તેના વિકાસના ઇતિહાસની રૂપરેખા સાથે.

સ્વતંત્ર દેશોની ક્રાંતિ અને તેમનાં રાજ-બંધારણોનો સામાન્ય પરિચય — જેવા કે, રશિયા, ઇંગ્લન્ડ, ફ્રાન્સ, અમેરિકા, ચીન, આયર્લૅન્ડ વગેરે.

૫. સમાજવિદ્યા અને સમાજસેવાના માર્ગો અને પદ્ધતિ.

૬. અર્થશાસ્ત્ર ને રાજકારણનાં મૂળતત્ત્વો.

૭. હિંદનું અર્થશાસ્ત્ર અને ગ્રામપ્રશ્નો.

૮. હિંદની વેપારી ભૂગોળ.

૯. દેશીનામું.

૧૦. આંકડાશાસ્ત્ર અને નાણાશાસ્ત્ર.

આ ઉપરાંત, ત્રણ વર્ષમાં એક સત્ર જેટલો સમય દરેક વિદ્યાર્થી પોતાની પસંદગીના અમુક સેવાક્ષેત્રમાં જઈ, તેના સેવકોનાં સહવાસ અને દોરવણી તળે, પ્રત્યક્ષ કામની નાલીમ લે, એવું રાખવામાં આવશે. અને અમુક વખત પ્રત્યક્ષ ક્ષેત્રમાં જઈ કોઈ ને કોઈ મનપસંદ પ્રશ્નની જાતતપાસ કરવાની તાલીમ પણ લેશે, અને તેનો નિબંધ તૈયાર કરે એવી તેની પાસે અપેક્ષા રખાશે.

શિક્ષણનું માધ્યમ ગુજરાતી હશે; એ તો વિદ્યાપીઠનો પાયાનો સિદ્ધાંત છે, એટલે તે વિષે કહેવાની જરૂર ન હોય. એ તો હવે સર્વમાન્ય વસ્તુ પણ ગણાય. પરંતુ આ વિદ્યાલયમાં વિદ્યાર્થી અંગ્રેજી વગર પણ સ્નાતક થઈ શકશે, એ જણાવવું જોઈએ. આ વસ્તુ પણ વિદ્યાપીઠ માટે નવી નથી; કેમ કે તેનાં ધારાધોરણ પ્રમાણે ગુજરાતી ઉપરાંત હિંદુસ્તાની ને કોઈ એક અર્વાચીન ભાષા લઈને સ્નાતક થઈ શકાતું અને તેવા સ્નાતકો થયેલા છે. તે ધોરણ આ વિદ્યાલયને પણ લાગુ પાડેલું છે. અને તેના અભ્યાસક્રમમાં ભાષાઓ તરીકે (i) સ્વભાષા (ii) રાષ્ટ્રભાષા એ બેને સ્થાન છે. હવે તો ભાગ્યે કોઈને શંકા હશે કે, ઝપાટાબંધ પ્રાંતોનું અને દેશનું સરકારી અને પ્રજાકીય કામ સ્વભાષામાં જ ચાલતું થશે. આમેય, અંગ્રેજી તો પાછું પડતું જ જાય છે; અને જે જાતના શિક્ષણ-વિચારો આજે ચાલે છે તે જોતાં એ હજુ પાછું પડશે જ. વિદ્યાર્થીને અજ્ઞાનમાં રાખવા માટે માધ્યમ તરીકે તે આજે એવું કામ દે છે કે, તેનાથી જ તે મરી જશે. આ હકીકતી વસ્તુને જોઈ સ્વીકારીને ચાલવામાં વિદ્યા અને વિદ્યાર્થી ઉપરાંત શિક્ષણ અને શિક્ષકોનું પણ કલ્યાણ છે. નહિ તો, મને ભય છે કે, નવા યુગનો વિદ્યાર્થી જ તેને નહિ ભણે, એટલે પણ સૌ થાકશે. ગમે તેમ પણ, સ્વભાષા અને રાષ્ટ્રભાષાની જરૂર સ્વતંત્ર હિંદમાં હવે વધશે. તે માટે શિક્ષણવ્યવસ્થા ઝપાટાબંધ થવી જોઈએ. એ ભાષાઓમાં કામ કરી જાણનારા હવે પછીના હિંદમાં જોઈશે. એ સમજથી આ વિદ્યાલયમાં ભાષાઓનું સ્થાન જે રાખ્યું છે તે છે.

અભ્યાસક્રમમાં બીજી એક વિશેષતા એ છે કે, રોજ બે કલાક દરેક વિદ્યાર્થી ઉદ્યોગકામને આપશે. અત્યારે વિદ્યાર્થી આ કામ જાણતો જ નથી. તેને અમે ખાદીવિદ્યા શીખવીશું અને ક્રમે ક્રમે બીજા ઉદ્યોગો તેમાં ઉમેરતા જઈશું. આ ઉદ્યોગશિક્ષણને ધંધાનું શિક્ષણ સમજવાનું નથી. ઉદ્યોગ અને જીવનને માટે જરૂરી કામોને સારુ હાથપગ હલાવવા એ સર્વાંગીણ કેળવણીનું એક કીમતી સાધન છે, એ સમજ એની અંદર રહેલી છે.

છાત્રાલય વિદ્યાલયનો એક મહત્ત્વનો ભાગ છે જ. તેથી તો યુનિવર્સિટીમાં સત્ર ભરવાની પ્રથા જૂનેથી ચાલે છે. તેનો અર્થ કેવળ ભાષણોમાં હાજરી ભરવાની એવો નથી. અહીંના છાત્રાલયમાં વિદ્યાર્થીઓ પોતાનાં કેટલાંક કામો જાતે કરશે, અને પોતાના ખોરાકમાં તથા ખર્ચમાં અમુક મર્યાદા અને સંયમ રાખવાનો આદર્શ રાખશે.

વિદ્યાલયનું કામ ગુજરાતી માધ્યમથી થશે એ હું આગળ કહી ગયો. એમાં કેવી મુશ્કેલી રહેલી છે

તે સૌને ખબર છે. તે માટે ઘટતાં પાઠ્યપુસ્તકો ન મળે એટલું જ નહિ, તે માધ્યમ સરળતાથી વાપરીને કામ કરી શકે તેવા અધ્યાપકો પણ આજે ઓછા છે. તેમાં વળી આ વિદ્યાલયનો અભ્યાસક્રમ સ્વતંત્ર ઢબનો કલ્પવામાં આવ્યો હોઈ, અધ્યાપકે વળી વધારે કઠણાઈનો સામનો કરવાનો હશે. ગુજરાતના યુવાન વિદ્યાપ્રેમી અભ્યાસીઓ આ કામ માટે અમારે જોઈએ. તે અમને આવી મળશે એવી આશા છે. દરમિયાન અમારા જૂના સાથી અધ્યાપકો જેઓ આ શહેરમાં પોતપોતાનાં કામ કરે છે, તે સૌ આ તેમની વિદ્યામાતાને મદદ કરશે, એવી અમને ખાતરી છે. શ્રી. ડીકુભાઈ દેસાઈ, ઝીણાભાઈ દેસાઈ, મણિભાઈ દેસાઈ, તથા બીજા કેટલાકે પોતપોતાના વિષયમાં અમુક વખત અમને આપવા તત્પરતા બતાવી છે, તેને માટે અત્રે એમનો આભાર માનું છું.

આપ સહેજે જાણવા માગશો કે, વિદ્યાલયમાં કેટલા વિદ્યાર્થી શરૂમાં આવ્યા છે. મને જણાવતાં આનંદ થાય છે કે, આ વિદ્યાલયની કલ્પનાએ ગુજરાતના વિદ્યાર્થીઓમાં ઠીક ઠીક ઉત્કંઠા અને જિજ્ઞાસા જગવ્યાં છે. આ નવું વિદ્યાલય કેવું હશે, તે શું શીખવશે, એ બધું પ્રજા આગળ રજૂ કરવા માટે પૂરતો વખત નહોતો. છતાં ઘણા લોકે તે વિષે સારી પેઠે પૂછપરછ કરી, જરૂરી જાણ મેળવી છે. ૪૭ જણે દાખલ થવા અરજીઓ કરી, તેમાંથી અમે ૨૫ જણને દાખલ થવાની રજા આપી છે.

આ દાખલ થનાર કે થવા આવનાર અને બીજા પણ—સૌ એક જ સવાલ પૂછે છે અને તે આપ સૌ સહેજે કલ્પી શકશો કે શો હશે. આ મહાવિદ્યાલયમાં દાખલ થનારનાં Prospects શાં? ગમે તેટલું આપણે કહીએ કે કરીએ તોપણ શિક્ષણ આ Prospects અને 'કરિયર' કે મોટાઈ મળતર વગેરેના ખ્યાલથી મુક્ત ભાગ્યે થાય. એ સમજી શકાય એવી માનવ નબળાઈ છે. કહે છે કે, જગતભરમાં વિદ્યાલયો સાથે એ લાગેલી હોય છે. આ વિદ્યાપીઠનો પ્રયત્ન શરૂથી એવો રહેલો છે કે, તેના વિદ્યાર્થીને જરા જુદી જાતનાં Prospects આપવાં. ૧૯૨૦ના જમાનામાં પણ આ સવાલ હતો જ; અને ત્યારે અમને પૂ. કુલપતિએ કહેલું કે, હિંદને માટે લડતા લડતા મરવાને ને રોટલો ન મળે તો રસ્તા ઉપર પથરા ભાગીનેય કમાવાના Prospects તમારે માટે અમે ધરીએ છીએ. તેમાંથી આજે સ્વરાજને ભાળવવાનો અને તેને જગતની ખાવા ધાતી ભીષણતાઓમાં પણ સંભાળીને આગળ લેવાનો લહાવો આ વિદ્યાલય તમારી આગળ ધરે છે. સ્વરાજનો નાગરિક એટલે તેનો સેવક અને સિપાઈ, એ થવાનો લહાવો નાનોસૂનો નથી. જો સમજીએ તો કેટલાંક સૈકાંથી હિંદના જુવાનોની સામે કરિયર નહોતી તે આજે તેમની સામે ખડી થઈ છે.

પરંતુ પૂછનારનો ઇરાદો બીજું જાણવાનો છે—આ વિદ્યાલયના સ્નાતકોને સરકાર-માન્યતા મળશે? ઉર્ફે, એમને સરકાર નોકરીમાં રાખશે? અંગ્રેજી રાજ્યમાં શિક્ષણ જોડે સરકારી નોકરીનું જે કજોડું થયેલું છે, તે ઝટ સુધરવાનું નથી. પણ તે હવે સુધરશે એમ માનવું જોઈએ. આપને ખબર છે કે, આપણી સરકારે વિદ્યાપીઠની બધી પદવીઓને માન્ય રાખી છે. તે જ રીતે આ નવા પદવીધરો જે બહાર પડશે તેમને શું કામ માન્ય નહિ રાખે? યોગ્ય વખતે અમે સરકાર પાસે એ માન્યતા મેળવીશું અને તે અમને મળશે, એમ અમે આશા રાખીએ છીએ. વિદ્યાર્થીઓ આ બાબતમાં વગર અંદેશે ચાલી શકે છે. હા, એક માન્યતા હજી બાકી છે અને તે મુંબઈ યુનિવર્સિટિની. હવે તો ભાષાવાર યુનિવર્સિટી પણ રચવાની વાત છે. ગૂજરાત વિદ્યાપીઠે એક રીતે ભાષાવાર કામ કરતી સ્વતંત્ર યુનિવર્સિટી તરીકે કામ કર્યું છે. તેને હવે બીજી યુનિ૰ કેમ નહિ માને? હું તો એમાં કોઈ શંકા સેવતો નથી. જો અહીં વિદ્યાનું જીવંત અને સ્વતંત્ર સેવન થતું હશે તો તેને હરકોઈએ માન્ય કરવું જ જોઈશે. હવે પછી વિદ્યાક્ષેત્રમાં નામનાં બીબાં રાખીને નહિ ચાલી શકે. મારે મન, એનું નામ જ સ્વરાજ આવ્યું એ છે, અને એમાં તેની સાચી કસોટી પણ છે.

આમ જ એક બીજી બાબત પણ અમને પૂછવામાં આવે છે કે, હવે તમે વિદ્યાપીઠમાં શું કરશો? મેં ઉપર કહ્યું કે, આ વિદ્યાલયનો પ્રારંભ એક ઇશ્વરી સંકેત છે. તેમ જ ઇશ્વરે જે અમારે માટે ધાર્યું હશે તે કામ થશે. અમે એટલું સમજીએ છીએ કે, અમારે રાષ્ટ્રીય કેળવણીનું કામ કરવું છે. તેનો મંત્ર ગાંધીજીએ આપ્યો છે. જીવન અને ઉદ્યોગ દ્વારા સેવાપરાયણ શિક્ષણ એ એનો ટૂંકો અર્થ છે. તે

શિક્ષણનો શરૂથી અંત સુધીનો નમૂનો અમારે અહીં રચવો જોઈએ, એમ અમે સમજીએ છીએ. એને માટે અમે મથીશું અને ઈશ્વરની કૃપા હશે તેમ તેમાં અમને યશ મળશે. પૂ૦ કુલપતિએ આ સંસ્થાના વિષમમાં વિષમ વખતે અને એક જાહેર પડકારરૂપ વેણના જવાબમાં કહ્યું છે કે, "આ વિદ્યાપીઠ હતું નહિ, તે છે અને રહેશે". એ ગુજરાતનું છે; ગુજરાતે પોતાનાં ત્યાગ, વિદ્યા, સ્વાતંત્ર્યપ્રેમ, અને ફૂલપાંખડીથી તેને આજે જેવું છે તેવું ઘડ્યું છે. તેણે તે પ્રમાણે આજ સુધી તેને કામ દીધું છે. તે કામ ન દે કે તેનું કામ ન હોય તો ગુજરાત સુખે તેને બંધ કરે. પરંતુ જેણે અત્યાર સુધી કામ દીધું છે; તે હવે જ્યારે કામનો પાર નથી ત્યારે કામ કેમ નહિ દે? કુલપતિજીની એ શ્રદ્ધાથી અને કુલનાયક શ્રી. સરદાર સાહેબની કુનેહ અને હિંમતભરી દોરવણીથી આ કામ કરવા અમે મથીશું. એમાં અમને આપ સૌના આશીર્વાદ અને શુભેચ્છા જોઈએ. એ તમે અમને આપો. એટલુ માગીને, પ્રમુખશ્રીને પોતાનું મંગળ પ્રવચન કરવા હું વિનંતી કરું છું. અને અમારા આમંત્રણને માન આપી આપ સૌ અહીં પધાર્યા તે બદલ ફરી આભાર માનું છું.

૨૮–૬–'૪૭

### ૩

## શ્રી. વૈકુંઠભાઈ મહેતાનું વ્યાખ્યાન

આ પ્રસંગે હાજર રહી શક્યો છું તેથી મને ઘણો આનંદ થાય છે. તમને હું કહું કે, ઘણા તેમના સાથીઓમાં હું સ્વ૦ મહાદેવભાઈનો ઘણો જૂનો પરિચિત અને દોસ્ત છું, અને આગાખાન મહેલમાં તેમના સ્વર્ગવાસ સુધીમાં તે દોસ્તીને ૩૫ ઉપર વરસ થયાં હતાં. એ લાંબા કાળની નિકટ પિછાનથી હું કહું છું કે, તે આદર્શ વિદ્યાર્થી હતા અને મરણ સુધી તેવા તે રહ્યા હતા. તે ઉત્તમ સમાજસેવક હતા અને એ રીતેય આદર્શ હતા, એ તો સૌ જાણીએ છીએ. એમની સમાજસેવા અનેક ક્ષેત્રોમાં પથરાયેલી હતી. તે બધાં ક્ષેત્રો વર્ણવવામાં મારે વખત લેવો નથી. આખી દુનિયા એમનું સેવાક્ષેત્ર હતું. તે સાહિત્યકાર હતા. તેમની સાહિત્યસેવા કેવડી મોટી ને જબરી છે! મને ૧૯૩૫ના મહાદેવભાઈ યાદ આવે છે. જાંઘિયો પહેરી હાથમાં ઝાડુ લઈ તે વર્ધા પાસે સિંદી ગામમાં સફાઈ કરવા જતા. તેમનું છેલ્લું પ્રકાશન — ગીતા જુઓ તો તેય એમની ધર્મભાવના, ભક્તિભાવ, અને ધર્મસાહિત્યનો ઊંડો અભ્યાસ બતાવે છે. આ એક અવનવી જ દિશામાં તેમની સેવા ગણાય. હું લંબાણ કરવા કે સદ્‌ગતને વર્ણવવા ઝાઝાં વિશેષણો વાપરવા માગતો નથી. એટલું જ કહું કે, જે વિશેષણો એમને માટે વાપરીએ તેને લાયક એ હતા. હું કહું છું કે, તે એવા શક્તિ- અને ગુણ-સંપન્ન પુરુષ હતા કે, કેવળ મહાત્માજીના પ્રકાશે તે દીપેલા નહોતા; પરંતુ તેમના જીવન ઉપર કાંઈ પ્રકાશ પાડી શકાય તો તે પાડવાને માટે સમર્થ એવા મહાદેવભાઈ હતા. મહાત્માજી સાથે ન હોત તોય તે ગુજરાતના એક મોટા સેવક થાત. ગુજરાતના એવા અનન્ય મહાન સમાજસેવકના નામ સાથે સંયોજિત આ સંસ્થા આદર્શ બનો, અને જે ઉચ્ચ આદર્શો માટે મહાદેવે જીવન અર્પ્યું અને જીવ આપ્યો, તેને સેવવા માટે આ મહાવિદ્યાલયના અધ્યાપકો તથા વિદ્યાર્થીઓ તત્પર થાઓ, એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

### ૪

## શ્રી. મોરારજીભાઈનું વ્યાખ્યાન

અમારી સૌની એવી ઇચ્છા હતી કે આ વિદ્યાલયનું માંગલિક પ્રવચન સરદાર કરે અને આ વિદ્યાલયની શરૂઆત કરતી વખતે દોરવણી આપે. પરંતુ સરદાર જે રીતે દિલ્હીમાં રોકાયેલા છે, એ જોતાં અહીં આવી શકે એવી સ્થિતિમાં નથી. તેથી આજે મારે એ કામ કરવું એવો સાથીઓનો આગ્રહ થવાથી મેં એ વાત સ્વીકારી. હું માનું છું કે, આ કામને માટે દોરવણી આપવાની જે લાયકાત જોઈએ તે મારી નથી. હું તો મારો જે કંઈ ખ્યાલ છે તે કહીને સંતોષ માનીશ.

સરદારનો હમણાં જે તાર આવ્યો તે વાંચી સંભળાવું છું:—

"મહાવિદ્યાલયને સર્વ રીતે સફળતા ઇચ્છું છું. મહાદેવભાઈના આદર્શ અને તેમનું જીવન વિદ્યાર્થીઓ અને કાર્યકર્તાઓ માટે પ્રેરણારૂપ છે અને મહાદેવભાઈના આપભોગ અને ગાંધીજી તથા સ્વદેશ પ્રત્યેની તેમની ભક્તિ અનુસરવા યોગ્ય છે. તેમના જીવન કરતાં વધુ સારી પ્રેરણા બીજેથી તમને મળી શકે તેમ નથી."

મહાદેવભાઈનું સ્મારક કરવાનું જે રીતે નક્કી કરવામાં આવ્યું તેની વિગતો ભાઈ મગનભાઈએ આપી

છે. એ સ્મારકનું મુખ્ય અંગ આ વિદ્યાલય છે. વિદ્યાપીઠ સિવાય બીજી કોઈ સંસ્થા આ વિદ્યાલયનું કામ કરવા લાયક નથી એમ ટ્રસ્ટીઓને લાગવાથી આ કામ તેને સોંપવામાં આવ્યું છે. સમાજસેવાનું અને સ્વાતંત્ર્યની લડતમાં ફાળો આપવાનું જે કામ ગુજરાતે કર્યું, તે નામ મેળવવામાં મોટામાં મોટો ફાળો ગૂજરાત વિદ્યાપીઠનો છે. જે વિદ્યાર્થીઓ વિદ્યાપીઠમાં ભણીને બહાર ગયા તેમાંથી ઘણા મોટા ભાગે શક્તિ પ્રમાણે દેશસેવા કરી છે. આમ હોવાનું કારણ વિદ્યાપીઠ જે રીતે જન્મ પામી એ છે, અને જેણે એને જન્મ આપ્યો તેની તપશ્ચર્યાનું પરિણામ છે. સાથે સાથે જે સેવકો સર્વસ્વ છોડીને તાલીમ આપવા આવ્યા તેનો દાખલો પણ છે. એટલે વિદ્યાપીઠ આ મહાવિદ્યાલયની જવાબદારી માથે લે છે તે સાવ યોગ્ય છે. મને ખાતરી છે કે, વિદ્યાપીઠે જે આદર્શ જાળવ્યો છે અને તેને અમલમાં મૂકવા જે મહેનત કરી છે, એ જ રીતે આ વિદ્યાલયને સફળ બનાવવામાં એ સફળ થશે.

વિદ્યાલયનો આદર્શ સફળ કરવાનું કામ માત્ર સંચાલકોનું નથી. વિદ્યાલયનો આદર્શ શો અને તે શા માટે એ ફરી ફરી કહેવાની જરૂર નથી. એમાં જે વિદ્યાર્થીઓ ભણે અને જે સેવકો ભણાવે એમનાં ચારિત્ર્ય, મહેનત, અને સમગ્રજીવન ઉપર આધાર રાખે છે. સાથે સાથે તેની સફળતાનો બોજ ગુજરાતની પ્રજા ઉપર પણ રહેલો છે. કારણ કે સેવકો મારફત જે આદર્શ આ વિદ્યાલય મૂકે તેને પ્રજા ઉપાડી લે અને બનતી મદદ કરે તો જ એને સફળતા મળે. તેથી અહીં એકઠાં થયેલાં આ કામમાં શુભ ભાવના રાખે એટલું જ નહિ, પણ સૌ એ કામમાં સહાનુભૂતિથી બનતી મદદ કરતાં રહે એવી આશા રાખીએ.

મહાદેવભાઈના સ્મારક માટે આ વિદ્યાલય કાઢવામાં આવ્યું. તેમનું સાચું સ્મારક કરવું હોય તો એક જ થઈ શકે તે એ કે, તેમણે જીવનમાં જે કરી બતાવ્યું, જે લાભ આપણને અને દેશને આપ્યો, તેનું ઋણ આપણે સમજીએ અને સ્વીકારીએ. તેવી સેવાનો લાભ સૌને મળતો રહે એવી વ્યવસ્થા કરીએ.

જે ગુણો માટે મહાદેવભાઈને સંભારીએ છીએ, એ ગુણો વિશે સૌ સારી પેઠે જાણો છો. મારાથી વધારે કેટલાક જાણે છે. આ મહાવિદ્યાલયમાં વિદ્યા મેળવનાર વિદ્યાર્થીઓ અને સેવકો જે રીતે મહાદેવભાઈએ સેવાની તત્પરતા બતાવી અને જે શ્રદ્ધા અને ભક્તિ ગાંધીજી પ્રત્યે બતાવ્યાં તે બધું ધ્યાનમાં રાખે તો તેથી તેમને લાભ થશે, ને તેવ થવા પુષ્કળ મદદ મળી રહેશે.

મહાદેવભાઈ ગાંધીજીના આદર્શ શિષ્ય હતા. તેઓ પોતાની મર્યાદા જાણતા હતા અને હમેશાં નમ્ર રહેતા હતા. જે તપશ્ચર્યાથી ગાંધીજી શક્તિ મેળવી શક્યા છે અને જે કરવાની સૌ પાસે આશા રાખે છે, તે કરવાનો એમનો સતત પ્રયત્ન હતો. એમ કરવાની તાકાત નથી એમ જાણતાં છતાં તે તે માટે મથતા અને તેમ કરીને એમણે પોતાની શક્તિ ખૂબ વધારી. મહાદેવભાઈ ગાંધીજી પાસે ન ગયા હોત અને સ્વતંત્ર રીતે જીવન ગુજાર્યું હોત તોપણ એ એક મોટા સેવક બનત. ને ઘણી સેવા આપત. પણ ગાંધીજીના સહવાસે એમના જીવન-વિકાસમાં ખૂબ પ્રેરણા આપી. ગાંધીજીના જીવન સાથે પોતાનું જીવન ઓતપ્રોત કરવા છતાં, તે વેવલા ભક્ત ન હતા. તેમની શ્રદ્ધા અજોડ હતી. ગાંધીજીના આદર્શોની સમજ પણ અજોડ હતી. છતાં મતભેદ થતો ત્યાં હમેશા ચર્ચા કરતા. ગાંધીજીના નિર્ણયોમાં મહાદેવભાઈની શક્તિનો કેટલો ફાળો છે એ કહેવું મુશ્કેલ છે; છતાં હું જાણું છું કે એમનો ફાળો ઘણો હતો. મહાદેવભાઈ ગાંધીજી સાથે એવા ઓતપ્રોત હતા કે 'ગાંધીજી જાય પછી શું કરશું એનો ખ્યાલ નથી' એમ એ કહેતા, અને તેથી તેમના પહેલાં જવાય તો સારું એમ ઇચ્છતા. એમ જ થયું. ઇશ્વરે એમની ઇચ્છા પૂરી કરી. એમનું મૃત્યુ ધન્ય હતું — એ તેમને લાયક હતું.

ગાંધીજી સાથે તે જોડાયા ત્યારે પોતાનું ભવિષ્ય કેવું બનશે એવો વિચાર એમણે કર્યો ન હતો. અને મરતાં સુધી એ વિચાર એમને આવ્યો પણ ન હતો. સેવામાં આ વસ્તુ જરૂરી છે. આ બધું અહીં આવનારા યાદ રાખેમ અહીં આવનારા પણ પ્રોસ્પેક્ટ્સ કે કરિયર માટે ન આવે. તેમ કરશે તેમને તેથી ફાયદો

થવાનો નથી. એ વૃત્તિ હશે તો મૂળ વસ્તુ બધા ભૂલી જવાના. અહીં તો સમાજસેવાની ભાવનાથી આવે તો જ પોતાની શક્તિનો વિકાસ કરી શકે અને શક્તિનો લાભ જનતાને આપી શકે. માટે પ્રોસ્પેક્ટ્સની ભાવનાને જ નિર્મૂળ કરવી જોઈએ.

વિદ્યાલયમાં શિક્ષકો જે શીખવે તેના કરતાં વિશેષ વિદ્યાર્થીઓ પોતાની મહેનતથી જે મેળવશે અને ભાવનાથી જે કરશે તે ઉપર વિદ્યાલયની સફળતાનો આધાર છે. શિક્ષકોનું જીવન પણ એના ઉપર અસર કરશે. બીજાનાં જીવન ઉપરથી મેળવેલી કેળવણીની અસરો જ ખૂબ મદદરૂપ થાય છે. મહાદેવભાઈએ શિક્ષણમાં જે સારું હતું તેનો જ ઉપયોગ કર્યો. મહાદેવભાઈ ભણ્યા પણ બીજાનાં જીવનથી શીખ્યા. તેની ત્રુટિઓથી બચ્યા ને તેમાં જે લાભ હતો તે મેળવી શક્યા.

સૌ પોતાનો વિકાસ સાધી શકે એ હમેશ શક્ય હોતું નથી. જે વિકાસ સાધે છે તે પણ બીજાના જીવનમાંથી મેળવે છે અને પોતાના જીવનમાં ઉતારે છે. વિદ્યાલયમાં આ બધી વસ્તુઓ સહેલી બનાવીને બતાવવાનો પ્રયત્ન થાય એ જોવાનું છે. કોઈ પણ વસ્તુની સફળતાનો આધાર તેને પાર પાડવા, એની દૃષ્ટિ સાચી છે કે નહિ, અને એના કાર્યક્રમને અમલમાં મૂકવાનો એ દૃષ્ટિએ પ્રયત્ન કરવામાં આવે છે કે નહિ, તે ઉપર છે. વિદ્યાર્થીઓ, શિક્ષકો અને ટ્રસ્ટીઓ પણ — બધા આ બધી વસ્તુઓ ધ્યાનમાં રાખીને, બહાર જે કંઈ થતું હોય તેનાથી ડોલી ન જતાં, જે આદર્શના અમલ માટે આજે મહાદેવભાઈને સંભારીએ છીએ, એને પહોંચી વળવાનો સાચો પ્રયત્ન કરીને આ વિદ્યાલયને સફળ કરી શકીશું.

આ વિદ્યાલયમાં શરૂઆતમાં દાખલ થનારાઓ ઉપર ભારે જવાબદારી રહેલી છે. પાયો મજબૂત નાખવામાં આવે તો જ ઇમારત મજબૂત થાય. એ રીતે ભવિષ્યમાં આવનારા કરતાં આજે દાખલ થનારાની જવાબદારી વધારે છે. જે અનન્ય ભાવથી મહાદેવભાઈએ ગાંધીજીના આદર્શોનું સેવન કર્યું અને દેશની સેવા કરી અને 'મારું શું થશે?' એવો વિચાર પણ ન કર્યો, એ વૃત્તિથી વિદ્યાર્થીઓ જ્ઞાન સંપાદન કરે અને સમાજસેવા માટે તે અર્પણ કરે.

આપણે સ્વતંત્ર થઈ રહ્યા છીએ; 'આપણી સરકાર છે માટે સમાજસેવાનું કામ સરકારથી જુદું રાખીને કરવાની જરૂર નથી; બધું સરકાર કરી લેશે,' એમ માનવું ભૂલભરેલું છે. લોકશાસન કરવું હોય, લોકોના સુખ માટે રાજ્ય ચાલે એ માટે જાગ્રત રહેવું હોય, તો સરકારથી અલગ એવા સેવકોની જરૂરિયાત વધારે ને વધારે રહેવાની.

એવો સમય આવે કે દરેક પ્રજાજન પોતાનો હક સમજે અને જરૂરી કુરબાની આપવા તૈયાર થાય. આવો સમય આવે ત્યારે આવા સેવકોની અને સરકારની જરૂર નહિ રહે. સત્તા નશો આપનારી ચીજ છે. ગમે એટલી કાળજી રાખનારને પણ તે ચડે છે. આમ હોવાથી પ્રજાનો કાબૂ હોવો જોઈએ. પ્રજાને દોરનારા માણસો જોઈએ, જેઓ માત્ર પ્રજાને સાચે રસ્તે દોરવા અને બળ આપવા માટે પ્રજાની પાસે ઊભા રહે. આવા પ્રજાસેવકો તૈયાર થવા જોઈએ. એમ થાય તો જ પ્રજાશાસનવાદ ચાલી શકે.

સત્તાના નશાની વાત તમને કરી તેથી તમે હસ્યા, પણ એ વાત સાચી છે. એ વાતમાં મેં મારી જાતને ગણી જ છે. તમને એ સત્તા મળે તો તમે પણ એમાંથી કેટલા બચી શકો એ કહેવું મુશ્કેલ છે. બીજાના દોષ જોઈને એની ટીકા કરવા મંડી પડીએ છીએ એ જ ખોટું છે. પરસ્પર ટીકાની વૃત્તિથી શક્તિ વધતી નથી. બીજાનો દોષ ન જોતાં પોતાનો વિકાસ કર્યા કરવો એ સાચી દૃષ્ટિથી જ મહાદેવભાઈ વિકાસ સાધી શક્યા. એ વસ્તુ નહિ સમજીએ તો જે કંઈ મેળવ્યું છે તે ભાંગીને ભૂકો કરી નાખીશું. સામાની સ્થિતિમાં એ શું કરી શકે એમ છે એ રીતે વિચાર કરીએ તો ઘણું સરળ થાય.

આ બધું કરવા માટે પણ સાચા સેવકોની જરૂર છે. એવા સાચા સેવકો આ વિદ્યાલયમાંથી ઊભા થશે એવી મને સંપૂર્ણ ખાતરી છે — એ આશા પરમાત્મા પૂરી પાડશે.

વાળા તો સુખી હશે ને? ના ના, તેમને પણ ખૂટે છે! એક પ્રોફેસરને ૯૦૦નો પગાર મળતો હતો છતાં તેયે ગરીબાઈની પીડાથી નિસાસા નાખતા હતા. કામના કદી પુરાતી નથી, મેળવો તેમ તેમ તે વધતી જ જાય છે.

કામના એક જ રીતે તૃપ્ત થઈ શકે — પુરુષાર્થથી. ફક્ત બુદ્ધિ દ્વારા ઉત્પન્ન કરેલો અર્થ નકામો છે. તરસ લાગે ને કૂવામાંથી પાણી કાઢીને પીએ તો તરસ સાચી શમે. સિક્કાવાળો તો સોડાનો ઓર્ડર આપે; પણ તેની પાછળ પુરુષાર્થ કર્યો હોતો નથી તેથી તેને તે ભાવશે નહીં, અને 'આઇસ' માંગશે. તેનાથીયે શાંતિ થશે નહીં અને કંઈક વધારે મોંઘું પીણું મંગાવશે. આપણે જેઓ રસોઈનો પુરુષાર્થ કરતા નથી તેને બહુ ભૂખ લાગે છે. બહાર બેઠા બેઠા, કેટલી વાર છે? કેમ, તૈયાર થયું કે? એમ કહીને ઊંચાનીચા થયા કરીએ છીએ. પણ પોતે રસોઈ કરતાં હોય તેનો જીવ સંતોષાયેલો રહે છે! એ જાણે છે કે દેવતા સળગાવ્યો છે, આંધણ મૂક્યું છે, દાળ થઈ છે, ભાત થવા આવ્યો છે. એમ પગલે પગલે તેની ભૂખ શમતી રહે છે. આમ પુરુષાર્થ-વાળાને જ સાચો અર્થ મળે છે ને કામના તૃપ્ત થાય છે.

કામના ગઈ એ મોક્ષ. આ જ્ઞાન જે આપે તે બ્રાહ્મણ-શિક્ષક. આપણો દેશ દુનિયામાં ગરીબમાં ગરીબ દેશ છે. તેને સિક્કાની જ ગરીબી નથી; પણ આવી પુરુષાર્થ-હીનતાની, નિરાશાની ગરીબી છે. તેની આ આત્માની ગરીબી કાઢવી એ બ્રાહ્મણશિક્ષકનું કામ છે. આ બે તરુણો આજે આવું શિક્ષણનું કામ ઉપાડી રહ્યા છે.

તેમના જીવનના આ આરંભ વખતે હું તેમને ચેતવણી આપીશ કે, આ જમાનો તો કાજળની કોટડીમાં જઈ ડાઘ ન પડવા દેવા જેવો કઠણ છે. આવામાં તમે કામ કરવા નીકળ્યા છો. બાળકોને તમે ભણાવો છો એમ ન સમજશો. વિદ્યાર્થી તો તમારાં સાધન છે. એમની મારફત તમારે ભણવાનું છે. તમે બધા સાથે મળીને પરાક્રમ કરો. તેમાં તમારા બન્નેનો ઉદ્ધાર થશે. પ્રભુ એ બળ અને બુદ્ધિ તમને આપો."

જુગતરામ દવે

# આજનો ઝેરી ચકરાવો

આજકાલ આપણે સૌ એક એવા ઝેરી ચકરાવામાં ફસાયા છીએ કે એમાંથી શી રીતે બહાર નીકળવું એની જ કોઈને સૂઝ પડતી નથી.

અનાજ ઓછું છે માટે માપબંધી કરો, નહિ તો પૈસાદારો માલ સંઘરી લેશે અને ગરીબોને જોવાય દાણો નહિ મળે, એવું કહેનારા પણ આપણે; અને અનાજનો ક્યાં તોટો છે? લોકોને ઘેર અનાજના ઢગલા પડ્યા છે; સરકાર કંટ્રોલો મૂકીને નકામું પેટ ચોળીને શૂળ ઊભું કરે છે, એવું કહેનારા પણ આપણે!

સરકારી ખાતાઓમાં ઘરનું અનાજ જૂઠું નોંધાવનારા પણ આપણે અને એ આંકડાઓને આધારે અંકુશો આવે ત્યારે અકળાઈને બૂમો પાડનારા પણ આપણે!

અનાજના ભાવ વધારો, મજૂરીના ભાવ વધારો, એવું કહેનારા પણ આપણે અને બધે જ મોંઘવારી વધતી જાય છે એવો અસંતોષ બતાવનારા પણ આપણે!

સરકારી તંત્ર શિથિલ થઈ ગયું છે એવું કહેનારા પણ આપણે અને લાંચ આપી લઈને એ તંત્રને શિથિલ બનાવનારા પણ આપણે!

કાળા બજાર સામે પોકાર પાડનારા પણ આપણે અને આવા જમાનામાં કાળું બજાર ન કરીએ તો શી રીતે રહેવાય, એવું કહેનારા પણ આપણે!

બધે લાગવગ પેસી ગઈ છે એવું કહેનારા પણ આપણે અને લાગવગ વાપરીને એનો લાભ ઉઠાવનારા પણ આપણે!

આમ આપણા જીવનમાં ચારે બાજુ વિરોધાભાસ પેસી ગયો છે.

મૂળ વાત એ છે કે, આજે પ્રજાકીય સરકાર આવી છે એટલે આપણે સૌ ઇચ્છીએ છીએ કે મારું કામ પાર પડે. પણ આપણા બધાના સ્વાર્થ જુદા જુદા છે અને વિરોધી પણ છે. એકને લાભ થાય છે ત્યારે બીજાને વાંકું પડે છે. અને બીજાને લાભ થાય છે ત્યારે ત્રીજાને

વાંકું પડે છે. પછી આપણે અકળાઈને સરકાર ઉપર પણ તૂટી પડીએ છીએ. પરિણામે ચારે બાજુ અસંતોષ અને હોહા નજરે પડે છે.

આ ચકરાવામાંથી કઈ રીતે છૂટવું એ જ એક ભારે મૂંઝવણભર્યો સવાલ લાગે છે. પણ દરેક માણસ પોતે કશું કાળુંધોળું ન કરવાનો નિર્ણય કરે એ જ એનો સાચો ઉકેલ છે. ચીજ-વસ્તુની તંગી ટાળવી અને જે હોય તેની વ્યવસ્થિત અને સમાન વહેંચણી કરવી એ આ સ્થિતિમાંથી નીકળવાનો ધોરી માર્ગ છે. પણ એમાંય સરકારી અમલદારો અને પ્રજાના માણસોની પ્રામાણિકતા જ સહાયરૂપ થઈ શકવાની છે.

તા. ૫-૭-'૪૭ બબલભાઈ મહેતા

# અંગ્રેજીને કાઢવા કાર્યક્રમ જોઈએ

આપણા શિક્ષણ અને વહીવટમાંથી અંગ્રેજી હજી નથી કઢાતું — કાઢવા માટે કેમ હિંમત નથી ચાલતી, તે વિષે શ્રી. બબલભાઈ મહેતા નીચે પ્રમાણે પોતાની અકળામણ કાઢે છે :—

"વર્ષોથી આપણે કહેતા આવ્યા છીએ કે, આપણા દેશમાં અંગ્રેજી ભાષાએ પચાવેલા એના અનુચિત સ્થાનને લીધે આપણી ઘણી પ્રગતિ રૂંધાઈ છે. અંગ્રેજી ભાષા નહિ આવડતી હોવાને કારણે જ બીજી અનેક આવડતવાળા જુવાનોના ઉત્સાહ, આવડત અને પ્રગતિ થંભી ગયાના ઢગલાબંધ દાખલાઓ આપણી સામે મોજૂદ પડ્યા છે.

આપણી કોર્ટ, કચેરીઓમાં, આપણી રેલવે, તાર અને ટપાલ ઑફિસોમાં, આપણા વેપાર વણજમાં, જીવનની નાની મોટી અનેક પ્રવૃત્તિમાં અંગ્રેજી ભાષાએ પ્રવેશ કર્યો છે અને સામાન્ય જનતા સામે તે તે દિશામાં મોટી દીવાલો બંધાઈ છે.

આપણે દુનિયાની પ્રગતિ કે પ્રવાહથી અલગ નથી રહેવા માગતા. આપણે આંતરરાષ્ટ્રીય સંબંધો અને શોધખોળોથી પણ દૂર નથી ભાગવા માગતા. એ માટે આપણે આપણા કેટલાક લાયક યુવકોને દેશ પરદેશ પણ મોકલીશું. અંગ્રેજી અને ત્યાંની બીજી ભાષાઓ પણ શીખીશું; તે તે ભાષાના ઉપયોગી સાહિત્યને આપણી પ્રાંતિક ભાષાઓમાં પણ ઉતારીશું. પણ એકેએક બાળક ઉપર આ અંગ્રેજી ભાષાનું ભારણ શા માટે?

આપણા દેશમાં અને આપણા પ્રાંતોમાં આપણી સરકારો સ્થપાયા છતાં આપણી વચ્ચે દીવાલો ઊભી કરનાર પરાયી ભાષાની જગ્યાએ આપણે આપણો વહીવટ હજુ આપણી પ્રાંતિક અને રાષ્ટ્રીય ભાષામાં કેમ નથી શરૂ કરી દેતા, એ જ ખરેખર આશ્ચર્ય થાય એવું છે!

હજુ ખેડૂતોની અરજીઓના જવાબ અંગ્રેજીમાં આવે છે હજુ તાર, ટપાલ અને રેલવેનો બધો વ્યવહાર અંગ્રેજીમાં ચાલે છે. હજુ જિલ્લા અને તાલુકાનાં લગભગ બધાં વહીવટી ખાતાં એમનો વહેવાર અંગ્રેજી ભાષામાં જ ચલાવે છે. હજુ ગુજરાતી શાળાઓના શેરા અંગ્રેજીમાં થાય છે. હજુ અંગ્રેજી ભણેલાઓની પ્રતિષ્ઠા આપણા વહીવટી તંત્રમાં જ્યાં ત્યાં પડેલી છે.

આ સ્થિતિમાં આપણે ભલે માન્યા કરીએ કે પાયાની કેળવણીનું સાતેય વર્ષનું શિક્ષણ માતૃભાષામાં થવું જોઈએ. આપણે ભલે માન્યા કરીએ કે લોક-શાળાઓની સંખ્યા અને કિંમત વધવી જોઈએ. આપણે ભલે માન્યા કરીએ કે સામાન્ય આમજનતા સુધી આપણે પહોંચી જવું જોઈએ. પણ આપણો વ્યવહાર એથી ઊલટો હોય ત્યાં સુધી એ પ્રગતિ શી રીતે થાય?

મને તો એમ લાગે છે કે, હિંમત કરીને આપણી સરકારોએ જિલ્લા અને તાલુકાનો બધો વહીવટ પ્રાંતિક ભાષાઓમાં જ ચલાવવાનો આગ્રહ રાખવો જોઈએ. ઉપરના તંત્રને એથી ભલે થોડી મુશ્કેલી અનુભવવી પડે, પણ આપણે જે માનસપરિવર્તન કરવા માગીએ છીએ, જે મૂલ્યાંકનો બદલવા માગીએ છીએ, તે આવા તડાતડ ફેરફારોથી જ શક્ય અને સહેલાં બની શકે. પછી પાયાની કેળવણીનાં સાત વરસ દરમ્યાન પણ અંગ્રેજી ભાષા ચાલવા દેવી કે નહિ એની ચર્ચાનો સવાલ પણ ઊભો નહિ થાય. વિદ્યાર્થીઓ શિક્ષકો અને વાલીઓ બધા ઉપર આવા વહીવટી ફેરફારની અસર પહોંચી જ જવાની."

અંગ્રેજી આજે આપણી શિક્ષણતંત્રની અને વિદ્યા-વિકાસની સાર્વત્રિક પ્રગતિને કેવી છૂપી અને કારમી રીતે ગૂંગળાવી રહ્યું છે, એ જે સમજે તેને આ અકળા-મણથી નવાઈ નહિ લાગે. સ્વતંત્ર અને સર્વસત્તાધીશ હિંદનું બંધારણ વિચારાય, તેનાં કેવાં કેવાં પગલાં ફટાફટ ભરાય, છતાં આ જરૂરી બાબતમાં કેમ કશું ન થાય,

ન થઈ શકે — એ ખરેખર નવાઈ છે! એમ પણ નથી કે તેનું પ્રથમ પગલું નથી વિચારાયું. વર્ધા યોજનાના (ઈ.સ. ૧૯૩૭-૩૮) જન્મની સાથે એનો જન્મ થયો છે અને તે એ કે, પ્રથમ ત્રણ વર્ષમાંથી અંગ્રેજીને કાઢવું, જેથી સ્વભાષા અને હિંદુસ્તાનીને ઘટતી જગા ને મહત્તા મળી જાય. વિચિત્ર એ છે કે, હાઈસ્કૂલમાં ૧, ૨, ૩ ધોરણમાં એકીસાથે બે નવી ભાષાઓ — અંગ્રેજી અને હિંદુસ્તાની દાખલ કરાય છે! કેવળ શિક્ષણના વિચારમાત્રે પણ આ તો બરોબર નથી. અંગ્રેજીમાં જ્ઞાનભંડાર (એટલે કે, પુસ્તકભંડાર) ભરેલા છે, તેમનો ઉપયોગ કરનારા કરે એની કોઈને ના નથી. પણ સામાન્ય સૌ કોઈ તો તેમાંથી તેના અભ્યાસી થોડા પાસેથી સ્વભાષામાં તેને ઉતારેલો જોવા માગે છે. તેવા થોડાને ખાતર સૌને માથે અંગ્રેજી મારવાનું કામ અંગ્રેજ સરકાર કરતી હતી. કેમ કે તેને એમ કરવામાં શો બાધ! તેને શું નુકસાન! તેની માતૃભાષા કે રાષ્ટ્રભાષા તેથી ક્યાં અપમાનિત થતી હતી? હવે તે જાય છે, તેનું રાજ જાય છે. એટલે તેણે જે ખોટાં ખોટાં આવાં કામો કરેલાં છે, તેની કુટેવવાળા થોડા લોકોને પ્રજાએ નહિ ગાંઠવું જોઈએ. અંગ્રેજી રાજ્ય બદલવાને માટે જેમ તારીખબંધ કાર્યક્રમ નક્કી થયો, તેમ જ આવાં આવાં સુધારાનાં કામોને માટે પણ હવે તારીખબંધ કામ થવું ઘટે. નહિ તો "હોતા હૈ-હોતા હૈ" થઈ જાય તો લોકમાનસની ને પ્રગતિની બેઉ પાયમાલી થવા ભય જાગશે. હવે અંગ્રેજીને જે કોઈ સ્થાને ગોઠવવું હોય તે શરૂ કરવાને માટેનો તારીખબંધ કાર્યક્રમ રચાવો જોઈએ. જેમ કે, અત્યારથી સરકાર જાહેર કરી દે કે, (૧) આવતા જૂનથી શરૂનાં ત્રણ ધોરણોનું અંગ્રેજી બંધ કરાશે; (૨) માધ્યમિક શાળાઓમાં તેનું માધ્યમ હજી ચાલે છે તે ફરજિયાત બંધ કરવાનું શરૂ થશે; વગેરે. જોઈએ તો, તે કાર્યક્રમ ઘડવા સરકાર ખાસ સમિતિ નીમે, જેનું કામ હવે આ બાબતમાં વિચાર કરવાનું ન હોય, પણ તેના અમલ માટે તારીખબંધ કામ ઉપાડવાનું જ હોય.

એક એવી દલીલ કરવામાં આવે છે કે, આમ અંગ્રેજીનો અભ્યાસ ફેરવવામાં એ પણ જોવાની જરૂર છે કે, મૅટ્રિકનું ધોરણ ફરવું જોઈએ અને યુનિવર્સિટીમાં અંગ્રેજીનું માધ્યમ સુધરવું જોઈએ. આ વાત તો ઠીક છે. પરંતુ એમ ન થાય ત્યાં સુધી ત્રણું ધોરણોમાં અંગ્રેજીનો ફેરફાર ન થઈ શકે, એ દલીલ ન સમજાય એવી છે. એમ માનીએ તો તો ઘોડાની આગળ ગાડીને જોડવી અને ગાડી ચલાવવાની આશા રાખવા જેવું થાય. ફેરફારની શરૂઆત કાંઈ યુનિવર્સિટીએ તરત કરવાની નથી. તેમ કરતાં, તેને વખત જોઈએ; તેને તે મળવો — આપવો જોઈએ. અને આ વખત તેને આપોઆપ મળશે. ધારો કે સરકાર જાહેર કરે કે, જૂન, ૧૯૪૮થી શરૂનાં ત્રણ ધોરણમાંથી અંગ્રેજી કાઢી નાંખવાની નીતિ અમલમાં આવશે. એટલે, તે મહિનાથી બધે અંગ્રેજી ૧લું ધોરણ બંધ થશે. બીજા ધોરણમાં તે વર્ષે જે ભણતા હશે તે તો આગળ ભણ્યા કરશે. તેમ જ ત્રીજા વાળા પણ. જૂન, ૧૯૪૯,માં ૨જા ધોરણનો અંગ્રેજી વિષય બંધ થાય અને ૧૯૫૦માં ત્રીજો. એમ ત્રણ વરસે આ નીતિ પૂરી અમલમાં આવી રહે. હવે જુઓ કે ત્યાં સુધી મૅટ્રિક કે યુનિવર્સિટીમાં જનારા તો જૂના ક્રમે જ આગળ જતા રહેતા હશે. તેઓ તો ચાલુ રીતે જ અંગ્રેજી ભણતા હશે. નવી રીતે ઓછાં વરસ અંગ્રેજી ભણેલો વિદ્યાર્થી તો છઠ્ઠે વરસે મૅટ્રિકમાં જશે. એટલે કે, આ નીતિ વિષે વિચાર કરીને અનુષંગી ફેરફાર વિચારી લઈને તૈયાર થવાને માટે યુનિવર્સિટી પાસે પાંચ વરસ તો ઓછામાં ઓછાં છે જ. એટલે એમ ન જ કહી શકાય કે, સરકાર યુનિવર્સિટી ઉપર બેઠી રહી અંગ્રેજી શિક્ષણનો જરૂરી સુધારો ન કરે. યુનિવર્સિટી આજની સરકારને હિસાબે જુનવાણી અને સ્થાપિત હિતવાળી સંસ્થા ગણાય. તે એના જૂના ચીલામાંથી ન નીકળે તો તેને કાઢવી જોઈએ. તે કાંઈ બ્રેકનું કામ ન કરી શકે. એટલે, મૅટ્રિક-યુનિવર્સિટી-સુધાર થાય ત્યારે અંગ્રેજી માટેનો આ સુધારો વિચારીશું, એમ દલીલ કરવી બરોબર નથી. સરકારે આ સુધારાની નોટિસ એ સંસ્થાને વેળાસર આપવી જોઈએ ખરી. બનતી ત્વરાએ એ કરવામાં આવે અને સરકાર પોતાની નીતિ પ્રજા આગળ સત્વર જાહેર કરે, એ જરૂરી છે. થોડાક મહિના ઉપર, પ્રજાને છાપાંઓએ એક વાર તો લગભગ ચોક્કસ રૂપે એમ જણાવ્યું હતું કે ૧૯૪૭ના જૂનથી આ નીતિ શરૂ થશે. આ વાત ખોટી ઠરી છે. તો સાચું શું છે તે વિષે પણ સરકારે પ્રજા આગળ ચોખવટ કરવાની રહે છે. આ ફેરફાર એવડો મોટો છે

કે તે વગર લોકને એ ખાતરી નથી થતી કે, આપણી સરકાર હવે રાષ્ટ્રીય શિક્ષણમાં આગળ વધવાનું પગરણ કરે છે કે નહિ. હવે રાજકારણી કોકડું ઊકલતું જાય છે તો આ રીતનાં પગલાં ભરાઈ શકે, એવી અનુકૂળતા પણ થતી જાય છે.

મગનભાઈ દેસાઈ

# રશિયાની શિક્ષણવ્યવસ્થા

રશિયામાં થયેલી મહાન ક્રાંતિને પરિણામે ત્યાં શિક્ષણના ક્ષેત્રમાં પણ ક્રાંતિ થયેલી છે. ઝારના સમયમાં ત્યાંની કેળવણીવિષયક પરિસ્થિતિ લગભગ હિંદના જેવી હતી. તેના યુરોપી વિભાગમાં અક્ષરજ્ઞાન પામેલા લોકો આશરે ૨૦ ટકા જેટલાં હતા અને તેના એશિયાઈ વિભાગમાં તો ૯૯ ટકા લોકો અભણ હતાં. ક્રાંતિયુગ પછી આ પરિસ્થિતિ પલટાઈ ગઈ અને આજે ત્યાં લગભગ ૯૮ ટકા લોકો લખતા વાંચતા થઈ ગયા છે. ત્યારે હિંદમાં ૧૯૪૧ની વસ્તી-ગણતરી પ્રમાણે ફક્ત ૧૨.૫ ટકા લોકો લખી વાંચી શકે તેટલું શિક્ષણ પામેલા છે.

આ તો લખવા વાંચવા પૂરતા શિક્ષણની વાત થઈ. ઉચ્ચ કેળવણીનું પ્રમાણ તો તેથીય ઓછું છે. રશિયામાં દર ૩૦૦ માણસે ૧ જણને કૉલેજનું શિક્ષણ મળે છે. ત્યારે હિંદમાં દર ૨૨૦૦ માણસે ૧ જણને મળે છે.

આ મોટા ફેરફારનું કારણ પ્રજાનો ઉત્સાહ અને સરકારી પીઠબળ છે. હિંદમાં પણ તે બન્નેનો મેળ બેસશે ત્યારે અદ્ભુત પરિણામ આવશે. આ સ્થિતિમાં રશિયાની શિક્ષણપદ્ધતિ આપણે માટે ધ્યાનમાં લેવા લાયક છે. તે પદ્ધતિની મહત્ત્વની બાબતો નીચે પ્રમાણે છે:

૧. વિદ્યાર્થીઓની ઉંમર પ્રમાણે તેમના શિક્ષણ-ક્રમના નીચે પ્રમાણે વિભાગ પડે છે:

| | |
|---|---|
| જન્મથી ૩ા વર્ષ | બાળશિક્ષણ |
| ૩ાથી ૮ વર્ષ | બાળશિક્ષણ |
| ૮ થી ૧૨ વર્ષ | પ્રાથમિક શિક્ષણ |
| ૧૨થી ૧૫ વર્ષ | માધ્યમિક શિક્ષણ |
| ૧૫થી ૧૮ વર્ષ | ઉચ્ચ માધ્યમિક શિક્ષણ |
| ૧૮થી ૨૩ વર્ષ | ઉચ્ચ શિક્ષણ |

૨. ૮થી ૧૨ વરસ સુધીનું પ્રાથમિક શિક્ષણ સૌને માટે ફરજિયાત છે. પહેલાં તે સૌને માટે મફત પણ હતું. પરંતુ ૧૯૪૦થી પ્રાથમિક શાળાનાં છેવટનાં ત્રણ વરસો માટે સાધારણ ફી દાખલ કરવામાં આવી છે.

૩. માધ્યમિક શિક્ષણ ત્રણ વરસ માટે હોય છે. આ પછી ઉચ્ચ માધ્યમિક શિક્ષણનાં ત્રણ વરસોમાં વિદ્યાર્થીને વધુ અભ્યાસને માટે પસંદગી કરવાની હોય છે.

૪. ઉચ્ચ શિક્ષણ પાંચ વરસ માટે હોય છે. તેમાં પ્રથમનાં બે વર્ષ સામાન્યજ્ઞાનનો અભ્યાસક્રમ હોય છે અને છેલ્લાં ત્રણ વર્ષો દરમિયાન વિદ્યાર્થી કોઈ ખાસ વિષયમાં પ્રવીણતા મેળવે છે.

૫. અભ્યાસમાં પ્રગતિ બતાવનાર ⅔ જેટલા લાયક વિદ્યાર્થીઓને માફી આપવામાં આવે છે.

૬. પાઠ્ય-પુસ્તકો બધે એકસરખાં હોય છે અને ખૂબ સસ્તાં હોય છે.

૭. દરેક પ્રાંતની પોતાની ભાષા વિકસાવવાનો પ્રયત્ન થાય છે. કેટલાક પ્રાંતોમાં તો ત્યાંની ભાષાનાં કક્કાનું પણ ઠેકાણું નહોતું. તેનું સંશોધન કરીને તે ભાષાઓને સજીવન કરવામાં આવી છે અને તે દ્વારા બધું શિક્ષણ અપાય છે.

૮. વિદ્યાર્થીને ૧૨મા વરસના અભ્યાસથી કોઈ એક પરદેશી ભાષા ફરજિયાત શીખવાની હોય છે અને સામાન્ય રીતે વિદ્યાર્થીઓ અંગ્રેજી, ફ્રેન્ચ કે જર્મન ભાષા પસંદ કરે છે.

૯. માધ્યમિક શિક્ષણમાં જુદા જુદા વિષયો માટે સમયોની વહેંચણી નીચે પ્રમાણે હોય છે:

| | વરસમાં અપાતા સમયોના ટકા |
|---|---|
| રશિયન ભાષા અને સાહિત્ય | ૨૮.૧ |
| ગણિત | ૨૨.૦ |
| પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર અને ખગોળશાસ્ત્ર | ૮.૯ |
| પ્રાકૃતિક વિજ્ઞાન | ૫.૫ |
| ભૂગોળ | ૬.૦ |
| ઇતિહાસ અને રશિયાનું રાજ્યબંધારણ | ૮.૩ |
| અર્વાચીન ભાષાઓ | ૬.૮ |
| લેખન, સંગીત, કળા | ૩.૪ |
| કસરત અને લશ્કરી તાલીમ | ૧૧.૦ |

આપણી માધ્યમિક શાળાઓના સમયપત્રકમાં અંગ્રેજીને અપાતા ૨૫ ટકા સમયો અને વ્યાયામને અપાતા નજીવા સમયની સાથે ઉપરની વહેંચણી ખાસ સરખાવવા જેવી છે.

૧૦. બધીય શાળાઓમાં પહેલાં છોકરા છોકરીઓ ભેગાં ભણતાં હતાં. હવે ૧૨થી ૧૮ વરસનાં વિદ્યાર્થીઓને માટે સહશિક્ષણની પ્રથા બંધ કરવામાં આવી છે. એ સમય મુગ્ધાવસ્થાનો છે અને કિશોર-કિશોરીઓના પરસ્પર સંબંધ માટે જોખમકારક છે એવી સમજથી આ ફેરફાર કરવામાં આવ્યો છે.

૧૧. અભણ પ્રૌઢોને લખતા વાંચતા કરવા માટે દેશવ્યાપી વ્યવસ્થા ઊભી કરવામાં આવી છે.

૧૨. સામાન્ય શિક્ષણ મેળવ્યા પછી ફાલતુ સમયમાં પોતાનો અભ્યાસ આગળ વધારી શકે કે ઉદ્યોગ અગર કળાનું શિક્ષણ મેળવી શકે તે માટે થોડા સમયના વર્ગો, રાત્રીવર્ગો વગેરેની વ્યાપક યોજના કરેલી છે. એટલે થોડું ભણીને ધંધે વળગ્યા પછી પણ માણસ અનુકૂળતા પ્રમાણે અભ્યાસ કરીને આગળ વધી શકે છે.

૧૩. બહેરાં, મૂંગાં, અંધ અને અપંગોને માટે ખાસ કેળવણીની વ્યવસ્થા કરવામાં આવી છે.

૧૪. દરેક વિદ્યાર્થીને ઔદ્યોગિક શિક્ષણ મળે, તેનાં અંગ-ઉપાંગો કેળવાય, તેનું શરીર સુદૃઢ અને મજબૂત થાય, તેનામાં લશ્કરી જુસ્સો આવે, અને તેની વૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવાય, તેની ખાસ કાળજી રાખવામાં આવે છે. વિદ્યાર્થીની સ્વતંત્ર બુદ્ધિ અને સંશોધન-વૃત્તિ ખીલવવાનો પ્રયત્ન થાય છે અને તેને આત્મ-શાસનની તાલીમ આપવામાં આવે છે. દલીલો અને સમજાવટથી તેની પાસેથી કામ લેવામાં આવે છે, છતાં નક્કી કરેલાં નિયમો પ્રમાણે તેનું વર્તન હોવું જોઈએ એવો દૃઢ આગ્રહ રાખવામાં આવે છે. શિક્ષા બહુ મર્યાદિત પ્રમાણમાં કરવામાં આવે છે અને શારીરિક શિક્ષાની સદંતર બંધી હોય છે.

૧૫. વિદ્યાર્થીઓનાં માબાપ અને વાલીઓની શાળાવાર સમિતિઓ હોય છે અને વિદ્યાર્થીઓમાં શિસ્ત કેળવવાનું કામ તેમના સહકારથી થાય છે.

૧૬. કેળવણીનો ખર્ચ મધ્યસ્થ સરકાર અને જુદી જુદી પ્રાદેશિક સરકારો આપે છે. કેટલીક શાળાઓ કારખાનાંઓ અને ખેતીવાડીનાં કેન્દ્રો મારફત ચલાવવામાં આવે છે, તેનો ખર્ચ તેમના તરફથી અપાય છે.

સોવિયેટ કેળવણીપદ્ધતિના આ મહત્ત્વના મુદ્દાઓ છે. અહીંયાં પદ્ધતિ પાછળ જે દૃષ્ટિ રહેલી છે તે નીચેના શબ્દોમાં ટૂંકામાં બતાવવામાં આવી છે: "દરેક શિક્ષિત માણસ માટે એ જરૂરી છે કે તેણે માનવ-જાતિએ એકઠા કરેલા જ્ઞાનભંડારથી પોતાના મનને સમૃદ્ધ કરવું જોઈએ.

"આપણે યંત્રવત્ માહિતી પચાવવી નથી, પણ દરેક વિદ્યાર્થીને મૂળભૂત માહિતી આપીને અને તેના મનનો વિકાસ કરીને તેની પ્રગતિ સાધવી છે. વિદ્યાર્થી એકલી હકીકત જાણી જાય એટલું બસ નથી, પણ તે એવી રીતે ભણવી જોઈએ, જેથી તે તેની સમજપૂર્વક છણાવટ કરી શકે અને જેથી તેના મગજમાં નકામી થોકબંધ માહિતી ખડકાઈને તે જડ થઈ જવાને બદલે તેનો વિકાસ થાય.

"કેળવણીના અધિકારીઓએ જોવું જોઈએ કે, વિદ્યાર્થી સમક્ષ દરેક વિષય પદ્ધતિસર અને પ્રમાણભૂત રીતે રજૂ થાય, વિદ્યાર્થી પ્રયોગશાળામાં અને કારખાનામાં અને પુસ્તકોની મદદથી સ્વતંત્ર રીતે કાર્ય કરી શકે એવી તેનામાં શક્તિ કેળવાય અને તે ઉપલબ્ધ સાધનો, પ્રયોગો અને પર્યટનોમાંથી જરૂરી જ્ઞાન સંપાદન કરી શકે.

"આ રીતે શાસ્ત્રીય જ્ઞાન આપવા ઉપરાંત, વિદ્યાર્થીનું ચારિત્ર્ય કેળવાવું જોઈએ અને તેનો સામાન્ય વિકાસ થવો જોઈએ. એટલે કે નવા યુગના નવા નાગરિકનું સર્જન કરવું જોઈએ."*

આપણે પણ નવા યુગના નવા નાગરિકનું સર્જન કરવાનું છે. એ દૃષ્ટિએ આવા સ્વતંત્ર અને પ્રગતિમાન દેશોના અનુભવો લક્ષમાં લઈ, આપણી પરિસ્થિતિને અનુકૂળ આપણી શિક્ષણપદ્ધતિની પુનર્રચના કરવી જોઈએ.

**વિઠ્ઠલદાસ કોઠારી**

*નીચેનાં પુસ્તકોને આધારે: ૧. Industry and Education in Soviet Russia — Crowther. ૨. Education in U. S. S. R. — Vora & Sons. ૩. સોવિયેટ શિક્ષણ — સોવિયેટ મિત્રમંડળ.

# ઉદ્યોગશિક્ષણ તાલીમ વર્ગ

મુંબઈ સરકારે પ્રાથમિક શાળાઓમાં વર્ધા યોજના અનુસાર શિક્ષણક્રમ દાખલ કરવાના હેતુથી શિક્ષકોને ઉદ્યોગશિક્ષણની તાલીમ આપવાની યોજના કરી છે. તે મુજબ ગુજરાતમાં જુદે જુદે ઠેકાણે તાલીમ વર્ગો શરૂ કરવામાં આવ્યા છે. તે વર્ગો મુખ્યત્વે કાંતણપીંજણ અને વણાટકામના હોય છે અને તેનો અભ્યાસક્રમ સાડા ત્રણ માસનો હોય છે. લોકલ બોર્ડો પોતાના શિક્ષકોને તે વર્ગોમાં મોકલે છે. ખેડા જિલ્લાના શિક્ષકો માટે આવો એક વર્ગ તા. ૧–૩–'૪૭થી ૧૫–૬–'૪૭ સુધી બોચાસણના વલ્લભ વિદ્યાલયમાં ચલાવવામાં આવ્યો હતો અને બીજો વર્ગ ૧ લી જુલાઈથી શરૂ કરવામાં આવ્યો છે.

પહેલા વર્ગની પૂર્ણાહુતિનો સમારંભ શ્રી. નરહરિભાઈ પરીખને હસ્તે કરવામાં આવ્યો હતો. તે વખતે કરવામાં આવેલ નિવેદન અને વ્યાખ્યાનમાંથી, બીજા એવા વર્ગોના કામની દૃષ્ટિએ, કેટલીક ઉપયોગી માહિતી અને વિચારો મળી રહે છે, તે ટૂંકમાં નીચે તારવ્યાં છે.

પહેલા વર્ગમાં ૩૫ શિક્ષકો હતા. તેમાંથી ૧૬ વણાટ વિભાગમાં અને બાકીના કાંતણ–પીંજણ વિભાગમાં હતા. સાડા ત્રણ માસમાં તેમાં નીચે મુજબ કામ થયું હતું:–

| ઉદ્યોગ કામ | વ્યાખ્યાનો |
|---|---|
| કાંત્યું ૫૦ રતલ | ૩ ઉત્સવો અંગેનાં વ્યાખ્યાનો |
| વણ્યું – | ૨૩ પાયાની કેળવણીના સિદ્ધાંતો |
| નોકપાટી ૧૮૬૩ ફૂટ | ૨ અર્થશાસ્ત્ર |
| આસન ૨૪ નંગ | ૧૫ સત્યાગ્રહોનો ઇતિહાસ |
| ખાદી ૯૧ વાર | ૫ આરોગ્ય અને સ્વચ્છતા |
| હાથ ટુવાલ ૧૩ નંગ | ૧૩ ખાદીવિદ્યા |
| | ૩ આલેખ |
| | ૧૧ ગામડાંના પ્રશ્નો |
| | ૩ રચનાત્મક કાર્યક્રમ |
| | ૭ સામાન્ય |

ઉદ્યોગકામની મજૂરીની નાણાંમાં કિંમત રૂ. ૧૭૯ થાય છે.

વર્ગ માટે રસોઇયા કે નોકર રાખવામાં આવ્યા નહોતા અને બધું કામ શિક્ષકો પોતે જ કરી લેતા હતા. આચાર્યના નિવેદનમાં જણાવ્યા મુજબ,

> "એથી સમયનો સદુપયોગ થયો છે. સહકારની ભાવના વધી છે અને એકબીજાનો નિકટ પરિચય બધા કરી શક્યા છે. અને પૈસા તો બચ્યા જ છે. આમ ગૃહકાર્યો વર્ગ સાથે રાખવાનું અમે આવશ્યક માન્યું છે અને તેથી અભ્યાસક્રમમાં ન્યૂનતા નથી આવી, પણ વધુ સારો થયો છે. અમે શિક્ષકને ૭ કલાકના વર્ગમાં જેટલા નથી ઓળખી શક્યા તેટલા ૧ કલાકના ગૃહકાર્યમાં ઓળખી શક્યા છીએ. એવી જ રીતે સામાન્યજ્ઞાનના વર્ગોમાં નથી ઓળખી શક્યા તેટલા ઉદ્યોગવર્ગમાં ઓળખી શક્યા છીએ."

વર્ગના આઠ કલાકના અભ્યાસક્રમની સાથે આવાં કામો સંભાળવાં એ નવા નવા તાલીમ વર્ગમાં આવેલા શિક્ષકો માટે અઘરું હતું અને તેથી વર્ગનું કામ આખો સમય એકધારું તેઓ ન કરી શકે તે સ્વાભાવિક હતું. આથી અભ્યાસક્રમમાં ઠરાવેલી મર્યાદાને બધા પહોંચી શક્યા નહોતા. આ અનુભવને ધ્યાનમાં લઈને બધા વર્ગોના સંચાલકોએ ભેગા મળીને કેટલાંક સુધારા સૂચવેલા, તે મુજબ હવે સરકાર તરફથી નવા વર્ગોના અભ્યાસક્રમમાં થોડો ફેરફાર કરી લેવામાં આવશે એવી આશા છે. આ ફેરફારથી ઉદ્યોગકામ કાંઈક ઓછું થશે, પણ તેથી એકંદર કામમાં ખાસ ફેર નહિ પડે. ઉપરનાં વર્ગમાં બધાં કામોની સાથે શિક્ષકો નીચે મુજબ ગતિ મેળવી શક્યા હતા:–

| | વધુમાં વધુ | સરેરાશ | ઓછામાં ઓછું |
|---|---|---|---|
| તુનાઈ (તોલા–આની) | ૬–૧૪ | ૩–૭ | ૧–૧૨ |
| કાંતણ–રેંટિયો (તાર) | ૩૩૨ | ૨૦૪ | ૮૮ |
| કાંતણ–તકલી ( ,, ) | ૧૧૮ | ૭૫॥ | ૪૧ |
| સંયુક્ત કાંતણ ( ,, ) | ૨૯૯ | ૧૫૮ | ૬૨ |

આખા વખતનું કંઈ ને કંઈ કામ અને સાદો ખોરાક લેવા છતાં ૨૦ શિક્ષકોનું વજન વધ્યું હતું. ૬ વજનમાં સ્થિર રહ્યા હતા અને ૯ નું વજન ઘટ્યું હતું.

શિક્ષકોના કામનો નિચોડ કાઢતાં આચાર્ય નિવેદનમાં જણાવે છે કે,

> "જો શિક્ષકો ચાબીડી જેવાં વ્યસનોમાંથી મુક્ત હોત અને આ જાતની તાલીમની આવશ્યકતા સમજીને આવ્યા હોત તો તેમણે જે પ્રગતિ કરી છે તેના કરતાં ઘણી વધારે કરી શક્યા હોત. તેમ છતાં તેમને બધાને એમ લાગ્યું છે કે, તે અહીંથી કંઈ શીખીને જાય છે અને પોતાની શાળામાં જઈને પોતે શીખવી શકશે એવો વિશ્વાસ પેદા થયો છે."

શિક્ષકોના જીવનને ઉદ્દેશીને નિવેદનમાં કરેલી નીચેની વાત સૌ શિક્ષકોએ ધ્યાનમાં લેવા જેવી છે:–

# માસિક વિવેચન

**વેરવૃત્તિ કાબૂમાં રાખો**

દેશના ભાગલા પડવાથી જાત જાતના વહીવટી અને વહેવારુ પ્રશ્નો ઊઠશે. તેમને તો સરકાર અને ત્યાં બિરાજતા આપણા નેતાઓ સંભાળે છે. પરંતુ મોટો પ્રશ્ન લોકમાનસ આ પરિસ્થિતિ અંગે કેવું રૂપ ધરે છે તેનો છે. કારણ કે, એની અસર — ઓછેવત્તે અંશે અને જાણ્યે અજાણ્યે — પેલા પહેલા પ્રશ્નો ઉપર પડે છે. તેથી લોકમતને ઘડનારા અને દોરનારા એવા જનતાના જવાબદાર ને સમજણા વર્ગે આ વિષે જાગ્રત રહેવાની જરૂર આજે ભારે મોટી છે.

દેશને અખંડ રાખવાની ઇચ્છા હોવા છતાં તે પૂરી કરી ન શકયા, તેથી પરાજયવૃત્તિનો સમસમાટ મનમાં ભરાયો છે; તે રૂપ ધરે છે બદલો કે વેર લેવાની વૃત્તિનું. કે જે આજે ઠેર ઠેર જોવા મળે છે. અને તેથી કોઈ પણ બાબતમાં વર્તનની નીતિ "જૈસે કો તૈસા"ની હોવી એ સીધી લાગે છે.

સામી બાજુ, પાકિસ્તાન પામનાર વર્ગમાં એ જ વૃત્તિનું બીજું પાસું જોવા મળે છે — અવિચારભર્યો ગર્વ અને છાક. આ પણ એવો જ ભયંકર દોષ છે. તે પણ શાંત વિચાર કરવામાં વિઘ્નરૂપ બને છે.

આમ એક બાજુ વેર અને બીજી બાજુ ગર્વનો મદ સરખાં જ ભયંકર ચિહ્ન છે. જે વખતે શાંતિથી વિચાર કરીને, આવેલી આઝાદીને સંભાળી લેવાની છે અને આમ પ્રજાને તે આવ્યાનાં ચોખ્ખાં દર્શન થાય — તેનો ચોખ્ખો લાભ દેખાય એવી રાજ્યનીતિ ગોઠવવાની છે, તે વખતે આ હિંસાભર્યો મનપલટો કાબૂમાં રાખવો જોઈએ. ગાંધીજીએ શીખવેલી અહિંસા આટલી ઝપાટાબંધ આપણે ભૂલીએ તો તેમાં આપણને જ હાનિ છે.

૧૯-૭-'૪૭

**ભાગલા અને હિંદુસ્તાનીની નીતિ**

(ગુજરાત હિંદુસ્તાની પ્રચાર સમિતિ, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ – ૯,ના મંત્રી શ્રી. મગનભાઈ દેસાઈએ નીચે મુજબનું નિવેદન છાપાંજોગું મોકલ્યું છે :–)

હિંદુસ્તાની પ્રચારકો પૂછે છે કે, આ નવા રાજકારણી પલટામાં હવે હિંદુસ્તાની વિષે નીતિ છે તે ને તે જ રહેશે કે તેમાં કાંઈ ફરક થશે? અને કેટલાક પ્રચારકો ખબર આપે છે કે, હિંદુસ્તાની પ્રચાર સભા, વર્ધાના મંત્રી શ્રી. શ્રીમન્નારાયણજી અગરવાલનું નામ વાપરીને હિંદીનાગરી પ્રચારવાળાઓ એમ કહે છે કે, હવે હિંદુસ્તાની બંધ થશે! આજે જે મોટો રાજ્યપલટો થઈ રહ્યો છે, તે વખતે ઉપરનો સવાલ કેટલાકને ઊઠે, એ સમજી શકાય એમ છે. પરંતુ શ્રી. અગરવાલજીના નામથી જે પ્રચાર કરવામાં આવે છે એ ઘટિત ન કહેવાય. મેં શ્રી. અગરવાલજીને પત્ર લખી પૂછ્યું છે અને તે સાફ શબ્દોમાં લખી જણાવે છે કે, હિંદુસ્તાની પ્રચાર સભાની નીતિમાં કશો ફરક થતો નથી અને તે પોતાનું કામ પહેલાં પેઠે ચલાવ્યે રાખશે. એટલે એમને નામે ખોટી ગેરસમજ ઊભી ન થવી જોઈએ. મેં શ્રી. અગરવાલજીને લખી જણાવ્યું છે કે, ગૂજરાત હિંદુસ્તાની પ્રચાર સમિતિ એ જ યોગ્ય માને છે અને પોતાનું કામ એ નીતિ પ્રમાણે ચાલુ રાખે છે."

હિંદુસ્તાનીની વ્યાખ્યા આપણે એ સમજ્યા છીએ કે, તે એ ભાષા છે કે જે ઉત્તર હિંદમાં લોકો, કોમ કે ધર્મ યા શહેર કે ગામ જેવા ભેદો વગર, બધે સામાન્ય રૂપે બોલે છે, અને તે લખાય તો ઉર્દૂ કે નાગરીમાં લખાય છે. આજે પાકિસ્તાન કહેવાતો તેનો ભાગ તેમાંથી ખરી પડવાથી એ વ્યાખ્યામાં ફરક નથી થતો. બલ્કે, ઉર્દૂમાં જ હિંદુસ્તાની ભાષા વાંચનાર લખનાર હિંદુઓનું પ્રમાણ વધે છે, અને જે લઘુમતી કોમો એ લિપિવાળી હતી તે આજ્યે હિંદ-યુનિયનમાં છે જ. એટલે હિંદુસ્તાનીના પ્રચારકને માટે ફરક થતો નથી.

એક ફરક થાય છે, પણ તે પ્રચારક્ષેત્રમાં નહિ પરંતુ આપણા રાજદ્વારી જીવનમાં. અને તે એ કે, આપણે હવે ટૂંક વખતમાં જગતની એક સ્વતંત્ર પ્રજા બનીએ છીએ. અને આપણી બંધારણ સભા સર્વસત્તાધીશ બનીને આપણે માટે બંધારણ ઘડે છે. આપણે યાદ રાખીએ કે, એ સભાના પ્રમુખસાહેબે જણાવ્યું છે કે, સભાનું બંધારણ અંગ્રેજીમાં જ નહિ, હિંદુસ્તાનીમાંય શબ્દબદ્ધ થશે અને તે બંને લિપિમાં ઊતરશે. એટલે, આજે હવે તો ઊલટું આપણે સ્વતંત્રતાના જેમની સાથે આ આપણા કામમાં વળગવું ઉચિત ગણાય. સ્વતંત્ર દેશની નીતિ

ભવિષ્યમાં જે ધડાશે તે ખરી. તે વિષે શાંતતાથી વિચાર કરવાનો વખત આવશે ત્યારની વાત ત્યાર પર રાખી, આજે આપણી સામે જે કામ ઊભું છે તેને પહોંચી વળીએ. આથી સર્વેને જણાવવાનું કે, હિંદુસ્તાની પ્રચાર સભાની નીતિમાં કશો ફરક થયો નથી; અને અગાઉ જાહેર કર્યા મુજબ, ગુજરાતમાં તેની ચારે પરીક્ષાઓ સપ્ટેંબરની ૧૩, ૧૪મીએ થશે. સર્વે એને માટે તૈયારી કરે."

લોકો ગાંધીજીના મત વિષે પૂછે છે. તે બાબત તેમણે પોતે એકેક વાર તો પોતાનાં પ્રાર્થનાનાં પ્રવચનોમાં ચોખવટ કરી જ છે કે, હિંદુસ્તાની અને તેની બંને લિપિ બાબતની નીતિમાં કશો ફેર થતો નથી, બલ્કે એમાં આપણે વધારે મક્કમતાથી આગળ વધવું જોઈએ.

૧૦-૭-'૪૭

## શા માટે સભ્ય થયા?

'મુંબઈ સમાચાર'માં એક ભાઈ લખે છે કે, ગૂજરાત વિદ્યાપીઠને જ હવે સ્વતંત્ર થતા નવ ગુજરાતની યુનિવર્સિટી તરીકે કેમ ન ખીલવવી? આવો જ સવાલ આ અગાઉ એક બીજા ભાઈએ પણ આ પત્રમાં પૂછ્યો હતો. સવાલ સ્વાભાવિક છે. ગૂજરાત વિદ્યાપીઠે ૧૯૨૦માં ગુજરાત માટે એક સ્વતંત્ર અને પ્રજાકીય લોકયુનિવર્સિટી તરીકે જન્મ લીધો, અને એ તરીકે તેણે કામ* આપ્યું છે. તે કામમાં લોકનો તેને સાથ હતો. તે સાથ ૧૯૨૫-૨૬ બાદ ઓસરતો જતાં પાછા જૂની ઢબની સરકારી યુનિવર્સિટીના ભાવ જ તે ક્ષેત્રમાં આવ્યુ થયા. હવે જ્યારે જૂની સરકાર જાય છે અને સ્વતંત્ર રીતે રાષ્ટ્રીય ઢબે કામ કરવાનો સમય આવે છે, અને સરકારી યુનિવર્સિટીના કામ સામે સૌ કોઈ કાંઈ કાંઈ ફરિયાદ જ કરે છે, ત્યારે જરૂર ગૂજરાત વિદ્યાપીઠ પાસેથી ગુજરાતની યુનિવર્સિટી તરીકેનું કામ લઈ શકાય. પરંતુ એ વિચાર ગુજરાતે કરવાનો છે, એટલે કે ગુજરાતની સ્વતંત્ર સરકારે કરવાનો છે. તેથી આ પ્રશ્નને, ગુજરાત માટે યુનિવર્સિટી રચવાનો વિચાર કરવાને માટે સરકારે નીમેલી સમિતિ જોડે સંબંધ આવે છે, એ પણ કહેવું જોઈએ. તે સમિતિનો એક સભ્ય હોઈ, એ બાબતમાં ઝાઝી ચર્ચા મારે અહીંયાં કરવી ન જોઈએ. પરંતુ એ સંબંધમાં એક ભાઈએ મને પ્રશ્ન પૂછી, જાહેર ઉત્તર આપવા લખ્યું છે, એ વાચકને જણાવી શકું છું.

તે ભાઈનો પ્રશ્ન નીચે પ્રમાણે છે:—

"તમે, કાકાસાહેબ વગેરે તો વર્ધા યોજના અને 'નઈ' તાલીમના આગ્રહી છો. આપ ગુજરાત યુનિવર્સિટીની સમિતિમાં નિમાયા છો. બંનેનાં ધ્યેયો (અથવા કહો કે કાર્યપદ્ધતિ)માં મૂળભૂત ભેદ નથી? લોકોના મનમાં આથી દ્વિધા ઊભી થવાનો સંભવ છે કે, જે લોકો વર્ધા યોજના અને 'નઈ' તાલીમના આગ્રહી, તેઓ એવી શિક્ષણયોજનામાં પોતાનો સાથ આપે છે કે જેમાં એ યોજનાનો બહુ જ ઓછો અંશ — નહિવત્ અંશ જ હશે. અને આપે તો ખાસ કરીને લખ્યું પણ છે જ કે, ગુજરાત યુનિવર્સિટી ઊભી કરવાની કશી જરૂર નથી. ગુજરાતને તેની યુનિવર્સિટી છે જ અને તે ગૂજરાત વિદ્યાપીઠ. આ મેં વાંચેલું ત્યારે મને આનંદ પણ થયો હતો. તો કૃપા કરીને આ સ્થિતિ સમજાવશો?"

આ સવાલ પૂછવા જેવો છે એમ કબૂલ કરું છું. અને તેનો ટૂંકો ઉત્તર મારે આપવો જોઈએ. ગુજરાત માટે યુનિવર્સિટી રચવાને માટે જો ગુજરાતની પ્રજા સરકારને એકમતે જણાવે કે, તેણે ગાંધીજીના વિદ્યાપીઠના પ્રયોગને આજના સંજોગોમાં યોગ્ય રૂપ આપીને ઉપાડી લેવો જોઈએ, તો તેમાં કશું જ ખોવાનું નથી, બલ્કે ગુજરાત ભારે લાભ ખાટશે અને દેશને વિદ્યાક્ષેત્રમાં ફરી વાર દોરવણી આપી શકે, એમ હું વરસોથી માનું છું. પરંતુ એની શરત એ છે કે, ૧૯૨૦ની વિદ્યાપીઠની સ્થાપનાકાળનાં શ્રદ્ધા અને ઉમળકાથી તે કામ ગુજરાતે કરવું જોઈએ. ઉપર જણાવેલી સરકારી યુનિ૰ સમિતિને ગુજરાત પોતાનો એવો અભિપ્રાય જણાવી શકે છે. ગૂજરાત વિદ્યાપીઠને નવા યુગમાં કેવું રૂપ આપવું જોઈએ, એ વિષે પોતાનો વિચાર પ્રજાના તે અભિપ્રાયના લોકો વિદ્યાપીઠ પાસે અને તે સમિતિ આગળ રજૂ કરી શકે છે. અને હું માનું છું કે, મારા પેલા પ્રશ્નકારના જેવા વિચારના લોકોએ એ બાબતમાં સૂતા ન રહેવું જોઈએ, અને પોતાનો મત મક્કમપણે યુનિ૰ સમિતિ આગળ પહોંચાડવો જોઈએ.

અથવા એમ પણ બની શકે છે કે, વિદ્યાપીઠ પોતાનું કામ નવા યુગની નવી ને વિવિધ જરૂરો જોઈ

* આ કામનો ચિતાર આપતો એક વિસ્તૃત લેખ શ્રી. ગોપાળદાસ પટેલે તૈયાર કરી મને આપ્યો છે, તે આવતા અંકમાં આપવા ધારું છું.

તે પ્રમાણે વિકસાવ્યે જાય; અને જૂની આવૃત્તિની યુનિવર્સિટી આજે પોતાને જેવી જોઈએ તેવી રીતે ગુજરાતને માટે અલગ ગોઠવવામાં આવે. એમ ગુજરાતને ગમે તો તેમ તે કરે; એમાંય વાંધા કે વિરોધનો પ્રશ્ન નથી. પરંતુ આ નવી ઢબ પણ સાવ એ જ જૂની નાપસંદ રીતની તો ન હોવી જોઈએ, એની ખાતરી કરવી જોઈએ.

આ બેમાંનું જે થાઓ તે થાઓ. મેં ઉપર કહ્યું એમ, તેમાંનું શું થાય એ પ્રજામત અને સરકારના હાથની વાત છે. એમાં રાષ્ટ્રીય ઢબે જે કાંઈ મદદ થઈ શકતી હોય તે કરવી જોઈએ. તે અર્થે જો આપણી સરકાર મને સમિતિ ઉપર બોલાવે તો હું ના ન કહી શકું. એટલે તે સ્વીકારથી એમ મુદ્દલ નથી નીકળતું કે, હું રાષ્ટ્રના શિક્ષણતંત્રની પુનર્ઘટના વિષે મારા વિચાર તેટલા માટે બદલું છું. આજે જૂની ઢબનો અસહકાર સંભવતો નથી. ભાત ભાતની વિચારસરણીવાળા લોકોએ મળીને દેશનાં અનેકવિધ ક્ષેત્રો માટે નવો માર્ગ યોજવાનો છે. સામાન્ય રીતે જોતાં તેમાં સાથ ન દેવાપણું હોય નહિ. એટલે પ્રશ્નકારને એટલું જ જણાવું કે, સમિતિનો સભ્ય બનવાથી મેં મારા વિચારોમાં કોઈ બંધન કે બદલાબદલી સ્વીકારી નથી. પ્રશ્ન તો ગુજરાતે વિચારવાનો છે કે, તે શું ચાહે છે. અને તે વિષયમાં આ ભાઈ જે ભીતિ લગભગ ખાતરીબંધ બતાવે છે, તે નોંધપાત્ર છે. તે લગભગ એમ જ માને છે કે, સરકારે નીમેલી યુનિ૰ સમિતિનું પરિણામ જૂની અંગ્રેજી યુનિ૰થી ભિન્ન ભાગ્યે જ થશે. આ ભીતિ – લગભગ એવી ખાતરી જ બીજા ઘણાખરાને છે એમ જોવા જાણવા મળે છે. અને તે સાવ અકારણ તો નથી જ. પણ તે પણ ગુજરાતે ખબરદારીભેર સમજી લેવાની વાત થઈ. તે એનાથી જુદી વસ્તુ ચાહે છે? જો હા, તો કેવી, કઈ, તે તેણે સ્પષ્ટ કરવું જોઈએ. નહિ તો જે ભીતિ તેને છે, તે સાચી ઠરશે, કેમ કે તે તેની જ લોકમાનસદશાનું પ્રતિબિંબ છે. છેવટે, પ્લેટોનું પેલું સત્ય આ ક્ષેત્રમાંય સાચું જ છે કે, જેવા લોક તેવી તેમને રાજ્યવ્યવસ્થા જ નહિ શિક્ષણવ્યવસ્થા પણ મળે છે. ગાંધીયુગનું ગુજરાત શિક્ષણદૃષ્ટિએ જેટલું જેમાં આગળ પાછળ વધ્યું ઘટ્યું હશે, તે પ્રમાણે એની યુનિવર્સિટીમાં તે વસ્તુ ઊતરશે.

આથી એ પણ સ્પષ્ટ સમજવું જોઈએ કે, સુધારાના કામને માટે અંત આવતો નથી. માનવસમાજ જ એવો છે કે સુધારકામને કદી અંત હોતો નથી. સતત ચાલતી રહેનારી અપ્રમાદયુક્ત સામાજિક સાધના જ એ તો છે. ગુજરાત માટે યુનિવર્સિટી જેવી થાઓ તેવી થાઓ. તેને બને તેટલી ઉત્તમ અને સાચી સ્વતંત્ર અને પ્રજાકીય બનાવવા સૌ કોઈ જાગ્રત રહે. ત્યાર બાદ જેવી તે જન્મે તેને પણ સુધારવાને માટેના પ્રયત્ન પ્રજાકીય પાર્લમેન્ટોએ અને સુધારક સંસ્થાઓએ કરવાના રહેશે જ. તેને માટે ખરું જોતાં તો ગુજરાત પોતાની ભાષા દ્વારા સાચી વિદ્યોપાસના કરે, એ ઉપાય છે. એ જો જાગ્રતરૂપે વધે તો વિમાસણને માટે કાંઈ કારણ નથી. એ કામમાં સૌએ હવે મદદ અને પોતાથી બનતું કામ કરવાં જોઈએ. વિદ્યાપીઠ એ કામ લઈને જન્મી છે; એને તે સંભાળે નહિ તો પોતાનો આત્મા જ ગુમાવે.

૧૯–૭–'૪૭

**નવો અભ્યાસક્રમ જોઈએ**

પરીક્ષાઓનાં પરિણામો એક પછી એક બહાર પડી ગયાં. અને તેણે હિંદના લાખો નવજુવાનોનું જેવું નસીબ ઘડ્યું, તે પ્રમાણે તેઓએ પાછા આગળ પરીક્ષાઓ આપવાની તૈયારી કરવાનો અધિકાર મેળવવા પ્રવેશ મેળવ્યા હશે; અને એમ યુનિવર્સિટીઓનાં ખાતાં પાછાં રજાઓ ભોગવી કામે લાગી ગયાં છે. આ રીતે આગળ ને આગળ જવામાં નસીબદારોને છોડીએ; પરંતુ જે એટલી જ કે એનાથી પણ વધારે સંખ્યામાં નાપાસ, અને કદાચ નાસીપાસ પણ, થયા તે નવજુવાનોનું શું? યુનિવર્સિટી એનો વિચાર કરવા કદાચ નથી બંધાઈ; પણ દેશ અને તેનો સમજણો વર્ગ તો બંધાયો જ છે.

આ નાપાસ થનારનું શું? તે કેમ નાપાસ થાય છે? તેમની પાછળ રાષ્ટ્રે ખરચ કર્યું અને તેઓએ રાષ્ટ્રના જીવનધનનાં મોંઘામૂલાં વર્ષ વેડફ્યાં તેનું શું? જે ચાલે છે તેમ ચાલવું જોઈએ અને આ બધી નાપાસ-સંખ્યાનો ને ધન-જીવનનો ભોગ શું તેને ધર્યા જ કરવો જોઈએ? આ આંધળિયું ખાતું ક્યારે કેમ સુધરે?

આ પ્રશ્નો સ્વરાજને આરે આવતાં વધુ ઉગ્ર અને ભીષણ બને છે. એમ રહ્યે હવે પાલવે નહિ.

સાંભળ્યું છે કે, મૅટ્રિકમાં ઘણો ભાગ તો અંગ્રેજી અને ગણિતમાં નાપાસ થાય છે. સંસ્કૃતમાં નાપાસ થતા લોકને તેમાંથી છટકબારી એ મળી છે કે, તેઓ બીજું-ત્રીજું સહેલું પડતું કાંઈક લઈ શકે છે. ગણિતમાં તેને અંકગણિત, નામું કે સાર્વત્રિક કામની એવી કોઈ ગણિતી વાત નહિ, પણ શાસ્ત્રીય બીજગણિત અને રેખાગણિતનાં નકામાં પ્રમેયો ભણવાં પડે છે; અને તે અંગ્રેજીમાં હોઈ તેને સમજાતાં નથી. સમજાય નહિ પછી રસ પડવાની તો વાત જ ક્યાં રહી? પછી તે ભણી કેમ શકાય? અને તો પછી તેનાથી કેળવાવાનું તો ક્યાં જ રહ્યું?

એમ તો ન જ માની શકાય કે, પાસ નહિ થનારા બધા બુદ્ધિ કે વિદ્યામાં નાલાયક હતા. પરંતુ તેમના મન ઉપર એક ઘાતરૂપ તો આ પરીક્ષાઓ બને જ છે.

શું મૅટ્રિકમાં કે યુનિવર્સિટીમાં આ અંગ્રેજીએ અને નકામી વધુપડતી શાસ્ત્રીય કરી મુકાયેલી ગણિતવિદ્યાએ હિંદના નવજુવાનમાં આવાં રમખાણ મચાવવાં જ જોઈએ? પરીક્ષાના પરિણામનો દિવસ સાચે જ રમખાણનો છે. 'છાપામાં એવું મથાળું ત્યારે જરૂર કરી શકાય,— 'રાજાબાઈ ટાવર પાસે જબરું રમખાણ' —'વગર લોહીએ હજારોની કતલ' 'ગામેગામ હજારો રૂપિયાનાં આંધણ મુકાયાં' ઇ૦ અસ્તુ.

મને લાગે છે કે, દેશના યુવકોને માટે ખપની વિદ્યાઓને લઈને અભ્યાસક્રમ રચવો જોઈએ, અને જૂના ભાઙ્ગતી કે કામ ન દેતા ખ્યાલો છોડી, છોકરાઓને જે જોઈએ અને તેઓ જે હોંશે કરે ને કરવું જોઈએ, તેવી બાબતોની પરીક્ષા લઈ તેમને જીવનમુખ અને વધારે જીવનતત્પર કરે એવું શિક્ષણ આપવું જોઈએ. સૌને અંગ્રેજી ન જોઈએ, સૌને બધું બીજગણિત ને આખી ભૂમિતિ નથી જોઈતી., એ વાત સાચી છે કે, રાષ્ટ્રના બુદ્ધિધનના ઉત્કર્ષને માટે ગણિતવિદ્યાઓ ખૂબ ખીલવી ઘટે. ગણિતશાસ્ત્ર વગરનું રાષ્ટ્ર ઝાઝું ન નભી શકે. પણ તે પરાણે વળગાડવાનું ન હોય. પરંતુ વહેવારુ અંકગણિત, નામું, સાદા આલેખ, આકૃતિ-પરિચય સરવે-માપકરણ ઇ૦ બધાને જોઈએ.

અને સંસ્કૃતમાં બતે ભાંડારકરની ચોપડી શું કામ? પરંતુ દરેક ગુજરાતીએ પોતાની ભાષાની માના તરીકે તે ભાષાનો જે અમુક તુલનાત્મક પરિચય મેળવવો જોઈએ તે ફરજિયાત મેળવે. આ દરેક ભણે. પછી જે સંસ્કૃત ઇચ્છે તે ભલે માગી લઈ શકે.

આજે તો એવા ઘાટ છે કે, સમાજવિદ્યાઓના અનેક જરૂરી અંશોનો પરિચય તેને કાંઈ જ ન મળે! વિજ્ઞાનનું જ્ઞાન સાવ ચોપડીવખું અજ્ઞાન જ રહે! અને છતાં છોકરો ગણિત ને અંગ્રેજી ઇ૦થી મરે! આ શું કામ ચાલવું જોઈએ?

ગૂ૦ વિદ્યાપીઠ જેવી સંસ્થાએ આવા દોષોથી મુક્ત એવો એક સામાન્ય અભ્યાસક્રમ અને તેની એક સામાન્ય પરીક્ષા યોજવી જોઈએ અને તેને લોકપ્રિય કરવી જોઈએ. તો કેટલીય યુવાનશક્તિ નાસીપાસ થતી બચે. આ બાબત સમાજ- અને શિક્ષણ- સેવકો વિચાર કરશે?

૨૧-૬-'૪૭

## રેડિયો પરના ગુજરાતી કાર્યક્રમ

મુંબઈથી એક ભાઈ, 'એ. આઈ. આર.' મારફતે અપાતા ગુજરાતી કાર્યક્રમો વિષે કેટલાક છૂટક વિચારો તેમણે તે સંસ્થાના વ્યવસ્થાપકને લખી મોકલેલા, તેની નકલ મોકલે છે અને જણાવે છે કે, " આપે તો ઘણું બધું આ વિષય ઉપર વિચાર્યું હશે તો તેનો લાભ 'સિ. સા.'ના વાચકોને આપશો એવી આશા છે."
આ લખવા માટે આભાર માનવાની સાથે મારે કબૂલ કરવું જોઈએ કે, એ વિષે ઝાઝા કશા જ્ઞાનનો દાવો હું કરી શકતો નથી. મારી પાસે રેડિયો નથી; અને ભાગ્યે તેના કાર્યક્રમો કે કાંઈ બીજે સાંભળું છું. એટલે એ વિષે વિગતે વિચાર કરી શકતો નથી. પરંતુ હું માનું છું કે, રેડિયો રાખવાવાળા વર્ગોએ આ બાબતમાં જાગ્રત રહેવું જોઈએ. તેવું જ સિનેમા માટે પણ છે. પ્રચાર અને મનોરંજનને માટે વિજ્ઞાને આપેલી આ બે ભેટો, તેની બીજી ઘણી ભેટો પેઠે, ખરચાળ અને બેધારી તલવાર જેવી ભયાનક છે, એ ખરું. પરંતુ એ બને વધે છે ખૂબ શહેરોમાં ખાસ કરીને. મોટા ભાગનું હિંદ જ્યાં વસે છે તે ગામડામાં પ્રવેશને માટે તેનું ખરચાળપણું આજે દ્વારરૂપે છે.

સ્વરાજ' સરકાર આવતાં આ બે સાધનોનો ઉપયોગ લોકશિક્ષણને માટે પણ વધશે, એમ મનાય. તેથી તેની નીતિરીતિ બાબત લોકમતને કેળવવો જોઈએ, એવી જે ટકોર સુહૃદ ભાઈ કરે છે તે સાચી છે. તેથી એમણે કરેલી સમાલોચનાના કેટલાક મુદ્દા નીચે જણાવું છું. એ મુદ્દા એ. આઈ. આર.ના ગુજરાતી વ્યવસ્થાપકને મદદરૂપ લાગ્યા છે અને તેની તે કદર કરે છે, એમ તે ભાઈને તે લખી જણાવે છે. તે ટૂંકમાં આ પ્રમાણે છે:—

"ઑલ ઇંડિયા રેડિયો ઉપરથી અપાતા ગુજરાતી કાર્યક્રમો વિષે મને જે થોડા વિચારો આવ્યા છે તે સવિનય નીચે ટાંકું છું: —

બાળકો અને ગ્રામજનો માટે તેમ જ સર્વસાધારણ માટેના કાર્યક્રમો અને રૂપકોમાં કેટલાક આદરણીય અપવાદો બાદ કરતાં, મને લાગે છે કે, આપણી નાટિકાઓ અને રૂપકોમાં કૃત્રિમતા અને વધુપડતું નાટકી તત્ત્વ વિશેષ આવે છે. જેવું કે આપણાં પરંપરાગત નાટકોમાં— કે જે ઘસાઈ ગયા છતાં હજી ઠીક પ્રમાણમાં ભજવાયા કરે છે — આવતું.

વળી બનવા જોગ છે કે બહોળા પ્રમાણમાં ગુજરાતી રેડિયો પર, અભિનેતાઓ ન સાંપડવાને લીધે, એક ને એક નર–નારી અનેક કાર્યક્રમોમાં ફરી ફરીને આવે છે. તેમની ભાષાનું તળપદીપણું અને બોલવાના ઢંગની એકદેશીયતા જે એક બે વાર ઠીક લાગે તે વારંવાર આવતાં સાંભળનારની કલાભાવનાને ખૂંચે છે. એટલે કલાકારોની રજૂઆતમાં વધુ વિવિધતા આવે તેવું ઇચ્છીએ.

જો રેડિયો પર આવતા મરાઠી કાર્યક્રમોને ગુજરાતી સાથે સરખાવીશું તો પેરા ૧ માં જણાવેલી વાત આપણને વધુ સ્પષ્ટ થશે. સરેરાશ મરાઠી કાર્યક્રમમાં — પછી તે બહેનો, બાળકો કે જનસાધારણ માટે હશે — આપણને એક જાતની સ્વાભાવિકતા કે સાહજિકતાનો અનુભવ થયા વિના રહેશે નહિ. વાસ્તવજીવનમાં આવતા હોય કે આવી શકે તેવા પ્રસંગોની તેમાં ગૂંથણી જણાશે. તે સિવાય વિષયની જમાવટ, શૈલી, વિનોદની અનુરૂપતા, માર્મિકતા, ગીતો વગેરે અંગોમાં પણ મરાઠી રૂપક પાસેથી આપણે કેટલુંક શીખવાનું રહે છે.

કાર્યક્રમોની વિવિધતા જાળવવાનો આપનો પ્રયાસ વરતાઈ આવે છે. વિજ્ઞાન, શિલ્પ (ઇજનેરી) વગેરે — પ્રમાણમાં ખૂટતા વિષયો — ઉપર જે લોકભોગ્ય વાર્તાલાપો પૂરતા પ્રમાણમાં નહિ ગોઠવી શકાતા હોય, તો તેનું કારણ તેવા વ્યાખ્યાતાઓ ગુજરાતીમાં જોઈતા પ્રમાણમાં બહાર નહિ આવતા હોય તે હશે.

અંતમાં ગીતો માટે બે શબ્દ કહેવાના છે:

જે ગીતના ઢાળમાં વિવિધતા (તાનની, સ્વરની) ન આવતી હોય, તેની અનેક કડીઓ એકના એક ઢાળમાં ગવાવાથી સાંભળનારના મનને કંટાળો ઊપજે છે. આપણા ગરબા, રાસ, લોકગીતોની પ્રણાલિકા કંઈક એવી જ છે એ ખરું, પણ મૂળ રાસ કે ગરબામાં દૃશ્ય અને શ્રાવ્ય બંને અંગ છે, રેડિયો પર એમાંનું એક જ આવે છે.

ગુજરાતી સંગીતને બંગાળી કે અન્ય પ્રાંતના ઢાળેલા બીબામાં સરી પડતું અટકાવવું એ પણ એક અગત્યની સેવા છે.

તે માટે તળપદા ગુજરાતી ઢાળો, તાનો અને સ્વરસમુદાયો — એ બધાનો અજ્ઞાતતામાંથી ઉદ્ધાર કરવા માટે જો તેવા ઢાળોનું સંશોધન કરી તેને સ્વરલિપિબદ્ધ કરી કોઈ સેવાભાવી સંગીતકારની સહાયથી એ. આઈ. આર. કે બીજી કોઈ સંસ્થા જનતા માટે પ્રસિદ્ધ કરે, તો ગુજરાતી ગીતોની ખરેખરી નવતર રચનામાં એ પાયાનો પહેલો પથ્થર ગણાશે."

**સંપાદક મંડળમાં ફેરફાર**

વાચકે પૂઠા પર આવતી આ માસની સંપાદક મંડળની નામાવલીમાં એક ફેરફાર થયો છે તે ન જોયો હોય, તો તે ધ્યાન પર લાવવો જોઈએ. ભાઈ નગીનદાસ પારેખ આ માસિક ફરીનું ઈ. સ. ૧૯૩૯માં શરૂ થયું ત્યારથી તેના સંપાદક મંડળમાં હતા. તે વખતે તે ગૂજરાત વિદ્યાપીઠમાં કામ કરતા હતા. બાદ તેમણે એ કામ છોડી સ્વતંત્ર એક પ્રકાશન સંસ્થાની જવાબદારી સ્વીકારી. ત્યારે તેમણે સંપાદક તરીકે નામ કમી કરવા જણાવેલું. પરંતુ તેમણે તેમ કરવું જરૂરી નથી એમ જણાવતાં, તે સંપાદક મંડળમાં ચાલુ રહેવા સંમત થયા અને એમ ૧૯૪૨ના ઑગસ્ટ સુધી ચાલ્યું, કે જ્યારે સરકારે આ પત્રનું છાપખાનું જ બંધ કરાવી દીધું. તે ગ્રહણમાંથી ૧૯૪૪માં છૂટતાં માસિક ફરી શરૂ થયું, ત્યારે સ્વાભાવિક રીતે જ પૂર્વવત્ તે ચાલુ થયું. તે અરસામાં ભાઈ નગીનદાસ નવજીવન સંસ્થાના કાર્યમાં જોડાયા હતા. હવે તેમાંથી તે છૂટા થઈ બીજા કામમાં જાય છે; અને તેની સાથે

તેમણે એમ જણાવ્યું છે કે, મારું નામ સંપાદક મંડળમાં ચાલુ ન રાખો એમ ઇચ્છું છું. આથી એમનું નામ વાચક આ માસના અંકથી સંપાદક મંડળમાં નહિ જુએ. એમના જવાથી અમારા મંડળમાં ખાસ સાહિત્યના અભ્યાસીની ખોટ પડે છે. વાચકને ખબર છે કે, ભાઈ નગીનદાસ ગુજરાતી સાહિત્યના સ્નાતક છે અને તેના અધ્યાપક તરીકે વિદ્યાપીઠમાં વરસો સુધી એમણે કામ કર્યું છે. એમની સાહિત્યસેવા તો સૌને જાણીતી છે. એમને એમાં ઉત્તરોત્તર યશ મળો એવી પ્રાર્થના સાથે, એમણે અમને દીધેલા સાથની સાભાર નોંધ લઉં છું.'

અને સંપાદક મંડળમાં આ અંકથી નવું નામ એક ઉમેરવામાં આવ્યું છે. શ્રી. ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ વિદ્યાપીઠ અને નવજીવનના જૂના એક કસાયેલા સેવક છે; સ્વતંત્રતાનાં યુદ્ધોમાં ઈ. સ. ૧૯૨૦થી આજ સુધી લડનાર એક સૈનિક છે; સુરત જિલ્લાના જાણીતા કાર્યકર્તા છે; અને અત્યારે તે નવજીવન કાર્યાલયમાં 'હરિજન' પત્રોના સંપાદનનું સ્થાનિક કાર્ય સંભાળે છે. મારા એક જૂના સાથી તરીકે એમને વિષે વધુ લખવાનું ઉચિત ન ગણાય; પરંતુ એ નવા નામની કાંઈક ઓળખ આપવી જોઈએ એટલા પૂરતું જ આ લખું છું.

૧૯-૭-'૪૭ મ૦

**એકમુખી પંચાંગ**

પ્રકાશક, અ. ભા. પંચાંગ સંઘ કાર્યાલય, ૧૩૮ મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

ડિસેંબર ૧૯૪૬માં આકોલામાં સર્વ પક્ષના જ્યોતિષીઓનું એક સમેલન ભરાયું હતું. એણે સર્વ પક્ષોને માન્ય અને ઉપયોગી થઈ શકે એવી ગણતરીઓવાળું દૃક્‌તુલ્ય પંચાંગ કરવાની એક યોજના માન્ય કરી હતી, અને તે મુજબ સર્વે પંચાંગ કરવાવાળાઓની સગવડ માટે નવાં પંચાંગ બનાવવાના કેટલાક મહિના પહેલાંજ એક 'એકમુખી' પંચાંગ પ્રસિદ્ધ કરવા માટે શ્રી. હરિહર ભટ્ટ તથા બીજા જ્યોતિષીઓની એક સમિતિ નીમી હતી. એ સમિતિએ શાકે ૧૮૭૦ (સંવત ૨૦૦૪ના ચૈત્રથી ૨૦૦૫ના ફાગણ વદ ૩૦)નું પંચાંગ તૈયાર કરી પ્રસિદ્ધ કર્યું છે. આ પંચાંગ વિશેષ કરીને જ્યોતિષીઓને માટે જ હોવાથી સંસ્કૃત ભાષામાં છે. એનો પાયો પ્રચલિત ગ્રહલાઘવીય પદ્ધતિને અનુસરી અયનાંશ ૨૩-૨૧ કળા રાખેલો છે. જેઓ તે કરતાં જુદા અંશના હિમાયતીઓ છે, તેઓ આ ગણતરીમાંથી પોતાને જરૂરી હોય તેટલાં અંશ-કળા વગેરે ઓછાંવત્તાં કરી તેનો ઉપયોગ કરી શકે એ આ પંચાંગની વિશેષતા છે. એ રીતે આ પંચાંગ સર્વે પક્ષોને અટપટી ગણતરીઓ કરવાની મહેનતમાંથી બચાવનારું છે, અને જ્યાં ગણિત અને આકાશદર્શનનો મેળ રખાવનારું છે. આશા છે કે, સર્વે પંચાંગ બનાવનારાઓ આ પંચાંગનો ઉપયોગ કરશે અને મોટે ભાગે ગ્રહલાઘવીય અંશનાં પંચાંગો જ વપરાતાં હોવાથી, સર્વે ગ્રહલાઘવીય પંચાંગ કરનારાઓ તો આ જ પંચાંગ પ્રમાણે પોતાની આવૃત્તિઓ કાઢશે. આમ થશે તો પંચાંગની એક મોટી અનવસ્થા દૂર થશે. શ્રી જગન્નાથપુરીના શ્રી શંકરાચાર્ય, જેઓ ગણિત વિષયમાં એક મહા પ્રમાણ માનવા જેવા વિદ્વાન છે, તેમણે આ પંચાંગની યોજનાની બહુ ભલામણ કરી છે, આશીર્વાદ આપ્યા છે. શ્રી. અમૃતલાલ શેઠ આ રીતે ગુજરાત-મહારાષ્ટ્રના જ્યોતિષીઓને ભેગા કરી એક સારું અમલી કામ કરાવી શક્યા છે, તે માટે તેમને અભિનંદન ઘટે છે.

કિ૦ ઘ૦ મ૦

માણસે અંગત પાંચ વસ્તુઓ સંભાળવી જોઈએ.
શારીરિક દેખાવ, વાણી, દૃષ્ટિ, શ્રવણ, અને વિચાર.
શારીરિક દેખાવની શ્રેષ્ઠતા વિનયમાં, વાણીની શ્રેષ્ઠતા સયુક્તિકતામાં, દૃષ્ટિની નિર્મળતામાં, શ્રવણની સ્પષ્ટતામાં, અને વિચારની શુદ્ધતા (સૂક્ષ્મતા)માં રહેલી છે. વિનય ગાંભીર્યરૂપે, સંયુક્તિકતા વ્યવસ્થિતતારૂપે, નિર્મળતા ડહાપણરૂપે, સ્પષ્ટતા વિચારણારૂપે અને સૂક્ષ્મતા આર્જવરૂપે પ્રગટ થાય છે. —બીના અમીર

# નવું વાચન

**આત્મસાક્ષાત્કારની કસોટી:** મૂળ ઉર્દૂ લેખક: બાબા નગીનાસિંહ; અનુ૦: સ્વામી સ્વયંજ્યોતિ તીર્થ; પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ અને મુંબઈ ૨; પૃ. ૮ + ૧૬૧ +૯ (ના. ખ.); કિં. રૂ. ૧-૪-૦.

સ્વામી રામતીર્થે જેમના હસ્તલિખિત ગ્રંથોમાંથી 'ઉદ્દીપન-પ્રદીપન' પ્રાપ્ત કર્યું હતું તે પંજાબના ફગવાડા ગામના વતની, 'પ્રખર વેદાંતાચાર્ય' શ્રી. બાબા નગીનાસિંહ બેદીના ઉર્દૂ ગ્રંથનો આ અનુવાદ છે. શ્રી. બાબા નગીનાસિંહે આ પુસ્તકની શરૂઆતમાં 'આત્મકથન' નામે પોતાના સાધનાજીવનની રોચક, બોધક કથા આપી છે. તેમાં જણાવ્યા પ્રમાણે, તેઓશ્રીને માથાફૂટ અને તીવ્ર પુરુષાર્થ કરતાં કરતાં છાંદોગ્ય ઉપનિષદના અભ્યાસથી 'તુરીય અવસ્થા' પ્રાપ્ત થઈ હતી, અને એનાથી જ 'આત્મસાક્ષાત્કાર' પ્રાપ્ત થયો હતો. તેથી તેમણે તે ઉપનિષદના 'છઠ્ઠા પ્રપાઠકમાં આરુણિ શ્વેતકેતુ નામના એક બ્રહ્મકુમારને જે વિધિથી આત્મસાક્ષાત્કાર થયો, એ પ્રાચીન આખ્યાનનો' 'વિસ્તૃત' અનુવાદ કર્યો. એ અનુવાદ 'વિસ્તૃત' શા અર્થમાં છે, તે તેમણે પોતે જ આ પ્રમાણે વર્ણવ્યું છે:—"એ ગુરુ-શિષ્યના સંવાદમાં આધુનિક સમાજવિશિષ્ટ પ્રવૃત્તિ, ધર્મભાવનાઓ, પાશ્ચાત્ય શિક્ષણના પ્રભાવથી શિષ્યના ચિત્તમાં ઉદ્ભવ પામતી શંકાઓ, મૂર્તિપૂજન ઇત્યાદિ વિવિધ વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે."

અર્થાત્ પ્રાચીન છાંદોગ્ય ઉપનિષદનાં પાત્રોનાં નામ અને સિદ્ધાંતની ભૂમિકા ઉપર તેમણે અર્વાચીન નિબંધ લખ્યો છે. આખા પ્રાચીન વસ્તુને આમ અર્વાચીન સાથે સેળભેળ કરવામાં કાલવ્યતિક્રમદોષ જેવું ઘણું જ થાય, એ સ્વાભાવિક છે. જેમ કે, ઉદ્દાલક મુનિ શ્વેતકેતુને પ્લેટો અને ઍરિસ્ટોટલ જેવા પાશ્ચાત્ય તત્ત્વાચાર્યોના સિદ્ધાંતો નામ દઈને નિરૂપે, ત્યારે ભારે અટલું લાગે. પરંતુ બીજી રીતે લેખકને વેદાંત-તત્ત્વચર્ચાનો અભ્યાસ બરાબર હોવાથી, વેદાંત-રહસ્ય સરળ ભાષામાં સમજવામાં આ પુસ્તક ઘણું ઉપયોગી થાય તેવું છે.

ગો.

**રાંકનાં રતન:** લે૦ પુષ્કર ચંદરવાકર; પદ્મજા પ્રકાશન, વડોદરા; પૃ. ૧૭૨ + ૮=૧૮૦; કિં. રૂ. ૩-૦-૦.

આ કથાને નવલકથા તરીકે ઓળખાવવા કરતાં એક લાંબી નવલિકા તરીકે ઓળખાવવામાં વધુ ઔચિત્ય લેખાશે. પાપ અને પુણ્યના દંભ વચ્ચે ઝોલાં ખાતું માનવહૃદય સર્વસ્વ રસાતળ થઈ જવાની ભીતિને અવગણી, જરા પણ ડગ્યા વિના, અણીની પળે કેવું પુણ્યની બાજુએ ઢળી પડે છે, તેનું સુરેખ ચિત્ર લેખકે આ કથામાં દોર્યું છે. એ માટે આપણા હરકોઈ ગામમાં રોજબરોજ બનતી ઘટનાઓમાંથી કેટલીક લેખકે ઝડપી લીધી છે. લધરો, નન્દુડી, માણેક શેઠ, મુખી, મહંત અને તખની ગ્રામજનતાનાં પ્રતિનિધિ જેવાં બની આપણી સમક્ષ આવી ઘડીભર પોતાનાં દિલ ખોલી જાય છે, અને પોતપોતાના રાગદ્વેષની લીલાથી આપણી કલ્પનાને પણ રમાડી જાય છે. લેખક પાસે વાર્તા કહેવાનો કસબ છે. કથાના વાતાવરણને અનુરૂપ અલંકારો એમને સહેજે મળી જાય છે, અને તેથી એમનાં વર્ણનો સજીવ બની રહે છે.

લેખકની આ પ્રથમ કૃતિ છે એ દૃષ્ટિએ, એ પ્રયોગ ઘણો સારો લેખી શકાય. પણ એ સાથે, લેખકે જો આ પુસ્તકને એક નવલકથારૂપે નિર્મ્યું હોય — અને તેમનો એ જ હેતુ હોય એમ લાગે છે — તો તેમણે પ્રસંગો અને પાત્રોને વધુ ઘૂંટવાં જોઈતાં હતાં. નવલિકા માટે એક ચમત્કૃતિભરી ઘટનાથી વિશેષની અપેક્ષા નથી રહેતી, જ્યારે નવલકથા — પછી ભલે તેમાં વર્ણવાયેલા પ્રસંગ એક જ કલાકના બનાવોને ચીતરતા હોય તોય — સમગ્ર જીવનનું દર્શન કરાવે છે. આ કથામાં લધરાના અને માણેક શેઠના જીવનમાં નન્દુડી જે ભારે પરિવર્તન કરાવે છે એ ચમત્કૃતિજનક ઘટના આગળ બીજા પ્રસંગો બહુ સામાન્ય લાગે છે — અને જાણે આ એક ઘટના ખાતર જ તે યોજાયા હોય, તેમનું પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ન હોય એવું લાગે છે. અને એથી જ નવલકથાનાં ઘટક તત્ત્વો આમાં કંઈક પોચાં લાગે છે, ને તેટલે અંશે કથાના રસમાં ક્ષતિ આવવા પામે છે.

કથાનો નાયક લધરો કથાની શરૂઆતમાં જ એના શાકભાજીના ક્યારા પર તેની નન્દુડી સાથે પોતાનો જીવન-વિગ્રહ ખેલતો આપણી નજરે ચડે છે. નદીમાં પૂર ચડે છે ને પૂરમાં સપડાઈ ગયેલા માણેક શેઠના બળદોને બચાવી લાવવા જેવું ભગીરથકાર્ય કરતો પણ આપણે લધરાને જોઈએ છીએ; અને તેને મેળામાં ફરતો પણ આપણે જોઈએ છીએ. આમ છતાં લેખકની કલ્પનાનો જે લધરો છે, જેનામાં ઊંડી તાકાત છે અને અન્યાય સામે પડકાર કરવા જેવું પૌરુષ છે, તેના હૈયાનાં ઊંડાણોમાં લેખક આપણને ડૂબકી નથી મરાવી શક્યા, કે નથી તેમની કલ્પનાની તે નન્દુડીના મૂક સામર્થ્યને વેગ આપી શક્યા. નન્દુડી કુદરતની કન્યા છે, એ ધણીની લાત ખાઈ શકે, ગાળ ખાઈ શકે ને તે સાથે સામા ઘાવ પણ કરી શકે; પણ અહીં તો આપણે એને જાણે કે ધણીથી દબાઈ જતી જ જોઈએ છીએ. લધરા પાસે ગલોલ ફરીથી હાથમાં ન લેવાના સોગંદ લેવડાવતી સ્વામિની નન્દુડી જાણે આખી વાતમાં અલોપ થઈ જાય છે. તે લધરાનાં અપલક્ષણો અંગે પોતાથી એક વાર કંઈક પુછાઈ જતાં પાછળથી તે જે બળાપો કરે છે ને આત્મનિંદા કરે છે તેમાં નન્દુડી તરીકે કોઈ માંદલી બાઈ આપણી

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये







વર્ષ ૬ — અંક ૮

ઑગસ્ટ — નવજીવન, અમદાવાદ — ૧૯૪૭

# શિક્ષણ અને સાહિત્ય

ઑગસ્ટ, ૧૯૪૭

વર્ષ ૬ અંક ૮

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (કુચા મહાજની, ચાંદની ચોક); લાહોર (રોયલ પાર્ક, મેકિલયડ રોડ) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૬—અંક ૮] અમદાવાદ [ઑગસ્ટ, ૧૯૪૭


## ગૂજરાત વિદ્યાપીઠ-તેની પ્રથમ પચીસી

[ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે ગૂજરાત વિદ્યાપીઠના કાર્યની સમીક્ષાનો લેખ શ્રી. ગોપાળદાસ પટેલે મને આપ્યો છે તે નીચે આપવામાં આવે છે એક સાથે આખો આપી શકાત તો સારું; પરંતુ બે હપતા કરવા પડે છે; તેથી કાંઈક રસક્ષતિ થાય તો એ માટે વાચકો ક્ષમા કરે. મ.]

### સ્થાપના

રૌલેટ કાયદો અને જલિયાંવાલાની કતલ એ બે બનાવોથી હિંદુસ્તાનનો અંતરાત્મા વિદેશી સરકાર સામે જેટલો ખળભળી ઊઠ્યો, તેટલો તે પહેલાં કદાચ નહોતો ખળભળ્યો. તેમ થવામાં એક કારણ એ પણ હોય કે, તે વખતે દેશના અંતરાત્માના ઘટક તરીકે ગાંધીજી જેવા તીવ્ર ભાવનાતંત્રવાળા પુરુષ દેશમાં મોજૂદ હતા. તેમણે જ એક પ્રકારે રઢ લીધી કે, "જો આપણે આ સ્થિતિમાં કંઈ પણ નહિ કરીએ, તો આપણું નાક સદાને માટે કપાઈ જવાનું છે; કેટલાક જમાના સુધી પ્રજા પોતાનું સ્વત્વ આ જગત આગળ બતાવવાને નાલાયક બનવાની છે."

સાથે સાથે એ પણ સાચું છે કે, તે વખતે 'અહિંસક અસહકાર'નું વ્યવહારુ શસ્ત્ર પ્રજા સમક્ષ મુકાયું ન હોત, તો એ થયેલા ખળભળાટની આગ વિફળ માર્ગોએ થોડી વાર ગોટાઈને પાછી ઠરી જાત.

ગાંધીજીએ અદાલતો, શાળાઓ અને ધારાસભાઓના બહિષ્કારનો કાર્યક્રમ દેશ સમક્ષ રજૂ કર્યો. શાળાઓના બહિષ્કાર બાબત તેમણે તેમની જાણીતી દલીલ કરી કે, પંજાબ અને ખિલાફત પ્રકરણમાં હિંદુસ્તાન ઉપર અત્યાચાર કરનાર અને દગો દેનાર પાસેથી —

> "કોઈ પણ જાતનું દાન કે પગાર કે શિક્ષણ સ્વીકારવું એ મહાપાપ છે. . . . આ બે પ્રકરણોથી સરકારે જે રાજ્યનીતિ બતાવી છે, તેથી દૂધ જેવી તેમણે આપેલી ચીજો ઝેર જેવી થઈ પડી છે. . . ."

પરંતુ તેમની મુખ્ય દલીલ તો એ હતી કે,—

> "જ્યારે વિદ્યાર્થીઓ સરકારની નિશાળોમાંથી નીકળી જશે, ત્યારે સરકાર સમજી જશે કે આપણું ટાન્સા વોટરવર્કસ, દૂધેશ્વર વોટરવર્કસ બંધ થયું. . . એ (વિદ્યાર્થી વર્ગ) ગુલામીની તાલીમ લે ને નોકરીઓ માટે શાળાઓમાં ગયા જ કરે, એને નહીં રોકું તો સલ્તનતની જડ નહિ નીકળે. હું એ જડ કાઢવા માગું છું વિદ્યાર્થી મારફત સલ્તનતને ખાતરપાણી મળે છે."

અને તેથી જ રાષ્ટ્રીય મહાસભા, ઈ. સ. ૧૯૨૦ના સપ્ટેમ્બર માસમાં, આખા દેશ માટે, ત્રિવિધ બહિષ્કારનો કાર્યક્રમ વૈધિક રીતે અપનાવે, ત્યાર પહેલાં ૧૯૨૦ના ઑગસ્ટની આખરમાં અમદાવાદ મુકામે મળેલી ગુજરાત રાજકીય પરિષદ મારફત તેમણે રાષ્ટ્રીય શિક્ષણ બાબત નીચે મુજબ ઠરાવ પસાર કરાવ્યો:—

> "આ પરિષદની એવી માન્યતા છે કે, અંગ્રેજ સરકારે દાખલ કરેલી કેળવણીની રાજનીતિ આપણા દેશની સંસ્કૃતિ અને પરિસ્થિતિને પ્રતિકૂળ તેમ જ અવ્યવહારિક નીવડી છે અને તેથી વિદ્યાર્થીઓને સ્વદેશાભિમાની, સ્વાશ્રયી, ચારિત્ર્યવાન હિંદીઓ બનાવવાની તાલીમ આપવાને સરકારથી સ્વતંત્ર ધોરણ પર રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓ રચવાની જરૂર આ પરિષદ સ્વીકારે છે.
>
> "ઉપરનો હેતુ ખાસ કરીને ગુજરાતમાં સિદ્ધ કરવા માટે રાષ્ટ્રીય ધોરણ પર શાળાઓ, મહાપાઠશાળાઓ, ઉદ્યોગશાળાઓ, ઉર્દૂશાળાઓ, આયુર્વેદિક આરોગ્યશાળાઓ, અને તે બધી સંસ્થાઓનો સમન્વય કરવાને ગૂજરાત વિદ્યાપીઠ ('યુનિવર્સિટી') સ્થાપવાની આ પરિષદને જરૂર જણાય છે."

અને એને સારુ 'યોગ્ય ઉપાયો યોજવા' એ પરિષદે વધુ સભાસદો નીમવાની સત્તા સાથે બાર ગૃહસ્થોની સમિતિ નીમી. તે સમિતિએ વીસેક બીજા

સભ્યો પોતાની સાથે ઉમેરી, તથા ગાંધીજીને કાયમી પ્રમુખ તરીકે નીમી, તા. ૧૯-૯-'૨૦થી પોતાનું કામ શરૂ કર્યું. સદરહુ સમિતિએ 'ગુજરાત વિદ્યાપીઠ' નું બંધારણ રચી, તા. ૧૮-૧૦-'૨૦ (આસો સુદ ૭ સં. ૧૯૭૬) ના રોજ એની સ્થાપના કરી. સમિતિના પ્રમુખ ગાંધીજીએ વિદ્યાપીઠનું કુલપતિપદ સ્વીકાર્યું, અને શ્રી. ગિદવાણીજી કુલનાયક નિમાયા.

### ગૂજરાત મહાવિદ્યાલય

ગૂજરાત વિદ્યાપીઠનું પહેલું મહત્ત્વનું કાર્ય શ્રીમાન કુલપતિજીને હાથે તા. ૧૫-૧૧-'૨૦ના રોજ ગૂજરાત મહાવિદ્યાલયની સ્થાપનાનું થયું. જે વિદ્યાર્થીઓએ સરકારી કોલેજોનો બહિષ્કાર કર્યો હતો તેઓ આમાં જોડાયા. થોડા વખત બાદ સુરત અને મુંબઈમાં પણ રાષ્ટ્રીય મહાવિદ્યાલયોની સ્થાપના થઇ, તેઓ પણ આ વિદ્યાપીઠ સાથે જોડાયાં. આમ વિદ્યાપીઠને પોતાના કામની શરૂઆત મહાવિદ્યાલયથી જ સીધી કરવી પડી. શાળાઓનો બહિષ્કાર પુખ્ત ઉમરના એટલે કે કોલેજોના અને બહુ તો મેટ્રિકના વિદ્યાર્થીઓ જ પોતાની જવાબદારી ઉપર —માબાપની મરજીથી વિરુદ્ધ જઈને પણ—કરી શકે. મહાવિદ્યાલયનો તે વર્ષનો અભ્યાસક્રમ પણ ગુજરાતી ભાષા ઉમેરી લઈ, સરકારી યુનિવર્સિટી પ્રમાણે જ રખાયો હતો. કારણ કે, અનેક વિદ્યાર્થીઓએ છેક પરીક્ષાને ટાંકણે જ—કેટલાકે પરીક્ષા માટે અરજીઓ પણ કરી ચૂક્યા બાદ—અસહકાર કર્યો હતો; અને તેઓ પોતાનુ અભ્યાસનું વર્ષ નિરર્થક ન જાય તે સારુ, રાષ્ટ્રીય વિદ્યાપીઠ પાસે પોતાની લાયકાતનું પ્રમાણપત્ર મેળવી લેવા ઇંતેજાર હતા.

પરંતુ એ તો પહેલા વર્ષ પૂરતું જ હતું. પછી તો સરકારી શાળાઓમાંથી નીકળી આવેલા એ વિદ્યાર્થીઓને રાષ્ટ્રીય દૃષ્ટિએ કેવી કેળવણી આપવી જોઈએ, એ વિચારવાનું સૌની સામે આવ્યું. અલબત્ત, શરૂઆતમાં તો કેટલાક અગત્યની અને મુખ્ય બાબતો અંગેના ઉમેરા-ઘટાડા જ કરવામાં આવ્યા; પરંતુ ધીમે ધીમે જેમ જેમ અસહકારની લડત લંબાતી ગઈ, તેમ તેમ હિંદ-સ્વરાજ્ય માટેની રાષ્ટ્રીય કેળવણીનું કલેવર વિચારાતું ગયું. તે બાબતમાં ખરેખર આર્ષદૃષ્ટા કહી શકાય તેવા એક રાષ્ટ્રપુરુષ વિદ્યાપીઠના સુકાની તરીકે હતા. તેમણે હિંદસ્વરાજ અને તેની પ્રાપ્તિનાં સાધનોનું જે નવું દર્શન દેશ સમક્ષ રજૂ કર્યું હતું, તેને અનુરૂપ,—તે સ્વરાજ મેળવવા માટે, અને મેળવ્યા પછી પણ તે સ્વરાજ ભોગવતા—દેશની કેળવણીનાં મૂળતત્ત્વો શાં હોઈ શકે, તે બાબત વારંવાર વાસ્તવિક દોરવણી આપ્યા કરી. અને વિદ્યાપીઠે પણ જરૂર પડ્યે પોતાની જાતનું અવારનવાર 'પુનર્ઘટન' થવા દેવા સુધીની હદે જઈને, તથા જરૂર પડે ત્યાં પોતાની હસ્તી પણ જોખમમાં મૂકીને રાષ્ટ્રીય કેળવણીના તે દર્શનને અમલી બનાવવા પ્રયત્નો કર્યા. તેનો ઇતિહાસ જેટલો બોધક છે, તેટલો જ આજની ઘડીએ યાદ કરી જવો આવશ્યક પણ છે.

### કેળવણીમાં નવું દર્શન

કારણ કે, જે પ્રારંભિક ઉદ્દેશે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના પ્રેરી હતી, તેની વ્યવહારુ સિદ્ધિ હવે પૂરી થઈ છે. બ્રિટિશ પાર્લમેન્ટે પસાર કરેલા હિંદસ્વાતંત્ર્યના ખરડા અનુસાર પરદેશી રાજ્ય ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ના રોજ હિંદુસ્તાનમાંથી વિદાય થયું છે. અને એમ, પરદેશી બ્રિટિશ રાજસત્તા સાથે અસહકાર અને તેની સામે લડતનો વિદ્યાપીઠનો પ્રત્યક્ષ પાયો પણ દૂર થયો છે. હવે પછી પૂર્ણ સ્વાતંત્ર્યનો જે નવો યુગ બેસે છે, તેમાં રાષ્ટ્રનું બધું ઘડતર નવેસર વિચારવાનું થશે. સ્વાભાવિક રીતે જ કેળવણીની પુનર્ઘટનાનો પ્રશ્ન તેમાં સૌથી મોખરે હશે. કારણ કે, કેળવણી દ્વારા જ રાષ્ટ્રની આઝાદીના સંરક્ષકો તેમ જ તેના યથાયોગ્ય ઘટકો તૈયાર થાય છે. અને વસ્તુતાએ પણ મુંબઈની મહાસભાવાદી સરકારે ગુજરાત માટે એક નવી યુનિવર્સિટીની યોજના વિચારવા સારુ એક કમિશનની નિમણૂકની જાહેરાત તાજેતરમાં કરી છે.

અલબત્ત, સ્વરાજ્યની કલ્પના જેવી જુદી જુદી હોય, તે પ્રમાણે તે તે પ્રકારના સ્વરાજ્ય માટેની યુનિવર્સિટીની કલ્પનામાં ફેર પડે જ. તોપણ જે મહાપુરુષની દોરવણી હેઠળ તથા તેમણે બતાવેલાં જે વિશિષ્ટ સાધનો વડે હિંદે પોતાનું સ્વાતંત્ર્ય હાંસલ કર્યું છે, તેની ખાસ અસર તેના સ્વરાજ્યના સ્વરૂપ ઉપર પડવાની જ. ઉપરાંત, ગુજરાત તો ગાંધીજીનું ઘણો લાંબો વખત કર્મક્ષેત્ર રહ્યું હોઈ, ગાંધીજીએ પોતાની ઘણીખરી લડતોનાં મંડાણ ગુજરાતમાંથી જ મુખ્યત્વે કરેલાં; અને ગુજરાતે હંમેશ મોટા પ્રમાણમાં ગાંધીજીની દોરવણી સ્વીકારી છે. પરંતુ તે બધાથી વિશેષ તો એ કે, એ ગુજરાતની હૃદયભૂમિ ઉપર ગાંધીજીએ જ

સ્થાપેલી ગૂજરાત વિદ્યાપીઠ જેવી સંસ્થા મોજૂદ છે કે જેણે ગુજરાતના અનેકમુખી ઘડતરમાં નાનોસૂનો ફાળો નથી આપ્યો, તથા જેમાં ગાંધીજીએ સ્વરાજ મેળવવા માટે તથા તે સ્વરાજ ભોગવતી પ્રજા માટે જરૂરી એવી રાષ્ટ્રીય કેળવણીનાં પોતે ભાળેલાં મૂળતત્ત્વો મૂર્તિમંત કરવા પ્રયત્ન કર્યો છે. એ સંસ્થાનો અનુભવ સ્વરાજ્ય મેળવ્યા પછી પણ આઝાદ બનેલા આપણા રાષ્ટ્રની કેળવણીના નવેસર ઘડતરમાં ભારે માર્ગદર્શક બનવાનો, એવી કાંઈક લાંબી જવાબદારીના ખ્યાલથી જ મહાવિદ્યાલયની સ્થાપના વખતે ગાંધીજી ભારે હૃદયે બોલ્યા હતા :—

"મારી જિંદગીની અંદર મેં અનેક કાર્યો કર્યાં છે. તેમાંનાં ઘણાં કાર્યોને માટે મારા મનમાં હું મગરૂરી પણ માનું છું, કેટલાંકને સારુ પશ્ચાત્તાપ પણ થાય છે. એમાંનાં ઘણાં મોટી જવાબદારીવાળાં પણ હતાં. પણ અત્યારે જરાયે અતિશયોક્તિ વિના હું કહેવાને ઇચ્છું છું કે, મેં એવું એક પણ કાર્ય નથી કર્યું કે જેની સાથે આજે કરવાના કાર્યનો મુકાબલો થાય.

". . . હું ચોમેર કહી રહ્યો છું કે, જેટલી સફળતા વિદ્યાર્થીઓમાં (આપણે) મેળવીશું, તેટલે અંશે હિંદુસ્તાનના સ્વરાજ માટે આપણે લાયક થઈ શકીશું. સ્વરાજની સ્થાપના બીજી રીતે નહિ થઈ શકે. આપણે આવાં વિદ્યાલયો સફળ કરવા માટે આપણો પૈસો, આપણું ચારિત્ર્ય જેટલું ખરચી શકીએ તેટલું ઓછું છે. ... આ કાર્યની અંદર જ જીવતાં તેમ મરવાને હું તૈયાર છું. તેને માટે મરવું એને જ ... હું જીવવું સમજું છું."

પછી પણ થોડાંક વર્ષો બાદ ગાંધીજીએ જાહેર કર્યું હતું:—

"આ વિદ્યાપીઠની હસ્તી માટે મારે ઓલવાઈ જવું પડે, દફનાઈ જવું પડે, તો તેમ કરવા તૈયાર છું"

તેથી જ જ્યારે ૧૨મી ગુજરાતી સાહિત્ય પરિષદના સંમેલન વખતે (ઈ. સ. ૧૯૩૬) સર ચીનુભાઈએ વિદ્યાપીઠ વિષે ભૂતકાળનો ઉપયોગ કર્યો, ત્યારે પ્રમુખપદેથી બોલતા હોવા છતાં ગાંધીજી ઊછળી પડીને બોલી ઊઠ્યા :—

"હું સર ચીનુભાઈને કહેવાની રજા લઈશ કે, એ વિદ્યાપીઠ છે, અને રહેવાની જ છે. એ બે દિવસ માટેની નથી. સ્વરાજ્યનો મંત્ર જાણતા હઈશું ત્યાં સુધી વિદ્યાપીઠ રહેવાની છે."

બીજે એક પ્રસંગે તેમણે વધુ સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે :—

"અસહકારનાં બીજાં અંગોમાં ગમે તે પરિવર્તન થાઓ, પણ રાષ્ટ્રીય શાળાઓ તો નભવી જ જોઈએ. એટલું જ નહિ પણ . . . સ્વરાજ્ય મળ્યે અસહકારી વકીલો અદાલતમાં વકીલાત કરવા જશે, પણ અસહકારી શાળાઓ તો કાયમ જ રહેશે. બીજી શાળાઓ તે શાળાઓને અનુકૂળ થશે. કંઈ असहकारी शालाओ गत सरकारी शालाओने अनुकूळ नहि थाय. બે स्वराज मळे आजे न आवो, मळे तेने युगोयुग लागो. પણ તે વખતે જે અસહકારી શાળાઓ હસ્તી ભોગવતી હશે, તે શાળાઓ નમૂનારૂપ થશે, ને પ્રજા તેનાં ઓવારણાં લેશે."

## ગુજરાત પુરાતત્ત્વ મંદિર

અહીંથી આગળ ચાલતા પહેલાં આપણે મહાવિદ્યાલયની સ્થાપનાની સાથે જ થોડા વખતમાં (તા. ૨૨-૧૨-'૨૦, માગશર સુદ ૧૨, ૧૯૭૭) કરવામાં આવેલી ગુજરાત પુરાતત્ત્વ મંદિરની સ્થાપનાનો ઉલ્લેખ કરવો જોઈએ. નામ પ્રમાણે આ મંદિરનો ઉદ્દેશ, પ્રાચીન હકીકતોનું સંશોધન હતો. અર્થાત્ "સાધારણ રીતે તો આખા હિંદુસ્તાનના અને ખાસ કરીને ગુજરાતના પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય, સ્થાપત્ય, કળા, વિજ્ઞાન, ધર્મ, સમાજ, અને તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવી; હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું તેમ જ સંસ્કૃત, પ્રાકૃત, અને પાલિ આદિ ભાષાઓનું શાસ્ત્રીય અને તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું," અને તે બધા અંગે યોગ્ય પ્રકાશનકાર્ય ચલાવવું, એ હતો.

અર્થાત્ રાષ્ટ્રીય ઉત્થાનના કામમાં પ્રાચીન સંસ્કૃતિનાં ઝરણાંનો યોગ્ય ઉપયોગ થાય, અને એ અર્થે જુદા જુદા ધર્મોનાં તત્ત્વો અને સાહિત્ય વગેરેનો સમભાવપૂર્વક અભ્યાસ અને સંશોધન થાય, એમ વિદ્યાપીઠ ઇચ્છતી હતી.

## માન્ય શાળાઓ

૧૯૨૧ની શરૂઆતમાં ગુજરાત કાઠિયાવાડ અને મુંબઈ થઈને ગૂજરાત-વિદ્યાપીઠ સાથે સંબંધવાળી સંસ્થાઓ આ પ્રમાણે હતી :—

મહાવિદ્યાલયો ૩,
વિનયમંદિરો ૧૩,
અપૂર્ણ વિનયમંદિરો ૨૯,
કુમારમંદિરો ૨૨૬.

આ બધી શાળાઓમાં થઈને ૨૯૦૦૦ વિદ્યાર્થીઓ ભણતા હતા, અને તેમને અંગે વાર્ષિક ખર્ચનો અંદાજ ત્રણથી ચાર લાખ રૂપિયાનો થતો હતો.. આ

સર્વ નાનીમોટી સંસ્થાઓનાં શિક્ષકોની સંખ્યાનો અંદાજ ૮૦૦નો હતો, જેમાંના કેટલાકના આપભોગ ઉપર જ ઘણી જગાએ શાળાઓ ચાલતી હતી, એમ કહેવું જોઈએ.

ગુલામીનો ત્યાગ એ તો વિદ્યાર્થીના સર્વતોમુખી ઘડતર માટે પ્રથમ શરત ગણાય. ગાંધીજીના શબ્દોમાં કહીએ તો, "મેલા પાત્રમાં દૂધ રેડ્યાં કરો તો પાત્ર નહીં સુધરે પણ દૂધ મેલું થશે. આપણે ગુલામીના પાત્રથી ખરડાયેલા હોઈશું ત્યાં સુધી કેળવણી ધૂળ-ધાણી છે." પરંતુ અરાષ્ટ્રીયનો ત્યાગ એટલે રાષ્ટ્રીયનો સ્વીકાર, એવું આપોઆપ બની જતું નથી. તેમાંય વર્ષોથી સ્વતંત્રતા ગુમાવી બેઠેલા અને પરદેશીઓને હાથે વિપરીત ઘડતર પામેલા દેશને માટે તો ઘણી વાર પોતાના દેશનું સાચું સ્વત્વ શું છે, તથા તેના યથા-યોગ્ય ધારણ-પોષણ-વિકાસ માટે શું શું આવશ્યક છે, એ સમજવું મુશ્કેલ થઈ જાય છે.

**કેળવણીમાં ક્રાંતિ**

એ સ્થિતિમાં કેળવણીમાં રાષ્ટ્રીયતાની સિદ્ધિ અર્થે કઈ કઈ બાબતો અત્યંત આવશ્યક મનાઈ, અને વિદ્યાપીઠે તેમનો કેવી રીતે સ્વીકાર તથા અમલ કર્યો એ હવે આપણે જોઈએ. તેમાંની પહેલી વસ્તુ છે: કેળવણીનું માધ્યમ સ્વભાષા હોવી જોઈએ, એ.

**સ્વભાષા: કેળવણીનું માધ્યમ**

સરકારી કેળવણી સામે મુખ્ય આક્ષેપ એ હતો કે, તે કેળવણીની યોજના સરકારે પોતાની પરદેશી રાજ્યપદ્ધતિને પોષનારી બને એ રીતે ઘડી હતી. તેનો મુખ્ય ઉદ્દેશ અંગ્રેજી ભાષા જાણનારા, અંગ્રેજી સંસ્કારોવાળા, અંગ્રેજી સભ્યતાને જ આવશ્યક અને સર્વોત્તમ માનનારા, અંગ્રેજી રાજ્યને જ કાયમ રાખવા ઇચ્છનારા, અને અંગ્રેજી રાજ્ય વડે હિંદુસ્તાનનું જે કાંઈ થતું હોય તેને ઈશ્વરનિર્મિત શ્રેય માની તેમાં મદદગાર થનારા નોકરો, અમલદારો અને શિક્ષિતોનો વર્ગ ઊભો કરવાનો હતો. અને તેથી તે કેળવણીમાં અંગ્રેજી ભાષાને જ બધી રીતે પ્રાધાન્ય આપવામાં આવ્યું હતું. એ એક જ વસ્તુથી રાષ્ટ્રને જે વિધવિધ રીતે પારાવાર નુકસાન થતું હતું, તેની સર્વતોમુખી કલ્પના તે વખતના અંગ્રેજીના 'મોહ' ના વાતાવરણમાં સૌને શક્ય પણ ન હતી. ગાંધીજીનાં તે વખતનાં લખાણોમાંથી કે વ્યાખ્યાનોમાંથી એ અંગેની કેટલીક બાબતો મુદ્દાવાર નીચે ઉતારી છે, તે આજે પણ યાદ કરી જવી ઠીક થઈ પડશે :–

(૧) અંગ્રેજી ભાષા મારફત જે કાંઈ શીખવામાં ૧૬ વર્ષ લાગે છે, તેટલું બધું જ માતૃભાષા દ્વારા શીખવામાં દશ વર્ષ લાગે. પ્રજાના કેળવણી લેના લાખો યુવાનોમાંથી દરેકનાં આ ૭ વર્ષ એળે જવાં, એટલે સરવાળે દેશનાં લાખો વર્ષ એળે જવાં.

(૨) પરભાષા મારફત શિક્ષણ લેવા જતાં જે કચરી નાખનારો બોજો કુમળાં મગજ ઉપર પડે છે, તેને કારણે યુવકવર્ગ કાયમને માટે નિઃસત્ત્વ, નબળો, નિરુત્સાહી, રોગી ને કેવળ નકલી બને છે. શોધકશક્તિ, વિચારશક્તિ, સાહસ, ધૈર્ય, વીરતા, નિર્ભયતા વગેરે ગુણો તેમનામાંથી ક્ષીણ થઈ જાય છે. તેથી તેઓ નવી યોજનાઓ રચવા, અને રચે તો પાર ઉતારવા નાલાયક બની જાય છે. અને ઉપરના ગુણો કોઈ બતાવી શકે, તો પણ તે અકાળ મૃત્યુનો ભોગ બની જાય તો નવાઈ નહિ.

(૩) સ્વતંત્ર વિચારશક્તિ, અને સક્રિય સમજશક્તિ નાશ પામવાથી, અથવા પૂરતી ન ખીલવાથી, યુવાનો પરદેશી ભાષા દ્વારા જાણેલી પરદેશી સંસ્કૃતિના કેવળ શાહીચૂસ બને છે: અર્થાત્ શાહીચૂસ કાગળ જેમ મૂળ લખાણનું રહસ્ય પ્રાપ્ત કરવાને બદલે તે લખાણની નકામી ઉપરચોટિયા જે કાળાશ, તેને જ પકડે છે, તેમ.

(૪) પરદેશી ભાષા મારફત કેળવણી લેનાર બાળકનો તેની માતાના ધાવણ સાથે મળતા સંસ્કારો અને મધુર શબ્દો સાથે વિચ્છેદ પડી જાય છે. ઘરના વાતાવરણ અને નિશાળના વાતાવરણ વચ્ચે મેળ રહેતો નથી. નિશાળનું શિક્ષણ ઘરમાં દાખલ કરાતું નથી, અને ઘરનું ઘડતર નિશાળમાં પોષણને બદલે આઘાત પામે છે. ઘણુંખરું ભણતર કેવળ પરીક્ષા પાસ કરવા ઉપાડી લીધેલું વૈતરું જ રહે છે, અને પરીક્ષા પછી તેને બને તેટલી ઉતાવળથી ભૂલી જવામાં આવે છે.

(૫) પરભાષા દ્વારા મેળવેલું શિક્ષણ કુટુંબીવર્ગ કે નોકરવર્ગ સુધી ઊતરી શકતું નથી. એટલે શિક્ષિતવર્ગ અને પ્રજાવર્ગ વચ્ચે અંતર પડી જાય છે. નિશાળનું શિક્ષણ બીજા બધા માટે "બંધ પુસ્તક" જેવું રહે છે. 'જ્યાં આવી વિષમ દશા પ્રવર્તતી હોય, ત્યાં પ્રજા કોઈ પણ કાળે ન ચડી શકે. . . . આપણે તેઓ

સમજે તેવી ભાષામાં તેમને રાજકીય વિષય તો શું, પણ શરીરસ્વાસ્થ્ય અને જનસુખાકારીનાં તત્ત્વો પણ નથી સમજાવી શકતા. પ્રજાને આપણે ઓળખતા નથી, પ્રજા આપણને સુધરેલા ગણીને કાઢી નાખે છે. આપણે પ્રજાવર્ગને જંગલી ગણી તેનો તિરસ્કાર કરીએ છીએ.'

(૬) અલબત્ત, ગાંધીજી ઉમેરે છે કે, અંગ્રેજી ભાષા' કોઈએ પણ શીખવી ન જોઈએ, એવો આશય નથી. આપણે ભલે તેને આપણા ઉપયોગ પૂરતી પરભાષા તરીકે શીખીએ; પરંતુ તેથી વધારે, એટલે કે અંગ્રેજોની જેમ જ શુદ્ધ અંગ્રેજી બોલવાલખવાનો અને અંગ્રેજીમાં જ વિચાર કરતા બની જવાનો મિથ્યા બોજો ન ઉઠાવીએ. જાપાનમાં જેમ થોડા માણસો ઊંચા પ્રકારનું અંગ્રેજી જ્ઞાન મેળવી, જે કાંઈ લેવા યોગ્ય હોય તે જપાની ભાષામાં મૂકી, પ્રજાને તે વસ્તુ સુલભ કરી મૂકે છે, અને આખી પ્રજાને અંગ્રેજી ભાષાનું અણીશુદ્ધ જ્ઞાન મેળવવાના વ્યર્થ પ્રયાસમાંથી બચાવી લે છે, તેમ આપણામાંના જેઓની શરીરસંપત્તિ સારી હોય, અને જેઓનો માનસિક ઉત્સાહ મંદ ન પડ્યો હોય, તેઓ ભલે અંગ્રેજી ભાષા શીખીને, તેમાં આવેલા હિતકારક વિચારો અને માહિતી ગુજરાતી ભાષા મારફતે પ્રજાને જણાવે.

આવી સ્પષ્ટ સમજને કારણે જ ગૂજરાત વિદ્યાપીઠના બંધારણમાં એ સિદ્ધાંત પહેલેથી સ્વીકારાયો છે કે, "શરૂથી આખર સુધીનું કેળવણીનું વાહક ગુજરાતી જ હોવું જોઈએ." આ સિદ્ધાંતના પાલનમાં આજે પણ ઘણાને મુશ્કેલી લાગે, તો પચીસ વરસ ઉપર તો એ સવિશેષ હતી. શરૂઆતમાં મહાવિદ્યાલયમાં ઘણા અધ્યાપકો પણ અગુજરાતી હતા; એટલું જ નહીં પણ સિંધી અને મહારાષ્ટ્રી અધ્યાપકોને તો હિંદુસ્તાનીમાં શીખવવાની પણ એટલી જ મુશ્કેલી હતી. ખુદ ગુજરાતી અધ્યાપકોને પણ પોતાના વિષયો સ્વભાષા દ્વારા શીખવવાનું નવું જ હતું. છતાં વિદ્યાપીઠે તે નિયમ સિદ્ધાંત તરીકે શરૂથી સ્વીકાર્યો હોવાથી તેનો અમલ કરવાનો પ્રયત્ન શરૂથી જ ચાલવા લાગ્યો. કેટલાક અધ્યાપકો જેમને હિંદી કે ગુજરાતી બેમાંથી એકે ભાષા શીખી લેવાની અશક્તિ લાગી, તેઓને છૂટા પણ થવું પડયું. પરંતુ આ આગ્રહી પ્રયત્નનાં પરિણામ ઘણાં રૂડાં આવ્યાં. ઉચ્ચ કેળવણીના ઘણા વિષયો માટેની કેટલીક પરિભાષા ઊભી થઈ, અને શાળા–મહાશાળાના ઉપયોગનાં પાઠ્ય તેમ જ ઇતર વાચનનાં પુસ્તકો પણ નિર્માણ થયાં. છેક ૧લી ઑગસ્ટ ૧૯૨૪ના અરસામાં જ રાષ્ટ્રીય કેળવણી પરિષદને પ્રમુખસ્થાનેથી ગાંધીજીએ "સરવૈયું" કાઢતાં જણાવ્યું કે,

"આપણે ઘણાં પાઠ્યપુસ્તકો ઉત્પન્ન કરેલાં છે. … એ કર્તાઓને . . . ધન્યવાદ ઘટે છે . . . ગુજરાતનો આજકાલનો એટલે છેલ્લાં પચાસ વર્ષનો આખો ઇતિહાસ તપાસીએ તો જણાશે કે આવું કામ બિલકુલ થયેલું જ નથી. (સરકારી સંસ્થાઓએ તેમની સ્થાપનાનાં) પહેલાં વર્ષમાં કેટલાં પુસ્તકો લખેલાં તેની ત્રિરાશી કાઢીએ તો પણ આપણે ચડી જઈએ . . . સમાજને માટે સાહિત્ય ઉત્પન્ન કરવાની ભાવના . . . પહેલાં (આટલી) વ્યાપક નહોતી."

વિદ્યાર્થીઓના પોતાના ભાષાવિકાસની દૃષ્ટિએ તેમના દ્વૈમાસિક 'સાબરમતી' વિષે લખતાં શ્રી. મહાદેવભાઈએ જણાવ્યું છે, "ગુજરાતી ભાષાના આ યુગમાં આ વિદ્યાર્થીઓએ ભાષાને કેટલી કેળવી છે એ જોવું હોય, તો આ દ્વૈમાસિકનો ઉત્તમોત્તમ નહીં પણ ગમે તે એક લેખ લઈ જુઓ."

ઈ. સ. ૧૯૨૦, એટલે કે છેક શરૂઆતમાં, ઉચ્ચ કેળવણીની કોઈ પણ પરીક્ષામાં પ્રશ્નોના જવાબ ગુજરાતી કે હિંદીમાં જ આપવા જોઈએ, એવો નિયમ વિદ્યાપીઠે કર્યો હતો. પછી તો ગુજરાતીમાં પાઠ્યપુસ્તકો પ્રસિદ્ધ કરવાનું કામ ઝડપથી ઉપાડવામાં આવ્યું; અને એ પ્રમાણે જુદા જુદા વિષયોનાં ૬૦ જેટલાં પાઠ્યપુસ્તકો વિદ્યાપીઠે પ્રસિદ્ધ કરેલાં છે. ૧૯૩૦માં મહાવિદ્યાલય જ્યારે બંધ થયું, ત્યારે અભ્યાસની જુદી જુદી બધી શાખાઓમાં — બધાં મંદિરોમાં ગુજરાતી દ્વારા શિક્ષણ અપાતું થઈ ગયું હતું, અને જુદા જુદા વિષયોની પરિભાષા અનુભવથી ઘડાતી જતી હતી. સ્વભાષા દ્વારા ઉચ્ચ શિક્ષણ કેમ અપાય તેની ભડક પ્રત્યક્ષ કામ કરી જોવાથી જ ભાગે છે, મહાવિદ્યાલયના અધ્યાપકોએ એ સિદ્ધ કરી બતાવ્યું છે. વિદ્યાપીઠને માટે એ હવે ચર્ચાસ્પદ વસ્તુ રહી નથી.

આ પ્રમાણે અંગ્રેજી ભાષાનો માધ્યમ તરીકે ત્યાગ કરવાથી અંગ્રેજી કક્કો પણ જાણ્યા સિવાય વિદ્યાર્થીઓ ગ્રૅજ્યુએટની કક્ષા સુધીની ઉચ્ચ કેળવણી લઈને સ્નાતક થઈ શકતા હતા; તેમ જ અંગ્રેજી ન જાણનાર પણ પોતાના

વિષયના તજ્જ્ઞ હોય તેવા માણસો અધ્યાપક થઈ શકતા હતા. તેનો અર્થ એવો નથી કે, અંગ્રેજી શીખવાતું નહોતું, કે અંગ્રેજી પુસ્તકો વસાવવામાં આવતાં નહોતાં. જેને અંગ્રેજી ભાષા અને સાહિત્ય શીખવું હોય તેને માટે સારામાં સારી વ્યવસ્થા હતી, પણ તે ફરજિયાત રાજભાષા તરીકે નહિ પણ અર્વાચીન અનેક ભાષાઓમાંની એક મરજિયાત ભાષા તરીકે. ફરજિયાત ભાષાઓ તો સ્વભાષા અને રાષ્ટ્રભાષા હિંદુસ્તાની એ બે હતી.

### રાષ્ટ્રભાષા — હિંદુસ્તાની

આવડા મોટા દેશના જુદી જુદી ભાષાઓવાળા વિવિધ પ્રકારના જનસમુદાય વચ્ચે રાજકીય, આર્થિક, તથા સાંસ્કારિક એકતા સાધવી હોય, તો એક રાષ્ટ્રભાષા તો હોવી જ જોઈએ. એ રાષ્ટ્રભાષા હિંદુસ્તાની જ હોઈ શકે, એ વિષે નવું સમજાવવાપણું અત્યારે રહ્યું નથી. એ હિંદુસ્તાની એટલે પ્રાંતિક ભાષા હિંદી નહિ, પણ ઉર્દૂ અને નાગરી એ બંને લિપિવાળી, ઉત્તર હિંદમાં વ્યાપકપણે બોલાતી ભાષા, એ અર્થ પણ વિદ્યાપીઠે પહેલેથી જ સ્વીકારેલો છે. ગાંધીજીનો આદેશ આ બાબતમાં છેક જ સ્પષ્ટ હતો અને છે :– "જે રાષ્ટ્રીય વિદ્યાલયમાં હિંદી–ઉર્દૂ (હિંદુસ્તાની)નું શિક્ષણ ફરજિયાત ન હોય, તે राष्ट्रનું पोषक નથી . . . હિંદી –ઉર્દૂને વિષે કેમ રસ ઉત્પન્ન કરી શકાય એ તો દૈવ જાણે, પણ राष्ट्रवृद्धिने સારુ એનું જ્ઞાન અત્યાવશ્યક છે, એને વિષે મારા મનમાં મુદ્દલ શંકા નથી."

ગૂજરાત વિદ્યાપીઠે બંને લિપિવાળી હિંદુસ્તાની રાષ્ટ્રભાષાના વ્યવસ્થિત પ્રચાર માટે ૧૯૩૬માં ખાસ યોજના કરીને, તે માટે અતિ જરૂરી એવાં પાઠ્યપુસ્તકો અને કોશ તૈયાર કરવાનું કામ ઉપાડ્યું હતું; તે મુજબ હિંદુસ્તાની-ગૂજરાતી શબ્દકોષ અને બીજાં અનેક ક્રમિક પાઠ્યપુસ્તકો બહાર પાડવામાં આવ્યાં છે, અને તેનું કામ આગળ ચાલ્યા જ કરે છે. ૧૯૪૬ના જૂનથી ગુજરાતભરમાં રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીની પરીક્ષાઓ લેવાનું અને તેના પ્રચારનું કામ, જે પહેલાં 'ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચાર' નામની સંસ્થા મુખ્યત્વે વિદ્યાપીઠના સેવકોની મદદથી ચલાવતી હતી, તે હવે વિદ્યાપીઠે પોતાને હસ્તક લીધું છે, અને હાલ વિદ્યાપીઠની તે એક મહત્ત્વની પ્રવૃત્તિ ગણાય છે.

આ તો થઈ રાષ્ટ્રીય કેળવણીના માધ્યમની વાત; અને તેને વિષે કદાચ સિદ્ધાંતની દૃષ્ટિએ ઘણાને ઝાઝો મતભેદ હોવાનો સંભવ ઓછો છે; પરંતુ રાષ્ટ્રીય કેળવણીના મધ્યબિંદુ તરીકે જે એક મહાપ્રતીકને સ્વીકારવાનો આગ્રહ તે વખતે ગાંધીજીએ રાખ્યો, તેની બાબતમાં આજે પણ ઘણા સહમત થાય, એવું બનવાનો સંભવ ઓછો છે. તે મધ્યબિંદુ તે રેંટિયો., અને, તેથી તેને અંગેની વિચારસરણી આજે ફરીથી એકવાર ટૂંકમાં તપાસી જવી અયોગ્ય નહિ કહેવાય.

### રાષ્ટ્રીય કેળવણીનું મધ્યબિંદુ : રેંટિયો

અલબત્ત, તેનો સૌથી પ્રથમ અને તાત્કાલિક ઉપયોગ તો પરદેશી કાપડના બહિષ્કારના એકમાત્ર સાધન તરીકે હતો. અર્થાત્, અંગ્રેજી સલ્તનત જે વડે અને જે માટે હિંદુસ્તાનને ગુલામ રાખી રહી હતી, તે કાપડના વેપારને બંધ કરવાના એક સાધન તરીકે. અને ગાંધીજી કહેતા તેમ, "જો આપણે (પરદેશી કાપડના) ૬૦ કરોડ બચાવવાના સાહસમાં સફળ થઈએ, તો (બીજી પરદેશી ચીજો ખાંડ-લોખંડ-સાંચાકામ-ખનીજતેલ વગેરે ખરીદવા પાછળની) બીજી રકમો બચાવવાનાં સાહસ બાળકની રમત જેમ લાગશે. એટલે કે, જો ઇંગ્લંડની સ્વાર્થનીતિનો મોટામાં મોટો ભાગ આપણે રદ કરી શકીએ, તો બીજા ભાગોનો છેદ ઉડાવવો એ અશક્ય ન હોય. . . ."

વળી "સ્વરાજ્ય મેળવવા સારુ પ્રામાણિકતા, એકતા, દૃઢતા, સંઘશક્તિ, રાષ્ટ્રીય વ્યાપાર-શક્તિ, સર્વવ્યાપક રાષ્ટ્રીયતા, વીરતા અને ત્યાગની જરૂર છે. આ બધા ગુણો આપણે બતાવીએ ત્યારે જ રેંટિયો હિન્દુસ્તાનમાં ફરી વ્યાપક બની શકે. આટલા ગુણો બતાવનારી પ્રજાને કોઈ પણ સત્તા ગુલામીમાં ન જ રાખી શકે . . . તે વખતે આપણે એટલે-સુધી કસાયેલા હોઈશું કે . . . આપણે સરકારને અલ્ટિમેટમ – રજાચિઠ્ઠી – મોકલવા શક્તિમાન હોઈશું. . ."

જોકે, મિલોની વૃદ્ધિ વડે પણ એ પરદેશી કાપડનો બહિષ્કાર સાધી શકાય. પરંતુ દેશને જોઈતું બધું સૂતર–કાપડ દેશમાં તૈયાર થઈ શકે તેટલી મિલો દેશમાં ઊભી કરતાં 'પચાસ વરસ' જોઈએ; એટલી મિલોની મશીનરી ઇંગ્લંડ આપવાની ના પણ પાડે; અને ધારો કે એ મશીનરી બીજેથી આવે, તોપણ એ ઉદ્યોગ કોડીભર મિલોના હાથમાં જાય, એ વસ્તુ સમગ્ર દેશના સ્વરાજ્યના હિતમાં ન જ કહેવાય. કારણ કે, હિંદુસ્તાન દેશ છેવટે ખેતી ઉપર જ જીવતા કરોડો માણસનો દેશ

છે, અને રહેવાનો. એટલી મોટી જનસંખ્યાને કાયમની મિલઉદ્યોગ કે યંત્રઉદ્યોગ ઉપર જીવતી કરવી એ તો શક્ય જ નથી; એટલો મોટો યંત્રોદ્યોગ ઊભો કરવામાં આવે તો પણ તેનાથી તૈયાર થતો માલ કોની પાસે ખરીદાવવો એ પાછો નવો જ સવાલ ઊભો થાય. ઉપરાંત, આખો જનસમુદાય યંત્રોદ્યોગ ઉપર, એટલે કે શહેર તેમ જ કારખાનાની આરોગ્યવિનાશક પરિસ્થિતિમાં, અને મોટા ભાગને જરા પણ કુશળતા દાખવવી ન પડે તેવું — મનુષ્યવિનાશક — અસર્જક અને જડ કામકાજ કરીને જીવતો થાય, એ વસ્તુ જ રાષ્ટ્રીય ગુણસંપત્તિની દૃષ્ટિએ પસંદ કરવા યોગ્ય નથી. તેની સાથે જે નૈતિક અધઃપાત જોડાયેલો રહે છે, તે તો જુદો. તેથી હિંદુસ્તાન ગામડાંમાં રહેતો અને ખેતી ઉપર જીવતો મુલક રહેવાનો અને રહેવો જોઈએ. તે પરિસ્થિતિમાં, ખેતીના કામ સાથે જ થઈ શકે તેવો, વર્ષના અમુક ભાગની ફરજિયાત બેકારીમાં વધારાનું મળતર ઊભું કરી આપે એવો, ખેતીની હાડતોડ જડ શારીરિક મજૂરી સાથે કળાકૌશલ્ય દાખવવાં પડે એવું સર્જક કામકાજ આપનારો, અને એ રીતે તેની માણસાઈમાં વધારો કરાવે તેવો વ્યાપક હાથઉદ્યોગ તેને મળવો જ જોઈએ. અને તેવો વ્યાપક ઉદ્યોગ બધી રીતે જોઈએ તો હાથકંતામણનો એટલે કે રેંટિયા દ્વારા ખાદીની ઉત્પત્તિનો જ છે. તો પછી એ ઉદ્યોગને એ દેશની રાષ્ટ્રીય કેળવણીનું એક મુખ્ય અંગ — મધ્યબિંદુ — જ બનાવી દેવો જોઈએ. કારણ કે,

(૧) બહિષ્કારના શસ્ત્ર તરીકે રેંટિયાનો પ્રચાર કરવામાં મુખ્ય ઉપયોગી થઈ પડે તેવો વર્ગ એ ઉચ્ચ કેળવણી લેનારો વિદ્યાર્થી વર્ગ જ કહેવાય. ઉપરાંત એ વર્ગે જ પરદેશી કેળવણી લઈને પરદેશી રહેણીનો સ્વીકાર કરેલો, અને ખોટી ફેશનો ઊભી કરેલી; એટલે તે વર્ગ જ જો આ વસ્તુને અપનાવીને શીખવવા નીકળે, તો તેની આમજનતા ઉપર ઝટ અસર થાય.

(૨) રાષ્ટ્રના આગ્રુપ જે વસ્તુ ઠરી, તે વસ્તુને સમજવી અને ઉપાસવી એ તો એ દેશની સંસ્કૃતિનું એક મુખ્ય અને આવશ્યક અંગ કહેવાય. અને સંસ્કૃતિની સાધના એ તો કેળવણીનું અને ખાસ કરીને ઉચ્ચ કેળવણીનું મુખ્ય કામ છે.

તેથીજ ગાંધીજી ભારે તીવ્રતાપૂર્વક આગ્રહ રાખે છે કે,

"જે રાષ્ટ્રીય વિદ્યાલયમાં રેંટિયાને માનનું સ્થાન ન હોય, તેને હું રાષ્ટ્રીય ન જ ગણું. . . સાત લાખ ગામડાંમાં — રેલવેથી દૂર રહેલા ગામડિયાઓ સાથે નિર્મળ સેવાભાવી સંબંધ બાંધવાનું એક જ સાધન રેંટિયો છે, એ જેઓ હજુ ન સમજ્યા હોય, તેનું આ રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં રહેવું હું નિરર્થક સમજું. જેમાં હિંદુસ્તાનના કંગાલોનો વિચાર નથી, જેમાં તેઓની કંગાલિયત દૂર કરવાનાં સાધનો યોજાતાં નથી, તે રાષ્ટ્રીયતા નથી . . રેંટિયા સિવાય એ ગરીબોની સાથે આધ્યાત્મિક સંબંધ થઈ શકતો જ નથી એ મારી ખાતરી છે. . . જે રેંટિયાનું અર્થશાસ્ત્ર સમજે છે તે એવી ભૂલમાં ન પડે કે અનેક વસ્તુઓમાંની એક હિતકર વસ્તુ રેંટિયો છે. તારા અનેક છે, પણ સૂર્ય એક જ છે. રાષ્ટ્રીય અનેક પ્રવૃત્તિઓના તારાઓમાં મધ્યસ્થ સૂર્ય એક રેંટિયો છે. એ વિના વિદ્યાલય નકામાં છે. શાળાઓ નકામી છે. . . એ રેંટિયામાં દેશનું અકલ્યાણ કરવાની તાકાત નથી, પણ એના ત્યાગમાં દેશનો નાશ છે, દુનિયાનો પણ નાશ છે. કારણ કે, એ સર્વોદયનું સાધન છે, અને સર્વોદય એ જ સાચી વાત છે. . . ઘણામાં ઘણાનું હિત એ રેંટિયાશાસ્ત્ર નથી. રેંટિયાશાસ્ત્ર તો સર્વોદય — સર્વભૂતહિત — સમજાવે છે. તમે ભણો તોપણ એ જ દૃષ્ટિ રાખીને ભણો; તમે શીખો, સંશોધન કરો તોપણ એ જ દૃષ્ટિ રાખીને કરો કે પરિણામે તમને રેંટિયો દેખાય. . . એ રેંટિયાની કેમ પ્રગતિ થાય એમાં જ તમારા વિચારો સમાપ્ત થાઓ. . . રેંટિયાનું કેન્દ્ર વિદ્યાપીઠની બહાર છે એમ તમને આટલું સમજાવ્યા પછી પણ લાગે, તો તમે વિદ્યાપીઠને ભૂલી જજો."

૧૯૨૧માં વિદ્યાપીઠની નિયામક સભાએ કાંતવાનું શિક્ષણ બધી શાળાઓમાં આપવાનો, અને દેશમાં સૂતરની 'જબરદસ્ત ત્રુટીની પૂરણી' કરવા સારુ વિદ્યાર્થીઓ પાસે સૂતર ઉત્પન્ન કરાવવાનો, અને એમ કરતાં વખતનો ભોગ આપવો પડે તે આપવા વિદ્યાર્થીઓને 'સમજપૂર્વક તૈયાર કરવા' નો ઠરાવ કર્યો. આને અંગે કેટલાક વિદ્યાર્થીઓ પરીક્ષા માટે તૈયારી ન કરતાં સૂતર-ઉત્પત્તિના કામમાં પડ્યા અને તે માટે સ્થાપવામાં આવેલા 'સ્વરાજ્ય-આશ્રમ' માં જોડાયા. પણ ત્યાં સુધી ખાદીના પોષાક અને કાંતણ કામ માટે બહુ આગ્રહ રખાતો નહોતો. ત્યારબાદ ૧૯૨૪માં શિક્ષણપરિષદના ઠરાવ ઉપરથી નિયામક સભાએ "મહાસમિતિનો કાંતણ વિશેનો ઠરાવ સાર્વજનિક હિતની દૃષ્ટિએ યોગ્ય હોવાથી તેનો અમલ અતિશય વ્યાપક રીતે થવો જોઈએ," એવો ઠરાવ કર્યો. ૧૯૨૪ની આખરે બેલગામની મહાસભાની બેઠકમાં

રાષ્ટ્રીય શાળા માટે સ્વભાષાનું માધ્યમ, કોમી એકતા અને અસ્પૃશ્યતાનિવારણ ઉપરાંત ખાદીનો પોષાક અને કાંતણકામ આવશ્યક ઠરાવવામાં આવ્યાં. અને એ વ્યાખ્યાને અનુસરી કામ ન કરતી શાળાઓને તેમ કરતી થઈ જવા એક વરસની મહેતલ આપવામાં આવી. વિદ્યાપીઠે તે અનુસાર એક તપાસસમિતિ નીમી અને ૧૯૨૬ના ઑક્ટોબરમાં રાષ્ટ્રીય શાળાઓના શિક્ષકો અને વિદ્યાર્થીઓ માટે ખાદી અને કાંતણકામ આવશ્યક ઠરાવ્યાં, તથા તેના અમલ માટે ૧૯૨૭ના મે સુધીની મુદત નાખી. તે પ્રમાણે ન કરનાર ૧૫ શાળાઓને ૧૯૨૬ – ૨૭માં અવમાન્ય કરવામાં આવી. પછી ૧૯૨૮માં વિદ્યાપીઠની પુનર્ઘટના થઈ, ત્યારે ઉપરના ઠરાવોને ધ્યેયના રૂપમાં સ્પષ્ટ મૂકવામાં આવ્યા અને જણાવવામાં આવ્યું કે, "વિદ્યાપીઠને અંગે કામ કરનારો શિક્ષકવર્ગ, સંચાલકો તથા માન્ય કરેલી સંસ્થાઓ વગેરે રેંટિયાની પ્રવૃત્તિમાં માનનારા અને અનિવાર્ય કારણ સિવાય નિયમિત રીતે કાંતનારા અને નિરંતર ખાદી પહેરનારા હોવા જોઈએ."

એમ કરવા જતાં ૧૯૨૮માં માન્ય શાળાઓની સંખ્યા ૨૩ હતી તે ૧૯૩૦માં ૯ થઈ ગઈ. પરંતુ સંખ્યાની દૃષ્ટિએ સહન કરવું પડે તેટલું સહન કરવાની તત્પરતા રાખીને પણ, વિદ્યાપીઠે, જે વસ્તુ રાષ્ટ્રીય કેળવણી માટે જરૂરી હોય તેને સ્વીકારવાની ધ્રુવનીતિ હંમેશ અખત્યાર કરી છે. અને કેળવણીની સંસ્થાને એ સિવાય બીજું છાજે પણ નહીં.

**ઉદ્યોગ: કેળવણીનું આવશ્યક અંગ**

શરૂઆતથી જ ગૂજરાત વિદ્યાપીઠના બંધારણમા એ કલમ મુકાયેલી છે કે, "વિદ્યાપીઠના દરેક મંદિરમાં ઔદ્યોગિક કેળવણી આપવા શારીરિક મહેનત ફરજિયાત ગણવામાં આવે." ૧૯૨૮ની વિદ્યાપીઠની પુનર્ઘટના વખતે વિદ્યાપીઠનાં ધ્યેયો નવેસર નિરૂપાયાં તેમાં તે કલમ આ પ્રમાણે મુકાઈ છે:- "વિદ્યાપીઠમાં ઔદ્યોગિક શિક્ષણને બૌદ્ધિક શિક્ષણ જેટલું જ મહત્ત્વ આપવામાં આવશે, અને રાષ્ટ્રના પોષક જે જે ઉદ્યોગો છે તેને સ્થાન આપવામાં આવશે, બીજાને નહિ."

ગાંધીજીએ શરૂઆતથી જ કહ્યું હતું કે, "આ દેશની કેળવણીમાં ઉદ્યોગના વાતાવરણની જરૂર છે. આ દેશની કેળવણીમાં ઉદ્યોગ તેનું પ્રધાન અંગ હોવું જોઈએ." બીજે પ્રસંગે તે કહે છે: "બૌદ્ધિક કેળવણી એટલે હકીકતોનું સામાન્ય જ્ઞાન, એવો આપણે ખોટો અર્થ ઘણી વાર માની લઈએ છીએ. એવું સામાન્ય જ્ઞાન ન મેળવતાં છતાં બુદ્ધિનો સંપૂર્ણ વિકાસ સંભવિત છે. જે કેળવણીકાર વિદ્યાર્થીઓનાં મગજને અગણિત હકીકતો ભરી મૂકવાનું કબાટ બનાવી મૂકે છે, તે પોતે કેળવણીનો પહેલો પાઠ જ નથી શીખ્યો . . . અક્ષરજ્ઞાન (એટલે કે બૌદ્ધિક જ્ઞાન) અને ઉદ્યોગ નોખાં નથી. છતાં તેમને નોખાં પાડવાથી, તેમના છેડાછૂટા કરવાથી જ્ઞાનનો વ્યભિચાર થવા પામે છે. પતિએ તરછોડેલી પત્નીના જેવી ઉદ્યોગની સ્થિતિ છે અને જ્ઞાનરૂપી પતિ ઉદ્યોગને તજીને સ્વેચ્છાચારી બન્યો છે ને અનેક ઠેકાણે પોતાની એંઠી નજર નાખતો છતો પોતાની કામનાની તૃપ્તિ મેળવી જ નથી શકતો, તેથી છેવટે સ્વચ્છંદ કરતો થાકીને પછડાય છે."

બીજા એક સવાલના જવાબમાં તે જણાવે છે:— "કેળવણીની મારી વ્યાખ્યામાં બુદ્ધિ અને ઉદ્યોગ એવા વચ્ચે દીવાલવાળા બે વાડા નથી, પણ ઉદ્યોગની કેળવણીમાં બુદ્ધિની કેળવણી એટલે બુદ્ધિનો વિકાસ પૂરેપૂરો રહ્યો છે. ઉદ્યોગની કેળવણી વિના બુદ્ધિનો ખરો વિકાસ સંભવે નહિ, એમ કહેવાની પણ હું ધૃષ્ટતા કરું ખરો. બાળક જન્મથી . . . પોતાની અક્કલ નથી વાપરતું પણ શરીર વાપરે છે. . . . શરીર વિનાની સમજણ હોય નહીં."

વિદ્યાર્થી પોતાના ઘડતરનાં અગત્યનાં વર્ષો દરમ્યાન માત્ર પુસ્તકિયા વિદ્યાની પ્રાપ્તિમાં જ મચ્યો રહે, તો તેથી તેની શારીરિક ખિલવણી અટકે, અંગમહેનતનું ગૌરવ તે ભૂલતો જાય, શરીરની આજીવિકા શરીર વડે કરાતી કોઈ ઉત્પાદક મજૂરીથી જ મેળવવાની અગત્ય ભૂલે, માત્ર પુસ્તકિયા આવડત વડે મળી શકતી આજીવિકા (કે જે મુખ્યત્વે વ્યાપાર ઉદ્યોગ, સરકારી નોકરી વગેરે ક્ષેત્રો કે જે રાષ્ટ્રવિઘાતક ન હોય, તોપણ આખા રાષ્ટ્રની દૃષ્ટિએ માત્ર ખોબા જેટલા માણસોને માટે ખુલ્લાં હોય, તથા જેમનું આખા રાષ્ટ્રના વ્યાપક જીવનમાં ઓછા અગત્યનું મર્યાદિત જ સ્થાન હોઈ શકે, તેવાં ક્ષેત્રોમાં મળતી આજીવિકા) તરફ જ તે ખેંચાય, અને એ રીતે જે જાતનું જીવન હિંદુસ્તાનના કરોડોને શક્ય છે, તેનો ભાગીદાર તે મટી જાય. ઉપરાંત, સર્જક અંગમહેનત દ્વારા જે બૌદ્ધિક આરોગ્ય

અને વિકાસ સધાય છે, તથા પોતાના દેશના વ્યાપક જીવનને વફાદાર એવું જીવન જીવવામાં જે નૈતિક અને આધ્યાત્મિક ભાવનાનો વિકાસ થાય છે, તેથી પણ તે વંચિત રહે.

ગાંધીજી એક જગાએ જણાવે છે કે, સરકારી 'છાપ' (ડિગ્રી)નો મોહ વિદ્યાર્થીઓમાં વધ્યો છે તેનું કારણ એ છે કે, વિલાયતી રહેણી અને વિલાયતી વસ્તુઓનો ઉપયોગ વિદ્યાર્થીઓમાં વધતાં તેમને પ્રામાણિક મજૂરી વડે તેને અનુરૂપ આવક મેળવવી શક્ય નથી લાગતી, અને તેથી તેઓ "લાંચ ખાઈ શકાય એવી નોકરી" મેળવવા ઇચ્છે છે. તેથી કરીને—

> "જ્યાં લગી વિદ્યાર્થી મજૂરીને, શરીરમહેનતને વધાવી નહિ લે, ત્યાં લગી તે મોહજાળમાંથી નહિ બચે. રેંટિયાને મહત્ત્વ આપવાનું આ કારણ છે. . ધન ઉપાર્જન સારુ વિદ્યાનો ઉપયોગ ન જ કરવો જોઈએ. . . આજીવિકાનું સાધન મજૂરી એટલે વણકર, સુથાર, દરજી, ઇ૦ આવશ્યક ધંધો હોવું જોઈએ. વૈદ, વકીલ, શિક્ષક ઇ૦ મુખ્યપણે પૈસા કમાવાના ઇરાદાથી તેને શીખે છે ને આદરે છે એ આપણી નૈતિક અવનતિનું એક મોટું કારણ હું માનું છું. . વિદ્યાપીઠે એ આદર્શ નથી રાખ્યો; પણ વિદ્યાપીઠે રાષ્ટ્રીય ભાવનાને પ્રધાનપદ આપ્યું છે. વિદ્યાનો ઉપયોગ દેશસેવાને અંગે કરવો ને ધનઉપાર્જનને ગૌણપદ આપવું એ (એનો) આદર્શ જ છે. . . તમારે ભવિષ્યમાં આજીવિકાનું શું થશે એનો વિચાર ન કરવો. તમને થવું જોઈએ કે, અંગીના કામમાં પુરુષાર્થ કરીને આજીવિકા મેળવીશું, વણકરના કામમાંથી મેળવીશું, પણ નામોશીભરેલું કામ નહિ કરીએ. . "

ઉદ્યોગ આ પ્રમાણે રાષ્ટ્રીય શિક્ષણનું અક્ષરજ્ઞાન જેટલું જ પ્રધાનઅંગ હોવું જોઈએ, એવું દલીલથી માનવું એ જુદી વાત છે, અને તેને અભ્યાસક્રમમાં ઉચિત રીતે વણી લેવું એ જુદી વાત છે. શરૂઆતનાં વર્ષોમાં તો દિવસના અર્ધો કલાક જેટલું કાંતણકામ વર્ગોમાં થાય એટલાથી જ રેંટિયો તેમ જ ઉદ્યોગ બંનેની ગરજ સરી રહ્યાનો સંતોષ માનવો પડતો. પરંતુ ૧૯૨૮ની પુનર્ઘટના વખતે ઉદ્યોગને અભ્યાસક્રમમાં વિદ્યાભ્યાસ જેટલું જ સ્થાન વસ્તુતાએ મળે તે માટે ભારે હિંમતભેર વિશિષ્ટ પ્રયત્ન કરવામાં આવ્યો, અને યત્નાર્થે કાંતણના સમય ઉપરાંત ઉદ્યોગકામના કલાક લગભગ બૌદ્ધિક શિક્ષણના કલાકો જેટલા જ કરી નાખવામાં આવ્યા. ઉદ્યોગોમાં તત્કાળ તો પીંજવા–કાંતવા–વણવાના સંપૂર્ણ ખાદીઉદ્યોગ ઉપરાંત સુતારી-કામ શરૂ કરવામાં આવ્યાં હતાં. એ બાબતમાં મર્યાદા જો હતી તો તે બીજા 'રાષ્ટ્રના પોષક જે જે ઉદ્યોગો' હોય તેમને શરૂ કરવાનાં સાધનો અને શિક્ષકોની જ હતી. શરૂઆતમાં તો આ ફેરફારથી ભલભલા પણ ચોંકી ઊઠયા હતા, અને વિદ્યાપીઠની હસ્તી- જોખમમાં મૂકી દેવાનો જ આ પ્રયોગ ચાલી રહ્યો છે, એમ મનાતું હતું. ખાસ બીક એ હતી કે, એને કારણે બૌદ્ધિક શિક્ષણની કક્ષા છેક ઊતરી જશે. પરંતુ અનુભવે એમ જણાયું છે કે, ઉદ્યોગકામને બૌદ્ધિક શિક્ષણના જેટલું જ અભ્યાસક્રમમાં સ્થાન આપવાથી, આવશ્યક માનેલા પ્રમાણમાં બૌદ્ધિક શિક્ષણ આપવામાં તેમ જ વિદ્યાર્થીઓને તે યથાયોગ્ય ગ્રહણ તેમ જ ધારણ કરવામાં કંઈ ખાસ મુશ્કેલી પડવાને બદલે, તેમની બૌદ્ધિક શિક્ષણ મેળવવાની શક્તિ અને તીવ્રતા વધુ સતેજ બન્યાં હતાં; બૌદ્ધિક શિક્ષણ વિશિષ્ટ પ્રયોજનની આસપાસ કેન્દ્રિત થતું હોવાથી વધુ સચોટ તથા ઊંડું બનતું હતું; અને તે સર્વથી વધારે તો, જ્ઞાન તેમ જ આજીવિકા બાબતના વિદ્યાર્થીઓના ખ્યાલો વધુ માણસાઈભર્યા થવા લાગ્યા હતા.

### ગ્રામસેવાનું શિક્ષણ

રાષ્ટ્રીય કેળવણીમાં રેંટિયો અને ઉદ્યોગને જે વિચારસરણી અનુસાર પ્રધાનસ્થાન મળ્યું છે, તે વિચારસરણીથી આપોઆપ બીજી એક વસ્તુ ફલિત થઈને ઊભી જ રહે છે કે, રાષ્ટ્રીય કેળવણીનું આખું આયોજન ગામડાંના બનેલા હિંદુસ્તાનને અનુરૂપ જ હોય; અર્થાત્ એ કેળવણીથી જો કોઈ પણ જાતનો સેવક તૈયાર થવાનો હોય તો તે ગ્રામસેવક જ તૈયાર થાય. છેક શરૂઆતમાં જ વિદ્યાપીઠના બંધારણમાં એક કલમ છે કે, "સર્વસામાન્ય જનતાને ઊંચે ચઢાવવી છે એ બધા શિક્ષણનું દૃષ્ટિબિંદુ હોવું જોઈએ." પણ ૧૯૨૮ની પુનર્ઘટના વખતે તો એ કલમને વધુ વિશદ કરીને એવું ધ્યેય નક્કી કરવામાં આવ્યું કે, "ભારત-વર્ષનો ઉત્કર્ષ શહેરો ઉપર નહિ પણ ગામડાં ઉપર અવલંબે છે, તેથી વિદ્યાપીઠના મોટાભાગના દ્રવ્યનો અને વિદ્યાપીઠના શિક્ષકોનો મુખ્ય ઉપયોગ ગામડાંમાં રાષ્ટ્રપોષક કેળવણીનો પ્રચાર કરવામાં થશે; અને કેળવણીનો ક્રમ ઘડવામાં ગ્રામવાસીઓની હાજતોને પ્રધાનપદ આપવામાં આવશે." આમ, એ પુનર્ઘટના

વખતે ગ્રામશિક્ષણ ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો અને તે અનુસાર આખાય અભ્યાસક્રમમાં ફેરફારો કરી દેવામાં આવ્યા. તે જ વખતે એક સ્વતંત્ર ગ્રામસેવા મંદિરની યોજના કરવામાં આવી, અને તેના વર્ગો ૧૦, જુલાઈ, ૨૯ થી શરૂ થયા. તેના અભ્યાસક્રમમાં, સામાન્ય શિક્ષણમાં રહેલી ખામીઓ દૂર કરવા માટે ગુજરાતી, ભૂગોળ, નામું અને સંગીતના સામાન્ય શિક્ષણ ઉપરાંત ગ્રામસેવાની ખાસ લાયકાત મેળવવા માટે સંપત્તિશાસ્ત્રનાં મૂળતત્ત્વો, ગામડાંનો આર્થિક તેમજ સામાજિક અભ્યાસ, કાંતણપીંજણ, સુતારીકામ, સ્વચ્છતા, આરોગ્યસંરક્ષણ, આહારશાસ્ત્ર, ઘરવૈદું, અકસ્માત વખતે તાત્કાલિક ઇલાજ, શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્ત્વો અને ગ્રામશાળાની વ્યવસ્થા, વ્યાયામ, સંઘ-વ્યાયામ અને રમતો, સભાશાસન અને જમીન-માપણીનો અભ્યાસક્રમ હતો. ઉપરાંત જમીનમહેસૂલ, ગૃહઉદ્યોગો, સહકારી મંડળીઓ, ખેડૂતોનાં મંડળો, મજૂરસંઘો, સામ્યવાદના પ્રકારો વગેરે વિષયોનો પરિચય પણ નિયત વ્યાખ્યાનો દ્વારા કરાવવામાં આવતો હતો.

ગાંધીજી આ બાબત વિષે જણાવે છે કે :—

"વિદ્યાપીઠનું કાર્ય મહેતા કે લહિયા તૈયાર કરવાનું નથી; પણ ગ્રામસેવકો તૈયાર કરવાનું છે. . . વિદ્યાપીઠની હસ્તીથી હું કહેતો આવ્યો છું કે, વિદ્યાપીઠ મારફતે આપણે ગામડાંમાં ફરી વળવું છે. સ્નાતકના મનમાં પણ એવી આશા હોવી જોઈએ ને તેનો પ્રયત્ન એવો હોવો જોઈએ કે પોતે ગામડામાં જઈ સેવા કરશે."

વળી તે ભારપૂર્વક કહે છે:—

"સરકારી શાળામાં ઉત્તમોત્તમ કેળવણી પામનાર સરકારની સેવા કરવામાં અભિમાન માને, સરકારના . . . ખાતામાં મોટો હોદ્દો મેળવવાની આશા રાખે. સરકારી શાળાઓ મારફત સરકાર પોતાને જોઈએ તેના કરતા પણ વધારે નોકરો પ્રતિવર્ષ તૈયાર કરે છે. રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં ભણતા વિદ્યાર્થીઓને જો તેને વિષે અભિમાન હોય, તો તેનું પ્રથમ લક્ષ્ય રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં પડી જઈ આજીવિકા મેળવવાનું હોય . તેમને લાલચ પગારની નહિ પણ સેવાની હોય. રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં આજીવિકા માત્ર મળે તેથી તેઓ સંતોષ માને, અને બીજે ક્યાંય વધારે પગારની લાલચ મળે તેને ઠેલે . . . અંત્યજસેવા, મજૂરસેવા, ખાદીસેવા ઇત્યાદિ વ્યાપક અને રચનાત્મક કાર્યોમાં રાષ્ટ્રીય વિદ્યાપીઠોના જ વિદ્યાર્થીઓ હોવા જોઈએ . . આ ખોટ પૂરી પાડવામાં (વિદ્યાપીઠના સંચાલક) મંડળની કાર્યદક્ષતા ને તેની કર્તવ્યપરાયણતા છુપાયેલી છે."

**અસ્પૃશ્યતાનિવારણ : કોમી એકતા**

ગાંધીજી વારંવાર રેંટિયો, હિંદુમુસલમાન ઐક્ય અને અસ્પૃશ્યતાનિવારણ એ ત્રણ બાબતોને કોઈ પણ રાષ્ટ્રીય શાળાની પ્રથમ કસોટી તરીકે જણાવ્યા કરે છે. અસ્પૃશ્યતાનિવારણ અને કોમી એકતા એ બે વસ્તુઓ, શાળામાં તો, કંઈક અંશે બધી કોમના અને વર્ણના વિદ્યાર્થીઓને વિદ્યાલયમાં સમાન રીતે દાખલ કરીને તથા તે તે પ્રશ્ન અંગે જરૂરી માહિતીનો અભ્યાસ યોજવા વડે સાધી શકાય. અત્યારે એ બંને બાબતો વિષે ભાગ્યે મતભેદ હોય; પરંતુ શરૂઆતના વખતમાં વિદ્યાપીઠને અસ્પૃશ્યતાનિવારણનો આગ્રહ રાખવા જતાં ઘણી શાળાઓ જતી કરવી પડી હતી. સનાતનીઓની એક સભાએ શંકરાચાર્યજીના પ્રમુખપદે મળેલી સભામાં (તા. ૨૧-૧૧-'૨૦) ઠરાવ પણ કર્યો કે, સનાતન ધર્માનુયાયી બ્રાહ્મણાદિ પ્રજાએ વિદ્યાપીઠ સાથે જોડાયેલી સંસ્થાઓ સાથે સહાનુભૂતિ ન રાખવી. પરંતુ વિદ્યાપીઠે એ બાબતમાં આજસુધી જરા પણ નમતું આપ્યું નથી; અને વારંવાર તપાસ કરાવતા રહીને અંત્યજોને જે કોઈ રાષ્ટ્રીય શાળામાં દાખલ થવામાં કે બીજા વિદ્યાર્થીઓની સાથે આવીને સમાનતાથી ભણવામાં મુશ્કેલી ઊભી થતી કે કરાતી જાણી, તે શાળાને તેણે જતી કરી છે.

કોમી એકતા બાબત તો શરૂઆતમાં વિદ્યાપીઠની સ્થાપના વખતે મહાત્માએ જાહેર સ્પષ્ટતા કરી હતી કે,

"આ વિદ્યાપીઠ મુખ્યત્વે કરીને ગુજરાતીઓ માટે છે. પછી તે ગુજરાતી હિંદુ હોય, જૈન હોય, કે મુસલમાન હોય, પારસી હોય કે ખ્રિસ્તી હોય. મુસલમાન અને પારસી ભાઈઓને હું ખાતરી કરાવવા ઇચ્છું છું કે, આ વિદ્યાપીઠ સંસ્કૃતમય ગુજરાતીનો ઉત્કર્ષ કરવા માટે નથી; પણ જે સારામાં સારી રીતે ગુજરાતી ભાષાનો ઉત્કર્ષ થઈ શકે, તે રીતે ગુજરાતીનો ઉત્કર્ષ કરવા માટે છે. . કેવળ સંસ્કૃતમય ગુજરાતી માટે જ ફારસીનો બહિષ્કાર કરવામાં આવે એવું નહિ બને. . . મુસલમાનભાઈઓને એ પણ કહેવા ઇચ્છું છું કે . . . જે શ્રદ્ધાથી તમે મહાત્મા ગાંધીજીની આગેવાની સ્વીકારી છે, તેટલી જ શ્રદ્ધાથી માનજો કે, આ વિદ્યાપીઠમાં પણ મુસલમાનોનું હિત જાળવવા અમારાથી બનશે તેટલો પ્રયત્ન થશે જ."

નાગરી સાથે ઉર્દૂ લિપિનો જે આગ્રહ વિદ્યાપીઠે પ્રથમથી રાખ્યો છે, તેમાં પણ એક મોટો હેતુ તો, હિંદના ઇતિહાસમાં મુસલમાનકાળમાં જે બન્યું તેને

સ્વીકારી, રાષ્ટ્રભાષાની વ્યાખ્યામાં લિપિને પણ ઉમેરી લઈ, કોમી એકતાનો માર્ગ પાકા પાયા ઉપર મૂકી દેવાનો જ છે.

તેથી શરૂઆતના વિદ્યાપીઠના બંધારણમાં જ એવી કલમ છે કે,

> "કોઈ પણ વ્યક્તિનાં ધર્મ, નાતિ કે મત, એના શિક્ષણમાં બાધારૂપ ન ગણાય."

૧૯૨૮માં તે કલમને વધુ વિશદ કરીને એવું જણાવ્યું છે કે,

> "વિદ્યાપીઠની નીચે ચાલતી સંસ્થાઓમાં બધા પ્રચલિત ધર્મોને વિષે સંપૂર્ણ આદર હોવો જોઈએ"

અને ગાંધીજીએ એક પ્રશ્નના જવાબમાં જણાવ્યું છે તેમ,

> "જો દરેક ધર્મ — જે ધર્મ છે અને અધર્મ નથી — તેના પ્રત્યે વિદ્યાર્થીઓ પાસે આપણે માન, ઉદારતા અને પ્રેમ ઉત્પન્ન કરાવવા ચહાતા હોઈએ, તો તેના સિદ્ધાંતોની માહિતી અવશ્ય આપવી જોઈએ"

અહીં આપણે સીધા ધાર્મિક કેળવણીના મુદ્દા ઉપર જ જઈ પહોંચીએ છીએ. આપણે તે બાબત વિદ્યાપીઠનું દષ્ટિબિંદુ જોતા જઈએ.

## ધાર્મિક કેળવણી

વિદ્યાપીઠના શરૂઆતના બંધારણમાં જ એવી કલમ છે કે,

> "ધાર્મિક વૃત્તિને પોષવી એ કેળવણીનું ધ્યેય છે"

અને ૧૯૨૮ની પુનર્ઘટના વખતે વિશદ કરેલાં ધ્યેયોમાં એવું જણાવ્યું છે કે,

> આત્મવિકાસને અર્થે ધર્મનું જ્ઞાન અહિંસા અને સત્યને દષ્ટિમાં રાખીને આપવામાં આવશે."

આ બંને કલમો ઉપરથી જણાશે કે, વિદ્યાપીઠ કોઈ પણ ધર્મનું સીધું શિક્ષણ આપવાની વાત કરતી નથી, પરંતુ ધાર્મિક વૃત્તિ પોષવાની વાત કરે છે. અને રાષ્ટ્રીય વિદ્યાપીઠ હોવાનો દાવો કરતી સંસ્થા માટે એ જ યોગ્ય ગણાય. કારણ કે રાષ્ટ્રમાં અનેક જુદા જુદા ધર્મો–સંપ્રદાયો છે. તેમાંના કોઈને રાજમાન્ય ધર્મ ગણી, તેનું શિક્ષણ આપવાપણું તો ન જ હોય. તેમ છતાં ધાર્મિક વૃત્તિ જાગે તે માટે, તેમ જ જુદા જુદા બધા ધર્મો પ્રત્યે આદરભાવ કેળવાય તે માટે પણ, ધર્મોના સિદ્ધાંતોનું બૌદ્ધિક જ્ઞાન તો આપવું જ જોઈએ.

ગાંધીજી જણાવે છે:–

> "તે તે વિદ્યાર્થીઓએ પોતપોતાનાં ધર્મનાં મૂળ તત્ત્વો જાણવાં જોઈએ, પોતપોતાનાં ધર્મપુસ્તકોનું સામાન્ય જ્ઞાન તેમને હોવું જોઈએ. . . (સરકારી શાળાઓમાં) ધર્મના — એટલે સાંપ્રદાયિક નહિ પણ સર્વ સાધારણ ધર્મના — શિક્ષણનો ત્યાગ કરવામાં આવે છે. આપણે જાણીએ કે એવા ત્યાગમાં કેળવણીનો લોપ થાય છે."

કેળવણીમાં ધર્મશિક્ષણનો કશો પ્રબંધ જ ન કરતી આધુનિક કેળવણી સામે ઉકળાટ વ્યક્ત કરતાં તે જણાવે છે:

> "આ પ્રથાથી અમારો આત્મા હણાયો છે . . તમે અધાર્મિક (Secular) કેળવણીની જ પૂજા કરતા આવ્યા છો, એટલે હિંદુઓને ધાર્મિક કેળવણી કશી મળી શકી નથી. ઇગ્લંડમાં તો આ દુષ્પરિણામ છેક નથી આવ્યું. ત્યાં તો ધર્મગુરુઓ કાંઈક ધર્મશિક્ષણ આપવાનો પ્રબંધ કરી લે છે."

પરંતુ, આ જાતનું પુસ્તકિયા ધર્મશિક્ષણ એટલે જ ધાર્મિક કેળવણી એવો અર્થ ન થઈ જાય એ માટે સાવચેતીનો સૂર કાઢતાં તે જણાવે છે:–

> "પણ તેને હું બુદ્ધિની કેળવણીનું અંગ ગણું છું. આત્માની કેળવણી એક નોખો જ વિભાગ છે . . આત્માનો વિકાસ કરવો એટલે ચારિત્ર ઘડવું, ઈશ્વરનું જ્ઞાન મેળવવું, આત્મજ્ઞાન મેળવવું. આ જ્ઞાન મેળવવામાં બાળકોને મદદ ઘણી જ જોઈએ, ને તેના વિનાનું બીજું જ્ઞાન વ્યર્થ છે; હાનિકારક પણ હોય . . .
> . . . . . . . આત્મિક કેળવણી કેમ અપાય? . . .
> જેમ જેમ (વિદ્યાર્થીઓના) પ્રસંગમાં આવતો ગયો તેમ તેમ મેં જોયું કે, આ જ્ઞાન પુસ્તકો વડે તો નહિ જ અપાય. શરીરની કેળવણી શરીરની કસરતથી અપાય, બુદ્ધિની બુદ્ધિની કસરતથી, તેમ આત્માની આત્માની કસરતથી. આત્માની કસરત શિક્ષકના વર્તનથી જ આપી શકાય . . . મેં જોયું કે, મારે મારી પાસે રહેલા યુવકો અને યુવતીઓની સમક્ષ પદાર્થપાઠ રૂપે થઈને રહેવું રહ્યું. આથી મારા શિષ્યો મારા શિક્ષક બન્યા. મારે અર્થે નહિ તો તેમને અર્થે મારે સારા થવું ને રહેવું જોઈએ એમ હું સમજ્યો."

૧૯૨૮ની પુનર્ઘટના વખતે એવો સીધો નિર્દેશ કરેલો છે કે, વિદ્યાર્થીઓના આત્મવિકાસને અર્થે ધર્મનું જ્ઞાન 'અહિંસા અને સત્યને દષ્ટિમાં રાખીને' આપવામાં આવશે.

તોપણ બધા વિદ્યાર્થીઓને સામાન્ય એવો ધર્મનો કોઈ સીધો અભ્યાસક્રમ, ધર્મ અને તત્ત્વજ્ઞાનનો જ અભ્યાસક્રમ લેનારા વિદ્યાર્થીઓ બાદ કરતાં, વિદ્યાપીઠના બધા અભ્યાસક્રમો જોતાં નહીં મળે. સવાર સાંજ છાત્રાલયના વિદ્યાર્થીઓનો, અને વર્ગોનું કામકાજ શરૂ

યના પહેલાં બધાનો, સામુદાયિક પ્રાર્થનાનો નિયત સમય હોતો. તે દરમ્યાન ઉત્તમોત્તમ જીવનદર્શન નિરૂપતાં સંગીતમય ભજનો, ગીતાપાઠ, પ્રવચન વગેરે હોતું. બાકી તો, ધાર્મિક કેળવણી વિદ્યાપીઠના સામાન્ય ક્રમમાં જ સર્વત્ર વ્યાપી રહેલી જોઈએ જોઈએ. કારણ કે અહિંસા અને સત્ય એ બે મહાન નિયમો અનુસાર વ્યક્તિ કે રાષ્ટ્રનો જે જીવનવ્યવહાર ગોઠવાવો જોઈએ, તેને માટેની જ એ આખી કેળવણી હતી. અને એ વસ્તુ, વિદ્યાપીઠે પોતાને માટે આવશ્યક માનેલાં અંગોની જે ચર્ચા અત્યાર સુધી આપણે કરી, તેમાંથી જ આપોઆપ નીતરી રહે છે. બીજા શબ્દોમાં, વિદ્યાપીઠની કેળવણી અહિંસા અને સત્યના આધ્યાત્મિક દર્શન ઉપર રચાયેલી સંસ્કૃતિની જ કેળવણી હતી. અને એ જ સાચા અર્થમાં ધાર્મિક કેળવણી છે. બીજી રીતે કહેવું હોય તો, ધાર્મિક કેળવણી આપવાની સાચી રીત પણ એ જ છે.

કેળવણીની પાછળ જો એવી વ્યાપક સંસ્કૃતિની દૃષ્ટિ ન હોય, જો એવું ઊંડું જીવનદર્શન ન હોય, તો કેળવણી સમાજમાં ભલે કુશળ પંડિતો, કારીગરો, વેપારીઓ, વૈજ્ઞાનિકો વગેરે ઊભા કરે; પરંતુ તે બધાના હાથમાં તેણે વિજ્ઞાન, અને આવડત રૂપી જે બળ આપ્યું, તે બળનું સમગ્ર જીવનની દૃષ્ટિએ તોલન અને નિયંત્રણ કરનારી દૃષ્ટિ — સંસ્કારિતા — તેણે ન આપી હોય, તો ખરી રીતે તેણે સમાજમાં તેટલા એકાંગી – અને તેથી કરીને જ જંગલી એવા દાનવોને જ છૂટાદોર મૂકયા એમ કહેવું જોઈએ. આવી કોઈ પણ સંસ્કારિતાની ભૂમિકા વિનાની આધુનિક કેળવણી તેથી જ, હિંદુસ્તાનમાં જેમ પોતાના દેશને પાયમાલ કરનારી રાજસત્તા અને વેપારઉદ્યોગના નોકરો, હાથાઓ, અને ગુલામો થવાની જ ઇચ્છાવાળા દ્રોહીઓ પેદા કરે છે, તેમ બીજે બધે માનવસંહાર, માનવશોષણ અને માનવ ગુલામીને જ કાયમ કરનારા અને વધારનારા ભણેલા જંગલીઓ ઊભા કર્યા કરે છે. અને તેથી જ જગતમાં આજે આઝાદી, શાન્તિ, અને ન્યાયનું રાજ્ય પહેલાં કદી ન હતું તેટલું વધુ અશક્ય બની ગયું છે.

ઉચ્ચ કેળવણી આપનારી કહેવાતી સંસ્થા — યુનિવર્સિટી — આખા સમાજને કે રાષ્ટ્રને આવી સાંસ્કારિક દૃષ્ટિ ન આપે, તો બીજું બધું તેનું આપેલું 'વ્યર્થ' છે, હાનિકારક તો છે જ.

અલબત્ત આ બધું યથાસ્થિત પાર પાડવા માટે મુખ્ય જરૂર એ પ્રકારની ઊંડી જીવનદૃષ્ટિવાળા આચાર્ય અને અધ્યાપકોની છે. સૈકાંની ગુલામી, અને જીવનમારક આધુનિક કેળવણી હેઠળ જ ઘડાયેલા ભણેલા વર્ગમાંથી મોટી સંખ્યામાં આવા અસહકારી અધ્યાપકો પૂરતા પ્રમાણમાં મળી શકે કે કેમ, એવી શંકા થાય. પરંતુ જેમ એ જ હિંદુસ્તાનની પ્રજામાંથી અસહકાર કરનાર વિદ્યાર્થીઓ અને તેમને તેમ કરવાની અનુમતિ કે પ્રેરણા આપનાર માબાપો ઠીકઠીક સંખ્યામાં નીકળ્યાં, તેમ તેવા જ ભાવનાશાળી અધ્યાપકો અને આચાર્યો મેળવવા વિદ્યાપીઠ હંમેશ ભાગ્યશાળી નીવડયું છે. ગાંધીજીએ એક પ્રસંગે બોલતાં જણાવ્યું છે:—

> "અત્યારની બધી ત્રુટીઓ છતાં આ રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓને હું આપણી આશાઆકાંક્ષાઓના રણના વિસામા લેખું છું, અને એ હરિયાળી સામું જોઈ આંખ ઠારું છું. તેમાંથી જ ભવિષ્યની પ્રજા ઊઠવાની છે, જેમ હજી આજે પણ એ જ સંસ્થાઓ બિનપગારદાર તથા તૂજ પગારવાળા શાંત સેવકોની મોટામાં મોટી સંખ્યા દેશને આપી રહી છે . . . આટલું શ્રદ્ધાવાનની શ્રદ્ધા ટકાવી રાખવા બસ છે."

વળી અભ્યાસ અને વિદ્વત્તાની પ્રતિભામાં પણ એ અધ્યાપકો કે વિદ્યાર્થીઓ કદી ઓછા ઊતર્યા નથી. સ્વતંત્ર વાતાવરણ, પરભાષાના બોજામાંથી મુક્તિ, વ્યાપક જીવનદૃષ્ટિ, અને કારકિર્દીના ભોગે કર્તવ્યને જ અનુસરવાની મૂળ શુદ્ધ વૃત્તિ — એ વસ્તુઓ પોતે જ અધ્યાપકોના તેમ જ વિદ્યાર્થીના અભ્યાસને વધુ તેજસ્વી વધુ જીવનધર્મી, અને વધુ જીવનોપયોગી બનાવવા માટે પૂરતી હતી. આપણે હવે એ અભ્યાક્રમના મુદ્દા ઉપર જ આવીએ.

## અભ્યાસક્રમ

પરભાષાનું બંધન છૂટયું, પરદેશી રાજસત્તાએ દેશના કે વિદ્યાર્થીઓના હિત તરફ દુર્લક્ષ કરીને ઠોકી બેસાડેલી પોતાની જ આવશ્યકતાનો કારમો પંજો ખસી ગયો, પોતાના ગરીબ અજ્ઞાન રાષ્ટ્રની આવશ્યકતાઓને વફાદાર રહેવાની વૃત્તિ તેને ઠેકાણે આવી, પરદેશી સરકારે અવિશ્વાસથી વિદ્યાર્થીઓના વિણામણ માટે ઊભું કરેલું કૃત્રિમ અને કારસું પરીક્ષાનું સાધન પોતાની ભયાનકતા ગુમાવી બેઠું, ડિગ્રીની છાપથી જ નોકરી-ધંધો મળે અને તેથી ગમે તેમ કરી એ છાપને જ મેળવવા માટેની ધખણા ચાલી ગઈ, એટલે પછી વિદ્યાપીઠને અને વિદ્યાર્થીઓને વિવિધ આવશ્યક અભ્યાસ-

ક્રમો[1] યોજવામાં અને તેમને યોગ્ય ન્યાય આપવામાં કદી મુશ્કેલી જણાઈ નથી. જુદી જુદી વિદ્યાઓના અભ્યાસક્રમો બીજી યુનિવર્સિટીઓના અભ્યાસક્રમોની સાથે સારી રીતે સરખામણીમાં ઊતરી શકે તેવા હોવા છતાં વધુ જીવંત અને વધુ કેન્દ્રિત બન્યા છે. તથા વિદ્યાર્થીઓએ તે તે અભ્યાસક્રમમાં મેળવેલી આવડતની દૃષ્ટિએ જોઈએ, તો જરૂર કબૂલ કરવું પડે કે, વિદ્યાર્થીઓ પોતાના શોખથી તે અભ્યાસક્રમોની મર્યાદાઓને તો ક્યાંય મૂકી દઈ, આનુષંગિક એવું બીજું કેટલુંય જ્ઞાન મેળવતા. બીજી સરકારી યુનિવર્સિટીઓમાં એ રીતે જોવા જઈએ, તો સામાન્ય રીતે નિયત કરેલા અભ્યાસક્રમનું 'લેવલ' ભાગ્યે જ કદી પણ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન પણ કરવામાં આવે છે. ઉપરાંત, વિદ્યાર્થીઓ મોટે ભાગે પાઠ્યપુસ્તકોને તો વેગળાં જ રાખી, ગમે તેવી છીછરી તથા અણઘડ એવી તૈયાર મળતી 'નોટ્સ' વડે જ પોતાનો અભ્યાસ ચલાવતા હોય છે. ત્યારે વિદ્યાપીઠમાં વિદ્યાર્થીઓ હંમેશાં નિયત પાઠ્યપુસ્તકો ઉપરાંત બીજી અનેક આનુષંગિક ચોપડીઓ વાંચતા, એનો પુરાવો વિદ્યાપીઠનાં જુદાં જુદાં મંદિરોના વિદ્યાર્થીઓએ વિદ્યાપીઠના બહોળા ગ્રંથાલયનો કરેલો ઉપયોગ જ પૂરો પાડે છે.

જુદી જુદી વિદ્યાઓના વિગતવાર અભ્યાક્રમ અહીં ઉતારવા એ ભાગ્યે જ જરૂરી હોય. ઉપરાંત એ જુદી જુદી વિદ્યાઓની પસંદગી તેમ જ આયોજન પણ અહીં પૂરાં ઉતારવાં શક્ય નથી. તેમની પાછળ સ્વરાજ્ય અને રાષ્ટ્રીયતા સિવાય બીજી કોઈ દૃષ્ટિ ન હતી. અથવા કહો તો નિર્મળ જીવનદૃષ્ટિ જ હતી.

ઈ. સ. ૧૯૨૮ની વિદ્યાપીઠની પુનર્ઘટના વખતે બોલતાં ગાંધીજીએ જણાવ્યું હતું :—

"સરકારી કૉલેજના શિક્ષણ જોડે તમારા શિક્ષણની સરખામણી નહીં થઈ શકે. એ જ ગજમાં ઊતરશો તો માર્યા જશો. . . અંગ્રેજી ત્યાં જે રીતે શીખવાય છે તે રીતે આપણે નથી શીખવવું પણ સાહિત્યનું જે સૂક્ષ્મ જ્ઞાન છે તે આપણે ગુજરાતી ભાષા મારફતે આપવું છે. ગુજરાતી ભાષાનો વિસ્તાર થાય, તે શોભે, તેમાં ઊંડામાં ઊંડા વિચાર પ્રદર્શિત થઈ શકે એવું કરવું છે . . .

"બીજો દાખલો અર્થશાસ્ત્રનો. ત્યાં જે અર્થશાસ્ત્ર શીખવાય છે, તે ખોટું છે. . . દરેક દેશની સ્થિતિને અવલંબીને તેનું અર્થશાસ્ત્ર રચાય છે. એક દેશનું અર્થશાસ્ત્ર આખા જગતને સારુ સાચું છે એમ માનવું અયોગ્ય છે. આજે શીખવાતું અર્થશાસ્ત્ર તો હિંદુસ્તાનને પાયમાલ કરે છે. આપણને હિંદુસ્તાનના અર્થશાસ્ત્રની ખબર જ નથી; આપણે તો તે શોધવાનું છે.

"તેવું જ ઇતિહાસનું. અધ્યાપકોએ હિંદુસ્તાનનો ઇતિહાસ શું હોઈ શકે તે વિચારવું જોઈએ. કોઈ ફ્રેંચ માણસ હિંદુસ્તાનનો ઇતિહાસ લખે તો જુદો લખે, અંગ્રેજ જુદો લખે. . . આપણે તો હિંદુસ્તાનનો જુદો જ ઇતિહાસ લખીએ. . . અહીંયાં પુસ્તકોમાંથી ઇતિહાસ નહિ શીખવાય. અધ્યાપકે હિંદુસ્તાનનો બહોળો અભ્યાસ કર્યો હશે, નિરીક્ષણ કર્યું હશે, તે હિંદુસ્તાનનો ભક્ત હશે, તો ઇતિહાસ એક રીતે શીખવશે; અને જો તેણે અંગ્રેજી ઇતિહાસોથી મગજ ભરી મૂક્યું હશે તો નથી તમારો શુક્રવાર વળવાનો અને એનો તો નથી જ વળ્યો; એને તો શનિની દશા બેઠેલી છે.

"આપણે ત્યાં દરેક વસ્તુ સરકારી શાળાથી ઊલટી જ રીતે શીખવાશે. ગણિતશાસ્ત્રના દાખલા તે પણ આપણો શિક્ષક જુદી રીતે ઘડાવે. મેગ જે હિંદી બાળકોને શીખવે છે, તેમને માટે તે નવું ગણિતશાસ્ત્ર રચી રહ્યા છે. આપણો શિક્ષક . . . અહીંના જ વાતાવરણ પરથી દાખલા ઉપજાવે, જેથી ગણિતશાસ્ત્રમાંથી આપણાં ઇતિહાસ અને ભૂગોળ પણ શિખાય. ગણિતશાસ્ત્ર, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, ભૂગોળ બધું આપણે નવું રચવાનું છે."

### વિદ્યાપીઠ ગ્રંથાલય

પરંતુ એ બધું નવું — રાષ્ટ્રીય દૃષ્ટિએ — રચવું હોય, તો તે માટે પ્રથમ એ દૃષ્ટિએ એ બધાં શાસ્ત્રોનું નવેસર અધ્યયન થવું જોઈએ; અને એ અધ્યયન તથા અધ્યાપન કે લેખનના મૂળમાં સત્યનિષ્ઠાવાળું પૂરું સંશોધન હોવું જોઈએ. એવું અધ્યયન. અને સંશોધનનું કામ ઉચ્ચ કેળવણીની ભૂમિકાએ કરવું હોય, તો તેને માટે પ્રથમ જરૂરિયાત એક સુસજ્જ — સુસંપન્ન ગ્રંથાલયની કહેવાય. વિદ્યાપીઠે તેથી કરીને શરૂઆતથી જ એક સારું સુસજ્જ પુસ્તકાલય તૈયાર રાખવા પાછળ બનતું બધું ખર્ચ કર્યા કર્યું છે, અને આજે (૧૯૪૬ના મેની આખરે) તેમાં કુલ ૨૭,૪૮૩ પુસ્તકો છે. પરંતુ સંખ્યા એ કંઈ બધું કહી દેતી નથી. એ સંખ્યા હળવા સાહિત્યનાં ઢગલાબંધ પુસ્તકો વસાવીને પણ ઊભી કરી શકાય કે વધારી શકાય;

૧. અહીં એ યાદ દેવરાવવું જોઈએ કે, મહાવિદ્યાલયના અભ્યાસક્રમોમાં ચિત્રકળા, અને સંગીત જેવા વિષય લઈને સ્નાતક (ગ્રેજ્યુએટ) થઈ શકાય તેવી જોગવાઈ હતી. અલબત્ત તેઓમાં પણ સાથે સાથે ગુજરાતી, હિંદી, ઉદ્યોગ વગેરે વિષયો તો સામાન્ય જ હતા.

પરંતુ વિદ્યાપીઠનું પુસ્તકાલય મુખ્યત્વે ઉપર જણાવેલી સંસ્કાર-વિદ્યાઓને અનુલક્ષીને પસંદ કરીને વસાવેલાં જરૂરી પુસ્તકોનું જ બનેલું હોઈ, તેમાં સામાન્ય રીતે બીજી કૉલેજોની લાયબ્રેરીમાં પણ ન મળી શકે એવાં પુસ્તકો ખાસ ખર્ચે અને મહેનતે સંઘરેલાં છે. પ્રાચીન વિદ્યાના સંશોધન માટેના જ વિભાગરૂપ પુરાતત્ત્વ-મંદિરનું પુસ્તકાલય તો એક રીતે સંશોધનકાર્ય માટેનું જ પુસ્તકાલય ગણી શકાય એ બધાં પુસ્તકો પાછાં તાળાંકૂંચીમાં પૂરી રાખેલાં નથી; કોઈ પણ અભ્યાસી કે વિદ્યાર્થી ઘોડાઓ ઉપર ગોઠવેલાં તે પુસ્તકો પાસે સીધો જઈ શકે છે. અલબત્ત એ કારણે પુસ્તકોની જાળવણી અને સાચવણી બાબત પારાવાર મુસ્કેલીઓ ઊભી થાય છે; છતાં અભ્યાસીને એ રીતે જોઈનાં પુસ્તકો સાથે એકી સાથે સહેલાઈથી થતા પરિચયને કારણે જે મદદ અને લાભ થાય છે, તેનાથી તેનો પૂરો બદલો વળી રહે છે. બધાં પુસ્તકો થઈને કુલ રોકાણ રૂા. ૧,૨૧,૪૮૬નું થયેલું છે, અને ૧૯૩૦ની સાલથી — *જ્યારથી આ સંસ્થા પરદેશી સરકાર* સામેની લડતમાં તેને હાથે સીધા કઠોર પ્રહારો સહન કરતી થઈ, ત્યારથી — જોકે એને પૂરેપૂરી સંપન્ન રાખવામાં થોડો કાપ મૂકવો પડ્યો છે; છતાં, સમાજ-વિદ્યા, હિંદુસ્તાની, રાજકારણ, ઇતિહાસ અને અર્થશાસ્ત્રને લગતા અમુક વિભાગોને તો બનતા સુધી અદ્યતન' રાખવામાં આવ્યા છે.*

**પ્રકાશન અને સંશોધન કાર્ય**

એ બધા સંશોધન અને અધ્યયનના ફળરૂપે ચાલેલું વિદ્યાપીઠનું પ્રકાશનકાર્ય પણ તેટલું જ વ્યાપક અને વિપુલ રહ્યું છે. પાઠ્યપુસ્તક તરીકે કામમાં લઈ શકાય તેવાં કેટલાંય પુસ્તકો એ રીતે ગુજરાતી ભાષામાં તૈયાર કરી શકાયાં છે. 'પાઠ્યપુસ્તકમાળા' અને 'વિદ્યાપીઠ ગ્રંથાવલી' એ બે માળાઓમાં થઈને પાંસઠ જેટલાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. અને છેવટના તો પહેલી ચોપડીથી માંડીને સાત સુધીની ગુજરાતી વાચનમાળા પણ નવેસર તૈયાર કરીને બહાર પાડી છે. પુરાતત્ત્વ ગ્રંથાવલી અને શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાળામાં થઈને પ્રાચીન વિદ્યાઓના સંશોધનને લગતાં ૪૫ જેટલાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. તેમાં જૈન અને બૌદ્ધ ધર્મના કેટલાય ઉપયોગી ગ્રંથોનો સમાવેશ થાય છે. એ જાતનાં પુસ્તકો હિંદુસ્તાનની બીજી કેટલીય પ્રાંતિક ભાષાઓમાં હજુ મળવાં મુસ્કેલ છે; અને તેમાંનાં ઘણાંનાં હિંદી ભાષાંતરો કરવાની માગણી થઈ ગયેલી છે. તે ઉપરાંત સામાન્ય વાચક માટે સમાજવિદ્યા, અર્થકારણ, રાજકારણ, ઇતિહાસ વગેરેને લગતાં ઉપયોગી પુસ્તકો માટે વિદ્યાપીઠ હસ્તક બીજી પાંચ ગ્રંથમાળાઓ છે. તેમાં એ વિષયોને લગતાં વીસેક ઉપયોગી પુસ્તકો બહાર પાડવામાં આવ્યાં છે. આ ઉપરાંત નવજીવન વગેરે બીજી પ્રકાશનસંસ્થાઓ મારફતે પણ કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ કરાયાં છે.

ગુજરાત વિદ્યાપીઠનું મુખ્ય ઉપયોગી પ્રકાશન 'જોડણીકોશ', તેની વિગત આગળ બીજા અનુસંધાનમાં આવવાની હોવાથી, અહીં માત્ર તેનો ઉલ્લેખ કરીને આગળ ચાલીએ.

પુસ્તકપ્રકાશન ઉપરાંત પોતાનાં જુદાં જુદાં સામયિકો મારફતે પણ વિદ્યાપીઠે કેટલુંક અગત્યનું પ્રકાશન કરેલું છે. જુદે જુદે સમયે વિદ્યાપીઠ તરફથી 'સાબરમતી' (દ્વૈમાસિક), 'પુરાતત્ત્વ' (ત્રૈમાસિક), 'વિદ્યાપીઠ', 'કેળવણી', 'શિક્ષણ અને સાહિત્ય' એ સામયિકો પ્રગટ કરવામાં આવ્યાં હતાં. "સાબરમતી" મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓએ ૧૯૨૨ના જુલાઈમાં શરૂ કર્યું હતું, અને તે પૂરાં સાત વર્ષ ચાલ્યું હતું. 'વિદ્યાપીઠ' એની પૂર્તિરૂપે વિદ્યાપીઠે નીમેલા તંત્રીની હેઠળ પ્રગટ કરવામાં આવતું. તે બંધ કરીને પછી 'નવજીવન' (સાપ્તાહિક)ની પૂર્તિ તરીકે 'કેળવણી' પ્રગટ કરવામાં આવ્યું. અને એને બંધ કર્યા પછી 'નવજીવન'ની સાથે જ શ્રી કાકાસાહેબના તંત્રીપણા હેઠળ 'શિક્ષણ અને સાહિત્ય' નામે પૂર્તિ તા. ૨૧–૭–'૨૯ થી શરૂ કરવામાં આવી. આ પૂર્તિ લડત વખતે 'નવજીવન'ની સાથે બંધ થતાં, ૧૯૩૯ના ઑક્ટોબરથી તેને સ્વતંત્ર માસિક રૂપે શ્રી. મગનભાઈ દેસાઈના તંત્રીપણા હેઠળ ફરી શરૂ કરવામાં આવી. વચ્ચે '૪૨ના સપ્ટેંબરથી, '૪૪ની આખર સુધી લડતને કારણે બંધ પડ્યા પછી, તે માસિકને '૪૫ના જાન્યુઆરીથી ફરી ચાલુ કરવામાં આવ્યું છે. ખરા અર્થમાં શિક્ષણ અને સાહિત્યનું એ એક વ્યાપક મુખપત્ર આજે બની રહ્યું છે, અને અદ્યતન ગુજરાતની

* હવે તો મુંબઈ સરકારે ગુજરાતી ભાષાની કૉપીરાઈટ લાઇબ્રેરી તથા ગુજરાતની પ્રાદેશિક લાઇબ્રેરી ગુજરાત વિદ્યાપીઠને સોંપી હોઈ, તેના પુસ્તકાલયની સંપન્નતા તથા ઉપયોગિતા અનેક ગણાં વધી ગયાં કહેવાય

અનેકમુખી વિચારસૃષ્ટિ અને કાર્યસૃષ્ટિ ઘડવામાં તેનો ફાળો નાનોસૂનો નીવડવાનો નથી, એ ઉઘાડું છે.

ઉપસંહાર

અત્યાર સુધી આપણે, રાષ્ટ્રીય કેળવણીનાં ક્યાં ક્યાં ઘટકો વિચારાયાં અને તેમનો વિદ્યાપીઠે નિષ્ઠાપૂર્વક કેવી રીતે અમલ કર્યો, એ જોઈ આવ્યા. હવે, સંસ્થાની દૃષ્ટિએ, એ અમલ કરવા જતાં વિદ્યાપીઠનું પોતાનું ઘડતર કેવી રીતે–પુનર્ઘટના પામતું પામતું–થતું ગયું, તે આપણે જોઈએ; જેથી આજે આઝાદ થતા ગુજરાતમાં છેવટે તે મહાસંસ્થા ક્યાં આગળ આવીને ઊભી છે, તે આપણે યથાયોગ્ય જોઈ શકીશું. ગુજરાત સાથે આખા રાષ્ટ્રની આઝાદીની મૂળભૂત પ્રવૃત્તિ સાથે ઊભી થયેલી તે સંસ્થાએ આઝાદી હાંસલ થતાં કેવો મૂળભૂત ફાળો આપવાનો છે, તે ત્યારે આપણને સમજાશે.

— ચાલુ ગોપાલદાસ પટેલ

# સ્વ-ઉન્નતિમાં એકાન્તવાસનું મહત્ત્વ કેટલું?

(નીચેનો સંવાદ એક સંસ્થાના પ્રમુખ કાર્યકર્તા સાથે થયેલો.)

કાર્યકર્તા — સાર્વજનિક કામમાં જો કોઈને પોતાની ઉન્નતિ થતી જણાતી ન હોય તો તેણે તે કામ છોડીને એકાંતમાં જઈ કંઈ સાધના કરીને પોતાની ઉન્નતિ કરી લેવી જોઈએ કે નહિ?

ઉ૦ — સાર્વજનિક કામમાં પડવાનો મનુષ્યનો મૂળ હેતુ પોતાના અને બીજાના કલ્યાણનો જ પ્રથમ હોય છે. તેથી જ તે સાર્વજનિક કામમાં પડે છે. ત્યારે, આવા હેતુથી સ્વીકારેલા કાર્યમાં હવે તે પોતાની ઉન્નતિ કેમ સાધી નથી શકતો?

કાર્યકર્તા — આપ કહો છો તે પ્રકારનો હેતુ રાખીને જ કાર્યમાં પડ્યા પછી તેને અનુભવથી સમજાયું કે, સાર્વજનિક કામમાં બધો વખત બાહ્ય કાર્યમાં જ જાય છે, અને બાહ્ય કાર્ય કરતાં પહેલાં કલ્પનાયે નહોતી એવી અનેક વૃત્તિઓ તેમાંથી નિર્માણ થવા માંડે છે. એ વૃત્તિઓ પોતાની ઉન્નતિની દૃષ્ટિએ બાધક લાગતી હોય તો એવી સ્થિતિમાં તેણે શું કરવું?

ઉ૦ — જીવનમાં જેનો હેતુ કેવળ ચિત્તશુદ્ધિ જ હોય તે કોઈ પણ સ્થિતિમાં પોતાની ઉન્નતિ કરી લે છે. માત્ર એટલી વાત ખરી કે, અનુકૂળ પરિસ્થિતિમાં ઇચ્છિત હેતુ સાધવાનું ઓછું કઠણ બને છે, જ્યારે પ્રતિકૂળ પરિસ્થિતિમાં તે સાધવાનું વધારે કઠણ થાય છે. "કોઈક"ના નામે તમે જે આ પ્રશ્ન પૂછ્યો છે તે તમારો પોતાનો છે એમ સમજીને તેનો ઉત્તર આપવાનું મને વધારે સહેલું થશે. તો તેમ કરવામાં તમને કાંઈ હરકત નથી ને?

કાર્યકર્તા — મને જરાયે હરકત નથી, કારણ તે પ્રશ્ન મારો પોતાનો જ છે.

ઉ૦ — તમારો ઇચ્છિત હેતુ એકાંતની અનુકૂળ પરિસ્થિતિમાં સિદ્ધ કરી શકાય એવો તમને લાગતો હોય તોયે સમાજનાં કાર્યો કરતાં રહેતાં તમારા મનની જે શુદ્ધિ અને સ્થિરતા રહેશે, તે પરથી તમારી ઉન્નતિની ખરી પરીક્ષા થવાની છે. આજ સાર્વજનિક કાર્ય કરતાં જે બાધક અને અનિચ્છનીય વૃત્તિઓ ઊઠે છે, તે એકાંતમાં જઈને આવ્યા પછી ન ઊઠે તો જ એકાંતનો તમારા જીવનમાં કાંઈ ઉપયોગ થયો એમ કહી શકાય. એકાંતમાં ગયા પછીયે ઇચ્છેલી સ્થિતિ ઝટ સિદ્ધ થઈ શકે છે એવું કાંઈ નથી. તે માટે તેને યોગ્ય સાધનમાર્ગ મળવો જોઈએ. તેમાં તેનું ચિત્ત લાગવું જોઈએ. આમ પ્રથમ તેને એકાંત પચવું જોઈએ. પચ્યા પછી પણ અભ્યાસમાં ગતિ થવી જોઈએ. વળી, ગતિ થવા માંડ્યા પછી અંતર કે બાહ્ય, દિવ્ય કે આકર્ષક અનુભવોમાં ગૂંચાઈ કે અટકી ન પડવા જેટલી મુખ્ય ધ્યેય વિષે તેના મનમાં ઉત્કંઠા અને તે પ્રત્યે આકર્ષણ સદૈવ રહેવાં જોઈએ. આવી રીતે નિષ્ઠાપૂર્વક અભ્યાસ કર્યો હોય તો ઇચ્છિત સ્થિતિ પ્રાપ્ત થઈ શકે છે. ખાસ પ્રકારના અભ્યાસ માટે એકાંત આવશ્યક છે ખરો. પરંતુ એ અભ્યાસ શરૂ કર્યા પહેલાં માણસે યમનિયમોનું પાલન કરીને યોગ્ય પાત્રતા અને ધ્યેય વિષે નિષ્ઠા પ્રાપ્ત કરવી જોઈએ. એ પાત્રતા ન હોય તો એકાંતમાં જઈનેયે કશો લાભ ન થાય.

કાર્યકર્તા — એ પાત્રતા પ્રાપ્ત કરવા મનુષ્યે શું કરવું જોઈએ?

ઉ૦ — યમનિયમોનું યથાશક્તિ પાલન કરીને સદાચાર-સંપન્ન થવાનો પ્રયત્ન રાખવો, અને જીવન-વ્યવહાર વિવેકપૂર્વક ધર્મમાર્ગે ચલાવતાં રહેવું. એથી માણસમાં તે પાત્રતા આવે છે.

કાર્યકર્તા — આ જગ્યાએ 'ધર્મ' એ શબ્દનો શો અર્થ કરવો? અને જીવનવ્યવહાર ધર્મમાર્ગે ચલાવવો એટલે કેવી રીતે ચલાવવો?

ઉ૦ — સમાજને વધારેમાં વધારે ઉપયુક્ત, હિતપ્રદ અને જરૂરી એવાં જે વિદ્યા, કળા, જ્ઞાન, ગુણ પોતામાં હોય, તેના વડે સમાજહિતની દૃષ્ટિએ જીવનવ્યવહાર ચલાવવો. તે વિદ્યા, કલા, જ્ઞાન અને ગુણનો ઉપયોગ એટલે સ્વકર્મ. ઉદાત્ત બુદ્ધિથી તે સ્વકર્મોનું જ આચરણ કરતા રહેવાથી તેને 'ધર્મ' એ સંજ્ઞા મળે છે. તે ધર્મમાં રહેલી વ્યાપકતાનું મહત્ત્વ સમજીને જો માણસ ધર્મયુક્ત જીવન આચરતો રહે, તો તેથીયે તે પોતાની ઉન્નતિ સાધી શકે.

કાર્યકર્તા — શું એવી જાતના કેવળ ધર્માચરણથી મનુષ્યની સર્વ પ્રકારની ઉન્નતિ થઈ શકે?

ઉ૦ — મનુષ્ય, કુટુંબ, સમાજ, રાષ્ટ્ર, માનવજાત એ બધાના કલ્યાણની દૃષ્ટિએ જે જે આચરણ કરવામાં આવે તે દ્વારા મનુષ્યની ઉન્નતિ થવામાં હરકત ક્યાં?

કાર્યકર્તા — આપ કહો છો અથવા કલ્પો છો તેવા ધર્મમાં બધા માટે સરખા નિયમ અને આચાર ઠરાવેલા હશે. પણ પ્રત્યેક વ્યક્તિની પ્રકૃતિ, સંસ્કાર, સ્વભાવ, જ્ઞાન, ગુણ, કર્તૃત્વ વગેરેમાં સહજ રીતે અંતર હોય છે. એ સ્થિતિમાં દરેકની ઉન્નતિનો ક્રમ અને સાધન હમેશાં એકસરખાં કેવી રીતે હોઈ શકે?

ઉ૦ — બધાનો સ્થૂળ ક્રમ એકસરખો નહિ હોય. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય – એટલે તે તે કર્મો માટે જરૂરી ગુણવાળા માણસો પોતપોતાની યોગ્યતા પ્રમાણે જુદાં જુદાં કર્મો દ્વારા પોતાની ઉન્નતિ કરી શકે. દરેક જણની પ્રવૃત્તિ જુદી જુદી હોય, તોપણ તે પ્રવૃત્તિની પાછળ ગુણોનું અનુશીલન કરવા બાબતમાં બધામાં એકતા જ છે એમ દેખાઈ આવશે ગુણોના અનુશીલન દ્વારા જ દરેકને પોતાની ઉન્નતિ કરવી પડે છે. આ રીતે વિચાર કરતાં ઉન્નતિનો સૂક્ષ્મ ક્રમ એકસરખો જ હશે.

કાર્યકર્તા — પરંતુ આવી રીતે પોતપોતાનાં કર્મો કરતા રહેવાથી, એટલે કેવળ સ્વધર્માચરણથી જ, બધા પ્રકારની ઉન્નતિ કેવી રીતે થઈ શકે? સુથાર કેવળ પોતાનું સુથારીકામ કરતો રહે તો તેથી તે પોતાની ઉન્નતિ કેમ સાધી શકે! સુથારીકામ સિવાય બીજું પણ કાંઈ તેણે ઉન્નતિ માટે કરવું જોઈએ એ ખરું કે નહિ?

ઉ૦ — સુથારીકામ સમાજને જરૂરી છે એમ સમજીને સુથાર તે કરતો રહે અને તેનાથી સમાજનું નુકસાન ન થતાં સમાજને તેના કામનો સદૈવ ઉપયોગ થતો રહે, તો તે કામમાં પોતાના નિર્વાહ સાથે જ તેણે ધર્મપાલન પણ કર્યું એમ થશે. તેમાંયે પોતાની બુદ્ધિનો વિકાસ કરીને તે પોતાનું કર્મકૌશલ્ય વધારે, પોતાનાં ઓજારોમાં સુધારણા કરે, પોતાની કલા, પોતાનું જ્ઞાન અને પોતાના ગુણો અધિક લોકોપયોગી કેવી રીતે થઈ શકે અને લોકોની અડચણો તથા મુસીબતો કેવી રીતે દૂર થઈ શકે તેનો વિચાર કરે, ઘરો બાંધતાં અને વસ્તુઓ તૈયાર કરતાં લોકોનું આરોગ્ય અને સુરક્ષિતતાનો વિચાર કરે, પોતાનાં કાર્યમાં શ્રીમંત – ગરીબનો ભેદ ન રાખે, તો પોતાના વિકાસની સાથે તે સમાજને કેટલો બધો ઉપયોગી થઈ શકે! આ બાબતો સિદ્ધ કરતાં તેને કેટકેટલી ભૌતિક વસ્તુઓનું – તેના ગુણધર્મોનું શાસ્ત્રીય જ્ઞાન મળતું રહેશે? આ દૃષ્ટિએ વિચાર કરે તો તેના જ્ઞાનનું અને ઉપયોગિતાનું ક્ષેત્ર કેટલુંયે મોટું થાય એમ છે. કેવળ પોતાના નિર્વાહ માટે માનેલા ઉદ્યોગમાં, પોતાના ગુણોની ઉપયોગિતા વધારવાનો અને તે સાથે જ પોતાની પણ ઉન્નતિ કરી લેવાનો કેટલો બધો અવકાશ છે એની કલ્પના હોવી જરૂરી છે. માટે નિર્વાહના સાધનરૂપ તેનાં સ્વકર્મનાં શિક્ષણની સાથે જ જગતને કલ્યાણપ્રદ માર્ગમાં ઉપયોગી થતા રહેવાનો તેનો સ્વધર્મ તેને સમજાયેલો હોવો જોઈએ. જે વાત સુથારી વિષે જણાવી તે જ સમાજોપયોગી દરેક વિદ્યા, જ્ઞાન, કલા, ધંધા વિષે આપણે સમજવી જોઈએ, અને આ બધું સમજીનેયે એટલાથી સ્વધર્મની પૂરી સમાપ્તિ થતી નથી તે ધ્યાનમાં આવવું જોઈએ.

કાર્યકર્તા — આવી રીતે સ્વકર્મ કર્યા પછી બીજું સ્વધર્મપાલન શું રહ્યું?

ઉ૦ — સદ્ગુણોનું અનુશીલન – બધા વિષે કર્તવ્યપાલન. એનો પણ સ્વધર્મમાં જ સમાવેશ થાય છે. બાહ્ય કર્મો સમાજના સંયોગ પ્રમાણે બદલાતાં રહે છે. સમાજને લડાઈની જરૂર હોય તો વ્યક્તિનેયે તે કાર્યમાં ભાગ લેવો પડે છે. કોઈ કોઈ વિશિષ્ટ કાળમાં ક્રાંતિઓ થતી હોય છે. શ્રીકૃષ્ણના સમયમાં ક્રાંતિ થઈ હતી. ગૌતમ બુદ્ધના સમયમાં પણ થઈ. આજનો કાળ પણ ક્રાંતિનો છે. કયા બાહ્ય કર્મ દ્વારા બીજા વિષેનું કર્તવ્યપાલન થઈ શકે તે દરેક પ્રસંગે પહેલેથી જ નિશ્ચિતપણે

ઠરાવવું શક્ય નથી. સમાજના કલ્યાણની દૃષ્ટિએ પ્રત્યેક પ્રસંગે કર્મની ઉચિતતા – અનુચિતતાનો વિચાર કરવો જોઈએ. અને તે પછી સમાજ તથા વ્યક્તિ વિષેના કર્તવ્યનું પાલન અને તે માટે જોઈતા આવશ્યક ગુણોનું અનુશીલન કરવું જોઈએ. આ બધી બાબતોનો સ્વધર્મમાં સમાવેશ થાય છે.

કાર્યકર્તા — આવી રીતે સ્વધર્મ ધ્યાનમાં આવવા માટે તથા ઠરાવવા માટે કઈ કઈ બાબતોની જરૂર છે?

ઉ૦ — વિવેક, દઢતા, સત્સંગ, સદ્‌વાચન, મનન, નિરીક્ષણ વગેરેની તે માટે આવશ્યકતા છે. તેમાંયે વિવેક અને દઢતાના ગુણોનું મહત્ત્વ એકંદરે ઉન્નતિના માર્ગમાં બહુ વધારે છે. દરેક માણસમાં વિવેક થોડાવત્તા પ્રમાણમાં હોય છે જ. અમુક સારું અને અમુક નરસું એ સમજવાની શક્તિ દરેકમાં છે. માણસ જેમ જેમ એ શક્તિને જાગ્રત કરે તેમ તેમ તે વધતી જાય અને તેથી તેને ઘણો લાભ થતો રહે. વિવેકથી જ માણસ ધર્મ સમજી શકે છે, અને દઢતાથી તે તેનું પાલન કરી શકે છે. માણસમાં દઢતા ન હોય તો ધર્મ સમજતાં છતાં તે તેનું પાલન કરી શકશે નહિ. કસોટીના પ્રસંગે તો દઢતા સિવાય તેનું ચાલશે જ નહિ.

કાર્યકર્તા — ઉન્નતિ માટે માણસે કસોટીના પ્રસંગો શોધી કાઢવા કે નિર્માણ કરવા જોઈએ કે? કઠણ પ્રસંગમાંયે પોતા તરફથી ધર્મપાલન થઈ શકે છે એવી ખાતરી તેવા પ્રસંગોમાંથી નીકળ્યા સિવાય કેમ થાય? અને ખાતરી થયા સિવાય માણસને તે વિષે આત્મ-વિશ્વાસ કેવી રીતે પેદા થઈ શકે?

ઉ૦ — માણસ સદૈવ સાવધપણે અને વિવેકથી વર્તતો રહે તો કસોટીના કે પરીક્ષાના પ્રસંગો ચાહીને શોધવાની કે પેદા કરવાની જરૂર નથી. આપણું આજનું જીવન જ સાચા ધર્મથી એટલું દૂર ગયેલું છે કે, તેને સાચા ધર્મમાર્ગ પર લાવવા માટે આપણને પોતાને સંપૂર્ણ વિવેક અને દઢતાનો સતત ઉપયોગ કરતા રહ્યા સિવાય ચાલે એમ નથી. કેવળ તેટલા માટે જ પોતાના સદ્‌ગુણોની આપણે હંમેશાં પરાકાષ્ઠા કરતા રહેવાની જરૂર છે. તે વગર આપણી પોતાની ઉન્નતિ થવી શક્ય જ નથી. કુટુંબ કે બાહ્ય સમાજ એ પૈકી કોઈનીયે સાથે આવતા આપણા સંબંધોમાં જ્યાં સુધી પ્રેમ, વિશ્વાસ, પાવિત્ર્ય, પ્રામાણિકતા, સરલતા એ ગુણો કમમાં કમ આપણી બાજુથી જળવાય નહિ ત્યાં સુધી ધર્મપાલન કરવા માટે જુદા પ્રસંગો શોધી કાઢવાની અથવા મુદ્દામ પેદા કરવાની શી આવશ્યકતા છે? આપણા પોતાના ચિત્તમાં પરસ્પર વિરોધી વૃત્તિઓનો ઝઘડો શું થોડો છે? તે શાંત થાય, ચિત્ત શુદ્ધ થાય – સ્થિર થાય, તો ધર્મપાલન સહેજે થઈ શકશે; પછી માણસ કુટુંબમાં હોય કે તેના કરતાં વ્યાપક ક્ષેત્રમાં કાર્ય કરતો હોય. પોતાની ઉન્નતિ માટે જે ગુણ કુટુંબમાં રહેતાં જરૂરી છે તે જ તે કરતાં વ્યાપક ક્ષેત્રમાંયે જરૂરી છે. કાંઈ ફરક હોય તો બુદ્ધિ-સામર્થ્યમાં હોય, ગુણોમાં નહીં. કોઈ પણ ક્ષેત્રમાં ગુણવિકાસની આવશ્યકતા સરખી જ છે. કુટુંબનું કાર્ય કરતાં જો ચિત્તમાં મલિનતા – સ્વાર્થ હશે તો સાર્વજનિક કામમાંયે તે જ દોષ આડા આવશે. એટલે ગમે તે ક્ષેત્રમાં માણસ હોય તે પોતાની અશુદ્ધિ કાયમ રાખીને ઉન્નતિ સાધી શકશે નહીં. ધર્મની કસોટી બાહ્ય પરિણામ પરથી ઠરતી નથી, પણ કોઈ પણ પ્રસંગમાં પોતાને પોતાના સદ્‌ગુણોનું બળ કેટલું વાપરવું પડ્યું અને પોતાને કેટલું સહન કરવું પડ્યું, અને ઉન્નતિની દૃષ્ટિએ છેવટે પોતાને શું સિદ્ધ થયું, એ બધા પરથી તે ઠરે છે. પોતાનાં અજ્ઞાન, મોહ અને સ્વાર્થનો નાશ કરવા માટે પોતાને કેટલો પ્રયત્ન કરવો પડશે અને કેટલું સહન કરવું પડશે એની આજ કલ્પનાયે કરી શકાય નહિ.

કાર્યકર્તા — ઉન્નતિ માટે માણસને બુદ્ધિસામર્થ્યની કેટલી આવશ્યકતા છે?

ઉ૦ — જીવનમાં સદૈવ ઉપયોગી થનારો વિવેક બુદ્ધિના સામર્થ્ય સિવાય ચિત્તમાં ટકી શકશે નહીં. માટે વિવેકની આવશ્યકતા કહી કે તેને લગતી બુદ્ધિ-સામર્થ્યની આવશ્યકતા છે જ એમ ઠરે છે. એ ઉપરાંત, કુટુંબ, જાતિ, દેશ એ બધા વિષે પોતાનું કર્તવ્ય શું છે તે ઓળખવા માટે અને તે પાર પાડવા માટે જોઈતું બુદ્ધિબળ દરેકમાં હોવું જોઈએ. તે જ પ્રમાણે પોતાના જીવનવ્યવસાય માટે જોઈતી કલ્પકતા, યોજકતા, કુશળતા વગેરે બૌદ્ધિક ગુણોનીયે માણસને જરૂર છે. પોતા પર અને જે સમાજમાં આપણે રહીએ છીએ તે પર આવતા કઠણ પ્રસંગોમાંથી માર્ગ કાઢતાં આવડે એવા પ્રકારની સમયસૂચકતા, પ્રસંગાવધાન, તારતમ્ય વગેરે ગુણો પણ માણસમાં હોવા જોઈએ. સારાંશ, ધર્મથી જીવવા અને ઉન્નત થવા માટે પ્રત્યક્ષ જીવનમાં ઉપયોગી થઈ શકે એવા બુદ્ધિસામર્થ્યની માણસને જરૂર છે. શંકરાચાર્ય અને વિદ્યારણ્ય કે

ન્યૂટન અને હેકલના બૌદ્ધિક સામર્થ્યની પ્રત્યેક વ્યક્તિને જરૂર નથી.

કાર્યકર્તા — અત્યાર સુધી આપે કહ્યું તેવા સ્વધર્મ-પાલન, તેમાં જ સદ્ગુણોનું અનુશીલન, ચિત્તની શુદ્ધિ, વિવેક અને બુદ્ધિસામર્થ્ય વગેરેનું મહત્ત્વ સમજીને માણસ વર્તન રાખે, તો ઉન્નતિ માટે તેને એકાંતમાં જવાની આવશ્યકતા નથી એવો આપનો મત જણાય છે.

ઉ૦ — હા : લગભગ એવો. એકાંતવાસમાં ક્યારે પણ જવાની જરૂર નથી એમ હું કહેતો નથી. પોતાના મનની જ ઉન્નતિ કરવાની છે. ધર્મપાલન અને સદ્ગુણોનાં અનુશીલન દ્વારા જ મનની ઉન્નતિ થવી જોઈએ. પરંતુ તે માટે જોઈતું ચિત્તનું સામર્થ્ય જે માણસ પોતાના દરરોજના જીવનક્રમમાં પ્રાપ્ત કરી શકતો નથી અથવા વધારી શકતો નથી, તેણે કેટલોક સમય ચિત્તનો તે પ્રકારનો અભ્યાસ એકાંતમાં કરીને તે સામર્થ્ય પ્રાપ્ત કરવું. એવા અભ્યાસ માટે કેટલોક સમય સાતત્યની જરૂર હોવાથી એકાંત સિવાય તે અભ્યાસ થઈ શકતો નથી. પણ આવી રીતે પ્રાપ્ત કરેલા સામર્થ્યનો ઉપયોગ તેણે ધર્મપાલનમાં એટલે કર્માચરણમાં જ કરવાનો છે, અને એકાંતવાસ એ સાધ્ય નથી પણ સાધન છે, એ વાત તેણે તે અભ્યાસકાળે પણ ભૂલવી ન જોઈએ. ઉપરાંત અભ્યાસમાં લાગ્યા પહેલાં, આગળ કહ્યા પ્રમાણે, એક હદ પર્યંતની સાત્ત્વિકતા પોતામાં હોવી જોઈએ, એ વાત તેના ધ્યાનમાં રહેવી જોઈએ.

કાર્યકર્તા — ઈશ્વરદર્શન, આત્મસાક્ષાત્કાર, મોક્ષ એ ધ્યેયો સિદ્ધ કરવાં હોય તો તે માટે આપના મત પ્રમાણે એકાંતની જરૂર છે કે નહીં ?

ઉ૦ — મારા મન પ્રમાણે ચિત્તશુદ્ધિ અને સદ્ગુણોના ઉત્કર્ષ દ્વારા માનવતા પ્રાપ્ત કરવી એ જીવનનું ધ્યેય છે. ધર્મપાલનથી માનવતા પ્રાપ્ત થઈ શકે છે. તેનું પાલન કરવા માટે ચિત્તશુદ્ધિની જરૂર છે. શુદ્ધિ માટે ચિત્તસામર્થ્ય જોઈએ. અમુક અભ્યાસથી તે સામર્થ્ય પોતામાં લાવી શકાય છે. તેટલા માટે કોઈને કેટલીક વખત એકાંતની જરૂર રહે. ધર્મપાલન અને ઉન્નતિ માટે ઈશ્વરનિષ્ઠાની જરૂર છે, ઈશ્વરદર્શનની નહિ; કારણ ઈશ્વરદર્શન, આત્મસાક્ષાત્કાર, મોક્ષ વગેરે બાબતોમાં કેટલીયે ભ્રમાત્મક કલ્પનાઓ છે. એ બધી છોડી દઈએ તો બાકી ઈશ્વર અને આત્મા વિષે વિચાર કે જ્ઞાન તથા વાસના–આશાતૃષ્ણામાંથી મુક્તિ વગેરે માટે ખાસ એકાંતની આવશ્યકતા નથી. સત્સંગ, વિવેક વગેરે દ્વારા માણસ તે વિષે પોતાના જીવન પૂરતી નિઃશંકતા પ્રાપ્ત કરી શકે છે. આ બધી વાતો માનવતામાં જ આવી જાય છે. કેદારનાથ

## સાભાર સ્વીકાર

**સંવત ૨૦૦૪નું અહલાઘવીય શુદ્ધ કાર્તિકી પંચાંગ :** કર્તા. શાસ્ત્રી હિમ્મતરામ મ જાની, પ્ર. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ, કિં. ૦-૬-૦. **બહેનોને :** લે દિનશાહજી સો. પાડવાળા, પ્રકાશક : શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ કિં. ૦-૨-૦ **ઘરને મારગે :** અનુ૦ મકરંદ દવે, પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ, કિં. ૪-૦-૦. **પંખીનો મેળો :** લે. ઈશ્વર પેટલીકર, પ્ર. ઉપર પ્રમાણે, કિં ૨-૮-૦. **મા વિનાનાં :** લે. બાપુભાઈ પ્રાણજીવન વૈદ્ય, પ્ર. ઉપર પ્રમાણે કિં. ૨-૮-૦ **સુંદરીઓનો શણગાર :** લે. મનુભાઈ જોધાણી, પ્ર. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, કિં. ૪-૦-૦ **સાહિત્ય વિચાર :** લે આનંદશંકર બા. ધ્રુવ, પ્ર. ઉપર પ્રમાણે, કિં. ૫-૮-૦. **કાવ્યતત્ત્વ વિચાર :** લે. આનંદશંકર બા ધ્રુવ, પ્ર. ઉપર પ્રમાણે, કિં. ૪-૮-૦. **પ્રભુનું ધન :** અનુ. ચંદ્રશંકર પ્રા. શુક્લ, પ્ર. વોરા એન્ડ કંપની, મુંબઈ-૨, કિ. ૩-૦-૦. **ગુલશન :** અનુ અને પ્ર. ઈમામુદ્દીન દરગાહવાલા, નવસારી, કિં. ૧-૦-૦. **સોનેરી સૂચનો :** લે. ડૉ. રસિકલાલ જેહાલાલ પરીખ. પ્ર. સસ્તું સાહિત્ય વ. કા. અમદાવાદ, કિંમત ૦-૬-૦ **શ્રી રામકૃષ્ણ વાર્તાલાપ :** અનુ. ભવાનીશંકર રત્નેશ્વર ભટ્ટ, પ્ર ઉપર પ્રમાણે, કિં. ૨-૦-૦. **હરડે અને તેનો ઉપયોગ :** લે ડૉ. રસિકલાલ જે. પરીખ. પ્ર. ઉપર પ્રમાણે, કિં. ૦-૬-૦. **શિક્ષણ સાધના :** સંપાદકઃ જયંતીલાલ આચાર્ય પ્ર. આદર્શ સાહિત્ય ભંડાર, અમદાવાદ, કિં. ૧-૧૨-૦. **શેષ વિવેચનો :** લે. પ્રો. નવલરામ જ. વ્યાસ. પ્ર. ઉપર પ્રમાણે, કિં. ૨-૦-૦ **દૃષ્ટાંત કથાઓ** લે. નાનાભાઈ ભટ્ટ, પ્ર. ગ્રામ દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, આંબલા, કિં. ૧-૦-૦.

**શ્રી વિરાટ પ્રકાશન મંદિર** — વડોદરા તરફથી નીચેનાં ત્રણ પુસ્તકો મળેલાં છે. **માનવીની ભવાઈ :** લે. પન્નાલાલ પટેલ, પ્ર. ગુણવંતરાય આચાર્ય, જામનગર, કિં. ૫-૦-૦. **નવોઢા :** લે. ચિનુભાઈ પટવા, પ્ર આર. આર. શેઠની કંપની, મુંબઈ ૨, કિં. ૩-૮-૦. **દાઝેલાં હૈયાં :** અનુ૦ ગોપાળ ગ. વિદ્વાંસ, પ્ર. ગુણવંતરાય આચાર્ય, કિં. ૩-૮-૦. **Freedom Come :** By Hirendra Chattopadhyaya, Nalanda Publications, Bombay, 0-12-0.

# નામ–સંજ્ઞાવાચક અને જાતિવાચક

યાસ્કે પદના ચાર વિભાગ પાડ્યા છે: નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત. આ ચારમાંથી પહેલા બે વિભાગો — નામ અને આખ્યાત — મુખ્ય ગણાય છે અને બાકીના બે ગૌણ. એ પહેલા બેમાં પણ આખ્યાતને મુખ્ય અને નામને ગૌણ ગણતો એવો એક સંપ્રદાય અતિ પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે. "नमत्याख्यातार्थं प्रति विशेषणीभवतीति नाम," એ મુજબ નામને આખ્યાત પ્રત્યે, ક્રિયાપદ પ્રત્યે, નમતું બતાવવામાં આવ્યું છે. આપણા બે સુપ્રસિદ્ધ વૈયાકરણો પણ આ જ સંપ્રદાયના છે:

- "નામ-પદ એ ગૌણ પદ છે. જે આખ્યાત પદને ગુણભાવે રહી નમે છે, અથવા જે પદ પોતાના અર્થને આખ્યાત પદના અર્થમાં ગુણભાવે નમાવે છે તે નામ ...... યાસ્ક અને શાકટાયનના મત પ્રમાણે નામમાત્ર ધાતુથી (? ધાતુમાંથી) નિષ્પન્ન થાય છે. કેટલાંક નામમાં ક્રિયા પ્રત્યક્ષ હોય છે અને કેટલાંકમાં તે કલ્પવાની હોય છે-એવું તેમનું મત છે."[1]

"નામમાત્ર હરકોઈ ઉપાયે, પછી તે તત્સમ હો કે તદ્‌ભવ હો તોપણ, ધાતુમાંથી નીકળેલાં હોય છે."[2]

નામની — અને ભાષાની — ઉત્પત્તિની આ માન્યતા સાથે હિબ્રૂ લોકોની માન્યતા સરખાવવા જેવી છે: "અને ધરતીમાંથી પ્રભુએ પૃથ્વી પરના દરેક પ્રાણીનું અને આકાશમાંના દરેક પંખીનું સર્જન કર્યું. પછી આદમ એને શા નામે બોલાવે છે એ જોવા દરેકને તેની પાસે ઊભું કર્યું, અને આદમે દરેકને જે સંજ્ઞા આપી તે એનું નામ પડ્યું."[3]

આ માન્યતા મુજબ નામની ઉત્પત્તિ ધાતુમાંથી થતી જણાતી નથી.

વાક્યમાં ક્રિયા પ્રધાન કે કર્તા — નામ, એ ચર્ચા આપણે ત્યાં ઓછી નથી થઈ. ક્રિયાને પ્રધાન માનનાર અને ધાતુઓને ભાષાનું મૂળ માનનાર સંપ્રદાયોની અસર પાશ્ચાત્ય સંશોધકો પર પણ ખૂબ થયેલી છે અને એમનાં મંતવ્યોએ ૧૯મા સૈકાના તુલનાત્મક ભાષાશાસ્ત્ર પર અસર કરી છે. અર્વાચીન સંશોધને આ માન્યતાને બાજુએ મૂકી દીધી છે. માનવવાણી એના શૈશવકાળે માત્ર ધાતુઓની બનેલી હતી કે ધાતુપ્રધાન હતી, એ વાત આજે હવે સ્વીકારાતી નથી. ધાતુઓ ક્રિયાનું વાચન કરે છે. સૂક્ષ્મ ક્રિયાનો બોધ થવા કરતાં સ્થૂળ પદાર્થનો બોધ થવો સરળ છે. બાલભાષાના વિકાસનો અભ્યાસ કરીશું તો આપણને જોવા મળશે કે, આરંભમાં બાલક ક્રિયાના સૂક્ષ્મ ભાવોને ગ્રહણ કરી શકતું નથી. વાવા (નવું ફરાક), બૂ (પાણી), મમ (ખોરાક), ચી (ચકલી), પોં પોં (મોટર), વગેરે સંકેતોનો ઉપયોગ સ્વતંત્ર 'વાક્યો' તરીકે થતો હોવા છતાં, એ સંકેતો મુખ્યત્વે તો પદાર્થવાચક જ છે. અને 'વાક્યો' તરીકે ગણતાં એ 'વાક્યો' પણ કર્તાપ્રધાન જ છે.

વળી આજેયે જે જાતિઓ હજુ સંસ્કૃતિને ઉંબરે ઊભેલી છે તે આદિમ જાતિઓની ભાષાઓનો અભ્યાસ પણ આ વાતની પ્રતીતિ કરાવે છે: "અર્વાચીન આદિમ જાતિઓનો શબ્દકોશ તપાસતાં જણાય છે કે, ભાષા આદિકાળમાં પ્રત્યક્ષ અને વિશેષ પદાર્થો માટે શબ્દો યોજે છે; સામાન્ય, અમૂર્ત વિચારો માટે શબ્દ યોજવાનું સામર્થ્ય ઘણા લાંબા કાળના વિકાસ પછી જ આવે છે. દા. ત. ટાસ્માનિયાના વતનીઓની ભાષામાં પ્રત્યેક જાતના વૃક્ષ માટે એક સ્વતંત્ર નામ છે, પણ વૃક્ષ માટેનું સામાન્ય નામ નથી. મોહિકન લોકોની ભાષામાં જુદા જુદા શબ્દો છે, પણ કાપવાની સામાન્ય ક્રિયા માટે એકેય શબ્દ નથી; તો ઝૂલુઓની ભાષામાં રાતી ગાય, ધોળી ગાય વ. માટે ભિન્ન ભિન્ન શબ્દો છે, પણ 'ગાય' માટે સામાન્ય શબ્દ નથી."[4]

આમ અદ્યતન સંશોધન પ્રાચીન સંસ્કૃત મતની નહિ પરંતુ પ્રાચીન હિબ્રૂ મતની તરફેણનું જણાય છે. આ રીતે વિચારતાં એમ જણાય છે કે, ભાષામાં નામનો ઉદ્‌ભવ ક્રિયાપદની પૂર્વે નહિ તો એનાથી બિલકુલ સ્વતંત્ર રીતે, ક્રિયાપદની સાથે જ થયો હશે. વળી ઉપર જણાવેલી વિચારસરણી પ્રમાણે જોતાં, નામના બધા પ્રકારોમાં સંજ્ઞાવાચક નામ પ્રથમ ઉદ્‌ભવ્યું લાગે છે. તો આપણે સંજ્ઞાવાચક નામ સંબંધી થોડો વિચાર કરીએ.

---

૧. ક. પ્રા. ત્રિ: બૃ૦ વ્યા૦ પા. ૯૨

૨. કે. કા. શા: અ૦ અને શ૦ પા. ૧૪. આ લેખ લખતી વખતે કા. બા. વ્યાસનું વ્યાકરણ પાસે ન હતું. પાછળથી તે જોતાં તેમાં પણ આ જ મત દર્શાવેલો છે.

૩. પ્રો. વિલ્સન: મિરેક્યુલસ બર્થ ઑફ લેંગ્વેજ, પા. ૪૨.

૪. કા. બ. વ્યાસ: ભાષાવૃત્ત ઈ. પા. ૧૨૨–૨૩

"અમુક પદાર્થને બીજાથી ઓળખવા માટે આપણે તેનું જે નામ પાડીએ તે સંજ્ઞા કહેવાય છે; અને સંજ્ઞા બનાવનાર શબ્દ સંજ્ઞાવાચક નામ કહેવાય છે . . . આવાં નામમાં યદૃચ્છા — આપણી ઇચ્છા જ ઉપાધિ છે. બહુધા આવાં નામ મનુષ્ય પોતાની ઇચ્છાને અનુસારે જ પાડે છે, પદાર્થમાં રહેલા કોઈ ગુણધર્મને અનુસરીને પાડતા નથી. કેટલેક સ્થળે ઇચ્છાની સાથે પદાર્થમાં કોઈક ધર્મ પણ સંજ્ઞાનું કારણ હોય છે. હિમાલય, પંજાબ, પંચવટી, એ એવા દાખલા છે."[૫]

આમાં છેલ્લે આપેલા અપવાદોને બાદ કરતાં — એ અપવાદો ઉપર જણાવેલા હિંસૂમનનાં ઉદાહરણો જેવા જ લાગે છે — ક. પ્રા. વ્યા.એ આપેલી વ્યાખ્યામાંથી એવો અર્થ ફલિત થાય છે કે, સંજ્ઞાવાચક નામ એક પ્રકારનો શબ્દસંકેત છે, જે એ સંજ્ઞાધારી પદાર્થના ગુણધર્મનું નિદર્શન કરતો નથી.

સુપ્રસિદ્ધ અંગ્રેજ પ્રમાણશાસ્ત્રી મિલ પણ આ જ મતનો છે. આપણે જેને વિષે વાત કરીએ છીએ તે પદાર્થ કયો છે તે દર્શાવવાનું જ, અને નહિ કે તેના ગુણધર્મો દર્શાવવાનું કામ સંજ્ઞાવાચક નામ કરે છે, એમ તેણે જણાવ્યું છે.[૬]

આ વ્યાખ્યામાં રહેલું સત્ય તપાસીએ. કોઈની સાથે વાતચીતમાં રામ, મોહન કે ગંગા જેવું નામ આપણે વાપરીએ છીએ ત્યારે સાંભળનાર અને બોલનાર બંનેને એ નામની એક અમુક ચોક્કસ વ્યક્તિ જ વિવક્ષિત હોય છે. બીજા સાંભળનારની પાસે એ જ નામનો પ્રયોગ એ જ બોલનાર બીજા અર્થમાં કરે છે, અને એ વખતે એનો જે સાંભળનાર હોય છે તે એ બોલનારના મનમાં એ વખતે જે અર્થ હોય છે તેને જ ગ્રહણ કરે છે. "આજે મોહન કપડાં નથી ધોઈ ગયો?" પ્રયોગમાં મોહન નામધારી નોકરની વાત છે, એમ સમજાય છે, 'મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા'માં મોહન શબ્દ શ્રીકૃષ્ણને માટે વપરાયો છે એ વાત સ્પષ્ટ છે. ('પ્યારા' વિશેષણ કશા ગુણધર્મનું સૂચક નથી એ વાત ખ્યાલમાં રાખવાની છે.) અને 'દાંડી તણા કિનારે મોહન મીઠું પકાવે'માં મોહન શબ્દ ગાંધીજી માટે વપરાયો છે એ પણ એટલું જ સ્પષ્ટ છે. સંજ્ઞાવાચક નામમાં ગુણધર્મની કશી વિવક્ષા ના હોત તો આમ બની શકત ખરું કે?

એવી દલીલ કરવામાં આવશે કે, રામ, કૃષ્ણ કે ગંગા જેવા શબ્દો એકલા હોય છે ત્યારે કયા ગુણધર્મોના વાચક હોય છે? એ સાચું છે કે એ શબ્દો એકલા હોય છે ત્યારે — જેમ કે કોશમાં — એ કશા જ ગુણધર્મોના વાચક હોતા નથી. પરંતુ એ ભૂલવાનું નથી કે, શબ્દનું સ્થાન કોશ નથી પણ જીવતીજાગતી ભાષા છે; અને શબ્દનો કોશમાં આપેલો અર્થ જીવંત ભાષામાં તેના પ્રયોગ કે પ્રયોગો પરથી નક્કી થાય છે. કોશમાં આપેલો ગાળો શબ્દ — એ સંજ્ઞાવાચક નામ નથી — કયા ગુણધર્મનો વાચક છે? એનો અર્થ 'ફેર' છે, 'મોસમ' છે, 'ઘંટીનું મોં' છે, 'ફાંસો' છે, કે 'ગાળ'નું બ. વ. છે, એ આપણે એના પૌર્વાપર્ય વિના શી રીતે જાણી શકવાના હતા? એ નામ છે કે ક્રિયાપદ — જેમ કે (ચા) ગાળો — એની પણ ખબર શી રીતે પડવાની હતી? અમુક ચોક્કસ પૌર્વાપર્યમાં એનો અર્થ નક્કી થતાં વાર જ એના ગુણધર્મોનું — બધાનું નહિ તો એ પૌર્વાપર્યમાં ઉદ્દિષ્ટ હોય એટલાનું — જ્ઞાન આપણને થાય છે. એ જ રીતે સંદર્ભમાં આવતા સંજ્ઞાવાચક નામના ઓછાવત્તા ગુણધર્મોનું પણ આપણને તરત જ ભાન થાય છે. દરેક જુદા સંદર્ભમાં વપરાયેલા મોહન કે બીજા કોઈ વિશેષનામનો અર્થ દરેક સ્થળે વિશિષ્ટ જ સમજાય છે, તે જાતિવાચક નામની માફક સંજ્ઞાવાચક નામમાં રહેલી ગુણધર્મ દર્શાવવાની ખાસ શક્તિને લઈને.

સંજ્ઞાવાચક નામ ગુણધર્મોનું દર્શક ન હોત તો અતિ સામાન્ય એવો સંજ્ઞાવાચક નામનો જાતિવાચક નામ તરીકેનો ઉપયોગ થઈ શકતો ન હોત. "આ તો બીજો કુબેર છે," એમ કહીએ છીએ ત્યારે, રૂઢ મત અનુસાર, સંજ્ઞાવાચક નામ કશા જ ગુણધર્મનું વાહક નથી એમ ગણતાં, એનામાં જાતિવાચક નામ તરીકેના ગુણધર્મોનું પ્રાકટ્ય ક્યારે થયું? શી રીતે થયું? આ જ વ્યાપાર — એક પદાર્થના ગુણધર્મનું અન્યત્ર આરોપણ — જાતિવાચક નામમાં પણ પ્રવર્તતો જોવામાં આવે છે. લાંબા માણસને આપણે 'તાડ'

૫. ગુ. વ્યા. પા. ૯૫

૬. યેસ્પરસન કૃત 'ફિલૉસૉફી ઑફ ગ્રામર'માં મિલનું અવતરણ.

કહીએ છીએ, જોકે લંબાઈ સિવાય બંને વચ્ચે બીજું કશું જ સામ્ય નથી. એ જ રીતે કાણા માણસને 'શુક્રાચાર્ય' કહીએ છીએ ત્યારે શુક્રાચાર્યનાં અનેક લક્ષણોમાંથી એ ઠેકાણે બંધબેસતા એકને ઉપાડીને 'શુક્રાચાર્ય' નામનો પ્રયોગ આપણે કરીએ છીએ.

અહીં શંકા થશે કે, આપણે પસંદ કરેલું લક્ષણ મુખ્ય છે કે કેમ. પણ 'દૂધ' કે 'બાટલી' જેવા નામનો પ્રયોગ આપણે કરીએ છીએ ત્યારે એ નામનાં મુખ્ય કે અમુખ્ય કયાં લક્ષણોનું સૂચક એ નામ બને છે? દૂધ શબ્દે ક્વચિત્ એના ફીણના, ક્વચિત્ એની ઉજ્જ્વલતાના, ક્વચિત્ એના મધુર સ્વાદના કે ક્વચિત્ એ બધાના સંસ્કાર આપણા ચિત્તમાં જાગ્રત થાય છે. આપણા ચિત્તમાં સંસ્કાર ગમે તે જાગ્રત થાય, પણ દૂધ કયો પદાર્થ છે એ જાણવા માટે આપણે એના ગુણધર્મો સૂચવે તેવી વ્યાખ્યા માગતા નથી, અને તે છતાંયે દૂધ એટલે શું એ આપણે જાણી શકીએ છીએ. વાક્યમાં પૌર્વાપર્યથી અભિપ્રેત સંસ્કાર જાગ્રત થઈ અર્થ સ્ફુટ અને નિશ્ચિત કરે છે.

સંજ્ઞાવાચક નામ સંબંધમાં એક બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. સંજ્ઞાવાચક નામનાં બહુવચનનાં રૂપો થઈ શકે કે નહિ? કેટલાક નમૂનાઓ જોઈએ: (૧) હું ત્રણેય મણિલાલને ઓળખું છું. અમે બંને હૈદરાબાદ જોયાં છે. (૨) બધા આચાર્યો વાને ઊજળા છે. સોલંકીઓએ ઘણાં વર્ષ રાજ્ય કર્યું. (૩) પચાસ અર્જુનોથીયે આ કામ નહિ થઈ શકે. ગુજરાતે ચૈતન્યો કે શંકરો સર્જ્યા નથી.

(૧)માંના દાખલાઓમાં આકસ્મિક રીતે જ એક નામ ધરાવતા પદાર્થોનાં નામ છે; (૨)માં એક જ કુટુંબના કે વંશના માણસોનો નિર્દેશ છે; અને (૩)માં ઉદ્દિષ્ટ વ્યક્તિના જેવા ગુણવાળી વ્યક્તિઓનો ઉલ્લેખ છે. 'ફિલોસોફી ઑફ ગ્રામર'નામના પોતાના રસિક પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે, શ્રી યેસ્પરસનને આવા દાખલાઓમાં સંજ્ઞાવાચક નામનું બહુવચન સ્વીકાર્ય છે. સંજ્ઞાવાચક નામ માત્ર સંજ્ઞાનિદર્શક નથી એમ ઉપર જણાવ્યા પ્રમાણે ગણતાં એ નામનાં બહુવચન સ્વીકારવામાં કશો વાંધો નથી.

આથી એ જણાશે કે, સંજ્ઞાવાચક નામમાં અને જાતિવાચક નામમાં ધારવામાં આવે છે એટલો તફાવત નથી. આ મતની સાથે 'બૃહદ્ વ્યાકરણ'માં ક. પ્રા. ત્રિ. એ મીમાંસક મત ટાંક્યો છે તે સરખાવવા જેવો છે: "મીમાંસકો માત્ર જાતિમાં જ સંકેત માને છે. તેઓ સંજ્ઞાવાચક નામમાં જાતિ ઘટાવે છે. પદાર્થમાત્રમાં ક્ષણે ક્ષણે વૃદ્ધિક્ષયાદિ વિકાર થાય છે. કાલે જોયેલો દેવદત્ત ને આજે જોવામાં આવતો દેવદત્ત વસ્તુતઃ ભિન્ન છે, કેમ કે ક્ષણે ક્ષણે દેવદત્તમાં વિકાર થાય છે; પણ જે સામાન્યધર્મને લીધે આપણે એને એક જ પદાર્થ માનીએ છીએ ને એક જ તરીકે ઓળખાવીએ છીએ તે જાતિ છે, અને તે જાતિમાં જ એવા નામમાં સંકેત છે, એવું તેમનું મત છે."[૭]

મીમાંસકોના આ મતમાં તથ્ય રહેલું છે જ, નહિ તો ઉપર આપ્યાં છે તેવાં તથા નીચેનાં દૃષ્ટાન્તો શી રીતે સમજાવી શકાય?

(૧) નર્મદની ગુજરાત દોહ્યલી રે જીવવી, ગાંધીની ગુજરાત કપરી જીરવવી' (ઉમાશંકર)

(૨) સાહિત્યકાર મુનશી, ધારાશાસ્ત્રી મુનશી, રાજનીતિજ્ઞ મુનશી, કારભારી મુનશી. . .'

(૩) 'ધર્મવિચાર પહેલાંનો નર્મદ અને પછીનો નર્મદ' . . .

(૪) 'માંદગી પછી રમેશ બદલાઈ ગયો છે, એ આગલો રમેશ જ નહિ.'

પ્રત્યેક દાખલો મીમાંસક મતની પરિપુષ્ટિ કરે છે, એટલે એ વિષે વધારે લખવું જરૂરી નથી.

સંજ્ઞાવાચક નામનો જાતિવાચક નામ તરીકેનો ઉપયોગ આપણે નોંધ્યો છે. બંને વર્ગો વચ્ચેનો તફાવત કેટલો સૂક્ષ્મ છે તે જાતિવાચક નામના સંજ્ઞાવાચક નામ તરીકે થતા ઉપયોગ પરથી પણ સ્પષ્ટ થશે. (અમેરિકાનાં) સંયુક્ત સંસ્થાનો, સંયુક્ત પ્રાંતો, ચરોતર, મહાસમિતિ, કૉંગ્રેસ વ. નામો મૂળમાં તો જાતિવાચક કે સામાન્ય છે; પણ વ્યવહારમાં આપણે મહાસમિતિ "એ. આઈ. સી. સી." માટે, કૉંગ્રેસ હિંદી મહાસભા માટે, મહાજન અમદાવાદના મજૂર મહાજન માટે, એમ વિશિષ્ટ અર્થમાં જ પ્રયોજીએ છીએ. આપણાં વર્તમાનપત્રોમાં તથા આપણી રોજિંદી વાતચીતમાં આપણે આ રીતે જ આ અને આવાં નામોનો પ્રયોગ કરીએ છીએ. એ જ રીતે 'કેટલાંક કાવ્યો,' 'રેખા,' 'રંગતરંગ,' 'સ્ત્રીપુરુષ-મર્યાદા,' 'કેલિકો મિલ,' 'સ્વદેશી મંદિર,' 'મજૂર

૭. ગુ. વ્યા. પા. ૯૫

હાટ ' વગેરેની બાબતમાં. કજિયો કરતા બાળકને વઢતી સ્ત્રી, "બાપાને આવવા દે પછી તારી વાત છે," કહે છે ત્યારે 'બાપા'નો અર્થ એ કજિયો કરતા બાળકના બાપા થાય છે, નહિ કે એ સ્ત્રીના. એ મુજબ બહેન, ભાભી, ઈકાકા, મહારાજ, દાક્તર, શેઠ, સાહેબ, માસ્તર, મહેતાજી, વગેરે શબ્દોનો ઉપયોગ અમુક મર્યાદિત ક્ષેત્રોમાં સંજ્ઞાવાચક નામ તરીકે થાય છે.

આ દાખલાઓ ઉપરથી પણ જોઈ શકાય છે કે, નામના આ બે પ્રકારો વચ્ચે કલ્પવામાં આવ્યો છે એટલો ભેદ નથી. બંને વચ્ચેની ભેદરેખા અતિસૂક્ષ્મ છે. પદાર્થના એક અનેક કે બધાયે ગુણધર્મોનું સૂચન તેનું નામ કરે છે, અને તેમાં નિયામક શક્તિ પ્રકરણ (context) છે.

[ નોંધ: આ લેખ તૈયાર કરવામાં જે પુસ્તકોની મદદ લીધી છે તેમનાં નામો પાદટીપમાં સાધારણ રીતે આવી ગયાં છે. તોપણ સૌથી વધારે મદદ યેસ્પરસનના પુસ્તકની લીધી છે એ વાત એ પંક્તિના આભાર સાથે નોંધવી જોઈએ. ]

પ્યુપિલ્સ ઓન સ્કૂલ
ખાર, મુંબઈ
દુષ્યન્તરામ પંડ્યા

# આપણા એશિયાઈ પડોશીઓ—૩

[ ગયા અંકથી ચાલુ. ઈ. સ ૧૯૧૭માં તુર્કી સામ્રાજ્ય તૂટતાં જે ભાગલા પાડી નંખાયા તેનો આગળનો ચિતાર આમાં આપ્યો છે. ]

## કુર્દિસ્તાન

ઈ. સ. ૧૯૧૪ના પહેલા વિગ્રહના અંતથી કુર્દિસ્તાનનું કોકડું ખૂબ ગૂંચવાયું છે. તુર્કીએ વર્ષો સુધી આ પ્રદેશ ઉપર હકૂમત ચલાવી હતી. આ પ્રદેશ ફ્રેન્ચોને આપવાનું વચન ઈ. સ. ૧૯૧૬માં અપાયું હતું. જૂના આસીરિયા રાજ્યમાં મોસલ અગત્યનું સ્થાન ધરાવતું હતું. ભાષા, સંસ્કૃતિ અને પોશાકની બાબતમાં આ પ્રજાએ પોતાની ખાસિયત જાળવી રાખી છે. આ કારણે પહેલા વિગ્રહને અંતે તુર્કીએ બધાં અરબ રાજ્યો ઉપરના પોતાના હક્ક છોડી દીધા હતા, પણ મોસલ ઉપરનો પોતાનો હક્ક કાયમ રાખ્યો હતો. જોગા પર્વતની ઉત્તરે પોતાની હદમાં વસતા બીજા ત્રીસ લાખ કુર્દો સાથે આ પ્રદેશના પાંચ લાખ કુર્દોને જોડવાની તુર્કીની નેમ હતી. આ ઉપરાંત બીજા દશ લાખ કુર્દો ઈરાનમાં વસે છે. બીજી બાજુ મિત્રરાજ્યોની ઇચ્છા એવી હતી કે, ઉત્તર કુર્દિસ્તાનનું સ્વતંત્ર રાજ્ય બનાવવું અને મોસલના રહીશોને તેમાં જોડાવું હોય તો જોડાવા દેવા. આ યોજના મંજૂર થાય તે પહેલાં તો બ્રિટને મોસલ પ્રાંતને ઇરાક સાથે જોડી દીધો અને કારણ એવું જણાવ્યું કે ઇરાકને માટે એ પ્રાંત ખૂબ જ અગત્યનું સ્થાન ધરાવે છે. તેલનાં ક્ષેત્રોની આવકનો ચોથો ભાગ પોતાને મળે એ શરતે ફ્રેન્ચોએ મોસલ ઉપરનો પોતાનો હક્ક છોડી દીધો હતો; તેથી મુખ્યત્વે બ્રિટિશ એવી એક કરોડની મૂડીથી ઇરાકી પેટ્રોલિયમ કંપની ઊભી કરવામાં આવી અને સીરિયાના રણમાં થઈને હૈફા અને ટ્રિપોલીસ સુધી પાઈપ-લાઈન નાખવામાં આવી.

આ નવી વ્યવસ્થા સામે મોસલની કુર્દ પ્રજાએ બંડ ઉઠાવ્યું; પણ ઈરાનીઓની મદદથી તેમને નિર્દય રીતે દાબી દેવામાં આવ્યા. ઈ. સ. ૧૯૨૫માં તુર્કીની હદમાંના કુર્દોમાં ચેનન જણાતાં તેમને પણ દબાવી દેવામાં આવ્યા. આમ છતાં 'કુર્દ-પ્રજાસત્તાક' માટેની ચળવળ તો ચાલુ જ રહી.

ગયે વર્ષે ઉનાળામાં કિરકૂકનાં તેલનાં ક્ષેત્રોના કામદારોએ પોતાની માગણીઓ સત્તાવાળા સમક્ષ રજૂ કરી મડાગાંઠ ઊભી કરી હતી. કામદારોના દેખાવો ઉપર ગોળીબાર કરવાથી કેટલાય કામદારો મરણશરણ થયા.

ગયા વર્ષની આઝરબૈજાન અને ઈરાનની રાષ્ટ્રીય ચળવળ વખતે ઈરાનના કુર્દ લોકોએ સ્વતંત્ર સત્તા ઊભી કરી હતી. ઇરાક અને તુર્કીની કુર્દ પ્રજાએ આ ચળવળ પ્રત્યે પોતાની સહાનુભૂતિ બતાવી હતી. કુર્દિસ્તાનનું કોકડું આમ હજુયે ગૂંચવાયેલું જ છે. મોડાવહેલો પણ તેનો નિકાલ લાવવો જ પડશે.

## ટ્રાન્સજોર્ડન

મૂળ યોજના આ પ્રદેશને પેલેસ્ટાઈન મેન્ડેટનો એક ભાગ બનાવવાની હતી. પાછળથી તેમ ન કરતાં હુસેનના બીજા અને નાલાયક દીકરા અબદુલ્લાને ગાદી આપી, આ પ્રદેશનું નવું મેન્ડેટ ઊભું કરવામાં આવ્યું. અમન શહેરમાં અબદુલ્લા માટે સુંદર રાજમહેલ

બંધાવવામાં આવ્યો. તેની લશ્કરી મોટરો માટે સરસ ગેરેજો અને મોજશોખનાં વિમાનો માટે સુંદર મથકો તૈયાર કરવામાં આવ્યાં. આ પ્રદેશ સ્વતંત્ર થયો ત્યાં સુધી અમન ખાતેનો બ્રિટિશ રેસિડન્ટ જ સાચો રાજકર્તા હતો. આજે ટ્રાન્સજોર્ડન ઇંગ્લંડ સાથે એવી સંધિથી જોડાયેલું છે કે જેથી બ્રિટન મોટું હવાઈ દળ અહીં રાખી શકે છે. આ પ્રદેશની બધી લશ્કરી હકૂમત બ્રિટિશોના હાથમાં છે.

ઈ. સ. ૧૯૪૪માં ઇજિપ્તમાં આરબ-લીગ સ્થપાઈ, તેના સાત સભ્યોમાંનું ટ્રાન્સજોર્ડન એક છે. ઇજિપ્ત, ઇરાક, સીરિયા, લેબેનોન, સાઉદી અરબસ્તાન અને યેમન એ બીજા ૭ સભ્યો છે. સીરિયા, લેબેનોન, પેલેસ્ટાઈન અને ટ્રાન્સજોર્ડન એ ચારને ભેગાં કરીને મોટું સીરિયા બનાવી, તેના રાજકર્તા થવાની રાજા અબદુલ્લાની ખ્વાહેશ છે, અને એ તેના સ્વપ્ના પ્રત્યે બ્રિટિશોની હમદર્દી છે.

નાજેતરમાં તુર્કીની મુલાકાત લઈ અબદુલ્લાએ તે દેશ સાથે કોલકરાર કર્યા છે. રશિયા અને બ્રિટન વચ્ચે ખટરાગ ચાલે છે એવા આજના સમયમાં આ કોલકરારને ઇંગ્લંડ અને અમેરિકામાં ખૂબ અગત્ય અપાય છે. આ ઉપરથી જોઈ શકાશે કે, મધ્ય એશિયામાં ટ્રાન્સજોર્ડન કેવું અગત્યનું સ્થાન ધરાવે છે.

જો પેલેસ્ટાઈનનો પ્રશ્ન ઊકલી જાય અથવા તેને અનિશ્ચિત મુદત સુધી મુલતવી રાખવામાં આવે તો ટ્રાન્સજોર્ડનનો રાજા અબદુલ્લા અને ઇરાકનો નૂરી સૈયદ પાશા, સાઉદી અરબસ્તાન સિવાયનાં બધાં જ આરબ રાજ્યોનું ફેડરેશન બનાવવામાં અને આ પ્રદેશોમાં રશિયનોના ઘૂસવા સામે રક્ષણ આપવામાં ખૂબ જ મદદગાર થઈ શકે એવા છે.

તેલનાં ક્ષેત્રો અને સ્થાનની અગત્ય એ બે વસ્તુઓ એટલે એશિયાના આ ભાગનું આજનું રાજકારણ.

### ઇજિપ્ત

ઇજિપ્તનું ક્ષેત્રફળ ૩,૮૬,૧૯૮ ચોરસ માઈલનું છે; તેમાંથી ખેતી થઈ શકે અને માણસ રહી શકે એવો પ્રદેશ તો ફક્ત ૧૩,૬૦૦ ચોરસ માઈલ જ છે. તેની કુલ વસ્તી ૧,૫૯,૩૨,૬૯૪ની છે; તેમાં મુસલમાનો ૯૧॥ ટકા, ખ્રિસ્તીઓ ૮ ટકા અને યહૂદીઓ ૦॥ ટકો છે. વસ્તીની ગીચતા દર ચોરસ માઈલે ૧૧૭૩ માણસોની છે. આ દેશમાં સાતથી બાર વર્ષ સુધીનાં બાળકો માટે કેળવણી ફરજિયાત છે. ઘઉં, જવ, મકાઈ, બાજરી, ચોખા વગેરે એનો મુખ્ય પાક છે. ખનિજમાં પેટ્રોલિયમ, મેંગેનીઝ, ઘર બાંધવાના પથ્થર, સિમેન્ટ, મીઠું વગેરે મળી આવે છે. ઇજિપ્તની આયાત ૫,૯૬,૭૯,૦૦૦ પાઉન્ડની અને નિકાસ ૪,૧૬,૩૦,૦૦૦ પાઉન્ડની છે.

પૂર્વના દેશો માટે બ્રિટિશો કેવી નીતિ રાખવા માગે છે, તે સમજવા માટે ઇજિપ્ત એ સારું ઉદાહરણ છે. ઈ. સ. ૧૮૮૨ સુધી ઇજિપ્ત તુર્કી સામ્રાજ્યમાં હતું. નેપોલિયન બોનાપાર્ટના સમયથી ઇંગ્લંડે ઇજિપ્તની બાબતમાં રસ લેવા માંડ્યો છે. નેપોલિયન ત્રીજાએ સુએઝની નહેર બાંધી અને તેના ઉપર બ્રિટિશો ધારે એવો અમલ કરી શકે એવું હિત ડિઝરાયલીએ મેળવી આપ્યું. ઇજિપ્તવાસીઓ માટે જ ઇજિપ્ત મેળવવું જોઈએ એવી ઇચ્છા જ્યારે અરબી પાશાએ વ્યક્ત કરી, ત્યારે ઇજિપ્ત બ્રિટિશ કબજા નીચે હતું. ઈ. સ. ૧૯૨૧માં ઇજિપ્તને બ્રિટિશ રક્ષણ-પ્રદેશ બનાવવામાં આવ્યો. પહેલો વિગ્રહ પૂરો થયો ત્યારે પ્રેસિડેન્ટ વિલ્સનના પ્રખ્યાત ચૌદ મુદ્દા ઉપર ઇજિપ્તની મદાર હતી; પણ બ્રિટિશોએ ઇજિપ્તની બધી જ માગણીઓ ફગાવી દીધી. પરિણામ એ આવ્યું કે, ઝગલૂલ પાશા અને તેમના વફદ પક્ષની સરદારી નીચે મહાન રાષ્ટ્રીય ચળવળ ઊપડી. દેશભરમાં વ્યાપેલી આ હિલચાલ આગળ બ્રિટિશોને નમતું આપવું પડ્યું.

'હવેથી ઇજિપ્ત બ્રિટિશ રક્ષણ-પ્રદેશ તરીકે બંધ થાય છે, અને તેને સ્વયંસત્તાક સ્વતંત્ર રાજ્ય તરીકે જાહેર કરવામાં આવે છે' — આવી જાહેરાત બ્રિટિશોએ કરી, અને ફાઉદને ઇજિપ્તનો રાજા બનાવવામાં આવ્યો. આવા ઢંઢેરા છતાં ચાર મુખ્ય વસ્તુઓ બ્રિટિશોએ પોતા પાસે રાખી હતી. એ ચાર વસ્તુઓ આ પ્રમાણે હતી: (૧) બ્રિટિશ સામ્રાજ્ય સાથેના ઇજિપ્તમાંના વ્યવહારોની સલામતી, (૨) સીધા અથવા આડકતરા દરેક જાતના પરદેશી આક્રમણ સામે ઇંગ્લંડનું રક્ષણ, (૩) ઇજિપ્તમાંનાં બધાં પરદેશી હિતોનું અને દેશની અંદરની લઘુમતીઓનું રક્ષણ, અને (૪) સુદાનનો પ્રશ્ન.

આ ચારે વસ્તુઓ માટે કંઈક ઉકેલ શોધવા ઇજિપ્ત ઇંગ્લંડ સાથે ઈ. સ. ૧૯૨૨થી મથામણ કરી રહ્યું હતું. છેવટે ઈ. સ. ૧૯૩૬માં ઇંગ્લંડ અને

ઇજિપ્ત વચ્ચે કરાર થયા. આ કરારથી ઇજિપ્તનું સર્વોપરીપણું સ્વીકારવામાં આવ્યું. વળી આ કરારથી ઇજિપ્તમાંનું બ્રિટિશ લશ્કર ખસેડી લેવાનું હતું એ વાત સાચી, પણ સાથે સાથે એમ પણ નક્કી થયું હતું કે, (૧) સુએઝની નહેર ઉપર દશ હજાર માણસોનું સશસ્ત્ર દળ અને ચારસો માણસોનું હવાઈ દળ રાખવું, (૨) એલેક્ઝાન્ડ્રિયા અને પોર્ટ સૈયદ એ બંદરોનો બ્રિટિશોએ નૌકામથકો તરીકે ઉપયોગ કરવો, (૩) વિગ્રહ અથવા વિગ્રહની ધમકીના સમયમાં ઇજિપ્તમાંથી બ્રિટિશ લશ્કર પસાર થઈ શકે અને (૪) બ્રિટને ઇજિપ્તનું રક્ષણ કરવું. આ વર્ષે રાજા ફાઉદનું અવસાન થતાં, તેની પછી રાજા ફારૂક ગાદીએ આવ્યો.

ઉપર જણાવી તે સુલેહને બીજા વિગ્રહના અંતથી તપાસી જવાની ઇજિપ્ત માગણી કર્યા કરે છે. ઇજિપ્તને ત્રણ વસ્તુઓ જોઈએ છે: (૧) ઇજિપ્તની ભૂમિ ઉપરનાં બધાં બ્રિટિશ દળો તાત્કાળિક ખસેડી લેવાં, (૨) ઇજિપ્ત સાથે સુદાન જોડી દેવું અને (૩) ઈંગ્લંડ અને ઇજિપ્તને એવા કરાર થાય કે જેથી મધ્યપૂર્વની અથડામણમાં ઇજિપ્તને બ્રિટનનું હથિયાર ન બનવું પડે.

ઈ. સ. ૧૯૪૫ના નવેમ્બરમાં બ્રિટિશ વિદેશમંત્રીએ જાહેર કર્યું કે, 'અમારે ઇજિપ્ત ઉપર હકૂમત રાખવી નથી. બે સરખા ભાગીદાર તરીકે, અને નહિ કે ઇજિપ્તનું રક્ષણ કરવાની અમારી જવાબદારીના સાટામાં, અમે રક્ષણાત્મક નીતિ રચવા માગીએ છીએ.' વળી ઈ. સ. ૧૯૪૬ના માર્ચ માસમાં બ્રિટિશ વડાપ્રધાન એટલીએ જાહેર કર્યું કે, 'ઇજિપ્તમાંનાં બ્રિટિશ દળો બિનશરતે ઇજિપ્ત ખાલી કરશે.' આમ છતાં આજે જે બની રહ્યું છે તે જોતાં કોઈ જાતની શરતો વગર બ્રિટિશ દળો ઇજિપ્ત છોડી જશે, એ બાબત શંકા રહે છે. ઇજિપ્ત સાથે સુદાન જોડાય એવી બ્રિટિશોની ઇચ્છા નથી, એથી સુદાનને છૂટા રહેવા માટે બ્રિટન ઉત્તેજી રહ્યું છે.

છેવટે એમ સ્પષ્ટ દેખાતું જાય છે કે, સિદ્કી પાશા અને તેમના પછીના નોકારશી પાશાએ ઇજિપ્તના હિતના ભોગે પણ બ્રિટિશો સાથે સમાધાન કરવાનું વલણ બતાવ્યું છે. સુદાન બાબત આ બેમાંથી કોઈએ મક્કમ અભિપ્રાય દર્શાવ્યો નથી; અને પરસ્પર લશ્કરી મદદની ઇંગ્લંડ જે માગણી કરી રહ્યું છે, તેને નકારવાની પણ એ બેમાંથી કોઈએ ઇચ્છા બતાવી નથી. એથી ઊલટું રાષ્ટ્રીય માગણીઓને ટેકો આપીને પ્રજાને ઉત્તેજિત કરવાને બદલે, બ્રિટિશ-વિરોધી પ્રવૃત્તિઓને સખત હાથે દાબી દેવાની નીતિ તેઓએ બતાવી છે.

દેશમાં ઉત્પન્ન થતાં વિરોધી બળોથી બચવાનો હરેક શક્ય પ્રયત્ન કરવાનો જ આજે ઇજિપ્તનો સાચો ધર્મ હોવો જોઈએ.

ચાલુ ] શાન્તિલાલ ગાંધી

# આત્મા વૈશ્વાનર

[છાંદોગ્ય ૫, ૧૧–૨૪]

[ઉપનિષદોની વાર્તાઓમાં નીચેની છાંદોગ્યની વાર્તા ઓછી જાણમાં છે. પરંતુ તેમ ન હોવું જોઈએ; તે વધુ પ્રસિદ્ધિ યોગ્ય છે — આમ લાગતાં શ્રી. ગોપાળદાસે તેનો સરળ અનુવાદ કરી આપ્યો છે. વાચક જોશે કે, સત્યનો સચોટ ખ્યાલ આપવા માટે — જૂની પરિભાષા દૂર કરીએ તો — આ વાર્તા સરસ કામ દે છે. સમગ્રને ચૂકી અમુક દેવદેવી કે વિભૂતિ યા અંશને આત્મતત્ત્વ માનવાથી માનવ વિકાસ રૂંધાય છે, એ ઉપનિષદોનો પરમ સાર તે કહે છે.]

ઉપમન્યુનો પુત્ર પ્રાચીનશાલ, પુલુષનો પુત્ર સત્યયજ્ઞ, ભાલ્લવિનો પુત્ર ઇંદ્રદ્યુમ્ન, શર્કરાક્ષનો પુત્ર જન, અને અશ્વતરાશ્વનો પુત્ર બુડિલ — આ પાંચ વેદવેત્તા મહાગૃહસ્થો ભેગા થઈ વિચાર કરવા લાગ્યા: આપણો આત્મા કોણ છે? બ્રહ્મ શું છે?

તેમણે નક્કી કર્યું કે, અરુણના પુત્ર ઉદ્દાલક હાલમાં વૈશ્વાનર આત્માના[1] જાણકાર કહેવાય છે; તો ચાલો આપણે તેમની પાસે જઈએ!

તેઓ તેમની પાસે જઈ પહોંચ્યા.

ઉદ્દાલકે વિચાર્યું, આ વેદવેત્તા મહાગૃહસ્થો મને પૂછશે, પરંતુ હું તેમને બધો ખુલાસો

૧. સર્વ (વિશ્વ) મનુષ્યોનો ધારક–પોષક: અર્થાત્ સ્થાવરજંગમ પ્રાણીમાત્રનો.

નહીં કરી શકું; માટે લાવ હું બીજાની ભલામણ કરું!

તેમણે કહ્યું: હે ભગવંતો! કેકયના પુત્ર અશ્વપતિ રાજા હાલમાં વૈશ્વાનર આત્માના જાણકાર કહેવાય છે; તો ચાલો આપણે બધા તેમની પાસે જઈએ!

તેઓ તેમની પાસે જઈ પહોંચ્યા.

આવેલા તે બધાનો રાજાએ જુદો જુદો અતિથિસત્કાર કરાવ્યો.

પછી બીજે દિવસે સવારે ઊઠતાંવેંત રાજા તેઓની પાસે ગયો અને કહેવા લાગ્યો:- "મારા રાજ્યમાં કોઈ ચોર નથી; કોઈ પાજી નથી; કોઈ દારૂડિયો નથી; કોઈ આચાર રહિત[1] નથી; કોઈ જ્ઞાનરહિત[2] નથી; કોઈ વ્યભિચારી નથી, તો પછી વ્યભિચારિણી તો હોય જ ક્યાંથી? હે ભગવંતો! હું યજ્ઞ કરવાનો છું; જેટલું ધન હું એક એક ઋત્વિજને આપીશ, તેટલું આપ ભગવંતોને આપીશ; આપ સૌ [અહીં] રોકાજો."

તેઓએ કહ્યું: માણસ જે ઇરાદાથી આવ્યો હોય, તે ઇરાદાની જ (તેની સાથે) વાત કરવી જોઈએ. તમે વૈશ્વાનર આત્માના જાણકાર છો; તે (જ્ઞાન) જ અમને કહો!

અશ્વપતિએ તેઓને કહ્યું: ઠીક! સવારે હું જવાબ આપીશ.

બીજે દિવસે સવારે તેઓ હાથમાં સમિધ લઈને[3] રાજા પાસે ગયા. તેઓને બીજો કશો વિધિ[4] કર્યા વિના જ તેણે એ [જ્ઞાન] કહી સંભળાવ્યું.

[પછી રાજાએ પૂછવા માંડ્યું:-]

હે ઉપમન્યુના પુત્ર! તમે કયા આત્માની ઉપાસના કરો છો?

"(તેજસ્વી ગ્રહ-નક્ષત્રવાળા) દ્યુલોકની જ, ભગવન્!"

"તમે જેને વૈશ્વાનર આત્મા તરીકે ઉપાસો છો, એ તો તેનો તેજવાળો (સુતેજા) ભાગ છે; તેથી તમારા કુળમાં પુત્ર-પૌત્ર-પ્રપૌત્ર સુધી બધા સોમયાગ કરનારા નીવડ્યા છે; (તેમ જ) તમે અન્નના ભોક્તા તથા પ્રિય ફળોના દ્રષ્ટા થયા છો. જે કોઈ વૈશ્વાનર આત્માની એ અંશે ઉપાસના કરશે, તે પણ અન્નનો ભોક્તા અને પ્રિય ફળોનો દ્રષ્ટા થશે, તથા તેના કુળમાં બ્રહ્મવર્ચસ્[1] ઊતરશે. પરંતુ આ તો (સમસ્ત) આત્માનો માત્ર માથારૂપ ભાગ છે; એટલે મારી પાસે ન આવ્યા હોત, તો (એ અધૂરી ઉપાસનાથી) તમારું માથું તૂટી પડત!"

પછી પુલુષના પુત્ર સત્યયજ્ઞને પૂછ્યું: "હે પ્રાચીનયોગ્ય! તમે કયા આત્માની ઉપાસના કરો છો?"

"આદિત્યની જ ભગવન્!"

"તમે જેને વૈશ્વાનર આત્મા તરીકે ઉપાસો છો, એ તો તેનો રૂપવાળો (વિશ્વરૂપ) ભાગ છે; તેથી તમારા કુળમાં વિવિધ રૂપો બહુ જોવા મળે છે: જેમ કે ખચ્ચરી જોડેલો રથ; હાર અને માળાઓ પહેરેલી દાસીઓ ઇ૦; (તેમ જ) તમે અન્નના ભોક્તા તથા પ્રિય ફળોના દ્રષ્ટા થયા છો. જે કોઈ વૈશ્વાનર આત્માની એ અંશે ઉપાસના કરશે, તે પણ અન્નનો ભોક્તા અને પ્રિય ફળોનો દ્રષ્ટા થશે, તથા તેના કુળમાં બ્રહ્મવર્ચસ્ ઊતરશે. પરંતુ આ તો (સમસ્ત) આત્માનો માત્ર ચક્ષુરૂપ ભાગ છે; એટલે મારી પાસે ન આવ્યા હોત, તો (એ અધૂરી ઉપાસનાથી) તમે અંધ થાત!"

પછી ભલ્લવિના પુત્ર ઇંદ્રદ્યુમ્નને પૂછ્યું: હે વૈયાઘ્રપદ્ય! તમે કયા આત્માની ઉપાસના કરો છો?

---

૧. મૂળ: अनाहिताग्निः = આચારનું પરિપાલન કરવા જોગે ઘરમાં અગ્નિ સ્થાપ્યો નથી તેનો; ગીતામાં વર્ણવેલ યજ્ઞચક્રનું પાલન ન કરનારો. ૨. अविद्वान्। ૩ શિષ્યભાવનું સૂચક. ૪. મૂળ: अनुपनीय एव = ઉપનયનવિધિ કર્યા વિના જ.

૧. વેદાધ્યયન અથવા વેદોક્ત કર્મો કરવાથી પ્રાપ્ત થતું દિવ્ય તેજ.

"વાયુની જ ભગવન !"

"તમે જેને વૈશ્વાનર આત્મા તરીકે ઉપાસો છો, એ તો તેનો વિધવિધ માર્ગોએ વહેતો (પૃથગ્વર્ત્મા) ભાગ છે; તેથી તમારા કુળમાં વિધવિધ (દિશાએથી અનેક) ભેટો ચાલી આવે છે; તથા વિવિધ રથપંક્તિઓ તમને અનુસરે છે; (તેમ જ) તમે અન્નના ભોક્તા તથા પ્રિય ફળોના દ્રષ્ટા થયા છો. જે કોઈ વૈશ્વાનર આત્માની એ અંશે ઉપાસના કરશે, તે પણ અન્નનો ભોક્તા અને પ્રિય ફળોનો દ્રષ્ટા થશે, તથા તેના કુળમાં બ્રહ્મવર્ચસ્ ઊતરશે. પરંતુ આ તો (સમસ્ત) આત્માનો માત્ર પ્રાણરૂપ ભાગ છે; એટલે મારી પાસે ન આવ્યા હોત, તો (એ અધૂરી ઉપાસનાથી) તમારા પ્રાણ ઊડી જાત !"

પછી શર્કરાક્ષના પુત્ર જનને પૂછ્યું : તમે કયા આત્માની ઉપાસના કરો છો ?

"આકાશની જ ભગવન !"

"તમે જેને વૈશ્વાનર આત્મા તરીકે ઉપાસો છો, એ તો તેનો બહુલતાવાળો (बहुल) ભાગ છે; તેથી તમે પ્રજા અને ધનની બહુલતાવાળા છો; (તેમ જ) અન્નના ભોક્તા તથા પ્રિય ફળોના દ્રષ્ટા થયા છો. જે કોઈ વૈશ્વાનર આત્માની એ અંશે ઉપાસના કરશે, તે પણ અન્નનો ભોકતા અને પ્રિય ફળોનો દ્રષ્ટા થશે, તથા તેના કુળમાં બ્રહ્મવર્ચસ્ ઊતરશે. પરંતુ આ તો (સમસ્ત) આત્માનો માત્ર કેડરૂપ[1] ભાગ છે; એટલે મારી પાસે ન આવ્યા હોત, તો (એ અધૂરી ઉપાસનાથી) તમારી કેડ ભાગી જાત !"

પછી અશ્વતરાશ્વના પુત્ર બુડિલને પૂછ્યું : હે વૈયાઘ્રપદ્ય ! તમે કયા આત્માની ઉપાસના કરો છો ?

"જળની જ ભગવન્ !"

"તમે જેને વૈશ્વાનર આત્મા તરીકે ઉપાસો છો, એ તો તેનો ધનરૂપ (रयि) ભાગ

૧ મૂળ : संदेह = શરીરનો મધ્ય ભાગ

છે; તેથી તમે ધનવાન, પુષ્ટિમાન છો; (તેમ જ) અન્નના ભોક્તા તથા પ્રિય ફળોના દ્રષ્ટા થયા છો. જે કોઈ વૈશ્વાનર આત્માની એ અંશે ઉપાસના કરશે, તે પણ અન્નનો ભોક્તા અને પ્રિય ફળોનો દ્રષ્ટા થશે, તથા તેના કુળમાં બ્રહ્મવર્ચસ્ ઊતરશે. પરંતુ આ તો (સમસ્ત) આત્માનો માત્ર પેઢુરૂપ[1] ભાગ છે; એટલે મારી પાસે ન આવ્યા હોત, તો (એ અધૂરી ઉપાસનાથી) તમારું પેઢુ (મૂત્રાશય) ફાટી જાત !"

પછી અરુણના પુત્ર ઉદ્દાલકને પૂછ્યું : હે ગૌતમ ! તમે કયા આત્માની ઉપાસના કરો છો ?

"પૃથ્વીની જ ભગવન !"

"તમે જેને વૈશ્વાનર આત્મા તરીકે ઉપાસો છો, એ તો તેનો આધારસ્થાન રૂપ (प्रतिष्ठा) ભાગ છે; તેથી તમે પ્રજા અને પશુઓ વડે બરાબર ટેકવાયેલા (પ્રતિષ્ઠિત) છો; (તેમ જ) અન્નના ભોક્તા તથા પ્રિય ફળોના દ્રષ્ટા થયા છો. જે કોઈ વૈશ્વાનર આત્માની એ અંશે ઉપાસના કરશે, તે પણ અન્નનો ભોક્તા અને પ્રિય ફળોનો દ્રષ્ટા થશે, તથા તેના કુળમાં બ્રહ્મવર્ચસ્ ઊતરશે. પરંતુ આ તો (સમસ્ત) આત્માનો માત્ર પગરૂપ ભાગ છે; એટલે મારી પાસે ન આવ્યા હોત, તો (એ અધૂરી ઉપાસનાથી) તમારા પગ સુકાઈ જાત !"

પછી તે બધાને સંબોધીને (રાજાએ) કહ્યું :–

તમે વૈશ્વાનર આત્માના છૂટક ટુકડાઓને જાણીને અન્નના ભોક્તા થયા છો; પરંતુ વેંત જેટલો *(प्रादेशमात्र)*× અને છતાં અનંત (अभिविमान) એવા (સમસ્ત) વૈશ્વાનર આત્માને જે ઉપાસે છે, તે સર્વ લોકમાં, સર્વ ભૂતમાં, અને સર્વ આત્મામાં અન્નનો ભોક્તા થાય છે !

"એ વૈશ્વાનર આત્માનું માથું જ દ્યુલોક

૧. મૂળ : बस्ति – મૂત્રાશય, મૂત્રનળીનો ભાગ

×માથાથી હડપચી સુધીના ભાગમાં સમાઈ રહેતો; અંગૂઠો અને પહેલી આંગળી પહોળાં કરીએ એટલા કદનો. હૃદયના કદનો એવો અર્થ પણ કરાય છે.

છે; ચક્ષુ આદિત્ય છે, પ્રાણ એ વાયુ છે; કેડ આકાશ છે; પેઢુ જ જળ છે; પૃથ્વી જ એના પગ છે; એનું ઉરઃસ્થળ એ જ વેદી છે; એનાં રૂંવાંટાં એ દાભ છે; તેનું હૃદય એ ગાર્હપત્ય અગ્નિ[1] છે; મન એ અન્વાહાર્ય અગ્નિ[2] છે, અને મુખ એ આહવનીય અગ્નિ[3] છે.

[એ વૈશ્વાનર આત્માનો ઉપાસક – જાણકાર] ખાવા બેસે ત્યારે જે પ્રથમ (પાંચ કોળિયા) ખાય છે, તે આહુતિરૂપ છે; (જેમ કે,) જે પ્રથમ કોળિયો ભરે, તે જાણે પ્રથમ આહુતિ 'प्राणाय स्वाहा' થઈ; તે આહુતિથી પ્રાણ[1] તૃપ્ત થાય છે; પ્રાણ તૃપ્ત થતાં ચક્ષુ તૃપ્ત થાય છે; ચક્ષુ તૃપ્ત થતાં આદિત્ય તૃપ્ત થાય છે; આદિત્ય તૃપ્ત થતાં દ્યુલોક તૃપ્ત થાય છે; અને દ્યુલોક તૃપ્ત થતાં, જે કાંઈ દ્યુલોક અને આદિત્યની હકૂમતમાં છે, તે બધું તૃપ્ત થાય છે!

"હવે જે બીજો કોળિયો ભરે, તે બીજી આહુતિ 'व्यानाय स्वाहा' થઈ; તે આહુતિથી વ્યાન તૃપ્ત થાય છે; વ્યાન તૃપ્ત થતાં શ્રોત્ર તૃપ્ત થાય છે; શ્રોત્ર તૃપ્ત થતાં ચંદ્રમા તૃપ્ત થાય છે; ચંદ્રમા તૃપ્ત થતાં દિશાઓ તૃપ્ત થાય છે; અને દિશાઓ તૃપ્ત થતાં, જે કાંઈ દિશાઓ અને ચંદ્રમાની હકૂમતમાં છે, તે બધું તૃપ્ત થાય છે!

"હવે જે ત્રીજો કોળિયો ભરે, તે ત્રીજી આહુતિ 'अपानाय स्वाहा' થઈ; તે આહુતિથી અપાન તૃપ્ત થાય છે; અપાન તૃપ્ત થતાં વાચા તૃપ્ત થાય છે, વાચ્ તૃપ્ત થતાં અગ્નિ તૃપ્ત થાય છે; અગ્નિ તૃપ્ત થતાં પૃથ્વી તૃપ્ત થાય છે; અને પૃથ્વી તૃપ્ત થતાં જે કાંઈ પૃથ્વી તથા અગ્નિની હકૂમતમાં છે, તે બધું તૃપ્ત થાય છે!

"હવે જે ચોથો કોળિયો ભરે, તે ચોથી આહુતિ 'समानाय स्वाहा' થઈ; તે આહુતિથી સમાન તૃપ્ત થાય છે; સમાન તૃપ્ત થતાં મન તૃપ્ત થાય છે; મન તૃપ્ત થતાં પર્જન્ય તૃપ્ત થાય છે; પર્જન્ય તૃપ્ત થતાં વિદ્યુત્ તૃપ્ત થાય છે; અને વિદ્યુત્ તૃપ્ત થતાં જે કાંઈ વિદ્યુત્ તથા પર્જન્યની હકૂમતમાં છે, તે બધું તૃપ્ત થાય છે!

"હવે જે પાંચમો કોળિયો ભરે, તે પાંચમી આહુતિ 'उदानाय स्वाहा' થઈ; તે આહુતિથી ઉદાન તૃપ્ત થાય છે; ઉદાન તૃપ્ત થતાં ત્વચા તૃપ્ત થાય છે; ત્વચા તૃપ્ત થતાં વાયુ તૃપ્ત થાય છે; વાયુ તૃપ્ત થતાં આકાશ તૃપ્ત થાય છે; અને આકાશ તૃપ્ત થતાં જે કાંઈ વાયુ અને આકાશની હકૂમતમાં છે, તે બધું તૃપ્ત થાય છે!

"જે આ વૈશ્વાનર આત્માને ન જાણીને અગ્નિહોમ કરે છે (– ખાય છે), તે જેમ અંગારા દૂર કરી રાખમાં હોમ કરે છે!

"પણ જે આ વૈશ્વાનર આત્માને જાણીને અગ્નિહોત્ર કરે છે (–ખાય છે), તે સર્વ લોક, સર્વ ભૂત, અને સર્વ આત્માને આહુતિ આપે છે (–જમાડે છે).

"જેમ શીમળાનું રૂ અગ્નિમાં નાખતાં તરત જ બળી જાય, તેમ આ વૈશ્વાનર આત્માને જાણીને અગ્નિહોત્ર કરનાર (-જમનાર)નાં સર્વ પાપ બળી જાય છે.

"તેથી કરીને આ વૈશ્વાનર આત્માને જાણનારો ચંડાળને ઉચ્છિષ્ટ (વધેલું અન્ન) આપે, તો પણ તેણે ખુદ વૈશ્વાનર આત્માને જ જાણે આહુતિ આપી!

"જેમ ભૂખ્યાં બાળકો માની આસપાસ ટોળે વળી રહે છે, તેમ સર્વ ભૂતપ્રાણીઓ આ આત્મજ્ઞાનીના અગ્નિહોત્રની (–ભોજનની) આસપાસ ટોળે વળી રહે છે!

---

૧. ગૃહસ્થ નિત્ય રાખે છે તે અગ્નિ. ૨ અમાવાસ્યાને દિવસે થતા પિતૃઓના માસિક શ્રાદ્ધમાં વપરાતો દક્ષિણાગ્નિ. ૩. હોમ કરવા માટે ગાર્હપત્ય અગ્નિમાંથી બળતો આણેલો અગ્નિ.

૧. અહીંથી અનુક્રમે પંચ પ્રાણો કે જેઓ શરીરમાં શ્વાસોશ્વાસ. વગેરે ક્રિયાઓ કરે છે, તેમનાં નામ આવે છે.

# કાઠિયાવાડના એક મૂક સેવકનું અવસાન

કાઠિયાવાડના એક મૂક સેવક શ્રી. લક્ષ્મીશંકરભાઈ પાઠકનું અવસાન તા. ૪-૮-'૪૭ને સોમવારે માત્ર એક જ દિવસની કૉલેરાની માંદગીથી તેમની કર્મભૂમિ —છાયા હરિજન આશ્રમમાં થયું છે. આ દુઃખદ સમાચારથી સમસ્ત કાઠિયાવાડને અણધાર્યો આંચકો લાગ્યો છે. સદ્‌ગત પાઠકજી એક સાવ સાદા એકનિષ્ઠ મૂક સેવક હતા.

જુનિયર બી. એ. સુધી અભ્યાસ કરી તેમણે ટપાલખાતાની નોકરી લીધી હતી. ૧૯૨૩ના નાગપુર ધ્વજ-સત્યાગ્રહ પછી સરકારી નોકરીને તિલાંજલિ આપી તેમણે ગાંધીજીના સિદ્ધાંત અનુસાર જીવન જીવવા માટે ભેખ ધારણ કર્યો હતો. સત્યાગ્રહ આશ્રમ સાબરમતીમાં સ્વ. મગનલાલ ગાંધી સાથે તેમણે ખેતીખાતામાં કામ શરૂ કર્યું. વઢવાણ રાષ્ટ્રીય શાળામાં સ્વ. ફૂલચંદભાઈ અને ચમનભાઈ વૈષ્ણવના સાથી તરીકે તેઓ દોઢેક વર્ષ રહેલા. ત્યાર બાદ છાયા હરિજન આશ્રમની સ્થાપના થતાં ૧૯૨૮ની સાલથી ત્યાં વસ્યા અને ૧૯ વર્ષની એકધારી મૂંગી સેવાથી પોરબંદર પંથકના હરિજનો અને સવર્ણોના દિલમાં તેમણે સત્યપ્રીતિ, નિઃસ્વાર્થતા અને સેવાભાવનાં બીજ રોપ્યાં હતાં.

૧૯૩૦ની સાલના સત્યાગ્રહ સંગ્રામમાં ધરાસણાની ધાડમાં શ્રી. શંભુશંકર ત્રિવેદીના જોડીદાર તરીકે તેઓ ગયા હતા. અમલદારોના અસહ્ય જુલ્મો હસતે મોઢે સહન કરીને તેમનાં દિલ પિગળાવ્યાં હતાં. અમલદારોએ આખરે એ બન્નેને પકડીને એક વર્ષનો કારાવાસ આપ્યો હતો.

તેમના અવસાનથી કાઠિયાવાડને ન પૂરી શકાય એવી ખોટ પડી છે. પોરબંદરનાં હરિજનો પોતાના સ્વજનના અવસાન જેટલું કલ્પાંત કરી રહ્યાં છે. સદ્‌ગત પાઠકજીનાં પત્ની શ્રી. વિજયાબહેન ઉપર લખેલા શ્રી. નાનાભાઈ ભટ્ટના પત્રથી સદ્‌ગતનો સારો પરિચય મળી રહે છે:—

"ચિ. વિજયાબહેન,

આજે સાંભળતાં હૈયું ધ્રૂજી જાય એવા સમાચાર સાંભળ્યા. પાઠકજી ગયા! પહેલાં તો હું આ ખબર માની જ ન શક્યો. પણ ન માનું તો કેમ ચાલે? આ બનાવથી આખા કાઠિયાવાડે એક ભારે સેવક ગુમાવ્યો છે. તમે બંનેએ કેટકેટલું કર્યું છે અને કેટકેટલું સહ્યું છે તેનો સાક્ષી એક ભગવાન છે. અમે—કાઠિયાવાડ પાઠકજીની કદર નથી કરી શક્યો, એમ મારું મન સાક્ષી પૂરે છે.

બહેન! તારે માથે તો આભ તૂટી પડ્યું. છાયા આશ્રમને રામભાઈએ છોડ્યો, હેમુભાઈએ છોડ્યો, ન છોડ્યો એક પાઠકજીએ. આજે એ પાઠકજી વિના તમારો આખોયે આશ્રમ તો રડતો હશે. પાઠકજીનાં પગરખામાં પગ મૂકનારો હજી બીજો કોઈ જોયો નથી. આપણી નાત અને આપણાં કુટુંબીઓ પાઠકજીની પોતડીની પાછળ જે તેજ હતું તેને ઝીલી ન શક્યાં. આપણે એને ગાંડા ગણ્યા. આજે મારા જેવા કૈંક ડાહ્યા માણસોને પાછળ મૂકીને એ તો પ્રભુના દરબારમાં પહોંચી ગયા. એના આત્માને તો આવા દુઃખમાં પણ શાન્તિ હતી. તો ત્યાં તો હોય જ ના?

પ્રભુ એમની કદર કરવાની આપણને આંખ આપો.

ભાવનગર,

તા. ૬-૮-'૪૭

[ભાઈ લક્ષ્મીશંકરના અવસાનની ખબર, ઉપરની આ નોંધ મને તેમના એક સ્નેહીજન તરફથી મળી, ત્યારે જ પડી. છાપાંમાં એ ખબર આવી હોય તો મારી નજરે પડી નથી. ભાઈ લક્ષ્મીશંકર એ વાર્તાલેખક શ્રી. રામનારાયણ નાગરદાસ પાઠકના મોટા ભાઈ થાય. હું એમને તે સાબરમતી આશ્રમમાં હતા ત્યારનો ઓળખું છું. એમના જેવા નિર્વ્યાજ અને અસંગ સેવક ઓછા હશે. કીર્તિ કે જાહેરાતની એમને ઇચ્છા જ નહોતી એમ કહી શકાય. જે કામને વળગે તેને જોડની જેમ વળગવાની એમની સહજ પ્રકૃતિ હતી. આશ્રમમાંથી તે ગયા ત્યાર બાદ ધારાસણાના દવાખાનામાં ઘાયલ થઈને પડેલા જોયા હતા. ત્યાર બાદ એકાદ વાર ભાગ્યે મળવાનું થયું હશે. આજે પણ એમની સુકલકડી લાંબી દેહ, હસતો ચહેરો, નાની પોતડી પર ટૂંકું પહેરણ અને ટોપીનો પહેરવેશ, અને કામ પર જવાને હર ઘડીએ મલપતી તલપતી એમની કાયા મારી નજર આગળ ખડી થાય છે. એવાઓનાં શ્રમ અને નિઃસ્વાર્થ સેવાદાન વડે આજે આપણે સ્વરાજ પામીએ છીએ. તેઓ સાચા સાત્ત્વિક અને શાંત શહીદ છે. એવી શહીદીનો સંદેશ ભાઈ પાઠક આપણને આપતા ગયા છે, તે ન ભૂલીએ. મ.]

# માસિક વિવેચન

**કુશળ વ્યૂહકાર માઉન્ટબૅટન**

જમીનનો સોદો પકવવો હોય તો તેના ઉસ્તાદો કહે છે કે, એક વાર એ હાથ પર લીધો એટલે તે પતવીને જ ઊઠવું જોઈએ; પછી તેમાં બે કલાક લાગો કે બાવીસ; કારણ કે વચ્ચે ઊઠીએ તો વાત પણ સાથે જ ઊઠી જાય. કાંઈક આવા જ ન્યાયથી લૉર્ડ માઉન્ટબૅટને હિંદનું બ્રિટિશ રાજદ્વારી કોકડું ઉકેલ્યું, એમ હવે કહી શકાય. રાજ્યના ભાગલા છેવટે જોતાં તો જમીનનો જ સોદો ને? અનેક તરફથી માઉન્ટબૅટનને ધન્યવાદ આપવામાં આવે છે; એમાં ખરો મુદ્દો હોય તો આ જ ગણાય કે, હિંદના રાજપાટ પર કેવી ચાલ ચાલવી જેથી બ્રિટિશ લોકોએ ધારેલો દાવ પાર પડી શકે, એ આ ઉસ્તાદ નૌકાપતિએ જોઈ લાધું અને તેનો સફળ ઉપયોગ કર્યો. બાકી, હિંદનું કોકડું કેમ ઉકેલવું એ તો પાર્લમેન્ટના સર્વપક્ષીય બ્રિટિશ મુત્સદ્દીઓએ નક્કી કર્યું જ હતું; એ કામ કાંઈ માઉન્ટબૅટનને માથે નહોતું.

વાચકને ખબર હશે કે, શ્રી. ઝીણા સાહેબની નીતિનો એક અટળ પાસો હમેશ એ હોતો કે, કોઈ વાત આવે તેને પહેલો તો ઠેલો મારવો અને વખત ખાવો; તે દરમિયાન કૉંગ્રેસનું વલણ જણાઈ રહે, પોતાના બ્રિટિશ મિત્રો જોડે ગુફતેગુ પણ કરવી હોય તો કરી લઈ શકાય; અને ખાસ તો, પોતે પોતાનો દાવ વિચારી લઈ શકે. જૂન ૩જીએ માઉન્ટબૅટને નવી યોજના રજૂ કરી ત્યારે પણ આ દાવ ઝીણા સાહેબ લડાવવા મથેલા; પરંતુ એમાં તેમને ફાવવા દેવામાં ન આવ્યા. કારણ, 'જમીનનો સોદો' માઉન્ટબૅટન બીજી રીતે પકવી ન શકે. આથી જ તેની યોજનામાં, અગાઉની જે તારીખ જૂન, ૧૯૪૮, હતી તે ૧૫ ઑગસ્ટ, ૧૯૪૭, જેટલી એકદમ આગળ આવી. અને એટલી આગળ આવતાં, એક સૈનિકની અદાથી તેને પહોંચી વળવાની જે કુનેહ અને વ્યૂહશક્તિ માઉન્ટબૅટને બતાવી, તેને માટે તે માણસને ખરેખર ધન્યવાદ ઘટે છે. એથી જ ૧૫મી ઑગસ્ટે હિંદ સ્વતંત્ર થઈ ગયું.—'હિંદ સ્વતંત્ર'!! આ શબ્દો પણ કેવા રૂડું આશ્ચર્ય ઉપજાવનારા છે!

**'ગાંધીજીની જય!'**

૧૫મી ઑગસ્ટે જે ભાવભીનો અને ગંભીર સમારંભ દિલ્હીની હવેલીથી આપણી સર્વાધીશ રાષ્ટ્રસભા બનેલી એવી બંધારણસભાએ ઊજવ્યો, તેમાં એક વાતનો અફસોસ કેટલાકે કર્યો કે, ગાંધીજી એ વખતે હાજર નહોતા. તે વખતે ગાંધીજી કલકત્તાના એક છાંડાયેલા મુસ્લિમ ઘરમાં હતા. આ વિભાગમાંથી મુસ્લિમો કોમી ત્રાસના માર્યા નાસી ગયા હતા. ગાંધીજી તેમને અભય પ્રેરી પાછા વસવા આવવાને માટે ધૈર્ય આપવા પોતે ત્યાં રહ્યા હતા.

ગયા એને બીજે દિવસે જ સૂચક બનાવ બન્યો. કેટલાક હિંદુ જુવાનિયાઓ તેમની પાસે ગયા અને કહ્યું કે, તમે ભાગી ગયેલા હિંદુઓના લત્તામાં કેમ નથી રહેતા? ગાંધીજીએ ટૂંકમાં કહ્યું કે, અત્યારે મારો ધર્મ એ છે એમ મને સમજાવો, તો હું તરત તેમ કરું. છાપાં જણાવે છે કે, બાદ ગાંધીજીના ઘર પર પથ્થર ફેંકાયા, કાચની બારીઓ તૂટી, કાચનો કટકો એક અહિંસાવાદી અંગ્રેજ વિશ્વજનને વાગ્યો.

ગાંધીજીને માટે આઝાદીના ઉષાકાળે કેવી ભેટ આ કહેવાય! ઘર મૂકી ભાગેલાં હિંદુ કુટુંબોને નિર્ભય કરી પાછાં વસાવવા માટે આ 'પથ્થરવીર' હિંદુ 'નવજુવાનો' પોતાની જાતથી તો શું કરી શકે! એટલે ૭૭ વર્ષના વયોવૃદ્ધ એક ડોસાને તે માટે કહેવા આવ્યા! અને આવ્યા તો આવ્યા, પણ તેમના પર પથ્થર ફેંક્યા!

બે જ દિવસમાં બીજા જ પ્રકારના સમાચાર મળ્યા: હિંદુ મુસલમાનો અરસપરસ મંદિર મસ્જિદમાં મળ્યા, અને થોડા જ દિવસ પર કોમી આગથી ભડકે બળતું કલકત્તા શાંત પડ્યું. ૧૫મીના સપરમા દિવસની આ ભેટ ગાંધીજીને કલકત્તાએ આપી અને પેલા યુવકોની બેવકૂફીને ઢાંકી. એમ તે દિવસને તેણે ખરેખર ઉજાળ્યો ને ઊજવ્યો. રાજાજીએ આ આખા કિસ્સાને એક મોટો જાદુ કહી તેના ઘડવૈયાને મહાન જાદુગર કહ્યો છે. સાચે જ, ચમત્કારનો યુગ હજી હિંદમાંથી વીત્યો નથી.

**અફળતામાં પણ વિજય!**

પરંતુ આ ઉપરાંત ગાંધીજીની ખરી મોટી જય બીજી છે. જૂન ૩થી ઑગસ્ટ ૧૫મી સુધીમાં દેશમાં બનાવો એટલા તો ઝપાટામાં બને છે કે, શું બને છે એ વિષે ઠરીને વિચારેય કરવા ભાગ્યે જ વખત કે વાતાવરણ હોય. સૈકાંઓનું સમયબળ છેવટે પોતાનું સર્જનકાર્ય કરવા તરફ ઊલટ્યું, ત્યાં બીજું બની પણ

શું શકે?' હિંદના હજારો-વરસી ઇતિહાસને હિસાબે આ ગાળો એક ઘડી જેટલોય ગણાય? સાચે જ, ઘડીના છઠ્ઠા ભાગમાં હિંદ આઝાદ થઈ ગયું. તે વીજગતિની ઘટનામાં જેમણે ભાગ ભજવ્યો છે, તે મહાપુરુષો પોતાનાં સંસ્મરણો આપશે તેને હજી કેટલીક વાર છે.

આ રળિયામણી ઘડી લાવનાર ગાંધીજી છે, એમાં તો કોઈને શંકા નથી. એ જય તો એમનો છે. હું તે ઉપરાંત એક બીજા જયની વાત કરું છું. તે એ કે, એ મહાપુરુષે શરૂથી પણ કરેલું તે જ પ્રમાણે તે પૂરું પડ્યું છે. તેમણે કહેલું કે, આખા હિંદની પ્રતિનિધિ કૉંગ્રેસ છે; તે લડીને સ્વરાજ લાવશે, પરંતુ તે હશે દેશ આખાનાં સૌ કોઈને માટે. આજે જે કાંઈ મળ્યું છે તે આખા દેશને મળ્યું છે. અને જે સરકારે તે પોતાને હસ્તક કર્યું છે તેમાં બધાને પ્રતિનિધિત્વ મળ્યું છે.

એટલું જ નહીં, એક રીતે જોતાં પાકિસ્તાન થયું એમાં પણ એ જ પણનો વિજય ન કહેવાય? કૉંગ્રેસે લડી લડીને એવો રંગ ઊભો કર્યો અને જગતબળે તેમાં સાથિયા પૂર્યા કે, અંગ્રેજો અહીંથી છોડીને જાય. એનો લાભ મુસલમાનો પણ પોતાના મનમાન્યો મેળવી શક્યા! તેઓ પાકિસ્તાનથી જ રીઝે; તેઓ એ પણ લઈ શક્યા! એ એમના અહિતમાં હોવા છતાં, એ ન જ સમજે તો તેને પણ કૉંગ્રેસે કબૂલ્યું. અજાણ્યે પણ એમાં એ જ સધાયું કે, હિંદના બધા વર્ગો આઝાદીમાં ભાગ પડાવી શક્યા.

અને એ પણનો બીજો એક ભાગ એ હતો કે, હિંદ અંગ્રેજ પ્રજાનું શત્રુ નથી; તેનો રાજ્યલોભ દૂર કરવા તે માગે છે, જેથી ઉભયનું ભલું થાય. આજે આ વસ્તુ પણ સિદ્ધ થઈ શકી છે. સ્વતંત્ર હિંદનો પહેલો ગવર્નર જનરલ એક હિંદમિત્ર અંગ્રેજ બને છે. આજે હિંદીઓને અંગ્રેજો પ્રત્યેનો દ્વેષ રહ્યો નથી.

આમ લડતનું ફળ જે આઝાદી મળી તે હિંદ આખાને મળી છે. હવે તે તેનો શો ઉપયોગ કરે છે તે જોવાનું છે.

મ૦

# નવું વાચન

**અધૂરા ફેરા:** લે૦ શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ, જીવન સાહિત્ય મંદિર, મુંબઈ ન. ૨; પૃ. ૧૮૬; કિં. રૂ. ૨-૪-૦

આ એક નાનકડું નવલ છે. સિંગાપુર પર થયેલી જાપાની બૉમ્બવર્ષાને કારણે શ્રીધર અને વિલસુ નામનાં બે હિંદી વરકન્યાના સપ્તપદીના ફેરા અધૂરા રહી ગયા હતા. પાછળથી બંને નેતાજીની આઝાદ ફોજનાં સૈનિક બનતાં, શ્રીધર એ 'અધૂરા ફેરા' પૂરા કરવાની રજા માગે છે. પણ વિલસુ આઝાદ હિંદમાં અથવા તો આવતે ભવે એ પૂરા કરવાનો નિશ્ચય જણાવે છે. ઝાંસીની રાણીની ટુકડીને ઘેરાઈ જતી બચાવવા માટે એ સેનાની આપઘાત-ટુકડીની સભ્યા તરીકે વિલસુ, દેહ પર સુરંગ બાંધીને, બ્રિટિશ ટૅન્ક સામે ધસી જાય છે ને એમ બ્રિટિશ ટૅન્ક તથા વિલસુ બંનેના ફુરચે ફુરચા ઊડી જાય છે. આમ અધૂરા ફેરા પૂરા કરવાની વાત સાચે જ આવતા ભવ પર મુલતવી રહે છે, એ આ કથાના પ્રેરક અને ભવ્ય વસ્તુનો સાર છે. શૈલી સાદી તથા રોમાંચક છે.

**સાહસિક સોદાગરો:** શ્રી ડુંગરશી ધરમશી સંપટ; સંસ્કાર સાહિત્ય મંદિર, ભાવનગર; પૃ. ૨૩૬; કિં. રૂ. ૨-૧૨-૦.

**સાહસકથાઓ:** શ્રી રમણિક અરાલવાળા; સસ્તું સાહિત્ય કાર્યાલય, અમદાવાદ; પૃ. ૧૩૫; કિં. રૂ ૦-૧૦-૦

**નાનસેન:** શ્રી મૂળશંકર મો. ભટ્ટ; ગ્રામ દક્ષિણામૂર્તિ, આંબલા (કાઠિયાવાડ); પૃ. ૧૨૫; કિં. રૂ. ૧-૪-૦

આ ત્રણે ગ્રંથો સાચી સાહસકથાઓના છે. એ રીતે તે રસિક, પ્રેરક અને ઉપયોગી છે. પહેલો ગ્રંથ આપણા દેશના સાહસિક સોદાગરોની સાહસકથાઓ કહેનારો છે એ એની વિશેષતા છે.

શ્રી. મૂળશંકરના અનુવાદમાં આ વખતે કેટલીક બેદરકારી દેખાય છે, એ શોચનીય છે.

શ્રી. અરાલવાળાની લખાવટ આશાપ્રેરક છે.

**રહમતે આલમ:** તરજુમો કરનાર: શ્રી વનમાલાબહેન નરહરિભાઈ પરીખ; પ્ર૦ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ; પૃ ૧૩૬, કિં. રૂ. ૧-૦-૦

સૈયદ સુલેમાન નદવીએ મૂળ ઉર્દૂમાં લખેલા હજરત મહમ્મદ સાહેબના જીવનચરિત્રનો આ યથાર્થ તરજુમો છે અને ૧૯૪૧ના વ્યક્તિગત સત્યાગ્રહ અંગે મળેલા જેલવાસ દરમિયાન કુ. વનમાલાબહેને કરેલા ઉર્દૂના સેવનનું પ્રથમ ફળ છે. ઉર્દૂમાં આ ગ્રંથ શાલેયોપયોગી છે અને એની ત્રણ આવૃત્તિઓ થઈ ચૂકેલી છે. ને સૈયદ અબુજફર નદવી સાહેબના કહેવા પ્રમાણે 'ફને સીરત (ચરિત્રનિરૂપણની કળા)માં કાબેલ છે'

**આપણા જવાહર, આપણા સરદાર:** લે૦ શ્રી પુરાતન બૂચ, પ્રકાશક રામકૃષ્ણ સેવાસમિતિ, પ્રીતમનગર,

અમદાવાદ; પૃ. અનુક્રમે ૮૪ને ૮૬; કિં. રૂ. ૧-૦-૦; દરેકનો.

બંને પુસ્તિકાઓમાં વસ્તુ બાળકોને વાંચવું ગમે એવી રીતે રજૂ કરાયું છે. પણ ભાષા કેટલીક જગાએ ફરી જોઈ જવા જેવી છે ને સંવાદ વધારે સ્વાભાવિક કરવા જેવા છે. 'આપણા 'સરદાર'ના પૃ. ૨ ઉપર 'શેતરંજની રમત શરૂ થઈ, પાસા ફેંકાતા જાય છે' એ વાક્યમા શેતરંજ એ પાસાની રમત નથી, એ હકીકત લેખકની ધ્યાન બહાર ગઈ લાગે છે.

ચિંમત રામકૃષ્ણ સેવા સમિતિ જેવી લોકોપકારક સંસ્થાએ તો આટલી બારે ન રાખવી જોઈએ

**આપણા નેતાઓ :** ભા ૨ જો; લે. યુસફ મહેરઅલી, પદ્મજા પ્રકાશન, વડોદરા; પૃ. ૬૬; કિં. રૂ. ૧-૦-૦

મહાત્મા ગાંધી, શ્રી સુભાષ બોઝ, શ્રી કમળાદેવી, શ્રી અરુણા અસફઅલી, શ્રી અચ્યુત પટવર્ધન, ડૉ. ખાન સાહેબ અને માસ્તર તારાસિંગનાં આ નાનાં ચરિત્રદર્શનો ભાઈ યુસફે પોતાની પરિપક્વ પત્રકાર-શૈલીમાં મૂળ અંગ્રેજીમા લખેલાં છે. શ્રી બૂખણવાળાએ આમાં એનો ગુજરાતી અનુવાદ કરેલો છે. એ ઠીક ઠીક છૂટ લઈને કરાયેલો છે. 'સવિનય કાયદે ભંગ' (પૃ. ૧૦), 'આ ઉગ્ર દમનની પળ છે' એવા ગણ્યાગાંઠ્યા અપરિચિત પ્રયોગો અને 'મરદાન'ને બદલે 'માર્તણ્ડ' (પૃ. ૫૦) તથા 'મકતબ'ને બદલે 'મકતાબ' જેવી દેખીતી ભૂલો બાદ કરતાં આખો અનુવાદ વાંચતા ક્યાંય ખટકે નહિ એવો છે. ચૂ૦

**શ્રી રામકૃષ્ણ પરમહંસજીનું જીવનમંથન :** લે૦ ઠાકોરલાલ શીવનરાય ઠાકોર, કિં૦ ૦-૮-૦, પાન ૮૪. પ્ર. શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ.

શ્રી. રામકૃષ્ણ પરમહંસજીના જીવનચરિત્ર તથા ઉપદેશ ઉપર સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે અગાઉ પુસ્તક પ્રસિદ્ધ કરેલું છે. તે મોટું છે. તે વિષય ઉપર આ નાનકડું પુસ્તક ટૂંકમાં સારો ખ્યાલ આપે છે. લેખકનો ઇરાદો, પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે, બાળકો માટે 'ગાંધીજી' જેવું પુસ્તક તૈયાર કરવાનો હતો. પણ પરમહંસજીના ઉપદેશની ગહનતા જોતાં બાળકોને તેમાં રસ નહિ પડે એમ તેમને લાગ્યું અને તેથી સહેલું પણ જુદા પ્રકારનું પુસ્તક તૈયાર કર્યું છે. તે વિદ્યાર્થીઓએ અને સામાન્ય વાચકોએ વાચવા જેવું છે. પરમહંસના જીવનનો પરિચય બાળકોને કરાવવાનો પ્રયત્ન પણ છોડી દેવા જેવો નથી. કોઈ બાળસાહિત્યના અધિકારી અને પરમહંસજીના ભક્ત લેખક તે જરૂર કરી શકે.

**કાંતણપોથી :** લે૦ પુરાતન બૂચ, પ્ર બાલગોવિંદ કુબેરદાસની કું૦; કિં૦ રૂ. ૦-૧૦-૦, પાન ૬૬

આદિવચન લેખક શ્રી. મોરારજીભાઈ દેસાઈના શબ્દોમા, 'કાંતણક્રિયાને સાદી અને સરલ રીતે રજૂ કરવાનો આ પ્રયાસ છે.' તેનું મુખ્ય ધ્યેય વર્ધા યોજનાની પ્રાથમિક શાળા છે, એટલે તે ઉંમરનાં બાળકોને રોચક ભાષામાં પાઠોના રૂપમાં લખાણ મૂકેલું છે. પણ તેને બદલે પ્રાથમિક શાળાઓના શિક્ષકો અને પ્રૌઢ કાંતનારાઓને ઉપયોગી થાય એ પ્રકારની પુસ્તિકા વધારે ઉપયોગી થાત. કારણ કે વર્ધા યોજનાની પ્રાથમિક શાળાનાં બાળકો માટે કાંતણવિદ્યા માટે કોઈ પાઠ્યપુસ્તકની જરૂર નથી. ખરી રીતે એ ઉંમરનાં બાળકો માટે વાચનમાળાના પાઠ્યપુસ્તક સિવાય અલગ અલગ વિષયનાં પુસ્તકોની કંઈ જરૂર નથી. એટલે તે બાળકોના હાથમાં મૂકવાની દૃષ્ટિએ આવી પુસ્તિકાની જરૂર નથી.

શિક્ષકોની દૃષ્ટિએ જોઈએ તો, બીજા વિષયોની સાથે કાંતણના અનુબંધની દૃષ્ટિએ કેટલીક છૂટક છૂટક વાતો અંદર ગૂંથી છે, જે અધૂરી હોઈ ઉપયોગી લાગતી નથી. તેમની દૃષ્ટિએ વર્ગશિક્ષણ ઉદ્યોગશિક્ષણ અને વર્ગ-વ્યવસ્થામાં મદદરૂપ થાય તેવી માહિતી, સૂચનો, પ્રશ્નો અને કોઠા ઉપયોગી થાય.

ઉપરની દૃષ્ટિએ આ પુસ્તિકા નાનાં બાળકોને માટે જરૂરી ન હોવા છતાં, પ્રાથમિક શાળામાં શિક્ષકને અમુક મદદ કરી શકે.

પા. ૩૭ ઉપર અંટેરણના ચિત્રની સાથે સુતર ઉતારવાની રીત અને પા. ૪૧ ઉપર ગાંઠના ચિત્રની સાથે ગાંઠ વાળવાની રીત બતાવવાની જરૂર છે. વિ૦

**વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો :** લે૦ પદ્મકાંત રણછોડલાલ શાહ. પ્ર. ભારતી સાહિત્યસંઘ, અમદાવાદ; પૃ. ૧૯૫; મૂલ્ય રૂ ૨-૮-૦

લેખકે કોલેજમાં અભ્યાસ કરતાં વિદ્યાર્થી અવસ્થામા લખેલા અને માસિકોમાં પ્રગટ કરેલા લેખોનો આ સંગ્રહ છે. સંગ્રહ પુસ્તક પ્રગટ કરતાં પહેલા તેને ફરી તપાસી જવાની જરૂર હતી. વિદ્યાર્થી અવસ્થાની છાપ લખાણમાં ઠીક ઠીક છે અને પાકટ વિચારસરણી અને લખાણની ઊણપ તરી આવે છે. કેટલાંક અધૂરા કે અસંબદ્ધ વિધાનોથી પુસ્તકનું વૈજ્ઞાનિક તત્ત્વ મારું જાય છે આવાં વિધાનોના થોડા નમૂના નીચે તાર્યા છે :

પા. ૮ "પૃથ્વીની વય નક્કી કરી તેની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે શોધી કાઢ્યું." આ વિધાનને રસાયણ-વિજ્ઞાનમાં સ્થાન ન હોય.

પા. ૯. ". . . રેડિયમ વગેરે અધાતુઓનું સંશોધન અને પરીક્ષણ કર્યું." રેડિયમનું સ્થાન અધાતુમાં નથી. એ ધાતુ જ છે.

પા. ૫૩ "આ ઉપરાંત પોટેશિયમ ક્લોરેટને બદલે સોડિયમ ક્લોરેટ પણ વાપરી શકાય."

સાથે જ રસાયણશાસ્ત્રીઓ એટલા અણસમજુ નથી કે સસ્તો સોડિયમનો ક્લોરેટ મૂકી મોંઘો પોટેશિયમનો ક્લોરેટ વાપરે. પરંતુ સોડિયમનો ક્લોરેટ વિશેષ ભેજગ્રાહી હોવાથી હવામાંથી ભેજ ચૂસી લે છે અને તેથી જ દિવાસળી કે દારૂગોળાની બનાવટોમાં તે નકામો પડે છે. આ વાત લેખકના ધ્યાન બહાર ગઈ જણાય છે.

પા. ૭૫. "કેલ્શ્યમ કારબાઈડ પર વરાળ પસાર કરવાથી કેલ્શ્યમ સાઇનેમાઈડ તૈયાર થાય છે."

નાઇટ્રોજનની હાજરીમાં કાર્બન અને ચૂનાને વીજળીની ભઠ્ઠીમાં તપાવવાથી કેલ્શ્યમનો સાઇનેમાઈડ બને છે.

પા. ૭૫ "કેલ્શ્યમ કાર્બાઈડ બહુ સસ્તો છે, કારણ કે ભઠ્ઠીમાં ચૂનો અને કોલસો બાળવાથી તે તૈયાર થાય છે. ઘેર પણ બનાવી શકાય."

ઘેર બનાવવાનો પ્રયોગ કોઈએ કર્યો જાણ્યો નથી. ભઠ્ઠીમાં ચૂનો અને કોલસો બાળવાથી કોલસાનો કાર્બોનિક એસિડ ગેસ જ થાય, કેલ્શ્યમ કાર્બાઈડ તો ન જ બને. કેલ્શ્યમ કાર્બાઈડ બનાવવા સાધારણ ઘરચૂલો કે ભઠ્ઠી ન ચાલે. ઘણા જ ઊંચા ઉષ્ણમાને તે બનતો હોવાથી તેને માટે વીજળીની ભઠ્ઠીની જરૂર પડે. બીજું તે 'બાળવાથી' નહિ પણ બંધ ત્રાસણમાં તપાવવાથી બને. 'તપાવવું' અને 'બાળવું' એ જુદી ક્રિયાઓ છે.

પા. ૭૯. "કોલસો એ કાર્બન અને હાઇડ્રોજનનું ઘનસ્વરૂપ છે" આ વિધાન ખોટું છે. અશુદ્ધિરૂપે હાઇડ્રોજન-વાળો કોઈ પદાર્થ તેની સાથે થોડોઘણો ભળેલો હોય એટલું જ. બાકી કોલસો એ કાર્બન જ છે.

બીજી એક હકીક્ત પરત્વે પણ ધ્યાન દોરવું અસ્થાને ન ગણાય. લેખક જે વિષયને સ્પર્શે છે તે વિષયનું વિવરણ આપતા બીજા અનેક આડ વિષયો તરફ ફંટાઈ જાય છે અને તેથી લેખનું મથાળું અને લખાણને પરસ્પર મેળ રહેતો નથી.

સંભવ છે કે, આવી આવી હકીકતો વાચકના ધ્યાન બહાર જાય, અને સામાન્ય વાચકને તો તેની પડી પણ ન હોય. આ પુસ્તક વાંચી વાચકને વિજ્ઞાનના વિષય પરત્વે રસ જાગે તો તે પણ ઘણું ગણાય. આશા રાખીએ કે આ પુસ્તકની બીજી આવૃત્તિમાં લેખક ઘટતી ચોકસાઈ રાખી આ પુસ્તકને 'વિજ્ઞાન'ને યોગ્ય બનાવશે. **બ. ગાંધી**

**બે કાવ્યગ્રંથો : 'આતિથ્ય' ને 'કાવ્યાંગના'**

કવિનું કર્મ એક રીતે મહાસદ્‌ભાગ્યવંતુ છે. એની દૃષ્ટિ સદા સૌંદર્ય જ શોધતી હોય, એનું હૃદય સત્યમય જગતને મૂર્ત કરવા તત્પર રહેતુ હોય, અને એની આશાભિલાષા શિવની જ જંખના કરતી હોય આવી ત્રિવિધ પણ એક તારે ગૂંથાયેલી કાવ્યપ્રવૃત્તિ સત્યંશિવં સુંદરમની સતત ઉપાસના બની રહે છે. આવી ઉપાસના ને તન્મયતા અતૂટ ને અક્ષુબ્ધિત રહે તો તેને સર્વોચ્ચ પ્રકારની પ્રાર્થનાનું નામ આપવું જોઈએ. આવી કાવ્યમય પ્રાર્થના વડે ભલે એને અંતિમ સત્ય મળતું નથી, એની સૌંદર્યપિપાસા છિપાતી નહીં હોય, કે કલ્યાણમાર્ગ હસ્તગત નહીં થતો હોય, તોપણ ઉત્તરોત્તર એ સર્વેની વધુ ને વધુ નજીક એ પોતાની આવી ઉમદા પ્રવૃત્તિ વડે પહોંચે છે; એની પ્રવૃત્તિના ભાગીદાર વાચકવર્ગને તેનો ચેપ લગાડે છે. આવી પ્રવૃત્તિની શરૂઆત પણ આહ્લાદદાયી છે. એવી પ્રવૃત્તિમાંથી જ કવિની સર્વોત્તમ પ્રતિભા જન્મે છે.

આજે આવી કવિપ્રતિભા કેમ નજરે નથી ચડતી? જીવન-સંઘર્ષ ને ધમાલના આ જમાનામાં ઉત્તમ કવિપ્રતિભા જાણે રિસાઈ જઈ માનવતાની સાથે ક્યાંક છુપાઈ ગઈ છે? એકનિષ્ઠ કોઈ ઉપાસક એને નહીં મળતો હોય? આજનો કવિ પોતાની વિવિધ પ્રવૃત્તિ સાથે પોતાનું કાવ્યરચનાકાર્ય જેમ તેમ સમય કાઢી કંઈક આશા-અભિલાષ સેવતો કરતો હોય ત્યાં એને એકનિષ્ઠ કાવ્યોપાસનાની ફુરસદ ક્યાંથી મળે? જીવનની ઉપરચોટિયા ધમાલમાંથી જ ન પરવારતો એ જીવનનાં ઊંડાણ માપવાનો સમય ક્યાંથી કાઢે? એને જોઈતી શાંતિ ક્યાં છે? આજુબાજુ સમાજજીવનમાં સત્યશિવસુંદરનાં દર્શન કરવાં જ દુર્લભ થઈ પડે એમ હોય ત્યાં કેવળ ભાવના અને કલ્પનાને જોરે એ ક્યાં સુધી તેને વળગી રહી શકે? સમૂહજીવનમાંથી સ્વાભાવિકતાનો નાશ થતાં કવિને જરૂરી પ્રેરણાત્મક વાતાવરણનો પણ પૂરો અભાવ છે.

**કાવ્યાંગના :** લે. જટિલ ;( પ્રકાશક — જટિલરાય કેશવલાલ વ્યાસ, ભોજેશ્વર પ્લોટ્સ, પોરબંદર, કિં. ૧-૮-૦)

કવિપ્રતિભાના નવાંકુરનું દર્શન કરાવતા કવિ જટિલ પોતાના આ પ્રથમ કાવ્યસંગ્રહ વડે ગુજરાતના કવિઓની નામાવલિમાં પોતાનું નામ નોંધાવે છે. નાના મોટા ભાવોને ઝીલી, સંવેદનશીલ હૃદય વડે તેનું ચર્વણ કરી, તેમને કાવ્યનું સ્વરૂપ ઘડવાની હથોટી એમનામાં છે. એમના સંવેદનમાં ભલે ઊંડાણ ન હોય, પણ સચોટતા તો છે. એમની ઊઘડતી કાવ્યકલાથી પોતે જેટલું માણે છે તેટલું વાચકને સ-રસ પીરસી શકે છે. ભાષાના અનાડંબરને લીધે એમની શૈલીમાં પ્રસાદ ગુણ આગળ તરી આવે છે. અલંકારોમાં ઉપમા ને ઉત્પ્રેક્ષા એમને પ્રિય છે. એક કડીવાળાં ટૂંકાં કાવ્યોમાં આ અલંકારના સારા નમૂના જોવા મળે છે. 'પ્રશ્ન', 'મૃત્યુ', 'સ્વભાવ', 'ચિત્રણા', 'વાદળ' વગેરે ટૂંકાં છતાં સાલંકાર કાવ્યો અસરકારક છે. તેમાંની અર્થચમત્કૃતિ તદ્દન સ્પષ્ટ થઈ રહે છે આવાં છૂટક કાવ્યોમાં

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये




સંપાદકમંડળ

જુગતરામ દવે — મણિભાઈ દેસાઈ
ગોપાલદાસ પટેલ — મગનભાઈ દેસાઈ (તંત્રી)
ઠાકોરભાઈ દેસાઈ — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





વર્ષ ૬ — અંક ૯

સપ્ટેમ્બર — નવજીવન, અમદાવાદ — ૧૯૪૭

# શિક્ષણ અને સાહિત્ય

સપ્ટેમ્બર, ૧૯૪૭

વર્ષ ૬ અંક ૯

## અનુક્રમણિકા




### સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (કુચા મહાજની, ચાંદની ચોક); લાહોર (રૉયલ પાર્ક, મેકલિયડ રોડ) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૬—અંક ૯] અમદાવાદ [સપ્ટેમ્બર, ૧૯૪૭

## ગૂજરાત વિદ્યાપીઠનું ઘડતર

['ગૂજરાત વિદ્યાપીઠ—તેની પ્રથમ પચીસી'—એ લેખ ગયા અંકમાં આપ્યો હતો. તેનો આગળનો ભાગ આ છે.]

### શરૂઆતની વિગતો

ગયા અંકમાં આપણે રાષ્ટ્રીય કેળવણીનાં ક્યાં ક્યાં ઘટકો વિચારાયાં અને તેમનો વિદ્યાપીઠે નિશ્ચપૂર્વક કેવી રીતે અમલ કર્યો એ જોઈ આવ્યા. હવે સંસ્થાની દૃષ્ટિએ, તે અમલ કરવા જતાં વિદ્યાપીઠનું પોતાનું ઘડતર કેવી રીતે—પુનર્ઘટના પામતું પામતું—થતું ગયું, તે આપણે જોઈએ, જેથી આજે આઝાદ થતા ગુજરાતમાં છેવટે તે મહાસંસ્થા ક્યાં આગળ આવીને ઊભી છે, તે આપણે યથાયોગ્ય જોઈ શકીશું. ગુજરાત સાથે આખા રાષ્ટ્રની આઝાદીની મૂળભૂત પ્રવૃત્તિ સાથે ઊભી થયેલી તે સંસ્થાએ આઝાદી હાંસલ થતાં કેવો મૂળભૂત ફાળો આપવાનો છે, તે ત્યારે આપણને સમજાશે.

ગયા લેખમાં શરૂઆતમાં જણાવ્યું તેમ, ચોથી ગુજરાત રાજકીય પરિષદે ૧૯૨૦ના ઑગસ્ટની આખરમાં નીમેલી રાષ્ટ્રીય શિક્ષણ સમિતિએ, ગાંધીજીના પ્રમુખપણા હેઠળ ગૂજરાત વિદ્યાપીઠનું બંધારણ ઘડી આપીને સં. ૧૯૭૬ના આસો શુદ ૭, તા. ૧૮-૧૦-'૨૦ ને રોજ વિદ્યાપીઠની સ્થાપના કરી હતી. એના પ્રથમ નિયામકો તરીકે એ સમિતિના ચાલુ સભ્યોની જ નિમણૂક કરવામાં આવી હતી.

એ નિયામકમંડળે પછી સં. ૧૯૭૮ના આસો વદ ૯, તા. ૧૫-૧૦-'૨૨ ને રોજ નવું કાયમી બંધારણ ઘડીને, તે મુજબ નવા ચૂંટાયેલા મંડળને સં. ૧૯૭૯માં સર્વ સત્તા સોંપી. તે મંડળના ૫૦ સભ્યોની ચૂંટણી આ પ્રમાણે કરવાની હતી:— નોંધાયેલા સ્નાતકો, પ્રાંતિકસમિતિ, મહાવિદ્યાલય, દાતાઓ, વિનયમંદિરોના મુખ્ય અધ્યાપકો અને નિરીક્ષકો, પૂર્ણ અને અપૂર્ણ વિનયમંદિરોના પાંચથી વધુ વરસના અનુભવી શિક્ષકો, કુમારમંદિરો, અને વિશિષ્ટ મંડળના શિક્ષકો—એટલાં મતદારમંડળો ૪૫ સભ્યો ચૂંટે, અને એ ૪૫ સભ્યો બીજા પાંચ સભ્યો ચૂંટે.

૧૯૨૧ની શરૂઆતમાં વિદ્યાપીઠ સાથે સંબંધવાળી કુલ ૨૭૧ શાળા-મહાશાળાઓ હતી (મ. વિ. ૩; વિ. મં. ૧૩; અપૂર્ણ વિ. મં. ૨૯; કુ. મં. ૨૨૬) અને તેમાં ૨૯૦૦૦ વિદ્યાર્થીઓ ભણતા હતા. લગભગ બે વરસ પછી એટલે કે ૧૯૨૩ની આખરે કુલ ૭૩ શાળા-મહાશાળાઓમાં થઈને (મ. વિ. ૨; વિ. મં. ૧૩; અપૂર્ણ વિ. મં. ૧૫; કુ. મં. ૪૩) કુલ ૮૮૬૯ વિદ્યાર્થીઓ હતા. ૧૯૨૩ની અધવચમાં જ વિદ્યાપીઠના મહામાત્રે નિયામક સભામાં જણાવ્યું કે, "પ્રજાના કેળવણી વિષેના ખ્યાલો અને વિદ્યાપીઠના ખ્યાલો તથા કેળવણીનું ધ્યેય એ ત્રણ વિષે ચોખ્ખો વિચાર" કરી લેવાની જરૂર છે. નિયામકસભાએ આ ઉપર "રાષ્ટ્રીય શિક્ષણ વિષે પ્રજામતને બરાબર ખીલવવા" અને વિદ્યાપીઠની દેખરેખ નીચે ચાલતી રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓ "સુવ્યવસ્થિત કરવા" ગુજરાતમાં રાષ્ટ્રીય શિક્ષણમંદિરોના શિક્ષકોનું અને વ્યવસ્થાપક સમિતિના સભ્યોનું એક સંમેલન ભરવાનું નક્કી કર્યું. તે મુજબ ૧૯૨૪ના ઑગસ્ટની શરૂઆતમાં ગાંધીજીના પ્રમુખપદ હેઠળ રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ ભરાઈ. તે પરિષદે ખૂબ ચર્ચા પછી શિક્ષણ અને શિક્ષકોને લગતા ઠરાવો પસાર કર્યા. તેમનો મૂળ ખરડો ગાંધીજીએ ઘડ્યો હતો. તે ઠરાવો મુખ્યત્વે 'અસહકાર, કાંતણ, અસ્પૃશ્યતાનિવારણ, કોમી

એકતા અને શિક્ષકો માટેના અભ્યાસક્રમ તથા શાળાનાં પાઠ્યપુસ્તકોને લગતા હતા. ગાંધીજીનું વલણ રાષ્ટ્રીય જીવનના સિદ્ધાંતો નક્કી કરી, રાષ્ટ્રીય શાળાઓને અમુક નક્કી સિદ્ધાંતો અનુસાર ચલાવવાનું હતું. તેમણે જણાવ્યું, "તમારે મારી સેવા લેવી હોય તો આ જ કાર્યક્રમ દ્વારા હું સેવા કરી શકીશ . . . એનું સ્થાન કાઢી નાખો તો પછી તમે ગમે તેવું બીજું અદ્ભુત જ્ઞાન આપતા હો, તોપણ મને તમે એમાં ઊભા રહેવા લલચાવી નહિ શકો . . . તમે આ મુદ્દાઓ સ્વીકારો તો તેનો અમલ કરવા તમારે ગમે તે ભોગે તૈયાર રહેવું જોઈશે. માબાપ રિસાશે, છોકરાં ચાલી જશે, વ્યવસ્થાપકો કાઢી મૂકશે, નિર્વાહનાં સાધન ભાંગી પડશે . . . લાડકવાયા બાળકની માફક ઊછરેલી તમારી સુંદર સંસ્થાને ધૂળમાં મળતી જોવી પડે . . . તો પણ હું દિલગીર નહિ થાઉં, પણ કહીશ કે 'વાહ ઠીક કર્યું'; એમાં જ આપણો પુરુષાર્થ છે.' . . ."

નિયામકસભાએ આ ઠરાવોને અનુમતિ આપી, અને તેમનો અમલ શરૂ કર્યો. પરિણામે કેટલીક શાળાઓ ખરી પડી. આ ગાળામાં ૧૯૨૪ની આખરે બેલગામમાં ભરાયેલી રાષ્ટ્રીય મહાસભાએ પણ રાષ્ટ્રીય શાળાની વ્યાખ્યા કરી બતાવી. વિદ્યાપીઠ માટે એ વ્યાખ્યા નવી નહોતી. એટલે તેણે તો ઠરાવ કરીને એ વ્યાખ્યાને અનુમોદન આપ્યું, અને જે શાળાઓમાં તેના પાલન વિષે કચાશ લાગતી હોય, તેમને એક વર્ષમાં તે મુજબ તૈયાર થઈ જવાની મહેતલ આપી. પરિણામે ૧૯૨૫ની આખરે શાળા-મહાશાળાઓની સંખ્યા ૫૫ (મ. વિ. ૨; વિ. મં. ૯; અપૂર્ણ વિ. મં. ૧૨; કુ. મં. ૩૨) થઈ ગઈ, અને વિદ્યાર્થીઓની સંખ્યા ૫૩૨૯ બાકી રહી.

### તપાસસમિતિ

આ પરિસ્થિતિનો વિચાર કરીને યોગ્ય સુધારા-વધારા સૂચવવા માટે ૧૯૨૫ની આખરે આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવના પ્રમુખપદે એક તપાસસમિતિ નીમવામાં આવી. "વિદ્યાપીઠનાં તથા તેની સંસ્થાઓનાં બંધારણ, શિક્ષણકામ, અને કાર્યની દિશામાં સુધારાવધારા કરવાની જરૂર જણાવાથી એ કામની વ્યવસ્થિત તપાસ" કરવાનું કામ એ સમિતિને સોંપવામાં આવ્યું. સમિતિએ શ્રી. કુલપતિજી સાથે વિચાર કરીને એમ નક્કી કર્યું કે, "હાલ તુરત ઉચ્ચ શિક્ષણને મધ્ય સ્થાને રાખીને માધ્યમિક શિક્ષણ, પ્રાથમિક શિક્ષણ વગેરેનો એ ઉચ્ચ શિક્ષણને અંગે ઘટતો વિચાર કરવો." એ મુજબ સમિતિએ તા. ૧૫-૮-'૨૬ને રોજ પોતાનો અહેવાલ રજૂ કર્યો. મહાવિદ્યાલય, તથા પુરાતત્ત્વમંદિરની રચના, અધ્યાપકમંડળનું બંધારણ, તથા પુસ્તક પ્રકાશન જેવી બાબતો ઉપર ભલામણો કરવા ઉપરાંત વિદ્યાપીઠના કાર્યને અંગે તેણે જણાવ્યું કે, "સરકારથી સંપૂર્ણ રીતે સ્વતંત્ર રહીને આપણી પોતાની કેળવણીનું નવનિર્માણ કરવાનો વિદ્યાપીઠનો મનોરથ આદરણીય છે. દેશના સર્વતોમુખી સ્વાતંત્ર્યનો આ નાનો જેવો અખતરો આજે ગમે તેવો ક્ષીણદેહ જણાય પરંતુ એ વિચારમાં જ તેની ખરી કિંમત છે." સમિતિએ વિદ્યાપીઠને તેના આ મૂળ આદર્શની ઉપાસનાને વળગી રહેવાની ભલામણ કરી; અને અસ્પૃશ્યતાનિવારણ, કાંતણ વગેરે રાષ્ટ્રીય બાબતોની ઉપાસનાને દૃઢતર બનાવવા જણાવ્યું.

આ બંધનો ચુસ્તતાથી અમલ કરવા જતાં વળી કેટલીક શાળાઓ ખરી પડી. તરત તો અમદાવાદની પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ વિદ્યાપીઠથી છૂટી પડી ગઈ, અને તે પરંપરા પછી આગળ ચાલી.

અહીં જ કહેવા જોઈએ કે, અમદાવાદમાં વિદ્યાપીઠની સીધી દેખરેખ નીચે પ્રાથમિક શિક્ષણ માટે 'નવી ગુજરાતી શાળા' અને ઉચ્ચ શિક્ષણ માટે ગૂજરાત મહાવિદ્યાલય ચાલતાં હતાં. માધ્યમિક શિક્ષણ માટે વિદ્યાપીઠનું પોતાનું વિનયમંદિર નહોતું. ૧૯૨૬ના ઑક્ટોબરમાં પ્રોપ્રાયટરી હાઈસ્કૂલે સરકાર સાથે સંબંધ શરૂ કરતાં, નવી ગુજરાતી શાળા અને મહાવિદ્યાલય વચ્ચે સાંકળ સાંધવાની જરૂર લાગી, અને તે માટે વિનયમંદિરની શરૂઆત તા. ૧૩-૬-'૨૭થી શહેરમાં ભદ્ર પાસે કરવામાં આવી. (પછીથી તેને વિદ્યાપીઠનાં મકાનોમાં જ લાવી દેવામાં આવ્યું હતું. તા. ૧૧-૬-'૨૮.)

### પુનર્ઘટના

આમ ઉત્તરોત્તર ઠરાવો અને તપાસો કરવા છતાં સંખ્યાની દૃષ્ટિએ વિદ્યાપીઠ તૂટતી જતી હતી. તે પ્રસંગે એક નવું જ પગલું ભરવામાં આવ્યું. એને અંગેની રજૂઆત ગાંધીજીના જ શબ્દોમાં કરીએ :—
"ગૂજરાત વિદ્યાપીઠનો ફાળો હિંદુસ્તાનની સ્વરાજની ચળવળના ઇતિહાસમાં સારો અંકાશે એવો મને વિશ્વાસ છે. . . . આ વિદ્યાપીઠનો નાશ થાય તો દેશને

નુકસાન પહોંચે. . . . તોફાની સમુદ્રમાં પડેલું વહાણ મતાધિકારથી રચાયેલા મંડળના હાથમાં નથી રાખવામાં આવતું; પણ તેવું મંડળ પોતાના રક્ષણને અર્થે જ રાજીખુશીથી તેનો કબજો વહાણવટાના શાસ્ત્રને જાણનારને સોંપી દે છે. . . . વિદ્યાપીઠની નિયામકસભાએ કંઈક આવી જ રીતે પોતાના હાથમાં રહેલો કબજો સ્વેચ્છાએ, જેને મતદારોનો નહિ પણ કેવળ વિદ્યાપીઠનો જ વિચાર કરવો રહ્યો હોય એવા નાનકડા મંડળને સોંપવાનું" નક્કી કર્યું છે. તે મુજબ તા. ૨૯-૧-'૨૮ના રોજ એક કાયમી વિદ્યાપીઠમંડળને વિદ્યાપીઠનું સુકાન સોંપાયું, અને રાષ્ટ્રીય શિક્ષણના કાયમી સિદ્ધાંતો અનુસાર વિદ્યાપીઠની પુનર્ઘટના કરવામાં આવી. તે વખતે જે ધ્યેયો નિશ્ચિત કરવામાં આવ્યાં તેમાંનાં કેટલાંક અત્યાર અગાઉ જુદાં જુદાં મથાળાં હેઠળ આવી ગયાં છે. જેમ કે, અસ્પૃશ્યતાનિવારણ, રેંટિયો, નિયમિત કાંતણ, નિરંતર ખાદી પહેરવી, રાષ્ટ્રભાષા, ઔદ્યોગિક શિક્ષણ, ગ્રામસેવા, ગ્રામશિક્ષણ, પ્રચલિત ધર્મો પ્રત્યે આદર, અહિંસા અને સત્યની દૃષ્ટિ અનુસાર ધર્મનું જ્ઞાન, વગેરે. શારીરિક વિકાસને અર્થે વ્યાયામ અને અંગમહેનતની તાલીમ આવશ્યક ગણવાની કલમ, અને શરૂઆતની કલમો એમાં ઉમેરી લઈએ, તો આખી યાદી લગભગ પૂરી થાય. એ કલમો તે આ : "વિદ્યાપીઠનું મુખ્ય કામ સ્વરાજપ્રાપ્તિને સારુ ચાલતી પ્રવૃત્તિઓને અર્થે ચારિત્ર્યવાન, શક્તિસંપન્ન, સંસ્કારી અને કર્તવ્યનિષ્ઠ કાર્યકર્તાઓ તૈયાર કરવાનું છે; વિદ્યાપીઠ તરફથી ચાલતી પ્રત્યેક સંસ્થા સંપૂર્ણતાએ અસહકારી હોવી જોઈએ; તથા શિક્ષકો અને સંચાલકો સ્વરાજપ્રાપ્તિ માટે અહિંસા અને સત્યને અવિરોધી એવાં જ સાધનો સ્વીકારનારા હોય.

આ પ્રમાણે પુનર્ઘટના બાદ વિદ્યાપીઠનું કામ (કાકાસાહેબના આચાર્યપણા હેઠળ) સંખ્યાને ટકાવી રાખવાના મિથ્યા પ્રયત્નને છોડી, કેળવણીને રાષ્ટ્રીય દૃષ્ટિએ ઘડવાના પ્રયત્ન તરફ સીધું વળ્યું. ખાસ કરીને અક્ષરજ્ઞાન અને ઔદ્યોગિક શિક્ષણને સરખું મહત્ત્વ આપવાનો પ્રયોગ એકનિષ્ઠાથી શરૂ થયો; અને ગ્રામસેવામંદિરની સ્થાપના સાથે ગ્રામશિક્ષણ ઉપર ખાસ ભાર મુકાયો. આમ, ૧૯૩૦ની પ્રખ્યાત દાંડીકૂચ સુધી એકધારું ચાલ્યું. ૧૯૩૦ની એ પ્રખ્યાત આખરી ફેંસલાની લડત વખતે વિદ્યાપીઠ મંડળે તેમાં જોડાવાનું નક્કી કર્યું, અને વિદ્યાર્થીઓ તથા શિક્ષકો હોંસભેર એ લડતમાં કૂદી પડ્યા.

૧૯૩૧ની શરૂઆતમાં સરકાર સાથે કામચલાઉ સંધિ થયા પછી બોચાસણમાં તા. ૮-૬-૧૯૩૧થી મુખ્યત્વે બારૈયા કોમના વિદ્યાર્થીઓ માટે 'વલ્લભ વિદ્યાલય'ની સ્થાપના કરવામાં આવી, અને વિદ્યાપીઠમાં પાંચ માસના અભ્યાસક્રમવાળી 'સ્વરાજ વિદ્યાલય'ની યોજના કરવામાં આવી. તેનો હેતુ ૧૬ વર્ષથી ઉપરના સ્વરાજપ્રેમી વિદ્યાર્થીઓને જરૂરી સામાન્ય જ્ઞાન અને તાલીમ આપવાનો હતો. તેનો બીજો વર્ગ પૂરો થાય તે પહેલાં જ ફરી લડત ઊપડી, અને સરકારે વિદ્યાપીઠના મુખ્ય કાર્યવાહકોને પકડી લઈ, તા. ૫-૧-'૩૨ને રોજ વિદ્યાપીઠને પોતાને જ ગેરકાયદેસર જાહેર કરી, ને તા. ૧૦-૧-'૩૨ના રોજ તેનાં મકાનોનો કબજો લઈ લીધો.

### નવા અધિકારીઓ

આ સ્થિતિ લગભગ ૧૯૩૪ના અંત સુધી ચાલી. તા. ૨૫-૧૦-૧૯૩૪ના રોજ સરકારે વિદ્યાપીઠ ઉપરનો પ્રતિબંધ ઉઠાવી લીધો અને તે માસને અંતે મકાનો પાછાં સોંપ્યાં. દરમ્યાન કાકાસાહેબ છૂટા થતાં સરદારશ્રી વલ્લભભાઈ વિદ્યાપીઠના કુલનાયક બન્યા. તે વખતે જે સેવકો વિદ્યાપીઠ પાસે હતા તેમનો ગ્રામ કેળવણીમાં ઉપયોગ કરવાનું નક્કી થયું. ગામડાંમાં નવી શાળાઓ ન થાય તોપણ સેવકો ગામડાંમાં જઈને રહે અને ખાદીકામ મારફત અને બીજી રીતે શક્ય તે ગ્રામસેવા કરે એવો ખ્યાલ રાખવામાં આવ્યો હતો. બીજા શબ્દોમાં 'ગ્રામ વિદ્યાપીઠ'ની યોજના કરવામાં આવી. તે કામ વિદ્યાપીઠ અંતર્ગત ગ્રામસેવા સમિતિ મારફત ગોઠવાયું. તેવામાં સ્વરાજની લડતમાં ખુવાર થયેલા સત્યાગ્રહી ખેડૂતોનાં બાળકોની કેળવણીનો પ્રશ્ન આવ્યો, અને તેમને શિષ્યવૃત્તિઓ આપી જુદી જુદી સંસ્થાઓમાં ભણાવવાને બદલે, એક જગાએ રાખી વિદ્યાપીઠની સીધી દેખરેખ નીચે શિક્ષણ આપવું વધુ યોગ્ય થશે એમ માની, વિદ્યાપીઠ તરફથી કુમારમંદિર અને વિનયમંદિર ચલાવવાનું નક્કી થયું. તે મુજબ તા. ૧૩-૬-'૩૫થી એ કામ વિદ્યાપીઠમાં શરૂ થયું. આ વિનયમંદિરના અભ્યાસક્રમમાં યોગ્ય ફેરફારો કરવા વિદ્યાપીઠ મંડળે એક અભ્યાસક્રમ સમિતિ નીમી, અને તેની સૂચનાઓ અનુસાર અભ્યાસક્રમ ગોઠવવામાં આવ્યો.

૧૯૩૭ના અંતમાં ઉદ્યોગ દ્વારા શિક્ષણનો વર્ધા કેળવણીનો વિચાર ગાંધીજીએ રજૂ કર્યા બાદ એ અભ્યાસક્રમને ફરીથી ગોઠવવાનો અને વર્ધા યોજનાને અનુસરતો કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. તે અરસામાં શ્રી. નરહરિભાઈ મહામાત્રપદેથી ફારેગ થતાં શ્રી. મગનભાઈ દેસાઈ ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર બન્યા; ત્યારથી આજ સુધી તે જે વિદ્યાપીઠનું જવાબદારીભર્યું બધું કામકાજ સરદારશ્રીની નિગાહ હેઠળ સંભાળી રહ્યા છે.

'વિનયમંદિર શરૂ થયા પછી થોડા જ વખતમાં તા. ૧૫-૮-'૩૫થી પં. નારાયણ મોરેશ્વર ખરેની દેખરેખ હેઠળ સંગીત વિશારદ સુધીની તાલીમ આપતું સંગીત વિદ્યાલય શરૂ કરવામાં આવ્યું. ૧૯૩૮ની હરિપુરા મહાસભાની બેઠક વખતે પં. ખરેનું અવસાન થયું, અને ૧૯૩૮માં મૂળ ઠરાવ મુજબ સંગીત વિદ્યાલયની ત્રણ વરસની મુદત પણ પૂરી થઈ, એટલે તે ૩૦-૪-'૩૮થી બંધ કરવામાં આવ્યું.

વિનયમંદિરનું કામકાજ ૧૯૪૨ના ઑગસ્ટ સુધી ચાલુ રહ્યું. '૪૨ની ૮મી ઑગસ્ટે રાષ્ટ્રના માનીતા આગેવાનોની ધરપકડના સમાચાર આવ્યા, તે જ દિવસે વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ કામ બંધ કરીને 'ક્વીટ ઇંડિયા'ની એ લડતમાં જોડાવાનું નક્કી કર્યું અને તે મુજબ વિદ્યાપીઠ મંડળની સંમતિ મેળવીને શાળા બંધ કરવામાં આવી.

૧૯૪૪ના મે માસમાં ગાંધીજી બહાર આવ્યા પછી તા. ૧૦-૬-'૪૪ને રોજ વિદ્યાપીઠ મંડળની બેઠકમાં નવેસર વિચાર કરીને જૂના સેવકોમાંથી બહાર રહેલા કે છૂટીને આવેલા સેવકોની મદદથી જોડણીકોશ વગેરેનું પ્રકાશન કામ, અને હિંદુસ્તાની પ્રચારને વ્યવસ્થિત કરવાનું નક્કી થયું, અને તે મુજબ અત્યાર સુધી કામ ચાલતું આવ્યું છે.

### જોડણી કોશ

ગુજરાત વિદ્યાપીઠનાં પ્રકાશનોમાં જોડણીકોશ એ એક મુખ્ય પ્રકાશન છે. "નાક વિનાનું મનુષ્ય જેમ શોભે નહિ તેમ જોડણી વિનાની ભાષાનું સમજવું," એમ ગાંધીજી ઘણા વખતથી માનતા તથા કહેતા આવ્યા હતા. ગુજરાતી ભાષામાં જોડણીની કાંઈ પણ વ્યવસ્થા ન મળે એ વસ્તુ ગાંધીજીને ખૂબ સાલતી હતી. તે લખે છે: "અત્યારે તો ગુજરાતી ભાષાનો આત્મા શરીરની ખામીને લઈને ભૂતની માફક ભમ્યા કરે છે અને ક્યાંય શાંત થઈને બેસી શકતો નથી. એ સ્થિતિમાંથી એ ભાષાના આત્માને ઉગારવો અને અવગતે જતો બચાવવો" જ જોઈએ. ગૂજરાત વિદ્યાપીઠે એક જોડણી સમિતિ નીમીને, સત્યાગ્રહઆશ્રમના અધ્યાપકો અને ગુજરાત સાહિત્ય પરિષદ તરફથી નિમાયેલી સમિતિ સાથે તડજોડ કરીને, ગૂજરાતી ભાષાની શુદ્ધિમાં રસ ધરાવનારા વિદેહ તેમ જ વિદ્યમાન લોકોના અભિપ્રાયોનું સંકલન કરી, તથા શાસ્ત્રની મર્યાદા તેમ જ પ્રચલિત વલણ તપાસી, જોડણીના નિયમો ઘડી કાઢ્યા; અને પ્રથમ તો ગુજરાતી ભાષાના તેમ જ એ ભાષામાં સ્થાન પામેલા લગભગ બધા શબ્દોનો કેવળ જોડણીકોશ ઈ. સ. ૧૯૨૯માં (ફાગણ વદ ૭, ૧૯૮૫) પ્રસિદ્ધ કર્યો. ગાંધીજીએ તેને વધાવી લેતાં જણાવ્યું કે, "આવો કોશ આ પહેલો જ છે. . . . જે ગુજરાતીને ભાષાનો પ્રેમ છે, જે શુદ્ધ ભાષા લખવા ઇચ્છે છે, તે બધાએ આ જોડણીકોશ મેળવી લેવો ઘટે છે. અંગ્રેજી ભાષાના શબ્દોની જોડણી ખોટી કરતાં આપણને શરમ લાગે છે, તેના કરતાં માતૃભાષાની જોડણીનો વધ કરતાં આપણને વધારે શરમ લાગવી જોઈએ. હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી."

પરંતુ લોકોને કેવળ શુદ્ધ જોડણી પૂરી પાડીને કોશ કૃતાર્થ ન જ થઈ શકે. એટલે જોડણી સાથે શબ્દોના કાંઈ નહિ તો મુખ્ય અર્થો ટૂંકમાં પણ આપવા એ આવશ્યક હતું. એટલે તે વખતના સ્વરાજ્યની લડતના સંજોગોમાં — જ્યારે વિદ્યાપીઠના અધ્યાપકો તથા વિદ્યાર્થીઓએ લડતમાં ઝંપલાવ્યું હતું, — અપાય તેટલા મુખ્ય અર્થો આપીને તા. ૨૧-૬-'૩૧ (મહા સુદ ૭, ૧૯૮૭) ને રોજ જોડણીકોશની અર્થ સહિત બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી.

ત્યાર બાદ એ બીજી આવૃત્તિ પણ ધાર્યા કરતાં જલદી ખલાસ થઈ જતાં, (૪૨ ટકા જેટલા શબ્દોની) તત્સમ વ્યુત્પત્તિ પણ ઉમેરેલી ત્રીજી આવૃત્તિ તા. ૧૨-૬-'૩૭ના રોજ પ્રસિદ્ધ કરવામાં આવી. તે વખતે કેટલાક નવા શબ્દો પણ ઉમેરી લેવામાં આવ્યા, અને એ રીતે એ આવૃત્તિમાં ૧૦,૧૬૯ નવા શબ્દો મળી કુલ ૫૬,૮૩૦ શબ્દો થયા હતા. માત્ર જોડણીવાળી મૂળ આવૃત્તિમાં ૪૩,૭૪૩ શબ્દો હતા.

શબ્દકોશની પ્રવૃત્તિ એ તો ચાલુ પ્રવૃત્તિ જ કહેવાય. ગુજરાતી ભાષાનો સંપૂર્ણ શબ્દકોશ, કે જેમાં બધા શબ્દોની વ્યુત્પત્તિ, ઐતિહાસિક દૃષ્ટિથી નિશ્ચિત કરેલા અર્થો, તેમનાં ઉદાહરણો, તેમ જ જુદા જુદા શબ્દપ્રયોગો વગેરે પૂરેપૂરાં આપ્યાં હોય, તે બહુ મોટું કામ છે, તથા રોજ રોજ નવી વિકસતી જતી ભાષાને માટે હમેશ ચાલુ રહેનારું કામ છે. વિદ્યાપીઠે એ સંપૂર્ણ કોશને નજર સામે રાખી, એનું કામ લડતના ઝંઝાવાતો દરમ્યાન શક્ય તેટલું કાયમ ચાલુ રાખ્યા જ કર્યું છે, અને દરેક આવૃત્તિ વખતે સંપૂર્ણતાની દૃષ્ટિએ નવાં નવાં અંગોના શક્ય ઉમેરા કરતા રહેવામાં આવે છે. જેમ કે, નવી ચોથી આવૃત્તિ, જે હવે છપાવાનું શરૂ થઈ ગયું છે, તેમાં તદ્ભવ શબ્દોની વ્યુત્પત્તિ ઉપરાંત શબ્દપ્રયોગો પણ ઉમેરી લેવામાં આવ્યાં છે.

### પરિભાષા

શબ્દકોશની પ્રવૃત્તિની સાથે સાથે જુદાં જુદાં શાસ્ત્રોની પરિભાષા નક્કી કરવાનું કામ પણ વિદ્યાપીઠ ભૂલ્યું નથી. એ કામ તે વિષયોના જાણકારોના સાથમાં જ થઈ શકે તેવું છે. તે મુજબ આવશ્યક સહકાર સાધીને આજ સુધીમાં ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયન, અને અર્થશાસ્ત્રની પ્રાથમિક પરિભાષા તૈયાર કરીને પ્રસિદ્ધ કરવામાં આવી છે. રાજકારણની પરિભાષાનું કામ હાથ ઉપર જ છે. અને હવે તો તા. ૨૬-૬-'૪૭થી શરૂ થયેલા શ્રી.મહાદેવ સ્મારક વિદ્યાલયના કામકાજને અંગે એ બધાં શાસ્ત્રોનું અધ્યાપન કામ ફરી ચાલુ થતાં, તે તે શાસ્ત્રોની પરિભાષાના કામને વધુ વેગ મળશે.

### નઈ તાલીમ અને ઉચ્ચ કેળવણી

અત્યાર સુધીના વિદ્યાપીઠના ઘડતરની આટલી આલોચના કરતા આવ્યા બાદ, છેવટે, 'વર્ધાયોજના' નામથી હિંદુસ્તાન દેશની કેળવણીને અંગે નવું દર્શન આપતી વખતે ગાંધીજીએ ઉચ્ચ કેળવણી અંગે રજૂ કરેલા આખરી વિચારોનો ઉલ્લેખ કરી લેવો જોઈએ.

છેક ૧૯૨૪ના ઑગસ્ટ માસની શરૂઆતમાં ગાંધીજીને પ્રમુખપદે ભરાયેલી રાષ્ટ્રીય શિક્ષણ પરિષદમાં નીચેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે,—"અસહયોગનું શાશ્વતસ્વરૂપ આત્મશુદ્ધિ હોવાથી, અને અસહયોગનાં તત્ત્વો ગામડાંઓમાં વ્યાપક કરવાનો મહાસભાનો પ્રયત્ન હોવાથી, અને ગામડાંમાં આત્મશુદ્ધિનું કામ બાળકોથી જ શરૂ થવું જોઈએ એવી આ પરિષદની માન્યતા હોવાથી, આ પરિષદનો એવો અભિપ્રાય છે કે, ઉચ્ચ શિક્ષા અને મધ્યમ શિક્ષાની સરખામણીમાં વિદ્યાપીઠે પ્રાથમિક શિક્ષણને પ્રધાનપદ આપવું જોઈએ; તેથી તે દૃષ્ટિએ ઉચિત લાગે તેવા ફેરફાર કરી વિદ્યાપીઠે ગામડાંઓમાં પ્રાથમિક કેળવણીનો પ્રચાર કરવો ઘટે છે."

મહાસભાએ ૧૯૩૫માં પ્રધાનપદ સ્વીકાર્યા પછી કેળવણી સાર્વત્રિક કરવાનો સવાલ સૌ સમક્ષ આવીને ઊભો રહ્યો. તે વખતે સૌના ધ્યાન ઉપર એ વાત આવી કે, દારૂની આવક, કે જેમાંથી અંગ્રેજ સરકાર કેળવણીનું ખર્ચ કાઢતી હતી, તે બંધ કરવી હોય, તો પછી નવા કર નાખીને જ તે આવક ઊભી કરી શકાય. પરંતુ હિંદુસ્તાન દેશના ગરીબવર્ગ ઉપર કરનો બોજો અસહ્ય થઈ ગયેલો હોઈ, ધનવાનો ઉપર અમુક પ્રમાણમાં વધારાના કર નાખવાની ગુંજાશ હોવા છતાં, ગાંધીજી જોઈ ગયા કે, "આપણે પ્રજા તરીકે કેળવણીમાં એટલા પછાત છીએ કે, એ વિષયના કાર્યક્રમનો આધાર જો પૈસા પર રહેવાનો હોય, તો આપણે એ બાબતમાં પ્રજા પ્રત્યેના આપણા કર્તવ્યનું પાલન કરવાની આશા કદી ન રાખી શકીએ."

એટલે તેમણે પોતાની "રચનાકાર્ય કરવાની શક્તિ વિશેની સઘળી પ્રતિષ્ઠા ગુમાવી બેસવાનું જોખમ વહોરીને પણ" એવું જાહેર કરવાની "હામ બીડી" કે, "કેળવણી સ્વાવલંબી હોવી જોઈએ. કેળવણી એટલે બાળક કે મનુષ્યના શરીર, મન અને આત્મામાં જે ઉત્તમ અંશો હોય, તેનો સર્વાંગી વિકાસ સાધીને તેને બહાર આણવા. અક્ષરજ્ઞાન એ કેળવણીનું અંતિમ ધ્યેય નથી તેમ તેનો આરંભ પણ નથી. એ તો સ્ત્રી અને પુરુષને કેળવણી આપવાનાં અનેકમાંનું એક સાધનમાત્ર છે. અક્ષરજ્ઞાન એ સ્વતંત્રપણે કંઈ કેળવણી નથી. એટલે, હું તો બાળકની કેળવણીનો આરંભ તેને કંઈક ઉપયોગી હાથઉદ્યોગ શીખવીને અને તેની કેળવણીનો આરંભ થાય તે ક્ષણથી એને કંઈક નવું સર્જન કરવાનું શીખવીને જ કરું. આ રીતે દરેક નિશાળ સ્વાવલંબી થઈ શકે. હું માનું છું કે, આ શિક્ષણપદ્ધતિમાં મન અને આત્માનો ઊંચામાં ઊંચો વિકાસ સાધવો શક્ય છે. માત્ર દરેક હાથ-ઉદ્યોગ આજે શીખવાય છે તેમ જડ યંત્રવત્ નહિ પણ શાસ્ત્રીય રીતે શીખવાવો જોઈએ." પોતાની યોજનાને વધુ સ્પષ્ટ કરતાં તે જણાવે છે કે, "મારી કલ્પના

પ્રમાણે, એ શિક્ષણ અત્યારના મેટ્રિકમાંથી અંગ્રેજી બાદ કરીએ એના જેટલું હોવું જોઈએ."

પછી કૉલેજની ઉચ્ચ કેળવણી અંગે તે જણાવે છે :— "હું તો કૉલેજની કેળવણીમાં ધરમૂળથી પલટો કરું ને એનો દેશની જરૂરિયાતોની સાથે મેળ સાધું. યંત્રશાસ્ત્રના ને બીજા ઇજનેરોને માટે પદવીઓ રખાય. એમને જુદા જુદા ઉદ્યોગોની જોડે જોડી દીધેલા હોય, ને એ ઉદ્યોગોને જે ગ્રેજ્યુએટો જોઈએ તેમને તાલીમ આપવાનું ખરચ એ ચલાવનારા જ આપે... દાખલા તરીકે ટાટા કંપનીની પાસે એવી અપેક્ષા રખાય કે, તેમને જે ઇજનેરો જોઈએ તેમને કેળવવાને માટે તે રાજ્યની દેખરેખ નીચે એક કૉલેજ ચલાવે. તે જ પ્રમાણે મિલમાલિકોનાં મંડળ ... એવું જ બીજા અનેક ઉદ્યોગોને વિષે... વેપારને માટે પણ કૉલેજ હોય. પછી 'આર્ટ્સ' ડૉક્ટરી ને ખેતીવાડી રહ્યાં. આજે કેટલીય ખાનગી 'આર્ટ્સ' કૉલેજો સ્વાવલંબનપૂર્વક ચાલી રહેલી છે, એટલે રાજ્ય પોતાની આર્ટ્સ કૉલેજો ચલાવવી બંધ કરે. ડૉક્ટરી કૉલેજો પ્રમાણપત્રવાળાં ઇસ્પિતાલોની સાથે જોડેલી હોય. એ કૉલેજો ધનિકોમાં લોકપ્રિય છે એટલે તેઓ એ કૉલેજોને નભાવવા માટે સ્વેચ્છાએ પૈસા આપે એવી અપેક્ષા રખાય. અને ખેતીવાડીની કૉલેજો સ્વાવલંબી હોય તો જ એનું નામ સાર્થક થાય..."

પોતાના આ વિચારોને તે ૨૨ ઑકટોબર, '૩૭ ના રોજ વર્ધામાં મળેલી શિક્ષણ પરિષદમાં એક યોજનારૂપે લઈ આવ્યા. ઉચ્ચ શિક્ષણ બાબત તેમણે જણાવ્યું :–

"ઉચ્ચ શિક્ષણ ખાનગી સાહસ પર છોડી દેવું જોઈએ; એ શિક્ષણમાં અનેક ઉદ્યોગ, કારીગરીની કળાઓ, સાહિત્ય અથવા લલિતકળા વગેરેમાં રાષ્ટ્રને આવશ્યક એવું શિક્ષણ આપવાની ગોઠવણ કરી શકાય.

"સરકારી વિદ્યાપીઠો કેવળ પરીક્ષા લેનારી સંસ્થાઓ જ રહે અને પોતાનું ખરચ પરીક્ષાઓની ફીમાંથી કાઢી સ્વાવલંબી બને.

"વિદ્યાપીઠો કેળવણીના આખા ક્ષેત્રની સંભાળ રાખશે, અને કેળવણીનાં વિવિધ ક્ષેત્રોમાં અભ્યાસક્રમો તૈયાર કરશે અને મંજૂર કરશે. કોઈ પણ ખાનગી નિશાળ તે પ્રાંતની વિદ્યાપીઠની અગાઉથી મંજૂરી લીધા વિના ચાલવી ન જોઈએ. વિદ્યાપીઠ (યુનિવર્સિટી) ના 'ચાર્ટર' સુપાત્ર અને પ્રામાણિક માણસોના કોઈ પણ મંડળને છૂટે હાથે આપવા જોઈએ; માત્ર એટલી ચોખવટ હંમેશાં રાખવી જોઈએ કે, એ વિદ્યાપીઠો પાછળ સરકારને કંઈ જ ખરચ નહીં કરવું પડે. સરકાર માત્ર એક મધ્યવર્તી કેળવણીખાતું જ ચલાવશે."

ગાંધીજીની આ આખી યોજના પર ચર્ચા થઈ, અને પ્રાથમિક શિક્ષણ અંગેની એમની યોજનાને મંજૂર રાખવામાં આવી. પરંતુ ઉચ્ચ કેળવણી અને વિદ્યાપીઠોને લગતા ભાગ ઉપર તે પરિષદે કશો નિર્ણય લીધો નહીં. કદાચ તે વખતે પ્રથમ પ્રાથમિક કેળવણી બાબતની ક્રાંતિકારી યોજનાને જ અમલમાં મૂકી જોવાનો પ્રયત્ન કરવો તેણે યોગ્ય માન્યો હશે, અને એક વખત એ આખી યોજનાનો અમલ પૂરેપૂરો થઈ જાય ત્યાર પછી આગળની ઉચ્ચ કેળવણીને લગતા ભાગ વિષે વધુ સ્પષ્ટતાથી વિચાર થઈ શકશે અને નિર્ણય લઈ શકાશે, એમ પણ કદાચ તેણે માન્યું હશે.

જોકે, ત્યાર પછી બીજા યુરોપીય મહાયુદ્ધને કારણે પ્રધાનપદોનો મહાસભાએ ત્યાગ કર્યો, અને ફરીથી મહાસભા પ્રધાનપદ સ્વીકારી, એ યોજનાને અમલમાં મૂકવાનું શરૂ કરે તેની સાથે સાથે જ સંપૂર્ણ આઝાદીની સંભાવના સાથે ભાષાવાર યુનિવર્સિટીની પુનર્રચનાનું કામ પણ વિચારવાનું પ્રાપ્ત થયું.

## ઉપસંહાર

ગુજરાતી ભાષામાં એ રીતનું રાષ્ટ્રીય ઉચ્ચ કેળવણીનું કામ ગૂજરાત વિદ્યાપીઠ છેલ્લાં પચીસ વર્ષથી કરતી આવી છે. સાધનોને અભાવે જે કાંઈ અંગો ઓછાં વિકસ્યાં હોય એ બાદ કરતાં, સ્વરાજ્ય મેળવવા તથા ભોગવવા માટે યોગ્ય નાગરિકના પૂરેપૂરા ઘડતર માટેની સંપૂર્ણ કેળવણી યોજવાનો તેનો પહેલેથી પ્રયત્ન છે. કેટલુંક ધંધાદારી શિક્ષણ એની કક્ષામાંથી બાદ રહી જાય છે ખરું; પરંતુ તે શિક્ષણ એ કંઈ વાસ્તવિક અર્થમાં ઉચ્ચ કેળવણી નથી. તે બધા ધંધાઓનું શિક્ષણ ગાંધીજી કહે છે તેમ સરકારનું મધ્યવર્તી કેળવણીખાતું તે તે ક્ષેત્રો માટે કામ કરવા ઇચ્છતાં "સુપાત્ર અને પ્રામાણિક માણસોનાં મંડળોને" 'છૂટે હાથે' ચાર્ટર આપીને સંભાળી શકે છે.

અલબત્ત, ગાંધીજી સરકાર હસ્તક ચાલતી કેળવણીને "અત્યારના મેટ્રિકમાંથી અંગ્રેજી બાદ કરીએ" એના જેટલી કક્ષાએ લાવી મૂકવા માગે છે; પરંતુ, સ્વરાજ્યના યોગ્ય નાગરિકના ઘડતર માટેની આવશ્યક

કેળવણી તેથી વધુ આગળ કૉલેજની કક્ષાએ પણ ચાલવી જોઈએ. ઉચ્ચ કેળવણી એ ખરેખર સર્વાંગીણ સંસ્કારિતાની કેળવણી છે; અને તે આખી મેટ્રિક સુધીની કક્ષાએ પૂરી થઈ શકે એમ તો બને નહિ. અલબત્ત એ કેળવણીની આર્થિક જવાબદારી સરકારે પોતા ઉપર રાખવી અશક્ય હોય, તોપણ એ કક્ષાની કેળવણી આપતી યુનિવર્સિટી પ્રજામાં ચાલે છે એ તો તેણે જોવું જ જોઈએ. આર્થિક રીતે નહિ તો બીજી બધી રીતે તે યુનિવર્સિટીને તેણે માન્ય અથવા સંમાનિત તો કરવી જ જોઈએ.

ગૂજરાત વિદ્યાપીઠે મહાદેવ સેવક વિદ્યાલયનું કામ શરૂ કરીને એ દિશામાં સૌ કોઈનું યથોચિત ધ્યાન ખેંચ્યું છે.

હવે એટલું જ જોવાનું બાકી રહે છે કે, સરકારે નીમેલું યુનિવર્સિટી કમિશન શી દિશા પકડે છે. જૂની મુંબઈ યુનિવર્સિટીના જ લગભગ અનુકરણ રૂપે ગુજરાતમાં એક નવી યુનિવર્સિટી વધારવા જેવું જ તે કરી મૂકે છે, કે સાચી રાષ્ટ્રીય કેળવણીની સર્વતોમુખી યોજના ઘડવા તરફ તે વળે છે. જો ખરેખર તેને એ સાચી દિશા પકડવી હશે, તો તેને ગૂજરાત વિદ્યાપીઠ મારફતે એ દિશામાં છેલ્લાં પચીસ વર્ષથી થતા આવેલા કાર્યને અપનાવવું પડશે. કારણ કે, ગુજરાતમાં, ગુજરાત માટે, ગુજરાતી ભાષા મારફતે યોગ્ય ઉચ્ચ રાષ્ટ્રીય કેળવણી આપવા માટેનો જ તે સંપૂર્ણ પ્રયત્ન હતો, અને છે.

પરંતુ, ન કરે નારાયણ, અને એ કમિશન તથા તેને નીમનારી સરકાર જૂની અંગ્રેજ સરકારની યુનિવર્સિટીના જ કૂંડાળામાં ગૂંચવાઈ રહેશે, તો ખરેખર પરદેશી રાજસત્તા અને ગુલામીની પૂરેપૂરી રવાનગી માટે એક આખરી મોરચે લડવાનું બાકી રહેશે; અને એ મોરચો કેળવણી જેવી અગત્યની બાબતને લગતો હોઈ, એમાં સામે આવનારા આપણા સ્વદેશીઓ હશે તોપણ, તેમને લડત આપવી જ પડશે. તે વખતે ગૂજરાત વિદ્યાપીઠ પૂર્ણ સ્વરાજ્ય માટેની એ આખરી લડતમાં પોતાનો યશસ્વી ફાળો આપવા જીવંત ઊભું હશે, એ નિરાંતની વાત છે.

ગૂજરાત વિદ્યાપીઠ ઘણું જીવો!!

ગોપાળદાસ પટેલ

# સિંહાવલોકન અને ધ્રુવાવલોકન

એમ જોવા જઈએ તો ૧૮૫૭માં સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે કરવામાં આવેલા પ્રયત્નને હજી સો વર્ષ પણ પૂરાં થયાં નથી. શસ્ત્રયુદ્ધ વિના જ એક સૈકાની અંદર આપણે સ્વતંત્ર થયા છીએ. બીજી રીતે વિચારતાં એ પ્રયત્ન પછી ૯૦ વર્ષ સુધી આપણે પારતંત્ર્યમાં રહી શક્યા એ જ એક મોટું આશ્ચર્ય માનવું જોઇએ.

ધર્મને ખાતર પ્રાણ અર્પણ કરનારા હિન્દુસ્તાનના લોકોએ આટલી સહેલાઈથી પોતાની સ્વતંત્રતા જતી કરી એ કંઈ નાનુંસૂનું આશ્ચર્ય ન કહેવાય. બંદૂકોના કારતૂસોને ચરબી લગાડેલી હોય છે એટલા કારણસર બળવો કરનારાઓએ પા સૈકાની અંદર જ સરકારનો હુકમ થતાની સાથે જ પોતાની પાસેનાં બધાં શસ્ત્રો નાખી દીધાં. શસ્ત્રસંન્યાસ કરવાને આટલી સહેલાઈથી તૈયાર થનાર રાષ્ટ્રને બાયલાઓનું રાષ્ટ્ર કહીએ કે શું? હિન્દની જનતામાં મર્દાઈ જેવું કશું રહ્યું જ ન હતું એમ માનવું કે શું?

ના. આપણું રાષ્ટ્રીય જીવન બહુ રાજકીય ન હતું. રાજકીય વસ્તુઓનો વેપાર કરવાનું કામ રાજાનું, કે રાજાની ગાદી ચલાવનારા રાજપુરુષોનું. જનતાને તેની સાથે ઝાઝી નિસબત ન હતી. જે કોઈ રાજ્ય કરશે તે છેવટે નરકમાં જશે; જે ધર્મનું પાલન કરે તે જ ખરો રાજા, પછી તે સ્વકીય હો કે પરકીય હો: આવી આપણા લોકોની મનોવૃત્તિ હોય એમ લાગે છે.

રાજસત્તાની પકડ કેવી જબરી હોય છે તેની આપણા લોકોને ઝાઝી કલ્પના જ નહોતી. અંગ્રેજોએ એ ભાન આપણને કરાવ્યું. તેમને અહીં બધું જ પોચું દેખાયું, એટલે તેમણે તેનો ફાવે તેમ ગેરલાભ લીધો. રાજાઓએ પોતાનું રાજપદ વેચી દીધું; લોકોએ હથિયારો છોડી દીધાં. પંચાયતો નાશ પામી. ઉદ્યોગ ધંધાની પાયમાલી થઈ. વેપારનો સાવ સંકોચ થયો. સામાજિક આગેવાનો પદચ્યુત થયા. કેળવણીની પરંપરા થંભી ગઈ. ધર્મમાં ચાલતી આવેલી નિર્વીર્ય રૂઢિઓને રક્ષણ મળ્યું. સમાજદ્રોહની પ્રતિષ્ઠા વધી. સામાજિક જીવનની અને લશ્કરની વચ્ચે સંબંધ ન રહ્યો, અને રાજ્ય ચલાવવાને આપણે નાલાયક છીએ એવો સિક્કો કપાળે ચોંટયો. અને ગમે તેટલા ઐતિહાસિક પુરાવાઓ રજૂ કરવા છતાં એ વાત કેમે કરીને ખોટી પુરવાર થઈ નહિ.

આવી રીતે ચોમેરથી હારેલો અને વેરણછેરણ થયેલો સમાજ જ્યારે જાગ્રત થયો ત્યારે સ્વતંત્રતા એ જ માનવજીવનનો પ્રાણ છે એ વાત તેને ગળે ઊતરી. પરતંત્રતાનું દુઃખ નરકયાતનાઓ કરતાં પણ ખરાબ છે એની તેને ખાતરી થઈ.

આમાંથી ત્રણ ચળવળો પેદા થઈ : એક રાજકીય, બીજી સામાજિક અને ત્રીજી ઔદ્યોગિક.

આમાંથી ઔદ્યોગિક પ્રવૃત્તિને ક્યાંક વ્યક્તિગત સ્વાર્થે ઘેરી લીધી, ક્યાંક કૌશલ્યનો અભાવ નડ્યો, અને ક્યાંક વ્યવસ્થાશક્તિની ઊણપ મારક બની. ઔદ્યોગિક ચળવળ આમ જનતાના ઉદ્ધારને માટે છે એ વાત જ લોકોના ધ્યાનમાં આવી ન હતી. આ દોષ હજુ પણ દૂર થયો નથી.

સામાજિક ચળવળની બાબતમાં રૂઢિધર્મ સારી પેઠે નડ્યો. આંધળી રૂઢિ, ઉચ્ચનીચપણાની લાગણી અને સ્વ-પરભાવ એ ત્રણેએ મળીને માણસાઈનો નાશ કર્યો. આપણી સામાજિક ચળવળ છીછરી અને કેવળ દેખાવની નીવડી. આને પરિણામે સામાજિક સંગઠન ક્રમે કરીને મજબૂત થઈ શક્યું નહિ. આ દોષ પણ હજી આપણને નડ્યા કરે છે.

રાજકીય ચળવળ ચલાવનારા આગેવાનો ખાનગી રીતે એમ કહેતા કે, શસ્ત્રહીન અને ધનહીન પ્રજા કદી માથું ઊંચું કરી શકે નહિ. પરમેશ્વર જ કોઈક સંકટ ઊભું કરીને 'આ લોકોને' ભોંયભેગા કરે ત્યારે ખરું. તો જ આપણે આ લોકોની નાગચૂડમાંથી છૂટી શકીશું.

આપણા લોકોએ બળવાનાં અને દહેશત બતાવવાનાં કાવતરાંના ગુપ્ત પ્રયત્નો કરી જોયા, પણ સ્વાતંત્ર્ય-પ્રાપ્તિને માટે જેટલી તૈયારી જોઈએ તેના પ્રમાણમાં એ બધા પ્રયત્નો 'દરિયામેં ખસખસ' જેવા ગણાય.

લોકજાગૃતિ વિના કંઈ પણ થઈ શકે નહિ એ ઓળખીને અરજીઓ અને વિનંતીઓ દ્વારા લોકજાગૃતિ કરવાનું અને જનતામાં અસંતોષ ચેતવવાનું કામ રાષ્ટ્રપુરુષોએ રાષ્ટ્રીય મહાસભા મારફત શરૂ કર્યું. આ પ્રવૃત્તિમાં એક પેઢી વીત્યા પછી મહાત્મા ગાંધીએ એક મોટી શોધ કરી. અને તે એ કે, આપણા રાષ્ટ્રે હથિયારોનો જે ત્યાગ કર્યો હતો તે કેવળ કાયરતાથી નહિ પણ આપણા રાષ્ટ્રનું સામર્થ્ય જ શસ્ત્રેતર ક્ષેત્રમાં રહેલું છે તેથી કર્યો હતો. આને પરિણામે જે વસ્તુનું ભાન લોકોને ન હતું તે ગાંધીજીએ તેમને કરાવી આપ્યું. અહિંસક પ્રતિકારનું સામર્થ્ય રાષ્ટ્રમાં સુપ્તપણે પડેલું હતું એટલે જ ગાંધીજી તેને જાગ્રત કરી શક્યા.

ધર્મનું હાર્દ સત્ય, અહિંસા, ત્યાગ અને બલિદાનમાં રહેલું છે એ વાત ગાંધીજીએ શોધી કાઢી. ધર્મને નામે ચોમેર પ્રવર્તેલી બધી રૂઢિઓને કોરે હડસેલીને, તેમ જ સાંપ્રદાયિક અભિમાનની જાળમાં ન ફસાતાં તેમણે સાચી ધાર્મિકતાનું 'ચયન' કર્યું અને એ શક્તિનો ઉપયોગ સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે શી રીતે કરવો તે તેમણે રાષ્ટ્રને શીખવી દીધું.

રાષ્ટ્રના મૂળભૂત સ્વભાવને અનુકૂલ એવી જ આ ઉપાય-યોજના હોવાથી થોડા જ પ્રયત્ન વડે કલ્પનાતીત ફળ આપણને મળ્યું. એમાંય વળી આપણા પૂર્વજોએ ભવિષ્ય ભાખ્યું હતું તે પ્રમાણે, રાજ્યકર્તાઓ જગવ્યાપી આપત્તિમાં સપડાયા અને સારી પેઠે ક્ષીણવીર્ય થયા, અને હિન્દુસ્તાનને — રાજકીય તેજથી દીપી રહેલા હિન્દને — પોતાના તાબામાં રાખવા જેટલું જોર તેમના કાંડામાં રહ્યું નહિ. તેથી આજે આપણે સ્વતંત્ર થઈ રહ્યા છીએ. આપણો રાજકીય પ્રયત્ન, મહાત્મા ગાંધીની લોકોત્તર પ્રેરણા, તેમની બાહોશ આગેવાની અને જગતની પરિસ્થિતિ એ બધાના સંયોગે કરીને આપણે આજે સ્વતંત્ર થઈએ છીએ.

જાગેલા હિન્દને પોતાના દોષો સ્પષ્ટપણે દેખાવા લાગ્યા છે અને અસહ્ય થયા છે. અને એ દોષો દૂર કરવાનું કામ કેટલું કપરું છે તેનો પ્રત્યય થવાથી વિજયની ક્ષણે પણ રાષ્ટ્ર બેબાકળું થયું છે. પણ આ જ ક્ષણે આપણે એ પણ ન ભૂલવું જોઈએ કે, આજે જેટલી પ્રજાકીય જાગૃતિ થઈ છે અને આગેવાનોમાં તેમ જ જનતામાં વિશેષ રાષ્ટ્રીય સદ્‌ગુણોનું જેટલું સંવર્ધન થયું છે તેટલું, આટલા વ્યાપક પ્રમાણમાં, ગયા દસ હજાર વર્ષમાં કદી થયું હોય એવું ઇતિહાસ પરથી જણાતું નથી.

આજે જ્યારે સમાજમાંના દુર્ગુણો ડહોળાઈને સપાટી ઉપર આવ્યા છે તે વખતે પણ રાષ્ટ્રીય સામર્થ્યમાં હિન્દુસ્તાન એશિયાનો આગેવાન છે એ વાત સ્પષ્ટ થઈ છે. અને રાજકીય ધ્યેયવાદમાં તો આખી દુનિયાનું નેતૃત્વ હિન્દુસ્તાન પાસે આવ્યું છે.

આપણા ઋષિઓએ સાચું જ કહ્યું છે કે, धर्मस्य त्वरिता गतिः ।

પણ આપણે જે મેળવ્યું છે તે ટકાવવું શી રીતે એ સવાલ આજે સૌથી મહત્ત્વનો છે. સામાજિક શુદ્ધિ અને સામાજિક સંગઠનમાં જે કચાશ રહી તેને લીધે સ્વાતંત્ર્ય-ઘરમાં ચીરો પડ્યો છે. આપણી

ઔદ્યોગિક તૈયારીમાં તત્ત્વનિષ્ઠા નથી, કૌશલ્ય નથી, પ્રજાનિષ્ઠા નથી કે સંગઠનચાતુર્ય પણ નથી. તેથી આજના સ્વાતંત્ર્ય-પર્વમાં ભૂખમરો વેઠવાનો વારો આવ્યો છે. અને રાજ્ય ચલાવવા માટે જોઈતી સર્વાંગીણ દૃષ્ટિને અભાવે ડગલે ને પગલે ભૂલો થઈ રહી છે. તેમ છતાં જે પરમેશ્વરની કૃપાથી આપણે જેમ તેમ કરીને અહીં સુધી આવી પહોંચ્યા છીએ તેની જ કૃપાથી આપણે બધાં સંકટોમાંથી સલામત પાર પડીશું, અને એ જ કૃપા આપણને દુનિયાની સર્વોત્તમ સેવાને માટે યોગ્ય બનાવશે એવી આસ્તિક શ્રદ્ધાથી આપણે આજનો સ્વાતંત્ર્યદિન ઊજવીએ, અને નમ્રતાથી વિશ્વસેવાની દીક્ષા લઈએ.

('મરાઠી હરિજન' પરથી) કાકા કાલેલકર

# ગાંધીજીના ઉપવાસ

ઉપવાસનું વિધાન બધા ધર્મોમાં છે. જેમ ઉપવાસ આત્મશુદ્ધિનો એક ઉપાય છે તેમ જ તે ભગવાનના દરબારમાં રજૂ થતી આર્ત હૃદયની અપીલ છે. ઉપવાસ કરનાર જાણે છે કે, ભગવાન પણ કોઈ બહારની વસ્તુ નથી; ભગવાન આત્મારામ છે, અન્તરતર છે; તે જ વિશ્વાત્મા છે, ઘટ ઘટમાં રહેલો છે; તે જ એકમાત્ર અદ્વૈત તત્ત્વ છે.

દુનિયામાં જેટલાં જેટલાં કૂડકપટ, અનાચાર, અત્યાચાર થાય છે તે બધાં જુદાઈના ભાવમાંથી પેદા થાય છે. આ જુદાઈને જન્મ દેનાર મુખ્ય ગુનેગાર તો આપણું શરીર અને તેની મલિન વાસનાઓ છે. આ લક્ષ્યનો વેધ કરવાને માટે જ ઉપવાસનું વિધાન કરાયું છે.

આહાર શરીરને શક્તિ આપે છે; શરીરને સેવા માટે યોગ્ય બનાવે છે; પરંતુ આહાર શરીરને જડતાની તરફ લઈ જાય છે. ઉપવાસ શરીરમાંથી પાર્થિવ અંશોને કમ કરે છે, અમુક હદ સુધી વિષયોના વેગને રોકે છે, અને આત્મિક સાધનાને માટે અનુકૂળતા પેદા કરી આપે છે.

ઉપવાસને પોતાનું વ્યાકરણ છે. તે સંભાળીને કરવામાં આવેલા ઉપવાસ શરીરનેય ફાયદો પહોંચાડે છે અને આધ્યાત્મિક સાધનામાં મદદગાર થાય છે.

પરંતુ, જ્યારે ભક્તહૃદય, પોતાની નિષ્કામ સેવારૂપે ભગવદ્ભક્તિ કરતાં કરતાં, એવા મુકામ પર પહોંચે કે જ્યાં સેવા કરવાની તેની શક્તિ જ બૂઠી પડી જાય અને દૃષ્ટિ સામે અંધારું જ છવાઈ રહે, ત્યારે ભક્તહૃદય નાસ્તિકતાને વશ ન થતાં પરમાત્માની ચિત્-શક્તિ પર એક ચેક લખે છે અને દુનિયામાં સત્યયુગની જે કાંઈ શક્તિ સૂતી પડી હોય તેને જાગ્રત થવાને માટે પોકાર કરે છે.

ગાંધીજીએ આજ સુધીમાં કેટલાય ઉપવાસ કર્યા છે. એ બધા ઉપવાસોનાં કારણો જોવામાં આવે, તો આસ્તિક માણસને માટે તે એક મોટું ધર્મશાસ્ત્ર જ બની જાય એમ છે. આધ્યાત્મિક જીવનમાં ઉપવાસનું સ્થાન અને તેનું કાર્ય શું છે, એ દુનિયા આગળ એક મહત્ત્વનો પ્રશ્ન છે. આપણા ઋષિમુનિઓ તો ડગલે પગલે ઉપવાસ કરતા હતા. બુદ્ધ ભગવાને પ્રત્યક્ષ પ્રયોગ કરીને ઉપવાસનું વ્યાકરણ શોધી કાઢ્યું. મહાવીર સ્વામી અને તેમના અનેક ઉત્કટ અનુયાયીઓએ ઉપવાસની સાધનાને છેલ્લી કોટિએ પહોંચાડી. ઈસા મસીહે ઉપવાસ દ્વારા જ પોતાની સાધનાને ઉત્કટ કરી. ઇસ્લામના નબી મહંમદ સાહેબે શસ્ત્રયુદ્ધને દિવસે પણ પોતાના શિષ્ય સૈનિકોને ઉપવાસ કરવાનો આદેશ આપ્યો અને એમનું શરીર-બળ કાંઈક ક્ષીણ કરીને પણ તેમનું અધ્યાત્મ-તેજ વધાર્યું.

બધા ધર્મોમાં ઉપવાસની સાધનાને સાર્વજનિક રૂપ પણ આપવામાં આવ્યું છે. પરંતુ તે સાધનાને ગાંધીજીએ જેટલી અજમાવી છે, તેટલી ભાગ્યે જ બીજા કોઈ ધર્મ-પુરુષે અજમાવી હશે. સામાન્ય મનુષ્ય હારી જાય છે ત્યારે હિંસામાં પ્રવૃત્ત થાય છે. હિંસા તેનું અંતિમ અને ઉત્કટ શસ્ત્ર હોય છે. અહિંસા-પરાયણ વ્યક્તિ માટે અંતિમ અને ઉત્કટ સાધન આત્મબલિદાન છે. તેનું જ વૈજ્ઞાનિક અને શુદ્ધતમ સ્વરૂપ ઉપવાસ છે.

ભગવાને ભારતને માટે ગાંધીજી જેવા એક ઉદ્ધારકને મોકલીને તેની ઇજ્જત વધારી છે; અને હવે ભગવાને ગાંધીજી સામે એવી કઠણાઈઓ મોકલવા માંડી છે કે જેવી ભાગ્યે જ મનુષ્યજાતિ માટે તેના ઇતિહાસ-કાળમાં કદી પેદા થઈ હશે. એક બાજુ ભગવાન ગાંધીજીને શક્તિ આપતો જાય છે અને બીજી બાજુ તેમની સામે અપૂર્વ સમસ્યાઓ ખડી કરતો જાય છે.

કલકત્તાના ઉપવાસ તો પૂરા થયા. હવે ભગવાન ગાંધીજી પાસે કયું કામ કરાવવા ચાહે છે એ તો એ જ જાણે. આપણે તો ભક્તિનમ્ર થઈને કહીએ —

'જય જય કરુણાબ્ધે, શ્રી મહાદેવ શંભો!'

(હિંદુસ્તાની પરથી) કાકા કાલેલકર

# પાયાની શાળા વિ૦ ચાલુ શાળા

પ્રાથમિક – પાયાની કેળવણીમાં સુધારો કરવાનું કામ આગળ વધતું જાય છે તેમ એક સવાલ વધારે ને વધારે આગળ આવતો જાય છે:– શિક્ષકો ને બીજા પૂછે છે કે નવી તાલીમની સુધારેલી શાળાનો નમૂનો કેવો હોય? એમાં અને ચાલુ શાળામાં મુખ્ય ફેર કયો છે, તે સ્પષ્ટ બતાવો.

સવાલ સ્વાભાવિક છે. નવી તાલીમની શાળા કેવી હોય તેનું સુરેખ ચિત્ર કલ્પનામાં આવવું જોઈએ. અને તેને પ્રયોગ દ્વારા પ્રત્યક્ષ કરવાને માટે પ્રયત્ન થવો જોઈએ. હવે શિક્ષકો અને કેળવણી ખાતાને પહેલાં હતો તેવો અંદેશો કે અશ્રદ્ધા નથી કે, ગાંધીજીએ દેશને સૂચવેલો આ પ્રયોગ ચાલુ રહેશે કે કેમ, કેમ કે હવે પૂરો સરકાર-પલટો થઈ ગયો છે, અને શિક્ષકો તથા શિક્ષણખાતું સ્વદેશી સરકારનાં હાથપગ બને છે.

નવી શાળામાં બે બાબતો સાફ ભાત પાડે એવી છે: ૧. ઉદ્યોગકામ ૨. સ્વચ્છતા અને આરોગ્ય તથા જાતમહેનતનું ગૌરવ. આ એવી બાબતો છે કે બધી જ શાળાઓ તે વિષે કાંઈક તત્કાળ શરૂ કરી શકે. વર્ધા-શાળા માટે વિશેષ એટલું કે, તે એ બાબતો એવી રીતે ચલાવે અને ખીલવે કે તેમના વડે આખો શાળાનો અભ્યાસ જીવંત અને રસિક અનુબંધવાળો બને.

આ રીતે નવી શાળાનું ચિત્ર જોવાથી, ચાલુ શાળાને તે તરફ લઈ જવાને માટે વહેવારુ રસ્તો પણ મળી રહે છે; અને આનંદની વાત છે કે, તે પ્રમાણે પગલાં લેવાવા લાગ્યાં છે.

જેમ કે, પાયાની કેળવણી પ્રાંતમાં બધે દાખલ કરવાના પ્રારંભ તરીકે, શાળાઓમાં સાદા ઉદ્યોગ-કામને દાખલ કરવાનો સરકારે ઠરાવ કર્યો છે. આ સુધારામાં એક વ્યાપક બીજી વસ્તુ પણ રહેલી છે. અંગ્રેજી રાજ્ય દરમિયાન, ચાલુ શિક્ષણમાં ઉદ્યોગ અને જાત-મહેનતનાં કામો માટે જે તુચ્છભાવ અને અરુચિ પેદા થયાં છે, તે એ શિક્ષણપ્રથાની ભારે મોટી એક ખામી છે, જે સ્વતંત્ર હિંદે હવે ઝપાટામાં દૂર કરવી જોઈએ. એ દૃષ્ટિએ ઉદ્યોગ અને જાતમહેનતનાં કામોને આપણા બધા શિક્ષણમાં સ્થાન આપવામાં આવે, એ એક જરૂરી અને કીમતી ક્રાંતિ પણ ગણાય. વળી, આ કામો કેવળ સ્નાયુ અને ઇંદ્રિયોની જ તાલીમ નથી; તે દ્વારા વૈયક્તિક તથા સામાજિક બીજા કેટલાય ગુણો ઘડાય છે અને કેળવાય છે. તે કામો કરવા દ્વારા તેમાંથી જન્મતી પહોંચ અને સમજ વડે, બીજા શિક્ષણમાંથી જે માહિતી અને જ્ઞાન મળે, તેને વ્યવ-સ્થિત કરીને પચાવી શકાય છે. ઉદ્યોગશિક્ષણમાંથી આ ફળ નીપજવાની એક મુખ્ય શરત એ છે કે, એ કામો તેના અનુરૂપ ભાવથી અને સમજથી તથા બરોબર કરવાં જોઈએ. તો ગાંધીજી કહે છે તેમ, તેમાંથી આપોઆપ એવું ઉત્પન્ન થશે કે જે કેળવણીના ખર્ચમાં પણ ફાળો આપી શકશે.

આ ઉદ્દેશ પાર પાડવાને માટે શાળાના સમય-પત્રકમાં ઉદ્યોગકામને ફરજિયાતનાં પ્રથમ ચાર ધોરણોમાં ઓછામાં ઓછો એકથી દોઢ કલાક મળવો જોઈએ. તેથી ઓછો સમય ઉદ્યોગના આ પ્રયોગને અફળ કે હાંસીપાત્ર કરવા સમાન જ ઠરે. કુદરત, બાળકનું પોતાનું તથા તેની આસપાસના સમાજનું જીવન, અને જાત-મહેનત તથા ઉદ્યોગનાં રોજિંદાં કામો — મુખ્યત્વે આ ત્રણ કેન્દ્રોના અનુબંધમાં બાળકનું બધું શિક્ષણ સજાવું જોઈએ, એ તેની સાચી ને સ્વાભાવિક પદ્ધતિ છે; અને પાયાના શિક્ષણની રીત કે વર્ધા-પદ્ધતિ એ જ કહે છે. આ પદ્ધતિથી બાળકને સહેજે રસ પણ પડી શકે છે. આ પદ્ધતિ પર પ્રાથમિક કેળવણી રચવી હોય તો તેમ કરવાને માટે ઉદ્યોગ ઉપરાંત સ્વચ્છતા અને આરોગ્ય તથા નાનાં મોટાં પર્યટનો દ્વારા અવલોકન જેવાં બીજાં સાધનો છે, જેમને સાર્વત્રિક ધોરણે શિક્ષણમાં સ્થાન આપી શકાય. તેમાંય આપણી સામુદાયિક તથા વૈયક્તિક સ્વચ્છતા, આરોગ્ય, તથા આહારવિહારની ટેવો, એવી બીના છે કે જેમાં પ્રાથમિક શિક્ષણ ઘણું કરી શકે છે. રોજના સમયપત્રકનો અમુક વખત બાળકોની વ્યક્તિગત સ્વચ્છતા, શાળાની તથા તેની આસપાસની સ્વચ્છતા, તથા ગામની સામાન્ય સ્વચ્છતાના પ્રત્યક્ષ કામમાં આપવો જોઈએ. આમ કામ કરવું એ ભણતરનો પદાર્થ-પાઠ છે. જાતમહેનતની સૂગ પેઠે જ અસ્વચ્છ ટેવો અને તે વિષે સૂગનો અભાવ આપણા સંસ્કારમાં ઊંડે ઊતરી ગયેલી એબ છે. તેને ટાળવાને માટે આ પ્રકારનો સામુદાયિક પુરુષાર્થ જરૂરી છે. સાર્વત્રિક પાયાની કેળવણીમાં સ્વચ્છતાના આવા પ્રત્યક્ષ કામને માટે અર્ધો કલાક રોજ આપવો જોઈએ. શિક્ષકવર્ગ

ઉદ્યોગને તથા આ કામને રાષ્ટ્રની પુનર્ઘટના માટે એક મોટું જરૂરું કામ સમજી તે કરવાનો ધરા મેળવે. અને આ કામને સરકાર ફરજિયાત શિક્ષણ જેટલું જ મહત્ત્વ આપે એ જરૂરી છે.

મ૦

# એક યુવકના પ્રશ્નો

અગાઉ એક અંકમાં (જૂન, '૪૭) આ મથાળાથી મેં એક યુવકના કેટલાક સવાલો અને તેના મારા જવાબો પ્રસિદ્ધ કર્યા હતા. તે ભાઈએ થોડા દહાડા પર એવા જ બે મજાના વધુ સવાલો પૂછેલા. તે તથા તેનો ઉત્તર નીચે ઉતારું છું. તેમના સવાલપત્રને મથાળે તે આવું સુવાકય લખે છે: "ફરજનું પાલન એ જ સાચી લહેર છે"; અને પછી આમ પૂછે છે —

નવો પ્રશ્ન આ રહ્યો: —

(૧) એકબીજાને સમજવાનો સાચો માર્ગ કયો? "To understand all is to pardon all" આ સત્યને વધુ કઈ રીતે અપનાવી શકાય?

(૨) સાચી સમજશક્તિ કઈ રીતે ખીલવી શકાય?

તેનો જવાબ મેં તેમને લખેલા પત્રમાંથી નીચે આપું છું:—

તમારા બે પ્રશ્નોના ઉત્તર આમ છે —

૧. એક દૃષ્ટિએ આનો જવાબ આગળ આપી ગયો છું, તે જોજો. એક બાજુ તેમાં નવી છે: તમે લખો છો તેમ, To understnad all is to pardon all — એ સાચું છે. સર્વજ્ઞને રાગ કે દ્વેષ ક્રોધ કે વેર ન સંભવી શકે, કેમ કે બધું સમજવાથી તે કાર્યકારણભાવના કાયદા મુજબ જ — કર્મના કાયદા મુજબ જ બધું બનતું જોશે. એટલે એ શું કામ ગભરાય, કે ડરે, કે ચિંતા કરે કે દુઃખી થાય? માણસ અને પદાર્થ બધાને — ભૌતિક વસ્તુમાત્રને કર્મનો કાયદો લાગે છે. વિજ્ઞાન વડે પદાર્થોને માટેનો કાયદો આજે સમજાવા લાગ્યો છે. તેમ જ મનુષ્ય માટે છે; પણ તે એટલો સરળ નથી, કેમ કે મનુષ્ય બુદ્ધિવાળો છે. મનુષ્યને મન હોવાથી, આપણને સામાન્યપણે એમ થાય છે કે, તે ધારાદાપૂર્વક મનથી ગોઠવીને આમ કે તેમ વર્તન કરે છે. પરંતુ એમ તેનાથી કરાતી ગોઠવણ પણ, પદાર્થવિજ્ઞાન કે રસાયણના કાયદાની પેઠે જ, માનસવિજ્ઞાન અને વાસના તથા કર્મના કાયદા પ્રમાણે જ ગુણધર્માનુસાર હોય છે: — આ વસ્તુને જ કર્મ અકર્મનો કાયદો કે 'ઋત'નું જ્ઞાન શાસ્ત્રીય ભાષામાં કહે છે. આપણે એ સમજતા નથી, કેમ કે આપણે તે જ્ઞાન મેળવ્યું નથી. એટલે તેને સમજવાને માટે ઉદાર ભાવથી અને સહાનુભૂતિ- તથા સમભાવ- પૂર્વક સતત મથ્યા કરવું જોઈએ. તરત ક્રોધ કે તેને મળતી ભળતી લાગણીને વશ થઈ જવાની કુટેવ પડી હોય, તો તેવે દરેક પ્રસંગે જાગ્રત ભાવે તે દૂર કરવાને મનને ટોક્યા જ કરવું. કોઈ પણ બાબત ઉપર ઝટ દઈને વિચાર બાંધી દેવાની ટેવ હોય તો તેમાં ખામોશી કેળવવી અને વિચાર કરવાને માટે વખત લેવાની ટેવ પાડવી. અને સ્વતંત્રપણે, જીવનનાં કામો કરતાં કરતાં, તેના અનુભવ પરથી મનન કરીને સાચું અને પવિત્ર જ્ઞાન વધારતા રહેવું. ગીતામાં જ્ઞાનની વ્યાખ્યા તેના અઢારમાં અધ્યાયમાં કરી છે તે જોજો. જ્ઞાન એટલે કેવળ માહિતી કે બુદ્ધિચાપલ્ય નહિ.

પ્રશ્ન બીજાનો ઉત્તર ઉપરનામાં આવી ગયો છે. એક વધુ વાત ઉમેરું: — જ્ઞાન કે સમજ કેળવવા ને ખીલવવાને માટે મોટામાં મોટો નિયમ મનની નમ્રતાનો છે. જૂના લોકો મનની આ જરૂરી વૃત્તિને 'પ્રણિપાત' કહેતા. વેદકાળમાં તે ભાવને વ્યક્ત કરવા માટે શિષ્ય 'સમિત્પાણિ' હોય એમ કહેવાતું. તેમાં મૂળ ભાવ એ બતાવવાનો હોય છે કે, જે ખરેખર જિજ્ઞાસુ છે — વસ્તુ સમજવા માગે છે, તે જીવન-પરાયણ હોય અને મનમાં નમ્રતાવાળો હોય. નમ્રતા એટલે બહારનો વિવેક જે તે નામે ખપે છે એ નહિ; નમ્રતા એટલે, હું નથી સમજતો અને મારે સમજવું છે, એવો પૂર્વગ્રહ વગરનો મનનો મૃદુ ભાવ. તેવો માણસ કશાને તુચ્છકારશે નહિ; તેવા મનુષ્યે પેલું પ્રસિદ્ધ વાક્ય કહ્યું છે —

'ગુણાઃ પૂજાસ્થાનં ગુણિષુ ન ચ લિંગં ન ચ વયઃ'

એમાં ધન, પદ, મોભો ઇ૦ પણ ઉમેરી શકાય. આ ભાવ કેળવવા માટે પણ કેટલા બધા ગુણ કેળવવા જોઈએ! મનને કેટલું મૃદુ અને નિર્મલ કરવું જોઈએ! તેવા ચિત્તમાં પછી જ્ઞાન સહેજે ભરાવા લાગે છે.

ટૂંકમાં, સારનો સાર એક જ છે — જીવનને ઉમદા અને ઊંચું બનાવાય તો બાકીનું બધું તેમાંથી આવી મળશે.

મ૦

# પ્રવાસ દ્વારા શિક્ષણ

ઉદ્યોગ દ્વારા શિક્ષણ આપણી જાણમાં છે, પણ આ 'પ્રવાસ દ્વારા શિક્ષણ' શબ્દ આપણા કાનને કદાચ અપરિચિત લાગે, છતાં આ વાત નવી નથી. હજારો વર્ષથી આ માધ્યમ દ્વારા લોકો શિક્ષણ લઈ રહ્યા છે. આજે પણ આ સાધન કેટલીક જગ્યાએ વપરાશમાં છે. આર્ય લોકો જ્યારે ઉત્તરમાંથી ધીમે ધીમે દક્ષિણમાં આવ્યા હશે, તે વખતે એમણે મોટામાં મોટું શિક્ષણ પ્રવાસ દ્વારે મેળવ્યું હશે. ફરતાં ફરતાં અને ઢોરો ચરાવતાં એ લોકોએ આજુબાજુના પ્રદેશનો અભ્યાસ કર્યો હશે, અને એ જ પ્રવાસના અનુભવમાંથી ઉત્પન્ન થયેલા જ્ઞાને એમને આગળ દોર્યા હશે. હિંદુસ્તાનમાં આવી આર્ય લોકોએ પોતાની પ્રવાસ પ્રવૃત્તિ ચાલુ રાખી અને પરિણામે આજના સાહસિકોને ભુલાવે એવા તે વખતે પણ મુસાફરો થયા. પુરાણના એક સાહસિક મુસાફરની વાત તો જાણીતી છે. એનું નામ અગસ્ત્ય. પુરાણોમાં આવી વાતો ઘણી જ અલંકારી ભાષામાં વર્ણવેલી છે. આ મુનિ પહેલાં વિંધ્યાચળ ઓળંગે છે અને દક્ષિણ તરફ જંગલોમાં થઈને આગળ વધે છે. એમને દરિયો પણ નડતો નથી. તે વખતનાં નાનાં વહાણોમાં બેસી અગસ્ત્ય મુનિ ત્યાર પછી જાવા, સુમાત્રા અને બોર્નિયો સુધી પહોંચે છે. આવા પ્રવાસો દ્વારા આર્યોએ શું મેળવ્યું એ વાત જગજાહેર છે.

આજે પણ ઘણા સાધુઓ પર્યટન દ્વારા જ જ્ઞાનના ભંડારો ભરે છે. ગમે તેવા ભૂગોળના નિષ્ણાતોને પણ તેની આગળ માથું નમાવવું પડે છે. દેશ પરદેશની જે વિગતવાર માહિતી એ લોકો આપી શકે છે, તેવી માહિતી પુસ્તકિયા જ્ઞાનવાળો ન આપી શકે.

આજે પણ અભણ ગણાતી ભરવાડ જેવી ઢોરો ચારતી કોમોનું શિક્ષણ પણ આવી રખડપટ્ટીમાંથી થાય છે. એ લોકોને ભલે આપણી પેઠે શહેરની સંસ્કૃતિની વાતો કરતાં ન આવડતી હોય. છતાં જે પ્રદેશમાં એ ફરે છે અને જે માહિતીની એને જરૂર છે, તે જ્ઞાનમાં કોઈ એની બરાબરી કરી શકે એમ નથી. પ્રાથમિક શાળામાં આવતાં બાળકોના અભ્યાસ ઉપરથી લાગ્યું છે કે, જે નાનાં છોકરાં પહેલાં ઢોરો ચરાવવાનું કામ કરતાં હતાં તેમની બુદ્ધિશક્તિ વધારે ખીલેલી છે. 'ફરે તે ચરે' એ કહેવત કદાચ અન્નપ્રાપ્તિ માટે હશે, છતાં પ્રવાસમાં 'ચરે'નો અર્થ જ્ઞાન મેળવે એવો થવો જોઈએ. પછી જ્ઞાનના પ્રભાવથી અન્નપ્રાપ્તિ થાય એ વાત જુદી છે.

વર્ધા-યોજનામાં સમાજને કેળવણીના એક સાધન તરીકે ગણવામાં આવ્યું છે. તેમાં પણ આપણે ધારીએ તો મોટા મોટા નકશાઓ અને ચોપડીઓ લઈને સમાજવિદ્યા શીખવવા બેસી શકીએ. પણ આમ તો સમાજવિદ્યાનું પોપટિયા જ્ઞાન થાય. એટલે સાચું જ્ઞાન મેળવવા માટે તો સમાજમાં ફરવું પડે અગર તો પ્રવાસ કરવો પડે. આમ ફરતાં ફરતાં સમાજનો જે અભ્યાસ થશે તે જ સાચો અભ્યાસ. એટલે જ વર્ધાયોજનાના પ્રણેતાઓએ આનું જ્ઞાન પ્રવાસ દ્વારા મેળવવાનું રાખ્યું છે. આવા પ્રવાસો બાળકોની શક્તિ પ્રમાણે બહોળા વિસ્તારમાં થવા જોઈએ.

ભૂગોળના અભ્યાસમાં પ્રવાસ શો ભાગ ભજવે છે એ સમજાવવાનું હવે રહ્યું નથી. ભૂગોળનું જ્ઞાન તો પ્રવાસ દ્વારા જ મળે એવું હવે બધા જ માનતા થયા છે. આપણે જાણીએ છીએ કે, પાણીનાં મોજાં ઉછાળતા, અને તોતિંગ વહાણોને પોતાની હથેળીમાં નચવતા સાગરનો ખ્યાલ કાગળિયાના ભૂરા જડ રંગથી ન જ આવી શકે. ઘણી વખતે તો નકશાઓ ખોટા ખ્યાલ પણ ઉત્પન્ન કરે છે. બારડોલીમાં ઈડર સ્ટેટના શિક્ષકો ઉદ્યોગ તાલીમ માટે આવેલા. દમણના પ્રવાસ પછી એ લોકો દરિયાની જ વાતો કર્યા કરે. મેં એમને પૂછ્યું કે, ભૂગોળમાં એ નહોતું આવ્યું? એ લોકો હસ્યા અને જવાબ આપ્યો, "અરે, અમે તો ધારતા હતા કે દરિયાની ફરતે ઊંચી ઊંચી પાળ હશે, કારણ કે એનું પાણી રહ્યું વધારે. તળાવ મોટું તેમ પાળ પણ મોટી હોવી જોઈએ ને? પાળ સિવાય પાણી રહી જ કેવી રીતે શકે! વળી અમે ધારતા હતા કે પાણી સામાન્ય રીતે તો તળાવ જેવું શાંત જ રહેતું હશે, અને કોઈ કોઈ વખત મોજાં ઊછળતાં હશે."

ઉચ્ચ પ્રદેશ વિષે મારો પણ પહેલાં એવો જ ખ્યાલ હતો. ઉચ્ચ પ્રદેશ એટલે ઊંચો પ્રદેશ. પર્વતની ટોચ ઉપર થોડું મેદાન હશે તે જ ઉચ્ચ પ્રદેશ. એના ઉપર ખેતી વગેરે તો કંઈ થતું જ નહીં હોય, કારણ કે ડુંગર ઉપર તો પથ્થર જ હોય. આ ભ્રમ અજંતાની

ગુફા જોવા ગયા ત્યારે ભાંગ્યો. અજંતાની સામે જ એક ટેકરી જેવું દેખાય છે એને ડુંગર ધારી ઉપર ચડવાનો વિચાર આવ્યો. ઉપર આવવા કોઈ તૈયાર થાય નહિ, એટલે જિજ્ઞાસા ન રોકી શકવાથી હું એકલો ફાંફાં મારતો ઉપર ગયો. ઉપર પહોંચતાં મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. હું તો ત્યાં કોઈ જીવતા માણસની કલ્પના કરતો ન હતો, પણ ત્યાં તો દૂર દૂર ક્ષિતિજ સુધી ફેલાયેલાં ખેતરોમાં મજૂર કપાસ વીણી રહ્યાં હતાં અને જેને હું ડુંગરની ટોચ ધારતો હતો ત્યાં તો એક પાકો રસ્તો આવતો હતો. મને ઉચ્ચ પ્રદેશનો તરત ખ્યાલ આવ્યો. આ જાતઅનુભવમાં મને એટલો બધો રસ પડ્યો કે ઘડીભર તો હું ત્યાં જ ઊભો રહ્યો અને મેદાન અને ઉચ્ચ પ્રદેશને વારાફરતી જોતો રહ્યો. મને તે જ દિવસે ખબર પડી (ભૂગોળનો શિક્ષક હોવા છતાં) કે, ઉચ્ચ પ્રદેશ અને મેદાન એ ખરેખર શી ચીજ છે.

આવી જ સ્થિતિ ડુંગરો અને જંગલોની છે. નકશાની વાંકીચૂકી લીટીઓ ભલે ગૌરીશંકર અને કાંચનજંગા બતાવવાની કોશિશ કરતી હોય, પણ એનો ભવ્ય દેખાવ સગી આંખે જોયા વિના ક્યાંથી આવે? જંગલો બનાવવા માટે નકશામાં એક બે ઝાડ બતાવ્યાં હોય તેનાથી ઘીચ જંગલોનો, લાંબી વનરાઈનો, પાણીના ધોધોનો, સ્વચ્છ ઝરણાંનો અને ત્યાં રહેનાં પ્રાણીઓનો ખ્યાલ કેવી રીતે આવે? પ્રવાસ દ્વારા જ આ સિદ્ધ થઈ શકે.

ખરી રીતે તો (ઓછામાં ઓછી આપણા દેશની) ભૂગોળ તો ચાર દીવાલોમાં શીખવી શકાય જ નહિ એવું આપણે જાહેર કરવું જોઈએ. એ શીખવવા માટે નિશાળમાં પર્યટનનો અભ્યાસક્રમ ગોઠવવો જોઈએ. વિદ્યાર્થી પ્રાથમિક શાળામાં ભણતો હોય ત્યારે અનુક્રમે પોતાના ગામની આજુબાજુથી શરૂ કરી, સાત ધોરણ પૂરાં કરે ત્યાં સુધીમાં પોતાના જિલ્લાનો પ્રવાસ પૂરો કર્યો હોવો જોઈએ. માધ્યમિક શિક્ષણમાં પ્રાંતનો પ્રવાસ ગોઠવવો જોઈએ, અને ઉચ્ચ કેળવણીમાં આખા દેશનો પરિચય કરાવવો જોઈએ.

પૈસા અને એવી કેટલીક મુશ્કેલીઓને લીધે ચાલતી નિશાળો મુશ્કેલ બને છે. નહિ તો દરેક નિશાળ ચાલતી નિશાળ હોવી જોઈએ. આથી ભૂગોળનો અભ્યાસ તો થાય જ, પણ સાથે સાથે અનેક પ્રકારના અભ્યાસને એમાં સ્થાન મળે છે. ફરતાં ફરતાં, વચ્ચે વચ્ચે વખત મળે ત્યારે અને હાલતાં ચાલતાં પણ ભાષાનો અભ્યાસ કરાવી શકાય. ભાષાજ્ઞાન પણ પ્રવાસના વિષયોમાંથી જ બનેલું હોય તો વધારે આકર્ષક બને. પ્રવાસ દરમ્યાન પૈસાની તો કેટલીયે ઊથલપાથલ થાય. તેમાંથી જ ગણિતશિક્ષણ ઊભું કરી શકાય. ઇતિહાસ તો ઐતિહાસિક સ્થળો જોતાં જ સ્ફુરે અને ચાંદની રાતે સરોવરને કિનારે રેતીમાં બેસી ચાલતી ઇતિહાસની વાતો તેમાં રંગ પૂરે. વિજ્ઞાન તો જ્યાં ત્યાં પડ્યું જ છે. પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, ખનીજશાસ્ત્ર ખગોળ-શાસ્ત્ર જેવા વિષયો માટે પ્રવાસ જેવી અનુકૂળ પરિસ્થિતિ ક્યાંથી મળે? યુરોપ અમેરિકામાં આવી નિશાળો વિષે સાંભળ્યું છે, પણ આપણે તો એ તરફ હજુ જોવાનું જ રહ્યું છે. આમ છતાં બને તેટલી ચાર દીવાલની જેલ આપણે તોડવી જોઈએ અને વારંવાર પ્રવાસો ગોઠવી વારાફરતી એક એક વિષયને જેલ બહાર કાઢવો જોઈએ.

પ્રવાસો માણસના ઉત્તમ ગુણો ખીલવવાની તક આપે છે. ચોપડીની શિખામણોથી એ ભાગ્યે જ ખીલવી શકાય. શરીર અને મનની પ્રવાસમાં સાથેસાથે ખિલવણી થાય છે. ડુંગર ચડતાં, લાંબાં લાંબાં જંગલો વટાવતાં, ભૂખ અને મુશ્કેલીઓ વેઠતાં જે ખડતલતા, સાહસિક-પણું, સહિષ્ણુતા અને વીરતા આવે છે, તે કોઈ પણ પુસ્તકિયા જ્ઞાનથી કે ભાષણોથી આવી શકતી નથી. પ્રવાસમાં આ ગુણો એને ફરજિયાત કેળવવા પડે છે. એના વિના તે પ્રવાસમાં આગળ ચાલી જ શકતો નથી. પરિણામે જાતઅનુભવમાંથી કેળવેલા ગુણો ધીમે ધીમે ટેવના રૂપમાં ફેરવાઈ જાય છે અને પ્રવાસોને અંતે તે એક સંપૂર્ણ નાગરિક તૈયાર થઈ બહાર પડે છે. આ નાગરિક માટે 'કોન્વોકેશન એડ્રેસ' ન હોય તોપણ ચાલે.

લશ્કરી દૃષ્ટિએ પણ પ્રવાસ એટલો જ અગત્યનો છે. પ્રવાસમાં કસાયેલું મન અને શરીર તો જાણે ઉપયોગી છે જ, પણ વ્યૂહરચનાની દૃષ્ટિએ પ્રવાસીના પરિચિત પ્રદેશો પણ તેટલા જ ઉપયોગી સાબિત થયા છે. દહેરાદૂનના સરવે વિભાગે તૈયાર કરેલા નકશાઓ ભલે સંયોગો પ્રમાણે કામમાં આવતા હશે, છતાં જે જગ્યાએ પ્રવાસીના પગ પડેલા છે અને જ્યાં બેસી મિત્રો સાથે કલાકો વિતાવ્યા હશે એ જગ્યાની એકેએક ડાળી અને એકેએક પાંદડું એ કેમ ભૂલે? દેશના સંરક્ષણ માટે દેશનો

એકએક ખૂણો જાણવો જરૂરી છે એટલું જ નહિ, પરંતુ આજુબાજુના દેશોની પણ આપણને સંપૂર્ણ માહિતી હોવી જોઈએ. યુરોપ અમેરિકાના દેશો જાતે ન જોઈએ તો ચાલે, પણ આપણા પાડોશીઓને તો આપણે જાતે જોવા જ જોઈએ. વિગ્રહ અને શાંતિના જમાનામાં એ એકસરખાં ઉપયોગી છે.

આ બધું પ્રવાસ અને તે પગપાળા પ્રવાસથી જ સાધ્ય થઈ શકે. એટલે જ્યાં સુધી જુવાનોના શરીરમાં ગરમ લોહી વહેતું હોય ત્યાં સુધી આવા પગપાળા પ્રવાસો યોજવાને ઉત્તેજન આપવાની દરેક દેશપ્રેમી અને શિક્ષણપ્રેમીની ફરજ થઈ પડે છે.

સ્વરાજ્યાશ્રમ, મણિભાઈ નાયક
બારડોલી

# ગોરો ચાલ્યો !

[ વરસો ઉપર 'નવાં ગીત'માં કવિશ્રી ત્રિભુવનદાસ જ્યારે 'ગોરો આવ્યો' ગાયું હતું હવે જ્યારે ગોરો ચાલ્યો ત્યારે 'ગોરો ચાલ્યો !' ગાવાનું તેમને માથે ઊભું હતું. તે ગાવાની ધન્ય ઘડી આવી તો કવિ શેં એ ઋણ અદા ન કરે ? એટલે નીચેનું ગીત આપણને મળે છે. —મં૦ ]

૧. ભારતનાં સંતાનો હો !
૨. જી ! હા જી !
૧. સાંભળો છો ને ?
૨. જી ! હા જી !
૧. ગોરો ચાલ્યો !
૨. અરે ! અરે રે !
એ શું બોલ્યા ?
ગોરો ચા. . .લ્યો ?
વડની પેઠે ફૂલ્યો ફાલ્યો—
ખૂબ મહા. . .લ્યો !
ગોરો ચા. . .લ્યો ?
ક્યાં. . .ચાલ્યો ?
ક્યાંથી. . .ચાલ્યો ?
કે. . .મ. . .ચાલ્યો ?
૧. ક્યાં. . .ચાલ્યો ?
પશ્ચિમની પરસાડે ચાલ્યો !
સાગરને સીમાડે ચાલ્યો !
જ્યાંથી આ. . .વ્યો ત્યાં. . .ચાલ્યો !
ક્યાં. . .થી. . .ચાલ્યો ?
હિંદીના ખુશબખ્તે એ તો
ભારતના તખ્તેથી ચાલ્યો !
દિલ્હી દરવાજેથી ચાલ્યો !
ડમ પડઘમ વાજેથી ચાલ્યો !
સિમલાનાં શિખરથી ચાલ્યો !
બારાં ને બંદરથી ચાલ્યો !
રાજા-રજવાડાંથી ચાલ્યો !
સોલ્જરનાં ધાડાંથી ચાલ્યો !
હાકેમી હોદ્દેથી ચાલ્યો !
મહેલાતી મોજેથી ચાલ્યો !
મિજલસનાં ખાણાંથી ચાલ્યો !
ભારતનાં નાણાંથી ચાલ્યો !
કે. . .મ. . .ચાલ્યો ?
અહીં હતો જે ખૂંટો ઘાલ્યો—
તેને આજ ઉપાડી ચાલ્યો !
ભેગું ભાથું ભરીને ચાલ્યો !
ખાલી હિંદ કરીને ચાલ્યો !
તાણુંમતાણું મૂકી ચાલ્યો !
કરી સલામી ઝૂકી ચાલ્યો !
યુનિયન જેક ઉતારી ચાલ્યો !
ભારતધ્વજ સ્વીકારી ચાલ્યો !
અરે !
ઓસડથી મંદવાડ જાય—
એ. . .મ ચાલ્યો !
મંત્ર થકી વળગાડ જાય—
એ. . .મ ચાલ્યો !
દીવાથી અંધકાર જાય—
એ. . .મ ચાલ્યો !
૨. એવું તે શું દેખ્યું ચાલ્યો ?

૧. શું શું દેખ્યું ?
ગાંધીજીનાં સત્ય અહિંસા–
તપનાં પુણ્યસુકાન દેખ્યાં !
વજ્રપુરુષ વલ્લભની વાણી–
કુનેહ-શુદ્ધ નિશાન દેખ્યાં !
વીર જવાહરની કુરબાની–
માનવતા–વિજ્ઞાન દેખ્યાં !
ભારતના ભડવીરો કેરાં
અદમ્ય બહુ ઘમસાણ દેખ્યાં !
હિંદી શહીદો કેરાં કાયમ
ભડભડતાં સમશાન દેખ્યાં !
સુપ્ત હિંદના રોમે રોમે
જાગી ઊઠ્યા પ્રાણ દેખ્યા !
આથમતી બ્રિટન-સત્તાનાં
એ સૌમાં એંધાણ દેખ્યાં !
૨. ત્યારે શું એ સીધો ચાલ્યો ?
વાંધો કાંઈ ન લીધો ચાલ્યો ?
શું હિંદીથી બીધો ચાલ્યો ?
કશો ન પરચો દીધો ચાલ્યો ?
૧. સાવ નથી કંઈ સીધો ચાલ્યો !
બનતો પ્રપંચ કીધો ચાલ્યો !
કંઈક ઘરની ટ્રીકે ચાલ્યો !
કંઈક હિંદની હીંકે ચાલ્યો !
કંઈક બહારની બીકે ચાલ્યો !
ઘરની પહોંચ વિચારી ચાલ્યો !
કોમી કલેશ વધારી ચાલ્યો !
ભારતને પડકારી ચાલ્યો !
૨. ઠીક ચાલ્યો, છોને ચાલ્યો;
ભારતનો કંઈ દી વાળ્યો ?
૧. દી વાળ્યો ?
દોઢ સૈકો ગાળ્યો તેમાં–
હિંદી લસલસતા શિકારે–
કેવળ ઘરનો સિંહ પાળ્યો !
ગુલામીનો ઢાળો ઢાળ્યો !
દળદર આપી દાટ વાળ્યો !
વેશભૂષા વરતારો ટાળ્યો !

૨. અરે ! કશુંયે દીધું, કે ના–
ણસ ! કોરોધાકોર ચાલ્યો ?
૧. હા, હા, પુષ્કળ ભાસે દેખો–
દીધું, ઠોરમઠોર ચાલ્યો !
૨. શું શું દીધું ?
૧. સાધન સંપત ઢગલે લૂંટી–
લેણાંની ઉથરેટ દીધી !
પોતાની ઉઘરાણી પતવી–
ભૂખમરાની ભેટ દીધી !
માલ વિનાનાં ઠાલાં ઠાલાં
કેળવણીનાં કાલાં દીધાં !
ભોંમાંથી ઉઠાડી નાહક
ભાગલાનાં ભાલાં દીધાં !
મોજેમાં મશગૂલ નિરંતર
રાજસ્થાની લાલાં દીધાં !
સ્વાર્થ-દમામ અનીતિવાળાં
નોકરશાહી જાળાં દીધાં !
પરદેશી એજંટ બનેલા
ઠકુર મૂડીવાળા દીધા !
લડાઈમાં લૂંટાવી અબજો
ઘોમ બજારો કાળાં દીધાં !
ઉદ્યોગોનાં થડ કાપીને
સૂકાં ડાળી–ડાળાં દીધાં !
વકીલનાં વૃંદોની સાથે
ન્યાયાસન કજિયાળાં દીધાં !
ભારતનાં ભુલાવી ભૂષણ
પોઝીશન ભમરાળાં દીધાં !
૨. સોજું સરૂં કંઈયે દીધું ?
કે શું કેવળ જાન દીધું ?
૧. હા, હા, કંઈ એવું પણ દીધું;
વહેમોનાં જાળાં ખંખેરી
દુનિયાભરનું ભાન દીધું !
મહાપ્રજાનાં મૂલ બતાવી
સ્વદેશનું અભિમાન દીધું !
અમલ ચલાવાની યુક્તિ ને
પ્રજાસ્મિતાનું જ્ઞાન દીધું !

# આપણા એશિયાઈ પડોશીઓ*

## ઇંડોનેશિયા

બ્રિટિશ, ફ્રેન્ચો કે બીજી ગમે તે પ્રજા જ્યારે જુએ છે કે, પોતાનો શાહીવાદ દુનિયાનાં અને સમયનાં વહેણોની સામે નાશ પામશે, ત્યારે એવા ભય સામે શાહીવાદના પ્રકાર ભલે દરેકના જુદા જુદા હોય, છતાં સૌ એક જ જાતની નીતિ અખત્યાર કરે છે. છેલ્લા બે મહાન વિગ્રહો વખતે આ શાહીવાદી દેશોએ જે વલણ અખત્યાર કર્યું તે ઉપરથી જણાયું છે કે, દુનિયાનું નવેસરથી ઘડતર કરનારા સૌ છેતરાયા છે. વિગ્રહ દરમિયાન ચૂસનારા અને ચુસાનારા દેશોએ સંગઠન કરી સંયુક્ત મોરચો આપ્યો છે, છતાં વિગ્રહના અંતે શાહીવાદી પંજો પોતાની મજબૂત પકડ સાથે કાયમ રહ્યો છે; જ્યારે શાહીવાદી નીતિવાળા દેશો અણીના સમયે એક થઈને લડ્યા છે અને પોતાનાં હિત એકબીજાથી વિરોધી હોવા છતાં તેઓ એકબીજાની પડખે રહી શક્યા છે એટલું જ નહીં, પણ દુનિયાના બીજા દેશો ઉપરથી પોતાની પકડ ચાલુ રાખી શક્યા છે. આવી શાહીવાદી નીતિવાળા દેશો પૈકી બે નબળા દેશો — ફ્રાન્સ અને હોલૅન્ડ, ગયા બીજા વિગ્રહમાં પોતાનાં સંસ્થાનોને જાપાની આક્રમણ સામે રક્ષણ આપવામાં નિષ્ફળ નીવડ્યા; પરંતુ એ અણીના પ્રસંગે અંગ્રેજો તેમની મદદે ધાયા. વિગ્રહ દરમિયાનના એ દુઃખદાયક દિવસો વિગ્રહને અંતે ભુલાઈ ગયા અને આજે એ જ ફ્રેન્ચ અને ડચ પ્રજાઓ શાહીવાદી ઢબે પોતાનાં એ જૂનાં સંસ્થાનોને પોતાનું બળ બતાવી રહી છે.

પશ્ચિમ-દક્ષિણ એશિયાના જે દેશો આ શાહીવાદના ભોગ થયા છે તેમની વિગતો હવે આપણે ટૂંકામાં જોઈએ.

એશિયા ખંડની દક્ષિણ-પશ્ચિમે આવેલા ઇન્ડોનેશિયાના ટાપુઓમાં જાવા, સુમાત્રા, સેલિબીસ, માદુરા, બાલી, લોમ્બોક, ન્યૂ ગિની, મોલ્યુકાસ, બોર્નિયોના કેટલાક ભાગો અને ટિમોર એ ટાપુઓનો સમાવેશ થાય છે. ગઈ સદીમાં આ ભાગ ડચ ઈસ્ટ ઇન્ડિઝના નામે ઓળખાતો હતો; પરંતુ ગઈ સદીના અંત ભાગથી તે ઇન્ડોનેશિયાના રૂડા નામે ઓળખાય છે. હોલૅન્ડની ડચ પ્રજાના તાબાના આ પ્રદેશનું ક્ષેત્રફળ હોલૅન્ડ કરતાં કેટલાય ગણું વધારે છે એટલું જ નહિ, પણ ખુદ હોલૅન્ડની કુલ વસ્તી નેવું લાખ માણસોની છે; જ્યારે તેના હાથ નીચે કચરાતા ઇન્ડોનેશિયનોની સંખ્યા લગભગ સાત કરોડ જેટલી થવા જાય છે. સાત કરોડની આ પ્રજા પૈકી પચીસ લાખ ખ્રિસ્તીઓ, સાડાબાર લાખ હિંદુઓ અને દશલાખ બૌદ્ધધર્મીઓ છે, અને બાકીના મોટા ભાગના મુસ્લિમો છે.

ઇન્ડોનેશિયામાંનો ડચ લોકોનો ઇતિહાસ અને હિંદમાંનો અંગ્રેજોનો ઇતિહાસ, એ બેની સરખામણી કરતાં જણાશે કે બંને લગભગ એકસરખા છે. ઈ. સ. ૧૬૧૦ની સાલમાં ડચ ઈસ્ટ ઇન્ડિયા કું.ની સ્થાપના થઈ. આ કંપનીએ ડચ સરકાર પાસેથી બટેવિયા નજીક કિલ્લો બાંધવાની રજા મેળવી. આ કિલ્લો બંધાયો અને ત્યાર બાદ કેટલાયે જંગ ખેલાયા. ઈ. સ. ૧૬૭૭માં ડચ લોકોએ જોગજાકાત્રાનો ખૂબ ફળદ્રુપ પ્રદેશ કબજે કર્યો. તે પછીનાં સવાસો વર્ષો સુધી જાવાના દેશી રાજાઓ સાથે કાયમી અથડામણ ચાલ્યા કરી. ઓગણીસમી સદીની શરૂઆતમાં જાવાનો બધો પ્રદેશ ડચ લોકોના હાથમાં આવ્યો. આ સમયના જુલમી ડચ ગવર્નર માર્શલ બેઈન્ડાલ્સ (Baendals) ના અમલ દરમિયાન ઇન્ડોનેશિયાની પ્રજા ઉપર અપાર યાતનાઓ આવી પડી. આ જ અરસામાં લૉર્ડ ડેલહાઉસી અને લૉર્ડ કર્ઝને પોતાનો સોટો હિંદ ઉપર ચલાવ્યો હતો.

મહાન નેપોલિયનના સમયમાં ફ્રેન્ચો સામે આ પ્રદેશ માટે ડચ લોકો ઝાઝો સામનો કરી શક્યા નહિ. પરિણામે ઓછી તકલીફે ફ્રેન્ચોએ અહીં ફ્રેંચ વાવટો ફરકાવ્યો. પણ તે સમયના હિંદના ગવર્નર જનરલ લૉર્ડ મિન્ટો ડચ પ્રજાની વહારે ધાયા. તેમણે ડચ લોકોની મદદે બ્રિટિશ લશ્કર મોકલ્યું અને ઈ. સ. ૧૮૧૬માં અંગ્રેજોની મદદથી ડચ સત્તા ફરીથી જાવા ઉપર જામી. ડચ લોકો ફરીથી સત્તા ઉપર આવતાં દેશભરમાં બળવો ફાટી નીકળ્યો. ઈ. સ. ૧૮૨૫થી ૧૮૩૦ સુધી પૂરાં પાંચ વર્ષ આ બળવો ચાલ્યો. આ બળવાનું સફળ સંચાલન કરવાનું માન તે વખતના જાવાના આગેવાન દીપાનિગ્રા (Dipa Nigra)ને ફાળે જાય છે. બળવો દબાયો — તો ખરો, પણ તેથી ડચ લોકોને પણ ખૂબ જ સહન કરવાનું

* અંગ્રેજી લેખોને આધારે; 'આપણા એશિયાઈ પડોશીઓ' એ લેખમાળાનો આગળનો હપ્તો.

થયું. ઘણી મોટી સંખ્યામાં માણસોનો અને સાધનોનો નાશ થઈ ચૂક્યો હોવાના કારણે સરળતાથી રાજકારભાર ચલાવવાની ડચ લોકોને મુશ્કેલી જણાઈ. બેરન વૉન-ડેન-બૉસેન (Baron Von-Den-Bosen) પોતાના દેશની વહારે ધાયો. તેણે જાવાનો ડચ કારભાર વ્યવસ્થિત કરવાનું બીડું ઝડપ્યું. આ ગોરા માનવીનો ઈ. સ. ૧૮૩૦થી ૧૮૩૯ સુધીનો જાવા ઉપરનો નવ વર્ષનો કારોબાર એટલે આ પ્રદેશમાંના ડચ ઇતિહાસનું સૌથી કાળું પ્રકરણ. આ બેરન સાહેબે પચાસ લાખની દેશી વસ્તી પાસે ફરજિયાત મજૂરી કરાવીને અને તેના ઉપર ત્રાસની અવધિ કરીને તેમની પાસેથી ૧૬૬ લાખ પૌંડની જંગી રકમ મેળવી. આવા અસહ્ય ત્રાસ અને લૂંટથી પ્રજા ત્રાસી તો ગઈ, પણ તેમના માનીતા આગેવાન દીપા-નિગ્રાએ તેમનામાં સ્વદેશપ્રેમની જે જ્યોત જલાવી હતી તે બુઝાઈ નહિ. પ્રજાનું આ ચેતન ઈ. સ. ૧૮૪૮–૮૮ દરમિયાન ફરીથી ઊછળી આવ્યું અને દેશભરમાં બળવો ફાટ્યો. આ પહેલાંના અને આ બળવા નકામા ગયા એમ ન કહી શકાય, કારણ કે તે સૌના પરિણામે પ્રજાને પૂરો સંતોષ થાય તેટલી હદથી કંઈક ઓછા એવા કેટલાક સુધારા આ દેશમાં દાખલ કરવાની અને તેમ કરીને તથા સંસ્થાનોની જંગલી રીતે ચલાવાતી લૂંટને કેટલેક અંશે બંધ કરવાની ડચ લોકોને ફરજ પડી.

વીસમી સદીની શરૂઆતથી બીજા દેશોની જેમ જાવામાં પણ ઠીક ઠીક પ્રજાજાગૃતિ આવી હતી. હવે જાવાની પ્રજાને સુધારાઓથી સંતોષ થાય એમ ન હતું. વિનીતો હોમરૂલ માગતા હતા જ્યારે ક્રાંતિકારી આગેવાનોની સરદારી નીચે મોટા ભાગની પ્રજા સંપૂર્ણ સ્વાતંત્ર્ય અને સામ્રાજ્યવાદનો સંપૂર્ણ નાશ વાંછતી હતી. પહેલા મહાન વિગ્રહના સમયે 'વૉલ્કસરાદ' (Volksaraad) અથવા પ્રજાની સભા ઊભી કરવામાં આવી હતી, પણ તેમાં પ્રજાનો કંઈ જ અવાજ ન હતો. પ્રજાનું જોમ જોઈ ઈ. સ. ૧૯૨૫માં ડચ લોકોએ નવેસરથી બંધારણની રચના કરી, અને વૉલ્કસરાદના કુલ ૬૧ સભાસદોમાંથી ૩૮ સભાસદો પ્રજાનિયુક્ત હોય એમ ઠરાવ્યું. પરંતુ આવા નાના સુધારાઓ માટે હવે ઘણું મોડું થઈ ગયું હતું. રશિયા, ચીન, હિંદુસ્તાન, અફઘાનિસ્તાન, ઈરાન, અરબસ્તાન, ઇજિપ્ત અને તુર્કસ્તાનમાં ક્રાન્તિ — બળવો થવાના ભણકારા વાગતા હતા. આ અરસામાં આ પ્રદેશમાં પણ ઠેર ઠેર હડતાલો પડી. જાવામાં ૧૯૨૬માં અને સુમાત્રામાં ૧૯૨૭માં રમખાણો ફાટી નીકળ્યાં. હમેશની રીત મુજબ ડચ સરકારે આ પ્રજાજાગૃતિને દમનકારી પગલાંથી કચડી નાંખી અને થોડાક તોફાનીઓનું જ આ કામ હતું એમ મન મનાવી સરકારે સંતોષ અનુભવ્યો.

બીજા મહાન વિગ્રહમાં જાપાનની હાર થયા પછી મિત્રરાજ્યોએ ઇન્ડોનેશિયાનો કબજો લેવા જવાની ઉતાવળ ન કરી. આથી ઇન્ડોનેશિયાની પ્રજાને પોતાનું લશ્કર મજબૂત બનાવવાની અને પોતાનું બધું વ્યવસ્થિત કરવાની તક મળી. આ તકનો લાભ લઈ ઇન્ડોનેશિયાની પ્રજાએ પોતાના મુલકમાં પ્રજાસત્તાકની સ્થાપના કરી. ડૉ. સોકાર્નો આ પ્રજાસત્તાકના પહેલા પ્રમુખ થયા. વડાપ્રધાનની જવાબદારી ડૉ. શહરીરે સ્વીકારી.

આપણે સૌ સારી રીતે જાણીએ છીએ કે, જાપાને બીજા વિગ્રહ દરમિયાન આ પ્રદેશ ઉપર આક્રમણ કર્યું તે પહેલાં જ ડચ લોકો તેમનાથી બની એટલી ઝડપે આ પ્રદેશ છોડી ઊભી પૂંછડીએ નાસી ગયા હતા. તેઓ તેમનો સરસામાન લેવાય નહોતા રહ્યા એટલું જ નહિ, પણ તેમના કારભારને વ્યવસ્થિત રીતે ગોઠવી જવા જેટલી અક્કલ પણ તેઓ ગુમાવી બેઠા હતા. તેઓ તો પૂર ઝડપે પોતાના દેશ ભેગા થવાની આશાએ ચાલી નીકળ્યા હતા અને ઇન્ડોનેશિયાને તેના નસીબ ઉપર છોડયું હતું. વિગ્રહ બંધ થયા પછી પણ આ પ્રદેશમાં પાછા આવવાની ડચ લોકોમાં હિંમત રહી ન હતી. પણ દુનિયામાં લોકશાહી અને સ્વતંત્રતાનું રક્ષણ કરવાનો ઇજારો પોતાની મેળે જેણે લીધો છે એવી અંગ્રેજ સરકાર આ પ્રજાની વહારે ધાઈ. ઇંગ્લંડના 'ટાઇમ્સ' પત્રે ઈ. સ. ૧૯૪૬માં આ બાબત ઊહાપોહ મચાવી અંગ્રેજ સરકારને સલાહ આપી કે, ઇન્ડોનેશિયામાં બધું વ્યવસ્થિત કરવું જોઈએ અને તેમ કરવા માટે સ્થાનિક સૈન્યો પૂરતાં ન હોય તો ઇંગ્લંડે ત્યાં સૈન્ય મોકલીને પ્રજાની સહાનુભૂતિ (?) મેળવવી જોઈએ. હિંદનો આ પાડોશી પ્રદેશ હતો અને ઇન્ડોનેશિયાના તે પ્રદેશમાં અંગ્રેજોનાં પણ આર્થિક હિતો રહેલાં હતાં, એ બધાંની પરવા કર્યા વિના મોટી સંખ્યાના હિંદી સૈનિકો સમેતનું બ્રિટિશ લશ્કર ઇન્ડોનેશિયાની પ્રજાને કચડી નાંખવા માટે અને સંસ્કૃતિ (?)નો ઝંડો ફરકતો રાખવા માટે આ પ્રદેશમાં મોકલવામાં આવ્યું.

બીજી બાજુ ઇન્ડોનેશિયાના બહાદુર સૈનિકોએ ગેરીલા પદ્ધતિએ આક્રમણ કરનારાઓનો મજબૂત સામનો કર્યો. આ કારણથી તથા સ્વદેશ અને હિંદ બન્ને જગાએથી દબાણ આવતાં બ્રિટિશ લશ્કરોને પાછા પધારી જવાની ફરજ પડી. પાછા જતાં જતાં પણ દેશની ચાવીરૂપ જગાઓ અને લશ્કરી સરંજામનો મોટો જથ્થો તેઓ ડચ લોકોને સોંપતા ગયા. આ અરસામાં મહામુશ્કેલીએ ડચ લોકો બ્રિટિશોની મદદથી માંડ માંડ પોતાના વતન હોલેંડને વ્યવસ્થિત કરવા શક્તિમાન થઈ શકયા હતા. લશ્કરી બળથી મુકાબલો કરી ઇન્ડોનેશિયાને પોતે હરાવી શકશે નહિ એવી ડચ સરકારને ખાતરી હોવાથી, આવા સમયે હમેશ અનુકૂળ ગણાતી એવી શાહીવાદી નીતિ તેણે અખત્યાર કરી. સમાધાનની વાટાઘાટોના બહાના નીચે એક બાજુએ ડચ સરકારે કેટલાક મુત્સદ્દીઓને કેટલીક ગેરબંધારણીય રીતો તરફ પ્રજાની લડત વાળવાનું અને પ્રજાના સંયુક્ત મોરચામાં ભંગાણ પાડવાનું કામ સોંપ્યું અને બીજી બાજુ તેણે સંપૂર્ણ લશ્કરી તૈયારી કરવા માંડી. સૌ કોઈને ઇન્ડોનેશિયામાંની ડચ નીતિ, વિયેટનામમાંની ફ્રેન્ચ નીતિ અને હિંદમાંની અંગ્રેજ નીતિ એકસરખી જણાયા વિના નહિ રહે.

આવા બધા પ્રયત્નો છતાં પણ ઇન્ડોનેશિયાના સામનાને ડચ લોકો તોડી શકયા નહિ. ચેરિબન ખાતે સુલેહના કરાર થયા અને તે ઉપર ડચ સરકારને સહી કરવી પડી. આ કરાર મુજબ ઇન્ડોનેશિયાની પ્રજાસત્તાક સરકારનો ડચ સરકારે સ્વીકાર કર્યો અને સાથે સાથે ડચ રાજકુટુંબના વડાની નીચેનું ડચ-ઇન્ડોનેશિયાનું યુનિયન ઊભું કરવાની તેઓએ સૂચના કરી.

ચેરિબન કરારો થયા બાદ કામ સરળતાથી ચાલશે એમ જણાતું હતું. ડચ સરકારે વાટાઘાટો દરમિયાન પ્રજાસત્તાક સમક્ષ ૭ માગણીઓ સ્વીકાર માટે મૂકી હતી. ડચ સરકારનું સર્વોપરીપણું સ્વીકારવું, પરદેશી મિલકતો પાછી સોંપવી, અનાજની નાકાબંધી ઉઠાવી લેવી, આર્થિક અને જકાતી નીતિ અંગે ડચ સરકારનું સૂચન છેવટનું ગણવું, વગેરે પાંચ શરતોનો પ્રજાસત્તાકે સંપૂર્ણ સ્વીકાર કર્યો. કાયદો અને વ્યવસ્થાની જાળવણી અંગેની એક માગણી અંગે મતભેદ રહ્યો હતો. કરારો મુજબ વચગાળાની ફેડરલ સરકારની સ્થાપના શક્ય ઉતાવળે કરવા પ્રજાસત્તાકના પ્રમુખ ડૉ. સોકાર્નોએ પ્રયત્નો શરૂ કરી દીધા. ડૉ. સોકાર્નોએ પરદેશી પ્રજાઓને સંરક્ષણની પૂરી ખાતરી આપી અને સૌ પરદેશીઓને ખુશીથી પાછા આવી જવા જણાવ્યું.

આમ વાતાવરણ ઉપરથી તો એમ લાગતું હતું કે, જે એક માગણી અંગે મતભેદ છે તેનો નિકાલ આવી જશે; પણ તેમ નહિ થતાં ૧૯૪૭ના મે માસમાં અથડામણ શરૂ થઈ. કાયદો અને વ્યવસ્થાની જાળવણીનું કામ વચગાળાની સરકારનું ફેડરલ પોલીસ ખાતું કરે એ બાબતમાં ડચ સરકાર અને પ્રજાસત્તાક સરકાર બન્ને સંમત હતાં; પરંતુ આ ફેડરલ પોલીસ ખાતામાં કોઈ ડચ ન જોઈએ એવી પ્રજાસત્તાકની માગણી હતી. આ અંગે બન્ને સરકારો વચ્ચે મડાગાંઠ પડતાં તેના ઉકેલ માટે ઇંગ્લંડ, અમેરિકા અને હિંદુસ્તાને મદદ કરવાની તૈયારી બતાવી. છતાં વાટાઘાટો એકદમ તૂટી ગઈ.

વાટાઘાટોનો એકાએક અંત લાવી ડચ સરકારે ઇન્ડોનેશિયા ઉપર આક્રમણ શરૂ કરી દીધું. ચેરિબન કરારો અંગે હવે પોતાને કોઈ જાતનું બંધન રહેતું નથી એવી ડચ સરકારે જાહેરાત કરી. બટેવિયામાંના ઇન્ડોનેશિયાના નેતાઓ અને પ્રજાસત્તાક રાજ્યના ઉપપ્રમુખ ડૉ. ગની ની ધરપકડ કરવામાં આવી.

અથડામણ શરૂ થયાની આગલી સાંજે પ્રજાસત્તાક સરકારે ડચ સરકારને કહેણ મોકલેલું કે, બન્ને સરકારોના પ્રતિનિધિઓ વાટાઘાટો માટે ફરીથી ભેગા થાય. જો તેઓ કંઈ નિર્ણય ઉપર ન આવી શકે તો પછી બન્નેએ લવાદીનો સ્વીકાર કરવો. આમ કરવું એ તો પ્રજાસત્તાક સરકારની વસ્તુને લંબાવ્યા કરવાની નીતિ છે, પ્રજાસત્તાકના પ્રમુખ અને તેમના અનુયાયીઓ વચ્ચે મેળ નથી, વગેરે લૂલાં કારણો બતાવી અને આ સ્થિતિમાં ડચ સરકાર પ્રજાસત્તાક સરકાર સાથે વિશ્વાસથી કામ લઈ શકે નહિ એવું કહી પ્રજાસત્તાક સરકારની ઉપરની સૂચના ડચ સરકારે ફગાવી દીધી.

પોતાનું પગલું વાજબી ઠરાવવા માટેનાં ડચ સરકારે આપેલાં કારણો પોકળ હતાં. મોટા ભાગે બન્ને સરકારોને સમજૂત થઈ ગઈ હતી; ઇંગ્લંડ, અમેરિકા અને હિન્દુસ્તાને પોતાની સેવાઓ આપવાનું કબૂલ્યું હતું. આ સંજોગોમાં ડચ સરકારને બળનો ઉપયોગ કરવાની મુદ્દલ જરૂર ન હતી. પ્રજાસત્તાકના અથડામણ

અટકાવવાના બધા પ્રયત્નો નિરર્થક ગયા એટલે છેવટે પ્રજાસત્તાકના પ્રમુખ અને વડાપ્રધાન, અનુક્રમે ડૉ. સોકાર્નો અને શરીફુદ્દીને ઇન્ડોનેશિયન સૈનિકોને માતૃભૂમિ કાજે છેવટ સુધી લડવાની અને કોઈ પણ કુરબાની કરવામાં પાછા નહિ પડવાની હાકલ કરી.

ચાલુ સાલના જુલાઈ માસના બીજા પખવાડિયામાં આ લડાઈ શરૂ થઈ. આઠ દિવસ લડાઈ ચાલી એટલામાં તો ઑસ્ટ્રેલિયાએ સંયુક્ત રાષ્ટ્રમંડળની સલામતી સમિતિ સમક્ષ આ પ્રશ્ન રજૂ કર્યો. હિંદુસ્તાને તેને ટેકો આપ્યો. સલામતી સમિતિએ બન્ને રાજ્યોને તાત્કાલિક લડાઈ બંધ કરવાનો આદેશ આપ્યો. આ આદેશનો પૂરો અમલ ન થયો અને ઝઘડો ચાલુ રહ્યો. સલામતી સમિતિ સમક્ષ ફરીથી આ પ્રશ્ન રજૂ થતાં સલામતી સમિતિએ બટેવિયામાંના પરદેશી પ્રતિનિધિઓને પોતાના આદેશનો અમલ થાય તે જોવાનું કામ સોંપ્યું અને સલામતી સમિતિના સભ્યોમાંથી ત્રણ જણાની કમિટી બનાવી તે કમિટીને બન્ને વચ્ચે સમજૂત કરાવવાનો પ્રયત્ન કરવાનું કામ સોંપ્યું. આ ત્રણની કમિટીમાં એકની પસંદગી હોલૅન્ડ કરે, અને એકની ઇન્ડોનેશિયા કરે, અને આવા પસંદ પામેલા બન્ને મળીને ત્રીજો પસંદ કરી લે એમ ઠરાવ્યું. ઇન્ડોનેશિયાએ ઑસ્ટ્રેલિયાની અને હોલૅન્ડે બેલ્જિયમની પસંદગી કરી છે. આ બન્ને પસંદ પામેલાઓએ અમેરિકાની પસંદગી કરી છે. આ ત્રણની કમિટી કેવો ઉકેલ લાવે છે તે હવે જોવાનું છે.

(ચાલુ) શાંતિલાલ ગાંધી

# પગાર વધારવા કે કરવેરા વધારવા?

આજકાલ જેમ કાળા બજારનો ઝેરી ચકરાવો ફેલાયો છે એમ પગાર વધારવા અને કરવેરા વધારવા એનું પણ એક વિષમ વર્તુલ ગોઠવાયું છે.

મોંઘવારીને લીધે પગાર વધારવા જોઈએ. અને પગાર વધાર્યા એટલે કરવેરા વધારવા જોઈએ. અને કરવેરા વધાર્યા એટલે ચીજ વસ્તુના ભાવ વધારવા જોઈએ. એમ આ પણ એક ગૂંચવણભર્યું વર્તુલ બન્યું છે.

ઓછા પગારથી સરખું જીવન નથી જીવી શકાતું. પે કમિશનના હેવાલ પ્રમાણે પગાર ચૂકવવા સરકાર પાસે પૂરતાં નાણાં નથી હોતાં અને સરકારી આવક વધારે છે તો પ્રજા ઉપર કરવેરાનું નવું ભારણ વધી પડે છે. આનો ઉકેલ શો?

આનો માર્ગ પણ નવી દૃષ્ટિ અને નવી રચના માગી લે છે:—

(૧) આજ સુધી ચાલતું આવેલું તંત્ર બહુ ભારે, સ્થૂલકાય, તુમારી અને એથી મંદગતિનું બની ગયું છે. એને વેગવાન અને ચેતનવંતું કરવું હોય તો એની નકામી ચરબી ખેરવી નાખવી જોઈએ. એની રચના જ નવેસરથી એવી કરવી જોઈએ કે એનો વધારેપડતો વ્યાપ ઘટી જાય, વધારેપડતા તુમારો ઘટી જાય, અને ઘરેડમાંથી જન્મેલી શિથિલતા તૂટી જાય.

(૨) જરૂર પડયે નવા કરવેરા પણ નાખવા જોઈએ. પણ એનો બોજો વ્યસનો, મોજશોખો અને ધનવાનો ઉપર પડે એવી એની વેતરણ હોવી જોઈએ, જેથી સામાન્ય આમ પ્રજા એ બોજામાંથી મુક્ત જ રહે.

(૩) મોંઘવારી ઘટે અને આપણો દેશ ઝટપટ વિકાસ કરે એ. માટે અમલદારો પોતાનું કરીને કામ કરે, ખેડૂતો તંત્રને પોતાનું ગણીને અનાજ પેદા કરે, પ્રજા રાજ્યને પોતાનું માનીને કાયદાનો સ્વેચ્છાએ અમલ કરે, અને આપણે બધા વ્યક્તિના સ્વાર્થ કરતાં સમાજના હિતને પ્રથમ સ્થાન આપતાં થઈ જઈએ.

તો આપણે આ વિષમ વર્તુલમાંથી પણ બહુ સહેલાઈથી છૂટી જઈએ.

બબલભાઈ મહેતા

# અહિંસાના વિકાસનો ઈતિહાસ

સિદ્ધાન્ત રૂપે તો અહિંસાનો ઉદ્દભવ બુદ્ધ અને મહાવીર કરતાં વધારે પ્રાચીન હોવાનો સંભવ છે. આ બેઉ મહાપુરુષો ઘણું કરીને જૈનોના પારસનાથ તીર્થંકરના સંપ્રદાયમાં જ ઊછરેલા. એટલે અહિંસાધર્મની એમણે નવી સ્થાપના કરી એમ નહીં કહી શકાય. પણ એમની પહેલાં અહિંસાધર્મનું કયા સ્વરૂપમાં વ્યવહારમાં પાલન થતું હતું અને લોકમાં તે કેટલો ફેલાયો હતો, તેની મને બરાબર કલ્પના નથી. આથી હું અહીં બુદ્ધમહાવીરથી આ લેખની શરૂઆત કરું છું.

દેખાવમાં અહિંસા શબ્દ નિવૃત્તિદર્શક છે. હિંસા કાંઈક કર્મ પ્રવૃત્તિનું પરિણામ હોય; તેથી અહિંસા એટલે એ પ્રવૃત્તિનો ત્યાગ એટલો જ અક્ષરશઃ એનો અર્થ સમજાય. હું બીજા જીવને પીડા કરતો અટકું એનો અર્થ એ નથી કે, એ જીવ માટે મને અનુરાગ હોવો જોઈએ, કે એની સેવા કે જીવન માટેના એના પ્રયત્નોમાં મારે કાંઈ એને મદદ કરવી જોઈએ. એટલું જ નહીં, પણ એના પર કાંઈ એવી આપત્તિ આવી પડે કે જે માટે હું જવાબદાર ન ગણાઉં તો તેમાંથી મારે એને બચાવવા કશું કરવું જોઈએ, એવો પણ અહિંસાધર્મનો અર્થ કરવાની જરૂર નથી.*

પણ, માણસ જે સમાજમાં રહેતો હોય તે સમાજમાં બહુ વિશાળ પ્રમાણમાં હિંસાની કોઈ ટેવો પ્રવર્તતી ન હોત તો માણસને અહિંસાધર્મ સૂઝ્યો જ ન હોત. આવી એક ટેવ માંસાહારની ગણાવી શકાય. સામાન્ય રીતે મનુષ્ય જાતિ માંસાહારી છે અને પોતાના ખોરાક માટે હજારો જીવોનો રોજ સંહાર કરે છે. ભૂતકાળમાં બધીયે પ્રજાઓ પોતાના દેવોને પણ માંસનું નૈવેદ્ય ધરતી. એ ધાર્મિક અને પવિત્ર કૃત્ય મનાતું. એટલે, અર્થાત્, જેઓ વધારે ધાર્મિક, ધનિક કે સમાજમાં ઉચ્ચ સ્થાન ધરાવનારા હોય, તેઓ ધર્મવિધિ તરીકે અથવા ઉત્સવ નિમિત્તે સામાન્ય માણસો કરતાં વધારે પ્રાણીઓનો સંહાર કરે એ સ્વાભાવિક હતું. આ કારણથી જ આપણે પુરાણોમાં સેંકડો યજ્ઞોમાં અસંખ્ય પ્રાણીઓનાં બલિદાન આપી પોતાની અત્યંત ધાર્મિકતાને માટે ખૂબ કીર્તિ પામેલા રાજાઓની કથાઓ વાંચીએ છીએ.

આથી, હિંદુસ્તાન જેવા દેશમાં આવી બેફામ હિંસાથી દુભાનારા ગંભીર વિચારકો પાક્યા તેમાં નવાઈ નથી. મૂગાં પ્રાણીઓનો અવિચારી સંહાર — ખાસ કરીને ધર્મને નામે — એમને અસહ્ય થઈ પડ્યો. હિંદુસ્તાનની ભૂમિમાં જીવનનિર્વાહ માટે પણ માંસાહાર અત્યંત આવશ્યક નહોતો; બલકે અનાવશ્યક હતો એમ પણ કહેવાય.

વળી, જોકે માંસાહાર કદાચ સમગ્ર પ્રજામાં — આર્યોમાં તેમ જ આદિવાસીઓમાં — સામાન્ય હશે, પણ યજ્ઞાર્થે પશુવધનો રિવાજ વૈદિક ધર્મનું જ ખાસ અંગ હોય એમ સંભવ છે. મેં શરૂઆતમાં કહ્યું તેમ, બુદ્ધ અને મહાવીર વૈદિક ધર્મમાં ઊછર્યા ન હોય એવો સંભવ છે. આથી યજ્ઞધર્મ વિષે શ્રદ્ધાનો તેમના પર સંસ્કાર હશે જ નહીં, અને ખાસ કરીને બુદ્ધે એ વિરુદ્ધ તીવ્રપણે પ્રચાર કર્યો જણાય છે. તેમણે માંસાહારનો અત્યંત નિષેધ કર્યો હોય એમ લાગતું નથી. પણ યજ્ઞાર્થે હિંસાની સામે તેમણે અવાજ ઉઠાવ્યો અને માંસાહારમાં નિયમન કરવાનો ઉપદેશ આપ્યો. કેટલાક દિવસો વર્જ્ય પણ ઠરાવ્યા. નિરામિષ ભોજનનો જ બૌદ્ધ ધર્મમાં આગ્રહ ન હોવાથી, બૌદ્ધો સામાન્ય રીતે કેવળ શાકાહારી નથી. પણ બૌદ્ધધર્મના પ્રચાર સાથે પશુયજ્ઞો ઘટ્યા અને હિંદુસ્તાનના કેટલાક ભાગોમાંથી તો લોપ જ પામ્યા. બૌદ્ધ ધર્મ આગળ જતાં હિંદુસ્તાનમાંથી ટળી ગયો ખરો, પણ નવજીવન

---

* અહિંસા નિવૃત્તિનો સિદ્ધાન્ત છે એ ઉપર કેટલો ભાર મૂકવામાં આવે છે તે નીચેના અવતરણ પરથી ખ્યાલમાં આવશે :

"ધારો કે કોઈ માણસ દુકાળિયાઓને અન્ન વહેંચે છે, અને પોતાના એ કર્મમાં પુણ્ય છે કે પાપ એ વિષે કોઈ અહિંસાધર્મીને પૂછે છે. × × × ભગવાન મહાવીરે આ બાબતમાં સ્પષ્ટ કહ્યું છે કે, આવે પ્રસંગે અહિંસાધર્મીએ મૌન રાખવું. એણે એમ ન કહેવું કે એ કર્મમાં પુણ્ય છે. કેમ કે, તેનો ધર્મ સ્થાવરજંગમ કોઈ પણ જીવની હિંસાને અનુમોદન ન આપવાનો છે. તેમ જ એણે એમ પણ ન કહેવું કે એ કર્મમાં પાપ છે. કેમ કે તેમ કરવાથી એ ભૂખ્યાને દાન મળતું અટકાવનારો થશે. જેઓ આવા દાનને વખાણે છે, તેઓ અન્નરૂપી જીવોના નાશમાં ભાગીદાર થાય છે. જેઓ તેને વખોડે છે તેઓ બીજા જીવોના નિર્વાહનું સાધન બંધ કરે છે. માટે અહિંસાના ઉપાસકે મૌન રાખી બન્ને પાપોમાંથી બચવું." (The Cult of Ahimsa — લેખક શ્રીચંદ રામપુરિયા, પા. ૪૧)

પામેલા વૈદિક ધર્મમાં યજ્ઞધર્મને ફરીથી પહેલાંના જેવી પ્રતિષ્ઠા મળી નહીં. વૈદિક ધર્મમાંથી જ નીકળેલા વૈષ્ણવ વગેરે સંપ્રદાયોએ પશુયજ્ઞોને બદલે ધાન્યાદિના આહુંસામય યજ્ઞો નિર્માણ કર્યા, અને પશુયજ્ઞોનો તીવ્ર નિષેધ કર્યો.

પણ બૌદ્ધ ધર્મ સાથે સાથે જ મહાવીરના ધર્મનોયે પ્રચાર ચાલી રહ્યો હતો. મહાવીરના સમયના જૈનો સંપૂર્ણ નિરામિષાહારી હશે કે કેમ એ વિષે શંકાને સ્થાન છે. પણ એટલું તો નક્કી જ કહી શકાય કે જૈનોએ અહિંસાની આ બાજુને રીતસર ખેડી. અહિંસાની ભાવના આ દિશામાં વધારેમાં વધારે વ્યવહારમાં આવે એ રીતે જીવનની ટેવો અને આહારને ગોઠવવા માટે તેમણે જીવવિદ્યાનો નિષ્ઠાથી અભ્યાસ કર્યો, અને જાતજાતના જીવોના ભેદો શોધ્યા. શાકાહાર વ્યવહાર્ય છે એમ એમણે બતાવ્યું અને સેંકડો ગૃહસ્થાશ્રમમાં રહેનારા માણસોનેયે તેની ટેવ પાડી. શાકાહાર એ જૈન ધર્મનું અનિવાર્ય અંગ બન્યો, અને વ્યવહારમાં અહિંસાનો અર્થ ઝીણામાં ઝીણા જીવનેયે મારવો નહીં, માંસાહાર કરવો નહીં એટલું જ નહીં પણ કેટલીક જાતની વનસ્પતિનો ખોરાક પણ ખાવો નહીં, એવો થયો.

વૈષ્ણવ ધર્મે બૌદ્ધ અને જૈન ધર્મોની વચ્ચેનો માર્ગ લીધો જણાય છે. યજ્ઞ કે આહાર માટે પ્રાણીહિંસા ન કરાય એ મત એણે બહુ મોટે ભાગે ગ્રહણ કર્યો, પણ વનસ્પતિજન્ય ખોરાકમાં એ જૈન ધર્મ જેટલો ઝીણવટમાં ઊતર્યો નહીં, અને મનુષ્યથી ખાઈ શકાય એવો લગભગ સર્વે પ્રકારનો શાકાહાર લેવાની છૂટ રાખી. કોઈક વસ્તુનો ત્યાગ કર્યો તોયે તે અહિંસાની દૃષ્ટિએ નહીં.

હવે અહિંસાની ભાવના ઉત્પન્ન થતાં પહેલાં મનુષ્યમાં મૈત્રી અને કરુણાની ભાવનાઓનો કાંઈક અંશે વિકાસ થઈ ગયો હશે એમ સમજી લેવું જોઈએ. મૈત્રી અને કરુણાને કારણે અહિંસામાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, અને નહીં કે અહિંસાની વૃત્તિ ઉદ્ભવ્યાથી મૈત્રી અને કરુણા વધે છે. આથી વ્યવહારમાં નિવૃત્તિદર્શક અહિંસાની બાજુની સાથે સાથે જ તેની કેટલીક પ્રવૃત્તિપોષક બાજુઓ પણ ખેડાઈ, અને તે મૂંગાં પ્રાણીઓ પ્રત્યે મૈત્રી અને કરુણા પ્રેરિત વ્યક્તિગત કે સંગઠિત સેવાઓ રૂપે પ્રગટ થઈ. આમ ગોરક્ષા, પાંજરાપોળ, વાંદરાં, કૂતરાં, કીડી, માછલાં, કાચબા વગેરેને ખવાડવું, જૂ માંકડ જેવાં જંતુઓની પણ રક્ષા વગેરે પ્રવૃત્તિઓ જીવદયાનાં કર્મો ગણાઈ. આ પ્રવૃત્તિઓમાં કાંઈક તારતમ્યભંગ અને વિચારની અવ્યવસ્થિતતા થયેલી ભલે ગણાય. પરંતુ તે છતાં એમાં તે ધર્મોના અનુયાયીઓનો મૂગા જીવો પ્રત્યે મૈત્રી અને કરુણાને અમલમાં મૂકવાનો પ્રયાસ છે.

આ પ્રયાસોને પરિણામે જે એક ભાવના હિંદુસ્તાનમાં મજબૂત બંધાઈ તે ગોરક્ષાની છે. ગોવધ કરી શકાય જ નહીં — યજ્ઞાર્થેયે નહીં અને ખોરાક માટે તો બિલકુલ જ નહીં — એવો આચારધર્મ લગભગ બધા લોકોએ સ્વીકાર્યો કહી શકાય: પારસીઓ, યુરોપિયનો આવ્યા પહેલાંના ખ્રિસ્તીઓ, તેમજ ઘણાં મુસલમાન રાજ્યો તથા વ્યક્તિઓએ પણ તેને માન આપ્યું. વેદધર્મની પુનઃસ્થાપનાથી કેટલાક પશુયજ્ઞો પાછા પ્રચલિત થયા ખરા, પણ ગાયબળદ તો અમેધ્ય અને અખાદ્ય જ ગણાયાં. બીજાં પ્રાણીઓની હિંસાની બાબતમાં વેદધર્મીઓમાં માંસાહારી અને શાકાહારી એવા બે મોટા ભેદ પડી ગયા. માંસાહારીઓની સંખ્યા મોટી છે ખરી, પણ શાકાહારીનો વર્ગ પણ ઠીક ઠીક મોટો અને વગ ધરાવનારો હિંદુ પ્રજાનો ભાગ છે.

અહિંસાના પ્રચારની બાબતમાં બૌદ્ધ, જૈન અને પુનઃસ્થાપિત વેદધર્મના સંયુક્ત પ્રયાસોના આખર સરવૈયા રૂપે આ પરિણામ બતાવી શકાય.

બૌદ્ધ ધર્મના ઉપદેશોમાં પ્રવૃત્તિપ્રેરક અહિંસા — એટલે મૈત્રી અને કરુણાનાં કાર્યો — ઉપર પણ ઘણો ભાર છે. બૌદ્ધ સાહિત્યમાં એના દૃષ્ટાંત રૂપે ઘણી કથાઓ છે. પણ અહિંસાની આ બાજુ (કમમાં કમ હિંદુસ્તાનમાં) વ્યવસ્થિત રીતે સંગઠિત રૂપે આચારમાં મુકાઈ હોય એવું બહુ માલૂમ પડતું નથી. અહિંસાના આ દિશાના ખેડાણ માટે જગત ખ્રિસ્તી ધર્મનું ઋણી છે.

ધર્મના ઉપદેશ સાથે સાથે ઇશુ ખ્રિસ્તનું અંગત જીવન રોગ વગેરેથી પીડાતા માનવોની સેવામાં રોકાયેલું રહેતું હશે એમ મને લાગે છે. અધ્યાત્મના દર્દીની ઉપદેશથી અને રોગના દર્દીની શુશ્રૂષા અને ઉપચારોથી તે સેવા કરતા. આ બીજા પ્રકારની સેવાઓનો બાઇબલ ચમત્કાર — પ્રકરણોમાં જ નિર્દેશ કરે છે. પણ એ તો ધાર્મિક પુરુષોનાં ચરિત્રો લખવાની આખા જગતની

રૂઢિનું પરિણામ છે. ચમત્કાર સિવાય પોતાને માલૂમ હોય તેવાં સામાન્ય ઓસડો તથા ઉપચાર-શુશ્રૂષા દ્વારા પણ ઈશુ ખ્રિસ્ત રોગીઓની સેવા કરતા હોવા જોઈએ. કારણ, જો માત્ર ચમત્કારથી જ સારા કરતા હોત તો આ પ્રકારનું સેવાકાર્ય જે રીતે ખ્રિસ્તી સંતો અને દાનપરાયણ લોકોનું ખાસ અંગ બનેલું છે તે થવા સંભવ ન હતો. લગભગ આખી દુનિયામાં મોટા ગુરુઓ અને સંતોનાં ચરિત્રોમાં ચમત્કારથી રોગો મટાડ્યાના કિસ્સા વર્ણવાયેલા હોય છે. પણ તેથી તેમના અનુયાયીઓમાં રોગીની શુશ્રૂષા કરવાનો સંસ્કાર નિર્માણ થયાનું દેખાતું નથી. આ લખું છું ત્યારે એ વાત મારા ધ્યાન બહાર નથી કે, એવાયે કટ્ટર ખ્રિસ્તી પાદરીઓ થઈ ગયા છે, જેમણે ઓસડો વગેરે દ્વારા રોગના ઇલાજો કરનારાનો તીવ્ર નિષેધ કર્યો છે અને પોતાની સત્તાના કાળમાં સજા પણ કરી છે. છતાંયે આવા પ્રકારની સેવાઓ ખ્રિસ્તી સાધનાનું એક કાયમનું અંગ બન્યું છે, અને આ માટે પોતાનું જીવન અર્પણ કરનાર પવિત્ર સ્ત્રીપુરુષોની અતૂટ પરંપરા ચાલી આવી છે. એવી સેવાઓનાં મોટાં મોટાં મિશનો સ્થાપી તેમણે નમૂનેદાર સંસ્થાઓ નિર્માણ કરી છે, અને બધાયે મતપંથ અને દેશના ગરીબ તથા શ્રીમંત ખ્રિસ્તીઓએ તે સંસ્થાઓને ઉદાર આશ્રય આપ્યો છે. અજ્ઞાન, અસંસ્કારી અને રોગોથી પીડાતા માનવોની સેવાનું સંગઠન એ ખ્રિસ્તી ધર્મે ખેડેલા અહિંસાધર્મનું વિશિષ્ટ અંગ કહી શકાય.

ઇસ્લામે અહિંસાના સિદ્ધાન્ત પર નામ દઈ બહુ ભાર મૂક્યો નથી. પણ તેનો અર્થ એ નથી કે તેણે અહિંસાને કશો ફાળો આપ્યો નથી. માનવ દ્વારા માનવના શોષણ રૂપી હિંસા પર પ્રથમ ધ્યાન ખેંચનાર કદાચ ઇસ્લામ જ છે. આજે જે અર્થમાં આપણે સમાનતા તથા સમાજવાદને સમજીએ છીએ (એટલે કે પૂંજીવાદ, ખાસ અધિકારો, એકહથ્થુ સત્તા ઇ૦ના વિરોધી રૂપે) તે અર્થમાં ઇસ્લામે તે સિદ્ધાન્તોનો ઉપદેશ કર્યો નહોતો. પણ ગુલામીની પ્રથા, વ્યાજખોરી અને અનેક ધાર્મિક તથા સામાજિક વ્યવહારોમાં દેખાડાતા વિષમભાવનો એણે વિરોધ કર્યો છે, તથા દાનધર્મ અને અનાથ-અપંગો માટેની સંસ્થાઓ પર ભાર મૂક્યો છે. વ્યાજખોરીનો નિષેધ ઇસ્લામનો અહિંસા ધર્મને ખાસ ફાળો કહી શકાય. આ બાબતમાં તે યહૂદી અને હિંદુ ધર્મના વિરોધમાં તરી આવે છે.

ધાર્મિક જાગૃતિ સાથે સંબંધ ન ધરાવતાં છતાં, માર્ટિન લ્યૂથર પછી યુરોપમાં જે નવો વિજ્ઞાનયુગ શરૂ થયો અને જે છેલ્લાં દોઢસો વર્ષમાં કૂદકે અને ભૂસકે ખીલ્યો, તેણે પણ એક નવી દિશામાં અહિંસાનું ખેડાણ કર્યું છે. એ દિશા તે, જ્યાં ઈજા અનિવાર્ય હોય ત્યાં તે ઓછામાં ઓછી પીડાકારક થઈ શકે એવી રીતો શોધવા અને અજમાવવાની. ઈજા તો કદાચ જાણી જોઈને અને હિંસારૂપે કરવામાં આવતી હોય એમ બને: જેમ કે, દેહાન્ત દંડ અથવા કસાઈખાનાની અથવા જીવતાં પ્રાણીઓ પર પ્રયોગોની. પણ એવી હિંસા પણ ત્વરાથી અને પ્રાણીને ઓછામાં ઓછી પીડા થાય એમ કરવાની એક ભાવના કેળવાઈ છે. વાઢકાપમાં જ્ઞાનતંતુઓને જડ કરી નાંખનારાં ઔષધોની શોધો પણ આ ભાવનામાંથી જ થઈ છે. વનસ્પતિને તોડવા-કાપવામાંયે ઘણી વાર આ ભાવના કામ કરતી દેખાય છે.

એક બાજુથી વિજ્ઞાનયુગે અગાઉ ક્યારેયે હશે તે કરતાં હજારો ગણી વિશેષ ભીષણ અને વિસ્તૃત હિંસા વધારી દીધી છે, અને મનુષ્યને એ બાબતમાં લગભગ ભાવનાજડ અને અવિચારી કરી મૂક્યો છે. બીજી બાજુથી જે પીડા દૂર કરી શકાય એમ હોય તે ન થવા દેવા બાબત તેને અત્યંત કાળજી રાખનારો અને પીડાનો સહાનુભવ કરનારો બનાવ્યો છે.

વિજ્ઞાન તથા ઉદ્યોગ યુગની પાછળ આવેલા સમાજવાદે પણ અહિંસાના એક દુર્લક્ષ પામેલા પણ મહત્ત્વના અંગને ખેડવામાં ભાગ ભજવ્યો છે. કેવળ શારીરિક પીડામાં જ હિંસા—અહિંસાનો ભેદ પારખવો પ્રમાણમાં સહેલો છે. પણ વિવિધ પ્રકારના શોષણ દ્વારા જે માનવ માનવમાં સૂક્ષ્મ હિંસા ચાલે છે તે પારખવી તેમ જ અટકાવવી કઠણ છે. જ્યારથી માનવસમાજ બંધાયો છે, ત્યારથી જેમ માંસાહાર વિષે તેમ જ અનેક હિંસક આદતો વિષે, જાણે તે અનિવાર્ય જ હોય એમ, તે માનતો આવ્યો છે. પણ વધારે વિચાર કરતાં માલૂમ પડે છે કે એવાં ઘણાં મન્તવ્યો આધાર વિનાનાં છે. આવા પ્રકારની અનેક હિંસક પ્રથાઓ તરફ ધ્યાન ખેંચવામાં સમાજવાદે બહુ મોટો ફાળો આપ્યો છે, અને શોષણને અનુકૂળ થનારી ઘણી માનવ વ્યવસ્થાઓ સામે લોકમત કેળવ્યો છે. એ મતો કેવળ વિચારના ક્ષેત્રમાં જ

રહ્યા નથી, પણ સમાજવાદી આદર્શ પર કેટલાક પ્રકારની સંસ્થાઓ અને રાજ્યોની સ્થાપના કરીને તેના પ્રયોગો પણ કરી બતાવ્યા છે. આ પણ અહિંસાનું એક દિશામાં વ્યવસ્થિત ખેડાણ છે.

આ પછી આપણો પોતાનો—ગાંધીયુગ આવે છે. ઈશુ ખ્રિસ્ત પછી અહિંસાના એ સૌથી મોટા આચાર્ય છે. એમણે જ પહેલી વાર જાહેર કર્યું કે, અહિંસા કેવળ નકારાત્મક–નિવૃત્તિ નથી, પણ એ એક પ્રવૃત્તિમાન બળ છે, અને બીજાં ભૌતિક કે આધ્યાત્મિક બળોની જેમ તેની પણ રીતસર યોજના અને ઉપયોગ કરી શકાય. વળી એમણે એમ પણ જણાવ્યું કે, સત્ય, અહિંસા વગેરે આધ્યાત્મિક ગુણો એકબીજાથી અલગ પાડી શકાતા નથી. એકનો અસ્વીકાર કરી બીજાને કેળવી શકાતા નથી. ખ્રિસ્તી ધર્મની શ્રદ્ધા, આશા અને પ્રેમ કે બૌદ્ધોની મૈત્રી અને કરુણાની વિધિરૂપ પરિભાષાને બદલે એમણે 'અહિંસા'ની નિવૃત્તિવાચક પરિભાષા વાપરી છે ખરી; પણ જેને તેઓ 'રચનાત્મક કાર્યક્રમ' કહે છે તેની સાથે તેને જોડીને તેમણે એ શબ્દમાં છલોછલ પ્રવૃત્તિ ભરી દીધી છે. રચનાત્મક કાર્યક્રમનાં અંગો તથા રીતોમાં ભલે દેશકાળની જરૂરિયાત પ્રમાણે ફેરફાર થયા કરે, પણ મહત્ત્વની વાત એ સમજવામાં રહેલી છે કે, કોઈ પણ પ્રકારની રચનાત્મક સેવા વિના અહિંસા કદી ઊંડું મૂળ ઘાલી શકે નહીં. વળી, એમણે એ પણ બતાવ્યું કે, અહિંસાનું કાર્યક્ષેત્ર જીવનના અમુક ભાગને જ મર્યાદિત નથી. મનુષ્ય જીવનની કોઈ પણ પ્રવૃત્તિ અને સમસ્યાઓને સગવડ માટે ધાર્મિક, રાજકીય, આર્થિક, સમાજિક, સાહિત્યિક, કલાત્મક વગેરે ગમે તે નામ આપીએ, પરંતુ તે દરેકનો હિંસક તેમ જ અહિંસક રીતે ઉકેલ આણી શકાય. ગાંધીજી અહિંસક ઉકેલનો જ આગ્રહ રાખવા શીખવે છે.

આ એમના સિદ્ધાન્તનું સામાન્ય વિવેચન ગણો. પણ છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન એમને જે ખાસ કોયડાઓનો મુકાબલો કરવો પડ્યો તે કેટલીક રાજકીય, સામાજિક અને આર્થિક પ્રથાઓને સુધારવાને લગતા હતા. આ ક્ષેત્રમાં બળવાન અને સંગઠિત માનવ દ્વારા નિર્બળ અને અસંગઠિત માનવોને થતા અન્યાયોનો સામનો કરવો, એ એમની ખાસ પ્રવૃત્તિઓ બની. એ ક્ષેત્રોમાં એમણે એક એવી વિધિ પેદા કરી કે જેથી અહિંસાને ચુસ્તપણે વળગી રહીને નિર્બળમાં નિર્બળ બળવાનમાં બળવાનનો સામનો કરી શકે. એ ખરું કે, જે સંજોગોમાં એમને કામ કરવું પડ્યું, તેમાં એમની દરેક પ્રવૃત્તિમાં એમને હિંસાનોયે કેટલોક ભેળ ચલાવી લેવો પડ્યો. એ ભેળ એમની ઇચ્છા વિરુદ્ધ હતો, અને એમના મત પ્રમાણે જે યશ મળવો જોઈતો હતો તેના કરતાં હમેશાં ઓછો અપાવનારો નીવડ્યો. ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમનાં જે ૧૭–૧૮ અંગો ગણાવાય છે, તે હમેશ માટે રહે કે ન રહે, અને તેમણે સૂચવેલી મર્યાદામાં રહે કે ન રહે, પણ એટલું તો મને નક્કી લાગે છે કે, અન્યાયનો પ્રતીકાર કરવાની એમણે નિર્માણ કરેલી 'સત્યાગ્રહ' કળા તથા તેની સિદ્ધિ માટે કોઈક પ્રકારની રચનાત્મક સેવાને તેની સાથે જોડવાની આવશ્યકતા, એટલું તો કાયમ રહેશે જ. હિંદુસ્તાનને પ્રાપ્ત થયેલી સ્વતંત્રતા—તેની ઊણપ સહિત–અહિંસાની સિદ્ધિનું તેમ જ, તેમની દૃષ્ટિએ, તેમાં થયેલા હિંસાના ભેળથી નિર્માણ થયેલી ખામીઓનું કાયમનું પ્રમાણ છે.

પણ આધુનિક કાળમાં હિંસા બે અતિ બીષણ સ્વરૂપોમાં ચમકી છે: એક યુદ્ધ અને બીજું પ્રજાકીય રમખાણો. યુદ્ધરૂપી હિંસા નવી તો નથી. પણ બીષણતા અને વ્યાપ્તિની દૃષ્ટિએ છેલ્લાં બે યુદ્ધોએ જગતનાં પાછલાં સર્વે યુદ્ધોને પાછળ પાડી દીધાં છે. યુદ્ધ એ આંતરરાષ્ટ્રીય હિંસા છે. પ્રજાકીય રમખાણો પણ કાંઈ અજાણી વસ્તુ નથી. એ પ્રજામાં અંતર્ગત યુદ્ધ છે. આંતરરાષ્ટ્રીય હિંસા કરતાં એ વધારે કઠણ અને સૂક્ષ્મ છે, કારણ કે એ પૂરી સંગઠિત પણ નથી હોતી અને અસંગઠિત પણ નહીં. આ હિંસા પણ, કદી નહોતી થઈ એવા રૂપમાં આ જમાનામાં નિર્માણ થઈ છે.

પહેલા મહાયુદ્ધે ઘણા ગંભીર માણસોને વિચાર કરતા કરી મૂક્યા હતા. તેમાંથી શાંતિવાદીઓનો એક વર્ગ ઊભો થયો. બીજા યુદ્ધ વખતે એમનામાંના કેટલાક હિંસાના ફરી હિમાયતી થયા ખરા, પણ કેટલાક અહિંસાને વળગી રહ્યા. રમખાણોની હિંસાના વિરોધીઓનો પણ અભાવ નથી. પણ આ બન્ને પ્રકારની હિંસા અટકાવવાની ઇચ્છા છતાં એ શી રીતે થઈ શકે, કઈ અહિંસાત્મક પદ્ધતિથી હિંસાને કારણ આપનારા કોયડાઓનો સંતોષકારક ઉકેલ આવે,

અથવા હિંસા ફાટે જ તો તેનો અહિંસક સામનો કરી શકાય, તેનો ચોક્કસ માર્ગ હજુ સ્પષ્ટ થયો નથી. એમાં તો શક નથી કે, પ્રેમભરી સેવા દ્વારા અને અહિંસક તથા સંગઠિત રચનાત્મક કાર્યક્રમ દ્વારા જ એવો માર્ગ ક્યારેય પણ મળશે, કે જેથી યુદ્ધ કે રમખાણોનાં બીજ વાવનારાઓના પ્રયત્નો સફળ જ થઈ શકે નહીં, એને શ્રોતાઓ કે અનુયાયીઓ મળે જ નહીં. લોકોની એવી પ્રતીતિ થવી જોઈએ કે, પોતાની પ્રજાના કોઈ ભાગની કે પરરાજ્યની હિંસા કરવા માટે ઉત્પન્ન થયેલી કોઈ પણ પ્રવૃત્તિને તેઓ કોઈ પણ પ્રકારની મદદ કરી શકે નહીં; ઝઘડો કે મતભેદ રાજકીય, સામાજિક, ધાર્મિક, આર્થિક ગમે તે કારણે હોય, તેનો હિંસાથી ઉકેલ લાવવા મથનાર સાથે તેઓ સહયોગ કરી શકે નહીં. અને તે સાથે જ તેમને બળાત્કારે તેમાં ખેંચવા કે જોડાવા તથા અન્યાયને વશ થવા ફરજ પાડનારનો સફળ રીતે અહિંસક સામનો કરવાનો તેમને માર્ગ માલૂમ પાડવો જોઈએ.

આનો ચોખ્ખો માર્ગ હજુ સ્પષ્ટ થયો નથી. કેટલેક અંશે હજુ આ અણખેડાયેલું ક્ષેત્ર છે. ગાંધીજીની વર્તમાન પ્રવૃત્તિ આ ક્ષેત્રમાં વ્યાપેલી છે. માર્ગ હજુ સ્પષ્ટ નથી, પણ કોઈ પણ ક્ષણે સ્પષ્ટ થાય એમ બને. દરમ્યાનમાં બીજા એટલું તો કરી શકે જ કે, નિષ્ઠાપૂર્વક સેવાકાર્ય ચાલુ રાખે અને પ્રતિહિંસા કરી દૂષિત ન થાય. જેમ આ સદીની શરૂઆતનાં વર્ષોમાં જ્યારે બ્રિટિશ સલ્તનત જેવી મહાન સત્તાથી સ્વતંત્ર થવાનો માર્ગ ન દેખાતો હોવાથી હિંદુસ્તાનના આગેવાનો અને તરુણો મુંઝાતા હતા અને ઘડીમાં આતંકવાદ અને ઘડીમાં કાયદેસર ચળવળની વચ્ચે ઝોલાં ખાતા હતા, ત્યારે ગાંધીજીએ તેને માર્ગ દેખાડી સફળ દોરવણી આપી, તેમ આપણે આશા રાખીએ કે, વર્તમાન આત્મઘાતક હિંસાનોયે ઉકેલ લાવવાનો સફળ માર્ગ દેખાડવાનો યશ ગાંધીજીને મળશે. ઈશ્વર તેમને તેમ કરવા શક્તિ આપો.

વર્ધા,

તા. ૮-૯-'૪૭ **કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# માસિક વિવેચન

<u>કોમી ઝેરનાં ઝાડ</u>

ઝીણા સાહેબે હિંદમાં બે કોમ અને બે રાષ્ટ્રનો વાદ જગવી હિંદની પ્રજામાં જે ઝેરનાં બી વાવ્યાં અને છૂટે મોઢે વેર્યાં, તેનાં હવે ઝાડ ઊગવા લાગ્યાં છે. જે સ્વતંત્ર પાકિસ્તાની હકૂમત તે માગતા હતા તે એમને મળી જાય તો, તેઓ કહેતા હતા કે, મુસ્લિમ હિંદ તેનું અને બાકીનું હિંદ તેનું કામકાજ મિત્રભાવે અને અરસપરસ મદદથી સુખે કરી શકશે; પરંતુ એ ખોટું પડ્યું છે. આજે તો સ્થિતિ એવી છે કે, આ બે હકૂમતો લડશે તો નહિ! અને તેથી ગાંધીજીએ સૌને સાવચેત કર્યા છે કે, હિંદને માટે જો એવો કાળો દિવસ લખાયો હશે તો તે અગાઉ પ્રભુ મને પોતાને ઘેર બોલાવી લે, એમ હું તો માગું છું.

અત્યારે બંને રાજ્યોમાં જે કાળો કેર વર્તી રહ્યો છે તેમાં નથી ધર્મ, નથી માણસાઈ, કે નથી કશી રાજ્યનીતિ. એને એક પ્રકારનું ખોટું ઝનૂન અને વેરાન્ધ પાગલપણું જ કહેવું જોઈએ. એણે આજે બંને રાજ્યો સામે ભારે જબરી મુસીબતો ઊભી કરી છે. અને બંને તરફની સામાન્ય પ્રજાને દુઃખના દરિયા ડહોળવાના કર્યા છે. પાકિસ્તાન મળી ગયા પછી આમ શું કામ થાય, એ સવાલ સૌને ઊઠે છે; પરંતુ એનો જવાબ અત્યારે ચોક્કસ અને સાફ રૂપે ભાગ્યે મળી શકે. એટલું ચોક્કસ કે, પાકિસ્તાન થવાથી કોમી કોકડું ઊકલશે એમ માનનારા આજે ખોટા પડ્યા છે. બલ્કે, તે પ્રશ્ન આજે તેની છેવટની ખરાબીએ પહોંચ્યો છે. અને તે વખતે, અંગ્રેજનો ત્રીજો પક્ષ વચ્ચે નથી, એ વસ્તુ લક્ષમાં લેવી જોઈએ. હવે જો કોઈ વચ્ચે હોય તો 'સંયુક્ત રાષ્ટ્રમંડળ' છે, કે જેનાં સભ્ય બંને રાજ્યો છે. આશા રાખીએ કે, એક જ દેશની બે હકૂમતો જગતનાં રાષ્ટ્રોના એ દરબારમાં દેશને લજવે એવી ખટાખટ કે ગાળાગાળી નહિ કરે અને પોતે પોતાનું કામ ઉકેલવા જેટલું શાણપણ બતાવશે.

બંને હકૂમતોની સરકારો લઘુમતીઓને પૂરું રક્ષણ અને સલામતી આપવાનું જાહેર કરે છે. પરંતુ આજે પ્રજાને એમાં ઝાઝો વિશ્વાસ પડતો નથી. તે નક્કર કાર્ય જોવા ઇચ્છે છે, કે જેથી વિશ્વાસ બેસે. હિંદી યુનિયનની પ્રજા, ખરેખર જોતાં, મુસલમાન નામે હિંદમાંથી જાય એમ ઇચ્છતી નથી. હિંદના

સૈકાંજૂના ઇતિહાસમાં, તેમાં વસતી બધી કોમો ઠેઠ ગામડાં સુધી એવી ઓતપ્રોત વણાયેલી છે કે, હિંદી માનસ ઊંડે ઊંડે આ બાબતની ઐક્ય ભાવનામાં આજેય સાબૂત છે. પરંતુ, જરૂર એમાં કારી ઘા થયો છે: અને એ મુસ્લિમ લીગે હિંદના મુસલમાનોને એમ શીખવ્યું, કે, તું એક અલગ રાષ્ટ્રનો નાગરિક છે, તારી પહેલી વફાદારી તેને છે, તેને આભારી છે. આથી હિંદમાં સવાલ ઊઠે છે કે, હવેથી હિંદી યુનિયનમાં રહેલા ૪–૫ કરોડ મુસલમાનોનું શું સમજવું? તેઓ આગળ પર પાછા બેવફા ન નીવડે? આનો જવાબ હિંદમાં વસતા મુસલમાનો મોઢેથી કેવળ ના ભણીને આપે, એની ઉપર લોકનો ઇતબાર નથી રહ્યો, અને એમાં વાંક તેમનો — તેમણે પાકિસ્તાન મેળવવા અર્થે જે કૂડકપટ, તોફાન અને બેવફાઈ કર્યાં છે તેનો છે. એટલે એમણે પોતાની કરણીથી આ અવિશ્વાસ દૂર કરવો જોઈશે: તો જ તે દૂર થઈ શકશે. હિંદમાં વસવા માગતો મુસલમાન ખરેખર પાકિસ્તાની નીતિમાંથી નીકળ્યો છે?

**શ્રી ખદીજા તૈયબજીનો ઠરાવ**

મુંબઈની ધારાસભામાં શ્રી. ખદીજા શફી તૈયબજીએ એક ઠરાવ મૂકેલો કે, પ્રાંતની મુસ્લિમ બાળાઓને માધ્યમિક શિક્ષણની પૂરતી સવડ મળે તે સારુ, સરકારે, ખાસ તેમને માટે, છાત્રાલયવાળી હાઈસ્કૂલો ઉઘાડવા ઉતાવળે પગલાં લેવાં. આવી સ્કૂલો ઇલાકાના દરેક વિભાગવાર એક એક અને એક મુંબઈ વિભાગ માટે, એમ ચાર ખોલવામાં આવે. આ ઠરાવ પાકિસ્તાન થયા અગાઉ મોકલવામાં આવ્યો હતો. ગઈ બેઠકમાં તેની ચર્ચા મોકૂફ રહેલી તે હમણાં ચાલતી પૂના બેઠકમાં પૂરી થઈ. શ્રીમતી તૈયબજીને એ ઠરાવ નવી પરિસ્થિતિમાં બેહૂદો અને બિનજરૂરી ન લાગ્યો, નહિ તો તે પાછો ખેંચી લેત; અને વડા પ્રધાન શ્રી. ખેરે પોતાના વ્યાખ્યાનમાં એવી ટકોર કરી છતાં તે ખેંચી લેવામાં ન આવ્યો. શ્રી. ખેરે સ્પષ્ટ કહ્યું કે, કોમવાર કેળવણીની વ્યવસ્થા કરવી એ સરકારની નીતિ નથી. પ્રજાનાં બધાં બાળકો માટે જે સામાન્ય વ્યવસ્થા છે એમાં સૌ કોમોને પૂરી સવડ મળી શકે એમ છે. મત લેતાં ઠરાવ ઊડી ગયો હતો.

આ એક એવો દાખલો છે કે જે પરથી કહી શકાય કે, ધારાસભાના સભ્ય બનવા જેટલા દરજ્જાવાળા મુસલમાન પણ હજી ગયા જમાનાની જ મનોદશામાં કામ કરે છે. જો તેઓ નવા જન્મેલા હિંદી યુનિયનના સિદ્ધાંતો સમજે અને એને વફાદાર રહીને ચાલવા ઇચ્છતા હોય, તો તેમને જણાવું જોઈતું હતું કે, બે–રાષ્ટ્ર–વાદ અને લઘુમતીના તગાદા–વાદ બેઉ સરખા જ ખોટા છે. અંગ્રેજોએ જગવેલી ઘાતક લઘુમતી-નીતિ હવે યુનિયન ન રાખી શકે, કેમ કે તેનાથી જ પાકિસ્તાન જન્મ્યું.

ઉપરની ચર્ચા પરથી હવે એક મોટો અને વ્યાપક સવાલ આપણા પ્રાંતને માટે ઊભો થાય છે: આપણે ત્યાં ત્રણ ભાષાવાર વિભાગો ઇતિહાસે સર્જેલા છે — ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક. તે પ્રમાણે સરકારે તેની ત્રણ ભાષાઓને માન્ય રાખી છે. ચોથી ભાષા ઉર્દૂને પણ થોડાક દાયકાથી માન્ય કરવામાં આવી છે. તેને 'પ્રાદેશિક' એક ભાષા ગણવામાં આવી છે. ઇલાકાના કયા એક પ્રદેશની તે ભાષા છે? આ કરનાર અંગ્રેજી રાજ્ય છે. તેનું કારણ ઉત્તરમાં ગયા સૈકાના પાછલા ભાગથી આદરેલી કોમવાર ભાષા વિચારવાની કુટિલ નીતિમાં રહેલું છે. હિંદી હિંદુઓની અને ઉર્દૂ મુસલમાનોની એવો ઝેરી ને જૂઠો પ્રચાર છૂપી રીતે ચલાવવામાં આવ્યો. એના જ આગળના ફણગારૂપે મુંબઈ સરકારે લગભગ પચાસેક વર્ષ ઉપર (?) અહીં ઉર્દૂને ઉત્તેજન આપવાનું શરૂ કર્યું: મુસલમાનો માટે પ્રાથમિક ઉર્દૂ શાળાઓ શરૂ કરી. આજે તે પ્રાંતભરમાં વધી પડી છે. તેને લીધે એક એવો ભ્રમ ઊભો થયો છે કે, મુસલમાનોની 'પ્રાદેશિક (!) ભાષા' ઉર્દૂ છે! બાકી, ખરું જોતાં તો, સામાન્ય રીતે અને મોટે ભાગે ગુજરાતી મુસલમાનની ગુજરાતી, મહારાષ્ટ્રી મુસલમાનની મરાઠી, અને કર્ણાટકીની કન્નડ બોલી જ છે. તેમાં તે વ્યવહાર કરે છે. એટલું જ નહિ, સમજણા અને આગળ પડતા ગણાતા મુસલમાનો પોતાનાં બાળકોને સામાન્ય શાળાઓમાં જ મોકલે છે અને ઉર્દૂ શાળામાં નથી મોકલતા, કેમ કે તેથી તે પછાત રહે છે.

આ પ્રમાણે પ્રાથમિક શાળામાં ગઈ પરદેશી સરકારે જુદાઈ કરી; પરંતુ તેણે પણ માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણમાં ઉર્દૂને નામે જુદી વ્યવસ્થા ન કરી. આજ સુધી તેવી માગણી મુસલમાનોએ કરી નહોતી, તે આ પાકિસ્તાની પ્રચાર યુગમાં થવા લાગી. મુસલમાનો માટે ઉર્દૂ કન્યા હાઈસ્કૂલની માગણીનો શ્રીમતી તૈયબજીનો ઉપર ચર્ચેલો ઠરાવ એનો એક અવશેષ લાગે છે. જો એ બહેન યુનિયનની સાચી વફાદારી અને સમજ વિચારત તો તે આવો ઠરાવ

તો ન જ મૂકત; બલ્કે તે સરકારને એમ કહેત કે, અમારે માટે અલગ ઉર્દૂ શાળાઓ છે તે હવે અમારે ન જોઈએ; સ્વતંત્ર રીતે જોતાં પણ એ અલગ શાળાથી અમારી કોમે સાચો ફાયદો નથી મેળવ્યો, પણ પોતાની અલગ પછાતતા જ સંઘરી રાખી છે. હવે આપણાં બધાં બાળકો સાથે ભણે, સાથે રમેગમે, એમાં જ સૌની સર્વ પ્રકારની ઉન્નતિ રહેલી છે.

જો તે બહેને આવું કાંઈક નિવેદન કરી પોતાના ઠરાવને પાછો ખેંચી લીધો હોત, તો ઉપર જે અવિશ્વાસની વાત કહી તેને દૂર કરવા પ્રત્યક્ષ કરણીનો પુરાવો મળત.

અલગ પ્રાથમિક ઉર્દૂ શાળાઓનો સવાલ હવે સરકારે અને પ્રજાએ વિચારવો જોઈએ. મુંબઈ ઇલાકામાં ઉર્દૂ પ્રાદેશિક ભાષા છે? જો ના, તો અંગ્રેજોએ શિક્ષણમાં ઊભી કરેલી એ ઊંધી નીતિનું હવે શું?

૨૨–૯–'૪૭

## હિંદુસ્તાની પ્રચાર સભાનો ઠરાવ

પાકિસ્તાની ભાગલા-નીતિને લઈને હિંદુસ્તાની પ્રચારના કામમાં હવે કાંઈ ફરક થશે કે કેમ એ બાબત અનેક જગાએથી શંકા કુશંકાઓ સેવાય છે. તેને શાંત પાડવાને માટે ઘટતો વિચાર કરી લઈ અખિલ ભારત હિંદુસ્તાની પ્રચાર સભાએ સ્પષ્ટતા કરવી જોઈએ. તેથી આખી પરિસ્થિતિનો વિચાર કરવા તા. ૬-૯-૧૯૪૭ના રોજ નવી દિલ્હીમાં, સભાના પ્રમુખ શ્રી રાજેન્દ્રબાબુને મકાને, તેમની અધ્યક્ષતા તળે, સભાની કાર્યવાહક સમિતિની બેઠક મળી હતી. તે જ દિવસોમાં દિલ્હી કોમી ઝેરવેરથી રગદોળાતું હતું.

સભામાં ગાંધીજી તો આવી શકયા નહોતા; પરંતુ સભા આગળ પ્રસ્તાવ રૂપે પોતાની સૂચના લખી મોકલી હતી. એ સૂચના ઉપર વિચાર કરી, તેને જૂજજૂજ ફેરફાર સાથે સભાએ મંજૂર રાખી છે અને નીચેનો ઠરાવ પસાર કર્યો છે. ઠરાવ મૂળ ભાષામાં જ નીચે ઉતાર્યો છે:—

> "હિન્દુસ્તાનકે દો હિસ્સે હો ગયે હૈં. એકકા નામ પાકિસ્તાન હૈ, દૂસરેકા નામ ઇંડિયન યૂનિયન. ક્યા હમારે દિલોંકે ભી ટુકરે હો ગયે હૈં? કોઈ કહતે હૈ હાં, કોઈ કહતે હૈ ના. ઇસી લિએ યહ ભી સવાલ પૈદા હુઆ હૈ, ક્યા હકૂમતેં દો બની હૈં તો રાષ્ટ્રભાષા ભી દો બનેંગી? ઐસા ભય તો રહતા હૈ આન્દોલન હો રહા હૈ કિ યૂનિયનકી નાગરી લિપિ[illegible] ઔર પાકિસ્તાનકી ઉર્દૂ લિપિમેં ઉર્દૂ રાષ્ટ્[illegible]
>
> અગર યહ બાત દોનોં ટુકરોંમેં કબૂ[illegible] તો સાફ સમઝ હોગા કિ દોનોં કે દિલ [illegible] ઇસસે અધિક દુઃખકી બાત ક્યા હો [illegible] ઇસ દુઃખકો રોકના હિન્દુસ્તાની પ્રચાર ખાસ ફર્જ હો જાતા હૈ. ઔર આશા [illegible] હૈ કિ હિન્દુસ્તાની પ્રચાર સભાકે સભાસ[illegible] હિન્દુસ્તાની ભાષાકે પ્રચારક હિન્દુસ્તાની, [illegible] ઔર ફારસી દોનોં લિખાવટોંમેં લિખી-પઢી ઉસકો ફૈલાનેમેં ભરસક મેહનત કરેંગે. સભા ઔર પરીક્ષાકી નીતિમેં કોઈ ફર્ક કરનેકી નહીં હૈ"

આ ઠરાવ કરીને સભાએ રાષ્ટ્રભાષા-પ્રચારકાર્ય[illegible] વખતે કીમતી દોરવણી આપી છે. આ કાર્ય રાષ્ટ્ર[illegible] છે. હિંદ કદી કોઈ એક જાતિ કે ધાર્મિક [illegible] દેશ હતો જ નહિ; આજે નથી. એની સંસ્કૃતિ[illegible] ઇતિહાસમાંથી સર્વશુભગ્રાહી ઘડાઈ છે. એ [illegible] એની રાષ્ટ્રભાષાના સ્વરૂપમાં અને નાગરી ઉર્દૂ લિ[illegible] પણ ઊતરેલી છે. આજનાં કોમી વાદળાંથી આ[illegible] જાય તો એ એક મોટી સાંસ્કૃતિક આફત જ [illegible]

આ ઠરાવથી બંધારણ સભાને પણ, જો તે[illegible] તો, ટકોર થાય છે. કૉન્ગ્રેસ પક્ષના બંધારણસ[illegible] સભામાં આ પ્રશ્ન વિષે ચર્ચા થઈ હતી: કમનસી[illegible] વાત ગણાય કે, તે સભ્યો ક્ષણિક વાતા[illegible] આવેગમાં તણાયા. પરંતુ તેમણે આખું કામ સમિતિ પર સોંપી ઓછામાં ઓછું ડિસેંબર મુલતવી રાખ્યું છે. આશા છે કે, ત્યારે તેઓ [illegible] વિચારી શકશે. કૉન્ગ્રેસના બંધારણમાં ઈ. સ. ૧૯[illegible] કલમ મુકાઈ છે કે, હિંદુસ્તાની દેશની રાષ્ટ્રભા[illegible] છતાં કૉન્ગ્રેસ પક્ષ આની સામે શી રીતે વર્તી[illegible] એ જ એક વિચિત્રતા છે.

સરળ હિંદી અને સરળ ઉર્દૂ બેઉને સમાવી એવી જે એક આમ ભાષા છે, કે જેને હિંદુ[illegible] કહેવામાં આવે છે અને જે કેટલાક નાગરીમાં કેટલાક ઉર્દૂ લિપિમાં લખે છે, તે ભાષા [illegible] રાષ્ટ્રભાષા થઈ શકે છે. કરોડો જે ભાષા બોલે [illegible] આ છે; તે નથી સંસ્કૃતિયા સાક્ષરી હિંદી કે [illegible] ફારસી-અરબીમય ઉર્દૂ. આ ભાષાને સ્વરાજની [illegible] આપણે બનાવીશું, તો તે એ રીતે ખીલી શકે [illegible] સમૃદ્ધ વારસાવાળી છે. એમાં સર્વ પ્રાંતના [illegible]

જોડાઈ શકશે. ઉત્તરના લોકો હિંદી ઉર્દૂ માટે લડીને આ રાષ્ટ્રીય પ્રશ્નને તેમના પ્રાંતનો જ કેવળ ન કરી મૂકે. રાષ્ટ્રભાષાનો સવાલ આખા દેશનો છે, એ ભુલાવું ન જોઈએ.

૨૧–૯–'૪૭

## નવા યુગ માટે યુનિવર્સિટી જોઈએ

ગુજરાત યુનિવર્સિટી સમિતિમાં સભ્ય તરીકે નિમાયો છું એટલે જ્યાં ત્યાં મિત્રો અને બીજા એક સામાન્ય સવાલ પૂછે છે, હવે યુનિવર્સિટી ક્યારે શરૂ થશે? કામ કેટલે આવ્યું? અને જ્યારે હું એમને કહું છું કે, હજી તો શરૂની એક સભા મળી તે મળી, પછી મળી નથી; અને પ્રજા જોગી પ્રશ્નાવલી પણ હજી તૈયાર થઈને બહાર પડી નથી. અને યુનિ૦ ક્યારે શરૂ થશે એ તો કોણ કહી શકે? પરંતુ નવું બંધારણ ઘડાય ને અમલમાં આવે તે અગાઉ ભાગ્યે થઈ શકે, એમ હું અંગત રીતે માનું છું;—આમ કહું છું ત્યારે તેઓ કાંઈક નવાઈ જેવું પામે છે, પણ આગળ ભાગ્યે જ કાંઈ કહે છે. પરંતુ આ બધા કુતૂહલની પાછળ ખરી રીતે તેઓ એ જાણવા આતુર હોય છે કે, હવે ગુજરાતને માટે નવી યુનિ૦ કેવી ઘડાશે.

અમદાવાદ બહારનાં કેન્દ્રોવાળા મળે છે તેઓ એમ કહે છે, તમે અમદાવાદવાળા યુનિ૦ કરવા માગો છો તો કરો; અમે જોઈશું કે શું કરો છો ને તે જોઈને નિરાંતે વિચાર કરીશું કે અમારે શું કરવું. અને અમદાવાદમાં યુનિવર્સિટી માટે કહીને જમીન રાખવાની વાતો છાપામાં આવે, પૈસા માટે માગણી આવે, તેથી આવા મતવાળા વળી વધુ મક્કમ બને છે. તથા લોક એમ પણ પૂછે છે કે, આ બધાને અને સરકારી કમિટીને શો સંબંધ છે? કેવી યુનિવર્સિટી, ક્યાં, કયા ઉદ્દેશથી, કયા ક્ષેત્રને માટે સ્થાપવી, એ તો આ કમિટી તપાસી કાઢીને સરકારને રિપોર્ટ કરશે ત્યાર બાદ સરકાર કાયદો ઘડશે ને નક્કી થશે. દરમિયાન જમીન ઇ૦નું 'ભેંસ ભાગોળે અને ઘેર છાગોળવાનું' શું કામ? આમેય ચર્ચાઓ ચાલે છે. અમદાવાદમાં કાપડની સાથે જમીનનાય સોદા હમણાં હમણાં વધી પડ્યા છે, તેમાંનું જ આ છે કે શું? વળી એક જણ જાહેરમાં કહે છે, ચરોતરમાં વલ્લભનગરમાં જેમ જમીનની જોગવાઈ થઈ તેમ ગુજરાત યુનિવર્સિટી માટે જોઈએ તો શું કામ ન કરવી? લાગતા-વળગતા લોકોએ આ બાબતમાં પ્રજાને વિશ્વાસમાં લેવી જોઈએ. અસ્તુ.

યુનિ૦નો સવાલ, ખરું પૂછો તો, આજે એક વિશાળ ને વધુ વ્યાપક ભૂમિકાથી જોવો જોઈએ, એમ લાગે છે. દેશમાં આજે જે નવયુગ જન્મે છે તેના પ્રશ્નોનું સ્વરૂપ હજી આપણને ઓછું જ સમજાયું છે; તેના આકલનની અને સમગ્ર દૃષ્ટિએ આંકણી કરવાની તો ત્યાર પછીની વાત. દેશનું બંધારણ ઘડાય છે; પ્રજા પોતાની આઝાદીનો સ્વાદ ચાખતાં કળ મરડીને ઊઠવા મથે છે; તેનેય ખબર નથી કે સૈકાંની ગુલામી પછી પોતે કેવી અને ક્યાં છે. એવી પ્રજાને એકસાથે કેટકેટલા સવાલો ઉકેલવાના આવી પડ્યા છે! તેમાંનો એક આ નવયુગ માટે યુનિ૦ સ્થાપવાનો છે. તે કેવળ જમીનની જોગવાઈનો નથી, કે નથી કેવળ નાણાંનો. પ્રજાએ પોતાના સમગ્ર સંસ્કાર-આત્માને પારખીને, આજના જગતમાં પોતે ઝળહળે અને શોભે તેવી રીતે નાગરિકને કેળવવાને માટેના શિક્ષણની જોગવાઈ કરવાનો છે. તેથી કરીને આ સવાલને કેવળ જૂની યુનિવર્સિટીની દૃષ્ટિથી કે તેણે ઊભી કરેલી કે વિચારેલી પરંપરાથી જ જોવો ન જોઈએ. સરકારી કમિટી પાસે અમૂર્ત રૂપે આ મોટો કોયડો પડેલો છે; ભલે એના કાર્યનિર્દેશમાં એ રીતે તે શબ્દબદ્ધ ન થયો હોય; પરંતુ છે તો એ જ. મહિને મહિને અને પક્ષે પક્ષે હિંદની સ્થિતિ આજે ફરે છે. એવા ક્રાંતિયુગમાં કઈ ધારણે આ સમિતિ કામ કરી શકે?—એ એણે તપાસવું જોઈશે. પરંતુ એ તેનું જ કામ નથી; પ્રજાનું પણ છે,—તેનું વિશેષે છે. સિંધમાં નવી યુનિવર્સિટી જન્મે છે; પૂર્વ પંજાબમાં નવી જન્મે છે; ઓરીસા, આસામમાં જન્મે છે; ઉદેપુરમાં એક નમૂનો તૈયાર થાય છે; રજપૂતાના પોતાને માટે એક ઘડે છે. પૂર્વ પંજાબ પણ વિચારે છે. એમ જ આપણે ત્યાં પણ અંતસ્તાર વિચારાય છે. દરેકની નીતિરીતિ કેવી ચિત્રવિચિત્ર છે! જાણે આંધળાનો ગોળીબાર! વાત એમ છે કે, પ્રશ્ન કેવળ પ્રાંતિક નથી, રાષ્ટ્રીય છે; અને તેની ભૂમિકા આખો માનવસમાજ છે. કોમી ઝેરવેર, જુનવાણી સંસ્કૃતિની અસ્મિતાઓ, પ્રાંતિક અને આર્થિક સંકુચિતતાઓ, તથા સંસ્કૃતિ પર ઘા કરી ગયેલા પરરાજ્યનું કચડતું ભારેણું—આવી આવી કંઈ કંઈ આડીઅવળી વાડો પડેલી છે. એટલે કયા પાયારૂપ સિદ્ધાંતો સ્વીકારીને આ બધા છૂટક પ્રયત્નો આગળ ચાલવા જોઈએ? પ્રાચીન હિંદી સંસ્કૃતિ અને તેના સનાતન કે નિત્યનવા પ્રવાહની અખંડતાને આમાં શી રીતે ઉતારવી?—આ પ્રશ્નો અખિલ ભારતીય ભૂમિકાએ

પણ સામાન્યપણે ઝણાવા જોઈએ. કહો કે, રાષ્ટ્રના શિક્ષણમાં નવમંત્ર હવે જરૂરનો છે. એ કામ આ યુગના નિર્માતા ગાંધીજીનું છે: તેમણે તે કરવું જોઈએ. જેમ એક વેળા વર્ધાશિક્ષણનો વિચાર એમની પ્રતિભામાંથી પ્રગટી આવ્યો, તેવો જ આ પ્રસંગ ગણાય. પરંતુ આજે મોટો સવાલ તો એ છે કે, હિંદ ગાંધીજીને સાંભળશે? સાંભળવા માગે છે?

૨૧-૯-'૪૭

**ટયૂશનનો પ્રશ્ન**

કાચા કે પાછળ રહી ગયેલા વિદ્યાર્થીને મદદ કરવાના સમજી શકાય એવે કારણે ખાનગી ટયૂશનની પ્રથા ચાલુ થઈ. ધીમે ધીમે તેમાંથી આજે એ એટલી બધી વધી પડી છે કે, એ એક મોટો સામાજિક અને શૈક્ષણિક પ્રશ્ન થઈ પડ્યો છે! એની અંદર ભણતર અને પરીક્ષા પદ્ધતિ જ નહિ, પરંતુ આર્થિક અને સામાજિક કારણો પણ ભળ્યાં છે. પરિણામે એ એક દોષચક્ર જ બની ગયું છે. આથી શિક્ષણના કાર્યને તથા ધંધાને પણ હાનિ પહોંચી છે. અને એ બધું એવું મહત્ત્વનું છે કે, સરકારે અથવા યુનિવર્સિટીએ એક કમિશન નીમી એ આખી વસ્તુની નિષ્પક્ષ તપાસ કરાવવી જોઈએ. રાષ્ટ્રના શિક્ષણની પુનર્ઘટના કરવા માટે આ એક જરૂરી તપાસનો વિષય છે. તેમાં તેણે ધ્યાન દઈ ઘટતી તપાસ કરાવી તેનું પરિણામ પ્રજા આગળ મૂકવું જોઈએ, જેથી તે પ્રથામાં ક્યાં શો સુધારો જરૂરનો છે ને તે અંગે શું કરવું, તેની સૂઝ પડી શકે. આ પ્રશ્ન મુખ્યત્વે મોટાં ગામો ને શહેરોમાં છે, તેથી તેની અસર ઓછી ન સમજવી જોઈએ.

**લોકશાળાને સફળ કરો**

શિક્ષણના કાર્યનું મધ્યબિંદુ શિક્ષક છે, એ તો સ્વયંસિદ્ધ વસ્તુ છે. તેમાંય પ્રાથમિક કેળવણીને માટે તો આ વસ્તુ વિશેષે સાચી છે. એટલે પ્રાથમિક કેળવણીના સુધારનો પ્રશ્ન છેવટે જોતાં તેને માટે યોગ્ય શિક્ષક તૈયાર કરવાનો છે. તેથી આ અધ્યાપન મંદિરો અને તેમાં લેવાના ઉમેદવારોની લાયકાત — આ બાબતમાં હવે મુખ્ય ધ્યાન આપવું જોઈએ. એમાં એક વસ્તુ તરત જોવાની જરૂર છે: સંગીન અને સાચા રાષ્ટ્રીય પાયા પર પ્રાથમિક કેળવણી ઘડવી હોય તો હવે એ સ્પષ્ટ સમજી લઈને ચાલવું જોઈએ કે, તેનો શિક્ષક થવાને માટે સાત ધોરણ પાસ ('વી૦ એફ૦') થવા જેટલી સામાન્ય અભ્યાસની તૈયારી પૂરતી નથી; એનું ધોરણ ઊંચું કરવું જોઈએ. બહુ સારી વાત છે કે, સરકારે આ દૃષ્ટિએ વિચાર કરીને સાત ધોરણ પછી બીજાં ત્રણેક વર્ષના વધુ અભ્યાસક્રમવાળી લોકશાળા નામથી નવી માધ્યમિક શાળાનો પ્રયોગ આદર્યો છે. એ પ્રયોગને સફળ કરવા માટે તેણે હવે સક્રિય પગલાં લેવાં જોઈએ. તે પ્રયોગમાં તે ઘટતું ધ્યાન આપે. અને તે ઉપરાંત લોકમત સાફ કરવા માટે પણ કેટલાંક પ્રાથમિક પગલાં તેણે ભરવા જેવાં છે, કેમ કે આજે એ પ્રયોગ વિષે સરકારી નીતિ લોકો આગળ સ્પષ્ટ નથી. અમુક નક્કી વરસ પછી નવા શિક્ષક લેવામાં આવશે તે આ લોકશાળાની પરીક્ષા પાસ કરનાર ઉમેદવારોને જ લેવામાં આવશે, એમ જાહેર કરવું જોઈએ. અને દરમિયાન, જેઓ આ નવી શાળાના વિદ્યાર્થી હશે તેમને પહેલી પસંદગી આપવાનું ધોરણ રાખવું જોઈએ. તો જ આ નવી શાળાને કાંઈક પ્રતિષ્ઠા પણ મળશે. તેને સારુ લોકશાળાને એક વ્યવસ્થિત ગુજરાતી માધ્યમિક શાળા જેવા મોભાથી ચલાવવી જોઈએ. અને આજની (વ૦ ફા૦) શાળાન્ત પરીક્ષા શિક્ષક થવાને માટે પૂરતી નહિ ગણાય, એવી નીતિ ગ્રહણ થવી જોઈએ. પ્રાથમિક કેળવણીને સંગીન પાયા ઉપર આણવી હોય તો આ તરત ભરવા જેવું મહત્ત્વનું પગલું છે.

મ૦

## સાભાર સ્વીકાર

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ, તરફથી:— **ઓખાહરણ**: સંપાદક: મણિલાલ પ્રભાશંકર વ્યાસ કિં. ૦-૮-૦ **સુદામાચરિત્ર** લે. મહાકવિ પ્રેમાનંદ કિં. ૦-૩-૦ **શ્રમણ નારદ અને પાંડુ ઝવેરી**: અનુ૦ પદ્માવતી દેસાઈ કિં. ૦-૩-૦ **દુષ્યંત શકુંતલા અને બીજી વાતો**: પ્રયોજક રામચંદ્ર નારાયણજી પંડયા. બી. એ. કિં. ૦-૬-૦ **ભક્ત રોહિદાસ**: સંપાદક: મંગળજી ઉદ્ધવજી શાસ્ત્રી કિં. ૦-૩-૦ **शिवमहिम्नः स्तोत्रम्**: ભા કર્તા વિષ્ણુદેવ સકળેશ્વર પંડિત કિં. ૦-૩-૦.

ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ, તરફથી:— **પરિભ્રમણ ભાગ ૨ જો**: લે. ઝવેરચંદ મેઘાણી કિં. ૩-૮-૦ **સાથી**: લે. રામનારાયણ નાગરદાસ પાઠક; કિં ૫-૦-૦ **સોહાગ**: લે રામનારાયણ નાગરદાસ પાઠક; કિં. ૨-૮-૦ **ગુજરાતી ભાષાલેખન**: લે. કેશવરામ કા. શાસ્ત્રી; કિં. ૫-૦-૦ **સ્વાતંત્ર્ય યજ્ઞ**: (ચિત્રસંપુટ) ચિત્રકાર ચંદ્ર ત્રિવેદી કિં. ૨-૪-૦.

# નવું વાચન

**વ્યાજનો વારસ** લે: ચૂનીલાલ મડિયા; પ્ર૦ લક્ષ્મીદાસ ગાંધી, જોરાવરનગર; કિં૦ ૪–૪–૦. પા. ૩૧૨+૮.

'ઘૂઘવતાં પૂર'ની સાથે સાહિત્યક્ષેત્રમાં રેલાયેલા લેખકની લાંબી — નવલ કથા આ છે. ભાષાનું જોમ 'પૂર' પેઠે ઘૂઘવે એ તો ઉઘાડું છે; પરંતુ આ ચોપડીમાં એમ લાગ્યુ કે, એનું મૂળ તળપદું જોર ક્યાંક ક્યાંક જરાક શહેર-વછું મંદ બન્યું ન હોય! પરંતુ, લઘુકથાના ટૂંકા રેલા કરતાં નવલકથાના લાંબા પ્રવાહથી પણ વચ્ચે ક્યાંક એવું લાગે એટલું જ.

મહાભારતના પેલા પ્રસિદ્ધ સુભાષિતની પછવાડે વાર્તાનું વસ્તુ લેખકે મૂક્યું છે —

अर्थस्य पुरुषो दासः
दासस्त्वर्थो न कस्यचित् ।

પુરુષ અર્થનો દાસ છે, પણ અર્થ તો કોઈનો દાસ નથી. સમાજમાં અર્થ એવી પ્રબળ તાકાત છે કે, વ્યવહાર, અને કોઈ વાર તો ધર્મ તથા નીતિ પણ, એને જ વશ વર્તે છે તેથી, એવા પ્રબળ અર્થથી સંભાળીને ચાલજો, એમ મહાભારત કહે છે. પરંતુ કહેનાર તે પરથી એમ પણ તારવી શકે કે, માટે અર્થ પર બીજું કાંઈ આરૂઢ કરવા રખે ફોગટના મથતા. જેમ કે, આજે ઘણા એમ કહે. લેખક એમની કથામાં બીજા મતને નહિ, પણ પહેલાને સમર્થે છે, અને અર્થને જ કેવળ જોઈને ચાલનારાં કથાનાં પાત્રો અંતે વિનાશે અને અર્થહીનતાએ પહોંચે છે, એમ બતાવે છે.

વાત ટૂંકમાં આ પ્રમાણે છે —

આભાશા કરીને એક જૈન શેઠ છે. ઘરનો ધંધો વ્યાજવટું છે; લક્ષ્મીનો ઘરમાં વાસ છે પણ શેઠ અપુત્ર છે, તેમાંથી મોડે મોડે પુત્રરત્ન જન્મે છે. 'વ્યાજના વારસ' બનેલા એ બાળાશેઠનું નામ રીખવ પાડવામાં આવે છે.

શેઠની વિધવા બહેન અમરત છે તે તેના ભાણા દલુની સાથે ભાઈને ત્યાં જ રહે છે. આ જાજરમાન બાઈ વાતનું મુખ્ય અમંગલ પાત્ર છે. તે બાઈનો સાગરીત અને યાર આભાશા શેઠનો જ મુખ્ય મુનીમ ચતરભજ છે. તેને એ બાઈનો ગુરુ ગણો તો શેઠનો ગુરુ વિમલસૂરિ કરીને જૈન યતિ છે. શેઠ તેમની અનુજ્ઞામાં રહી બધો વ્યવહાર કરે છે અમરત ચતરભજની શીખમાં અને સંતલસમાં રહી વર્તે છે

આમ ગોઠવાયેલા ઘરસંસારમાં રીખવનું લગ્ન પ્રથમ મોટો બનાવ આવે છે. રીખવ, દલુ અને ચતરભજનો છોકરો ઓધિયો સાથે ઊછરે છે. રીખવ અમનચમનમાં ઊછરે એ ઉઘાડું છે. જૈન સંસ્કાર એમાં આડે નથી આવતા.

દલુ અને ઓધિયો રીખવને આશરે અમનચમન ચાખે અને એ મળતા રહેવા તજવીજ કરે છે; રીખવને સંગીતની અને જલસાની લતે ચડાવે છે. તેમાં મદ્ય અને યારી પણ ઉમેરાય છે. પડોશના એક આશ્રિત મુસલમાનની છોકરી એમી ભોગ બને છે. આભાશા પુત્રનાં આવાં લખ્ખણ પામી જઈ તેને પરણાવે છે

રીખવની પત્ની સુલેખા સુલેખા જ ન[illegible] છે; તે ચિત્રકળાની શોખીન છે. આમ સ[illegible] ભિન્ન બે કળા પણ એ ઘરમાં સાથે થાય છે; પરંતુ રીખવ કળાનો રસભોગી છે; વાર્તાકાર સુલેખાને 'રસયોગી' તરીકે ચીતરવા પ્રયત્ન કરે છે. પહેલા જ મિલનમાં આ ભેદ આખરી હદે પહોંચે છે: રીખવ સુલેખાને તરછોડે છે; સુલેખા ત્યક્તા-જીવન ગાળે છે, જેમાં પોતાની ચિત્રકળાસખી જોડે છે.

કથા આગળ વધે છે હવે અમરત અને ચતરભજનાં કરતૂતોથી. અમરતનો દલુ કુંવારો છે, તે પરણવો જોઈએ; તેને મામાની પેઢીમાં કોઈ પૂછતુ નથી, તેને તેમાં સ્થાન હોવું જોઈએ. અને ચતરભજે પોતાની મુનીમી પુત્ર ઓધિયાને વારસાગત અપાવવી જોઈએ. આ રીતે, આ બે પતિતાત્માઓને બેએ મળીને કરી શકાય એવાં કામો કરવાનાં જાગે છે. બેકુ તેમાં સાથે થઈ વળી વધારે પડે છે. अर्थस्य दासः पुरुषः ।

એમીની બદચાલ તેના સાસર-પક્ષમાં છતી થાય છે. તેથી રીખવ પર વેર લેવા તાકતા તે પક્ષને કુમકમાં લઈ અમરત અને ચતરભજ રીખવનું ખૂન કરાવે છે: આભાશા હતા તેવા પાછા 'વ્યાજના વારસ' વગરના થઈ રહે છે. શેઠાણી પોતાની નાની બહેન સાથે શેઠને ફરી પરણાવે છે. તેથી અમરતે ધારેલું ઘર અને પેઢીનું રાજ હાથમાં નથી આવતું, ત્યાં તો શેઠ માંદા પડે છે અને સુલક્ષણી પુત્રવધૂ સુલેખાને વીલ કરી આપે છે. સુલેખા પેઢીનો કારભાર ધર્મ અને દયાથી ચલાવે છે. અમરત-ચતરભજે હવે આ નવી પીડાનું ઓસડ કરવું જોઈએ. તે સારુ એ બે જણ છેવટની હદે જાય છે — મરણપથારીએ પડેલા આભાશાને તેની સગી બહેન અમરત (પેંતરો રચી નવી ભાભીની ખડી નજર ચૂકવીને) ઝેર પાઈ દે છે. પરંતુ, તેથી પેલા વીલનું શું થાય? એટલે અમરત ચતરભજથી છાની રીતે (એમ શું કામ, એ સમજાતું નથી.) નવો દાવ રમે છે — નવી ભાભીને મહિના છે એમ જૂઠ ચલાવી એક થોડા જ વાસાના ધાવણા બાળકને મેળવીને તેને અવતરેલા પુત્ર તરીકે ઓઢવી દે છે. નવી ભાભી રાજી થાય છે અને અમરતનું રાજ્ય ઘરમાં સ્થપાય છે. નવા બાળાશેઠ પદમ પાંચ વર્ષના થાય છે; અમરતનો દલુ શેઠ થાય છે, પરણે છે; અને તેનો મિત્ર ઓધિયો મુનીમ બને છે.

આમ બધું સરાણે ચડયુ લાગે છે ત્યાં વળી વિઘ્ન આવે છે: દલુ ને ઓધિયો લડી પડે છે, જેમાં અમરતનાં ઢાંક્યાં ઓધિયો ઉઘાડાં પાડે છે. તે જાણતાં, સમતા ગુમાવી બેસી અમરત ઓધિયાને લાગલો જ મુનીમપદેથી કાઢી મૂકે છે. ચતરભજ, છંછેડાયેલા સાપ પેઠે, એનું વેર લેવા પાંચ વર્ષના પદમનું ખૂન કરાવે છે. આમ બે દુષ્ટ સામોસામે થઈ ખતમ થાય છે. અંતે અમરત ગાંડી થઈ જાય છે; ચતરભજ ઘડપણમાં આંધળો ભિખારી થઈ બટકી મરે છે. પાપ તેના ભારે જ પડી ભાંગે છે.

ઉત્સે કથાનું મંગળ આ પ્રમાણે આવે છે—માતાની દુષ્ટતા જાણતાં, કૈકેયી સામે ભરત જેમ, દત્ત અમરતને તિરસ્કારે છે અને પોતાના ભાઈ અને બાળગોઠિયા રીખવનું સ્નેહસ્મરણ કરી પેઢીનું કામ ધર્મબુદ્ધિથી સંભાળે છે; આભાશાના વીલ પ્રમાણે તે સુલેખાને સોંપે છે. સુલેખા બધી મિલકતને રીખવની સ્મૃતિમાં અન્નક્ષેત્ર માટે અર્પી પોતે તેની ટ્રસ્ટી બનીને રહે છે. અને એમ તે સ્ત્રીની રસયોગની સાધના પૂરી થતી લેખક બતાવે છે. એ વસ્તુ સ્થૂલરૂપે બતાવવા લેખક આ વાર્તામાં એક ઉપકથાનક ચલાવે છે તે એમીનું. એમીને રીખવથી પુત્ર છે, જેને તેનાં સાસરિયાં તરફથી ફેંકી દેવામાં આવેલો. ફેંકી દીધેલો બાળક એક બાવાની ટોળીને હાથ ચડે છે અને તેમાં ઉછરીને તે તેના મહન્તનો પટ્ટશિષ્ય બને છે. એમી સ્ત્રીના બીજે નામે રંખડતી પદમની જ ધાવ બને છે. રીખવની આ બે અવશેષ-વિભૂતિઓ અંતે અન્નક્ષેત્રમાં છતી થાય છે. સુલેખા પેલા બાળા-મહંતમાં પોતાના પતિની પ્રતિકૃતિ જોઈ તૃપ્ત થાય છે, અને તેની સખી સ્ત્રી (એમી) પોતે ખોયેલો—મરી ગયેલો માનેલો પુત્ર સદેહે જોઈ રાજી રાજી થઈ જાય છે.

અને આવા સુખ-મિલનને ધન્ય પ્રસંગે ગાંડી અમરત અને આંધળો ચતરભજ પણ જીવે છે તો ખરાં, પણ ધન્ય થવાને નહિ, પણ પોતાનાં પાપની શિક્ષામાં સબડવા માટે.

વાચક જોશે કે, આમ આ કથાનું વસ્તુ કાર્યપૂર્ણ અને રસીલું છે. લેખક જણાવે છે કે, "કથાની ભૂમિકા તરીકે થોડા દાયકા પહેલાનો સમય કલ્પ્યો છે." અને, "કહેવાની આવશ્યકતા નથી કે આ કથા સાદ્યન્ત કલ્પિત જ છે. અને છતાં પાંચમા પ્રકરણમાં ગુજરાતની ભૂતકાલીન શરાફી અને નાણાવટ અંગેનું જે લખાણ છે, તે કથામાં રંગ પૂરવા પૂરતું જ રજૂ કર્યું છે" આ ઉપરાંત પણ કથામા જૈન ઘરસંસારનું ચિત્ર, તેની ભારોભાર પરિભાષામાં, લેખક રજૂ કરે છે, તે પણ એક નોખું રસબિંદુ ગણાય. કથા કલ્પિત ભલે છે; પણ તેનો અર્થ તો એટલો જ કે, અનેકવિધ સાચી કે સાંભળેલી વાતોમાંથી લેખકે પોતાના કલ્પનાબળે, આ વાર્તાના હાડચામ અને માંસ તૈયાર કર્યાં છે જેમ કે, એમીનો છોકરો બાવાઓ સાથે ઉછરે છે તેમા પ્રખ્યાત ભોવાલ સંન્યાસી કેસની યાદ આવે છે.

જે બદચાલ, બદદાનત અને બદનસીબભર્યો ધની લોકનો ઘરસંસાર ચીતરવામાં આવ્યો છે, એય કાંઈ, છૂટક છૂટક, ક્યાંક ક્યાંકથી ન સાંભળવામાં આવી હોય એવી વિગતોવાળો નથી કથાકાર એ બધીને એકસૂત્ર કરી એક કથા બનાવે છે એટલું જ, જે સાવ અશક્ય નથી લાગતી. પરંતુ અમરત એક બાઈમાણસ ખૂનના નાદે જે ચડી છે, તે એક બાઈમાણસ માટે શક્ય ખરું? અર્થનું દાસત્વ ભલભલું કરાવે છે એની તો ના ન કહી શકાય

આ કથામાં ત્રણ પાત્રો ખાસ આગળ પડતાં છે— અમરત, સુલેખા, વિજયસૂરિ. તેમાંનાં પહેલાં બે કાર્યમાં ભાગ લે છે; વિજયસૂરિ, ભારતકથામા વ્યાસ પેઠે, સર્વત્ર છતાં પડદા પાછળ ગુરુપદે કામ કરે છે. પરંતુ એની પ્રતિભા વ્યાસ જેવી નથી. કથાના કાર્યની દૃષ્ટિએ તે કાંઈ જ મુદ્દાનો નિર્ણય કરતા કે કરાવતા નથી. સંસારી બાબતોમાં પડાય નહિ, જૈન શાસ્ત્ર પ્રમાણે તેમાં અનુમોદન કે સહાનુભૂતિ સરખી પણ પાપ ગણાય, તે પ્રમાણે વર્તતાં છતાં સૂરિજી તેમાં ખાસ્સો રસ લે છે. દૂર દૂર વિચારતાં છતાં, તેમનો જીવ આભાશાના સંસારની વાતોમાં હોય છે. લેખક એ નથી બતાવતા કે સૂરિજી પૂર્વાશ્રમમાં તેના કશા સંબંધી હતા કે શું. જીવનનો અમુક આદર્શ લઈ કામ કરનાર ચીતરેલી સુલેખા જેટલીય ખાસ કોઈ નિષ્ઠા તેમનામાં તરી નથી આવતી. પરંપરીણ સામાન્ય યતિ જેવા જ એ લાગે છે.

તો પછી એ પાત્રનું કથામાં શું કામ? એક અનુમાન જાય છે: લેખક જૈન સંસારની કથા ચીતરે છે. જૈન કથાઓમાં એક ખાસિયત જૂનેથી જોવા મળે છે તે એ કે, ભોગ-શૃંગાર વૈભવવિલાસથી ખદબદતો ઘરસંસાર ચીતરવામાં આવે, તેમાં શ્રેષ્ઠી કે રાજકુમાર કે એવું પાત્ર મુખ્ય હોય. આનું વર્ણન જોતાં ને વાંચતાં પણ ઉત્તેજકતા નીપજે એવું હોય. તેમાંથી અંતે વૈરાગ્ય ઊપજતો બતાવવામાં આવે; એકાદ મુનિ આવે અને તે દીક્ષા આપે. જેટલું રસતરબોળ પૂર્વજીવન તેટલું જ રસવર્જી જીવન પછી થઈ ગયું એમ બતાવવામાં આવે. કેટલીય કથાઓ આવી જ હોય છે લેખક જૈન કથાઓની આ વસ્તુ તરફ એક સ્થળે ટકોર કરે છે સુલેખા રીખવની શૃંગારી ભાષા પર ટકોર કરે છે ને કહે છે—

"આવું કવિ લોકોને શોભે એવું બોલતાં શાસ્ત્રી પાસેથી શીખ્યો લાગે છે."

રીખવ જવાબ આપે છે—"એમાં શાસ્ત્રીજીનો વાંક શા સારુ કાઢે છે? એ તો બિચારા આપણા ધર્મગ્રંથો હું સમજી શકું એ આશયથી મને હેમાચાર્યના સમયની અપભ્રંશ ભાષા શીખવે. પણ એ સાધુએ જ સામા માણસને રોમેરોમ સળગાવી મૂકે એવી રસભરપૂર ઉત્તેજક ગાથાઓ રચી છે એનું શું કરવું? એ સમયના સાધુઓ પણ કેટલા બધા રસિક હતા!" (પા. ૮૦)

*જૈન ગાથાઓનો પૂર્વભાગ*—'રોમેરોમ સળગાવી મૂકે એવો' ઉત્તેજક ભાગ—તો લેખક અહીં માત્રામાં રહીને ઉતારે છે. પરંતુ પછીના ઉત્તરભાગના આદર્શમાં એ ફેરફ કરે છે, અને તે એ કે, સુલેખા સાધ્વી નથી થતી પણ 'રસયોગી' બને છે; અને વિજયસૂરિ એને અનુમોદે છે. અર્વાચીન યુવાન જૈનોમાં દીક્ષા બાબત અમુક વિચારફેર થયો છે, તેને પરિણામે આ હશે? તે અંગે કહેવું જોઈએ કે, આ ફેરને કથામાં ઉતારવામાં લેખક એટલી સચોટ અસરકારકતા આણી નથી શક્યા. વિજયસૂરિ જૂના જૈનદર્શનવાળા જ લાગે છે સુલેખા નવા જમાનાની માની શકાય; પરંતુ તેના પાત્રાલેખનમાં એ વાતનું ચિત્ર નથી આવતું. રીખવના ભોગવિલાસને ચીતરવામાં આવ્યો છે તેમ કદાચ આ ચીતરવું અઘરું હોય, એમ બને. જૂની

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये







વર્ષ ૬ અંક ૧૦

ઑક્ટોબર નવજીવન, અમદાવાદ ૧૯૪૧

# શિક્ષણ અને સાહિત્ય

ઑક્ટોબર, ૧૯૪૭

વર્ષ ૬ અંક ૧૦

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (કુચા મહાજની, ચાંદની ચોક) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, **અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૬—અંક ૧૦] | અમદાવાદ | [ઑક્ટોબર, ૧૯૪૭


## શિક્ષણ ઉપર રાજ્યનો અંકુશ

શિક્ષણ ઉપર રાજ્યનો અંકુશ હોય?

૧૯૦૫ના બંગભંગ પછી હિંદુસ્તાનમાં જે નવી જાગૃતિ આવી, તેમાંથી સ્વરાજ્ય, રાષ્ટ્રીય શિક્ષણ, સ્વદેશી અને અંગ્રેજી માલનો બહિષ્કાર એવો ચતુર્વિધ કાર્યક્રમ ઊભો થયો. અંગ્રેજોએ જે જાતની શિક્ષણપ્રણાલિકા દેશમાં ઊભી કરી હતી, તે પ્રત્યે અસંતોષ ધરાવનારો એક વર્ગ તે પહેલાંયે હતો જ. ઉપરની ચળવળ પછી એ અસંતોષ એટલો તીવ્ર થયો કે તે રાજકીય ક્ષેત્રમાં પણ આવ્યો.

૧૯૦૫થી '૧૫ના કાળમાં એ ચળવળ સાવ ઊંઘી તો નહોતી ગઈ, પણ ઘણી મંદ પડી ગઈ ખરી. બંગભંગ રદ થવાથી જે અસંતોષમાંથી એને પોષણ મળ્યું હતું તે મળતું અટક્યું તેનું એ સ્વાભાવિક પરિણામ હતું.

૧૯૧૫ની આસપાસમાં ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યાં અને ફરીથી રાષ્ટ્રીય શિક્ષણના પ્રશ્નને વેગ મળ્યો. એમણે રાષ્ટ્રીય શિક્ષણની સ્વતંત્ર શાળા અને યોજના ઊભી કરી, કેટલાક સિદ્ધાંતો ઠરાવ્યા, અને કાકાસાહેબ વગેરે કેટલાક તેજસ્વી, વિદ્વાન, ઉત્સાહી, સમજવાળા તથા સ્વરાજ્યની ભાવનાથી તરબોળ તરુણોનું જૂથ ભેગું કર્યું, અને નવા શિક્ષણનો પાયો નાંખ્યો.

થોડા જ વખતમાં એમના જ પ્રભાવથી આખા હિંદુસ્તાનમાં અસહકારનો યુગ આવ્યો અને આખા દેશમાં રાષ્ટ્રીય શિક્ષણનું પ્રચંડ પૂર આવ્યું. અનેક પ્રાંતોમાં રાષ્ટ્રીય વિદ્યાપીઠો સ્થપાઈ (યાં?). જોકે તેમાં અનેક ઉતાર-ચડ આવ્યાં, છતાં કેટલાક સિદ્ધાંતો એમણે એવા વહેતા કરી મૂક્યા કે સરકારી સંસ્થાઓને પણ તે ધીમે ધીમે માન્ય કરવા પડ્યા.

અસહયોગના એ જમાનામાં આપણા પ્રાન્તમાં ગાંધીજી પછી બીજે નંબરે કાકાસાહેબ સર્વે રાષ્ટ્રીય વૃત્તિના કેળવણીકારો, લોકો અને વિદ્યાર્થીઓના બહુમાન્ય આગેવાન હતા એમ કહી શકાય. રાજકીય કાર્યકર્તાઓ તથા કેટલાક જૂની પરંપરાના કેળવણીકારોએ એમને ભલે એટલા માન્યા ન હોય, પણ રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ, સામાન્ય લોકો અને તરુણ વિદ્યાર્થીઓના—તે લગભગ ગુરુપદે હતા. નાનાભાઈ, ગિજુભાઈ, હરભાઈ, નરહરિભાઈ, હું તથા બીજા ઘણા જાણીતા અધ્યાપકો અને શિક્ષકો માટે શિક્ષણના ક્ષેત્રમાં નવી નવી વસ્તુઓ અને દૃષ્ટિઓ સુઝાડનાર એ જ હતા. તે કાળમાં અમારા પૈકી કેટલાક સ્વતંત્ર રીતે લખતા દેખાઈએ તોયે તેમાં ઘણુંખરું ગાંધીજી કે કાકાસાહેબના વિચારોનો જ પડઘો રહેતો.

કાકાસાહેબે તે કાળમાં જે એક સિદ્ધાન્ત જોરથી વહેતો મૂક્યો તે એ હતો કે, સ્વરાજ્યમાંયે શિક્ષણ સ્વતંત્ર એટલે રાજ્યના અંકુશથી પર હોવું જોઈએ. હું માનું છું કે ગાંધીજીને પણ તેનું અનુમોદન હતું. 'માનું છું' કહેવાનું કારણ એટલું જ કે, જેટલા જોરથી કાકાસાહેબ અને એમની છાયામાં અમે તેનું પ્રતિપાદન કરતા, તેટલા જોરથી તેનું પ્રતિપાદન કરનારું ગાંધીજીનું કોઈ વચન નહીં શોધી શકાય એવો સંભવ છે. કાકાસાહેબ એટલા જ જોરથી આજે એનું પ્રતિપાદન નહીં કરે એવોયે સંભવ છે.

આજે આ પ્રશ્ન ઉપાડવામાં આવે છે તેનું મૂળ ક્યાંથી છે તે દેખાડવા આટલો પૂર્વવૃત્તાન્ત કહ્યો. આટલા વર્ષના અનુભવ પછી આજે આ બાબત વિષે શું લાગે છે તે હવે કહું.

શિક્ષણ ઉપર રાજ્યનો અંકુશ હોય કે નહીં અને કેટલો હોય એ એક સ્વતંત્ર સિદ્ધાન્ત નથી, પણ અનેક પરિસ્થિતિઓ ઉપર આધાર રાખે છે.

એક જમાનામાં રાજ્ય શિક્ષણ ઉપર અંકુશ રાખતું જ નહીં. રાજ્યનો એવો પ્રયત્ન જ નહોતો. પ્રજાના

શિક્ષણ વિષે રાજ્યની કશી જવાબદારી છે એમ મનાયું નહોતું. રાજ્યનો અધિકાર પ્રજા પર કરો બેસાડવાનો તથા પરદેશો સાથે લડાઈઓ કરવાનો, અને કર્તવ્ય દેશની રક્ષા કરવાનું, કાંઈક ન્યાયદાન તથા પોલીસ વગેરેની વ્યવસ્થા કરવાનું. અને પ્રજામાં ગંભીર રમખાણો થાય તો તે દાબવાનું, બાકી બધી બાબતમાં પ્રજાને સ્વતંત્રતા જ હતી. નાણાં પાડવાનીયે સ્વતંત્રતા લાંબો કાળ સુધી હતી. કેળવણીની બાબતમાં પ્રજાને જોઈએ તો ભણે, જોઈએ તો અભણ રહે. રાજ્યનો દ્રોહ કરવાનું શિક્ષણ ન આપે તો એને ફાવે તેવું અને ફાવે તેમ ભણે. જેમ વેપાર, ખેતી, મજૂરી વગેરે બાબતમાં રાજ્ય દખલગીરી ન કરતું, તેમ શિક્ષણમાંયે ન કરતું. કોઈ મોટો બાદશાહ કે બીજા હાકેમો અથવા જાગીરદારો અંગત શોખથી શિક્ષણસંસ્થાઓને દાનો આપે કે વિદ્વાનોની કદર કરે, તો તે એમની હોંશ ગણાય, કર્તવ્ય નહીં. એવું કરે તેના બદલામાં કવિઓ અને ચારણો એમનાં સ્તોત્રો રચે.

ધીમે ધીમે આ વિચારોમાં પરિવર્તન થયું. રાજ્યનાં કર્તવ્યનાં ક્ષેત્રો અને તેની સાથે એના અધિકારો વધતાં જ ગયાં. રાજ્યની લગામ પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં આવતી ગઈ અને સાથે સાથે નિસજીવનની અનેક સંસ્થાઓ પણ કોઈ અભણ ન રહે, કોઈ ભૂખ્યું કે બેકાર ન રહે, કોઈ રાષ્ટ્રઘાતક ધંધો ન કરે, રાષ્ટ્રપોષક ધંધાઓને યોજનાપૂર્વક ઉત્તેજન મળે, પ્રજાના હિતના કેટલાક વ્યવસાયો રાજ્ય તરફથી જ ચલાવવામાં આવે, મજૂરોને પૂરતી મજૂરી, આવશ્યક આરામ, અનધિક પરિશ્રમમાંથી મુક્તિ વગેરે મળે, વસ્તુઓ બનાવનારને પૂરી કિંમત મળે, પ્રજાને બહુ મોંઘું ન મળે, વગેરે વગેરે સેંકડો બાબતોની જવાબદારી રાજ્ય ઉપર વધતી જ ગઈ. પરિણામે રાજ્યનાં ખાતાં – કારખાનાં વધી ગયાં. એક તરફથી લોકશાહી વધી. પણ લોકશાહી વધી એટલે નોકરશાહી અને નિષ્ણાતશાહી પણ વધી. બીજી તરફથી તેને જ પરિણામે કેટલેક અંશે વ્યક્તિઓ અને નાના સમૂહોનું સ્વાતંત્ર્ય ઘટ્યું. રાજ્યની ઉપર જો પ્રજાને શિક્ષિત અને સંસ્કારી બનાવવાની જવાબદારી જ ન હોય તો, શું ભણાવો છો, કેમ ભણાવો છો વગેરે બાબતોમાં દખલ કરવાનુંયે પ્રયોજન ન હોય. એ પરદેશી, આપખુદી કે જુલમી રાજ્ય હોય તો વધારેમાં વધારે એટલું જ તપાસે કે એનું અસ્તિત્વ જોખમમાં આવે એવું કશું ન ભણાવો. એને અનુકૂળ હોય તેવું ભણાવો તો એ કાંઈક સખાવતો પણ આપે.

અંગ્રેજી રાજ્ય જો સાધારણ પરદેશી રાજ્ય હોત – જેવું, દાખલા તરીકે, ગાયકવાડનું ગુજરાતમાં એક કાળે ગણાતું – તો શિક્ષણમાં આથી વધારે એની દખલગીરી ન હોત. પણ એની પરિસ્થિતિ ખાસ પ્રકારની હતી. એ બહુ દૂર દેશથી રાજ્ય ચલાવતું હતું. મૂઠીભર પોતાના માણસોના હાથ તળે બધું કારભારું જીતેલી પ્રજાના જ માણસોનું હોય એવી સ્થિતિમાં એણે રાજ્ય ચલાવવાનું હતું. એની ભાષા ગુજરાતી-મરાઠી જેવી કેવળ પ્રાન્તીય ભેદની નહોતી, પણ સાવ વિલક્ષણ હતી. એને પોતાની સંસ્કૃતિ અને સુધારાનું અભિમાન અને તે દાખલ કરવાની અભિલાષાયે હતી. આથી એણે પોતાની જરૂરિયાત પૂરતું પોતાને અનુકૂળ શિક્ષણતંત્ર ઊભું કરવાની આવશ્યકતા લાગી. આખા દેશને એવું મેં શિક્ષણ આપવાની પોતાની કોઈ જવાબદારી છે એવું એણે માન્યું નહોતું. આથી સરકારી અંકુશથી સ્વતંત્ર એ અર્થમાં રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થાઓ પ્રજા ચલાવે તેમાં એને વાંધો નહોતો. પરંતુ, પ્રજાને વિવિધ કારણોસર સરકારી શિક્ષણ પ્રત્યે જ ખેંચાણ થયું, અને તેથી પ્રજાએ પોતે પણ પોતાની શિક્ષણપ્રવૃત્તિઓ તેના જ તંત્રમાં ગોઠવાય એવી રીતે કરવા માંડી.

દરમિયાનમાં ધીમે ધીમે યુરોપમાં શિક્ષણની જવાબદારી રાજ્યની છે એ ભાવના વધી અને તેનો પડઘો આ દેશમાં પણ શાસનકર્તાઓ અને પ્રજા બન્ને પર પડ્યો. રાજ્યે શિક્ષણ ફેલાવવાની જવાબદારી સમજવા માંડી અને પ્રજાએ તે જવાબદારી બજાવવામાં થતી ઢીલાશ પર ટીકા અને અસંતોષ જાહેર કરવા માંડ્યાં. પરિણામે, સ્વાભાવિક રીતે, રાજ્યને જે શિક્ષણ આપવું ફાવેલું હતું, પ્રજાને પણ ફાવતું લાગ્યું હતું, તે વધતું ગયું. વધતું ગયું છતાં કદીયે એટલું તો ન જ ફેલાયું કે જે પ્રજાની વિશાળતાના પ્રમાણમાં લેખામાં લેવા જેવું ગણાય.

છતાં, જેટલું ફેલાયું તેટલું રાજ્યની દૃષ્ટિએ જ હોવાથી તથા રાજ્ય પરદેશી હોવાથી, તે શિક્ષણે ભણેલા અને જનતા વચ્ચે દીવાલો ઊભી કરી આથી એ શિક્ષણ રાષ્ટ્રીય નથી એવી દૃષ્ટિ દેશના વિચારી વર્ગમાં પેદા થઈ, આમ રાષ્ટ્રીય-શિક્ષણ-વાદ જન્મ્યો. એના મૂળમાં રાજકીય અસંતોષ તો હતો જ, તેથી રાષ્ટ્રીય શિક્ષણ એટલે અંગ્રેજી-રાજ્ય-વિરોધી શિક્ષણ એવો

રાજ્યકર્તાઓનો તે પ્રત્યે મત રહ્યો. આથી, તેને રાજ્ય તરફથી પ્રોત્સાહન ન મળ્યું એટલું જ નહીં, પણ તે પર કરડી નજર પણ રહેવા માંડી. અલબત્ત, તે રાજ્યના વિરોધીઓનો કાર્યક્રમ હતો, તેથી રાજ્યદ્રોહ એના શિક્ષણનો એક સંસ્કાર પડતો જ.

આમ સરકારી શિક્ષણ વિરુદ્ધ રાષ્ટ્રીય શિક્ષણ એવા બે પંથો પડ્યા.

રાષ્ટ્રીય–શિક્ષણ–વાદનું નિમિત્તકારણ પરદેશી રાજ્ય અને તેમાંથી મુક્ત થવાની ઇચ્છા હતું એ ન ભૂલીએ.

પછી ધીમે ધીમે શિક્ષણ ખાતું પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિ ન કહો તોયે પ્રજાકીય (બિન–સરકારી) આગેવાનોના હાથમાં આવ્યું. હવે સરકારી શિક્ષણ એટલે પરદેશી સંચાલિત અને તેથી અરાષ્ટ્રીય શિક્ષણ એવો આક્ષેપ કરવાનો અધિકાર ન રહ્યો. સારું હોય કે રેઢિયાળ હોય એ પ્રજાકીય શિક્ષણ જ બન્યું. ૧૯૩૫નો કાયદો અમલમાં આવ્યા પછી એ વળી ચૂંટાયેલા પ્રતિનિધિઓના જ હાથમાં આવ્યું. (તેમાંયે કાંઈ કમી રહી ગઈ હોય તો હવે તો સાવ નીકળી ગઈ છે.)

પણ પ્રજાકીય બન્યું તોયે તે હજી પરદેશી સરકારે પાડેલા ચીલાને છોડી શકે એમ નહોતું. પ્રજાના પ્રતિનિધિઓ, ખાતાંના અધિકારીઓ તથા નિષ્ણાતો કોઈનિયે બીજા કોઈ પ્રકારનું તંત્ર ગોઠવવાની સૂઝ નહોતી; હજુયે નથી. રાષ્ટ્રીય શિક્ષણના પુરસ્કર્તાઓ તથા તેમની સંસ્થાઓની પ્રતિષ્ઠા હજુ બરાબર જામેલી ન ગણાય. એટલે પ્રતિનિધિઓને ચાલુ ચીલાઓને ધપાવવાનું તો ફાવી શકે, પણ તે ચીલો છોડીને વેગથી વધવામાં તે મૂંઝાય છે.

એટલે હવે રાષ્ટ્રીય શિક્ષણનો બીજો અર્થ મહત્ત્વનો બને છે. તે એ કે, રાષ્ટ્રનાં હિત, સંસ્કૃતિ, સ્વભાવ વગેરેને પોષક હોય તેવું શિક્ષણ તે રાષ્ટ્રીય શિક્ષણ; પરદેશી સરકારે પાડેલા ચીલાને જ અનુસરનારું નહીં. આ રીતે હવે જે વિવાદ છે તે પ્રચલિત શિક્ષણ વિરુદ્ધ નવી પદ્ધતિ બેસાડવા ઇચ્છતા શિક્ષણ વચ્ચે છે.

જ્યારે દેશ સ્વતંત્ર નહોતો, ત્યારે રાષ્ટ્રીય શિક્ષણ એટલે સરકારદ્રોહી અથવા ગુલામી-વિરોધી શિક્ષણ એ તેનું મહત્ત્વનું અંગ હતું. એની સિદ્ધિ માટે તેણે સરકારી શિક્ષણ ખાતાથી સ્વતંત્ર રહેવા અને તે સાથે અસહકાર રાખવાનો સિદ્ધાન્ત આવશ્યક હતો. આ સિદ્ધાન્તને એ અર્થમાં હવે આધાર રહ્યો નથી એમ કહી શકાય.

હવેનો પ્રશ્ન આ જાતનો છે. પ્રજાને શિક્ષિત કરવાની જવાબદારી સરકારની છે એ આજનો સર્વમાન્ય સિદ્ધાન્ત છે. તે માટે શિક્ષણ ફરજિયાત કરવાની આવશ્યકતા અને સરકારનો અધિકાર મનાયાં છે. સરકાર પોતાના વિચારો મુજબ જ શિક્ષણપ્રણાલિકા ગોઠવે એ સ્વાભાવિક ગણાય. એ બાહ્ય રૂપમાં પ્રજાના પ્રતિનિધિઓની બનેલી છે. તે પ્રતિનિધિઓને જે શિક્ષણ સારું અને વ્યવહાર્ય લાગે તે જ આપી શકે. દરેકને શિક્ષણ મળે છે એ એણે જોવું રહ્યું. આથી, શિક્ષણનાં ફરજિયાત અંગો કયાં અને મરજિયાત કયાં એ પણ તે જ ઠરાવે. અને જે અંગોને ફરજિયાત માન્યાં હોય તે સર્વે શિક્ષણ સંસ્થાઓ – સરકારી કે ખાનગી – સૌને બંધનરૂપ કરે તો જ તે પોતાની દૃષ્ટિએ પોતાની જવાબદારી અદા કરે છે એમ માની શકે. દા. ત. જો સરકાર એમ માને કે સર્વે ભણેલાઓને નાગરી, ઉર્દૂ અને પ્રાન્તીય ત્રણે લિપિઓ આવડવી જોઈએ તો સર્વે સંસ્થાઓને તે ત્રણે લિપિઓનું શિક્ષણ ફરજિયાત કરશે. એને લાગે કે બે બસ છે તો તેમ કરશે; તે સ્થિતિમાં ત્રીજીનું જ્ઞાન મરજિયાત જ રહેશે. એ જ પ્રમાણે અંગ્રેજી, ધર્મ, કાંતણ વગેરેના શિક્ષણ વિષે પણ થાય. ફરજિયાત અંગોને છોડીને બીજી ગમે તેટલી કેળવણી મળી હોય તોયે તે સરકારની દૃષ્ટિએ શિક્ષિત નહીં ગણાય. જેમ કે, કેવળ વેદપાઠી બ્રાહ્મણ કે કુરાનપાઠી હાફીઝ.

આ સાથે બીજી વાત એ છે કે, લોકશાહીમાં પ્રજાકીય સરકારનો અર્થ સર્વમાન્ય સરકાર એવો થતો નથી. વફાદારી માગવા પૂરતી એ સર્વમાન્ય ખરી, પણ નીતિ અને અમલની બાબતમાં એનો અર્થ બહુમતમાન્ય એટલો જ થાય છે. પ્રમુખના વધારાનો મત મેળવી ૫૧ વિરુદ્ધ ૫૦ મત ધરાવનાર સરકાર પણ પ્રજાકીય સરકાર ગણાય. એના વિચારો અને કારભારો વિષે વિરોધવૃત્તિ રાખનારો એકાદ પક્ષ તો હોવાનો જ, એમ માનીને ચાલવું ઘટે. વધારે પક્ષો પણ હોય, પણ મુદ્દલ ન હોય એવું ભાગ્યે જ બને. એ પક્ષ કે પક્ષો આજે અલ્પમતમાં હોય, પણ કોઈ કોમ વગેરેના જ ખાસ ન હોય તો ભવિષ્યમાં પોતાનો બહુમત કરવાની આશા રાખે. સરકારી પક્ષ જે શિક્ષણ આપતું હોય તે સાથે એને જો કાંઈ વિરોધ હોય તો તે સરકારનું શિક્ષણ રાષ્ટ્રહિતવર્ધક શિક્ષણ નથી,

એટલે રાષ્ટ્રીય શિક્ષણ નથી એવો આક્ષેપ કરે. કોમી પક્ષોની પણ શિક્ષણ વિષે કેટલીક વિશેષ દૃષ્ટિઓ હોવાનો સંભવ. તેનેયે સરકારી શિક્ષણમાં સ્થાન ન મળે અથવા પોતાની સંસ્થાના વિદ્યાર્થીઓ ઉપર પણ ફરજિયાત કરવાની છૂટ ન હોય તો તેમને પણ સરકારી શિક્ષણથી સ્વતંત્ર રહેવાની જરૂર લાગે. જેમ કે, કોઈ ખ્રિસ્તી શાળા સૌ વિદ્યાર્થીઓને બાઇબલના વર્ગમાં બેસવું ફરજિયાત કરવા ઇચ્છે અને તેની જો સરકારી નિયમોમાં મનાઈ હોય.

આમ સરકાર વિરોધી પક્ષના તેમ જ ખાસ કોમોના શિક્ષણ વિષે જુદા જુદા ચીલા રહે એ સ્વાભાવિક છે. તે પૈકી પહેલો પક્ષ પોતાના ચીલાને રાષ્ટ્રીય શિક્ષણ કહે અને સરકારી શિક્ષણને અરાષ્ટ્રીય, તથા તેનાથી સ્વતંત્ર રહેવાનો આગ્રહ રાખે એમ બની શકે. જો સરકારી નિયમો તેમાં વિઘ્નરૂપ હોય તો શિક્ષણ સંસ્થાઓ ઉપર રાજ્યનો અંકુશ ન હોવો જોઈએ એવો મત તે ધરાવશે. પણ એ મતનો અર્થ એટલો જ સમજવાનો કે, જ્યાં સુધી એના પક્ષની બહુમતી નથી થઈ ત્યાં સુધી માટે જ તેનો એવો મત છે. જો કાલે ઊઠીને તે પક્ષની સરકાર બને તો એ પણ પોતાના મત પ્રમાણેના અંકુશો મૂકશે જ. ઉદા. જો આજની સરકારનો એવો મત હોય કે રાષ્ટ્રભાષા એટલે દેવનાગરી તથા ઉર્દૂ બન્ને લિપિમાં લખવાની હિંદી-ઉર્દૂ મિશ્રિત હિંદુસ્તાની, અને તેને ફરજિયાત કરે, તો તે હિંદી પ્રચારકોની દૃષ્ટિમાં રાષ્ટ્રીય શિક્ષણ નહીં, પણ ભાષા અને લિપિનો સંકર કરનારી, અશુદ્ધ, કઢંગું શિક્ષણ આપનારી અરાષ્ટ્રીય પ્રથા ગણાશે, અને તે ફરજિયાત હોવાથી શિક્ષણને રાજ્યના અંકુશથી સ્વતંત્ર રાખવાની હિમાયત કરશે. અને જો કાલે તેના હાથમાં સૂત્રો આવે તો તે ઉર્દૂ ભાષા અને લિપિને સરકારી શાળાઓમાંથી કાઢશે, અને હિંદુસ્તાની પુસ્તકોને અમાન્ય કરી શુદ્ધ હીંદી પુસ્તકો ચલાવશે. તે વખતે આજનો સરકારી પક્ષ તેને અરાષ્ટ્રીય કહેશે, અને પોતાને અનુકૂળ લાગતાં પુસ્તકો ચલાવવાની સ્વતંત્રતા ઇચ્છશે.

આમ સરકારી શિક્ષણ અને રાષ્ટ્રીય શિક્ષણ એ મોટા ગોળના શિક્ષણ અને નાના ગોળના શિક્ષણ-માર્ગોનાં જ બીજાં નામો બની જાય છે, નાના ગોળના મત પ્રમાણે સરકારી શિક્ષણ અરાષ્ટ્રીય, ભલે પછી એને પ્રજાના પ્રચંડ બહુમતનો ટેકો હોય.

દરેક દેશમાં આવું કાંઈક તો હોવાનું જ. જેના ખાસ સંપ્રદાયો છે કે જે સરકારનો હરીફ પક્ષ છે, તે પોતાની જુદી સંસ્થાઓ નાના પાયા ઉપર પણ ચલાવવાનો આગ્રહ રાખશે જ. જો તેમાં કાંઈ એવું હશે કે જેથી સરકારની હસ્તી જોખમમાં આવે તો તેને દમનનો સામનો કરવાનોયે પ્રસંગ આવશે.

સરકાર પર પ્રજાની કેળવણીની જવાબદારી છે એમ ઠરાવ્યા પછી સરકારનો શિક્ષણ પર કશો અંકુશ ન હોય એમ થઈ ન શકે. કેળવણી ખાતું વધારેમાં વધારે એટલી જ સ્વતંત્રતા ભોગવી શકે કે, સરકારે વખતોવખત ઘડેલા ધોરણને અનુસરી શિક્ષણનું તંત્ર ચલાવવામાં બીજા અધિકારીઓ કે ખાતાંઓની દખલગીરી તેમને નડે નહીં. જેમ ન્યાય-ખાતાની બાબતમાં હોય છે તેમ.

લોકશાહી તંત્રમાં સરકારી પક્ષથી જુદી જાતના વિચારો ધરાવનારા પક્ષોને જેમ બીજી બાબતોમાં પોતાની બહુમતી કરી પોતાના હાથમાં સરકારનાં સૂત્રો મેળવવાં પડે છે તેમ શિક્ષણના વિષયમાં પણ કરવાનું રહે. ગણાતી હોય લોકશાહી, પણ હકીકતે આપખુદી સરકાર હોય, તો તીવ્ર પરિસ્થિતિમાં અસહયોગ, બહિષ્કાર કે સત્યાગ્રહના બીજા ઉપાયો યોજવાનોયે પ્રસંગ આવી શકે. કેવળ શિક્ષણના ક્ષેત્રમાં જ આવું બને એમ ન કહેવાય. સર્વે પ્રકારનાં રાજતંત્રોમાં ઉત્પન્ન થઈ શકનારી આ બાબત છે.

વર્ધા,

૨૬-૮-૧૯૪૭ — **કિશોરલાલ ઘ. મશરૂવાળા**

ડાહ્યા માણસોને મૂંઝવણ નથી હોતી, સદાચારીને ચિંતા નથી હોતી અને હિંમતબાજને ભય નથી હોતો.

•

ધર્મનો માર્ગ તો નજીકમાં જ હોય છે, પણ લોકો તેને દૂર ખોળવા જાય છે. ધર્મનું કાર્ય તો સહેલું જ હોય છે, પણ લોકો તેને મુશ્કેલમાં ખોળવા જાય છે. જો દરેક માણસ પોતાનાં માબાપ ઉપર પ્રેમ રાખે અને વડીલોનો ઘટતો આદર કરે, તો આખો દેશ શાંતિ ભોગવે. —**કૉન્ફ્યૂશિયસ**

# ગુજરાત માટે કેવી યુનિવર્સિટી માગો છો?

ગુજરાત માટે પોતાની ખાસ યુનિવર્સિટી હોય તો તે કેવી જોઈએ, એ સંબંધી તપાસ કરીને રિપોર્ટ ઘડવા મુંબઈ સરકારે એક સમિતિ નીમી છે. આ સમિતિ તરફથી ગુજરાતનાં ભાઈબહેનોને માટે એક પ્રશ્નાવલી તૈયાર કરવામાં આવી છે, અને એ હવે બહાર પડી છે.

તે પ્રશ્નાવલી જોતાં મને લાગે છે કે, કેટલીક મહત્ત્વની બાબતો જેને ગણાય તેમની છણાવટ એ પ્રશ્નોથી જોઈએ તેવી થતી નથી. એટલે એ બાબતો નીચે પ્રશ્નો રૂપે હું રજૂ કરું છું, અને ગુજરાતનાં સૌ વિદ્યાપ્રેમી ભાઈબહેનોને વિનંતી કરું છું કે, તે વિશે પણ તેઓ પોતાના અભિપ્રાય જણાવે. એ એવી બાબતો છે કે તેની જાહેર ચર્ચા પણ આપણે કરી શકીએ, અને કરવી જોઈએ. તેથી પણ એને પ્રજા આગળ-પ્રશ્ન રૂપે મૂકું છું. પ્રશ્નો કેટલાક મુખ્ય મુખ્ય વિષયનાં મથાળાં નીચે મૂકવામાં આવ્યા છે, તેથી વાચકને તે મદદરૂપ થશે. તે મથાળાં આ છેઃ—

૧. પ્રાદેશિક યુનિવર્સિટીનો સિદ્ધાંત
૨. નવો યુગ અને યુનિવર્સિટી
૩. પ્રજાકીય યુનિવર્સિટી
૪. જનમહેનત અને સેવા
૫. પાયાની કેળવણી અને યુનિવર્સિટી
૬. યુનિવર્સિટી-પ્રવેશ માટે પરીક્ષા
૭. માધ્યમ અને નવી વિદ્યાઓ
૮. ગુ૦ યુનિ૦ અને સરકાર
૯. બંધારણ

આ ચર્ચા કોઈ રીતે પરિપૂર્ણ સમજવાની નથી. આ મહત્ત્વની વિચારણાનાં કેટલાંક પાસાં આજની ચાલુ ઘરેડની રૂઢ વિચારણામાં નથી આવતાં, તેમને સૂચવવા પૂરતા થોડાક પ્રશ્નો આ છે.

૨-૧૦-૧૯૪૭
ગુજરાત વિદ્યાપીઠ — મગનભાઈ દેસાઈ
અમદાવાદ

૧

### પ્રાદેશિક યુનિવર્સિટીનો સિદ્ધાંત

૧. મુંબઈ પ્રાંતમાં પ્રદેશવાર નોખી યુનિવર્સિટી હોય, એવી નીતિ લગભગ સરકારે સ્વીકારી છે. આવી પ્રદેશવાર યુનિવર્સિટી સ્થાપવા માટે પ્રદેશની વ્યાખ્યા કરવા તમે મુખ્ય કયું તત્ત્વ ધોરણ રૂપે લેવાનું પસંદ કરો? પ્રાંતની સ્વભાષાનું? જો ના, તો બીજું કયું તે જણાવશો.

૨. ગુજરાતના સમાજજીવનને તથા તેની સંસ્કારિતાને પોષવાને અને તેની પ્રગતિને માટે, ગુજરાત માટે યુનિવર્સિટીએ, આજના સંજોગો અને જરૂરોને ખ્યાલમાં લઈ, કયાં કયાં ખાસ કાર્યો મુખ્યત્વે અને સૌથી પહેલાં પોતાને માથે લેવાં જોઈએ?

૩. એ કાર્યો કરવાને અને તે કરી શકાય એને માટે ગુજરાત માટે યુનિવર્સિટીનું સ્વરૂપ તથા બંધારણ વગેરે કેવાં રાખવાં જોઈએ? તેમાં કઈ બાબતો ખાસ લક્ષમાં રાખવી જોઈએ?

૪. એ કાર્યો તથા હેતુને માટે આજે મુંબઈ ન કરી શકે એવું કયું કયું કામ છે કે જે ગુજરાત માટેની યુનિવર્સિટીએ પ્રથમ અને પહેલેથી ધ્યાનમાં રાખીને ચાલવું જોઈએ?

૨

### નવો યુગ અને યુનિવર્સિટી

૫. પ્રાદેશિક યુનિવર્સિટીનો વિચાર જૂનો છે. તે વખતે હિંદસ્વાતંત્ર્યનો પ્રશ્ન તેની પાછળ હોય તોયે નહિવત્, બીજું કાંઈ નહિ તોય, આજે છે તેવો તો નહોતો જ. આજે હિંદ સ્વતંત્ર બને છે. તેવા સમયે ગુજરાતને માટે યુનિવર્સિટીનો વિચાર કરવાનો છે. આ મોટો ફેર છે. ગુજરાત માટે યુનિવર્સિટી રચવાનો વિચાર કરતી વખતે, આ સમયપલટાની જે મોટી હકીકત છે, તેની એ વિચારણા ઉપર શી અસર થવી જોઈએ તમે માનો છો? યુનિવર્સિટી માટેનાં હેતુ, કાર્યમર્યાદા, બંધારણ, સ્વરૂપ, અભ્યાસક્રમ અને સંશોધન, તથા કાર્યક્ષેત્રની હદ, વગેરે બધી બાબતોને ખ્યાલમાં લઈને તમારી માન્યતા સમજાવશો.

૬. દેશમાં આપણી પાસે સ્વતંત્ર વિદ્યાપીઠ-સ્થાપનાના ગયાં ૩૦-૪૦ વર્ષના અનુભવના કેટલાક દાખલાઓ પડેલા છે. જેવા કે, ગુરુકુલો, ઋષિકુલો, શાંતિનિકેતન, ૧૯૨૦-યુગની બિહાર, મહારાષ્ટ્ર, તથા જામિયા વિદ્યાપીઠ. અને ઘર આગળનો દાખલો લઈએ તો ગુજરાત વિદ્યાપીઠ.

આ બધા પ્રયોગોમાંથી કંઈ કંઈ બાબતો તમે એવી માનો છો કે જે ગુજરાત માટે યુનિવર્સિટી રચવામાં

ધ્યાન સમક્ષ રાખીને તેમાં ઉતારવી જોઈએ? (કાર્ય-પદ્ધતિ, કાર્યક્ષેત્ર, આદર્શ, ધ્યેય, શિક્ષણમાં સ્વાતંત્ર્ય, બંધારણ, અભ્યાસક્રમ, ઇ૦ બાબતોમાં જઈને આનો ઉત્તર આપશો.)

૭. ગાંધીજીએ ગુજરાતને અને ખાસ કરીને અમદાવાદને પોતાની આદિ કર્મભૂમિ બનાવી. અને ગુજરાતી દ્વારા પોતાનું યુગપલટાનું કામ કર્યું. આ કાર્યનાં અંશો એટલે તેમણે રચેલી સંસ્થાઓ અને તે દ્વારા કરાયેલો વિવિધ રચનાત્મક કાર્યક્રમ અને આઝાદીની લડત. (તેની વિગતો સર્વવિદિત છે.) ગુજરાતના આધુનિક યુગના ઘડતરમાં આ બળોએ નહિ નહિ કરતાં લગભગ એક પેઢી જેટલું કામ કર્યું છે.

આની અસર ગુજરાત માટે યુનિવર્સિટી ઘડતી વખતે કદર પર લેવી જોઈએ, એમ તમે માનશો ને? જો હા, તો કહો કે તે બાબતોનું ગુજરાત માટે યુનિવર્સિટીમાં શું સ્થાન હોય કે હોઈ શકે યા હોવું જોઈએ?

૩

### પ્રજાકીય યુનિવર્સિટી

૮. એક એવી ટીકા છે કે, ચાલુ યુનિવર્સિટી વિશેષે કરીને ખાસ વર્ગોની Classes ની છે. આ ટીકામાંથી ગુજરાત માટે યુનિવર્સિટી થાય તેણે ઊગરી જવા માટે શું કરવું જોઈએ? એટલે કે, તેને લોક-વિદ્યાપીઠ (People's university) બનાવવા માટે કઈ કઈ બાબતોમાં શા શા મુદ્દા સંભાળીને ચાલવું જોઈએ?

૯. હિંદની જૂની યુનિવર્સિટીઓ સ્થાપતી વખતે આપણા માજી રાજ્વીઓની એવી ધારણા હતી કે, જ્ઞાનવિજ્ઞાનની યુનિવર્સિટીમાં થતી ઉપાસના ઉપલા થરોમાંથી નીચલા થરમાં એની મેળે ઊતરશે. આજે એ Filtration માન્યતા હતી તે ખોટી પડી છે. તેમાં મુખ્ય કારણ એક એ અપાય છે કે, તેનું અંગ્રેજીનું માધ્યમ. આ તમે બરોબર માનો છો? અને ઉપરની ટીકાથી બચવા ગુજરાત યુનિવર્સિટીમાં શું કરવું?

૧૦. તમે માનો છો કે ઉચ્ચ જ્ઞાનવિજ્ઞાનની ઉપાસના અને સંશોધન તથા અન્ય વિદ્યાવ્યાસંગ જીવંત રૂપે જો સ્વભાષા દ્વારા થાય તો જ ગુજરાતમાં વિદ્યાને સ્વતંત્ર રીતે ખીલવવાનું પહેલું અને પાયાનું પગથિયું નંખાઈ શકે? જો ના, તો કારણ આપો; અને બીજું શું કરવું તે જણાવો.

૧૧. સ્વભાષા ઉપરાંત એના જેટલા મહત્ત્વની બીજી કઈ કઈ વસ્તુ એવી તમે માનો છો કે જેને યુનિવર્સિટી-જીવનમાં પાયાનું સ્થાન આપવું જોઈએ?

૧૨. ગુજરાતનું લોકજીવન એટલે મુખ્યત્વે તેનું ગ્રામજીવન. એ જીવનની કઈ વિદ્યાઓને યુનિવર્સિટીએ યોજનાપૂર્વક પોતાને ત્યાં સંશોધવી, કેળવવી, તથા ખીલવીને શીખવવાને માટે પ્રબંધ કરવો જોઈએ?

૧૩. ઉદ્યોગધંધા બાબતમાં આજ મોટા યંત્રો-દ્યોગો કે જ્યાબંધ પેદાશની રીતો જ સમજાય છે અને તેને માટે ઉચ્ચ શિક્ષણમાં જોગવાઈ અપાય છે. આમાં ફેરફાર થવો જોઈએ એમ માનો છો? જો હા, તો શો? ગ્રામજીવનના નાના નાના હાથઉદ્યોગોનું વૈજ્ઞાનિક ઢબે સંશોધન કરવા અને તેનું શિક્ષણ આપવા માટે ગુજરાત યુનિવર્સિટીમાં જોગવાઈ હોવી જોઈએ?

૧૪. આ બાબતોમાં અખિલ ભારત ચરખા સંઘ અને ગ્રામોદ્યોગ સંઘનાં કામ ગુજરાત માટે યુનિ-વર્સિટીને માર્ગદર્શક કે દિશાસૂચક થઈ શકે એમ તમને લાગે છે?

જો હા, તો કઈ રીતે? યુનિવર્સિટીએ તેમાંથી શું અપનાવીને નવપ્રયાણ કરવું જોઈએ? તે સંઘો સાથે એ સંબંધ રાખે? જો હા, તો કેવા પ્રકારે?

જો ના, તો ગ્રામજીવનમાં જે પ્રાથમિક ઉદ્યોગો પડેલા છે તેમની ઉન્નતિને અને વિકાસને અર્થે યુનિ-વર્સિટીએ શું કરવું જોઈએ? તે કરવાને માટે તેની: 'ટેક્નોલૉજિકલ'–ઉદ્યોગવિદ્યાઓની બાજુમાં આ ઉદ્યોગોને માટે સ્થાન હોવું જોઈએ એમ માનો છો? હા, તો કેવા પ્રકારનું? ના, તો શાથી?

૪

### જાતમહેનત ને સેવા

૧૫. કલકત્તા યુનિવર્સિટી કમિશને ઈ. સ. ૧૯૧૯ જેટલે અગાઉ આ પ્રમાણે પોતાનો મત આપ્યો છે—

"Nothing short of a comprehensive reconstruction of the University system will meet the needs of the time. . ."

(યુનિવર્સિટી તંત્રમાં સમગ્ર રૂપે પુનર્ઘટના કર્યા વગર આજની જરૂરને પહોંચી વળાય એમ નથી.)

અને કહે છે કે—

"The interests . . . of Bengal will be best served by a generation of young men trained to vigorous initiative, equipped

with liberal culture, scientific in temper of mind, generous in social purpose, and freed from shame-facedness about working with their hands. A new kind of education is needed to fit young Bengal for the new kinds of work which it is in the interests of themselves and of their country that they should be better prepared to undertake."

(યુવકોની એક નવી જ પેઢી તૈયાર કર્યા વગર નહિ ચાલે. નવું કામ ઉપાડવાનું એમ તેને હશે; ઉદાર સંસ્કારિતા, વિચાર કરવાની વિજ્ઞાનશુદ્ધ પદ્ધતિ, અને હાથે કામ કરવામા શરમનો અભાવ, તથા સમાજના હેતુની ઉદાર સમજ — આ બધું તે ધરાવતી હશે. આ કામને માટે યુવકો તૈયાર કરવાને નવી જ કેળવણી જોઈએ.)

— રિપોર્ટ પ્રકરણ ૩૦, પૅરા ૪૪

આ વસ્તુ પચીસ વર્ષ પર હતી તેથી ક્યાંય વધારે સાચી અને અર્થગંભીર આજે બને છે. તેમાં ખાસ કરીને જાતમહેનત અને શરીરશ્રમનાં ગૌરવ બાબત તરત ધ્યાન આપવું જોઈએ. તેને માટે યુનિ૰ તંત્રથી કાંઈ પદ્ધતિસર કાર્ય કરી શકાય?

૧૬. યુનિવર્સિટી એક વિશિષ્ટ સમાજ છે. તે દૃષ્ટિએ તે જો એકરથ – Unitary અને મુખ્યત્વે 'રેસિડેન્શિયલ' હોય તો સારું એમ માનો છો?

પણ બીજી રીતનાં તેનાં સંગ્રહનમાં પણ છાત્રાલયો હશે. તેમાં જે જીવનપદ્ધતિ, ખોરાક, નિર્વાહખર્ચ ઇ.ની રીતિનીતિ આસપાસના અને સામાન્ય માબાપનાં જીવન સાથે મેળવાળાં હોવાં જોઈએ એમ માનો છો? (આજે તેમાં ઝાઝો મેળ નથી. ને તે અતિ ખર્ચાળ તથા કુટેવોભર્યાં અને કદાચ કુ-કેળવણીદાયી છે, એમ સામાન્ય મત છે, તે અનુબંધમાં આ પ્રશ્ન છે.)

૧૭. છાત્રાલય-જીવન અંગે યુનિવર્સિટી પોતાની હકૂમતની કૉલેજોમાં કાંઈ નિયમન કરી શકે? કરવું જોઈએ? તો કેવા પ્રકારે તે સૂચવશો.

૧૮. જેમ P. T. માટે અમુક હાજરી જરૂરી છે, જેમ અભ્યાસ માટે અમુક હાજરી જરૂરી છે, તેમ જ લોકસેવા અને સંપર્કને માટે અમુક સમય દરેક વિદ્યાર્થીએ, પદવી લેતા પૂર્વે, ભરવો જોઈએ, એવું રાખવું જોઈએ; આવા સંસ્કાર પાડવાની જરૂર છે અને તે એક કીમતી અભ્યાસ અને શિસ્તની તાલીમ આપે, એમ માનો છો?

જો હા, તો તેને માટે કેટલો સમય ક્યારે કેવી રીતે ગોઠવવો? આ બાબતમાં યોજનાપુરઃસર કામ કરવામાં આવે તો દેશનું યુવકધન ખૂબ પ્રત્યક્ષ કામ પણ કરી શકે એમ માનો છો? એની યોજના વિષે તમારો ખ્યાલ આપશો.

### ૫
### પાયાની કેળવણી અને યુનિવર્સિટી

૧૯. ઉપર (પ્રશ્ન ૯ માં) filtration સિદ્ધાંતની વાત કરી છે. તે ખોટી પાડવામાં એક કારણ અંગ્રેજી માધ્યમ ગણાય છે. ઉચ્ચ શિક્ષણના પાયા તરીકે પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ નહોતાં, પણ તેનાં પૂરક જેવાં જ હતાં. એ પણ એમાં કારણ બન્યું, એમ માનો છો? શિક્ષણની પુનર્ઘટનામાં એ જૂની માથાભારે રીત છોડી દઈ, શરૂની સાર્વત્રિક પાયાની કેળવણીને સ્વતંત્ર વસ્તુ તરીકે ખીલવવાની નીતિ ગ્રહણ થઈ છે. અને ત્યાંથી આગળ તેની ઇમારત રચાશે. તેમ જ પ્રૌઢશિક્ષણ પણ એક સ્વતંત્ર વસ્તુ તરીકે દેશ અપનાવે છે. આ મોટા ફેરથી નવી રચવાની યુનિવર્સિટી અંગે કઈ બાબતો પૂર્વે નહિ વિચારવી પડેલી કે યોજેલી એવી રીતે વિચારવી ને યોજવી જોઈએ? બીજી રીતે કહીએ તો, ૧૯૧૯માં કલકત્તા યુનિવર્સિટી કમિશને કહ્યું કે, (જુઓ પ્ર. ૧૫)

Nothing short of a comprehensive reconstruction of the Univ. System will meet the needs of the time. . .

અને તેને માટે તેણે એ ઉપાય સૂચવ્યો કે,

What can only be called a new departure in secondary and higher education in Bengal. . . . પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણમાં ધરમૂળથી ફેરફાર કરવો જોઈએ. આમ જ ગુજરાત માટે યુનિવર્સિટી રચવા અંગે પણ વિશેષે કરીને અને વધુ યોગ્યતાપૂર્વક તથા ભારપૂર્વક લાગુ પડે છે, એમ ખરું ને?

૨૦. તો શરૂની બે કક્ષાના શિક્ષણના તેવા ફેરફારમાં કઈ કઈ બાબતો જરૂરી માનો? ઉદ્યોગ અને લોક-જીવનના પ્રત્યક્ષ સંસર્ગ અને અનુબંધવાળી ક્રિયા કે પ્રવૃત્તિ દ્વારા શિક્ષણ આપવાનો સિદ્ધાંત દુનિયાભરમાં માન્ય થયો છે. આપણે ત્યાં પણ એ જ સિદ્ધાંતથી શિક્ષણની પુનર્ઘટના થાય છે. આ સિદ્ધાંતની નીતિનું પાલન યુનિવર્સિટી કક્ષાએ પણ હોવું જોઈએ એમ માનો છો? જો હા, તો તે અર્થે ચાલુ ધરેડની યુનિવર્સિટીના ક્રમમાં મુખ્યત્વે શું નવ-પ્રયાણ કરવું જોઈએ? કઈ કઈ બાબતમાં નવો વિચાર કરવો જોઈએ?

૬

### યુનિવર્સિટી-પ્રવેશ માટે પરીક્ષા

૨૧. માધ્યમિક શાળાંત પરીક્ષા S. L. C. અને યુનિવર્સિટી-પ્રવેશ — આ બે અમુક રીતે જોતાં સ્વતંત્ર બાબતો છે. પરંતુ તેમને ભેગી ગૂંચવવાથી યુનિવર્સિટીના ધોરણ તથા કામને નુકસાન પહોંચે છે, એમ તમે માનો છો?

બીજું, દેશભરમાં એક સામાન્ય ફરિયાદ એ છે કે, યુનિવર્સિટીમાં પ્રવેશ પામનારા વિદ્યાર્થીઓની તેને મારેની તેઓની લાયકાત બરોબર તપાસી શકાતી નથી. આમાં પણ કાંઈક અંશે ઉપરની સ્થિતિ જવાબદાર છે, એમ ખરું?

અને યુનિવર્સિટીની પરીક્ષાઓ નોકરીવખુ બની ગઈ છે. તેથીય તેનાં ધોરણને તથા વિદ્યાર્થીકાર્યને મમતું પડે છે, એમ ખરું?

૨૨. આ અને આવી અનેક ફરિયાદોને લઈને ચાલુ યુનિવર્સિટીકાર્ય સુધારો માગે છે. ગુજરાત માટે યુનિવર્સિટી રચવામાં આવી આવી બાબતોને દૂર રાખવા શી સાવચેતી લેવી?

૨૩. અને S. L. C. તથા મૅટ્રિક કે કૉલેજ-પ્રવેશની પરીક્ષા અલગ કરવી જોઈએ? તેથી ઉપરના પ્રશ્ન અંગે કાંઈક સારી અસર થાય?

૨૪. સારજંટ રિપોર્ટ કહે છે કે —

"In order to raise standards all round the conditions for admission must be revised with the object of ensuring that all students are capable of taking full advantage of a university course."

(પ્રવેશની લાયકાતનું ધોરણ ઊંચું કરવાને માટે, તેની જે શરતો છે તે સુધારવી જોઈએ કે જેથી યુનિ૦નો લાભ લેવાને યોગ્ય વિદ્યાર્થી જ તેમાં આવે.)

આને સારુ તે હાઈસ્કૂલની અને કૉલેજ યુનિવર્સિટીની અમુક પુનર્રચના સૂચવે છે કે —

"The present intermediate course should be abolished. Ultimately the whole of this course should be covered in the High Schools But as an immediate step the first year of the course should be transferred to High Schools and the 2nd to the University.

The minimum length of a Univ. degree... should be 3 years."

આ ભલામણ વિષે તમારે શું કહેવાનું છે? એમાં સૂચવેલો મુદ્દો ગુજરાત માટે તમને ઠીક લાગે છે? ચાલુ હાઈસ્કૂલો સ્વતંત્ર રીતે S. L. C. સુધી ભણાવે; તેમાં પાસ થનારમાંથી જેઓ કૉલેજમાં જવા માગે તેમની લાયકાત પ્રમાણે તેમાંથી ચાળવામાં આવે; તેઓ પછી કૉલેજ-પ્રવેશ માટેના ખાસ વર્ગમાં ભણે; આ વર્ષ આજની હાઈસ્કૂલો ચલાવે; તેની માન્યતા યુનિવર્સિટી આપે; S. L. C. પર્યન્તની માન્યતા સરકારી શિક્ષણખાતું આપે. આ રીતે કામ કરવાથી યોગ્ય વિદ્યાર્થી લેવામાં ચાળણી મૂકી શકાય; એક વર્ષની તાલીમ યુનિવર્સિટી-પ્રવેશની જ ખાસ દૃષ્ટિએ આપી શકાય; અને S. L. C. ના ધોરણ પર આજે યુનિ૦પ્રવેશ-પરીક્ષાનું જે અઘટિત ભારણ અને ખોટી અસર રહે છે તે પણ ટાળી શકાય. આમ થાય તો તમે તેને પસંદ કરો? જો ના, તો બીજો શો ઉપાય સૂચવો?

૨૫. નોકરી-વખુપણું દૂર કરવા માટે, નોકરી માટે સરકાર પોતાની અલગ પરીક્ષાઓ રાખે એ ઠીક લાગે છે? (I. C. S. ૪૦ જેવી રીતે)

૭

### માધ્યમ અને નવી વિદ્યાઓ

૨૬. ગુજરાત માટે યુનિવર્સિટી રચો તો તે પોતાનું બધું કામ ગુજરાતી ભાષાના જ માધ્યમથી ચલાવે, એ સિદ્ધાંતરૂપે તમે માનો છો?

એનો અમલ કરવામાં તમે શી મર્યાદા કે મુશ્કેલીઓ જુઓ છો? તે દૂર કરવાને માટે શું કરવું?

૨૭. બી. એ., બી. કૉમ., બી. એજી. ના વિષયો બધા તરત ગુજરાતીમાં શીખવી શકાય એમ તમને લાગે છે? વિજ્ઞાન માટે શું માનો છો? તેને, ગુજરાતીમાં શીખવવા માટે તૈયાર થવા કેટલો સમય પૂર્વતૈયારી માટે જરૂરી માનો? તે પૂર્વતૈયારી કેવા પ્રકારની હોવી જોઈએ? તેને માટે કેવી યોજના કરવી?

૨૮. કાયદો, દાક્તરી, ઇજનેરી, તથા કેટલીક યંત્રોદ્યોગ-વિદ્યાઓ માટે શું માનો છો? ગુજરાતીમાં તેમને શીખવવા દરેક માટે કેટલો સમય પૂર્વતૈયારી માટે જોઈએ?

૨૯. યુનિવર્સિટી શરૂ થતાં તરત શું કરવું? માધ્યમ અંગ્રેજી લઈને પણ બધી જ વિદ્યાઓ માટેની ચાલુ કૉલેજો તેમાં લેવી? કે જેમ જેમ જે જે વિદ્યામાં ગુજરાતી માધ્યમ અમલમાં ઉતારી શકીએ તેમ તેમ તેનું ઉચ્ચ શિક્ષણ આપતી કૉલેજો લેવી કે યોજવી?

અને ત્યાં સુધી ગુજરાતીમાં ન અમલમાં આણી શકાય તેવા વિષયોના અધ્યાપકો તો રોકવા, પણ તેઓ પોતાના વિષયના અધ્યાપન માટે જરૂરી પરિભાષા ને પુસ્તકો વગેરે તૈયાર કરે?

૩૦. જો ગુજરાત માટે લોકોપયોગી યુનિવર્સિટી કાઢવી હોય તો માધ્યમને વિષે આવો આગ્રહ રાખ્યા વગર કામ ધપી શકે એમ માનો છો?

(અલબત્ત અહીં એ માનવું જોઈએ કે, જ્યાં સુધી જે વિદ્યાઓ માટે ગુજરાતી માધ્યમથી કામ કરવા ગુ. યુનિ. તૈયાર ન થાય, ત્યાં સુધી તેમને માટે ચાલુ મુંબઈ યુનિવર્સિટી જે કામ દે છે તે દેશે જ. પૂછવામાંથી એમ નથી સમજવાનું કે, ગુજરાતમાં વિદ્યાર્થીઓ એ વિદ્યાઓ ન ભણે, એમ કલ્પના છે.)

૩૧. ઉપરનો માધ્યમનો સિદ્ધાંત માનીને જો ચાલીએ, તો ચાલુ ધરેડની યુનિ૰માં જે વિદ્યામંદિરો કે Faculties ચાલે છે તેમાંથી ગુ. માટેની યુનિ૰એ કઈ વિદ્યાઓથી શરૂઆત કરવી, એ અટપટા પ્રશ્નના ઉકેલ માટે એક ઉપયોગી અને ક્રાંતિકારી નિર્ણાયક તત્ત્વ મળે.

અને આ સિદ્ધાંતથી વર્તીએ તો, યુનિવર્સિટીના સંશોધન કામ અને વિકાસને માટે પણ અત્યક્ષ જરૂરી એવી કાર્યદિશાઓ પણ મળે; જેમ કે જરૂરી પરિભાષા યોજવી અને તેનું પુસ્તકપ્રકાશન. આથી પ્રૌઢ-શિક્ષણને પણ ઠીક ઠીક મદદ અને વેગ આપી શકાય.

આ વિચાર તમને બરોબર લાગે છે? જો ના, તો એ હેતુ સાધવા બીજી કોઈ રીત બતાવશો?

૩૨. તે ઉપરાંત બીજી નવી કઈ વિદ્યાઓ Faculties યુનિ૰માં શરૂ કરવી જોઈએ?

૩૩. નવીન હિંદુસ્તાનમાં બીજી પ્રાંતભાષાઓના અધ્યયનને માટે ભાષામંદિરો હોવાં જોઈએ? સાહિત્ય, કળા, તથા સંસ્કારિતાની દૃષ્ટિએ આંતરપ્રાંતીય સંપર્ક સાધવા ને પરસ્પર મદદરૂપ થવા આની જરૂર માનો છો? ગુ. માટે યુનિ૰એ આને માટે શરથી શું કરવું ઘટે?

૩૪. એશિયા અને યુરોપ. અમેરિકા પ્ર૰ જોડે સ્વતંત્રતાને નાતે સંબંધ થતાં તે અનેક દેશોની ભાષા, લોક, ભૂગોળ ઇ.નું જ્ઞાન ધરાવતા વિદ્યાર્થીઓ તૈયાર થતા રહેવા જોઈએ એમ માનો છો? તેઓને તૈયાર કરવા યુનિ૰ શું કરે? ભાષાઓ, જેમ કે અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, રશિયન, ચીની, જાપાની, ફારસી, અરબી, બરમી, તિબેટી, ઇ. શીખવવા માટે જોગવાઈ કરવી જોઈએ કે નહીં? એટલે કે, આવી બધી અર્વાચીન ભાષાઓમાંથી પસંદ કરીને બને તેટલીને માટે ગુજરાત માટેની યુનિ૰માં શિક્ષણની જોગવાઈ કરવી ખરી?

૩૫. આયુર્વેદ અને યુનાની પદ્ધતિએ વૈદકનું શિક્ષણ આપવાને માટે યુનિ૰માં કૉલેજ સ્થાપવી? તે હોવી જોઈએ? હાલ હોય તેને માન્ય કરવી?

૩૬. સંસ્કૃત, પાલિ, અર્ધમાગધી, જેવી પ્રાચીન ભાષાઓ માટે શી જોગવાઈ કરવી?

૩૭. દુનિયાના ધર્મો અને ધર્મતત્ત્વ એ વિષે તુલનાત્મક અભ્યાસ કરવા માટે યુનિ૰ના ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિદ્યામંદિરમાં એક ખાસ શાખા યોજવા જેવી તમે ગણો?

૩૮. રાષ્ટ્રભાષા હિંદુસ્તાની યુનિ૰માં એક ફરજિયાત વિષય તરીકે રહે એમ તમે માનો છો? એનો અભ્યાસ ખીલવવાને માટે સંશોધન અને પ્રકાશન કરવાનું કામ યુનિ૰એ કરવું જોઈએ કે કેમ?

૩૯. મધ્યસ્થ સરકારનું કામ હિંદુસ્તાનીમાં ચાલશે તે દૃષ્ટિએ એ કામને સંભાળી શકે એવી યોગ્યતાવાળા વિદ્યાર્થી તૈયાર કરવા માટે ગુજરાત માટેની યુનિ૰એ શું કરવું? એ ભાષાનું શિક્ષણ એટલે સુધી લેવા તેણે તત્પર થવું જોઈએ? નહિ તો, ગુજરાતીઓ માટે તેવી યોગ્યતા મેળવવાને શી જોગવાઈ હોય?

૪૦. યુનિવર્સિટી પ્રૌઢશિક્ષણને કે લોકશિક્ષણને માટે એક વ્યવસ્થિત ખાતું રાખી શકે? કે જે દ્વારા જ્ઞાન-વિજ્ઞાનના વિષયોને સરળ ભાષામાં જનતા આગળ રજૂ કરી શકાય. પરિભાષા સંશોધન અને આ કાર્ય એકમેકને પૂરક રીતે ગોઠવાય તો સારું, એમ તમને લાગે છે? આ અંગે બીજું શું શું કરવા જેવું સૂચવો?

૮

## ગુજરાત યુનિવર્સિટી અને સરકાર

૪૧. યુનિવર્સિટીએ પોતે શિક્ષણનું કયું કામ માથે લેવું? કે તેણે માન્ય કૉલેજો પર જ શિક્ષણનો આધાર રાખવો?

૪૨. ગુજરાતની કૉલેજોને યુનિવર્સિટીમાં જોડી લેવા માટે શું કરવું? તે કાયદાથી કરવું? કે કૉલેજોને જોડાવા કે ન જોડાવા છૂટ હોવી જોઈએ? તેઓ મુંબઈ સાથે જોડાણ ચાલુ રાખવા માગે તો તેમ કરી શકે?-હા, તો તે શાથી? ના, તો તે શાથી?

૪૩. જે નવાં કામો કે નવી વિદ્યાઓ નવી દૃષ્ટિથી યુનિ૦એ કરવાનાં હોય તે કામ પોતે જ શરૂ કરે, તો જ બની શકે એમ માનો છો? સરકારે એ કામોને ઉત્તેજન આપવું જોઈએ કે નહિ?

૪૪. જો નવા જમાનાની જરૂરને જોઈ વિચારીને કામ ઉપાડવું હોય, તો તેમાં સ્વરાજની સ્વતંત્ર સરકારે કઈ રીતે ભાગ ભજવવો જોઈએ? તેણે આગેવાની લઈ પ્રજાને આગળ લેવી જોઈએ એમ માનો છો?

૪૫. ચાલુ કોલેજોનો સમવાય કરી એક સમન્વિત યુનિ૦ સ્થાપવી હોય તો એક રીતે કામ લેવું જોઈએ; અને એ સહેલું પણ પડે એમ માનો છો? કે એમાં જોડાવા કેટલાક તૈયાર ન થાય? તો શાથી ન થાય? તો શું કરવું? કે પછી એવી યુનિ૦ સ્થાપવાનું છોડી દેવું એ જ સાચો રસ્તો માનવો? અને પ્રશ્ન ૪૩માં સૂચવેલું જ શરૂ કરવું?

૪૬. પણ જો એક નવી ભાત રચવાનું આવશ્યક સાહસ કરવું હોય, તો તે માટે કોણે પહેલ કરવી? સ્વતંત્ર સરકારે? પ્રજાએ? કે સરકારના સાથ અને મદદથી ને પ્રજાની સંમતિથી? આને માટે ગૂજરાત વિદ્યાપીઠ અને તેના જેવી સ્વતંત્ર સંસ્થાઓ કામમાં લઈ શકાય? જો હા, તો કઈ રીતે? જો ના, તો તે સંસ્થાઓનું સ્થાન ભાવી યુનિ૦માં તમે કેવું કલ્પો છો?

૪૭. ગાંધીજીએ એક વાર નીચે પ્રમાણેનો વિચાર પ્રદર્શિત કરેલો કે,

"હું તો કૉલેજની કેળવણીમાં ધરમૂળથી પલટો કરું ને એનો દેશની જરૂરિયાતોની સાથે મેળ સાધું. યંત્રશાસ્ત્રના ને બીજા ઇજનેરોને માટે પદવીઓ રખાય. એમને જુદા જુદા ઉદ્યોગોની જોડે જોડી દીધેલા હોય, ને એ ઉદ્યોગોને જે ગ્રૅજ્યુએટો જોઈએ તેમને તાલીમ આપવાનું ખરચ એ ચલાવનારા જ આપે. દાખલા તરીકે, ટાટા કંપનીની પાસે એવી અપેક્ષા રખાય કે, તેમને જે ઇજનેરો જોઈએ તેમને કેળવવા માટે તે રાજ્યની દેખરેખ નીચે એક કૉલેજ ચલાવે. તે જ પ્રમાણે મિલમાલિકોનાં મંડળ મળીને પોતાને જોઈતા ગ્રૅજ્યુએટો કેળવવાની કૉલેજ ચલાવે. એવું જ બીજા અનેક ઉદ્યોગોને વિષે. વેપારને માટે પણ કૉલેજ હોય. પછી 'આર્ટ્સ', દાક્તરી ને ખેતીવાડી રહ્યાં. આજે કેટલીયે ખાનગી આર્ટ્સ કૉલેજો સ્વાવલંબનપૂર્વક ચાલી રહેલી છે. એટલે રાજ્ય પોતાની આર્ટ્સ કૉલેજો ચલાવવી બંધ કરે. દાક્તરી કૉલેજો પ્રમાણપત્રવાળાં ઇસ્પિતાલોની સાથે જોડેલી હોય. એ કૉલેજો ધનિકોમાં લોકપ્રિય છે એટલે તેઓ એ કૉલેજોને નભાવવા માટે સ્વેચ્છાએ પૈસા આપે એવી અપેક્ષા રખાય. અને ખેતીવાડી કૉલેજો સ્વાવલંબી હોય તો જ એનું નામ સાર્થક થાય. મને કેટલાક ખેતીવાડીના ગ્રૅજ્યુએટોનો કડવો અનુભવ થયેલો છે. એમનું જ્ઞાન છીછરું હોય છે. એમને વહેવારુ અનુભવ હોતો નથી. પણ જો તેમને સ્વાવલંબી અને દેશની જરૂરિયાતો પૂરી પાડનારી વાડીઓમાં ઉમેદવારી કરવી પડી હોય તો તેમને પદવી મેળવ્યા પછી ને જેની નોકરી કરતા હોય તેને ખરચે અનુભવ મેળવવાની જરૂર ન રહે.

"આ કાલ્પનિક ચિત્ર નથી, ગગનવિહાર નથી. આપણે જો ફક્ત આપણા મનનું એદીપણું કાઢી નાખીએ તો કેળવણીનો જે સવાલ મહાસભાવાદી પ્રધાનોની અને તેથી મહાસભાની સામે આવીને ઊભેલો છે, તેનો આ બહુ જ વાજબી અને વહેવારુ ઉકેલ છે એમ જણાઈ આવશે."

('હરિજનબંધુ,' ૧-૧૦-'૩૭ 'ટીકાનો જવાબ' લેખમાં 'કેળવણી')

આ મત તમને ગમે છે? તેમાંથી કયું તત્ત્વ સંઘરવા જેવું માનો છો? આજે ગુજરાતમાં યુનિ૦ની રચના કરતી વખતે એ પ્રમાણે કામ શરૂ કરી શકાય ખરું? જો હા, તો તે શું અને કેટલું તથા કેવી રીતે તેનો આછોપાતળો ખ્યાલ આપશો?

૪૮. ધંધાદારી શિક્ષણ અંગે ગાંધીજીએ તેમાં વિચાર રજૂ કરેલો કે તે તે ઉદ્યોગો ચલાવનારાં મંડળો પોતાને માટે જરૂરી કામ કરનારા મેળવવાને માટે કૉલેજો ચલાવે. (જુઓ ઉપરના લેખમાં તે ભાગ.) એ વિષે તમે શું કહો?

૬

## બંધારણ

૪૯. યુનિ૦ની સેનેટ માટે મતાધિકાર અમુક વર્ષ જૂના મેટ્રિકને અને ઉમેદવારી-હક ગ્રૅજ્યુએટને આપવામાં આવે, એ તમને કેવું લાગે છે?

૫૦. જો કોઈ પણ ખાસ મતદારમંડળ રચવામાં આવે તો તેમાંથી ચૂંટાઈ આવનાર ઉમેદવારની લાયકાત અમુક ભણતરની — કહો કે — ગ્રૅજ્યુએટની

હોવી જોઈએ, એમ નિયમ કરવો ખરો? કે તે તે મંડળ જેને મોકલે તે ખરું એમ રાખવું?

૫૧. પ્રોફેસરોની જગાઓ સેનેટમાં રાખવી તે અમુક વિષયોવાર રાખવી? કે એવું બંધન ન રાખવું?

૫૨. અમુક કોમ કે ધંધો યા ઉદ્યોગ અથવા દેશી રાજ્ય એવા વિભાગ બંધારણમાં નોખા રાખવા? જો હા, તો કયા રાખવા? કે પછી આજે હવે એક જૂની ઘરેડને માન્ય રાખીને ચાલવાની જરૂર નથી?

# 'નવજુગ આયા'

[પં. સુદર્શનજી હિંદુસ્તાનીના એક પ્રતિષ્ઠિત લેખક છે ઉર્દૂ અને હિંદી બેઉ શૈલીમાં તે સરખી જ ફાવટથી રમી ખેલી શકે છે; અને કહેવું જોઈએ કે તેથી જ કદાચ, સહજપ્રતિભાથી તે હિંદુસ્તાનીમાં પણ એવી જ ફાવટ દાખવી શકે છે હિંદુસ્તાની પ્રચારના તે સમર્થક છે, તે માટેની સભાના એક સ્થાપક સભ્ય છે. હિંદમાં નવા યુગના ઉદયકાળે તેમણે નીચે લખેલી ઊર્મિદાર કડીઓ મહારાષ્ટ્ર રાષ્ટ્રભાષા સભા તરફથી પ્રગટ થવા લાગેલા 'રાષ્ટ્રવાણી' માસિકમાં જોઈ, ત્યાંથી નીચે ઉતારી છે —મ૦]

जाग सजनिया ! नवजुग आया !
बीत गई सब बात पुरानी.
नया ज़माना, नई कहानी;
नई खबरिया, नई डगरिया;
नए नैननकी नई नज़रिया;
नई आशाने नये दिलोंमें
एक नया शृंगार जगाया !
जाग सजनिया ! नवयुग ,आया !

पं. सुदर्शन

# સ્વાતંત્ર્ય-પર્વ પર બે કાવ્યો

[૧૫મી ઑગસ્ટના પુણ્ય નિમિત્તે ઉદય પામેલાં નીચેનાં બે કાવ્યો પ્રસિદ્ધ કરવામાં આવે છે. ખાસ નોંધપાત્ર એ છે કે, એ બંનેના કર્તા જૈન મુનિઓ છે: હિંદ સ્વરાજ એક ધર્મકાર્ય છે, ધર્મલાભને અર્થે એ છે; નહિ તો જે ઊર્મિ આ મુનિ-કવિઓને જાગે છે તે ન સંભવત. એક સંસ્કૃતમાં અને સ્તુતિરૂપે છે; બીજું ગુજરાતીમાં અને યુવાનો માટે કૂચગીત છે;—આ પણ સૂચક જ ગણાય. —મ૦]

## १

### राष्ट्रोदय-मंगलकामना

महात्म-गांधी-गुरुकर्मयोग-
प्रभावसंवर्धित-शक्ति-धाम्नः ।
उद्योगतो राष्ट्र-महासभाया
द्राघीयसो भारत मानितायाः ॥ १ ॥
विदेशिसाम्राज्यकठोरबन्धनाद्
विमुच्य सम्पादयति स्वतंत्रताम् ।
'ऑगष्ट'मासेऽश्व-चतुर्नवार्कमाङ-
सुवत्सरे पंचदशेऽह्नि भारतम् (युग्मम्) ॥ २ ॥
राष्ट्रस्य भाग्योदयमन्विमं परं
विश्वप्रजासंस्तुत-नीति-साधितम् ।
वन्दामहे नम्रशिरस्कमीश्वरं
तच्छ्रेयसे साञ्जलि प्रार्थयामहे ॥ ३ ॥

તા. ૧૦–૮–'૪૭ मुनि न्यायविजय (पाटण)

અર્થ:—

મહાત્મા ગાંધીજીના પ્રખર કર્મયોગના પ્રભાવથી શક્તિ અને તેજ જેનાં વધતાં રહ્યાં છે એ ભારત-સન્માનિત 'રાષ્ટ્ર મહાસભા'ના દીર્ઘકાલિક ઉદ્યોગથી ભારત વિદેશી સામ્રાજ્યના કઠોર બન્ધનમાંથી મુક્ત થઈ ૧૯૪૭ના ઑગસ્ટના પંદરમા દિવસે સ્વાતંત્ર્યને પ્રાપ્ત કરે છે.

ભારતનો આ ભાગ્યોદય જગતની પ્રજાઓએ વખાણી છે એવી નીતિથી સધાયો છે. રાષ્ટ્રના આ મહાન ઉદય માટે અમે નમ્ર મસ્તકથી પરમેશ્વરને વંદીએ છીએ અને રાષ્ટ્રના કલ્યાણ માટે એને હાથ જોડી પ્રાર્થીએ છીએ.

## ૨

### કૂચગીત

પગલે પગલે સાવધ રહીને પ્રેમગતઃ પ્રગટાવ્યે જા;
અંતરને અજવાળે વીરા! પંથ તારો કાપ્યે જા,
પંથ તારો કાપ્યે જા.
કાંટા આવે, કંકર આવે, ધોમ ધખંતી રેતી આવે;
ખાંડાની ધારે ને ધારે, ધૈર્ય ધારી ચાલ્યો જા,
શૌર્ય ધારી ચાલ્યો જા.
હિંમત તારી ખોતો ના, સ્વાર્થ સામે જોતો ના,
સગવડ સામે જોતો ના;
શિસ્ત શાંતિ ને સુલેહનો પાઠ સૌને આપ્યે જા,
દુર્ગમ પંથ કાપ્યે જા.
પગલે . . .

'સંતબાલ'

# વ્યાયામ

માણસને મનુષ્ય તરીકે જીવવા માટે અનેક સાધનોની જરૂર પડે છે. અને તે સાધનો સિદ્ધ કરવા માટે વિદ્યા, કળા, વિજ્ઞાન વગેરે વિવિધ શાસ્ત્રોની પણ તેટલી જ જરૂર પડે છે. જેટલા પ્રમાણમાં તે બધાની સમાજમાં વૃદ્ધિ થઈ હોય, તેટલા પ્રમાણમાં તે સમાજ ઉન્નત અને ટકાઉ થયેલો મનાય છે. પણ, માનવ-સમાજની ઉન્નતિ જેમ તેના જીવનને જરૂરી સાધન-સામગ્રીની સમૃદ્ધિ ઉપર આધાર રાખે છે તેમ જ તે સમાજના વ્યક્તિગત અને સામુદાયિક સદ્ગુણો ઉપર પણ આધાર રાખે છે. તે સદ્ગુણો મનુષ્યના શારીરિક, બૌદ્ધિક અને માનસિક વિકાસ સિવાય પ્રાપ્ત થઈ શકતા નથી. માનવશક્તિ આ ત્રણે માર્ગે પ્રગટ થાય છે અને વિકાસ પામે છે. એ શક્તિના વિકાસ પર માનવી ઉન્નતિ આશ્રિત છે. એ ત્રણે માર્ગે પ્રગટ થનારી માનવશક્તિનો યોગ્ય રીતે વિકાસ કરી, દરેકનો યોગ્ય પ્રસંગે ઉપયોગ કરતા રહેવાથી માનવજીવન સફળ થાય છે. તે શક્તિનો દુરુપયોગ તથા અપવ્યય ન થાય, પણ ધારેલાં પરિણામ ઊપજે અને યોજેલો હેતુ સિદ્ધ થાય એવી રીતે તેના સદુપયોગ માટે તે શક્તિનો વિકાસ કરી, તે દ્વારા નીપજનારાં સર્વે કર્મોમાં વ્યવસ્થિતતા અને સુસંગતિ નિર્માણ કરવા શાસ્ત્રો, કળા, વિદ્યા અને જ્ઞાનની માનવસમાજને જરૂર પડે છે. આ પ્રકારનાં જ્ઞાન અને કળા, તથા તે સાથે જ માનવ-જીવનને માટે આવશ્યક સદ્ગુણો જે સમાજમાં ખીલે છે, તે સમાજ ઉન્નતિને માર્ગે છે. માનવસમાજની સ્થિતિ, ઉન્નતિ અને ઉત્કર્ષ આની ઉપર જ આધાર રાખે છે.

સામાજિક, નૈતિક, રાજકીય, શારીરિક વગેરે કોઈ પણ બાબતમાં આપણી આજની સ્થિતિ તપાસીએ તો કોઈ પણ વિષયમાં તે ઉન્નત અવસ્થામાં હોય એમ જણાતું નથી. એનાં ભલે બીજાં અનેક કારણો હોય; પરંતુ આપણી દુઃસ્થિતિનું સૌથી મોટું કારણ તો એ જ જણાય છે કે, જીવનને ઉપયોગી વિદ્યા, કળા, જ્ઞાન વગેરે વિષેની આપણી ઉદાસીનતા છે. જે સાધનો અને તેની સાથે સંબંધ ધરાવનાર વિદ્યા-કળા વગેરે પર આપણી ઉન્નતિનો આધાર છે, તે વિષે બેપરવા કે ઉદાસીન રહી ઉન્નતિ થવી શક્ય નથી એમ સમજતાં છતાં, એ બાબતમાં આપણું દુર્લક્ષ હજુ બહુ ઓછું થયેલું જણાતું નથી. યોગ્ય સાધનો વિના ઉન્નતિ થઈ શકે નહિ અને જ્ઞાન-કળા ઇત્યાદિ વિના કોઈ પણ સાધનને નિર્દોષ, શાસ્ત્રીય અને વધારેમાં વધારે કાર્યસાધક કરી શકાય નહિ. આ દૃષ્ટિએ આપણી ઉન્નતિનો વિચાર કરીએ તો આપણી વર્તમાન સ્થિતિ અતિશય શોચનીય છે એમ કહેવું જોઈએ. બીજાં બધાં સાધનો અને વિદ્યા-કળાઓને જવા દઈ, કેવળ શારીરિક વિકાસ તથા તે સંબંધી શાસ્ત્રનો જ વિચાર કરીએ, તો તે બાબતમાંયે આપણી સ્થિતિ સંતોષકારક કહી શકાય એવી નથી. કોઈ પણ વસ્તુ સારી રીતે સિદ્ધ કરવા માટેનું મુખ્ય અધિષ્ઠાન જે આપણું શરીર, તેની બાબતમાંયે આપણે કેટલા બેપરવા અને ઉદાસીન છીએ તે આપણી થયેલી આજની શારીરિક અવનતિ પરથી દેખાઈ આવે છે. આપણી સામાજિક, નૈતિક, રાજકીય, આર્થિક વગેરે સર્વદેશી ઉન્નતિ થવી જોઈએ, એમ આપણે કહીએ છીએ ખરા, પણ ઉન્નતિમાત્રનું જે મુખ્ય સાધન–શરીર – તેની નીરોગિતા, મજબૂતી, કાર્યશક્તિ વગેરેનો આપણે પૂરો વિચાર કર્યો નથી; બલકે તે પ્રત્યે બહુ ધ્યાન જ આપ્યું નથી એમ દુઃખપૂર્વક કહેવું પડે છે. જીવનની આવી મહત્ત્વની વસ્તુ હજુ આપણા ખ્યાલમાં આવી નથી, અથવા આવી છે કહો તો તે દૃઢપણે હજુ આપણા મનમાં ઠસી નથી અને સાર્વજનિક રૂપે તે હજુ અમલમાં મુકાવા માંડી નથી.

એવો કોણ હશે જેને એમ ન લાગતું હોય કે, આપણું શરીર ગમે તેવું હોવાને બદલે સારું, મજબૂત, સુડોલ (સપ્રમાણ અવયવોને લીધે સુંદર), ચપળ, ખડતલ (ટાઢ, તડકો, શ્રમ, હાડમારી વગેરે સહી શકનારું) અને કાર્યક્ષમ (કાર્યો કરવાને યોગ્ય) હોવું જોઈએ? જેનામાં થોડી પણ સમજણ છે એવાં સ્ત્રી કે પુરુષ આગળ એક માયકાંગલા શરીરનો અને બીજો પ્રયત્નપૂર્વક કેળવેલા સુંદર, સુડોલ, ચપળ શરીરનો નમૂનો રજૂ કરીએ, તો તે કેવાને પસંદ કરશે એમ માનો છો? મને ખાતરી છે કે દરેક જણ બીજો જ પસંદ કરશે. નાનાં બાળકો પણ સુંદર, સુડોલ બાંધાવાળાં પ્રાણીઓનાં ચિત્રોને જ પસંદ કરે છે. તેમનેયે મનુષ્યનાં કે બીજાં પ્રાણીઓનાં શરીરની સપ્રમાણતા અને સુંદરતાની પરીક્ષા હોય છે. એ પરીક્ષા માટે તેમને કોઈ ઠેકાણે શિક્ષણ લેવું પડતું નથી. પરંતુ એ જ્ઞાન તેમનામાં સ્વભાવસિદ્ધ જ છે. ગાય, બળદ, ઘોડો, કૂતરો, પોપટ ઇ. કોઈ

પ્રાણીને પાળવું હોય તો આપણે તેની પાત્રતા ઉપર ધ્યાન દઈએ છીએ. કૃશ, દુર્બલ, બેડોળ શરીરવાળાં પ્રાણી આપણને પસંદ પડતાં નથી. એવાં પ્રાણીનાં ચિત્ર પણ આપણને ગમતાં નથી. એટલું જ નહિ, પણ આપણા બગીચાનાં ઝાડ અને રોપાઓ પોતપોતાની રીતે પૂર્ણ પલ્લવિત અને પુરબહારમાં હોય અને સુંદર દેખાય એમ આપણે ઇચ્છીએ. તો પછી આપણે આપણાં પોતાનાં તથા આપણી સંતતિનાં જ શરીર વિષે આટલા બેદરકાર તથા ઉદાસીન કેમ રહીએ છીએ તે સમજાતું નથી. દરેક બાબતમાં જ્ઞાન અને બુદ્ધિનો ઉપયોગ કરનારા આપણે આપણી પોતાની તેમ જ સંતાનોની બાબતમાં આટલા બેફિકરા કેમ છીએ? આ એક બહુ વિકટ અને દુઃખદ કોયડો છે. સદ્‌અસદ્‌ વિવેક હોવા છતાં અને પોતાનું હિત સાધવાનું પોતાના હાથમાં હોવા છતાં મનુષ્ય કેમ પોતાનું હિત સિદ્ધ કરતો નથી? દરેક મનુષ્ય પોતાનું હિત ઇચ્છે છે, થોડાક પ્રયત્નથી પોતાની દુઃસ્થિતિ સુધારવાનું પોતાના હાથમાં છે, છતાં તેમ કાં કરતો નથી? આપણી અને આપણા રાષ્ટ્રની સ્થિતિ અનેક બાજુથી અવનત થયેલી છે. પણ સર્વે અવનતિઓમાં આપણી અત્યંત નિકટની અને આપણને સતત નડનારી કોઈ અવનતિ હોય તો તે આપણી શારીરિક અવનતિ છે એમાં શંકા નથી. આ વસ્તુ નિઃશંકપણે સમજાતાં છતાં તે બાબતમાં આપણે કેમ પૂરા પ્રયત્નશીલ થતા નથી? કદાચ ઘણો લાંબો કાળ એ જ સ્થિતિમાં પસાર કરવાને પરિણામે આપણને આપણી અવનતિ જ કોઠે પડી ગઈ હોય, અથવા આપણી દુર્બળતામાં જ આપણે સમાધાન માનતાં શીખ્યા હોઈશું? અથવા હાલની સ્થિતિ બદલવા માટે લાગનારો પરિશ્રમ કરવાની તૈયારી ન હોય એટલી આપણામાં જડતા હશે? નહિ તો એવો કોણ હોઈ શકે કે જેને પોતાનું શરીર સરસ, નીરોગી, મજબૂત, ખડતલ, અને કાર્યક્ષમ હોવું જોઈએ એમ ન લાગે? આપણાં કપડાં, ઘર, ઘરવખરી — આપણા ઉપયોગમાં આવનારી દરેક વસ્તુ સારી, સ્વચ્છ, સુંદર અને ટકાઉ હોવી જોઈએ એમ આપણે ઇચ્છીએ છીએ; તો પછી જેનાથી એક ક્ષણ પણ આપણે આપણું જીવન વેગળું કરી શકતા નથી — ચોવીસે કલાક જેની જોડે આપણે સમરસ છીએ, — સર્વ કર્મોમાં જેનો આપણે સદૈવ ઉપયોગ કરીએ છીએ, જેને માટે આપણા મનમાં સૌથી અધિક મમત્વ રહેલું છે, તે આપણું શરીર સારું ન હોવું જોઈએ એમ આપણને લાગે જ કેમ? પણ આપણું શરીર સરસ હોવું જોઈએ એમ લાગતાં છતાં, તેવી ઇચ્છા હોવા છતાંયે, તેવું બનાવવાને જે પરિશ્રમ અને સંયમ જોઈએ તે માટે આપણી તૈયારી નથી હોતી એમ જણાય છે. આમાં આપણી જડતા સિવાય બીજું શું કારણ હોઈ શકે?

પણ આપણે એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે કોઈ પણ સારી વસ્તુ પરિશ્રમ વિના અને તે માટે લાગનારા સંયમ વિના સિદ્ધ થઈ શકતી નથી. કમમાં કમ શરીરની બાબતમાં તો આ નિયમને અપવાદ નથી. ધન, સંપત્તિ, ઐશ્વર્ય, વૈભવ, સત્તા કદાચિત્ વિના-પરિશ્રમે મળી શકતાં હશે, પણ મજબૂત શરીર કાંઈક પણ પરિશ્રમ કર્યા વિના પ્રાપ્ત થઈ શકતું નથી. માટે, જેમને પોતાની આજીવિકા પ્રાપ્ત કરવા માટે પરિશ્રમ કરવો પડે છે તેમની વાત છોડી દઈએ, તો બીજા સર્વે બુદ્ધિજીવી લોકોને પોતાનું શરીર સરસ કરવા માટે અથવા માત્ર નીરોગી રાખવા માટેયે — કાંઈક પણ પરિશ્રમ કરવો જરૂરી છે. આવા પદ્ધતિસર પરિશ્રમને જ વ્યાયામ કહે છે. આ દૃષ્ટિએ માનવી શરીર અને જીવનનો વિચાર કરી, એ બાબતમાં જે યોગ્ય નિયમ તથા પદ્ધતિ ઠરાવવામાં આવ્યાં છે, તે સર્વેનો વ્યાયામનાં શાસ્ત્ર તથા કળામાં સમાવેશ થાય છે. મનુષ્યશરીર ભલે સહેજે પ્રાપ્ત થયું હોય, પણ તેની સર્વ પ્રકારની પાત્રતા વધારવા માટે કોઈક પણ યોજના-પૂર્વક અને પદ્ધતિસર પરિશ્રમની જરૂર છે. યોગ્ય તથા પદ્ધતિસર પરિશ્રમ, યોજના, પ્રયત્નશીલતા, સંયમ વગેરે સર્વ સાધનો એકઠાં કરી માણસે પોતાની નીરોગિતા રાખવાની છે, અને તે સૌનો જ અધિક ઉપયોગ કરી માણસે પોતાનું શારીરિક બળ વધારી તે દિશામાં પોતાની પાત્રતા વધારવાની છે. પરિશ્રમ કર્યા વિના કેવળ ઇચ્છા કરવાથી તે વધતી નથી. યોગ્ય રીતે પરિશ્રમ વગેરે સાધનો દ્વારા જ તે આવી શકે. આ બાબત સહેજે સમજાવી જોઈએ.

માનવી જીવન સફળ થવા માટે અનેક શક્તિઓની સાથે શારીરિક શક્તિનીયે તદ્દન જરૂર છે. વ્યક્તિના હિતનો વિચાર કરીએ કે સામુદાયિક અથવા રાજકીય હિતનો વિચાર કરીએ, એક હદ સુધીની શારીરિક પાત્રતા વિના વ્યક્તિ કે સમુદાય એકેનું હિત સિદ્ધ થઈ શકે નહિ. કોઈ પણ મહત્ત્વના કાર્યમાં આરંભથી લઈને તે પાર પડે ત્યાં સુધી જેમ અનેક બૌદ્ધિક

તથા માનસિક શક્તિઓની મનુષ્યને તેમ જ મનુષ્ય-સમાજને જરૂર છે, તેમ જ શારીરિક બળ અને પાત્રતાનીયે જરૂર છે એ વાત ભૂલ્યે ચાલશે નહિ. સર્વ દિશાઓમાં ઉન્નતિ કરવાની જો આપણી ઇચ્છા હોય તો તે રીતે પ્રયત્નશીલ થઈ આપણી શારીરિક પાત્રતા વધાર્યા વિના છૂટકો જ નથી. તે સિવાય આપણું વ્યક્તિગત જીવન સારી રીતે ચાલી શકશે નહિ, તેમ જ સાર્વજનિક કાર્યો માટે જે જે ખાસ મહેનતનાં કામો કરવાં પડે છે તે બધાં શારીરિક પાત્રતા વિના નિર્દોષપણે અને યશસ્વીપણે આપણે કદી જ કરી શકવાના નથી. કોઈ પણ ખાસ મહત્ત્વના કામ માટે જોઈતા ઉત્સાહ, વેગ, ચપળતા, દઢતા, ચીવટ, સહનશીલતા, ટકાઉપણું, બળ, કર્તૃત્વ વગેરે ગુણો શારીરિક પાત્રતા વિના આપણામાં આવી શકશે નહિ. માટે, આજીવિકા માટે જેમને શરીરશ્રમ કરવો પડતો નથી તેમને પદ્ધતિસર પરિશ્રમ — એટલે વ્યાયામ કર્યા વિના રોજનું અન્ન પણ બરોબર પચશે નહિ. જો રોજ ખાવું જરૂરી છે તો તે પચાવવું પણ તેટલું જ જરૂરી છે. એ પૈકી એકને જરૂરી સમજો તો બીજુંયે તેટલું જ મહત્ત્વનું માનવું જોઈએ.

ભૂખ માણસને રોજ ખાવા ફરજ પાડે છે. તે સિવાય તેને ચાલતું નથી. પણ જો ખાધેલું બરોબર પચે નહિ, તો લોહીમાં દોષનિર્માણ થાય છે, અને તે અશક્તિ કે રોગના રૂપમાં માણસને ભોગવવાં પડે છે. અન્ન પચવા માટે પાચનશક્તિ સારી હોવી જોઈએ. શરીરમાં રહેલી કુદરતી પાચનશક્તિ પરિશ્રમ વિના પ્રદીપ્ત રહેતી નથી. જો સહેજે આપણને પરિશ્રમ કરવો પડતો ન હોય તો વ્યાયામ જેવા સ્વાવલંબી ઉપાયથી આપણે આપણી પાચનશક્તિ કાર્યક્ષમ રાખવી જોઈએ. વ્યાયામ ન હોય તો પાચનશક્તિ ધીરે ધીરે મંદ થતી જાય છે. તે પોતાનું કામ બરોબર કરી શકતી નથી, અને તેનાં દુષ્પરિણામ આપણને ભોગવવાં પડે છે. તે ટાળવાં હોય તો વ્યાયામની મદદ લીધા વિના છૂટકો જ નથી. સારી રીતે જીવવું હોય તો સારું શરીર જોઈએ જ. પરિશ્રમ વિના શરીર સારું, બળવાન, નીરોગી અને કાર્યક્ષમ રહેવું શક્ય નથી. 'અન્ને પ્રાણ, અને પ્રાણે પરાક્રમ' એવી એક આપણામાં કહેવત છે, તેમાં ઘણો અર્થ રહેલો છે. અન્ન પચે તો તેનો પ્રાણ (શક્તિ) આપણામાં આવે, અને પ્રાણ પર પરાક્રમ અવલંબે છે. અન્ન પચે જ નહિ, તો પ્રાણ ક્યાંથી આવે? અને પ્રાણ ન હોય તો પરાક્રમ શાનું?

"अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥"

ગીતા, ૧૯–૧૪

આ શ્લોકમાં અન્ન પચાવનાર વૈશ્વાનરનું મહત્ત્વ કેટલું છે તે દેખાડવા "અન્ન પચાવનાર વૈશ્વાનર હું જ છું" એમ ભગવાન કહે છે, એવું ગીતાકાર લખે છે. એ પરથી આપણે વૈશ્વાનરનું મહત્ત્વ સમજવું જોઈએ. અન્ન પચવા માટે વૈશ્વાનર મુખ્ય તત્ત્વ છે એમ આ શ્લોકનો આશય છે. અને તે વૈશ્વાનર એટલે પાચનશક્તિ. પાચનશક્તિ બળવાન હોવા વિના સારી રીતે અન્ન પચી શકે નહિ, એ બોધ આપણે આ પરથી લેવાનો છે. એ બોધ લઈ, તેને અનુરૂપ આચરણ ન કરતાં, આપણે જો રોજ જમતી વખતે આ શ્લોક બોલતા રહીએ, અથવા ન બોલીએ છતાં "ખાવાનું કામ મારું, અને પચાવવાનું કામ 'હું જ વૈશ્વાનર છું' એમ કહેનાર ભગવાનનું," એમ બેઉ કામોની વહેંચણી કરી નાખીએ તો તેનો શો ઉપયોગ? આ આપણી ભૂલ આપણે સુધારવી જોઈએ. આપણી જડતા તથા ઉદાસીનતાનું આ પરિણામ છે. તે જડતા અને ઉદાસીનતા આપણે કાઢવાં જોઈએ, અને પ્રયત્નશીલ બનવું જોઈએ. વૈશ્વાનરને પ્રદીપ્ત કરવાનું કામ આપણું જ છે, બીજા કોઈનું નહિ. નથી તે ભગવાનનું કે નથી દાક્તર, વૈદ કે હકીમનું. આ વસ્તુ પાકી રીતે સમજી લઈને તે પ્રમાણે વર્તવું ઘટે. પરિશ્રમ વિના વૈશ્વાનર પ્રદીપ્ત રહેવો શક્ય નથી. અન્ન પચાવવાનો સ્વાવલંબી ઉપાય પરિશ્રમ જ છે, અને યોજનાપૂર્વક પરિશ્રમ એટલે જ વ્યાયામ.

પ્રયોજનભેદ પ્રમાણે વ્યાયામના અનેક પ્રકારો છે. પણ તેના મુખ્ય ભેદ બે છે. એક શરીરને નીરોગી રાખનારો વ્યાયામ અને બીજો બળવર્ધક વ્યાયામ. આ સિવાયના બીજા વ્યાયામોનો વિચાર બાજુએ રાખીએ, તોપણ આપણા બુદ્ધિજીવી લોકોને આ બન્ને પ્રકારના વ્યાયામની જરૂર છે. જીવન દરમ્યાન એવો કોઈ કાળ નહિ બતાવી શકાય કે જ્યારે આપણને નીરોગીપણાની તથા બળની જરૂર ન હોય. માટે એ સદૈવ આપણામાં ટકવા માટે પાચનશક્તિની પ્રદીપ્તતા, યોગ્ય પ્રકારનું રક્તાભિસરણ, તથા અન્નપચન પર આપણે સતત લક્ષ આપવું જોઈએ. એ બાબતો વ્યાયામથી જ સિદ્ધ થાય છે, અને તે સિદ્ધ થાય તો

સહજપણે જ શરીરની પાત્રતા અને કાર્યક્ષમતા વધે છે અથવા ટકી રહે છે.

ઘણા લાંબા કાળ સુધી અવનત સ્થિતિમાં રહેલા હોવાથી આપણી મનોરચના પણ કેટલેક અંશે તેવી જ બની ગઈ છે. આપણી અવનતિયે આપણને અવનતિ જેવી માલૂમ પડતી નથી. જડતાએ આપણને ગ્રપેલા છે. પણ આ સર્વ અવદશામાંથી આપણે છૂટવું હોય તો આપણે પરિશ્રમ કરવા તૈયાર થવું જોઈએ; વિવેકી અને સંયમી બનવું જોઈએ. માનવી-જીવનનું મહત્ત્વ આપણે સમજવું જોઈએ. માનવીજીવન એ જેમ તેમ જીવી પૂરું કરવા જેવી વસ્તુ નથી, પણ આપણી સર્વ પ્રકારની શક્તિઓને વધારવા માટે છે. મરણને અભાવે ગમે તેમ નિભાવી લેવા માટે જીવન નથી, પણ સર્વ પ્રકારની સફળતા પ્રાપ્ત કરવા માટે તે છે. તે સફળતા પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન આપણું પોતાનું શરીર છે. તે સાધનને કાર્યક્ષમ બનાવવા માટે શારીરિક શિક્ષણની આપણને જરૂર છે. આપણી અને આપણા રાષ્ટ્રની ઉન્નતિ થવા માટે આપણને સૌને શારીરિક સુપાત્રતાની જરૂર છે. આપણને સૌને મનુષ્યપણે જીવવું જોઈએ. તેમાં જ ખરી જીવનસિદ્ધિ છે. શરીરની સુપાત્રતા, બુદ્ધિની પ્રગલ્ભતા, મનની નિર્મલતા અને ચારિત્રની સર્વદેશી સંપન્નતા, એમાં જ માનવી જીવનની કૃતાર્થતા છે. એ સિવાયનું માનવી જીવન વ્યર્થ છે. આ વાત જો આપણને સમજાઈ ગઈ હોય, હૃદયમાં ઠસી ગઈ હોય, તો તે આપણા આચરણમાં અને પ્રત્યક્ષ કામોમાં જરૂર ઊતરવી જોઈએ. વૈયક્તિક, કૌટુંબિક, સામાજિક, નૈતિક, રાષ્ટ્રીય કે માનવજીવનના કોઈ પણ બીજા હિતની દૃષ્ટિએ જુઓ, સાક્ષરતાના જેટલી જ બલકે તેથીયે વધુ જરૂર આપણને શારીરિક સુપાત્રતાની છે. માટે તે આવશ્યકતા અને તેનો હેતુ પાર પડે એવી જાતની કેળવણીની સગવડ સાર્વજનિક રીતે થવાની અત્યંત જરૂર છે. તે માટે આપણે સૌએ તે દિશામાં પ્રયત્ન કરતા રહેવાનું આપણુ સૌનું કર્તવ્ય છે.

૧૫-૫-૧૯૪૫ કેદારનાથ

# ભગવતી ઍની બેસંટની હિંદની સેવા

પહેલી ઑક્ટોબર, ૧૯૪૭,ને રોજ જેમનું જયંતી-શતક ઊજવાયું તે ભગવતી ઍની બેસંટ જગતના ઇતિહાસમાં એક અદ્ભુત બાઈ છે — માનો શક્તિનો એક અવતાર છે. એ લંડનમાં જન્મ્યાં હતાં એટલે અંગ્રેજ ગણાય, પણ પોણા ભાગનું એમનું લોહી આયર (અર્થાત્ આયર્લૅંડના વતનીઓનું) હતું ને એ વિષે તે મગરૂર હતાં. પાછલા કેટલાક જન્મોમાં પોતે હિંદુ હતાં એમ એ માનતાં, અને ઈ.સ. ૧૮૯૩માં પહેલી વાર એમણે હિંદની ધરતી પર પગ મૂક્યો ને હિંદુઓને હિંદુધર્મનાં રહસ્યો સમજાવવા માંડ્યાં ત્યારે એમનાથી હિંદુઓ એટલા મુગ્ધ થઈ ગયા હતા કે, દક્ષિણમાં તો કેટલાય એમને 'अन्नाबाई वसंत'ના લાડકા નામે જ ઓળખાવતા. હિંદુઓના તીર્થધામ કાશીમાં ઈ. સ. ૧૮૯૫માં એક બંગલો ભાડે રાખીને એમણે રહેવા માંડ્યું. યુરોપી પોષાક ને રહેણીકરણી એમણે છોડી દીધી. સફેદ દૂધ જેવી હિંદુ ભગવતી સાડી એમણે ગ્રહણ કરી ને ગળામાં રુદ્રાક્ષની માળા ધારણ કરી. પોતાના નિવાસસ્થાનનું નામ એમણે 'શાંતિકુંજ' રાખ્યું ને હિંદુ યોગિનીની જેમ રહેવા માંડ્યું.

થોડા જ વખતમાં એમની આજુબાજુ સેવકોનું એક જૂથ બંધાયું. ને એમની મદદથી ઈ. સ. ૧૮૯૮માં એમણે કાશીમાં સેંટ્રલ હિંદુ કૉલેજ નામની સંસ્થા કાઢી. એની જોડે હાઈસ્કૂલ અર્થાત્ એક વિનયમંદિર પણ ચાલતું. ત્યાં એમણે મોટું ખર્ચ કરીને અને શાસ્ત્રોક્ત વિધિઓથી પ્રતિષ્ઠા કરીને સરસ્વતી દેવીનું એક મંદિર પણ બંધાવ્યું. હિંદને ખૂણે ખૂણેથી દૂર દૂરથી હિંદુ વિદ્યાર્થીઓ ત્યાં જવા માંડ્યા. અંગ્રેજી ભણતર એટલે ધર્મના શિક્ષણને નામે મીડું એ ભ્રમ એમણે ત્યાં ભાંગ્યો. મોટા મોટા વિદ્વાનો અને શાસ્ત્રી-પંડિતોની સલાહ લઈને એમણે હિંદુ ધર્મનાં ખાસ પાઠ્યપુસ્તકો તૈયાર કર્યાં, ને દેશભરમાં એનો પ્રચાર કર્યો. ઈ. સ. ૧૯૧૩માં જ્યારે પં. મદનમોહન માલવિયાજીની બનારસ હિંદુ યુનિવર્સિટીની યોજનાના એકમ તરીકે વાપરવા એમણે એ સંસ્થા એમને સમર્પણ કરી, ત્યારે ત્યાંના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓની સંખ્યા હજારેક સુધી પહોંચી હતી. મિસ ઍરન્ડેલ નામની એક એમની ઉદારચરિત શિષ્યાએ ત્યાં એક કન્યા વિદ્યાલય પણ કાઢ્યું હતું, ને ત્યાં કન્યાઓને હિંદને અનુકૂળ એવી ઢબે આધુનિક શિક્ષણ આપવાનો

પણ પ્રબંધ કર્યો હતો. 'જગતની મહાન સ્ત્રીઓ અહીં અવતરવા માગે છે. તમે વાતાવરણ તૈયાર કરો' એમ એ ઘણી વાર કહેતાં. એમની સેવાના સ્મરણાર્થે જ બનારસ હિંદુ યુનિવર્સિટીએ એમને ડૉક્ટરની પદવી આપી હતી.

આ સંસ્થાઓમાં બેસંટબૈયાના આગળપડતા થિયૉસૉફિસ્ટ ધર્મબંધુઓએ જે ભેખ લઈને ઝુકાવ્યું હતું, એ જોઈને શરૂઆતમાં તો હિંદની પરદેશી અંગ્રેજ સરકારને થયું હતું કે, 'મારાં વહાલાં, આ બધાં અહીં એકઠાં થઈને ધર્મ અને કેળવણીને નામે કાંઈ તરકટ જ કરવા માગે છે!' પણ રાજ્યની અને અલ્હાબાદ યુનિવર્સિટીની સહાનુભૂતિ મેળવવા એણે કેટલાક દુઃખ સાથે શરૂઆતથીં સ્વતંત્ર અભ્યાસક્રમનો પોતાનો વિચાર માંડી વાળ્યો ને સરકારી અભ્યાસક્રમ સ્વીકાર્યો ત્યારે સરકારનો જીવ કાંઈક હેઠો બેઠો ખરો. અંગ્રેજ લોહી અને ગોરી ચામડીનો તથા ઇંગ્લંડમાં થયેલાં ઓળખાણોનો લાભ લઈ ને બારોબાર વાઇસરૉય સુધી અડી જઈ એમના આશીર્વાદ લઈ આવીને, બારોબાર પ્રિન્સ ઑફ વેલ્સને પોતાની સંસ્થાને આંગણે નોતરી લાવીને અને સરકારી અમલદારોને સંસ્થાની સંવત્સરીના પ્રમુખપદે સ્થાપીને એમણે સરકારની શંકાઓ દૂર કરી હતી; છતાં, ઓછાવત્તા પ્રમાણમાં, અવારનવાર એ એમનો પીછો નહોતી જ છોડતી. વંદેમાતરમ્‌નો પોકાર જ્યારે રાજદ્રોહી ગણાતો ત્યારે એમણે એને પોતાની કૉલેજના હૉલમાં એક ભીંતે મોટા અક્ષરે લખાવ્યો હતો; અને બંગભંગની હિલચાલ દરમિયાન હિંદના જહાલ રાષ્ટ્રવાદીઓને 'શહેનશાહ ઘણું જીવો' એ પોકાર અળખામણો થઈ ગયો હતો ત્યારે એને પણ વંદેમાતરમ્‌ની જેમ જ એ હૉલમાં બીજી ભીંતે મોટા અક્ષરે લખાવ્યો હતો. સ્વદેશીનો એમણે સ્વીકાર કર્યો હતો; અને સ્વદેશી બજારમાં પોતાને જોઈતી વસ્તુઓ જાતે વહોરવા જવાનો રિવાજ રાખ્યો હતો. પણ બહિષ્કારના સૂત્રને ધિક્કારપ્રેરક ને હિંસક કહી ઉવેખી કાઢ્યું હતું. વિદ્યાર્થીઓને જેમ એમણે બ્રહ્મચર્યમાં અથવા તો ગૃહસ્થાશ્રમમાં પડતાં વાર્યા છે તેમ જ સક્રિય રાજકારણમાં પડતાં પણ વાર્યા છે. વિદ્યાર્થીએ દરેક રીતે વિદ્યાર્થી જ રહેવું જોઈએ એમ એ કહેતાં.

ઈ. સ. ૧૯૧૪માં એમણે હિંદના રાજકારણમાં ઝંપલાવ્યું હતું: 'કૉમનવીલ' નામનું અઠવાડિક ને 'ન્યૂ ઇન્ડિયા' નામનું દૈનિક શરૂ કર્યું હતું, ને એમ પોતાના નામથી પહેલા પુરુષમાં ધગધગતા અગ્રલેખો લખી હિંદના વર્તમાનપત્ર-જગતમાં નવો જુસ્સો રેડ્યો હતો ને નવો રિવાજ પાડ્યો હતો. હલકા પ્રકારની જાહેરખબરો લેવાની ધસીને એમણે ના પાડી હતી ને હોમરૂલ અર્થાત્ ગૃહરાજ્ય વા સ્વરાજ્યની એક જંગી હિલચાલ શરૂ કરી હતી. સુરતની ૧૯૦૭ની કૉંગ્રેસમાં પડેલાં જહાલો ને મવાલોનાં તડને એમણે તોડી પાડ્યાં હતાં, ને બંનેને કૉંગ્રેસના ઝંડા નીચે પુનઃ એકઠા કર્યા હતા. સર ફિરોજશાહ મહેતા વગેરે ના કહેતા રહ્યા ને દાદાભાઈ નવરોજજીની પાસે એમણે હોમરૂલ લીગના પ્રમુખ થવાનું કબૂલ કરાવી લીધું હતું, ને મહાત્મા ગાંધી તેમ જ જનાબ ઝીણાને એમણે હોમરૂલ લીગના સભાસદો બનાવી દીધા હતા! ને અદ્‌ભુત પ્રચારશક્તિ ને પ્રવૃત્તિપરાયણતાથી હોમરૂલની હિલચાલને એમણે શહેરો અને કસબાઓમાં જ નહિ, દૂર દૂર સુધીનાં ગામડાંઓમાં પણ પહોંચાડી દીધી હતી! એમનાં રાજકારણી સૂત્રો હતાં:

(૧) દુનિયાના રાષ્ટ્રોમાં હિંદના સ્થાનનો દાવો કરો.

(૨) મક્કમ બનો, પણ સામાની ચિડવણી ન કરો.

(૩) અંતે મહાન વિજય થશે, પણ એના પર કોઈ અતિશયતાના ડાઘ ન પડે એની સંભાળ રાખજો.

(૪) ઇંગ્લંડમાં અંગ્રેજ જેટલો સ્વતંત્ર છે એટલો જ હિંદમાં હિંદી હોવો જોઈએ.

(૫) હિંદને સ્વાતંત્ર્ય, પણ સામ્રાજ્યની અંદર.

(૬) સાંસ્થાનિક દરજ્જો—હિંદમાં સ્વાતંત્ર્ય અને તાજ દ્વારા બ્રિટન જોડે સમાનતા અને મિત્રતાભર્યું જોડાણ

સરકાર એમની પ્રવૃત્તિના જોશથી ચોંકી ઊઠી. પહેલાં મુંબઈ ઇલાકામાં એમને પ્રવેશબંધી ફરમાવાઈ ને પછી મદ્રાસ ઇલાકાના ઉટાકામંડના ગિરિશિખર પર એમને નજરકેદમાં મૂકી દીધાં. પણ પરિણામ ધાર્યા કરતાં ઊલટું આવ્યું. થિયૉસૉફિકલ સોસાયટી નામની સર્વધર્મસમભાવ કેળવતી વિશ્વબંધુતાવાદી અને યોગાભ્યાસના ગુપ્ત પાઠ આપતી જગદ્‌વ્યાપી ધાર્મિક સંસ્થાનાં ઈ. સ. ૧૯૦૭થી પ્રમુખ હોઈ એ આંતરરાષ્ટ્રીય વ્યક્તિ હતાં. એમના અનુયાયીઓ અને સોસાયટીના સભ્યોની હજારોની સંખ્યા જગતભરમાં પથરાયેલી હતી. એટલે જબરો ઊહાપોહ થયો. બધાનું

ાન હિંદ તરફ ખેંચાયું: 'હિંદમાં રાજ્ય તે કેવું અંધેર કે આવી પવિત્ર બાઈને સરકારને કેદ કરવી પડે !' હિંદ પણ ધણુંધણું ઊઠયું. મહાત્માજી જેવા ંદના રાજકારણમાં થોડા જ સમયથી ભાગ લેતા-યેલા પુરુષે સરકારને કહ્યું, 'એમને છોડી દો, નહિ ા દક્ષિણ આફ્રિકાની કૂચને ભુલાવી દે એવી કૂચ રી મારે એમને છોડાવવા ઊટાકામંડ જવું પડશે !' રકારે એમને છોડી દીધાં. લોકમતનો વિજય થયો. સંટને જનતાએ અને હિંદના રાજકારણી પુરુષોએ ોંગ્રેસના પ્રમુખપદે સ્થાપ્યાં (૧૯૧૭). અને એમણે ોંગ્રેસનું સુકાન સંભાળીને એને નાતાલના દિવસમાં રાઈ ઠરાવો કરી, સરકારની ટીકા કરી વીખરાઈ ્તી—આરામખુરસી સેવતા નેતાઓના ફુરસદના યવા તો બે ઘડીના ખેલ જેવી—મટાડી પહેલી વાર ર્ષભર કામ કરતી ને જીવનથી ઊભરાતી સંસ્થા નાવી.

રાષ્ટ્રીય કેળવણીની જરૂર પણ એમણે સેંટ્રલ ંદુ કૉલેજના કામ દરમિયાન જોઈ લીધી હતી, ને નારસ હિંદુ યુનિવર્સિટી ધાર્યું કામ નહિ આપે વી એમને ખાતરી થઈ ત્યારથી એમણે 'થિયો-ાફિકલ ઍજ્યુકેશન ટ્રસ્ટ' નામની એક સંસ્થા ભી કરી હતી. હોમરૂલની હિલચાલ દરમિયાન જ્યારે ોકોને લાગ્યું કે, સરકાર યુવાનોની કેળવણીમાં ઘણી ખલ કરે છે ત્યારે રાષ્ટ્રીય કેળવણીની અભિવૃદ્ધિ ર્થે એક સ્વતંત્ર સોસાયટી કાઢવામાં આવી હતી. ી બેસંટે આ સોસાયટીને પોતાના ટ્રસ્ટની શાળા-હાશાળાઓ વહીવટ માટે સોંપી દીધી હતી. અને ા સોસાયટીએ અડ્યારમાં એક રાષ્ટ્રીય વિદ્યાપીઠની યાપના કરી હતી. કવિવર રવીન્દ્રનાથ એના કુલનાયક તા.

૧૯૨૦માં જ્યારે રૉલેટ ઍક્ટ નામના કાળા ાયદા સામે દેશમાં હિંદવ્યાપી સત્યાગ્રહની ઝુંબેશ ઉપાડવાનાં મહાત્માજીએ પગરણ કર્યાં, ને બ્રિટિશ સરકાર સાથે અસહકાર કરવાની હાકલ કરી, ત્યારે બેસંટથી એ હિલચાલની વિરુદ્ધ પડ્યાં હતાં. શાંત પ્રતિકાર (પૅસિવ રેઝિસ્ટન્સ) અને અંતઃકરણના અવાજને માન આપી દુષ્ટ કાયદાનો સવિનય વ્યક્તિગત ભંગ કરવાના પ્રસંગો બેસંટને ઇંગ્લંડમાં ભૂતકાળમાં પ્રાપ્ત થયેલા હતા, અને એની નૈતિક આવશ્યકતા એ બરાબર સમજતાં હતાં. પણ કોઈ સમિતિ કે અન્ય વ્યક્તિ (પછી તે ગમે તેવી મોટી ભલેને હોય) પસંદ કરે એ કાયદાનો સામુદાયિક ભંગ કરવો અને તે સરકાર પર કોઈ દબાણ લાવવા ખાતર, એમાં તો એમણે અરાજકતા અને હિંસાના દાવાનળનો ફેલાવો જ જોયો. તેથી એ ગાંધીજીથી વિરુદ્ધ પડ્યાં ને એમની એમણે સખત ટીકાઓ પણ કરી. આથી લોકોમાં એ બહુ અપ્રિય થઈ પડ્યાં. રાજકીય પ્રચારના આવેશમાં ઘણી વાર બને છે એમ એમને ગાળો પણ પડી. પણ ચૌરીચૌરામાં જ્યારે હિંસા ફાટી નીકળી ને મહાત્માજીએ સત્યાગ્રહની હિલચાલને 'મારી હિમાલય જેવી ભૂલ' કહીને પાછી ખેંચી લીધી ત્યારે એમને લાગ્યું કે, મેં કરેલો વિરોધ સાવ ખોટો તો નહોતો જ. ઈ. સ. ૧૯૩૦માં પાછી એ હિલચાલ વર્ષોના અહિંસાપ્રચાર ને સત્યાગ્રહી તાલીમ પછી મહાત્માજીએ નવા સ્વરૂપે શરૂ કરી ત્યારે પણ બેસંટમૈયા તો સામુદાયિક કાયદાભંગને આગ સાથેનો ખેલ જ માનતાં હોઈ એનાં વિરોધી જ રહ્યાં હતાં, ને એ અફર વિચારો સાથે જ ઈ. સ. ૧૯૩૩ની ૨૧મી સપ્ટેમ્બરે એમણે દેહ છોડ્યો હતો. એમના દેહને હિંદુની જેમ અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો. અડયાર આશ્રમના સ્મૃતિ-બગીચામાં આજે પણ એમના ભસ્માવશેષનાં દર્શન થઈ શકે છે.

આમ જ્યારે હિંદના રાજકરણમાં એ અપ્રિય થઈ પડ્યાં હતાં ત્યારે પણ એ હાર્યાં નહોતાં. એમણે તરત મોરચો બદલ્યો હતો, અને હિંદને જોઈતા રાજ-બંધારણના ઘડતરની રચનાત્મક પ્રવૃત્તિમાં એ પ્રવૃત્ત થયાં હતાં. એને પરિણામે 'કૉમન વેલ્થ ઑફ ઇન્ડિયા બિલ' નામનો એક હિંદ-સ્વરાજ્યનો ખરડો તૈયાર થયો હતો ને પાર્લમેન્ટના એક ખાનગી સભ્ય મારફત પાર્લમેન્ટમાં એ પ્રથમ વાચનમાંથી પસાર પણ થયો હતો. એની ખાસ વિશિષ્ટતા એમાંની ક્રમિક મતાધિકારની યોજનામાં હતી. નેહરુ રિપોર્ટના ઘડતરમાં પણ બેસંટમૈયાનો ફાળો શરૂઆતથી જ હતો.

ઇંગ્લંડનો મજૂરપક્ષ હિંદને આઝાદી આપશે એવી તેમની અચળ શ્રદ્ધા હતી. જયંતી-શતકના વર્ષમાં જ આજે એ શ્રદ્ધા સાચી પડેલી જોઈ એમનો આત્મા આનંદ પામતો હશે.

ચૂનીલાલ પુ. બારોટ

# તાત્યાસાહેબ કેળકર

લોકમાન્ય ટિળકની હયાતીમાં તેમના જમણા હાથ સમા અને તેઓ ગુજરી ગયા પછી તેમણે સ્થાપેલી કેસરી–મરાઠા સંસ્થાનું તેમ જ લોકમાન્યના રાજકીય તત્ત્વજ્ઞાનનું, તે વિષેની પોતાની માન્યતા અનુસાર, પ્રમાણિકપણે સંચાલન અને સંવર્ધન કરનાર, અને આમરણ મરાઠી સાહિત્યની સેવા કરીને મહારાષ્ટ્રની જનતા પાસેથી 'સાહિત્ય સમ્રાટ'ની પદવી મેળવનાર, શ્રી. નરસિંહ ચિંતામણ ઉર્ફે તાત્યાસાહેબ કેળકર ઑક્ટોબરની ૧૪મી તારીખે વહેલી સવારે પૂના મુકામે મૃત્યુ પામ્યા. કેટલાંક વરસ પહેલાં તેમણે ક્યાંક એવું લખેલું કે, 'મારું જીવન હવે પૂરું થયું છે, મારું મન હવે શાંત છે. હું હાથ જોડીને બેઠો છું, મૃત્યુની હાકની રાહ જોઈ રહ્યો છું'; અને એ મૃત્યુ તેમને મળી ગયું. કોઈ પણ માંદગી ને કષ્ટ વિના પથારીમાં જ–ઊંઘમાં જ–તેમનું મરણ નીપજ્યું. अनायासेन मरणम् ।

મહારાષ્ટ્રની બહાર કેળકરની પ્રતિષ્ઠા એક રાજકારણી પુરુષ અને સમર્થ પત્રકાર તરીકે જ ફેલાયેલી હતી. અને તેમાંય ૧૯૨૦થી શરૂ થયેલા અસહકાર યુગના હિંદી રાજકારણથી પોષાયેલી ચાલુ પેઢીને શ્રી. કેળકરના વ્યક્તિત્વ વિષે ઝાઝું જાણવાનું ભાગ્યે જ મળ્યું હશે. અને સંજોગવશાત્ કશું જાણવાનું મળ્યું હોય તો તે 'કેળકર ગાંધીજીના એક કટ્ટર વિરોધી છે અને મહારાષ્ટ્રને ગાંધીજીનો, બલ્કે મહાસભાનો, સંદેશો ઝીલતાં રોકનારું એક બળ છે' એ સ્વરૂપમાં જ મળ્યું હશે. તેથી કેળકરના મૃત્યુથી મહારાષ્ટ્રના જીવનમાં કેવી ખોટ પડી છે અને હિન્દના રાજકારણમાં તેમણે શો ભાગ ભજવ્યો છે, તેનું ભાન તેને ભાગ્યે જ થયું હોય.

છેલ્લા એક સૈકામાં મહારાષ્ટ્રના સમગ્ર જીવનને આવરી લઈને તેમાં માર્ગદર્શન આપનાર ત્રણ વ્યક્તિઓ થઈ: એક ન્યાયમૂર્તિ રાનડે, બીજા લોકમાન્ય ટિળક અને ત્રીજા 'સાહિત્યસમ્રાટ' કેળકર. ત્રણેનાં સ્વભાવ, કાર્યની રીતિનીતિ, પ્રતિભા, બુદ્ધિચાતુર્ય વગેરે ગુણોમાં ખૂબ ભિન્નતા હતી; અને પહેલા બેનું વ્યક્તિત્વ કેળકરના વ્યક્તિત્વ કરતાં ક્યાંય ચડિયાતું હતું. તોય આખા મહારાષ્ટ્રની દૃષ્ટિથી, તેમના પોતપોતાના કાળમાં તેમનું લગભગ સરખું જ મહત્ત્વ હતું. મહારાષ્ટ્રની કેળવણીવિષયક, ઔદ્યોગિક, સંસ્કૃતિવિષયક તેમ જ રાજકીય પ્રવૃત્તિઓમાં કેળકરની અગત્ય લગભગ અનિવાર્ય થઈ પડી હતી. રાનડે અને ટિળકના વખતમાં જેમ કોઈ પણ નવીન પ્રવૃત્તિ ઉપાડનાર માણસ તેમની પાસે જઈને પોતાની પ્રવૃત્તિનું મહત્ત્વ તેમને ગળે ઉતારવાનો પ્રયત્ન કરતો અને તેમની સંમતિ મળી એટલે આપણું કામ પતી ગયું એમ માનતો, તેવી જ રીતે કેળકર વિષે પણ બનતું. ૧૯૩૬–૩૭ના અરસામાં જ્યારે તેમણે જાહેર કાર્યમાંથી નિવૃત્તિ લીધી ત્યારે વિવિધ ક્ષેત્રોમાં કામ કરતી મહારાષ્ટ્રની લગભગ પચાસ સંસ્થાઓ સાથે–તેનાં કાર્યકારી મંડળો સાથે–તેમનો સંબંધ હતો એમ જાણવામાં આવ્યું. એમાં કેટલીક એકબીજાની સાથે હરીફાઈ કરનારી સંસ્થાઓ પણ હતી! બે વરસ પર કોઈએ એવો હિસાબ કાઢેલો કે કેળકરે લગભગ ૧૩૦૦ સભાનું પ્રમુખપદ શોભાવ્યું હતું.

રાજકારણમાં લોકમાન્ય ટિળકની સાથે જ કેળકરનું નામ લેવાતું. ઠેઠ ૧૮૯૬માં સતારામાં તેમનો લોકમાન્ય સાથે મેળાપ થયો, અને લોકમાન્યના બોલાવ્યા તેઓ પૂને આવ્યા. ત્યાં તેઓ લોકમાન્યને લૉ–ક્લાસ ચલાવવામાં અને 'કેસરી' તથા 'મરાઠા'ના સંપાદનકાર્યમાં મદદનીશ તરીકે કામ કરતા. ધીમે ધીમે લોકમાન્યની બધી જ પ્રવૃત્તિઓમાં તેઓ રસ લેતા થયા, અને હિંદનું રાજકારણ ચલાવવામાં તેઓ તેમના એક સહાયક બન્યા. ટિળકની ગેરહાજરીમાં 'કેસરી' અને 'મરાઠા'નું સંચાલન તેમને હસ્તક રહેતું. લોકમાન્યને ૧૯૦૮માં રાજદ્રોહના ગુના માટે ૭ વર્ષની જેલની સજા થઈ ત્યારથી ૧૯૧૪માં તેઓ છૂટીને પાછા આવ્યા ત્યાં સુધી જહાલ રાજકારણને જેમ તેમ ટકાવી રાખવાનું અતિ કપરું કામ 'કેસરી' અને 'મરાઠા' દ્વારા કેળકરે બહુ જ બાહોશીથી કર્યું. તેમના એ ૭ વરસના કાર્યે હિંદના રાજકારણના ઇતિહાસમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. હોમરૂલ લીગની હિલચાલમાં અને લોકમાન્ય વિલાયત પ્રતિનિધિમંડળ લઈ ગયા ત્યારે કેળકર તેમની સાથે જ હતા. એ મંડળના મંત્રી તરીકે તેમણે કામ કરેલું. સ્વભાવે કેળકર અમુક અંશે વિનીત વૃત્તિવાળા છે એ વાતની જાણ હોવા છતાં, લોકમાન્યે પોતાની પછી પોતાની સંસ્થાના સંચાલનનું કામ કરવા માટે કેળકરની નિમણૂક કરીને તેમની વિવેકબુદ્ધિ પર પોતાને કેટલો વિશ્વાસ છે એ બતાવી આપ્યું. પણ લોકમાન્યના રાજકારણનું આક્રમક સ્વરૂપ તેમનાથી જીરવાયું નહિ, અને તેઓ પોતાની મૂળ પ્રકૃતિ અનુસાર તડજોડની વૃત્તિ તરફ વધારે ઢળી પડ્યા. પ્રતિસહકાર

વૃત્તિમાં લોકમાન્ય જે અર્થ જોતા તે અર્થને બદલે, બની શકે ત્યાં સુધી બલ્કે કોઈ પણ ભોગે, સહકાર જ ચાલુ રાખવાની વૃત્તિ કેળકરે સ્વીકારી; અને અસહકાર યુગના આરંભ સાથે રાષ્ટ્રીય મહાસભાના લડાયક રાજકારણમાંથી તેઓ દૂર ફેંકાયા. જોકે સ્વરાજ્ય પક્ષ, રાષ્ટ્રીય પક્ષ, ઇત્યાદિની સ્થાપના વખતે તેઓ રંગમંચ પર દેખાયા ખરા.

વિચારમાં તેઓ સ્યાદ્વાદી હતા. કોઈ પણ વસ્તુનો વિચાર કરતાં બીજી બાજુ તેમની નજર સામે અચૂક આવીને ઊભી રહેતી. અને તેઓ 'આય સાચું અને પેલુંય સાચું' એ નિર્ણય પર આવતા. પણ આચરણમાં તો એક જ નિશ્ચય અને તે મુજબ આચરણ શક્ય હોય છે. એટલે ત્યાં તેમને ખરી મુશ્કેલી નડતી, અને તેમની કાર્યક્ષમતા મર્યાદામાં આવી જતી. व्यवसायात्मिका बुद्धिः एकेह कुरुनन्दन । તેમના હેતુઓ હંમેશ સારા હતાં એમ જે કહેવામાં આવે છે, તે માની લઈએ તોપણ કેવળ સારા હેતુઓથી જ કોઈ પણ સત્કાર્ય પૂરું થતું નથી.

શ્રી કેળકરનો પિંડ સાહિત્યનો જ બનેલો હતો. સાહિત્યનાં બધાં ક્ષેત્રોમાં તેમની કલમ ચાલી છે. લઘુકથા, નવલકથા, નાટક, કાવ્ય, સાહિત્યમીમાંસા, રાજ્યશાસ્ત્ર, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, ચરિત્રલેખન અને પત્રકારત્વ વગેરે સાહિત્યનાં વિવિધ ક્ષેત્રોમાં તેમનો ફાળો છે. 'મરાઠા'ના તંત્રી તરીકે તેમણે અંગ્રેજીમાં પણ કેટલુંક લખાણ કર્યું છે. તેમનાં મરાઠી લખાણોના હજાર હજાર પાનાંના બાર ખંડોનો સંગ્રહ (લગભગ ૧૨૦૦૦ પાનાં) દસ વરસ પર બહાર પડી ચૂક્યો હતો. અને તે પછી પણ તેમની કલમ ચાલુ જ હતી અને નવાં નવાં સાહિત્યક્ષેત્રોમાં વિહાર કરતી હતી. વાચન, ચિંતન અને લેખન એ જ એમનો છેલ્લાં દસપંદર વરસ એકમાત્ર વ્યવસાય બની ગયો હતો. ઠેઠ મરણદિવસ સુધી તેમની કલમે આરામ લીધો ન હતો. એ બધું જ સાહિત્ય એકસરખી ઉચ્ચ કોટિનું છે એમ જોકે કહી ન શકાય. શરૂઆતમાં લખાયેલાં પુસ્તકો 'આયર્લન્ડચા ઇતિહાસ', 'ગૅરીબાલ્ડીચેં જીવનચરિત્ર', 'મરાઠે આણિ ઇંગ્રજ' વગેરે ગ્રંથોમાં જે જનનો ધ્યેયવાદ અને તેને માટે માણસે ફના થવું જોઈએ એવી વૃત્તિનું સમર્થન જોવામાં આવે છે, તે ધ્યેયવાદ અને તે વૃત્તિ પાછળના વિપુલ સાહિત્યમાં જોવા મળતાં નથી. તે ઉપરાંત એ પૂર્વકાળના લખાણમાં જે જુસ્સો જોવા મળે છે તે પણ પાછલાં લખાણમાં દેખાતો નથી. ટિળકચરિત્રના પહેલા ખંડ સુધી એ છેવટે અંશે આ ગુણો આપણે જોઈએ છીએ. પણ પાછળના ભાગમાં કેવળ સાહિત્યિક વૃત્તિ જ વધારે બળવાન બનેલી દેખાય છે. તે ઉપરાંત લખાણમાં વૃદ્ધસહજ શબ્દાળુતાનો દોષ દાખલ થાય છે. ટિળકચરિત્રના પ્રથમ ખંડમાં ચરિત્રના નાયકને માટે જે પાર્શ્વભૂમિ તૈયાર કરવામાં કેળકરે સફળ પ્રયત્ન કરેલો, તે નાયકની સાચી મૂર્તિ પાછલા ખંડોમાં તેઓ નિર્માણ કરી શક્યા નહિ. જોકે તે ખંડોનો વિસ્તાર કંઈ નાનોસૂનો નથી. જ્ઞાનનાં બધાં ક્ષેત્રોનું મરાઠીમાં ખેડાણ થવું જોઈએ એ વિષે કેળકરને ખૂબ જ ધગશ હતી. અને રાધાકૃષ્ણન અને દાસગુપ્ત જેવા સમર્થ તત્ત્વજ્ઞો જ્યાં સુધી દેશી ભાષામાં કશું લખતા નથી ત્યાં સુધી મારા જેવાએ જેવું આવડે તેવું પોતાની માતૃભાષામાં લખીને જનતાને આપવું રહ્યું, એમ કહી તેમણે 'ભારતીય તત્ત્વજ્ઞાન' પરનો પોતાનો ગ્રંથ મહારાષ્ટ્રની જનતા આગળ રજૂ કર્યો. ઠેઠ સાઠી વીત્યા પછી તેમણે દર્શનોનો ખાસ અભ્યાસ કર્યો અને એ ગ્રંથ લખ્યો. 'પોતાને જે કંઈ આવડતું હોય તે બીજાને શીખવીને તમામ લોકોને જ્ઞાનવાન બનાવવાનો માણસે પ્રયત્ન કરવો જોઈએ', એ રામદાસની ઉક્તિનું તેમણે પોતાના જીવનના અંત સુધી બહુ જ ખંત અને ચીવટથી આચરણ કર્યું. તેમની આ મરાઠીભક્તિ અને વિપુલ સાહિત્યસેવા મહારાષ્ટ્ર કદી ભૂલશે નહિ.

પાંડુરંગ દેશપાંડે

## સાભાર સ્વીકાર

**પ્રકાશની હડફેટમાં અંધકાર**: લે. મુનિ મહારાજશ્રી ન્યાયવિજયજી, પ્ર. ભોગીલાલ ચૂનીલાલ કાપડિયા, પાટણ, મૂલ્ય વાચન. विजयधर्मसूरि श्लोकाञ्जलिः લે. અને પ્ર. ઉપર પ્રમાણે, કિંમત લખી નથી. **શ્રીરામકૃષ્ણ**: (કિશોરો માટે) લે. શ્રી. પ્રફુલ્લ પ્રા૦ ઠાકોર એમ. એ. પ્ર૦ ભક્તિમાર્ગ કાર્યાલય, અમદાવાદ, કિં. ૦-૪-૦. હિન્દી **સમાજના ઉદ્ધાર માટે પ્રાર્થના**: લે અને પ્ર. સી. તેજપાલ મુ. રાજકોટ. કિંમત લખી નથી. **Prayer for the Uplift of Hinduism**: લે. અને પ્ર. ઉપર પ્રમાણે. **દાંતો ઘણું જીવો!** લે. અને પ્ર. ડૉ. કેખુશરૂ દોરાબ જીલા, નવસારી, કિંમત લખી નથી.

# સ્વરાજ અને વેપારની ભાષા

હિંદની રાષ્ટ્રભાષા હિંદુસ્તાની છે; તે ભાષામાં સરળ હિંદી અને ઉર્દૂ બંને સમાઈ જાય છે, અને તેને લખનારા વાંચનારા નાગરી કે ઉર્દૂ લિપિમાં લખે છે. આ સાદી સરળ વાત દીવા જેવી સિદ્ધ છે. પરંતુ, આપણા દેશના કમભાગ્યે, આ વાતને પણ વગર વિચાર્યે લોકે કોમી બનાવી મૂકી છે. અને તેથી એ જરૂરના કામનો ઉકેલ આણવામાં, સ્વતંત્ર થયા છતાં, ઢીલ થાય છે.

આ સવાલને વેપાર જોડે પણ સંબંધ છે. અંગ્રેજી રાજમાં વેપારીઓ પોતાનું સરકારો જોડેનું કામ અંગ્રેજી ભાષા દ્વારા કરતા. ટાઈપરાઈટર પણ તે જ લિપિનો વસાવતા. વેપારી નોકરી માટે તૈયાર થનારો કારકુન પણ અંગ્રેજી ટાઈપિંગ જ શીખતો; ગુજરાતી નાગરી નહિ. હવે આ નહિ ચાલે, કેમ કે સ્વરાજ આવ્યું છે. જોકે હજી પરદેશો જોડે વેપાર કરનારી મોટી પેઢીઓ અંગ્રેજી દ્વારા કામ કરશે. પરંતુ સામાન્ય વેપારીઓને માટે, સરકાર જોડેના વહેવારમાં, સ્વભાષા અને રાષ્ટ્રભાષા હિંદુસ્તાની જરૂરની બનશે. ગુમાસ્તા અને કારકુનો એને માટે તૈયાર થશે.

વળી, બીજા પ્રાંતોના વેપારીઓ જોડે માંહોમાંહે પત્રવ્યવહારમાં આજે અંગ્રેજી ચાલે છે. તે ધીમે ધીમે એની મેળે બંધ થશે, કેમ કે અંગ્રેજીનું આ સ્થાન રાષ્ટ્રભાષા લેતી જશે. એટલે વેપારીઓ પરપ્રાંતી વેપારી જોડે, યા તો તેની ભાષા જો આવડતી હશે તો તેમાં, નહિ તો રાષ્ટ્રભાષામાં વહેવાર કરશે. એવું પણ બનશે કે, જે વેપારીને — ધારો કે — મહારાષ્ટ્ર કે આંધ્ર જોડે સામાન્ય રીતે ધંધો કરવાનો હશે, તે વેપારી પોતાના વાણોતરમાં મરાઠી કે તેલુગુ જાણનાર એકાદને રાખશે. આમ, પ્રાંતિક ભાષાઓ પણ પરસ્પર બહુમાન્ય થતી જશે. આજે પણ ચતુર વેપારીઓ અનેક પ્રાંતિક ભાષાઓ શીખે છે તે આથી જ. તે વસ્તુ હવે પત્રવ્યવહારમાં પણ ઊતરવા લાગશે.

આ મોટો ફેરફાર વેપારી તો તરત સમજી જશે, કેમ કે તે અગમબુદ્ધિ હોય એમ આપણી એક કહેવત જણાવે છે. પરંતુ. રાષ્ટ્રભાષાની બાબતમાં પેલાં કોમી પડળ આવી જાય એવી બીતિ છે. જેમ મુસ્લિમ લઘુમતીવાળા પ્રાંતોના મુસલમાનો, પાકિસ્તાની પડળ આવતાં, ના કરવાનું કરી બેઠા, અને હવે આંખો ઊઘડે છે ત્યારે તેઓ જુએ છે તો માલૂમ પડે છે કે, આપણે કયા પાકિસ્તાની લાડવા જમવાને માટે મથ્યા હતા! આવી ભૂલ કોમી અંધાપાથી જ થઈ બેસે. તેમ આપણે ન કરીએ; અને વેપારી તો એમ ન જ કરે એટલો સાવધ હોય. તેથી જ ગાંધીજીએ આ બાબતમાં આપણને ૧૦, ઑગસ્ટના 'હરિજનબંધુ'માં નીચે પ્રમાણે લખીને સાવધ કર્યા હતા કે,

"....ગુજરાત એવી નાદાની ન કરે. લિપિ લખનારની ઘૃણા પસંદ ન કરું, પણ સમજી શકું; પણ લિપિની ઘૃણા શી? એમ કરવામાં વેપારબુદ્ધિની ઊણપ જોઉં; એમાં વિચારશૂન્યતા છે. ગુજરાતીઓ વેપારમાં શત્રુમિત્ર વચ્ચે ભેદ નથી કરતા. એમનો પૈસો તેમને વહાલો લાગે છે. આવી વ્યવહારબુદ્ધિ એ લોકો રાજકારણમાં નહિ બતાવે?"...

આ લખવાનો પ્રસંગ આજકાલ ઉર્દૂ લિપિનો જે અણસમજુ વિરોધ થઈ રહ્યો છે, તે ગાંધીજીના ધ્યાન ઉપર આવ્યું, એ હતો. વેપારી કામ સાથે કામ રાખે છે. અને એમ જ ઇતિહાસમાં હિંદુ જનતા અને સામાન્ય રીતે બધા હિંદુઓ વર્તતા રહ્યા છે. બાદશાહી હતી તો તેઓ અરબી, ફારસી, અચ્છી ભણી મુનશી, કાઝી, અને મૌલવીઓનેય આંટે એવા થયા. અને એમ જ અંગ્રેજકાળમાં કર્યું. શું સ્વરાજ આવ્યું માટે સંકુચિત બનવું? માટે કામને વણસાડે એવાં ભૂતોથી ભરમાવું? તો તો સ્વરાજનો જ સોદો થઈ જાય. હિંદી અને ઉર્દૂ વચ્ચે ઝઘડો અંગ્રેજી રાજકર્તાએ પ્રેર્યો. આપણે તેમાં સપડાયા. ભલે અંગ્રેજ આજે ગયો, પરંતુ એણે જગવેલી અરાષ્ટ્રીય બલાઓ તો હજીય ટકી રહી છે; એવાં આપણાં માનસ છે, એમ ભવિષ્યમાં ટીકા ન થાય, એ વિષે પણ સાવધાન થવું ઘટે. આ વસ્તુ આપણા વેપારી ભાઈઓ તો તરત સમજી જાય એવી છે. તેઓ એ સમજે તો ગુજરાતમાં હિંદુસ્તાની પ્રચાર તો જોરથી વધવો જોઈએ.*

૩-૧૦ '૪૭ મગનભાઈ દેસાઈ

* 'ઉદ્યોગ અને વેપાર' માસિક માટે લખેલો લેખ.

# ભાવ નહિ, ઉત્પન્ન વધારો

ભાઈ બબલભાઈએ બેએક અંકથી કેટલાંક દોષચક્રો બતાવવા માંડયાં છે. એવું જ એક બીજું દોષચક્ર ભાવતાલનું છે. 'મજૂર દહાડિયાં વધારે રોજ માગે છે; અમારે તે ભરવો પડે છે; એટલે અમને ખેતી મોંઘી પડે છે; માટે અનાજના ભાવ વધારો'— આમ અનાજ વેચવા નીકળનારો મોટો ખેડૂત કહે છે.

અનાજના ભાવ વધારો એટલે મજૂર અને બીજા લોકો કહે છે—'જીવનની મૂળ જરૂરિયાત અનાજ; એના ભાવ વધ્યા; અમે તે ક્યાંથી લાવીને ભરીએ? અમને વધારે પગાર, વધારે રોજ, કે અમે જે પેદા કરીએ તે માલનો ઊંચો ભાવ આપો'— આમ સામેથી બીજા લોક અને એ જ દહાડિયાં (કે જેની સામે ખેડૂત ભાવ માગે છે તે) જવાબ વાળે છે.

અને આ પ્રમાણે ચીજોના ભાવ વધારો એટલે પગારો વધારો, એમ નોકરિયાત વર્ગો કહે. એટલે ચલણી નાણાંનો જથ્થો બજારમાં વધારે જોઈએ. એ બધા માટે સરકારે કરવેરા નાંખવા જોઈએ. અને કરવેરા ભરવાના આવે એટલે વળી પાછું ચક્કર હતું ત્યાં આવીને જોડાઈ જાય, ને બધા લોક ભાવ વધારે માગે!

છતાં લોકમાનસની ખૂબી એ છે કે, ભાવ વધારે મળે તે સૌને ગમે; પણ સામાને ત્યાં વધારે ભાવ ભરવાનો થાય ત્યારે કીડીઓ ચડે! એટલે તો સ્વ-અર્થશાસ્ત્રનો પહેલો સિદ્ધાંત એ છે કે, બને એટલું મોંઘું વેચવું અને ઓછામાં ઓછે ભાવે ખરીદવું. આ સ્વ-અર્થ સિદ્ધાંતનો અમલ કરવા માટે સામાની ગરજની પરિસ્થિતિ સારી ફાવે છે. અને એવો લાગ સાધવો એ મોટામાં મોટી વેપારી કુનેહ ગણાય છે.

આ ચકરાવામાંથી છૂટવાનો ઉપાય શો? અથવા ખરું પૂછો તો, છૂટવા કોઈ ખરેખર માગે છે? દરેક જણ સામો ભાવ ન છડી લે, એ પૂરતો ઉપાય ચાહે છે. પરંતુ જ્યાં પોતાને સારો ભાવ મળવાનો હોય, ત્યાં એ વાંધો નથી લેતો. એટલે સરવાળે જઈને થઈ રહે એમ કે, કોઈ કશામાં સુધારો નથી ચહાતું! આમ જો ન હોય તો, આજે અનાજના ભાવ વધારે આપો એમ કહેનારાઓ મજૂરીના કે કાપડના ભાવ ઘટાડવા કહે છે; અને કાપડના ભાવ વધે નહિ તોય ઘટે તો નહિ જ, એમ કહેનારાઓ અનાજમાં વધે નહિ એમ ઇચ્છે છે, એ શું કામ બનત!

સાચી વાત એ છે કે, સાદી સીધી જીવનની બે પહેલી જરૂરિયાતો અન્ન અને વસ્ત્ર; તેને નાણાંના ભાવ ઉપર નાંખી; અને આ વસ્તુઓના ભાવ તેમની આજની અછતને લીધે જગતભરનાં છતઅછત તથા લેવડદેવડનાં બજાર પર ચાલ્યા ગયા. પરિણામે, સામાન્ય માણસને ન સમજાય એવો ગોટાળો થઈ ગયો છે. એ ગોટાળો થવાથી વેઠવાનું તો ખાસ કરીને બિચારા અભણ સામાન્ય પ્રજાજનને સૌથી વધારે આવે છે. અને છતાં કરુણમાં કરુણ વાત હોય તો એ છે કે, તે આ આખા ગોટાળામાં કશું સમજતો નથી! આ ગોટાળો સમજીએ છીએ એમ માને છે માત્ર નાણાં-અને અર્થ- શાસ્ત્રી. તેથી જ, આજનું રાજતંત્ર, ધીમે ધીમે કરતાં આવા આવા તદ્વિદો કે ખાસ જાણકારોના હાથમાં જતું થયું છે. લોકશાહી લોકશાહી કરીએ, પરંતુ જેવાં રાજ્યો આજકાલ જગતમાં બને છે, તેવાં રાજ્યોમાં ખાસ નિષ્ણાતો કે તદ્વિદો અને વહીવટી અમલદારો જ રાજ્ય કરતા હોય છે. પરંતુ આ વળી બીજી વાત ઉપર ચડી ગયા. મૂળ વાત ઉપર આવીએ.

ઉપરના સંજોગોમાં શું સામાન્ય માણસ પાસે કશો ઉપાય નથી? શું તે અર્વાચીન રાજતંત્રને નામે ન સમજાય એવું જાળું જે

ઊભું થાય છે તેમાં લાચાર માખી પેઠે ફસાઈ જ જવા સરજાયો છે? શું લોકશાહી છેવટે આ પ્રકારની આમ–લાચારી જ છે? આમાંથી ઉપાય શો?

અર્વાચીન જગતની ગુલામીના રોગનું નિદાન પારખનાર મહર્ષિ ટૉલ્સ્ટૉય અહીં યાદ આવે છે. તેમણે નાણાંને આધુનિક 'સમાજની ગુલામીનું વ્યાપક મોટા સાધન તરીકે વર્ણવ્યાં છે. નાણાંની મારફતથી આજે માણસ તેની મજૂરીમાં છેતરાય છે; તેને પૂરું વળતર મળતું નથી. અને ખરી ખૂબી તો એ છે કે, કોઈ તેને ઇરાદાપૂર્વક છેતરે છે એમેય ન કહી શકાય. એક એવો ચકરાવો રચાઈ રહે છે કે તેમાંથી બીજું બની ન શકે. આને જ મૂડીવાદી કે જમીનદારીવાદી કે નાણાંચલિત સમાજ કહેવાય.

આમાંથી ઉપાય છે? એક ઉપાય કહેવામાં આવે છે તે સમાજવાદ. પરંતુ તે પણ આજે તો એક કોયડો જ છે. તે પણ નિષ્ણાત-વશ છે. સામાન્ય પ્રજાજનને તે કશું એવું નથી શીખવતો કે જે વડે તે પોતે પોતાનું સંભાળી લઈ શકે. વળી તે વાદ રાજ્યસત્તા વગર નથી ચાલી શકતો. અને આધુનિક રાજ્ય આધુનિક સ્વ-અર્થશાસ્ત્રને છોડી શકતું નથી. એટલે એ રસ્તે આમ પ્રજાજન ઝાઝું નથી મેળવી શકતો.

ગાંધીજીએ રસ્તો સૂચવ્યો છે. તે કહે છે કે, હિંદ ગામડાંમાં વસે છે; તેને માટે તો સાચું સ્વરાજ એક જ પાયા પર રચી શકાય અને તે એ કે, અન્ન અને વસ્ત્ર બાબતમાં તે બજાર-વશ ન બને. એટલે કે, આ બેને તે પોતાની શક્તિ સમજ વડે વિકેન્દ્રિત અર્થ-વ્યવસ્થા કરીને સહકાર અને સ્વાવલંબનથી પહોંચી વળે. શું કામ આજે ગ્રામજન કાપડ માટે મિલ સામે જુએ? અને પછી મિલવાળા ને મૂડીવાળા સામે બૂમો મારે એનું શું વળવાનું હતું? શું કામ તે તેનું કાપડ તેના પોતાના ખેતરના કપાસમાંથી ન કરી લે, કે જેથી સ્વરાજ સરકારને જાપાનમાંથી કાપડ ન મંગાવવું પડે? આવી વ્યવસ્થાને શું કામ કેવળ ગગનવિહાર માનવો જોઈએ? તો શું સમાજ-વાદ એનાથી ઓછો હવાઈ ગગનવિહાર નથી? કેમ કે, હિંદનો પ્રજાજન ધારે તો આજે કાપડ પેદા કરી લઈ શકે; પણ તે સમાજવાદ નથી આણી શકે એમ. અથવા કહો કે, એ રીતે જ તે સાચા સમાજવાદને માટે પણ દ્વાર ખોલી આપી શકશે.

આજે કેટલાય લોક કહેવા લાગ્યા છે— અને તેમાં કાર્યકર્તાઓ પણ હોય એમ બને —કે, ગાંધીજીની રચનાકાર્યની વાતોનો યુગ હવે વીતી ગયો. મને લાગે છે કે, હવે જ તેનો ખરો ઉદય થાય છે. હવે સ્વરાજના નાગરિકે જવાબદારીભેર બધાનો વિચાર કરવાનો આવે છે. દેશમાં જે જે સાધન-શક્તિ હોય તે બધીને ઉત્પાદક કામે જોતવી જોઈશે. અન્ન–વસ્ત્રની અછતનો કે તાણનો ઉપાય ભાવમાં વધારો નથી, પણ અન્ન ને વસ્ત્ર તાબડતોબ વધારે પેદા કરવાના માર્ગો યોજવાનો છે. તે કામ કઈ રીતે દેશ—સરકાર વિરોધમાં હોય છતાં—પોતે કરી શકે, તે બતાવે એને રચનાત્મક કાર્યક્રમ કહેવામાં આવ્યું છે. કાલ સુધી, સ્વરાજ લેવાની ચાણુકથી લોક એમાં કાંઈક કરતા-ન-કરતા; તે હવે સ્વરાજ ચલાવવાને માટે જાતે ચાણુક બને. એટલે કે, હવે આપણે જે ઠીક લાગે તે રીતે કામ લઈ શકીએ છીએ. ગઈ કાલ સુધી કરોડોનું કાપડ બહારથી આવતું; તે ઉપરાંત હવે કરોડોનું અન્ન પણ આવે છે. યુદ્ધનાં વિષમ વરસોનું આ ફળ છે. તેને પહોંચી વળવા માટે ઉત્પન્ન વધારવું એ જ ઉપાય છે. એ વધશે તો બરકત આવશે, પછી ભલે નાણાંને હિસાબે તેમાં ઓછુંવત્તું હો કે લાગો. ખરી જરૂર તો ચીજભાવના છે. આ સાદી સમજ આજે જો આપણે નહિ રાખીએ તો મોટી હાનિ ઝઝૂમે છે. દેશની સામે આજે એ જ પ્રશ્ન છે કે સૌ હળીમળીને

અન્નવસ્ત્ર વહેંચી લઈને ગુજારો ચલાવે. એને જ માપબંધી કે 'રેશનિંગ' કહે છે ને? સાથે લડનારા આપણે ભૂખ અને ટાઢ સામે નહિ લડીએ? ભગવાનની કૃપા છે કે, આવે વખતે આપણી સરકાર કામ કરે છે; નહિ તો તો કોણ જાણે કેવોયે કાળો કેર વર્તત!

આવી દેશવ્યાપી લાંબી નજર વગર જે દોષચક્રો આપણી ઉપર ફરી વળ્યાં છે, તેમાંથી બચવું અઘરું છે. દેશ સ્વતંત્ર થયો ત્યારે જ આવી નજર ન રહી અને દેશપ્રેમ ખૂટ્યો, એમ ઇતિહાસ ન કહે એ સંભાળવું જોઈએ.

૧૦-૧૦-'૪૭ મ૦

# પ્રાદેશિક યુનિવર્સિટી કેવી હોય?

**[કર્ણાટકની યુનિ૦ સમિતિની પ્રશ્નાવલીનો જવાબ]**

મુંબઈ સરકારે કર્ણાટક માટે પણ યુનિવર્સિટી રચવાનું વિચારવાને સારુ શ્રી ઠાકુરના પ્રમુખપદે એક સમિતિ નીમી છે. આ સમિતિએ પોતાના કામનો વિચાર કરવામાં મદદ મેળવવા માટે એક નાનકડી પ્રશ્નાવલી પ્રસિદ્ધ કરી છે. તેના જવાબરૂપે મેં એ સમિતિને જે નોંધ લખી મોકલી છે, તે ગુજરાતીમાં નીચે આપું છું.

પ્રાદેશિક યુનિવર્સિટી રચવાનો સવાલ — અત્યારની હવામાં પડેલી ભાષામાં કહું તો — મુંબઈ યુનિવર્સિટીના ભાગલા કરવાનો નથી. એ સવાલ હિંદનો નવો નકશો રચવાની સાથે સંબંધવાળો છે. પરંતુ આજે જ્યાં જુઓ ત્યાં હવા તો આ વિવિધ ભાગલાની જ જોવા મળે છે. ન કરે નારાયણ અને એમ જો બને તો અરાજક જ થઈ રહેવાની અને પરસ્પર સીમાની રેખાઓના પ્રશ્નો જ મુખ્ય થઈ પડવાની ભીતિ રહે છે.

તો શું કરવું? એક વાત છે કે, દેશ અને તેના પ્રશ્નોનું શું સ્વરૂપ ઘડાય છે એ જોવા માટે થોભવું ન જોઈએ? અને દેશનું નવું બંધારણ ઘડાય તથા તે પ્રમાણે પ્રજા પોતાની પ્રથમ હિંદી સરકાર રચે, ત્યારે એ સ્વરૂપ વિષે કાંઈક સમજ પડતી થશે; ભાષાવાર પ્રાંતોનું શું થાય છે એ પણ કાંઈક સમજવા લાગશે. વાચક નીચે આપેલી નોંધમાં જોશે કે કર્ણાટક સમિતિ આ બાબત સવાલ* પૂછે છે. આ પ્રશ્ન ગુજરાત મહારાષ્ટ્ર વગેરે માટે પણ એટલો જ લાગુ પડે છે. એમાંથી બચીને ચાલવું હોય તો શી રીતે કામ કરવું જોઈએ, એ મારા જવાબમાં મેં સૂચવ્યું છે. કોઈ એવો પણ મત ધરાવી શકે કે, ભાષાવાર પ્રાંત થાય ત્યાં સુધી થોભવું એ જ ઠીક છે. એમાં પણ તથ્ય જરૂર છે. ગુજરાતે આ પ્રશ્ન પણ વિચારવો જોઈશે.

આટલી પ્રસ્તાવનાની સાથે સદરહુ પ્રશ્નાવલીના જવાબની નોંધ નીચે ઉતારવામાં આવે છે.

૨૧-૧૦-'૪૭ મ૦

### પ્રાસ્તાવિક

હું એમ માનું છું કે, કર્ણાટક માટે તેમ જ અમારે અહીં ગુજરાત માટે કે બીજા પણ કોઈ ભાષા-પ્રદેશ માટે પ્રાદેશિક યુનિવર્સિટી સ્થાપવા માટેનો પ્રશ્ન વધુ વ્યાપક ભૂમિકાએ તથા સ્વતંત્ર હિંદની આપણી જરૂરિયાતોની દૃષ્ટિએ વિચારાવો જોઈએ.

તમે પણ કબૂલ કરશો કે તે પ્રશ્ન ભવિષ્યના હિંદને ઘડવા માટેનો છે. તેનું મહત્ત્વ સરખાવવા માટે હું ઈ. સ. ૧૮૫૭માં આપણા માજી રાજ્યકર્તાઓએ પોતાની હિંદ-સામ્રાજ્યની આવશ્યકતાઓ માટે જે યુનિવર્સિટીઓ યોજી હતી, તેનો દાખલો જ ટાંકું.

આપણો દેશ સ્વતંત્ર થવાની સાથે એક ભારે મોટો ફેરફાર થયો છે; અને તે બધી બાબતોમાં. અને ખાસ કરીને આપણી સાંસ્કૃતિક અને કેળવણી-વિષયક આવશ્યકતાઓ અને જરૂરિયાતોની બાબતમાં, નવેસર અને જુદા જ પ્રકારની વિચારણા માગી લે છે. નવી યુનિવર્સિટી સ્થાપવી એ મુખ્યત્વે આપણી પ્રજાના રાષ્ટ્રીય જીવન અને સંસ્કૃતિને સંગઠિત કરવાની વસ્તુ છે. બીજા શબ્દોમાં કહીએ તો, આપણી સૌથી વધુ કીમતી સાધન-સામગ્રીરૂપ જે માનવ સમુદાય, તેનું આપણી ભવિષ્યની જરૂરિયાતોને માટે આયોજન કરવાની બાબત છે. આપણા સમગ્ર દૃષ્ટિ-બિંદુમાં થવા જોઈતા આ મહાન ફેરફારને, આપણી આ વિચારણાઓમાં યથાયોગ્ય સ્થાન મળવું જોઈએ, એવી મારી સૂચના છે. આ મુખ્ય દૃષ્ટિબિંદુથી હું આ પ્રશ્નાવલીનો જવાબ આપવાનો હવે પ્રયત્ન કરું છું.

### ૧. યુનિવર્સિટીની હકૂમત

પ્રશ્નાવલીનો પ્રથમ પ્રશ્ન (કલમ ૧-૧) દેશના કન્નડ ભાષા બોલતા પ્રદેશોના એકીકરણનો મુદ્દો ઊભો કરે છે. એ મુખ્યત્વે રાજકીય અને વહીવટી

* પ્રશ્નાવલીમાં સવાલ આ પ્રમાણે છે: — "કન્નડ ભાષાવાળો કર્ણાટક પ્રાંત આખો એક બને એ પહેલું સધાય ત્યાર પછી કર્ણાટક માટેની યુનિવર્સિટી બનવી જોઈએ, એમ તમે માનો છો?"

પ્રશ્ન છે, અને કદાચ આર્થિક પણ હોય. પરંતુ એને કારણે પ્રાદેશિક યુનિવર્સિટી સ્થાપવાનું કામ આગળ ચલાવવામાં રુકાવટ ઊભી થવાની જરૂર નથી. ઊલટું, હું એમ માનું છું કે, યોગ્ય પ્રકારની યુનિવર્સિટી ઊભી કરી શકાય, તો બધા કન્નડભાષી લોકોનું એક સાંસ્કૃતિક એકીકરણ કરવામાં તે એક ભારે શક્તિશાળી સાધન નીવડે, અને એ રીતે તેમના રાજકીય એકીકરણને પણ મદદગાર નીવડે.

જો કર્ણાટક યુનિવર્સિટી પોતાનું બધું કામકાજ કન્નડ ભાષા મારફત અને તેના વિકાસ માટે તથા મેં શરૂઆતમાં સૂચવેલી નવી ભાવનાથી શરૂ કરે, તો એ વસ્તુ શક્ય બને. ચાલુ રૂઢ પ્રણાલિકા મુજબ ભૌગોલિક હકૂમત તરફ લક્ષ્ય રાખવાને બદલે, જે બધા કન્નડ ભાષા બોલે છે તથા તેના પ્રેમી છે,–ભલે પછી તેઓ ગમે ત્યાં રહેતા હોય–તેમની ઉપર હકૂમતના નૈતિક અને સાંસ્કૃતિક દાવા સાથે શરૂઆત કરવી, એ વધારે સારું થશે. મૈસૂર યુનિવર્સિટીને પણ આ પ્રકારના નવા પ્રસ્થાન સાથે કશો ઝઘડો કરવાપણું નહીં રહે; ઊલટું તે તેને એક ભારે અગત્યનો સાથી ગણશે. વળી એ વસ્તુ મૈસૂરને પણ સાચી દિશામાં દોરવણી આપનારી નીવડશે.

તેથી મારી સૂચના એ છે કે, નવી યુનિવર્સિટીની સ્થાપનાને જૂના ભૌગોલિક હકૂમતના ખ્યાલોના વર્તુળમાંથી બહાર જ કાઢી લેવી, અને મેં ઉપર સૂચવવા પ્રયત્ન કર્યો છે તેવી નૈતિક અને સાંસ્કૃતિક હકૂમત સાથે જ શરૂઆત કરવાનું હિંમતભર્યું પગલું ભરવું.

એ યુનિવર્સિટી કોઈ યોગ્ય સ્થળે, જાતે જ શિક્ષણ આપતી સંસ્થા તરીકે અને આઝાદ કર્ણાટક તથા હિંદના સ્વત્વને પ્રગટ કરનાર કેન્દ્ર તરીકે પોતાનું કામ શરૂ કરે. એમ શરૂઆત કરવાથી તે સહેજે એકસ્થ અને શક્ય હોય તેટલા પ્રમાણમાં વસતિગૃહવાળી – 'રેસિડેન્શિયલ'= વસાહતી યુનિવર્સિટી બનશે, એ ઉઘાડું છે.

પછી જેઓ તેની કાર્યપ્રણાલીને તથા નવા યુગમાં રાષ્ટ્રીય કેળવણીના પ્રશ્નનો ઉકેલ લાવવાની તેની રીતને મંજૂર રાખતા હોય, તેઓ તેની સાથે ભલે જોડાય, અને તેના મહાન કાર્યમાં સહકાર આપવા તૈયાર થાય. અને એમ આ યુનિવર્સિટી વિકસતી વિકસતી સમવાયી–'ફેડરલ' યુનિવર્સિટી પણ બની રહે. પરંતુ એ વસ્તુ તેની સ્થાપના માટે આવશ્યક ન ગણાવી જોઈએ. તેમ જ તેણે એકસ્થ જ રહેવાની મર્યાદા પણ બાંધી લેવી ન જોઈએ.

### ૨. નવી યુનિવર્સિટીનાં વિદ્યામંદિરો

આવી યુનિવર્સિટી શું શું શીખવવાથી શરૂઆત કરે, એ પ્રશ્ન હવે લઈએ. મારો જવાબ એ છે કે, કન્નડ ભાષા દ્વારા તથા સંશોધનની સ્વતંત્ર ભાવનાથી જે જે વિદ્યાશાખાઓ તે શીખવી શકે, તે બધી જ શીખવવાથી તેણે શરૂઆત કરવી. ભાષા અને સાહિત્ય ('આર્ટ્સ'), વ્યાપાર (કૉમર્સ), અને અખબારનવેશી ('જર્નલિઝમ')માંથી ઘણા વિષયો કન્નડ ભાષા દ્વારા શીખવવા માંડવાથી જરૂર શરૂઆત થઈ શકે. વિજ્ઞાનોની પણ કેટલીક શાખાઓ લઈ શકાય.

એવું બને કે, એક જગાએ એક કૉલેજ અમુક શાખાનું કામ ઉપાડવા તૈયાર થાય, અને બીજી જગાએ બીજી કોઈ કૉલેજ બીજી શાખાનું કામ માથે લે; તો એમ કરવા જેવું.

આયુર્વેદ અને યુનાની પદ્ધતિનું વૈદકીય શિક્ષણ, સંગીત અને બીજી લલિતકળાઓ, ધર્મોનો તુલનાત્મક અભ્યાસ વગેરે જેવી નવી વિદ્યાશાખાઓ પણ શરૂ કરવી જોઈએ. આપણાથી લઈ શકાય તેટલી હિંદુસ્તાનની પ્રાંતભાષાઓના અધ્યયન માટે પણ ભાષામંદિર શરૂ કરી શકાય.

પરિભાષા અને યોગ્ય પાઠ્યપુસ્તકને અભાવે કાયદો, દાક્તરી, ઇજનેરી, યંત્રોદ્યોગવિદ્યાઓ, અને તેવી બીજી વિદ્યાશાખાઓ કન્નડ ભાષામાં તરત શીખવવાનું શરૂ કરવું મુશ્કેલ હોય, એ ખરું. પરંતુ તેનો કશો અજંપો કરવાની જરૂર નથી; કારણ કે, એ બધાનું શિક્ષણ અત્યારની ચાલુ યુનિવર્સિટીઓ,–જેવી કે મુંબઈ, મૈસૂર ઇત્યાદિ, ભલે આપ્યા કરે. જ્યાં સુધી નવી કન્નડ યુનિવર્સિટી એ વિદ્યાઓ પણ શીખવવાની તૈયારી ન કરી લે, ત્યાં સુધી એમ ચાલુ રહેશે. એનો અર્થ એ થયો કે, નવી યુનિવર્સિટીએ એક સંશોધન વિભાગ શરૂ કરી દેવો જોઈશે, કે જ્યાં યુનિવર્સિટીએ તૈયાર કરેલી યોજના મુજબ એ વિષયો માટેની આવશ્યક પરિભાષા અને પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં આવે. સાથે સાથે એનાથી નવી યુનિવર્સિટીને સંશોધનકાર્ય માટે ભારે ઉપયોગી અને અગત્યના વિષયો પણ મળી રહેશે; વળી તે વિષયો એવા હશે કે જે આમપ્રજાના સામાન્ય પ્રૌઢશિક્ષણ માટે પણ જરૂરી હશે. એ રીતે તમામ પ્રજાજનોને એ બાબતમાં લેવાદેવા હશે, — કે જે વસ્તુ પ્રજાકીય યુનિવર્સિટીના ઉદ્‌ગમ માટે ઘણી સારી કહેવાય. એ વસ્તુ નવી

સંસ્થાને સંશોધનખાતાં શરૂ કરવા માટે પૂરતું કામ આપી શકશે. આ સંશોધનખાતાને અનુસ્નાતક અભ્યાસકાર્ય સાથે પણ સારી રીતે જોડી આપી શકાય.

આમ તમે જોશો કે, સ્થાપવા ધારેલી નવી યુનિવર્સિટીના કાર્યપ્રદેશ અંગે હું જે કહી રહ્યો છું, તે આઝાદ કર્ણાટક માટે શિક્ષણ અને સંસ્કૃતિનું એક કેન્દ્ર ઊભું કરવાની અને તેને સંગઠિત કરવાની વાત વિશેષે બની રહે છે; કે જે કેન્દ્ર પોતાના જનસમુદાયની બધી જરૂરિયાતો માટે કન્નડ ભાષા-દ્વારા કામ કરતું હોય. આવું કેન્દ્ર જો પોતાનું કાર્ય યોગ્ય ભાવનાથી કરે, તો તે પોતાની આસપાસ બધાય કન્નડ-ભાષી લોકોને જરૂર ખેંચી શકે. અને એવાં યુનિવર્સિટી-કેન્દ્રો એક કરતાં વધુ હોય, તો તેથી લોકોનાં શિક્ષણ અને સંસ્કૃતિ વિશેષ સમૃદ્ધ થાય. તેથી કરીને હું એમ માનું છું કે, સરકાર એક જ કેન્દ્ર ઉપર ભાર મૂકવાને બદલે એવાં અનેક કેન્દ્રો શક્ય હોય તો અનેકને મંજૂર રાખે અને તેમને મદદ કરે, તો તે વધુ ડહાપણભરેલું કહેવાય. મારા કહેવાનો અર્થ એ છે કે, કેન્દ્રોની સંખ્યા કરતાં તેમની ગુણસંપન્નતા એ વિશેષ અગત્યની વસ્તુ છે. અને તેથી કામ કરવાની સાચી ભાવના મોજૂદ હોય, તો એક કેન્દ્ર કરતાં વધુ કેન્દ્રો વાંધારૂપ નહિ પણ વિશેષ લાભદાયી નીવડે, એ ઉઘાડું છે.

આ યુનિવર્સિટીનું નામ શું રાખવું એ પ્રશ્નના જવાબમાં 'કન્નડ યુનિવર્સિટી' હું સૂચવું છું. તેનું સ્થળ કયું હોય એ હું કહી શકું તેમ નથી.

### ૩. નવરચનાનાં કેટલાક મુદ્દા

હવે હું પ્રશ્નાવલીમાં પૂછેલા યુનિવર્સિટીની નવરચનાના સવાલ ઉપર આવું.

ભાષાઓનું અધ્યયન : એ બાબતમાં મેં ઉપર જણાવ્યું જ છે કે, કન્નડ યુનિવર્સિટી જે વિદ્યાશાખાઓથી શરૂઆત કરી શકે, તેમાં ભાષામંદિર હોઈ શકે અને હોવું જોઈએ. તેને માટે કઈ કઈ ભાષાઓ પસંદ કરવી, એ વિશેષ વિચારવાનો સવાલ છે. કારણ કે, તેમાં જુદી જુદી ભાષાઓમાંથી કોને પ્રથમ સ્થાન તથા અગત્ય આપવાં, એ નક્કી કરવાની બાબત રહેલી છે. સંમાનભર્યું અને અગત્યનું મુખ્ય સ્થાન કન્નડ ભાષાને જ મળે, એ તો ઉઘાડું છે. એ એક ફરજિયાત વિષય હોવો જોઈએ.

બીજું સ્થાન રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીને મળવું જોઈએ. આપણી રાષ્ટ્રીય કેળવણીની યોજનામાં તેને બીજી ભાષાનું સ્થાન હોય. તેનો અભ્યાસ પણ યુનિવર્સિટીની કક્ષા સુધીનો કરાવવામાં આવે. તો જ આપણને આપણી મધ્યસ્થ સરકારની નોકરીઓ માટે શક્તિશાળી યુવાનો મળી શકે. અખિલ હિંદ મધ્યસ્થ સરકારનું કામકાજ હિંદુસ્તાનીમાં ચાલશે એ તો ઉઘાડું છે. વળી એનાથી કન્નડભાષી લોકોને બીજી ભાષાઓ બોલતા પ્રાંતીય એકમો સાથે સાંસ્કૃતિક, સામાજિક તેમ જ રાજકીય દૃષ્ટિએ પણ આવશ્યક એવા રાષ્ટ્રીય સંબંધો મળી રહેશે. વળી, તેનાથી આપણા રાજકીય તેમ જ સાંસ્કૃતિક નકશાને ભાષાવાર ગોઠવતા જતાં સંકુચિત પ્રાંતીયતાનો જે ભય આપણા ઉપર સવાર થઈ બેસવાનો ભય છે, તે પણ ઓછો થશે.

ત્યાર પછી ત્રીજે નંબરે બીજાં હિંદી પડોશીઓની સહોદર ભાષાઓ આવે. આંતરરાષ્ટ્રીય પડોશી સંબંધનો દાવો પણ આપણા ઉપર છે જ. આઝાદ હિંદે પોતાનાં યુવાન સ્ત્રી-પુરુષોને પરદેશોમાંનાં આપણાં વિવિધ એલચીખાતાંમાં કામ કરવા માટે તૈયાર કરવાં પડશે. ભવિષ્યની હિંદી યુનિવર્સિટીઓ ઉપર આ એક મોટી માગ રહેવાની છે. દરેકે પોતાનાથી થાય તેટલું એ બાબતમાં કરવાનું રહેશે કન્નડ યુનિવર્સિટીએ મરાઠી અને અંગ્રેજી માટેનાં ભાષામંદિરથી તો શરૂઆત કરવી જ જોઈએ. પછી શક્ય હોય તો તેમાં તેલુગુ, તામિલ, ગુજરાતી, બંગાળી વગેરે ઉમેરવામાં આવે. થોડા વખતમાં એશિયાઈ દેશો સાથે જે સંબંધો આપણે વિકસાવવાના છીએ, તેને લીધે ચીની, જાપાની, ફારસી, અરબી, રશિયન વગેરે ભાષાઓ તરફ આપણે લક્ષ આપવું જ પડશે. આ બધી ભાષાઓના શિક્ષણનું જુદાં જુદાં ભાષામંદિરો રૂપે ખાસ આયોજન કરવું જોઈએ, કે જેમાં સ્નાતક થવા માટે વિદ્યાર્થીઓ જોડાઈ શકે. તે આયોજનની વિગતોમાં હું ન ઊતરું. મારો મુખ્ય મુદ્દો એ છે કે, કન્નડ અને હિંદુસ્તાની એ બે ફરજિયાત ભાષાઓ હોય; ત્યાર બાદ માધ્યમિક શાળાના ઉપલા ધોરણની અમુક કક્ષાએ હિંદની કે યુરોપ વગેરેના દેશોની આધુનિક ભાષાઓમાંથી એક ત્રીજી ભાષા વિદ્યાર્થી પસંદ કરે. દાખલા તરીકે, આજે ઘણા અંગ્રેજીને જ પસંદ કરશે; પરંતુ મરાઠી, ઉર્દૂ, હિંદી કે ગુજરાતી લઈને પણ કોઈ પોતાનો સ્નાતક માટેનો ઉચ્ચ અભ્યાસ કરી શકે. અંગ્રેજી જાણવું એ કોઈ વિદ્યાર્થી માટે ફરજિયાત ન હોવું જોઈએ. તે કન્નડ, હિંદુસ્તાની અને અર્વાચીન ભાષાઓમાંની કોઈ એક ભાષા ભણીને પણ વિદ્યાપીઠની પોતાની પદવી લઈ શકે.

યુરોપની અને એશિયાની ભાષાઓનાં અનુસ્નાતક ભાષામંદિરો પણ ઉપયોગી થઈ પડે. આપણા જુવાન સ્નાતકો તેમાં દાખલ થઈ, પોતાની પસંદગીની એવી કોઈ પણ ભાષાનો એક કે બે વર્ષ સુધી આગળનો અભ્યાસ કરી શકે.

### ૪. પ્રાચીન કેળવણી

હવે હું તમારી પ્રશ્નાવલીમાંથી છેવટના એક બે મુદ્દાઓ ઉપર આવું. તે અગત્યના છે, અને આ જગાએ તેમને ઊભા કરવા બદલ હું તમારી કમિટીને ધન્યવાદ આપું છું.

તમે પૂછ્યું છે કે, નવી યુનિવર્સિટીની રચનામાં આપણે આપણા દેશની પ્રાચીન શિક્ષણસંસ્થાઓ કે પદ્ધતિમાંથી કાંઈ શીખવાનું છે?

હા; આપણે આપણી પ્રાચીન શિક્ષણપદ્ધતિ તેમ જ સંસ્થાઓમાંથી ઘણું શીખવાનું છે. મારા સમજવા મુજબ તેનાં કેટલાંક ધ્યાનમાં લેવા જેવાં લક્ષણો આ છે:—

(૧) જીવન અને કેળવણીના પ્રાચીન કેન્દ્રમાં ઉચ્ચ જીવન અને ઉદાત્ત શિક્ષણને વરેલા એક અથવા વધુ માણસોનું જૂથ હોતું. આખું સંગઠન એ કેન્દ્રની આસપાસ ઊભું થતું. તે જ તેને પ્રાણ અર્પતું. આપણે આપણી નવી યુનિવર્સિટી માટે કન્નડ ભાષા મારફત અને આપણી પ્રાચીન ભૂમિની મહાન કીર્તિ માટે શિક્ષણ આપતા વિદ્વાનોનું મંડળ ઊભું કરીને, એ બાબતનું અનુસરણ કરી શકીએ. આ માણસો પોતપોતાની વિવિધ વિદ્યાશાખાઓ મારફત આપણા ભવિષ્ય વિષે ચિંતન તેમ જ આયોજન કરતા હોય.

(૨) પ્રાચીન યુનિવર્સિટી રાજસત્તાના નિયંત્રણમાંથી મુક્ત રહેતી હતી; જોકે રાજસત્તા તેની નાણાંકીય અને બીજી જરૂરિયાતોની હંમેશ કાળજી રાખતી.

(૩) એ જાતનાં પ્રાચીન કેન્દ્રોનું જીવન સાચા અર્થમાં સહિયારું સામુદાયિક જીવન હોતું. ગરીબ અને તવંગર, રાજકુંવર અને ભિખારી એમ બધા એક જ પ્રકારનું સાદું પણ ઉચ્ચ વિચારમય જીવન જીવતા. જાતમહેનતને તેનું ખાસ ગૌરવભર્યું સ્થાન હોતું; એટલું જ નહીં પણ વિદ્યાર્થીના રોજિંદા જીવનનો એ એક આવશ્યક અંશ હતી. આમાંથી આપણે મોટો પાઠ શીખવાનો છે. આપણાં આધુનિક કૉલેજ—છાત્રાલયોમાં વ્યાપી ગયેલી એશઆરામી અને ખર્ચાળ જીવનપદ્ધતિને મંજૂર રાખી, આપણે સાચી કેળવણીને બાકાત રાખવાનું હજી ચાલુ રાખીશું? એ બાબતમાં આપણે પ્રાચીન કેળવણીના અનુભવમાંથી કાંઈ જ નહીં શીખીએ? આપણી પ્રાચીન યુનિવર્સિટીઓની આ ભારે નિર્દોષ અને નીરોગી જીવનપદ્ધતિનો કોઈ અવેજ શોધી કાઢીને આપણે તેનું આયોજન ન કરવું જોઈએ શું?

### ૫. ધાર્મિક કેળવણી

બીજો મુદ્દો કેળવણી માત્ર ઐહિક કે વહેવારની હોવી જોઈએ કે કેમ તે બાબતનો પૂછ્યો છે. સાચી રીતે સમજીએ તો યુનિવર્સિટીને પોતાનો એક ખાસ ધર્મ છે—સરસ્વતીદેવીની ભક્તિ. યુનિવર્સિટીનો સ્વમાન્ય એવો કોઈ અમુક કે તમુક ધર્મ ન હોય, પરંતુ તે સાંગોપાંગ ધર્મભાવનાથી તો રચાયેલી હોવી જ જોઈએ. એ અર્થમાં તે ભલે અ-ધાર્મિક અર્થાત્ લૌકિક કે ઐહિક કહેવાય. પરંતુ ધર્મોના તુલનાત્મક અભ્યાસની એક વિદ્યાશાખાને તેની અંદર અવશ્ય સ્થાન હોવું જોઈએ. એ ભલે તત્ત્વજ્ઞાનની વિદ્યાશાખાનું એક અંગ હોય. એનો અભ્યાસ બધા ધર્મો પ્રત્યે સમભાવની ભૂમિકા ઉપર યોજવામાં આવે.

માનવધર્મનો આદર્શ આધુનિક માનસમાં લગભગ અર્વાચીન યુગના એક લક્ષણની હેસિયતથી જામતો આવ્યો છે. એ શિક્ષણની વસ્તુ ન બની શકે. યુનિવર્સિટી પોતાના અભ્યાસો તથા જીવન અને સાહિત્યના પ્રશ્નો તરફના પોતાના વલણ મારફતે, બહુ બહુ તો, એવું વાતાવરણ ઊભું કરી શકે. 'ઐહિક'નો અર્થ આનાથી પણ દૂર રહેવાનો ન જ હોઈ શકે, કારણ કે એક રીતે કહીએ તો, કોઈ પણ યુનિવર્સિટીના જીવનનું એ તો હાર્દ જ હોવું જોઈએ.

### ૬. પાયાની અને પ્રૌઢ કેળવણી

વળી એક બીજો અગત્યનો મુદ્દો પ્રૌઢ કેળવણીનો છે. તમે તમારી પ્રશ્નાવલીમાં તેને સૂચિત કર્યો છે. આપણે આપણાં બાળકોની પાયાની કેળવણી, કે જે મફત તેમ જ ફરજિયાત હોવી જોઈએ, તેનો મુદ્દો પણ ઉમેરી લઈએ. આપણી કેળવણીવિષયક જરૂરિયાતોનાં આ બે અંતિમ ધ્રુવ-બિંદુઓ છે. આપણે કેળવણીની જે નવી ઇમારત ખડી કરવાની છે, તેનાં તે પ્રાણપૂરક બળો છે. યુનિવર્સિટીએ તેમને પોષવાનાં છે, અને બદલામાં તેમના વડે જ તેણે પુષ્ટ થવાનું છે. જુદી જુદી કળાઓ અને વિજ્ઞાનોનું જ્ઞાન જનસમુદાય માટે સરળ ભાષામાં ઉતારવું જોઈએ. યુનિવર્સિટી તેના સાધન તરીકે લોકોની ભાષાની સાદી

અને સીધી શૈલી ઊભી કરે અને ઉપયોગમાં લે, તો જ તે બની શકે. તેણે કન્નડ ભાષામાં પણ પોતાની ખાસ ભારેખમ પંડિતશૈલી ઊભી કરવાની ભૂલ ન કરવી જોઈએ; નહીં તો અંગ્રેજી ભાષાના ઉપયોગથી થયું છે તેમ, પરિણામે પાછો ભણેલાઓ અને સરળ મનના પ્રૌઢજનો વચ્ચે એક ભારે આંતરો પડી જશે. તેને બદલે ઉપર સૂચવેલી ભાવના જો આપણી નવી યુનિવર્સિટીઓમાં વ્યાપી હશે, તો પ્રૌઢશિક્ષણનો ફેલાવો પણ સાચી ફળદાયી દિશામાં નિશ્ચિત બનશે. કારણ કે, ત્યારે જ યુનિવર્સિટીએ પોતાના કર્તવ્ય તરીકે સમગ્ર જનસમુદાયની સામાન્ય કેળવણીની વસ્તુને સ્વીકારી કહેવાય; ભલે પછી તે મુખ્યત્વે પોતાનું લક્ષ ઉચ્ચ કેળવણી ઉપર જ કેન્દ્રિત કરતી હોય. નવી યુનિવર્સિટીનું આયોજન કરતી વખતે આપણે યાદ રાખવાનું છે કે, આપણે પુખ્ત મતાધિકારવાળી આધુનિક લોકશાહીની કેળવણીનું કામ હાથ ધરવાનું છે; યુનિવર્સિટી તેનું સાધન છે. તેણે સંકુચિત કે પક્ષાપક્ષીવાળા રાજકારણથી મુક્ત રહેવાનું છે. તેનું રાજકારણ — જો તેને એવું નામ આપીએ તોય — દરેક સ્વતંત્ર પ્રજાએ જેને હમેશાં ઇચ્છવું જોઈએ તે જ હોઈ શકે; અર્થાત્ ધર્મભાવનામાંથી નીપજતું અથવા માનવધર્મમાંથી નીપજતું રાજકારણ.

### ૭. પ્રવેશાધિકાર

અંતે એવી યુનિવર્સિટીમાં પ્રવેશ પામવાની લાયકાતનો સવાલ પણ અગત્યનો છે. શાળાંત પરીક્ષા (એસ. એલ. સી.) અને પ્રાવેશિક પરીક્ષા એ બંને એક જ હોવાનું ચાલુ રાખવું જોઈએ શું ? આ બેનું જોડાણ ભારે અમૂંઝણો ઊભી કરનારી, અને યુનિવર્સિટીનું ધોરણ ઉતારી નાખનારી વસ્તુ બની છે. તેણે સાચા પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણના વિકાસને પણ વિકૃત કરી નાખ્યો છે. આજની પદ્ધતિ નુકસાનકારક પ્રમાણમાં માથાભારે બની રહી છે. એને સુધારવી જ રહી. આપણે પ્રાથમિક અને માધ્યમિક કેળવણીને સ્વતંત્ર રીતે તેમના પોતાના અધિકારની રૂએ વિકસવા દઈએ, અને આજની પેઠે તેમને ઉચ્ચ કેળવણીનો પ્રારંભિક પૂછડારૂપ ન બની જવા દઈએ, તો જ આપણને સુધારણાનો સાચો રસ્તો જડે. એ એક અગત્યની સુધારણા છે, અને તેના વિના સાચા પ્રકારની રાષ્ટ્રીય કેળવણી સંસ્થાપિત કરવી એ અશક્ય નહીં તો મુશ્કેલ તો બનશે જ.

મગનભાઈ દેસાઈ

# માસિક વિવેચન

### આ વર્ષની ગાંધીજયંતી

આ વર્ષની ગાંધીજયંતીની ઉજવણી ખાસ નોંધપાત્ર લાગી. છાપાંવાળાએ તેમાં આ વર્ષ માટે એક ખાસિયત એવી શોધી આપી કે, સ્વતંત્ર હિંદની પહેલી ગાંધીજયંતી આ છે. વાત ખરી; તેથી તે કેવી રીતે ઊજવાઈ એ વિશેષ સૂચક બને છે.

સ્વતંત્રતાનો જન્મ ૧૫ મી ઑગસ્ટે ઊજવ્યો તેની જોડે એના જનકનો પણ દેશે ભારોભાર આભાર માન્યો. તેથી કે કોણ જાણે શાથી, ત્યાર પછી આવેલી આ જયંતી કાંઈક ઝાંખી પડતી લાગી. અને દેશ ભૂતકાળના ગાંધીનો આભારપૂર્વક ગૌરવગાન કરતો લાગ્યો; પણ વર્તમાન કાળના ગાંધી જોડે જાણે નિસબત ઓછવાતું જતું ન હોય એવું દેખાયું. દરેકને ખબર છે કે, દર વરસે ગાંધીજયંતી દેશનું ચાલુ કામ કરવાને માટે એક ઉત્તેજક ઉલ્લાસપર્વ તરીકે ઊજવાતી; આ વેળા એમ ન લાગ્યું. કદાચ આવી જ લોકભાવના હવામાંથી પામી જઈને તો ગાંધીજીએ એમ ન કહ્યું હોય કે, મારી આ જનમગાંઠનાં અભિનંદન મને મરણના ખરખરા જેવાં લાગે છે! ખાદી અને રેંટિયો પાછળ રહ્યાં; પ્રજાનાં રચનાત્મક કાર્યો હવે સરકારી કાર્યો બનતાં જાય છે; જાણ્યે અજાણ્યે નાનામોટા બધા કાર્યકર્તાઓ રાજકારણના રસમાં સંડોવાતા જતા લાગે છે. ગાંધીજીએ ૧૯૧૭-૧૮થી ઉછેરવા માંડેલી પ્રજા એક પેઢી બાદ હવે ઉંમરે પહોંચી પોતાનું સંભાળી લેવા ન જતી હોય, એમ લાગે છે. અને એમ હોય તો કશું ખોટું કે વિચિત્ર છે એમ કહેવાનો આશય નથી. એની સાથે આપણે એટલું જ સમજવાનું છે કે, ગાંધીજી પોતાના જીવનકાર્યમાંથી સંન્યાસ નથી લેતા. હજી તેમણે દેશને ચરણે ધરવા યોગ્ય માનેલી આઝાદી કે સ્વરાજ આવવાનું કે લાવવાનું બાકી છે. દેશની રાજદ્વારી આઝાદી એ તો સાચી માનવસમાજની આઝાદીનું એક સાધન અથવા કેવળ પૂર્વ-જરૂર છે; બાકી તો એમાં ફરક છે. એક સાધન છે, બીજું સાધ્ય છે. રાજદ્વારી સ્વાતંત્ર્ય વડે આપણે હવે દેશનું સાંગોપાંગ ઘડતર નવેસર કરી શકીએ છીએ. એનો પાયો જગતની શાંતિ અને સર્વોદય એટલે કે અહિંસા જ

હોઈ શકે, એમાં શંકા છે? ગાંધીજયંતી, એમાં શંકા હોય તો તેને દૂર કરવાને અને ખાતરી હોય તો તેને પાકી કરી તે અંગેનાં કામો આગળ ધપાવવાને માટેની વાર્ષિક પુણ્યપર્વણી અને સરવૈયું કાઢવાની દિવાળી છે; સ્વતંત્ર હિંદ માટે તે એવી બનવી જોઈએ ને હોવી જોઈએ. એ જ ભાવ ગાંધીજી પોતાની જયંતીને રેંટિયાબારશ તરીકે ઊજવવા દ્વારા સૂચવવા માગે છે.

<u>ગાંધીયુગ હવે બેસે છે</u>

ગાંધીજયંતી વિષેના ઉપર આપેલા વિચારની સાથે, એનાથી વધારે તાત્કાલિક સમજવા જેવો બીજો એક વિચાર જાગે છે. તે છે દેશના હવે પછીના આદર્શનો — તેની પ્રજાકીય કે રાષ્ટ્રીય ભાવનાનું કેન્દ્ર શું તેનો. આજ સુધી આખો દેશ સ્વરાજ લાવવાને માટેની લડતના ભાવ ઉપર એકાગ્ર થયો હતો. તે મોટી અને વ્યાપક રાષ્ટ્રભાવના આગળ નાના નાના ભેદો અને છોટામોટા સ્વાર્થો કે ખેંચાખેંચીઓ ભૂલી શકાતી હતી. એ ભાવના-કેંદ્ર હવે નથી રહેતું, કેમ કે સ્વરાજ આવ્યું છે. એટલે તેને સ્થાને કોઈ પણ નવું ઉદાત્ત કેન્દ્ર જોઈએ જ. એવી કેન્દ્રીય ભાવના વગર રાષ્ટ્રો ભૂખે મરી નાશ પામે છે; તેનાં અંગ ઉપાંગો તેવા ખોરાક વગર સરખાં કામ નથી દઈ શકતાં. આવું કેન્દ્ર હવે શું? મુગ્ધભાવે પણ હિંદી પ્રજા આજે આ ખોળે છે — માગે છે.

તેની સામે પડેલી પ્રત્યક્ષ પરિસ્થિતિ પાકિસ્તાની ભાગલા - અને તેનાં રમખાણો તથા તેમાંથી થયેલાં ઊંચાં દિલ અને અવિશ્વાસ છે. તે કાંઈ આવું કેન્દ્ર ન આપી શકે. રાષ્ટ્રના જીવનમાં તેના ઉદયકાળે છતાં, તે તો એક આગંતુક વિકાર છે; તેને પહોંચી વળવું જોઈએ એટલું જ. છતાં કેટલાક પોતાને હિંદુ માનનારા લોકો આને પેલા વ્યાપક ભાવનાકેન્દ્રમાં મૂકવા કે કોંગ્રેસ પાસે મુકાવવા માટે તાકે છે. એ લોક હિંદનો, તેની સંસ્કૃતિનો, કોંગ્રેસનો, અથવા તો આજના જમાનાનો ઇતિહાસ નથી સમજતા, એમ જ ટૂંકમાં કહેવું જોઇએ. હિંદ એક પ્રાચીન સંસ્કૃતિ હોવાની સાથે અર્વાચીન લોકશાહી ઢબનું રાજ્ય થઈ શકે, એમ ઇતિહાસ એને દોરી રહ્યો છે.

એટલે ખરું ભાવનાકેન્દ્ર તો આ સમજૂતીમાંથી આપણે નિર્મી શકીએ. તે કેન્દ્ર કેવળ તાર્કિક વાદ ન હોઈ શકે; તે જીવંત હોવું જોઈએ. એટલે કે, પ્રજાના બધા વર્ગોને જેમ સ્વરાજની જરૂર વસી હતી, જેથી તે એક જીવંત અને પ્રાણદાયી ધ્યેય બનેલું; તેવી જ રીતે આ નવા લોકશાહી સ્વરાજનું નિર્માણ જીવંત અને રાષ્ટ્રપ્રાણ પૂરનારું બનવું જોઈએ. આ આદર્શ ગાંધીજીએ પોતાના રચનાકાર્ય દ્વારા પૂરો પાડેલો છે. તેને હવે પ્રેરક અને લોકવ્યાપી કરવો જોઈએ. તે કામ કોંગ્રેસના કાર્યકર્તાનું અને હવે દેશના રાજ્યકર્તાનુંય બને છે. એ કરવાને માટે પણ ગાંધીજયંતી જ ઉત્તમ અને યોગ્ય રાષ્ટ્રપર્વ છે. દેશ સામે ઊભેલું આ નવું કાર્ય જો નહિ સમજાય તો નાના વર્ગો અને વગદાર ટોળીઓની તડાતડી એ જ આપણું રાજકારણ બની જશે. એના કરતાં ભારે મોટી આફત બીજી શી હોઈ શકે? એમ થાય તો, આજે જગત જેમ પૂછે છે કે, ગાંધીનું હિંદ પાકિસ્તાનવાદી જંગલિયતમાં કેવી રીતે જઈ શક્યું? એમાં શું ગાંધીના શિક્ષણની ઊણપ હશે? તેમ જ જગત પૂછશે, શું દેશ કે કોંગ્રેસ આવી જ તડાતડી કરવાનું ગાંધી પાસેથી શીખ્યાં? હિંદના ઇતિહાસમાં પૂર્વે કદી નહોતો એવો સવાલ ઉકેલવાનું કામ અત્યારે તેની પ્રજા પાસે આવીને ઊભું છે:— હિંદે હવે કેવળ એક સાંસ્કૃતિક જ નહિ, પરંતુ લોકશાહી ઢબે રાજકીય, અને અર્વાચીન યુગની ઢબે રાષ્ટ્રીય અને શાંતિપ્રિય દેશ બનવું જોઈએ. તેને સંસ્કૃતિ આવડે છે; ઉચ્ચ જ્ઞાનવિહાર તે કરી જાણે છે; પરંતુ પ્રત્યક્ષ વ્યવહારમાં એ ઊંચનીચભાવની અને તડમાં તડ અને વળી તેમાં તડ પાડીને અસ્પૃશ્ય રહેવાની વાડાબંધીની રીત જ આચરે છે. આ આપણી વૃત્તિને જ ટૂંકમાં ગાંધીજીએ હિંદુધર્મનું કલંક કહ્યું છે; અને તે જો ન ટાળ્યું તો તેનું મરણ ભાખ્યું છે. આ પ્રશ્ન માત્ર હરિજન-પ્રશ્ન નથી; તે રાજકીય અને આર્થિક સામાજિક છે. દેશવ્યાપી કામ કરવામાં આપણા લોકો વ્યાપક રાષ્ટ્રભાવના વીસરી જાય છે: આ મોટી આપણી ખોડ હતી તેથી તો પરરાજ્યો અહીં આવ્યા ને ટક્યાં. તે વિષે જાગ્રત કરી ગાંધીજીએ દેશની આગેવાની લીધી તો અંગ્રેજ ગયો. તે જાગૃતિ હવે દેશે પોતાની કરવી જોઈએ. ગાંધીવાદ જો કોઈ ચીજ હોય તો તે આ મહાબળ છે; આપણો ઇતિહાસ એ માગે છે. નહીં તો પાછા આપણે પેશવાઈ વખતે હતા એવા જ સ્વતંત્ર અને સમજણા છતાં ખરેખર જોતાં તો નિર્બળ ટુકડા જ બની જઈશું. આ મહાન ભાવના હવે સમાજમાં પ્રેરાવી જોઈએ. તે વગર હિંદની એકતા સરજવી અશક્યવત્ છે. ગાંધીજી આ

જરૂર બતાવનાર યુગદ્રષ્ટા છે. તે માત્ર રાષ્ટ્રની સ્વતંત્રતાના સર્જક નથી; તેને અમર કરવાને માટે જે માનવતાની, રાષ્ટ્રીયતાની, સમાજની, જીવનની ફિલસૂફી જોઈએ, તે બતાવનાર રાજર્ષિ એ છે. રાષ્ટ્રને આ સમજ વેળાસર ઊગવી જોઈએ; નહીં તો ઠોકરો ખાઈનેય ઊગવાનું તો એ જ છે, કારણ કે હિંદનો યુગજૂનો ઇતિહાસ એ ચીજ આપણામાંથી બોલે છે; અને એ બોલ સાંભળવાથી ને બને તેટલો ઝીલવાથી દેશને ફાયદો થયો છે, એ પ્રત્યક્ષ અનુભવ છે. ગાંધીજીની કલ્પનાના રચનાત્મક કાર્યકર્તા અને રાજ્યકર્તાનું કામ હવે પછી આ બને છે.

૧૯–૧૦–'૪૭

**પાકિસ્તાન-વાદ પાકો ન કરો**

પાકિસ્તાન મેળવવા માટે, ધર્મના જુનવાણી પાયા ઉપર દોરાઈ જઈ, ઝીણાસાહેબે બે-રાષ્ટ્ર-વાદની જે નાપાયાદાર ભાવના દેશના મુસલમાનોમાં ઉશ્કેરી, તેનાં કડવાં ફળ હવે ઊતરવા લાગ્યાં છે. ઇશ્વરની કૃપા છે કે, એક મહા ઝેરી ફળ — ઉત્તરની કોમી કતલ — હવે કાંઈક ઠેકાણે પડે છે. હવે ઊતરવાનાં બીજાં ફળોમાં હિંદુસ્તાનની રાષ્ટ્રભાષાનો પ્રશ્ન એક ગણાય. વરસોના પ્રયત્નથી ગાંધીજી અને કૉંગ્રેસે સંસ્કૃતિના આ પ્રશ્નમાંથી કોમી ડંખ કાઢી નાંખ્યો હતો; પાકિસ્તાની વાદે તેને પાછો જાગ્રત કર્યો છે, અને તેથી ફરીને ૧૯૩૭–'૪૭ના દસકામાં જે નીતિ લગભગ દેશભરમાં ગળે ઊતરવા લાગી હતી, તે પાછી ત્યાં ભરાતી હોય એમ લાગે છે. ૧૯૨૫ના આ નીતિના પુરસ્કર્તા શ્રી. પુરુષોત્તમદાસ ટંડન આજે કેવળ સંસ્કૃતિયા હિંદી-નાગરી-વાદ પર પહોંચી ગયા છે; અને યુ. પી.માં એ નીતિ વેગ પકડતી લાગે છે. આમાં કેવળ કોમી વલણ મુખ્ય કારણ માની શકાય એમ છે. આ એક અફસોસની વાત છે, અને પાકિસ્તાન-વાદે હિંદની સાંસ્કૃતિક પ્રગતિના કાંટા પાછા ફેરવ્યા છે, એનો સચોટ દાખલો છે.

યુ. પી. સરકારે ઠરાવ બહાર પાડ્યો છે કે, પ્રાંતિક સરકારની દફતરી ભાષા હિંદી નાગરી રહેશે. છતાં એટલી છૂટ રાખવી પડી લાગે છે કે, જે લોકો નાગરી ન જાણતા હોય તે ઉર્દૂ લિપિમાં અરજી વગેરે લખી શકશે. (એનો અર્થ એ કે, સરકારી દફતરમાં બંને લિપિ જાણનારા માણસો હશે, એમ ને? એટલે કે, તેઓ ખરેખર હિંદી ઉર્દૂ બંને જાણતા હશે; કહો કે બંને લિપિવાળી હિંદુસ્તાની તેમને તો આવડવી જોઈશે. — આમ તે પરથી ફલિત થાય છે, એ ત્યાંની સરકાર ન સમજે એમ તો કેમ જ મનાય? અને એમાં જ દેશની રાષ્ટ્રભાષા નાગરી ઉર્દૂ બે લિપિમાં લખાતી હિંદુસ્તાની છે, એ સિદ્ધાંત રહેલો જોઈ શકાય છે.)

યુ.પી. સરકારનો આ નિર્ણય એવો પ્રતિગામી અને ભૂલભરેલો છે કે, ગાંધીજીએ તરત જ પોતાની પ્રાર્થનાસભામાં તેની નોંધ લેતાં કહ્યું,

"છાપામાં એક ફકરો જોયો કે, નાગરી લિપિવાળી હિંદી હવેથી યુ.પી.ની સરકારી ભાષા થશે. આથી મને દુઃખ થયું. હિંદી યુનિયનમાં મુસલમાનો છે તેનો લગભગ ચોથો ભાગ યુ.પી.માં વસે છે. સર તેજ બહાદુર સપ્રુ જેવા અનેક હિંદુઓ પડ્યા છે કે જે ઉર્દૂના પંડિતો છે. આ બધા તેમની ઉર્દૂ લિપિ ભૂલી જાય એમ?

"સાચું તો એમ કરવું જોઈએ કે, બંને લિપિને રાખવામાં આવે અને બધાં સરકારી કામકાજમાં કોઈ પણ એક ચાલી શકે. એમાંથી પરિણામ એ આવે કે, બંને લિપિ ફરજિયાત શીખવવામાં આવે. તો પછી ભાષા પોતાનું સંભાળી લે અને હિંદુસ્તાની આખા પ્રાંતની ભાષા બની રહે. બે લિપિનું જ્ઞાન લેવાથી કંઈ બગડવાનું નથી. તેથી તેઓ અને તેમની ભાષા સમૃદ્ધ બનશે. એટલે આવા પગલાની સામે કોઈએ કચવાટ ન કરવો જોઈએ." . . . (એ. પી. ૧૫–૧૦–'૪૭)

એટલે, યુ.પી. માટે પણ સાચું પગલું તો બંને લિપિમાં લખાતી-વંચાતી હિંદુસ્તાની જ અપનાવવાનું છે. છતાં તે જો ભૂલ કરવા ઇચ્છે તો નવી આવેલી સ્વતંત્રતા તે હક પણ તેને આપે છે. પણ એ ભૂલ આખા દેશ પાસે કરાવવાની ઝનૂની ઝુંબેશનો તેને હક નથી. એવી જોહાકી તે બીજા પ્રાંત અને દેશ પર ન કરી શકે. દેશને તો ધર્મ-જાતિ-પંથથી પર એક નાગરિક સમાજ બનવું છે; એથી તે સર્વગ્રાહી અને સાંસ્કૃતિક નજર રાખીને જ ચાલી શકે. અને એવો માર્ગ બે લિપિવાળી હિંદુસ્તાની જ છે. પાકિસ્તાનની લાચારીમાં આવી પડેલા આપણે, રાષ્ટ્રભાષા બાબતમાં, ક્રોધમાં આવી બીજી ભૂલ કરી, એ લાચારીને વધારે પાકે પાયે ન કરીએ, એવી શક્તિ અને સમજ પ્રભુ દેશને આપો.

૧૬–૧૦–'૪૭

**અંગ્રેજી અને ઉર્દૂ**

છાપામાં ખબર છે કે, મુંબઈ સરકારે નીમેલી પ્રાંતિક શિક્ષણ સમિતિએ, જૂન, ૧૯૪૮,થી અંગ્રેજીને તેના અઘટિત સ્થાનેથી હઠાવીને ઘટતી જગાએ મૂકવાનું જરૂરી કામ શરૂ કરવાની ભલામણ કરી છે. અંગ્રેજીના કેટલાય અતિભક્તો અત્યાર સુધી સરકારને રોકી રાખતા હતા; તેઓ હવે સમજ્યા હશે એમ માનીએ કે, અંગ્રેજીને

કાઢવાની આ વાત નથી, પરંતુ તેનો અરાષ્ટ્રીય અને વધારેપડતો હકદાવો દૂર કરવાની વાત આ તો છે.

જેઓની સ્વભાષા અંગ્રેજી છે તેઓ પ્રાથમિક કક્ષાએ ભલે અંગ્રેજી ભણે. બાકી, આ કે તે બહાને, પાછલે બારણેથી પાછું તેનું સ્થાન ચાલુ રાખવાની ઢીલાશ સરકાર ન દેખાડે એ સંભાળવું જોઈએ. અંગ્રેજી રાજમાં કેટલાક વર્ગો એવા બની ગયા છે કે જેઓ નથી અંગ્રેજીના કે નથી પોતાની ખરી માતૃભાષાના રહ્યા. તેવા લોક હવે પોતાના સાચા સ્થાને આવી જાય, એ જ એમને માટે પણ સારું ને સલાહભર્યું છે. પરદેશી રાજ્યનાં અનેક કુસંસ્કારી ફળોમાં, કેટલાક લોકમાં આવો ભાષા-સંકર નીપજે, એ બનતું જોવા મળે છે. જેમ કે, ઇસ્લામી રાજ્યમાં ફારસી અરબી. તે રાજ્યકર્તા દેશમાં રહેતા દેશી થયા એટલે તેમાંથી અંતે ઉત્તરની ખડી બોલી હિંદુસ્તાનીના રૂપ પર પહોંચી. પરંતુ એક વિચિત્ર પરિણામ એ જોવા મળે છે કે, દેશભરમાં પથરાયેલા મુસલમાનો ઉર્દૂ જાણે પોતાની સ્વભાષા હોય એમ માને છે! અને ગઈ સરકારે તેમાં પોતાની ભેદનીતિનો ફાયદો જોયો એટલે ઉર્દૂને પ્રાથમિક શિક્ષણમાં પ્રાંતિક દરજ્જો આપ્યો! હવે સવાલ ઊભો થાય છે, શું હિંદના મુસલમાનો એક અલગ પોતાના ધર્મવાળી જમાત છે? કે તે પોતાની એક અલગ ખાસ ભાષાવાળી પણ જમાત છે? આ અંગે મુસ્લિમ લીગે એટલે સુધી ખ્યાલ ફેલાવ્યો કે મુસ્લિમો જુદો રાષ્ટ્ર — જુદી પ્રજા છે! હવે એ ખ્યાલ ખોટો છે એમ જણાવા લાગ્યું છે. મુસલમાનો એક ધાર્મિક જમાત છે; નહિ કે તે કોઈ જુદી પ્રજા કે નોખો ભાષાવાર સમાજ છે. કોંગ્રેસ માને છે કે, હિંદી યુનિયન એક બિન-ધર્મવાર — 'સેક્યૂલર' રાજ્ય છે — તે અમુક સાંપ્રદાયિક રાજ્ય નથી. એનો અર્થ એ છે કે, ધાર્મિક કોમો પોતાના ધર્મને કારણે કોઈ નોખી પ્રજા કે નોખો નાગરિક હક ધરાવનાર સમાજ નહિ હોઈ શકે. આશા રાખીએ કે, અંગ્રેજી ભાષાને હવે જે સ્થાન અપાય તેમાં તથા ઉર્દૂની બાબતમાં આ વ્યાપક સિદ્ધાંત ભૂલવામાં નહિ આવે. નહિ તો, એવી છૂટોને હિંદે અંગ્રેજોને નમતું જોખ્યું એવાં સાંસ્કૃતિક 'કેપિચ્યુલેશન' તે ગણાશે.

૧૯–૧૦–'૪૭

## મુંબઈ હિંદુસ્તાની પ્રચાર પરિષદ

૧૭ મી ઑગસ્ટે મુંબઈ શહેરનાં હિંદુસ્તાની પ્રચારકોની એક પરિષદ મળી હતી. વાચકોને ખબર હશે કે, મુંબઈમાં હિંદુસ્તાની પ્રચારનું કામ શ્રીમતી પેરીન બહેન કેપ્ટન આજકાલ વરસોથી કરે છે. તે હિંદુસ્તાની પ્રચાર સભાનાં એક સંસ્થાપક સભ્ય છે અને તેની કાર્યવાહક સમિતિમાં પણ તે છે. આ પરિષદ તેમણે ગોઠવી હતી.

એ સભાએ નીચે પ્રમાણે ઠરાવ કર્યો હતો:—

"हिन्दुस्तानकी लोकभाषा हिन्दुस्तानी है, और होनी चाहिये। यह जबान दोनों लिपियोंमें लिखी जानी चाहिये। इस ठहरावकी नक़लें महात्मा गांधी, पंडित जवाहरलाल नेहरू, सरदार पटेल, मौलाना आज़ाद, बाबु राजेन्द्रप्रसाद, मिस्टर खेर, और कॉन्स्टिट्यूएण्ट एसेम्बलीके मेम्बरोंके पास भेजी जायँ।"

પરિષદ પ્રસંગે સંદેશો મોકલતાં મૌલાના અબુલ કલામ આઝાદે શ્રી. પેરીન બહેનને નીચે પ્રમાણે લખ્યું હતું:—

"मुझे बहुत खुशी है कि हिन्दुस्तानी-प्रचार-सभा पूरी सरगर्मीसे अपने काममें लगी हुई है। ज़बान और लिपिके लिये इन्डियन नेशनल कांग्रेस जो फ़ैसला कर चुकी है, हम सबको उसी फ़ैसले पर क़ायम रहना चाहिये, यानी हिन्दुस्तानी ज़बान देवनागरी और उर्दू हरफ़ोंमें।

मुझे यक़ीन है कि आपकी सभा मुल्ककी एक बहुत बड़ी ख़िदमत अन्जाम देगी अगर उसने पूरे जमाव और मेहनतके साथ अपना काम जारी रक्खा।"

१३ अगस्त, १९४७

શ્રી. મોરારજીભાઈ દેસાઈએ નીચે મુજબ લખી મોકલી હિંદુસ્તાની પ્રચારની નીતિ આજે પણ યોગ્ય છે, એમ પોતાનો અભિપ્રાય સ્પષ્ટ કર્યો હતો:—

"आपके जल्सेमें हाज़िर रह सकता तो बहुत ख़ुशी होती। मैं मानता हूँ कि हिन्दुस्तानमें हिन्दुस्तानी ही राष्ट्रभाषा होनी चाहिये और दोनों लिपियोंमें उसका प्रचार होना चाहिये। हरएक हिन्दीका फ़र्ज़ है कि वह आन्तरप्रान्तीय व्यवहारोंमें हिन्दुस्तानीका उपयोग करे और दोनों लिपियोंको स्वीकार करें। आपके कार्यमें मैं अपनी शुभेच्छा भेजता हूँ।

મુંબઈ પ્રાંતિક સમિતિના પ્રમુખ શ્રી. સદોબા પાટીલે નીચે પ્રમાણે સંદેશો મોકલ્યો હતો:—

"સ્વતંત્ર હિંદની રાષ્ટ્રભાષા, નાગરી ઉર્દૂ બંનેમાં લખાતી એવી હિંદુસ્તાની જ હોવી જોઈએ. આપણી પ્રજાનો ઘણો મોટો ભાગ સહેલાઈથી સમજી શકે એવી એક સાદી આમ-ભાષાની આપણે ભારે જરૂરી અને મુખ્ય જરૂર છે; એને સમજી લેવામાં કોઈ પણ કોમવાદી ખ્યાલો કે આગંતુક પ્રતિક્રિયાના આવેગોની આડ વચ્ચે ન હોવી જોઈએ આવી ભાષા હિંદુસ્તાની છે. કોન્ગ્રેસ તેના બંધારણથી આ ભાષાને

બંધાઈ ચૂકી છે. ઉત્તરમાં એવા કરોડો હિંદુઓ પડેલા છે કે જેમની લિપિ ઉર્દૂ જ છે. તે લિપિ કાંઈ મુસલમાનોની અલાયદી આગવી નથી. ઉત્તરમાં હિંદુ મુસલમાન સૌની સાધારણ એક લિપિ એ છે. જેને જે લિપિ આવડતી હોય તેને તે વાપરવાની છૂટ રાખો. મને ખાતરી છે કે, કોમી ઝઘડાએ જે ધૂળકટ ઉડાવ્યું છે અને જેની રજથી અત્યારે તો જાણે આપણે આંધળા થઈ ગયા છીએ, એ ધૂળકટ શમશે ત્યારે હિંદના લોકો સમજશે કે, નવીન જન્મેલા હિંદી યુનિયનની રાષ્ટ્રભાષા હિંદુસ્તાની છે અને તે જ હોવી જોઈએ."

-૧૬-૯-૧૯૪૭

સૌથી ધ્યાન દેવા જેવો સંદેશો પં. જવાહરલાલજીનો છે. દેશના હરેક રાષ્ટ્રપ્રેમીએ એ ગંભીરપણે મનન કરવો જોઈએ. રાષ્ટ્રભાષાનો સવાલ કોમી નથી; તે સાંસ્કૃતિક છે. આ વાત લગભગ ભૂલીને જ જાણે ન ચલાવું હોય એમ આજે લાગે છે. છતાં તે જ વસ્તુ સાચી છે, અને એકલે અવાજે પણ તેને જ પોકારવી જોઈએ. લોકમતનો અર્થ આગંતુક આવેગ-મત નથી. હરેક પ્રજાના જીવનમાં કોક વાર એવા પ્રસંગો આવે છે, જ્યારે તેના નેતાઓએ આવા આવેગ-મત સામે જાનથી પણ સામે ખડક પેઠે અડગ ઊભા રહેવું જોઈએ છે. હિંદમાં એવો કાળ આજે છે, અને તે કોમી એકતાના આપણા સાંસ્કૃતિક સિદ્ધાંતનો છે. તેની જ એક બાહ્ય કસોટી જાણે ન હોય, એમ આજે રાષ્ટ્રભાષાનો પ્રશ્ન બની રહ્યો છે. કોમી એકતાના આ પ્રશ્ન પર પં. જવાહરલાલજીએ જે મક્કમ અવાજથી પ્રજાને દોરવણી આપી છે, તેથી સ્પષ્ટ થાય છે કે, કોન્ગ્રેસ તેને ખરે કસોટી-કાળે એક બળવાન શક્તિ નીવડી છે; અને એમ આગળ ઉપર લોક કહેશે. એ જ મક્કમતાથી પંડિતજીએ હિંદુસ્તાનીના સવાલ ઉપર તા. ૧૨-૮-'૪૬ના રોજ પોતાનો મત મુંબઈ પરિષદ પર લખી મોકલ્યો છે,— તે આ અંકના પૂંઠા ઉપર છે તે જુઓ. કેટલાક લોક હિંદુસ્તાનીના આ સાંસ્કૃતિક પ્રશ્નને નાહક કોમી કરી મારી લોકમાં ગેરસમજ ઊભી કરે છે, તેમણે પંડિતજીના આ મંતવ્યને ગંભીરપણે મન પર લેવું જોઈએ.

## ઈદ નિમિત્તે ગોવધ

હિંદના કેટલાક પ્રાંતોના મુસલમાન આગેવાનો આ વેળા પોતાના સહધર્મીઓને અનુરોધ કરે છે કે, આ ઈદ પર મુસલમાનોએ ઉદાર દિલથી ગોવધ કરવાનું છોડવું જોઈએ. આ પણ એક પાકિસ્તાની નીતિનો ફણગો જ ગણાય. મુસલમાન ભાઈઓના આ દિલ-ફેરને માટે તેમને મુબારકબાદી ઘટે છે. ગાંધીજી જ્યારથી હિંદમાં આવ્યા ત્યારથી કહેતા આવ્યા છે કે, ગોવધ, મસ્જિદ આગળ વાજાં ૪૦ કોમી આળાપણાનાં કારણોનો ઉકેલ સાટું કે સોદો કરવાની વૃત્તિથી નહિ, પણ સજ્જનતા અને સાચી નાગરિક સમજમાંથી થવો જોઈએ. આજે આટલાં વરસો પછી અનુભવે દેશ આ સાચી શીખ ગ્રહણ કરવા તરફ વળે તો કેવું સારું!

મુસ્લિમ ભાઈઓ આ બાબત આગળ જઈને એ પણ વિચારે કે, જો ઈદ નિમિત્તે ગોવધ જ કરવો જોઈએ એવું વિધાન ન હોય,—અને એવું નથી એમ તેનાં જાણકારો કહે છે—તો પછી એક ધાર્મિક વિધિ તરીકે ગોવધ ન કરવાનો ઠરાવ કરવો એમાં સાચો હિંદી નાગરિક ધર્મ છે; એમાં સાચો શાંતિધર્મ પણ છે. ધર્મનું રહસ્ય જ એ છે કે, સૌએ અરસપરસ ગમી રમીને રહેવું જોઈએ; તો જ કોઈ ધર્મ પણ પાળ્યો ગણાય. ઇકબાલ કહી ગયા છે એમ,

"મજહબ નહીં સિખાતા
આપસમેં બૈર રખના."

આપસઆપસમાં નાહક ઊંચાં દિલ કરે એવો કોઈ આચાર ધાર્મિક ભાગ્યે જ હોય, કે તેને તેવો કહી શકાય. આચારનું સ્વરૂપ સત્ય ધર્મનો આત્મા વ્યક્ત કરવા જેવું જોઈએ તેવું હોવું અને કરવું જોઈએ. અને એની બાહ્ય મર્યાદા પડોશધર્મ અને ન્યાયની હોવી જોઈએ. સ્વતંત્ર હિંદમાં કોમી ઉકેલ માટે આ જ રસ્તો સીધો લાગે છે.

૧૪-૧૦-'૪૭

## સમાજસેવા મંડળ, મોમ્બાસા

પૂર્વ આફ્રિકામાં મોમ્બાસામાં વસતાં હિંદી ભાઈ-બહેનોની સેવા માટે સ્થપાયેલી આ સંસ્થાને ૧૯૪૬માં ૨૫ વર્ષ પૂરાં થયાં; તે પચીસીમાં તેણે કરેલા કાર્યનો હેવાલ તેના મંત્રીએ મોકલ્યો છે. તે વાંચતાં ખાસ તો એ આનંદ થાય છે કે, એની સ્થાપના, કાર્ય અને વહીવટમાં આપણી બધી કોમનાં ભાઈબહેનોએ ભેગાં મળીને કામ કર્યું છે. સેવામાં નીચેનાં કામો તે મંડળ મુખ્યત્વે કરે છે—દવાખાનું અને પ્રસૂતિગૃહ, વાચનાલય અને પુસ્તકાલય, રાત્રીશાળા, વિદ્યાર્થી-મદદ, ભાષણ પ્રકાશન દ્વારા લોકશિક્ષણ, ગરીબ ભાઈઓને

મદદ અને પરસ્પર સહાય. આપણી બહેનોએ પણ આ મંડળના કામમાં સક્રિય ભાગ લેવો જોઈએ. એ જાણીને આનંદ થાય છે કે, ૧૯૨૦-૨૧માં દેશમાં જે સેવાભાવની ઊર્મિ ગાંધીજીને પ્રતાપે જન્મી, તેની જ અસર દૂર દેશમાં વસતાં આપણાં ભાઈબહેનો પર પડી અને તેમાંથી આ મંડળની સ્થાપના થઈ. સહજરીતે મંત્રીઓ ગાંધીજી-ના દ૦ આફ્રિકાના કાર્યને પણ યાદ કરે છે. ગાંધીજી ત્યાંના લોક સાથે હળીમળીને અને હિંદની આબરૂ તથા ગૌરવના રક્ષક તરીકે કેમ વર્તતા હતા, એ વસ્તુ પરદેશોમાં વસતા દરેક હિંદીને માટે ધડારૂપ છે. મોમ્બાસા અને પૂર્વ આફ્રિકાનાં આપણાં દેશભાંડુઓ આ યાદ રાખે. એમની આ સેવાસંસ્થા, મનુષ્યમાત્રની સેવા કરવાના તેના આદર્શ પ્રમાણે, સાચી માનવસેવા કરનારી પ્રેમપંથની સંસ્થા બની ચિરંજીવી થાઓ.

૭-૧૦-'૪૭ મ૦

# નવું વાચન

**પંખીનો મેળો :** લે૦ : શ્રી. ઈશ્વર પેટલીકર; પ્ર૦ : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ; પૃ. ૧૮૮; કિં. રૂા. ૨-૮-૦.

**માનતા :** લે૦ : શ્રી. ઈશ્વર પેટલીકર. પ્ર૦ : ગતિ પ્રકાશન લિમિટેડ, અમદાવાદ; પૃ. ૧૯૨; કિં. રૂા. ૨-૮-૦.

ચરોતરના ગરીબોના, ખાસ કરીને ઠાકરડા, બારૈયા અને પાટણવાડિયાઓના જીવનનું રસિક વાર્તાલેખન કરનાર તરીકે શ્રી. ઈશ્વરભાઈ હવે જાણીતા થઈ ચૂક્યા છે. 'પંખીનો મેળો' એ એમની એ જીવનના આલેખનની એક સરસ નવી નવલકથા છે. અને 'માનતા' એ એમની આવી નાની મોટી નવ વાર્તાઓનો સંગ્રહ છે. 'માનતા' એ એમાંની સૌથી મોટી એટલે કે ૮૦ પૃષ્ઠ રોકતી વાર્તા છે એટલું જ નહિ, સાવ ટૂંકી વાર્તાઓ અને નવલિકાઓ વચ્ચેના પુલની કક્ષાની અને લેખકની શક્તિનો સારો ખ્યાલ આપનારી વાર્તા છે. 'કાળમુખી', 'વેરવૃત્તિ', 'મોરનાં ઈંડાં', અને 'વટ' એ પણ એ જ દિશામાં લેખકની ખીલતી જતી શક્તિઓના માર્ગસ્તંભો સમી વાર્તાઓ છે. 'વેરવૃત્તિ' બાળકોને મુખે કહેવાતી વાર્તા હોઈ લેખકના બાળમાનસના અભ્યાસનો પણ સરસ પુરાવો છે. યુદ્ધકાળના બ્રિટિશ વહીવટની અને કલેક્ટરથી માંડીને ગામડાના મુખી-તલાટી ને રાવણિયા અને શિક્ષક સુધીના સરકારી માણસોની તેમ જ ગામડાનાં આર્થિક અને સામાજિક તંત્રની અને ત્યાંના ગરીબોના જીવનની હાલાકીની વાર્તાકાર કરી શકે એવી સારી ટીકાથી આ બધી વાર્તાઓ ભરેલી છે, એ એની વિશેષતા છે.

'પંખીના મેળા'માં માધો અને લખી નાયક નાયિકા છે. નજીવા કારણસર થયેલી વરના બાપના માનની અંગત ખટાશને કારણે પરણ્યા પછી લખી વર્ષો સુધી સાસરે જઈ શકી નથી. છેવટે સસરાના કારજ પ્રસંગે લખીના બાપે વેવાઈના ઘરની જે સેવા ઉઠાવી ને દેવા વગેરેનો નિકાલ કરવામાં યશસ્વી મદદ કરી, તેને લીધે લખી સાસરા ભેગી થઈ. પણ કૂળિયામાં પેસતાં જ ગામના ગરીબોને ચૂસનાર જે ખાઈબદેલ લુહાણાનો લખીના બાપે અવગણા કરીને ખોફ વહોરી લીધો હતો, એના મહેણાંટોણાથી ઉશ્કેરાઈ જઈને માધો લુહાણાનું ખૂન કરી બેસે છે ને ફરી પાછી લખીને માથે આફત ઊતરે છે. છેવટે માધો કાચી જેલમાંથી છટકીને મહીકાંઠાનાં કોતરો પર પહાડસંગ ઠાકોરને ત્યાં આશરો ને ગુપ્તવાસ મેળવે છે. ત્યાર પછીનાં ગુપ્ત મિલનો દરમિયાન લખી જીવન આખાની દુઃખ પ્રસંગપરંપરામાં પોતાનાં પગલાંની કમનસીબી જ જુએ છે, અને મનોવેદનાથી પ્રેરાઈને માધાને એ જે ઉપદેશ આપે છે એથી તે છેવટે સાધુ થઈ જાય છે, ને લખીને અણજોઈતી ફારગતી આપીને અલોપ થઈ જાય છે. ને એમ વરવહુના લગ્નનો પંખીનો મેળો પાછો વીંખાઈ જાય છે.

માધાની માતાનું તથા આશ્રયદાતા પહાડસંગ ઠાકોરનું પાત્રાલેખન ધ્યાન ખેંચે એવું છે.

પ્રૂફની અને જોડણીની અસહ્ય ભૂલો નજરે પડે છે એ શોચનીય છે. સારી વસ્તુ આવાં પ્રમાદને કારણે મારી જાય છે ને વારંવાર રસભંગ થાય છે.

સંવાદની ચરોતરી ભાષામાં કેટલીક જગાએ એકધારું ચરોતરીપણું નથી જણાતું ને કેટલીક જગાએ પ્રૂફના દોષે કે કોણ જાણે કેમ કાઠિયાવાડીપણું પણ પેસી ગયેલું દેખાય છે.

'ઓળવું'ને બદલે ઓરવું, 'સળવળાટ'ને બદલે સરવળાટ, 'સરવું'ને બદલે સળવું જેવી 'ર' 'ળ' અભેદની ઉચ્ચાર-ગ્રામ્યતાઓની ભૂલો પણ નજરે ચડે છે. ચૂં૦

**કાપડની કહાણી :** લે૦ : કાન્તિલાલ મ ગાંધી; પ્ર૦. શ્રી સયાજી સાહિત્યમાળા; ઈ. સ. ૧૯૪૬, પૃ. ૪૬૪; કિં. રૂા. ૨-૧-૦.

કાપડના ઉદ્યોગમાં કામ કરનાર માટે આ ઉપયોગી પુસ્તક છે. તેનો કુદરતી તંતુઓની ઉત્પત્તિ અને વિજ્ઞાનને લગતો ભાગ ખાદીશાસ્ત્રના અભ્યાસીઓને ઉપયોગી છે અને બાકીનો ભાગ કાપડનાં કારખાનામાં કામ કરનારને માટે

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये







વર્ષ ૬ અંક ૧૧

નવેમ્બર નવજીવન, અમદાવાદ ૧૯૪૭

# શિક્ષણ અને સાહિત્ય

નવેમ્બર, ૧૯૪૭

વર્ષ ૬ અંક ૧૧

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (કુચા મહાજની, ચાંદની ચોક) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૬–અંક ૧૧ ] અમદાવાદ [ નવેમ્બર, ૧૯૪૭

## કેળવણી અને રાજ્યસત્તા

છાપાંમાંથી જાણવા મળે છે કે, ઈડર રાજ્યમાં એક એવો કાયદો છે કે કોઈ પ્રજાજન સરકારની પરવાનગી વગર ત્યાં સ્વતંત્ર શાળા ખોલી ન શકે!

હમણાં મુંબઈ ધારાસભામાં પૂના યુનિવર્સિટી બિલ ચર્ચાય છે તેમાં એક એવી કલમ છે કે, અત્યાર સુધી મુંબઈ યુનિવર્સિટી સાથે જોડાઈને કામ કરતી પૂના–મહારાષ્ટ્રની કોલેજોએ આપોઆપ આ નવી થનારી વિદ્યાપીઠ જોડે જ કામ કરવું જોઈશે; તેમનો મુંબઈ સાથેનો સંબંધ આપોઆપ બંધ થઈ આ નવી વિદ્યાપીઠ સાથે જોડાયો ગણાશે; સિવાય કે સરકાર તેમ ન ઇચ્છનારને ન જોડાવાની પરવાનગી આપે.

ઉપરના બે તથા બીજા અનેક દાખલા પરથી કેળવણી અને સરકાર વચ્ચેના સંબંધમાં અને સરકારો શિક્ષણ ઉપર જે અંકુશ દાખવે છે તે વિષે કેટલાક વિચારવા જેવા મુદ્દા ઊઠે છે. સરકાર કે રાજ્ય આવો હુકમ ન કરી શકે એમ ભાગ્યે જ કોઈ કહી શકે, કારણ કે સરકારની કોઈ સરકાર નથી, સિવાય કે તેની પ્રજા. પરંતુ સરકાર એક વ્યવસ્થિત અને દંડધારી સશસ્ત્ર તાકાત છે ત્યારે પ્રજા તેવી નથી; તેણે જો સરકારને નમાવવી હોય તો સત્યાગ્રહ કે શસ્ત્રાગ્રહ કરવા માટે સંગઠિત અને સશક્ત બનવું જોઈએ. એટલે સવાલ તો એ છે કે, સરકારો આવા નિયમ શું કામ કરે છે? તેવો અંકુશ રાખવા જેવો ખરો? તેમાં પ્રજાનું સાચું હિત છે? સારી શાણી સરકારોને આ શોભે?

વળી સરકાર પાસે અંકુશ મૂકવાનું વહીવટી સાધન ગ્રાન્ટ હોય છે. સરકારને જે ન રુચે તેવી શિક્ષણ–પ્રથાને કે સંસ્થાને એ માન્ય ન કરે, એટલે મદદ ન આપે; અને એથી આગળ જઈ, જેમ ગઈ સરકારે ગૂજરાત વિદ્યાપીઠને ગેરકાયદેસર જાહેર કરી હતી, તેમ પણ કરીને તેની માલમત્તા તથા સેવકોને કબજે કરી લે. એટલે કે, સરકાર ચાહે તો શિક્ષણમાં સુધારા કરનારને કે તેમાં નવી જ ભાત પાડી ક્રાંતિ કરનારને રોકી શકે. આ બરોબર છે?

પ્રજાકીય શિક્ષણ, અર્વાચીન દૃષ્ટિએ, સરકારોની એક ફરજ મનાય છે. ગયા જમાનામાં સરકારનું મુખ્ય કામ ન્યાય અને સંરક્ષણ હોઈ દંડ એનું પ્રતીક હતું અને ન્યાયાસન એની પ્રતિષ્ઠા હતી. કેળવણીનું કામ પ્રજા પોતાની એક સ્વાભાવિક સામાજિક જરૂરનું સમજી પોતે સંભાળી લેતી; રાજા તેમાં મદદ કરતો. તેમાંથી વધીને આજે વિચાર એટલે સુધી ગયો છે કે, સરકાર પ્રજાના સારાને માટે જાત જાતનાં સામુદાયિક કામો સ્વીકારે. તે તેનાં અન્નવસ્ત્ર પણ માપબંધીમાં લઈ શકે. તે લગભગ બધી રીતે પ્રજાની ટ્રસ્ટી છે એમ વર્તી શકે છે. આથી કરીને તે જાત જાતનાં પ્રજાકીય ખાતાં ચલાવે છે, તેમાં શિક્ષણ ખાતું પણ એક હોય છે. આ ખાતા ઉપર તેની સત્તા અને અંકુશ હોવાં તે એક વસ્તુ છે, અને શિક્ષણ પર અંકુશ હોવો એ બીજી વસ્તુ છે પોતાના શિક્ષણ ખાતાને સારી રીતે ચલાવવું, એ એનું કામ છે. તેની શાળાઓમાં શું શીખવવું કે શું ન શીખવવું, એ ઠરાવવાની તેને છૂટ હોય. પોતે સમાજની એક અગ્રણી સંસ્થા હોઈ તેનું સહેજે સૌ વાતમાં ભારે વજન પડે એ પણ બરોબર. પરંતુ, એ વસ્તુ સ્પષ્ટ છે કે, સરકારી શિક્ષણ ખાતું શિક્ષણ નથી. શિક્ષણ અને સંસ્કાર એક પ્રજાકીય પુરુષાર્થની વસ્તુ છે,

કોઈ માણસ ન્યાયની કચેરી પોતાની જુદી ન ચલાવી શકે; જોકે તે બાબતમાં પણ લવાદ કે પંચ દ્વારા પતાવટ થઈ શકે. છતાં વ્યવસ્થિત અદાલત કોઈ ન કાઢી શકે. પરંતુ શાળા કાઢી શકાય છે, કેમ કે તે એક નોખી જ ચીજ છે. સરકારો પ્રજાતંત્રનાં ખાતાંની વહીવટદાર છે; તેઓ પ્રજાકલ્યાણમાં નવીન વસ્તુનું દર્શન કરનાર અને તે સર્જનાર નથી હોતી. તે કામ તો વ્યક્તિઓનું છે. કેળવણી એ સંસ્કૃતિનું સર્જક ચેતનબળ છે; અને તેથી તેનો પ્રાણ હમેશ વ્યક્તિની સાધનામાં રહેલો હોય છે. તેથી જ પ્રજાજન સ્વતંત્ર શાળા કાઢી શકે એવી છૂટ હોય, એ પ્રગતિશીલતા અને સુરાજ્યની નિશાની છે; અને તેથી જ માબાપો ઇચ્છે ત્યાં પોતાનાં બાળકને ભણવા મોકલી શકે એવી એમને સ્વતંત્રતા હોય છે. એટલે, સરકાર પોતાના શિક્ષણ ખાતા ઉપર અંકુશ રાખે એ એક વાત છે; પરંતુ એમ જ તે કેળવણી ઉપર હાથ ચલાવે તો એ પ્રજાકીય ગુનો ગણાય.

એક વિચાર હજી રહે છે: સરકારને પોતાની પ્રજામાં કાયદો ને વ્યવસ્થા જાળવવાની જવાબદારી હોય છે. તેને અદા કરવામાં સરળતા પડે તે સારુ, શિક્ષણ એક સારું સાધન બનાવી શકાય છે. નાગરિકને ગળથૂથીમાં જ જો કોઈ ને કોઈ ઢબે વફાદારી આપી શકાય, તો એમ કરવાનું પ્રલોભન એવું જબરું હોઈ શકે છે કે તેને વશ ન થવા માટે કોઈક પરદર્શન જ જોઈએ. વળી, સરકાર બધું જ શિક્ષણકામ — શરૂથી અંત સુધી — પોતે નથી કરી શકતી. આજે પ્રાથમિક શિક્ષણને જ સરકારે પોતાની કાયદેસરની ફરજ માની છે; બીજામાં તે પ્રજાની પાસેથી સ્વયત્નની અપેક્ષા રાખે છે, અને પોતે તેને મદદ આપવા તત્પર રહે છે; મદદના નિયમો ઘડે છે; અભ્યાસક્રમ નિયત કરી આપે છે; નિરીક્ષણ-હક ભોગવે છે; પરીક્ષા લે છે અને પ્રમાણપત્ર આપે છે; તે પ્રમાણે નોકરીમાં રાખવાનું ધોરણ ઠરાવે છે. આ બધું કરવાને માટે કાળાન્તરે ખાતાશાઈ નિયમોનું એક રાજ્ય જ ખડું થાય છે અને આપોઆપ તેમાં વહીવટી જડતા પણ આવી રહે છે. અને એ નિયમરાજ્યમાં હોવું અને બધું ચાલવું એટલે જ જાણે કેળવણી બરોબર ચાલે છે, એવો એક અજાણપણે પૂર્વગ્રહ બંધાઈ જાય છે. અને એ નિયમરાજ્ય ચલાવવું એટલે કેળવણીનું કામ કરવું, એવો એક અમલદારી ખ્યાલ ઊભો થઈ જાય છે. આવી શિક્ષણવ્યવસ્થાથી રાજ્યને એક પ્રકારની નિરાંત રહે છે. એથી જ આપખુદ કે ફાશીવાદી રાજ્યકર્તાઓ શિક્ષણકામને પોતે નક્કી કરેલ ચીલે જ રાખે છે. આમ સરકારો શિક્ષણને ચીલેચલુ કરી શકે છે, એ એમની એક મોટી સત્તા છે. તેનો દુરુપયોગ ઉઘાડો છે. તેથી જ સારી ગણાતી સરકારો ખાનગી શિક્ષણ-પ્રયોગની છૂટ રાખે છે, તેને હમેશ ઉત્તેજન આપે છે, અને તેમાંથી મળતાં નવાં નવાં સૂચનોને પોતાના ખાતામાં અપનાવવા તત્પર રહે છે. અને, પ્રજાજનને પોતાના બાળકોને ક્યાં ભણાવવાં તેની પણ છૂટ રાખે છે; તથા શિક્ષણકામ કરનારાઓએ પોતાનું કામ કઈ ઢબે કરવું એમાં અમુક મોકળાશ હમેશ રાખવામાં આવે છે આમ ન કરનાર સરકાર જુલમી નહિ, તોપણ વધારેપડતી 'સરકારી' બની ગઈ, એમ જરૂર કહેવાય. શિક્ષણ અને સંસ્કાર પ્રજાના જ્ઞાન-પુરુષાર્થમાંથી નીપજનારી વિદ્યાશક્તિ છે; એટલે જો ઉપમા આપવી હોય તો, જેમ ધર્મમાં રાજ્ય દખલ ન કરે તેમ આ કાર્યમાં તેણે દખલ ન કરવી જોઈએ. ધર્મ અને વિદ્યા અથવા તેનું સાધન શિક્ષણ કે કેળવણી, એ બે એવી નોખી પડતી ચીજો છે કે તે ન્યાય, આરોગ્ય, ઇ૦ પેઠે ખાતાશાઈ ન થવી ઘટે. અદાલત-કામમાં પણ સરકાર દખલ ન કરે; પરંતુ કાયદો સરકાર ઘડે, ને તેમાં રહીને અદાલતે વર્તવું જોઈએ; અને એ રીતે સરકાર તેની ઉપર કાબૂ ભોગવે. પરંતુ વિદ્યા અને શાળા ઉપર કે ધર્મસંસ્થા પર આવો કાયદો નથી હોતો, — ન હોવો જોઈએ. બલ્કે, શિક્ષણ અને ધર્મ એ બે એવી સામાજિક તાકાતો છે કે જેને આધારે સરકાર અને સમાજ પોતાનો આકાર ઘડી શકે છે. તેથી પ્રજા અને સરકાર બેઉની ઉપર સૂક્ષ્મ અંકુશ ભોગવતી આ બે તાકાતોની ઉપર સરકારો બૂરી નજર ન નાંખે એટલું જ નહિ, તેમાં ઉદારતાપૂર્વક મદદ આપવાની વૃત્તિ રાખે અને પોતાની મર્યાદા સમજીને વર્તે. પ્રજાના ધર્મબળને અને સંસ્કાર-કે કેળવણી- બળને માટે તેણે પૂરું વિકાસક્ષેત્ર રાખવું જોઈએ. આ બે બળ વ્યક્તિવિશેષ છે, માનવ આત્મામાંથી પ્રગટ થનારી અને પછી પ્રજામાં ઊતરનારી આધ્યાત્મિક વસ્તુઓ છે. સત્તા એની ઉપર અંકુશ-નજર ન રાખે, પણ અમુક આભારવૃત્તિ અને આમન્યા-બુદ્ધિ તે પ્રત્યે રાખે એ વધારે યોગ્ય ગણાય.

૧૩-૧૧-૧૯૪૭ મગનભાઈ દેસાઈ

# પૂના યુનિવર્સિટી બિલ

કેટલાક વખતથી પ્રાદેશિક વિદ્યાપીઠો સ્થાપવાની વાતો ચાલે છે, તેણે હવે મૂર્ત રૂપ પકડવા માંડ્યું ગણાય — મુંબઈ સરકારે તેની ધારાસભાની છેલ્લી બેઠકમાં પૂના યુનિ૦ બિલ રજૂ કર્યું છે. એટલે હવે આજની સરકાર રાષ્ટ્રના આ એક મહત્ત્વના પ્રશ્ન વિષે શા વિચાર ધરાવે છે, તે આ નમૂના ઉપરથી કાંઈક કળી શકાય. હજી કન્નડ તથા ગુજરાત માટે યુનિ૦નો વિચાર કરનારી તપાસ-સમિતિઓનું કામ ઊભું છે; તે પણ થઈ રહે પછી આખા પ્રશ્નનો સમન્વિત દૃષ્ટિથી વિચાર કરીને પ્રદેશવાર ખાસિયતો જોઈ કાંઈ કામ ઉપાડવાને બદલે, વચમાંથી જ મુંબઈ સરકારે ત્રણમાંના એક પ્રદેશ માટે આ બિલ આણ્યું, તેથી પ્રાદેશિક વિદ્યાપીઠના મૂળ વિચારને તથા બાકીના બે પ્રાંતની પેલી બે સમિતિઓના સ્વતંત્ર વિચારનેય કાંઈક નડતર થવા દહેશત રહે ખરી. ખેર.

આ બિલ રજૂ થયું, લગભગ તે જ વખતે મહાત્માજીએ ૨–૧૧–'૪૭ના 'હરિજનબંધુ'માં 'નવી વિદ્યાપીઠો'ના આ મહત્ત્વના રાષ્ટ્રીય પ્રશ્ન ઉપર પોતાના વિચારો રજૂ કરતો એક લેખ લખ્યો. તેમાં તેમણે એવા મૌલિક પ્રશ્નો ઊભા કર્યા છે અને તે બાબતમાં પોતાનાં સ્પષ્ટ મંતવ્યો રજૂ કર્યાં છે કે, એ પર મુંબઈ સરકારે ફરી વિચાર કરવો જોઈએ. એ લેખ ન જોનાર વાચકને આ અંકમાં તે ઉતારેલો મળશે. તેમાં એ જોશે કે, ગાંધીજી સરકારોને અને શિક્ષણકારોને, અખિલ હિંદ અને તેની સામે આવી ઊભેલા મહાન પ્રશ્નોની દૃષ્ટિએ, સલાહ આપે છે કે,

> "........ બધું વિચારતાં સહુને લાગવું જોઈએ કે નવી વિદ્યાપીઠ કાઢતાં અચકાવું ઘટે છે."

અને તેમાં મોટું એક કારણ તે એ આપે છે કે,

> "........ પરદેશી રાજ્યથી સ્વતંત્ર થયા એટલે પરદેશી ભાષા કે વિચારના દબાણમાંથી આપણે છૂટ્યા છીએ એમ કહેવાય નહીં. તેથી ડાહ્યા માણસોનો ધર્મ છે કે, નવી વિદ્યાપીઠ સ્થાપવાની ખટપટમાં પડતા પહેલાં થોડો શ્વાસ લે........"

આ બાબતનો જો પુરાવો જોઈએ તો આ પૂના યુનિ૦ બિલ તે તરીકે આપી શકાય. બિલનો ઉદ્દેશ તેના પ્રવેશકમાં આ પ્રમાણે બતાવવામાં આવ્યો છે —

> " મુંબઈ પ્રાંતમાં યુનિ૦-શિક્ષણનું વિકેન્દ્રણ કરવા ખાતેના એક પગલા તરીકે, પોતે શીખવતી અને બીજી શિક્ષણસંસ્થાઓને માન્ય રાખી શકે એવી યુનિ૦ પૂનામાં સ્થાપવા માટે ........"

એટલે કે, સરકાર મુંબઈ વિદ્યાપીઠ હસ્તક જે ક્ષેત્ર છે તેમાંથી નવા ત્રણેક ભાગલા રચવા માગે છે, અને જણાવે છે કે, તેમ કરવા છતાં,

> "'શહેર'-યુનિવર્સિટીઓ માટે પણ ગુંજાશ રહેશે. આખરે, આજની મુંબઈ યુનિ૦ એક મહાન 'શહેર'-યુનિ૦ બનશે."

આજે મુંબઈની મૅટ્રિક પરીક્ષામાં બેસતા કુલ વિદ્યાર્થીમાંથી બારેક હજાર અને તેની હાઈસ્કૂલોમાંથી અમુક સંખ્યા આ નવી રચાનાર યુનિ૦ને ભાગ આવશે, એમ પણ ધારાસભાને હિસાબ બતાવવામાં આવ્યો. વાચકને ખબર હશે કે, પ્રદેશવાર વિદ્યાપીઠો સ્થાપવાનું મોટું એક કારણ વહીવટી અપાતું આવ્યું છે. અને એને મુખ્ય માનીને આ પૂના યુનિ૦ બિલમાં ચાલવામાં આવ્યું હોય એમ લાગે છે. અને એનું સહેજે સમજાય એવું કારણ છે, અને તે એ કે, મૅટ્રિકની ફી યુનિ૦ની દૂઝણી ગાય ગણાય છે. તેથી નથી મૅટ્રિક સુધરતું અને નથી યુનિ૦ને સુધારી શકાતી.* ઈ. સ. ૧૮૫૭માં

* મૅટ્રિક અને યુનિ૦પ્રવેશનું ધોરણ જૂની સરકારના કાળમાં પણ વરસોથી ખૂબ ચર્ચાતી બાબત હતી ને આજે તેમનું તેમ જ ચાલે છે. તે સુધરવું જ જોઈએ; પણ ન સુધારવામાં જે કારણ છે તે વિષેની આખી પરિસ્થિતિ સર ફિલિપ હર્ટોગ (૧૯૩૫-૩૬) આમ કહે છે :

"Another proposal has been made by the Govt. of India to introduce an examination to be taken at the age of about 17, which would be a preliminary qualification for the minor Government services, and would thus tend to avoid the pursuance of the stereotyped matriculation course deadening to many youths unfitted for it, and tending to produce an unemployed and unemployable university proletariat.

"I reiterate here the view of the Sadler Commission that the control of secondary (including secondary, vocational, and 'intermediate') education should be taken out of the hands of the universities and transferred to special boards, as in the U. P., the Decca

યુનિ૦ સ્થાપી શિક્ષણનો ઉપલો મજલો પહેલો રચ્યો; અને તેમાંથી પછી નીચે એ અશ્વત્થનાં મૂળ ફૂટતાં ગયાં, જે માધ્યમિક અને પ્રાથમિક કેળવણી કહેવાવા લાગ્યાં. આ સ્થિતિથી દેશને કેવું નુકસાન થયું છે, તે વર્ણવવાની જરૂર નથી. આને આ બિલ ભાગ્યે જ સુધારે. એની કલ્પનામાં જ જૂની યુનિ૦-સુધાર-રીતે આગળ ચાલવાપણું મુખ્ય રહ્યું હોય એમ દેખાય છે. ૧૯૪૭માં આખો યુગ પલટાયો છે એની કશી કદર તેમાં થતી જણાતી નથી. નહિ તો, ૧૯૨૩માં સ્થપાયેલી સેતલવાડ સમિતિનો રિપોર્ટ* એનું ઉપાદાન કારણ સૂચવવામાં આવ્યું છે, તે ન સંભવત. હિંદમાં અંગ્રેજી રાજ્યનો ઇતિહાસ જોઈએ તો જણાય છે કે, અંગ્રેજોએ જ્યારે જ્યારે રાજકીય સુધારામાં આગે-કદમ કર્યું છે, ત્યારે ત્યારે તેને માટેના વિચારના એક અંગ તરીકે પોતે રચેલા શિક્ષણતંત્રની આમૂલાગ્ર તપાસ કરવામાં આવી છે. એટલે સુધી કે, ૧૯૧૯માં આપવાના સુધારા વિચારાતા હતા ત્યારે, ગયા વિશ્વયુદ્ધનો ગાળો હોવા છતાં, ૧૯૧૭માં સરકારે કલકત્તા યુનિ૦ કમિશન નીમેલું; અને તે વિષે સર ફિલિપ હર્ટોગે ૧૯૩૫-૩૬માં પોતાના એક વ્યાખ્યાનમાં ત્યારના હિંદી પ્રધાન સર ઑસ્ટીન ચેમ્બરલેનનો આધાર ટાંકીને જણાવ્યું છે કે,

> "યુદ્ધકાળમાં કમિશન નીમવામાં સરકારનો ચોખ્ખો ખ્યાલ જે રાજકીય સુધારા કરવા ધારેલા ને પછી તે દાખલ કરેલા, તે હતો . . ."

ત્યારે જો એમ હતું તો આજે તો અંગ્રેજની એ હપતે-સુધાર-પ્રથા પૂરી થઈ દેશ સ્વતંત્ર બને છે, તે વખતે તો એવી જાતની વિચારણા સવિશેષે જરૂરી બને છે. હું માનું છું કે, વડી સરકાર પાકિસ્તાની ફંદાને પતાવવાની પહેલી જરૂરમાં ન પડી હોત તો તે એક મોટું કમિશન નીમી ભાષાવાર પ્રાંત અને વિદ્યાપીઠોનો મોટો સાંસ્કૃતિક પ્રશ્ન જે છે, તેની તપાસ કરાવી કાંઈક નવા યુગને શોભે એવો વિચાર રજૂ કરત. કાંઈ નહિ તો, મિશ્ર પ્રાંતોની મુંબઈ જેવી સરકારે પોતાના બધા પ્રાંતો માટે ભેગો વિચાર કરવા શોભતું જોઈએ. તેણે મહારાષ્ટ્રને માટે ઉતાવળ કરવાની શી જરૂર છે? આટલું મોડું થયું તો સકારણ તેમાં થોડું વધારે થઈ શકે. અને એક રીતે જોઈએ તો આવી મિશ્ર સરકાર એમાં શું કામ પડે? ભાષાવાર પ્રાંત થાય ત્યારે તેની ધારાસભા પોતાનું આ કામ સહેલાઈથી અને સુખે કરી શકત.

પરંતુ કેટલાક આમ ન માને. તેઓ પૂછે છે, 'તો શું વિદ્યાપીઠના અથવા નવી શિક્ષણપ્રથા ઘડવાના સવાલ વિષે આજની સરકાર હાથ જોડીને બેસી રહે?' આવો સવાલ ઊઠશે એમ માનીને જ ગાંધીજીએ તેનોય

---

University area in Bengal, and Ajmer-Merwara.

'One of the great obstacles to a reform of this kind is the financial loss which would result to the universities; but this should be made good in other ways. It is not healthy for research facilities in a university to be made dependent on the fees for secondary school examinations, or any examinations........"

[ સાર – ૧૭ વર્ષની ઉંમરે એક પરીક્ષા સરકારે રાખવી કે જે નીચલી નોકરીમાં દાખલ થવાની લાયકાત માટે ગણાય. આવી ભલામણ હિંદી સરકારની છે. તેમ થાય તો એક બીબામાં ઢાળેલો મૅટ્રિક અભ્યાસક્રમ જે એક અસ્ત્રે બધા નવજુવાનોને મૂંડે છે, તેની ઘાતકતા ટળે અને ભણેલાની બેકારી ઓછી થાય.

૧૯૧૯ના સૅડલર કમિશને કહેલું અહીં ફરી કહું છું કે, માધ્યમિક શિક્ષણનો કાબૂ યુનિવર્સિટી પાસેથી લઈને તેને માટેનાં ખાસ બોર્ડ જેવાં યુ પી., ઢાકા, ઇ માં છે, તેમને સોંપવો.

આવા સુધારામાં મોટું વિઘ્ન યુનિ૦ની પરીક્ષા ફીની આવક જાય તે છે. પણ તે બીજી રીતે ભરપાઈ કરવી ઘટે. યુનિ૦નું સંશોધનકામ પરીક્ષાની આવી ફી પર નભે એ તેને માટે બહુ હિતાવહ નથી. ]

* સેતલવાડ સમિતિના કામ બાબત સુરત કૉલેજના આચાર્ય શ્રી. ન૦ મા૦ શાહ 'ગુજરાત યુનિવર્સિટી' લેખમાં લખે છે, તે અહીં ઉતારું છું. આ લેખ તેમણે 'ગુજરાત મિત્ર તથા ગુજરાતદર્પણ' (સુરત)ના દિવાળી અંકમાં પ્રસિદ્ધ કર્યો છે. તેમાં તે કહે છે —

> "કેટલાંક વર્ષો પહેલાં મુંબઈ યુનિવર્સિટીની સેનેટે મુંબઈ યુનિ૦ની પ્રત્યેક વર્ષે વધતી જતી વિદ્યાર્થીઓની સંખ્યાને લીધે, મુંબઈ ઇલાકાના અતિ વિસ્તૃત ક્ષેત્રને લીધે, તેમ જ મૅટ્રિકની પરીક્ષામાં વિદ્યાર્થીઓને પ્રશ્નોના ઉત્તરો પોતાની માતૃભાષામાં લખવા દેવા આપેલી છૂટથી પરીક્ષાના સંચાલનમાં ઊભી થયેલી મુશ્કેલીઓને લીધે, અને ઇલાકાની વિવિધ પ્રાદેશિક ભાષાઓની પ્રગતિને વેગ આપવાના ઇરાદાથી, પ્રાદેશિક યુનિવર્સિટીઓ સ્થાપવાની સરકારને ભલામણ કરી હતી . . ."

(સદરહુ અંક પા. ૭)

જવાબ પોતાના લેખમાં આમ આપ્યો લાગે છે:—

" . . . . સ્વતંત્રતા આપણે ધરી રહ્યા છીએ, ક્યાં જઈને ઊભા રહીશું એ આપણે જાણતા નથી. તે ન જાણીએ ત્યાં લગી ચાલુ વિદ્યાપીઠોમાં જે ફેરફાર થઈ શકે તે કરીએ ને ચાલુ તાલીમી સંસ્થાઓમાં સ્વતંત્રતાનો પ્રાણ રેડીએ તો ઘણું થયું હશે ને તેમ કરતાં મળેલો અનુભવ નવી વિદ્યાપીઠો સ્થાપવામાં મદદરૂપ નીવડશે."

આ બિલ તપાસીએ તો, મુંબઈ મદ્રાસ ઇ૦ યુનિ૰થી નાની અને નવી — અને તેથી કરીને તેના જ ગુણદોષવાળી છતાં તેમની ઉંમર અને પરંપરા વગરની હોઈને એટલી લૂલી-આવૃત્તિ* જ કાઢવામાં તે સફળ થશે, એમ સ્પષ્ટ લાગે છે. અલબત્ત, આથી મુંબઈને એટલી શાળાઓ ને પરીક્ષા-સંખ્યા ઓછી સંભાળવાની થવાથી કેટલીક વહીવટી ગદદ મળવા સંભવ છે. પરંતુ તે સાધવા મુંબઈના કાયદામાં ઘટતો સુધારો કરીને વિભાગીય જોગવાઈ કરી શકાય. મુંબઈના કાયદામાં સુધારા કરવાનું કામ ૧૯૩૭-૩૮થી સરકાર પાસે ઊભું જ છે; તે આ સરકાર ઉકેલી શકી હતી. તેને બદલે, સ્વરાજમાં જે નવું સર્જન કરવાનું છે તે ભાષાવાર વિદ્યાપીઠનું કામ આમ ચૂંથામાં નાખવા જરૂર નહોતી.

છતાં, એ કામમાં પડવાથી, ભાસ એવો ઊભો થવા પામે છે કે, સ્વતંત્ર પ્રજાકીય ઘડતરનો કશોક નવો સિદ્ધાંત લઈને જાણે આ પગલું ભરાય છે! એટલે, કોઈ પણ મૌલિક નવા સિદ્ધાંત વગર જૂની આંકેલી ઢબે ચાલવાથી નાહકનો અને બિનજરૂરી ખર્ચ તો વધશે, પરંતુ નવી વિદ્યાપીઠો જૂનાની કદાચ ઊતરતી નકલો જ થઈ રહેશે; અને પછી નવો સાચો ઉપક્રમ કરવામાં તે આડખીલી બનશે. વળી તેઓમાં પણ આજની ફરિયાદો, જેવી કે પરીક્ષાની ફીની આવક અને એની વહેંચણીના સડા નહિ જાગે? તે પરીક્ષા-વખુ જ નહિ રહે? ચાલુ વિદ્યાપીઠોના આવા આવા જાણીતા સડા અંગે પૂનાનું બિલ શું કરવા માગે છે, એ તેની કલમો પરથી નથી જણાતું.

નવી વિદ્યાપીઠ જૂનીની ઊતરતી નકલ જ થઈ રહેશે એટલે લોક ચાહીને તેમાં નહિ આવે; એ બીકે કે શાથી, આ બિલમાં એક એવી જોગવાઈ કરવામાં આવી છે કે, પૂના અને મહારાષ્ટ્રની બધી કૉલેજોએ આપોઆપ આ નવી વિદ્યાપીઠમાં જોડાવું પડશે. કોઈ ન જોડાવા ઇચ્છે તો તેણે સરકારની રજા લેવી પડશે. આ કલમ આ પ્રમાણે શું કામ હોવી જોઈએ? મહારાષ્ટ્ર પ્રાંત હજી છૂટો નથી રચાયો. મુંબઈ ઇલાકામાં જ આજે તે છે. તેની અમુક તમુક કૉલેજ વરસોથી, પોતાના જ પ્રાંતમાં આવેલી પોતાની જૂની અને ચાલુ પ્રતિષ્ઠાવાળી યુનિવર્સિટીને જોડાયેલી છે; તેને ત્યાંથી ખેંચી લેવાનો સરકારને શો હક? સિંધ અલગ પ્રાંત બન્યો અને ત્યાર બાદ અલગ રાજ્યમાં ભળ્યો; તેથી ત્યાંની નવી વિદ્યાપીઠ માટે આ જાતનો કાયદો ત્યાંની સરકાર કરે એ વાજબી પણ હોય. પરંતુ મુંબઈ પ્રાંત પોતાના અમુક વિભાગને માટે ફરજિયાત એવું વિદ્યાપીઠક્ષેત્ર માથે મારે, એ વિચારમાં જ મૂળે ક્યાંક ગંભીર દોષ લાગે છે. નવી વિદ્યાપીઠમાં જોડાવું કે ન જોડાવું એ ઠરાવવાનો હક કૉલેજોને હોવો ઘટે; પૂના બિલમાં છે એમ, તેમને કાયદાને ગોદે કોચવવામાં ન આવે. છતાં તેવી કલમ છે તો એ પરથી અનુમાન તો એવું જાય કે, કૉલેજો આપમેળે પૂનાં જોડે નહિ જોડાય એવી ભીતિ છે?

સરકારી બિલ એટલું પણ તેના પ્રવેશકમાં કહેત કે, આ નવા ઉપક્રમનો એક મુખ્ય ઉદ્દેશ સ્વભાષા દ્વારા સર્વ શિક્ષણકામ કરવાના સિદ્ધાંતથી કામ કરનારી વિદ્યાપીઠ સ્થાપવાનો છે; — આમ હોત તોય એક નવીન કામને લઈને એ જન્મશે એમ ગણાત. પરંતુ આખા કાયદામાં માધ્યમની કશી કલમ જ નથી! જયકર સમિતિ પણ આ બાબતમાં કોઈ મક્કમ ઠરાવ પર પહોંચેલી નહિ.

પરંતુ આ બિલની સામે જે મોટી ફરિયાદ છે તે તો બીજી છે. ગાંધીજી તેમના લેખમાં સાફ જણાવે છે કે, મૌલિક અને દેશને અનુકૂલ વિદ્યાપીઠનો નમૂનો પ્રયોગ દ્વારા હજી શોધવાની વસ્તુ છે. તેને માટે આજે તો નથી લાયક વાતાવરણ કે નથી તેને જોઈતું સ્વતંત્ર માનસ. માત્ર એ પ્રયોગના મંડાણ તરીકે પાયાની કેળવણીની શોધ થઈ છે અને તેના સિદ્ધાંતોમાં મુખ્ય નીચેનાં છે, એમ તે કહે છે:

* સુરતના આચાર્ય શ્રી. ન૦ મા૦ શાહ અગાઉ ટાંકેલા લેખમાં લખે છે, "અમુક વત્તાઓછા પ્રમાણમાં મહારાષ્ટ્ર યુનિ૰ મુંબઈ વિશ્વવિદ્યાલયની પુનરાવૃત્તિ થવાનો ભય રહેશે."

૧. સ્વાશ્રયી કે 'કમાતી' કેળવણી
૨. જાતમહેનત અને ઉદ્યોગને સ્થાન
૩. સ્વભાષાનું માધ્યમ'
૪. સાંપ્રદાયિક ધર્મોથી પર હોવું.
૫. ઘર તથા ગામ સાથે કેળવણીનો અતૂટ સંબંધ
૬. અખંડ હિંદની ભાવના; તેથી બંને લિપિ દ્વારા હિંદુસ્તાનીની પ્રતિષ્ઠા.

અને તે જણાવે છે કે,

"આ પાયાનો વિચાર કર્યા વિના કે તેની અવગણના કરીને નવી વિદ્યાપીઠો થાય એ દેશને લાભ પહોંચાડે એમ હું માનતો નથી; નુકસાન જ કરે"

પૂના બિલમાં ઉપરના પાયાના સિદ્ધાંતોમાંથી નં. ૪ને અમુક રીતે ઉતારવામાં આવ્યો છે. બાકીના એકે વિષે કોઈ કલમમાં ભાગ્યે જ કશું કહેવામાં આવ્યું છે. એટલે કે, જેને પાયો લેવો જોઈએ અને તેની પ્રતિષ્ઠા કરીને ચાલવું જોઈએ, તે જ નથી થયું. તેથી આજે જેવો વિચ્છેદ પ્રાથમિક અને ઉચ્ચ શિક્ષણમાં છે તેવો જ ચાલુ રહે છે. આથી કરીને ચાલુ અવદશા જે છે તે તો જારી રહેશે; પરંતુ મોટી આફત એ આવશે કે, પાયાની કેળવણીની પ્રતિષ્ઠા નહિ વધે; પરિણામે તે પ્રયોગ પણ જોખમાશે. આપણા લોકની શિક્ષણ-દૃષ્ટિ હજી ગઈ ગુલામીમાંથી નીકળી નથી; તે હજી યુનિવર્સિટી-મુખી જ વધારેપડતી છે, અને તે મુજબ તે પ્રાથમિક શિક્ષણની કદર કરે છે. એટલે, શિક્ષણમાં જે નવી ભાત ઉત્પન્ન કરવાને માટે પાયેથી પ્રયાણ શરૂ થયું છે, તેની અવગણના આ બિલના સારરૂપે લોકોનાં મન પર નીતરી રહેશે. ગાંધીજી આ વિષે પણ સાફ શબ્દોમાં ટકોર કરે છે જ. આ પ્રકારની જ જો નવી વિદ્યાપીઠો થાય તો તેમાંથી પાયાની કેળવણી ભાગ્યે જ પુષ્ટિ અને પ્રતિષ્ઠા મેળવી શકશે. આ કાંઈ નાનીસૂની સાંસ્કૃતિક અને શૈક્ષણિક આફત નથી.

બિલમાં 'કોર્ટ' કે સેનેટની રચના અંગે જે કલમો છે તેમાં પણ ઘણું ફરી વિચારવા જેવું છે. જેમ કે દાતાઓનાં બે મંડળ. એમાં એક મંડળ લક્ષ-દાનીનું ને બીજું તેથી ઓછા-દાનીનું. દરેક લક્ષ-દાતા વ્યક્તિ કે સંસ્થા આજીવન (૨૦ વર્ષ) સભ્ય બને! શું કામ? વિદ્યાસેવામાં પૈસાની આ રીતે શું કામ શેહ ભોગવવી? અથવા જો તેવું મંડળ હોવું જોઈએ તો બધા જ દાતાઓનું એક મંડળ રાખી, તેમની સંખ્યાના વધુમાં વધુ ચારેક ટકા સંખ્યા જેટલા સભ્ય, તે મંડળ ચૂંટે, એમ શું કામ નહિ? પૈસાદારોને લાંચ–લાલચ આપવાની શી જરૂર? બીજું, લોકલ બોર્ડ પ્રતિનિધિ મોકલે, તે હવે સ્કૂલ બોર્ડ મોકલે એમ ન કરવું ઘટે? ૧૦–૧૨ સભ્યોના નાનાશીક પ્રાથમિક શિક્ષણ બોર્ડને પછી પ્રતિનિધિ મોકલવાનું ન રહે. કોર્ટના સભ્યોની સંખ્યા વધારેપડતી મોટી નથી લાગતી? જે મતદાર મંડળો છે તે બધાંમાંથી થોડાંક ન કરી શકાય? આમાં પણ કોઈ નવી દષ્ટિએ જુદો વિચાર કરવો જરૂરી ગણાય..

પરંતુ આ સવાલો, શરૂમાં ઉઠાવેલા મુદ્દાઓ આગળ અમુક રીતે ગૌણ કહી શકાય. મોટો મુદ્દો એ છે કે, છતાં સરકારે આ કામમાં આગળ વધવું જોઈએ? ભાષાવાર પ્રાંતો થતા સુધી તે એને વિચાર અને ચર્ચા ઉપર ન રાખી શકે? ધારાસભામાં આ સવાલ ઊઠ્યો જ છે; અને પ્રાંતોની હદની ખેંચાખેંચી પણ તેમાં જણાતી હતી. તે જ મુખ્ય વાત બને તેના કરતાં માધ્યમ અને નવી પાયાની કેળવણીનો મુદ્દો લઈ વિદ્યાપીઠના સ્વરૂપનો વિચાર કરવો વધારે જરૂરી અને ઉપયોગી છે.

વળી દુનિયામાં આજે ગોરાઓની યુનિવર્સિટીઓ પણ મૂંઝાય છે કે આપણે સાચે રસ્તે છીએ? યુદ્ધ, વિજ્ઞાન, બુદ્ધિવાદ ઇન્દ્રસુખ-વાદ, ઇત્યાદિ અરસપરસ સંકળાયેલી વસ્તુઓએ સવાલ ઊભો કર્યો છે કે, કેળવણી ક્યાં જાય છે? માનવને ક્યાં લઈ જાય છે? તેને પાછો માનવતા, શાંતિ, પરસ્પર મેળ, અને માનવ એક-કુટુંબ-ભાવ પર લાવવાને માટે કોઈ એક તાકાત હોય તો તે કેળવણી છે. અહિંસા અને સત્યનિષ્ઠા આજે જગતમાં પૂર્વે કદી નહિ હોય એટલી જરૂરી લાગે છે. તેને આધારે સમાજનું આમૂલાગ્ર શિક્ષણ વિચારનાર અને યોજનાર સંસ્થાબળ ઉત્પન્ન કરવું, એ નવી વિદ્યાપીઠની સ્થાપનાનો અર્થ છે આ કરવામાં આપણી સરકારો સત્ય અહિંસાના આજે ફિરસ્તા સમા ગાંધીજીને મદદ કરશે? કે તેઓ જૂની જ જંજાળમાં જાતે અટવાશે ને પોતાનો રસ્તો ખોળવા આઝાદ થયેલી પ્રજાને નવું નહિ સૂઝવા દે?

તા. ૧૬-૧૧-'૪૭ મગનભાઈ દેસાઈ

# નવી વિદ્યાપીઠો

નવી વિદ્યાપીઠોનો વા દેશમાં ચાલી રહ્યો છે. ગુજરાતને ગુજરાતી ભાષા સારુ, મહારાષ્ટ્રને મરાઠી સારુ, કર્ણાટકને કાનડી સારુ, ઉત્કલને ઊડિયા સારુ, આસામને આસામી સારુ. મને લાગે છે કે, આમ ભાષા પરત્વે વિદ્યાપીઠો હોવી જોઈએ.

પણ આ વિચારનો અમલ કરવામાં કંઈક ઉતાવળ થતી હોય એમ લાગે છે. પ્રથમ પગલા લેખે ભાષાવાર પ્રાંતો થવા જોઈએ. તેનું રાજતંત્ર જુદું હોવું આવશ્યક છે. મુંબઈ પ્રાંતમાં ગુજરાતી, મરાઠી, કાનડી આવે છે. મદ્રાસમાં તામિલ, તેલુગુ, મલયાળી ને કાનડી છે. આંધ્ર વિદ્યાપીઠ નોખી છે. તેને કંઈ કાળ થઈ ગયો; પણ તે ખીલી નીકળી છે એમ ન ગણાય. અનામલી છે તે તામિલ સારુ હોય. તેથી તામિલ ભાષાનું પોષણ થાય છે અથવા તેનું ગૌરવ વધ્યું છે એમ નથી ગણાતો. નવી વિદ્યાપીઠો થાય તેના પહેલાં તેની ભૂમિકારૂપે તે ભાષા જ્યાં ઊંચટ લગી માધ્યમ હોય એવી ઊંચટ સુધીની કેળવણીવાળી શાળાઓ હોવી જોઈએ. તો જ વિદ્યાપીઠનું વાતાવરણ જામ્યું કહેવાય. વિદ્યાપીઠ ટોચ છે. પાયો મજબૂત ન હોય તો મજબૂત ટોચની આશા ન રખાય.

વળી, હજુ આપણે પશ્ચિમના પ્રભાવમાંથી મુક્ત નથી થયા. જેઓ માનતા હોય કે પશ્ચિમમાં જ સર્વસ્વ છે ને જ્ઞાનમાત્ર ત્યાંથી જ મળે એમ છે, તેઓને મારે કંઈ કહેવાપણું ન હોય. પશ્ચિમમાં કંઈ જ સારું નથી અથવા ન મળે એમ મેં કદી નથી માન્યું. ત્યાં શું સારું છે ને શું નઠારું છે એ સમજવા જેટલી આપણે પ્રગતિ નથી કરી. પરદેશી રાજ્યથી સ્વતંત્ર થયા એટલે પરદેશી ભાષા કે વિચારના દબાણમાંથી આપણે છૂટયા છીએ એમ કહેવાય નહિ. તેથી ડાહ્યા માણસોનો ધર્મ છે કે, નવી વિદ્યાપીઠ સ્થાપવાની ખટપટમાં પડતાં પહેલાં થોડો શ્વાસ લે. વિદ્યાપીઠો માત્ર પૈસાથી કે મોટાં મકાનોથી નથી બનતી વિદ્યાપીઠોની પાછળ લોકમત હોવો જોઈએ; મોટું શિક્ષકમંડળ હોવું જોઈએ; સૂક્ષ્મ વિવેક હોવો જોઈએ.

મારી દૃષ્ટિએ વિદ્યાપીઠોને સારુ દ્રવ્ય કાઢવાનો ધર્મ હકૂમતનો નથી. લોકમાં એ ધગશ હોય તો પૈસો લોકો જ કાઢે. આમ થયેલી વિદ્યાપીઠો શોભી નીકળે. જ્યાં તંત્ર પરાયું છે, ત્યાં બધું ઉપરથી ટપકે છે એટલે લોકો પરાધીન રહે છે. જ્યાં લોકનુ તંત્ર છે, ત્યાં બધું નીચેથી ઊંચે જાય છે ને તેથી તે ટકે છે, શોભે છે ને લોકોને પોષે છે. વિદ્યાધનમાં રેડાયેલું ધન સારી જમીનમાં વવાયેલા બીજની જેમ અનેક ગણું વળતર આપે છે. પરદેશી તંત્ર નીચે સ્થપાયેલી વિદ્યાપીઠે એથી ઊલટું કામ કર્યું છે. બીજું થવું અશક્ય હતું. એટલે ભારતવર્ષ જ્યાં લગી સ્થિર ન થાય ત્યાં લગી નવી વિદ્યાપીઠો કરવામાં હું બહુ ભય જોઉં છું.

વળી હિંદુમુસલમાન ઝઘડાએ એવું ભયાનક રૂપ પકડ્યું છે કે આપણે છેવટે ક્યાં જઈને બેસીશું એ કહેવું મુશ્કેલ છે. ધારો કે, ન બનવા જેવી વસ્તુ બને ને હિંદુસ્તાનમાં કેવળ હિંદુ જ રહે ને પાકિસ્તાનમાં કેવળ મુસલમાન જ રહે, તો આપણી કેળવણી એક રૂપ લેશે ને તે ઝેરી હશે. જો હિંદુ, મુસલમાન ને બીજા ધર્મો હિંદુસ્તાનમાં ભાઈ ભાઈ બનીને રહેશે, તો કેળવણી બીજું ને સૌમ્ય રૂપ લેશે. કાં તો આપણે અનેક ધર્મના લોકોને પ્રેમથી ભેળવતા આવ્યા છીએ ને તેમાંથી જે સભ્યતા પેદા થઈ છે તેને દૃઢ કરીશું ને વધારે સારું રૂપ આપીશું, અથવા એવો કાળ શોધીશું કે જ્યારે કેવળ હિંદુધર્મી જ હિંદુસ્તાનમાં હતા. આવો કાળ મળવો કદાચ અશક્ય થઈ પડે. અને મળે ને તેને અનુસરીએ તો આપણે ઘણા સૈકાં પાછા પડીશું ને જગતમાં અળખામણા થઈશું. દાખલા તરીકે, મુસલમાની કાળને ભૂલવા મથીએ તો દિલ્હીની જુમા મસ્જિદ, અલીગઢની વિદ્યાપીઠ, આગ્રાનો તાજમહાલ, દિલ્હી ને આગ્રામાં મુસલમાની જમાનામાં બંધાયેલા કિલ્લાઓ ભૂલવા જોઈશે. આ નિશ્ચયો લેવા જેવું આપણી પાસે વાતાવરણ નથી. સ્વતંત્રતા આપણે ઘડી રહ્યા છીએ. ક્યાં જઈને ઊભા રહીશું એ આપણે નથી જાણતા. એ ન જાણીએ ત્યાં લગી ચાલુ વિદ્યાપીઠોમાં જે ફેરફાર થઈ શકે તે કરીએ ને ચાલુ તાલીમી સંસ્થાઓમાં સ્વતંત્રતાનો પ્રાણ રેડીએ તો ઘણું થયું હશે; ને તેમ કરતાં મળેલો અનુભવ નવી વિદ્યાપીઠો સ્થાપવામાં મદદરૂપ નીવડશે.

રહી પાયાની કેળવણી. આ કેળવણીને વર્ષ તો ઘણાં નથી થયાં, એટલે અમલમાં ઓછી મુકાઈ છે, અનુભવ ઓછો થયો છે. છતાં મનમાં તેનો વિકાસ થતા જ કર્યો છે. અનુભવ પણ એટલો થયો ગણાય કે એને કોઈ કેળવણીકારે ફેંકી ન દેવી જોઈએ. તેની ઉત્પત્તિ આ મુલકના વાતાવરણમાંથી થઈ છે. તેથી, તેને પહોંચી વળવા સારુ થઈ છે. આ વાતાવરણ હિંદનાં સાત લાખ ગામડાં ને તેમાં વસનારા કરોડો ગામડિયામાં છવાયું છે. તેને ભૂલો એટલે ભીંત ભૂલ્યા. હિંદ

તેનાં શહેરમાં નથી, તેનાં ગામડાંમાં છે. શહેરો પરદેશી તંત્રની હાજત હતાં. તેઓ જેવાં હતાં તેવાં નભે છે કેમ કે પરદેશી તંત્ર ગયું પણ તેની અસર નથી ગઈ.

આ લેખ હું નવી દિલ્હીમાં લખી રહ્યો છું. અહીં બેઠો હું ગામડાંઓનો શો ખ્યાલ કરી શકું? જે મને લાગુ પડે છે તે આપણા પ્રધાનમંડળને પણ લાગુ પડે છે. ફેર એટલો કે તેઓને વિશેષે લાગુ પડે છે.

પાયાની કેળવણીના પાયા વિચારી જઈએ:

(૧) બધી કેળવણી સ્વાશ્રયી હોવી જોઈએ. એટલે કે સરવાળે મૂડી બાદ કરતાં બધું ખર્ચ પોતે ઉપાડે.

(૨) એ કેળવણીમાં છેવટ લગી હાથનો પૂરો ઉપયોગ થતો હોય. એટલે કે હાથ વડે કંઈક ઉદ્યમ છેવટ લગી થતો હોય.

(૩) કેળવણીમાત્ર પોતાના પ્રાંતની ભાષામાં અપાવી જોઈએ.

(૪) આમાં સાંપ્રદાયિક ધર્મને સ્થાન નથી. સાર્વજનિક નીતિને પૂરું સ્થાન હોય.

(૫) આ કેળવણી એવી છે કે જેને બાળક કે બીજા શીખે એટલે તે વિદ્યાર્થીના ઘરમાં ને ગામમાં પ્રવેશ કરે.

(૬) વળી, આ કેળવણી લેતાં કરોડો વિદ્યાર્થીઓ પોતાને હિંદુસ્તાનનું અવિભાજ્ય અંગ ગણશે. તેથી બધા પ્રાંતના વિદ્યાર્થી સમજી શકે એવી એક ભાષા હોવી જોઈશે. આ ભાષા બંને લિપિ—નાગરી અને ઉર્દૂ—માં લખાતી હિંદુસ્તાની જ હોઈ શકે.

આ પાયાનો વિચાર કર્યા વિના કે તેની અવગણના કરીને નવી વિદ્યાપીઠો થાય એ દેશને લાભ પહોંચાડે. એમ હું માનતો નથી, નુકસાન જ કરે. તેથી બધું વિચારતાં સહુને લાગવું જોઈએ કે નવી વિદ્યાપીઠ કાઢતાં અચકાવું ઘટે છે.

નવી દિલ્હી,
૨૬–૧૦–'૪૭ **મોહનદાસ કરમચંદ ગાંધી**

# સાભાર સ્વીકાર

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ, તરફથી:— **સૂર્યકાન્ત:** પ્રયોજક સ્વ. માણિકયલાલ જનનાદાસ મહલારજી કિં. ૨–૦–૦; **ગ્રામ-રચના:** લે. રવિશંકર મહારાજ કિં. ૧–૪–૦; **ભોજા ભગતના ચાબખા:** સં. ડુંગરશી ધરમશી સંપટ કિં ૦–૬–૦; **ધીરા ભગતનાં પદો:** સં. ઉપર પ્રમાણે કિં. ૦–૪–૦; **અખંડ આનંદ** (માસિક) વર્ષ **૧**, અંક ૧, તંત્રી: મોહનલાલ મહેતા; વાર્ષિક લવાજમ ૬–૪–૦.

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, તરફથી:— **વસુંધરાનાં વહાલાં દવલાં:** બીજી આવૃત્તિ લે. ઝવેરચંદ મેઘાણી કિં. ૩–૦–૦; **લક્ષ્મીની પરીક્ષા:** લે. રવીન્દ્રનાથ ટાગોર અનુ૦ શ્રી. નગીનદાસ પારેખ કિં. ૨–૦–૦; **ગુજરાતનો નાથ:** લે ક. મા. મુનશી કિં. ૭–૦–૦; **પુત્રજન્મ**: લે. ગુણવંતરાય આચાર્ય કિં. ૪–૮–૦; **વાતાયન:** લે. ધૂમકેતુ કિં. ૨–૮–૦; **જૈન ગ્રંથાવલી: શ્રેણી પહેલી:** લે. ધીરજલાલ ટો. શાહ અને જયભિખ્ખુ (સોળ પુસ્તિકાઓ) કિં. ૩–૦–૦.

વોરા ઍન્ડ કંપની, મુંબઈ ૨, તરફથી:— **દુનિયાના દર્શને ભા. ૧ લો:** લે. વરધભાઈ પટેલ અને અંબાલાલ ઇનામદાર કિં. ૧–૬–૦; **દુનિયાના દર્શને ભા. ૨જો:** લે. ઉપર પ્રમાણે કિં. ૧–૮–૦.

ઉપેન્દ્ર આર. અંબર્યુ, જયમંગલ આશ્રમ પોલારપુર, ભીમનાથ, બી. એસ. રેલવે, તરફથી:— **હિન્દુસ્તાની વાચન:** યોજક રતિલાલ રા અંબર્યુ: કિં. ૦–૩–૬; **સંગીત પ્રવેશ પોથી** કિં. ૦–૮–૦; **લેખન પ્રવેશ પોથી, ક્રમ- ૧** કિં. ૦–૩–૬; **લેખન પ્રવેશ પોથી, ક્રમ-૨** કિં. ૦–૩–૬; **આદર્શ વાચનમાળા; પ્રવેશ પોથી** કિં. ૦–૪–૬; **આદર્શ વાચનમાળા;** ધો. **૧ લું** કિં. ૦–૬–૬; **આદર્શ ગણિતમાળા** કિં. ૦–૭–૦; **ગણિત પ્રવેશ પોથી**, કિં. ૦–૩–૬; **સર્જક દેશી હિસાબ** કિં. ૦–૩–૦.

અન્ય પ્રકાશકો તરફથી:— **ઍપ્સમ-પથી:** અનુ૦ નારાયણ ઓધવજી સલાત્રિયા. પ્ર. જેઠાભાઈ અમરશી શાહ, હરિજન આશ્રમ સાબરમતી, કિં. ૦–૧૪–૦. **પદ્મજા:** લે. ચૂનીલાલ મડિયા, પ્ર. જીવન સાહિત્ય મંદિર; ગાંધીરોડ, અમદાવાદ કિં. ૩–૦–૦. **સ્વરાજ આવ્યું?** લે. વજુભાઈ શાહ, પ્ર. સંસ્કાર સાહિત્ય મંદિર: જોરાવરનગર (કાઠિયાવાડ) કિં. ૦–૧૦–૦. **જન્મભૂમિ ખગોળસિદ્ધ નિરયન કાર્તિકી પંચાંગ:** પ્રકાશક: જન્મભૂમિ પ્રકાશન મંદિર કિ. ૧–૧૨–૦. **સમાજ સેવા મંડળ ૨૪–૨૫મો વાર્ષિક હેવાલ:** ભોગીલાલ છો વ્યાસ સમાજ સેવા મંડળ, મોમ્બાસા. **શ્રી. વિઠ્ઠલ કન્યા કેળવણી મંડળનું,** ૧–૪–૪૬ થી ૩૧–૩–૪૭ સુધીનું નિવેદન. પ્ર. મંત્રીઓ, શ્રી. વિ ક. કે મંડળ, નડિયાદ

**દીપોત્સવી અંકો** નીચે પ્રમાણે મળ્યા છે:—

**ભારતી** (અમદાવાદ), **ચેતન** (મુંબઈ), **સંદેશ** (અમદાવાદ), **નવગુજરાત** (વડોદરા), **ગુજરાતમિત્ર** સુરત), **ઉદ્યોગ અને વેપાર** (અમદાવાદ), **પ્રભાકર** (સુરત).

# ડૉ. આનંદ કેન્ટિશ કુમારસ્વામી

ભારતનાં કળા, તત્ત્વજ્ઞાન, ધર્મ, સાહિત્ય, તેમ જ ભાષાઓ વગેરે તેની સંસ્કૃતિનાં વિવિધ અંગોનું ઊંડું અધ્યયન કરી તેની કળાની પાછળ રહેલા રહસ્યનું ઉદ્‌ઘાટન કરીને પોતાના દેશવાસીઓ આગળ એક સિદ્ધહસ્ત કળાકારની અદાથી તે રજૂ કરનાર, તેની ઉપાસના ને સેવાને માટે ભેખ ધારણ કરનાર અને કોઈ પણ પ્રલોભનથી વિચલિત ન થતાં પોતાના જીવનકાર્યને આમરણ વફાદાર રહીને દુનિયાના પંડિતોમાં એક અજોડ કલામીમાંસક અને તત્ત્વચિંતકની ખ્યાતિ મેળવનાર શ્રી. આનંદ કેન્ટિશ કુમારસ્વામીનું ગયા સપ્ટેમ્બર માસની ૧૦મી તારીખે સિત્તેર વર્ષની ઉંમરે અમેરિકામાં બોસ્ટન પાસે અવસાન થયું. તેમના જીવન અને કાર્યની માહિતી તો શું, પણ તેમના મૃત્યુના સમાચાર આપવાનું પણ આપણાં દેશી વૃત્તપત્રોને આવશ્યક જણાયું નહિ! કુમારસ્વામીએ લૌકિક નામનાની કદી પરવા કરી નહીં એ વાત સિદ્ધ કરવાને માટે બીજા પુરાવાની ભાગ્યે જ જરૂર છે.

### વિદ્યાભ્યાસ

કુમારસ્વામીનો જન્મ સિલોનમાં કોલંબો મુકામે ઈ.સ. ૧૮૭૭માં ઑગસ્ટ માસની ૨૨ મી તારીખે થયો હતો. તેમના પિતા સર મુથુ કુમારસ્વામી એક ખાનદાન કુટુંબના નબીરા અને વિદ્યાની અભિરુચિવાળા હતા. સંસ્કૃત, પ્રાકૃત, અને પાલિના તેઓ સારા જાણકાર હતા. બૌદ્ધ ગ્રંથનું પાલિમાંથી પહેલવહેલું અંગ્રેજીમાં ભાષાંતર કરનારા તેઓ જ પ્રથમ હતા એમ કહેવાય છે. તે ઉપરાંત, પૂર્વમાં પહેલવહેલા બૅરિસ્ટર થવાનું અને સરનો ઇલકાબ પ્રાપ્ત કરવાનું શ્રેય પણ તેમને ભાગે જ જાય છે. સર મુથુનું લગ્ન એક અંગ્રેજ મહિલા સાથે થયું હતું. આનંદ કુમારસ્વામી આ દંપતીના જ પુત્ર હતા અને અંગ્રેજ માતાને લીધે તેમના નામમાં કેન્ટિશ એ અંગ્રેજી નામ દાખલ થયેલું આપણે જોઈએ છીએ.

આનંદ કુમારસ્વામી માંડ બે વરસના થયા હશે એટલામાં તેમના પિતા સર મુથુ મરણ પામ્યા. એટલે તેમનાં માતા પુત્રની કેળવણી અને ઉછેર માટે તેને લઈને ઇંગ્લંડ ગયાં, અને ત્યાં જ તેમની બધી કેળવણી પૂરી થઈ. (તેમનાં માતા ઠેઠ ૧૯૪૨ સુધી જીવતાં હતાં.) લગભગ ૨૫ વરસ સુધીનું કુમારસ્વામીનું જીવન વિલાયતમાં જ પસાર થયું. પ્રથમ ગ્લોસેસ્ટર પરગણામાં આવેલા સ્ટોનહાઉસની વિક્લિફ કૉલેજમાં અને પાછળથી લંડનની યુનિવર્સિટીમાં તેમણે કેળવણી લીધી. વિજ્ઞાન એ તેમનો ખાસ અભ્યાસનો વિષય હતો; અને તેમાંય ભૂસ્તર-વિજ્ઞાન અને ખનિજશાસ્ત્ર તરફ તેમનું વધારે લક્ષ હતું. કૉલેજમાં ભૂસ્તરવિજ્ઞાન અને વનસ્પતિશાસ્ત્ર એ બે વિષયો લઈને તેમણે લંડન યુનિવર્સિટીની બી.એસસી.ની પરીક્ષા આપી અને લંડનની યુનિવર્સિટી કૉલેજના તેઓ ફેલો નિમાયા બાવીસ વર્ષની ઉંમરે તેમણે 'ક્વાર્ટર્લી જર્નલ ઑફ ધ જિઑલૉજિકલ સોસાયટી'ના અંકમાં 'સિલોન રૉક્સ, ઍન્ડ ગ્રૅફાઇટ' પર એક લેખ લખ્યો હતો. એ ઉપરથી પોતાના વિષય પરનો તેમનો કાબૂ સ્પષ્ટ જણાઈ આવે છે. પચીસ વર્ષની ઉંમરે એટલે ૧૯૦૨માં સિલોનના ખનિજતપાસ અને સંશોધન ખાતાના સંચાલક તરીકે તેમની નિમણૂક થઈ. તેઓ એ ખાતાના સંચાલકના હોદ્દા પર હતા તે દરમ્યાન ભૂસ્તરવિજ્ઞાનના ક્ષેત્રમાં તેમણે કરેલા સંશોધન કાર્ય પરથી તેમને લંડન યુનિવર્સિટીની ડૉક્ટર ઑફ સાયન્સની પદવી મળી. સિલોનની ખનિજસંપત્તિની તપાસનો અહેવાલ એ તેમનો પહેલો ગ્રંથ ગણાય.

### સિલોનમાં

જે કાળમાં કુમારસ્વામી ઇંગ્લંડમાં વિદ્યાભ્યાસ કરતા હતા તે કાળમાં ત્યાં જૉન રસ્કિન અને વિલિયમ મૉરિસની અસર સાર્વત્રિક ફેલાયેલી હતી. કુમારસ્વામીના અભ્યાસના વિષયો જોકે વિજ્ઞાનને લગતા હતા, તોપણ આ બે સમર્થ જીવનવીરોની અસર તેમના મન પર થયા વિના રહી નહિ. રસ્કિન અને મૉરિસ કળા, હાથકારીગરી ને સાદા જીવનના પ્રખર હિમાયતીઓ હતા; અને યંત્રના ઉત્તરોત્તર વધતા જતા પ્રસારથી સમાજનું જીવન કેવી રીતે છિન્નભિન્ન થઈ રહ્યું હતું, યંત્ર માણસની માણસાઈનો નાશ કરનારી વસ્તુ છે, તેની સામે ટકવા માટે હાથકારીગરીને પ્રતિષ્ઠિત બનાવવી જોઈએ, તેમાં રહેલા સૌંદર્યનું લોકોને ભાન કરાવવું જોઈએ, ઇંગ્લંડમાં બધે અને ખાસ તો શહેરોમાં યંત્રયુગથી જે વિશ્રીપણું, બેડોળપણું પ્રસર્યું હતું તેને દૂર કરીને જીવનની રોજની વપરાશની વસ્તુઓમાં પણ સૌંદર્ય દાખલ કરવું જોઈએ, એમ તેઓ કહેતા અને તે માટે સતત પ્રયત્નશીલ રહેતા. તેમના આ વિચારોના સંસ્કાર કુમારસ્વામીના મન પર

સારી પેઠે પડ્યા હતા. એટલે પોતાની કેળવણી પૂરી થયા પછી જ્યારે તેઓ એક ઊંચા હોદ્દા પર નિમાઈને સિલોન આવ્યા અને પોતાના કામને અંગે એ દેશમાં આમથી તેમ ભ્રમણ કરવા લાગ્યા, અને સિલોનના લોકજીવનના પરિચયમાં આવવા લાગ્યા, ત્યારે પશ્ચિમના યંત્રોદ્યોગવાદનો ઓળો સિલોન પર પડયો છે અને તેથી દેશી હુન્નર-ઉદ્યોગોનો અને હાથકારીગરીનો નાશ થઈ રહ્યો છે, સાધનસંપન્ન લોકો પોતાનો પ્રાચીન વારસો ભૂલી જઈને પોશાક, રહેણીકરણી વગેરે બાબતોમાં અંગ્રેજોનું અનુકરણ કરી રહ્યા છે; વટાળ-પ્રવૃત્તિના હેતુથી ચાલતી પાદરીઓની શિક્ષણ-સંસ્થાઓમાં તેઓ જાય છે અને બધી રીતે અંગ્રેજ પ્રજાનું કેવળ બાહ્ય અનુકરણ કરવા પાછળ પડ્યા છે અને પોતાની રાષ્ટ્રીયતા ગુમાવતા જાય છે, એ દૃશ્ય તેમનાથી જોવાયુ નહિ. મિશનરીઓની કેળવણીથી સ્થાનિક પ્રજાના જીવનનાં મૂળિયાં જ કપાતાં તેમને જણાયાં. ઈ. સ. ૧૯૧૦મા સિલોનની પ્રજાની સતત માગણીને પરિણામે જ્યારે ત્યાંની અંગ્રેજ સરકારે નિશાળોમાં સિંહલી ભાષા ફરજિયાત શીખવવાનુ ધોરણ સ્વીકાર્યું ત્યારે સરકારના એ પગલાનો વિરોધ કરવા માટે ત્યાં કામ કરતી મિશનરીઓની કેળવણી-સંસ્થાઓના સિલોન એજ્યુકેશનલ એસોસિયેશન નામના મંડળે એક ખાસ સભા બોલાવી હતી. તેમાં એક ભાઈસાહેબ એમ બોલેલા કે, "સિંહલી તો સિલોની લોકોની ગૃહ-ભાષા ('હોમ-લૅંગ્વેજ') છે જ; એટલે તે નિશાળમાં ભણાવવાની કશી જરૂર નથી!" બીજા એક પાદરી સાહેબે તો કશા સંકોચ વિના એમ કહ્યું કે, "હું તો મારી નિશાળમાં જે વિદ્યાર્થી સિંહલી બોલે તેને સજા જ ફટકારું છું!!" આ ઉપરથી તે વખતના સિંહલની પરિસ્થિતિની ઝાંખી આપણને મળી રહે છે અને ચીડ આવ્યા વિના રહેતી નથી. અંગ્રેજી કેળવણીનો મોહ એટલો સાર્વત્રિક થઈ પડ્યો હતો કે, કેમ્બ્રિજ લોકલની પરીક્ષા પાસ કરાવવી એ કન્યાને માટે વાંકડાની ગરજ સારતી!

કુમારસ્વામીનુ ઘડતર ઇંગ્લંડના સ્વતંત્ર વાતાવરણમાં થયું હતું. શાળા-કૉલેજના ભણતર ઉપરાંત આસપાસના લોકજીવનમાંથી ત્યાંના વિદ્યાર્થીઓને જીવનોપયોગી બીજું ઘણું ભાથું મળે છે, તે તેમને પણ મળ્યું હતું. અંગ્રેજી હકૂમત પ્રત્યે, મિશનરીઓની વટાળપ્રવૃત્તિ પ્રત્યે, તેમ જ મૅકોલે પ્રણીત અંગ્રેજી કેળવણી પ્રત્યે તેમના મનમાં ભારે ઉદ્વેગ પેદા થયો. વેપારઉદ્યોગમાં કામમાં આવનારી સિલોનની ખનિજસંપત્તિનું સંશોધન તેઓ કરતા હતા તે દરમ્યાન ત્યાંની સાંસ્કૃતિક ખનિજ-સંપત્તિ — ઠેર ઠેર પથરાયેલા પુરાતત્ત્વના, તેમ જ ચાલ્યા જતા સિલોનના લોકજીવનના અવશેષો વગેરે — નો પણ પરિચય તેમને થયો હતો. અને એ સંપત્તિનું મૂલ્ય તેમને મન પેલી લૌકિક ખનિજસંપત્તિ કરતાં વધારે વસ્યું હતું. પોતાના દેશની દિવસે દિવસે વણસતી જતી અવદશા જોઈને પાશ્ચાત્ય સંસ્કૃતિના એ જીવલેણ આક્રમણની સામે સિંહલી સંસ્કૃતિ અને ત્યાંના હુન્નર-ઉદ્યોગોને બચાવવાને માટે પોતાનાથી બનતું કરવા માટે કુમારસ્વામીએ નિર્ભયપણે કેડ કસી. તેમનું લગ્ન અંગ્રેજ સ્ત્રી સાથે થયું હતું. એક સરકારી ઊંચા હોદ્દા પર તેઓ હતા. પત્ની સાથે તીવ્ર મતભેદ વહોરી લઈને તેમણે પ્રતિષ્ઠા, સંપત્તિ અને આરામનું જીવન આપનારી સરકારી નોકરીમાંથી રાજીનામું આપ્યું; અને સિંહલની તેમ જ હિંદની કળા ને સંસ્કૃતિની સેવાને ખાતર તેઓ ભેખધારી બન્યા. તેમનું આ પગલું તેમની પત્નીને જરાય પસંદ પડ્યું નહિ અને તેણે કુમારસ્વામી સાથે છૂટાછેડા કર્યા.

**'સિંહલની મધ્યયુગીન કળા'**

પોતાના આ રાષ્ટ્રીય કાર્યની શરૂઆત કુમારસ્વામીએ 'સિલોન નૅશનલ રિવ્યૂ'ના સંપાદનનું કાર્ય હાથમાં લઈને કરી. સાથે સાથે સિલોનમાં બધે ફરીને ત્યાં પરાપૂર્વથી ચાલતી આવેલી હાથ-કારીગરીનું અને હુન્નરઉદ્યોગોનું તથા કારીગરોનાં મહાજનોનું નિરીક્ષણ અને અધ્યયન કર્યું અને તેના પરિપાકરૂપે 'મિડીવલ સિંહલીઝ આર્ટ' (સિંહલની મધ્યયુગીન કળા) એ નામનો એક મોટો ગ્રંથ લખ્યો. આ ગ્રંથના અંતરંગ ઉપર — તેના વિચાર, ભાષા વગેરે પર — મૉરિસની છાપ પડી છે, એટલું જ નહિ પણ બહિરંગ પર પણ — કાગળ, છાપકામ વગેરેની બાબતમાં પણ — મૉરિસની કળાની છાપ પડેલી આપણે જોઈ શકીએ છીએ. જે છાપખાનામાં મૉરિસનું છાપકામ ચાલતું તે જ હાથના છાપખાનામાં (હૅંડપ્રેસમાં) આ ગ્રંથ છપાયો હતો.

ભગિની નિવેદિતાએ આ ગ્રંથ પર વિસ્તૃત સમાલોચના લખી. તેના બહિરંગ તેમ જ અંતરંગનાં પારાવાર વખાણ કર્યાં. લેખકની ભાષાની મહાકાવ્યો

અને મહાકથાઓ (સાગાજ)ની ભાષા સાથે તુલના કરી; પૂર્વના પારિભાષિક શબ્દો માટે તેણે યોજેલા સમુચિત અંગ્રેજી પર્યાયો માટે તેને ધન્યવાદ આપ્યા; પૂર્વ અને પશ્ચિમ બંને તરફની કળા અને સંસ્કૃતિનું તેને સારું આકલન થયેલું દેખાય છે અને તેથી આવું કામ કરવા માટે તેની લાયકાત અજોડ છે એમ જણાવ્યું; અને છેવટે કહ્યું કે, સ્વદેશી અને રાષ્ટ્રીય ભાવનાને જ્ઞાન અને સંસ્કૃતિનો જે નક્કર પાયો જોઈએ તે આવા ગ્રંથો જ પૂરો પાડી શકે.

આ ગ્રંથમાં કુમારસ્વામીએ સિલોનના લોકજીવનની ઐતિહાસિક સમાલોચના, ત્યાંના કારીગરોની અને સમાજજીવનમાં તેમનું કેવું પ્રતિષ્ઠિત સ્થાન હતું તેની, અને તેમનાં મહાજન ('ગિલ્ડ્ઝ')ની તથા સિલોનની કળાની રસિક માહિતી આપી છે. આ ગ્રંથે કુમારસ્વામીને માટે એકદમ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ અને પ્રતિષ્ઠાનાં દ્વાર ખોલી દીધાં.

પણ સિલોનની સંસ્કૃતિની અમુક એવી ખાસિયતો હોય તોપણ મૂળમાં તો તે હિંદની સંસ્કૃતિની જ એક શાખા છે, એનું જ એક અંગ છે — એવી કુમારસ્વામીની દૃઢ માન્યતા હતી. સિલોન અને હિંદને એ જુદા ભાગ્યે જ ગણતા. સિલોનનું રાજ્યતંત્ર હિંદથી જુદું પાડીને અંગ્રેજોએ તેનું ભારે નુકસાન કર્યું છે એમ તેઓ કહેતા. એટલે ભારતીય સંસ્કૃતિનું ઊંડું અધ્યયન કરવા તરફ તેઓ વળે એ તદ્દન સ્વાભાવિક હતું. બલકે સિલોનની કળા પરનો તેમનો ઉપર્યુક્ત ગ્રંથ જોઈને તેમના કેટલાક મિત્રોએ તેમને તેમ કરવાની આગ્રહભરી સલાહ પણ આપી. કુમારસ્વામીમાં પૂર્વની કલ્પના-શક્તિ અને ભાવના તેમ જ પશ્ચિમની —તેના વિજ્ઞાનની— કાર્યસાધકતા ને ઝીણવટભરી ચીવટ એ બેનો વારસાથી અને ઘડતરથી સારો સુમેળ હોવાથી તેઓ આ કાર્યને માટે કેટલા સુયોગ્ય હતા અને તેમણે એ કામ કેવી રીતે કર્યું તે તેમના સાઠ ઉપર નાના મોટા ગ્રંથો પરથી સારી પેઠે પુરવાર થાય છે.

## હિંદ તરફ

એ જમાનો હિંદમાં બંગભંગ સામેના આંદોલનનો હતો. સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ અને સ્વરાજ એ ચતુઃસૂત્રીનો હતો — હિંદના ઉત્થાનનો હતો. કુમારસ્વામી હિંદને જ પોતાની માતૃભૂમિ ગણતા. સિંહલ એ હિંદના બીજા પ્રાન્તોના જેવો જ હિંદનો કેવળ એક પ્રાન્ત છે એવી એમની માન્યતા હતી. તેમણે આ અરસામાં દોરેલું માતા ભારતનું શબ્દચિત્ર માતૃભૂમિને વિષે તેમના મનમાં કેવાં ઊંડાં અનુરાગ અને ભક્તિ વસતાં હતાં તેનું ઉત્તમ પ્રતીક છે. માતાની કરુણ દશા વર્ણવીને પછી ભારતનાં સંતાનો જાગ્યાં છે અને તેઓ માતાનું દળદર થોડા જ વખતમાં ફેડશે, એવો આશાવાદ તેમણે એમાં વ્યક્ત કર્યો છે.

કુમારસ્વામી ભારત તરફ વળ્યા. તેમણે આખા દેશનો પ્રવાસ કર્યો અને તેનું સાક્ષાત્ દર્શન કર્યું. શિલ્પ, સ્થાપત્ય, ચિત્ર ઇત્યાદિના તેના પ્રાચીન અવશેષો, તેની કળાના સર્વોત્તમ નમૂનાઓ જોયા, કેટલીક વસ્તુઓનો સંગ્રહ પણ કર્યો; અને એ બધી વસ્તુઓના સૌંદર્યનું અને રહસ્યનું પોતાના દેશભાઈઓને બરાબર આકલન થાય તે માટે તેમણે ભારતીય કળાના મૂળભૂત સિદ્ધાંતોનું નિરૂપણ શરૂ કર્યું. પશ્ચિમની કળા સાથે તેની તુલના કરીને ભારતીય સંસ્કૃતિનો દુનિયાને — પશ્ચિમને — શો સંદેશો છે તેનું એક સચોટ બયાન 'મેસેજ ઑફ ધિ ઈસ્ટ' (પૂર્વનો સંદેશો) નામના એક નાનકડા નિબંધમાં રજૂ કર્યું. આ નિબંધ નાનકડો છે પણ ઘણો જ વિચારપ્રેરક છે. પશ્ચિમની પૂર્વ પર થતી અસર ચોમેર આપણી નજરે પડે છે, કારણ તે જીવનના ઉપરના થરને જ માત્ર સ્પર્શે છે; પણ પૂર્વની પશ્ચિમ ઉપર થતી અસર જોકે તે આપણી નજરે ઝટ ચડતી નથી, તોપણ તે ઘણી ઊંડી અને બહુ જ મૂલગામી છે. ગટે, ડાયસન, કૅંટ, શોપેનહોર, વિનિંજર (Weininger) આ બધા એ અસરનાં સૂચક ચિહ્નો છે એમ તેમણે જણાવ્યું છે, અને છેવટે એવો આત્મ-વિશ્વાસ વ્યક્ત કર્યો છે કે, પંદરમા-સોળમા સૈકામાં લૅટિન અને ગ્રીક વિચારના પુનર્જીવનને લીધે જે ક્રાન્તિ યુરોપમાં થઈ તેના કરતાં વધારે દૂરગામી ક્રાંન્તિ પૂર્વની પશ્ચિમ પર થતી અસરને લીધે થશે.

## સ્વદેશી

રાષ્ટ્રીય સ્વતંત્રતાની હિલચાલને અંગે કુમારસ્વામીએ આ કાળમાં ખૂબ જુસ્સાદાર લેખો લખ્યા હતા. આ જ લેખો પાછળથી 'આર્ટ એન્ડ સ્વદેશી' (કળા અને સ્વદેશી) અને 'એસેઝ ઇન નૅશનલ આઇડિયા-લિઝમ' (રાષ્ટ્રીય આદર્શવાદને લગતા લેખો)તે નામે પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવ્યા. સ્વદેશી માટે

કુમારસ્વામીના કરતાં વધારે સમર્થ વિવેચક અને હિમાયતી ભાગ્યે જ જોવા મળે. આપણી હંમેશની જરૂરિયાતની વસ્તુઓ આપણા દેશમાં જ નિર્માણ કરીને પરદેશમાંથી આયાત થતી વસ્તુઓને અટકાવીને દેશને આર્થિક શોષણમાંથી બચાવવો, એ સ્વદેશીનો પ્રાથમિક ઉદ્દેશ માન્ય કર્યા પછી પણ સ્વદેશીને અંગે ઘણું વિચારવાનું રહે છે. પરદેશનાં કારખાનાંમાં તૈયાર થઈને આવતી અનેક બેડોળ અને નકામી વસ્તુઓ આપણે ત્યાં આપણે બનાવવી જોઈએ એ સ્વદેશીનો અર્થ નથી; એ તેનો ઉદ્દેશ ન હોવો જોઈએ. પણ લોકોના જીવનમાં ગમે તેવી શ્રીહીન અને અર્થહીન વસ્તુઓ દાખલ ન થાય એ તરફ સ્વદેશીના પુરસ્કર્તાઓએ ધ્યાન આપવું જોઈએ. મેંચેસ્ટરનાં કારખાનાંને બદલે મુંબઈ અમદાવાદનાં કારખાનાં આપણા વણકરોને બેકાર બનાવે એ બંને સરખું જ છે. સ્વદેશીને નામે બીજાને અપનાવવામાં કશો અર્થ નથી. ટૂંકમાં, પરદેશથી આયાત થતી બેડોળ, મોજશોખની કે નકામી વસ્તુઓ દેશમાં બનાવીને વાપરવાને બદલે સ્વદેશી વૃત્તિ અને સ્વદેશી માનસ કેળવવું એ સ્વદેશીના આંદોલનનું લક્ષ્ય હોવું જોઈએ, એમ તેઓ કહેતા. સ્વદેશીના અર્થને વધારે વ્યાપક અને ઊંડો બનાવી તેઓ તેને આધ્યાત્મિકતા સુધી લઈ ગયા. હિંદુસ્તાનની પરાપૂર્વથી જેને માટે ખ્યાતિ છે તે 'આતિથ્ય'ને નામે પણ સ્વદેશીનો સ્વીકાર આપણે કરવો જોઈએ એમ તેમણે જણાવ્યું. બહારના માણસો જ્યારે હિંદ જોવા આપણે ત્યાં આવે છે ત્યારે તેમની જ ફેશનો, રાચરચીલું, પહેરવેશ, ખાનપાન અને વધારામાં જે વસ્તુઓને ગ્રામ્ય ('વલ્ગર') ગણી તેમણે ફેંકી દીધેલી હોય છે, તેમનો જ દહારો તેમની આગળ ધરવો એમાં સ્વમાનહાનિ તો છે જ, પણ એ અતિથિનું પણ અપમાન કરવા જેવું છે, એમ તેમણે કહ્યું છે.

## રાષ્ટ્રીય કેળવણી

રાષ્ટ્રીય કેળવણીની બાબતમાં તેમણે દર્શાવેલા વિચારો એટલા જ મૂલગામી છે અને તેનું તેમણે કરેલું પ્રતિપાદન સચોટ અને જુસ્સાવાળું છે. "અંગ્રેજોએ હિંદમાં એક વ્યાપક કેળવણીનું તંત્ર ગોઠવીને હિંદીઓ પર ભારે મોટો ઉપકાર કર્યો છે— તેમને સ્વતંત્રતા, સંસ્કૃતિ ઇ.ના ખ્યાલો આપીને સ્વરાજને માટે લાયક બનાવ્યા છે," વગેરે અંગ્રેજી કેળવણીનાં ગુણગાન આપણે ઘણાં સાંભળ્યાં છે— હજી પણ ક્યારેક સાંભળીએ છીએ. કુમારસ્વામીનો સૌથી વધારે તીવ્ર વિરોધ એ કેળવણીની સામે જ હતો. મેકોલે પ્રણીત કેળવણીના એ કટ્ટા દુશ્મન હતા અને છેવટ સુધી તેવા રહ્યા. જુઓ તેમનો લેખ 'ધ કર્સ ઑફ ફૉરેન રૂલ' (પરરાજ્યની બલા). સર જ્યૉર્જ બર્ડવૂડનું અવતરણ ટાંકીને તેઓ કહેતા: "એ પ્રણાલીએ હિંદી સંસ્કૃતિનાં મૂળ પર જ ઘા કર્યો છે, પોતાની પૈતૃક સંપત્તિને સમજવાની શક્તિ જ આપણામાં રહેવા દીધી નથી. આપણા પ્રાચીન વારસાથી આપણને વંચિત કર્યા, એને વિશે આપણા મનમાં અનાદર પેદા કર્યો; તે એટલે સુધી કે, આપણું જૂનું તેટલું બધું સડેલું, અર્થહીન, અને અંગ્રેજોએ આપણને જે કેળવણીની ભેટ આપી છે તે દિવ્ય છે, એમ આપણામાંના ઘણા માનતા થયા અને એ કેળવણીને જ વળગી રહેવાને પ્રયત્ન કરવા લાગ્યા; અને હજી એ મોહમાંથી આપણે છૂટતા નથી.* જ્યારે એ કેળવણીના વિધાયકોના વારસો (અંગ્રેજો) પોતે જ આ કેળવણીનું હિંદમાં કાર્ય જોઈને કહેવા લાગ્યા હતા, "તમે કેળવણીને નામે જે ધતિંગ ચલાવી રહ્યા છો અને એના પરિણામનું શ્રેય (!) અમને આપો છો તે કેળવણી અમે તો ક્યારની ફગાવી દીધી છે. આ તો અમારી કેળવણીનું 'કૅરિકેચર' (હાસ્યચિત્ર) તમે ઊભું કર્યું છે. લંડન યુનિવર્સિટીની સ્થાપના થઈ (૧૮૩૫?) ત્યારના કેળવણીને લગતા વિચારોને તમે હજુ વળગી રહ્યા છો એ મોટી કમનસીબીની વાત છે. માટે હાલનાં આ બધાં કુપરિણામોને માટે અમને જવાબદાર રખે ગણતા."

હિંદમાં અમે સાક્ષરતાનો પ્રસાર કર્યો છે એવો અંગ્રેજો દાવો કરે છે, તેનો કુમારસ્વામીનો છેલ્લામાં

* "આ કેળવણીએ આપણા લોકોનો પોતાના સાહિત્ય વિષેનો પ્રેમ મારી નાખ્યો છે,— પોતાની કથાઓમાંથી જે આનંદ તેઓ લઈ શકતા તેનો નાશ કર્યો છે; અને સૌથી ખરાબ તો એ કે, તેના પરાપૂર્વથી ચાલતા આવેલા રાષ્ટ્રીય ધર્મ વિષે તેમના મનમાં જે આસ્થા હતી અને તેમાથી તેઓ જે શાંતિ પ્રાપ્ત કરતા તેનો નાશ કર્યો છે. પોતાનાં ઘરો પ્રત્યે— પોતાનાં માતપિતા, પોતાની બહેનો અને પોતાની પત્નીઓ પ્રત્યે— પણ તેમના મનમાં અણગમો ને ઉદ્વેગ પેદા કર્યો છે. દરેક કુટુંબમાં તેણે અસંતોષ પેદા કર્યો છે."

છેલ્લો ('પરરાજ્યની બલા' એ લેખ) જવાબ એ છે કે, પોતાની ભાષા સારી રીતે બોલતાં આવડે અને તેમાં રચાયેલું ઊંચામાં ઊંચી કોટિનું સાહિત્ય સમજાય એ વસ્તુ મહત્ત્વની છે; તે વાંચતાં આવડે છે કે નહિ એ વસ્તુ ગૌણ છે. (જોકે ફરજિયાત પ્રાથમિક કેળવણીનું ગોખલેનું બિલ ફેંકી દઈને સરકારે સાક્ષરતા-પ્રસારનું કામ પણ કર્યું નથી જ.) પ્લેટોને ટાંકીને કુમારસ્વામી કહે છે, 'સાક્ષરતા એ આળસુ માણસને પોતાની સ્મૃતિને તકલીફ ન આપવી પડે તેને માટે યોજાયેલ એક યુક્તિ કે હિકમત માત્ર છે.' એટલે લોકોને સાચી કેળવણી આપવી હોય તો સાક્ષરતા વગેરેનો આડંબર છોડી દઈને પેટ્રિક ગિડીઝ કહે છે તેમ, 'તેમની રાષ્ટ્રીય સંસ્કૃતિના વાહન દ્વારા જ તેમની બુદ્ધિનો વિકાસ સાધવો જોઈએ,' અને તેને માટે 'આપણા રામાયણ અને મહાભારત જેવા મહાન ગ્રંથો પર સાચી કેળવણીની રચના થવી જોઈએ' એમ કુમારસ્વામી ભારપૂર્વક જણાવે છે. સિંહલની કેળવણીની વાત કરતાં તેમણે કહ્યું છે કે, 'ત્યાં સિંહલી અને તામિલ ભાષા તથા ભારતીય સંસ્કૃતિનું અધ્યયન એ મૂળભૂત અને ફરજિયાત વિષયો હોવા જોઈએ.'

રાષ્ટ્રીય શિક્ષણની ચર્ચા કરતાં તેમણે એટલે સુધી કહ્યું છે કે, તમારાં બાળકોને સાચી રાષ્ટ્રીય કેળવણી આપવી/હોય તો ચાલુ ઢબની નવી સંસ્થાઓ સ્થાપીને તેને સરકારની કે યુનિવર્સિટીની માન્યતા મેળવીને તે આપવાનો પ્રયત્ન મિથ્યા છે; તેને માટે તો સરકારનો તેમ જ પાદરીઓની શિક્ષણસંસ્થાઓનો સદંતર બહિષ્કાર કરીને પોતાની ઢબે ભણાવવાની શરૂઆત કરવી એ જ એકમાત્ર ઉપાય છે.

સ્ત્રીશિક્ષણની બાબતમાં તેમણે કદી ઉત્સાહ બતાવ્યો નહિ. ઊલટું કંઈક અંશે વિરોધ જ કર્યો કહેવાય. કારણમાં તેઓ જણાવતા કે, પેટ ભરવાનો વ્યવસાય કરવા ખાતર પુરુષો ગમે તેવી કેળવણી લેવા તૈયાર થાય તો ભલે, પણ આપણે ત્યાંની સ્ત્રીઓને જીવનકલહના અખાડામાં ઊતરવાની જરૂર હોતી નથી. તેઓ જ એક રીતે આપણી સંસ્કૃતિના રક્ષણનું કામ કરતી આવી છે. તેમને તમે અંગ્રેજી કેળવણીમાં દાખલ કરો તો આપણી સંસ્કૃતિનો સર્વનાશ જ નીપજે.

સ્વદેશી અને રાષ્ટ્રીય કેળવણી વિષેના તેમના વિચારો જાણીને 'તમે તો તમ હિંદીઓ કરતાં પણ વધારે હિંદી છો' એમ લોકો કહેતા.

## ભારતીય કળાની સેવા

રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડતના કાળમાં સ્વદેશી, રાષ્ટ્રીય શિક્ષણ વગેરેના મહત્ત્વનો સ્વીકાર — આચારમાં નહિ તોય વિચારમાં — થવાની ઝાઝી મુશ્કેલી ન હતી. બલ્કે એ બન્ને વસ્તુઓ તે લડતની અંગભૂત બની ચૂકી હતી. પણ કળાને વળી તેની સાથે શું લાગે વળગે, એવી ભાવના સાર્વત્રિક હતી. તેમાંય હિંદના ઇતિહાસના પરદેશી સંશોધકોએ અને લેખકોએ હિંદની પાસે પોતાની કળા, પોતાનાં મહાકાવ્યો વગેરે કશું નથી, જે છે તે ગ્રીસ કે બીજા કોઈ પણ પરદેશની અસરને પરિણામે જ છે, એવું હિંદીઓના મન પર ઠોકી ઠોકીને ઠસાવ્યું હતું. બુદ્ધની મૂર્તિ ગ્રીસથી આયાત થયેલી છે, બદામીના અનન્ત(શેષ)શાયી વિષ્ણુની મૂર્તિ માટે ઉત્તર યુરોપના કોઈ દેશને શ્રેય આપવું જોઈએ, રામાયણ તો હોમરના કાવ્ય પરથી જ સૂચિત છે, એમ નિઃસંકોચપણે કહેવામાં આવતું. અને તેથી કળાની કેળવણી માટે અંગ્રેજોએ જ્યારે મુંબઈ, કલકત્તા વગેરે ઠેકાણે કળામંદિરો (સ્કૂલ્સ ઑફ આર્ટ) સ્થાપન કર્યાં, ત્યારે તેમાં પાશ્ચાત્ય કળાના અધ્યાપકો નીમીને તે કળાના પાઠ આપવાની શરૂઆત કરી. પણ ઓગણીસમા સૈકાનો છેલ્લો ભાગ અને વીસમાનો આરંભકાળ એ ભારતના ઉત્થાનનો તેમ જ વિચાર-મંથનનો મહત્ત્વનો કાળ હતો. બીજાં ક્ષેત્રોની જેમ જ કળામાં પણ ભારતીય દૃષ્ટિ સ્થિરપણે દાખલ થઈ રહી હતી. હેવેલ, નિવેદિતા, અવનીન્દ્રનાથ ઠાકુર અને તેમનું શિષ્યમંડળ અને કુમારસ્વામીએ ભારતીય કળાનું ગૌરવ પ્રસ્થાપિત કરવાનું કામ શરૂ કર્યું. શિલ્પ, સ્થાપત્ય, ચિત્ર, સંગીત ઇત્યાદિ અંગોથી યુક્ત એવી ભારતની પોતાની કળા છે, દુનિયાને હેરત પમાડે એવા તેના ઉત્કૃષ્ટ નમુનાઓ આજે પણ દેશમાં મોજૂદ છે, અને એ કળાની પાછળ જે તત્ત્વો રહેલાં છે તે એટલાં ચિરસ્થાયી અને મૌલિક છે, તેનો પાયો એટલો નક્કર છે, કે તેમાં વારંવાર હેરફેર કરવાની ભાગ્યે જ જરૂર પડે છે. અહીં જીવન, કળા અને વિચાર એ ત્રણે વચ્ચે એકરૂપતા છે. ભારતીય તત્ત્વજ્ઞાન એ જ ભારતીય કળાનો સંગીન અને શાશ્વત પાયો છે, એમ કુમારસ્વામીએ પોતાનાં લખાણોમાં બતાવ્યું છે. (ભારતીય કળાના વિવિધ પ્રકારોનું ઊગમસ્થાન યોગ ફિલસૂફી છે એમ હેવેલે કહ્યું છે અને પાછળથી નગાધિરાજ દેવતાત્મા હિમાલયને પણ

તેની સાથે મૂક્યો છે, એ અહીં યાદ રાખવું ઘટે છે.) તેને માટે તેમણે વેદ તથા આગમોથી માંડીને રવીન્દ્રનાથ ઠાકુરના સાહિત્ય સુધીનું વૈદિક, બૌદ્ધ (પાલિ), જૈન, શૈવ, વૈષ્ણવ ઇત્યાદિ ધર્મગ્રંથો, શિલ્પશાસ્ત્ર પરના ગ્રંથો, નીતિસારો, નાટ્યશાસ્ત્રો તેમ જ સાહિત્યશાસ્ત્ર-વિષયક ગ્રંથોનું ઊંડું અવગાહન કર્યું, અને તેમાંથી શબ્દ શબ્દ વીણી વીણીને ભારતીય કળાનું નિરૂપણ કર્યું. [ઈ. સ. ૧૯૨૪માં તેમણે બૉસ્ટનથી પ્રસિદ્ધ કરેલી 'બિબ્લિઓગ્રાફીઝ ઑફ ઇંડિયન આર્ટ.' (ભારતીય કળા વિષયક સૂચિઓ) તેનો નક્કર પુરાવો છે. તેમાં તેમણે પ્રથમ જે સાંસ્કૃતિક વાતાવરણમાં ભારતીય કળાનો ઊગમ થયો તે વાતાવરણને આવરી લેતા ધાર્મિક, તત્ત્વજ્ઞાનવિષયક અને સાહિત્યિક ગ્રંથોની સામાન્ય સૂચિ આપીને પછી શિલ્પ, ચિત્ર, વસ્ત્ર તેમ જ બીજી ગૌણ કળાઓને અંગેના સાહિત્યની માહિતી આપી છે. આ સૂચિમાં પુસ્તકોનાં નામો જ માત્ર આપવામાં આવેલાં છે. તેને વધારે સંપૂર્ણ અને અદ્યતન બનાવીને તેમાં દરેક પુસ્તક વિષે નોંધ આપવાનો કુમારસ્વામીનો વિચાર હતો. પણ એ સંપૂર્ણ સૂચિ હજી બહાર પડી હોય એમ જણાતું નથી. ઉપર જણાવેલ સૂચિમાં લગભગ એક હજાર નાનાંમોટાં પુસ્તકોની નોંધ કરવામાં આવી છે.] આ કાર્યનો આરંભ તેમણે 'ધિ એઇમ ઑફ ઇંડિયન આર્ટ' (ભારતીય કળાનો હેતુ), 'ધિ આર્ટ ઑફ ધિ ઈસ્ટ ઍન્ડ ઑફ ધિ વેસ્ટ' (પૂર્વની કળા અને પશ્ચિમની કળા), 'ધિ ઇન્ફ્લુઅન્સ ઑફ ગ્રીક ઑન ઇંડિયન આર્ટ' (ગ્રીક કળાની ભારતીય કળા પર અસર), 'આર્ટ ઍન્ડ સ્વદેશી' (કળા અને સ્વદેશી) વગેરે નાનાં નાનાં પુસ્તકો અને નિબંધો લખીને કર્યો. આમાંનો 'ગ્રીક કળાની ભારતીય કળા પર અસર' એ નિબંધ તેમણે ૧૯૦૮માં કોપન-હેગનમાં મળેલી પૂર્વની વિદ્યાઓના વિશારદોની આન્તર-રાષ્ટ્રીય પરિષદમાં વાંચ્યો હતો, અને ગ્રીસની અસરને અંગે જે ખ્યાલો પંડિતોમાં રૂઢ થયા હતા, તેનો રદિયો આપ્યો હતો. હિંદનાં કળામંદિરોનું સાચું કાર્ય શું હોઈ શકે એ પ્રશ્નનું નિરૂપણ કરતાં તેમણે હિંદની કળાની ખંડિત થયેલી પરંપરા ('ટ્રેડિશન')નાં સૂત્રો એકત્ર આણીને તેમાં નવેસર પ્રાણ પૂરવો એ તે કલામંદિરોનું સાચું કાર્ય છે, એમ જણાવ્યું. અને એ પરંપરાગત કળાનું સાચું અને વિવિધતાયુક્ત સ્વરૂપ રજૂ કરવા માટે તેમણે વિપુલ લખાણ કર્યું. ભારતીય કળાના નમૂનાઓનું પ્રત્યક્ષ દર્શન કરવા માટે તેમણે હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી પ્રવાસો ખેડ્યા અને કેટલાક ઉત્કૃષ્ટ નમૂનાઓનો સંગ્રહ પણ કર્યો. આ વખતના તેમના ગ્રંથોમાં 'ધિ ઇંડિયન ક્રૅફ્ટ્સમન' (ભારતીય કળાકાર અથવા કારીગર) 'સિલેક્ટેડ એક્ઝામ્પલ્સ ઑફ ઇંડિયન આર્ટ' (ભારતીય કળાના પસંદ કરેલા નમૂના), 'ધિ આર્ટ્સ ઍન્ડ ક્રૅફ્ટ્સ ઑફ ઇંડિયા ઍન્ડ સિલોન' (હિંદની અને સિલોનની કળાઓ અને કારીગરીઓ) 'ઇંડિયન ડ્રૉઇંગ્ઝ' (હિંદી આલેખનો) ગણાવી શકાય.

આ જ અરસામાં ૧૯૧૦માં તેમણે ઇંગ્લંડમાં હિંદની કળાનો અભ્યાસ અને પ્રસાર કરવા માટે હૅવેલ, લેડી હેરિંગહૅમ, લૉરેન્સ બિનિયન, વિલિયમ રોથેનસ્ટીન વગેરેની સાથે મળીને 'ઇંડિયા સોસાયટી' સ્થાપન કરવામાં ભાગ લીધો. કુમારસ્વામીના 'ઇંડિયન ડ્રૉઇંગ્ઝ'-ના બે ખંડો આ સંસ્થા તરફથી જ પ્રસિદ્ધ થયા હતા. આ વરસની આખરે રાષ્ટ્રીય મહાસભાના અધિવેશનના દિવસોમાં જ યુક્ત પ્રાન્તના ગવર્નરે અલ્લાહાબાદમાં એક મોટું પ્રદર્શન ભરવાનું નક્કી કર્યું. તેમાં ખેતીવાડી, હુન્નરઉદ્યોગ અને કળા કારીગરી વગેરેના વિભાગો રાખવામાં આવ્યા હતા. છેલ્લા વિભાગની સજાવટનું કામ કુમારસ્વામીને સોંપવામાં આવ્યું હતું. પ્રદર્શનને અંગે તે વખતના છાપાંઓમાં, અહીં તેમ જ ઇંગ્લંડમાં પણ, અનુકૂળ પ્રતિકૂળ ઘણી ટીકા થઈ. રાજકારણનો પ્રશ્ન પણ એમાં ચર્ચાયો. પણ કુમારસ્વામીના વિભાગની સફળતા સૌ કોઈએ સ્વીકારી લીધી. એ પ્રદર્શનને સફળ બનાવવા માટે તેમણે ખૂબ જહેમત ઉઠાવી, તેને માટે ઓરિસ્સાનો ખાસ પ્રવાસ કર્યો, 'ટ્રેડિશન્ઝ ઇન ઇંડિયા' પર એક હરીફાઈનો નિબંધ મંગાવીને તેને માટે પોતે રૂ. ૨૫૦-નું ઇનામ જાહેર કર્યું.

એ અરસામાં હેરપ અને કંપનીએ જુદા જુદા દેશોની 'મિથ્સ ઍન્ડ લેજન્ડ્ઝ'ની એક સુંદર માળા પ્રસિદ્ધ કરવાની યોજના કરી અને તેમાં હિંદની પૌરાણિક કથાઓ તથા આખ્યાનો પર એક ગ્રંથ લખવા શ્રીમતી નિવેદિતાને આમંત્રણ આપ્યું. નિવેદિતાએ એ ગ્રંથની યોજના તૈયાર કરીને પ્રસ્તાવનાનું પ્રકરણ અને બીજો થોડોક ભાગ લખ્યો અને ગુજરી ગયાં. એટલે એ કામ કુમારસ્વામીને સોંપવામાં આવ્યું.

અને તેમણે એ એટલી સુંદર રીતે પાર પાડ્યું કે એ ગ્રંથના વિદ્વાન અને કલારસિક સમાલોચક શ્રી. અર્ધેન્દ્રકુમાર ગાંગુલીએ તેને એ વર્ષના સર્વોત્તમ ગ્રંથ તરીકે ગણાવીને કહ્યું કે, 'આ ક્ષેત્રમાં અત્યાર સુધી જે કેટલાક ગ્રંથો લખાયા છે તે બધાને આ ગ્રંથે ઝાંખા પાડી નાખ્યા છે.' આ ગ્રંથનો લગભગ બે તૃતીયાંશ ભાગ પોતે લખ્યાનું કુમારસ્વામી જણાવે છે.

૧૯૧૨–૧૩ ના એક સત્રમાં લંડન યુનિવર્સિટીએ 'ભારતીય કળા' પર ચાર વ્યાખ્યાનોની એક માળા યોજી અને એ યુનિવર્સિટીના જ ફેલો કુમારસ્વામીને તે માટે આમંત્રણ આપ્યું. એ વ્યાખ્યાનો જ પાછળથી 'આર્ટ્સ અને ક્રૅફ્ટ્સ' નામની માળામાં 'ધિ આર્ટ્સ ઍન્ડ ક્રૅફ્ટ્સ ઑફ ઇંડિયા ઍન્ડ સિલોન'ને નામે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં. તેમાં ભારતીય કળાના સમગ્ર ક્ષેત્રનું દર્શન કરાવવામાં આવ્યું છે. આ પુસ્તક પુરાતત્ત્વના સંશોધકોને માટે નથી પણ સામાન્ય જનતા માટે છે, એમ કુમારસ્વામી ખુલાસો કરે છે. ૨૫૦ પાનાં લખાણ અને ૨૨૫ ચિત્રોથી શણગારેલું આ પુસ્તક સામાન્ય માણસના ખિસ્સાને પણ પોસાય એવું છે. પણ દુઃખની વાત છે કે કુમારસ્વામીનાં બીજાં અનેક પુસ્તકોની માફક જ તે આજે ઉપલબ્ધ નથી. 'આર્ટ્સ ઍન્ડ ક્રૅફ્ટ્સ' માળાનાં પુસ્તકોમાં એ સર્વોત્તમ ગણાયું છે. કુમારસ્વામીનાં વ્યાખ્યાનોની લંડન યુનિવર્સિટીએ જાહેરાત કર્યા પછી જ આપણે ત્યાંની એક યુનિવર્સિટીને (પંજાબની) ભારતીય કળા પર એવાં વ્યાખ્યાનો ગોઠવવાનું સૂઝ્યું અને તેણે સમરેન્દ્રનાથ ગુપ્ત પાસે ૭ વ્યાખ્યાનો અપાવ્યાં.

આ પુસ્તકની સાથે સાથે જ હિંદનાં શિલ્પ, ચિત્ર અને હાથકારીગરીના પસંદ કરેલા સો જેટલા નમૂનાઓ 'વિશ્વકર્મા' નામથી કુમારસ્વામીએ પ્રસિદ્ધ કર્યા. દરેક ચિત્ર વિષે તેમણે ટૂંકી નોંધ આપી છે અને સંગ્રહનો ઉપોદ્ઘાત ઇંગ્લંડના એક જાણીતા શિલ્પી અને કળાકાર એરિક ગિલે લખ્યો છે. પોતાના માર્મિક લેખમાં 'કળાકાર એ વસ્તુનો સર્જક છે, નહિ કે તેના ચિત્રનો' એ ભારતીય કળાને સવિશેષપણે લાગુ પડતા સત્યને તે કળાના મહત્ત્વના લક્ષણ તરીકે ગણાવે છે.

કુમારસ્વામીએ આ પછી પ્રસિદ્ધ કરેલા કળાના સંપુટોમાં ૧૯૧૬માં પ્રસિદ્ધ કરેલો 'રજપૂત ચિત્રકળા'નો સંપુટ, ૧૯૨૩માં પ્રસિદ્ધ કરેલો 'ભારતીય કળાનો સંપુટ' અને બોસ્ટનના લલિતકળાના સંગ્રહસ્થાનમાંના હિંદના શિલ્પના, રજપૂત ચિત્રકળાના, જૈન ચિત્રકળાના અને મુગલ ચિત્રકળાના સંગ્રહોની સૂચિ એ મુખ્ય ગણાય.

અગાઉ વિદ્વાનોમાં રજપૂત અને મુગલ એવા ચિત્રકળાના બે પ્રકાર નથી, પણ એ બધી મુગલ અથવા ઇંડો-પર્શિયન ચિત્રકળા જ છે, એવી માન્યતા હતી. કુમારસ્વામીએ પંજાબ, કાશ્મીર, રાજપૂતાના વગેરે સ્થળોમાં ફરીને રજપૂત ચિત્રકળાનો એક સમૃદ્ધ સંગ્રહ ભેગો કર્યો અને તેના ઉપર વિસ્તૃત વિવેચન કરીને બતાવી આપ્યું કે, રજપૂત કળા એ પ્રાચીન ભારતીય કળાની પરંપરામાંથી જ ઊતરી આવેલી ભારતીય કળા જ છે; અને તેના વિષયો વૈષ્ણવ, શૈવ અને શીખ ધર્મને લગતા જ છે. એટલું જ નહિ, પણ રજપૂત કળાનાં રાધા–કૃષ્ણનાં ચિત્રોનો ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યા વિના ભાગવત સંપ્રદાયનો અભ્યાસ પૂરો થયો ન ગણાય, એટલું તે ધર્મની દૃષ્ટિથી એ કળાનું મહત્ત્વ છે. મુગલ કળાની રજપૂત કળા પર જો કોઈ અસર થઈ જ હોય તો તે તદ્દન નજીવી છે; ઊલટું, જાણીતા મુગલ કળાકારોમાં બે તૃતીયાંશથી પણ વધારે કળાકારો હિંદુઓ જ હતા એમ તેમનાં નામ પરથી દેખાય છે, એમ તેઓ જણાવે છે.

'પોર્ટફોલિયો ઑફ ઇંડિયન આર્ટ'માં તેમણે ૧૦૮ જેટલા ભારતીય કળાના નમૂના આપ્યા છે અને દરેક વિષે વર્ણનાત્મક નોંધ લખી છે. આ નમૂનાઓ તેમણે બોસ્ટનના સંગ્રહસ્થાનમાંથી વીણીને પસંદ કરેલા છે. આ સંગ્રહ અંગે આપણા દેશની દૃષ્ટિથી દુઃખદ ગણાય એવી એક બિના અહીં નોંધવી ઘટે છે. અલ્હાબાદમાં ૧૯૧૦માં પ્રદર્શન ભરાયું તે વખતે અને તે પહેલાં કુમારસ્વામીએ હિંદમાં ઠેકઠેકાણે ફરીને ભારતીય કળાના અનેક નમૂનાઓનો સંગ્રહ કર્યો હતો. એ સંગ્રહને કાશી જેવી કોઈ મધ્યવર્તી જગ્યાએ સ્થાયી સાચવી રાખવામાં આવે અને તેનો ભારતીય રાષ્ટ્રીય કળાભવનમાં વિકાસ કરવાનો પ્રબંધ થાય તો તે સંગ્રહ પોતે વિનામૂલ્ય રાષ્ટ્રને ચરણે ધરવાની અને એ રાષ્ટ્રીય સંગ્રહસ્થાનના રક્ષક (ક્યુરેટર) તરીકે સેવા પણ આપવાની પોતાની તૈયારી કુમારસ્વામીએ બતાવી અને એ અર્થની એક અપીલ બહાર પાડી. પણ તે વખતે દેશના પહેલી હરોળના

આગેવાનોમાંથી કેટલાક જેલમાં ગયા હતા અથવા દેશવટો ભોગવતા હતા એ કારણે હો, કે રાજકારણી આંદોલન વખતે આવી સ્થાયી જવાબદારીવાળી પ્રવૃત્તિ શી રીતે માથે લઈ શકાય એમ લાગવાથી હો, અથવા તો તે વખતે જે આગેવાનો બહાર હતા તેમના મનમાં આવા કામનું મહત્ત્વ વસ્યું ન હો, — કુમારસ્વામીની અપીલનો સ્વીકાર કરવા કોઈ આગળ આવ્યું નહિ, અને અમેરિકાના ડૉ. રૉસની સખાવતથી એ આખો સંગ્રહ બોસ્ટનની લલિત કળાના સંગ્રહસ્થાને ખરીદી લીધો; અને ૧૯૧૭માં કુમારસ્વામી પોતે હિંદ છોડીને એ સંગ્રહસ્થાનના હિંદી, ઈરાની અને મુસ્લિમ કળાવિભાગના સંશોધક તરીકે નિમાઈને અમેરિકા ગયા. ત્યારથી ૧૯૪૭માં તેઓ ગુજરી ગયા ત્યાં સુધી બોસ્ટનમાં જ તેમનું જીવન વ્યતીત થયું. અલબત, એ દરમ્યાન તેઓ પૂર્વ તરફનાં કળાધામોની યાત્રા કરવા બે વખત હિંદ આવી ગયા હતા. આજે ભારતીય કળાનો સારામાં સારો અને વધારેમાં વધારે સમૃદ્ધ સંગ્રહ જો કોઈ એક ઠેકાણે હોય તો તે બોસ્ટનના સંગ્રહસ્થાનમાં જ છે એમ કહેવાય છે. બોસ્ટનમાંના ભારતીય કળાના સંગ્રહોનું જે કૅટલૉગ (સૂચિ) કુમારસ્વામીએ પ્રસિદ્ધ કર્યું તેના પહેલા ખંડમાં તેમણે ભારતમાં ઇશ્વરવિષયક કલ્પના કે માન્યતાનો વિકાસ વર્ણવીને જુદા જુદા ધાર્મિક સંપ્રદાયોનો તાત્ત્વિક ઇતિહાસ આપ્યો છે, તેનો કાલાનુક્રમ બતાવતી સાલવારી આપી છે અને ભારતીય કળાને લગતા સાહિત્યની સૂચિ પણ આપી છે.

પણ કળાના ઇતિહાસ તરીકે તેમનો સર્વશ્રેષ્ઠ ગ્રંથ 'હિસ્ટરી ઑફ ઇન્ડિયન ઍન્ડ ઇન્ડોનેશિયન આર્ટ' (હિંદની અને ઇન્ડોનેશિયાની કળાનો ઇતિહાસ) એ જ છે. આ ઇતિહાસનું કામ યથોચિતપણે પાર પાડવાને માટે કુમારસ્વામીએ જ્યાં જ્યાં હિંદી કળાને લગતો સંગ્રહ હોય એવાં અમેરિકા, યુરોપ, અને એશિયાનાં તમામ સંગ્રહસ્થાનોની મુલાકાત લીધી, પ્રત્યક્ષ કળાધામોની — કેટલાકની તો અનેક વાર પણ — યાત્રાઓ કરી. અને મોહનજોદડો ને વેદના કાળથી ઠેઠ ૧૮મા સૈકા સુધીની ભારતીય અને બૃહત્તર ભારતીય કળાનો ઇતિહાસ લખ્યો. આ ગ્રંથ લગભગ ૪૦૦ ચિત્રો અને ૯ નકશાથી શણગારેલો છે અને 'અગણિત પાસાં અને પ્રકારોથી યુક્ત એવા એક વિશાળ વિષયની અદ્ભુત અને અણીશુદ્ધ ચોકસાઈવાળી રજૂઆત તેમાં કરેલી છે. જોકે, વિષયના વિસ્તારના પ્રમાણમાં તે કંઈક વધારેપડતી સંક્ષિપ્ત જ ગણાય.' છતાં ભારતીય કળા વિષે લોકભોગ્ય નાનકડું પુસ્તક જોઈતું હોય તો આપણે તેમનું 'ઇન્ટ્રોડક્શન ટુ ઇંડિયન આર્ટ' (ભારતીય કળાનો પ્રાસ્તાવિક પરિચય) જોવું ઘટે. ઈ. સ. પૂર્વે ૭મા સૈકાથી માંડીને ઠેઠ રજપૂત ચિત્રકળા સુધીની કળાના વિકાસનો વૃત્તાન્ત એક અખંડ પરંપરાના વિકાસને રૂપે એમાં આપવામાં આવ્યો છે. અને એ કળાના હાર્દમાં ભક્તિનો રસ પ્રધાન છે એમ કહેવામાં આવ્યું છે.

એટલે જ ગયા ઑગસ્ટ માસમાં શ્રી. એસ. ચન્દ્રશેખરે તેમની બોસ્ટનમાં મુલાકાત લીધી તે વખતે કળાના હેતુને અંગે પૂછેલા 'કળાકૃતિઓ કઈ વસ્તુ સંક્રાન્ત કરી શકે?' એ પ્રશ્નના જવાબમાં તેમણે કંઈક કરડાકથી જવાબ વાળ્યો હતો કે, "એક દુઃખદ સત્ય આપણે એકદમ કહી નાખીએ કે મોટા ભાગની કલાકૃતિઓ ઈશ્વરને લગતી છે. અને આજકાલ તેનું તો નામ પણ ભદ્ર સમાજમાં કોઈ લેતું નથી." દુનિયાની લગભગ બધી જ શ્રેષ્ઠ કળા દેવ અને ધર્મને લગતી છે એમ તેમણે એશિયા, યુરોપ, અમેરિકા વગેરે સ્થળોની કળાનું સૂક્ષ્મ અવલોકન અને અધ્યયન કરીને બતાવી આપ્યું છે.

### ધર્મવિચારણા

ધર્મની બાબતમાં કુમારસ્વામીને એક 'સનાતની' તરીકે ગણવા જોઈએ. એરિક જિલે તેમનું તત્ત્વજ્ઞ અને ધર્મશાસ્ત્રજ્ઞ પુરુષ તરીકે પણ વર્ણન કર્યું છે. તેમના 'મિથ્સ ઑફ ધિ હિન્દુઝ ઍન્ડ ધ બુદ્ધિસ્ટ્સ' એ ગ્રંથની તો આપણે અગાઉ વાત કરી ગયા છીએ. તે પછીનાં પુસ્તકોમાં ૧૯૧૬માં પ્રસિદ્ધ થયેલા 'બુદ્ધ ઍન્ડ ધિ ગૉસ્પેલ ઑફ બુદ્ધિઝમ' (બુદ્ધ અને તેનો ઉપદેશ) અને ૧૯૪૫ માં પ્રસિદ્ધ થયેલા 'હિન્દુઇઝમ અને બુદ્ધિઝમ' (હિંદુ ધર્મ અને બૌદ્ધ ધર્મ) એ બે જ પુસ્તકોનો અહીં વિચાર કરીશું. પહેલા પુસ્તકના પ્રયોજન વિષે કહેતાં, 'બુદ્ધે ઉપદેશેલા ધર્મની એક તરફ બ્રાહ્મણ ધર્મની સાથે અને બીજી બાજુથી ખ્રિસ્તી ધર્મની સાથે (તેના અધ્યાત્મવાદની સાથે) તુલના કરીને તેમાંથી જીવનની ફિલસૂફીમાં ચોક્કસ ફાળો આપવાનો હેતુ આ ગ્રંથની પાછળ છે, કેવળ બૌદ્ધ ધર્મ વિષે માહિતી આપતા અનેક ગ્રંથોમાં એક

વધારે ગ્રંથનો ઉમેરો કરવાનો નથી' એમ કુમારસ્વામી જણાવે છે. અને આગળ કહે છે, 'બુદ્ધે માનવજીવનનું એક ચોક્કસ ધ્યેય નક્કી કર્યું અને તેને અંગે સ્પષ્ટ વિધાનો કે વાતો કરી છે. તેમનાં વિધાનો જો ખોટાં હોય અને તેમનું ધ્યેય જો નકામું હોય તો તે વિધાનોનો રદિયો આપવો અને એ ધ્યેય વિષેનો વિશ્વાસ ઉડાવી દેવો એ બહુ જ અગત્યની વસ્તુ છે. પણ બુદ્ધે કરેલી માનવજીવનની ચિકિત્સા બરાબર હોય અને તેણે આપણી આગળ ધરેલું ધ્યેય શુભ હોય તો તેનો સર્વસામાન્યપણે સ્વીકાર કરવો એ પણ એટલું જ અગત્યનું બને છે', એમ કહીને વિગ્રહથી પીડિત દુનિયાની આગળ બુદ્ધના ઉપદેશમાંથી બે વિચારરત્નો તેઓ દાખલા તરીકે રજૂ કરે છે, "વિજય વેરને પેદા કરે છે, કારણ પરાભવ પામેલાઓ દુઃખી હોય છે." અને રુરુ જાતકમાં બોધિસત્વે પૂછેલો પ્રશ્ન "જેણે પાપનું કામ કર્યું છે તેની પ્રત્યે રાજીખુશીથી કોણ કટુ વચન વાપરે? એમ કરવું એ તો તેના અપરાધના જખમ પર મીઠું ચોળવા જેવું જ થાયને!" અને એવો પ્રશ્ન કુમારસ્વામી પૂછે છે, "બૌદ્ધ અને હિન્દુ ધર્મ—કારણ બુદ્ધના ધર્મની ઉત્પત્તિ હિંદુધર્મમાંથી જ થયેલી છે અને તેમાં જ તે વિલીન થઈ ગયો—આવી આવી ભેટો માનવ જાતિને બક્ષી છે. આવા ધર્મનો બહુ જ ગંભીરતાથી અને સમભાવપૂર્વક વિચાર કરવાની આપણી ફરજ નથી શું?"

'હિંદુધર્મ અને બૌદ્ધ ધર્મ'માં તેઓ બંને ધર્મની એકતા હજી વધારે ભારપૂર્વક બતાવી આપે છે. હિંદુ ધર્મમાં કર્મ, માયા વગેરે વિષે જે અનેક ખોટા ખ્યાલો દાખલ થયા છે તેનું નિરાકરણ કરીને હિંદુ ધર્મની શુદ્ધ રજૂઆત પ્રથમ ભાગમાં કરી છે. બૌદ્ધ ધર્મ વિષે પ્રતિપાદન કરતાં તેઓ જણાવે છે, બૌદ્ધ ધર્મનો ઉપલકિયો અભ્યાસ કરીએ તો તે હિંદુ કે બ્રાહ્મણ ધર્મથી ભિન્ન માલૂમ પડે છે. પણ જેમ જેમ ઊંડું અધ્યયન કરીએ તેમ તેમ એ બંને એકબીજાથી જુદા શી રીતે ગણી શકાય એ પ્રશ્ન ઊઠે છે. બૌદ્ધ ધર્મ કઈ કઈ બાબતોમાં ચુસ્ત સનાતની ન હતો એ કહેવું અશક્ય બને છે. ઉપનિષદો અને તેમનો સમકાલીન બુદ્ધનો ધર્મ એકબીજાના વિરોધી ન હતા, પણ એક સમાન શત્રુ (કર્મકાંડ ઇ.)ના વિરોધી હતા એમ તેઓ જણાવે છે

છેલ્લાં કેટલાંક વર્ષથી કુમારસ્વામી વેદના સંશોધનમાં અને અર્થમાં પડ્યા હતા. એના પ્રત્યક્ષ ફળ તરીકે 'ઋગ્વેદ—એ લૅન્ડનામા બુક,' 'એ ન્યૂ એપ્રોચ ટુ ધ વેદાઝ' અને બીજી કેટલીક પુસ્તિકાઓ તેમણે છાપી છે. આપણાં પ્રાચીન સાહિત્ય, ભાષાશાસ્ત્ર ઉપરાંત પ્રાચીન કાળના બીજા દેશોના ધાર્મિક સાહિત્યનો અને માન્યતાઓનો ઉપયોગ કરવાથી આપણે વેદના અર્થની વધારે નજીક જઈશું એમ તેઓ જણાવે છે.

કુમારસ્વામીનું લખાણ એટલું વિપુલ અને વિવિધ છે કે તે બધાનો આછો પરિચય પણ આપવો મુશ્કેલ છે. કેટલાકની બાબતમાં તેમ કરવા જતાં લેખકની અનધિકાર ચેષ્ટામાં હાસ્યાસ્પદ ઉમેરો જ થાય.

પૂર્વ અને પશ્ચિમની પ્રાચીન અને અર્વાચીન મળીને દોઢેક ડઝન ભાષાઓ તો તેઓ જાણતા હતા જ, એમ તેમનાં લખાણ પરથી જોઈ શકાય છે. શિલ્પરત્ન, અભિનયદર્પણ, વગેરે કેટલાય સંસ્કૃત ગ્રંથોના કે ગ્રંથોના અમુક અંશોના તેમણે અનુવાદો કર્યા છે. વિદ્યાપતિ અને રવીન્દ્રનાથનાં બંગાળી કાવ્યોના, હિંદી 'દાનલીલા' તથા બીજાં કેટલાંક કાવ્યોના પદ્યમય અનુવાદો તેમણે કર્યા છે. ગુર્જર કવિ કલાપીના 'પાંચ પંખી' નામના એક કાવ્યનો તેમણે કરેલો પદ્યમય અનુવાદ પણ ઉપલબ્ધ છે. કેટલાક વિવેચકોએ તેમનો કવિ તરીકે ઉલ્લેખ પણ કર્યો છે.

પશ્ચિમની પ્રજાઓ એશિયાના દેશો પર પોતાની વટાળપ્રવૃત્તિના ઝનૂન ('પ્રોસેલિટાઈ઼િંગ ફ્યૂરી')માં મોટો જુલમ ગુજારી રહી છે એમ તેમને લાગતું. તેમની સાક્ષરતા, તેમની કેળવણી અને તેમની સંસ્કૃતિ એ દેશો પર લાદવાના સતત પ્રયત્નો કરીને તેઓ એ લોકોનો વિનાશ જ કરી રહી છે એવો તેમનો ચોક્કસ અભિપ્રાય બંધાયો હતો. 'એમ આઈ માઈ બ્રધર્સ કીપર?' (હું મારા ભાઈનો રખેવાળ છું?) એ પુસ્તકમાં તેમણે આ વિષયને લગતા વિચારો વ્યક્ત કર્યા છે.

ભારતીય સમાજરચના અને રાજ્યમીમાંસા પર પણ તેમણે નિબંધો લખ્યા છે અને ધર્મ એ જ એ બધાના પાયામાં છે એમ બતાવ્યું છે.

તેમની ભાષા બહુ જ ચોક્કસ, અર્થઘન અને માર્મિક છે. પૂર્વના વિચારો પશ્ચિમની ભાષામાં રજૂ કરવામાં લગભગ રાધાકૃષ્ણન જેવા જ એ સિદ્ધહસ્ત છે. શબ્દોના મૂળ સુધી જઈ વધારેમાં વધારે અર્થ તેમાંથી વ્યક્ત કરવાની તેમની ખાસ વિશેષતા છે. 'નામૂલં લિખ્યતે કિંચિત્' એ પંડિતોના સૂત્રની સાથે જ 'નાનપેક્ષિતમુચ્યતે' એ ઔચિત્યસૂચક સૂત્ર પણ તેમણે પૂરેપૂરું અપનાવ્યું હતું. આનો સુંદર નમૂનો તેમના

હિંદુ ધર્મ પરના નિબંધમાં જોવા મળે છે. તેમના લખાણુમાં યથોચિત જુસ્સો છે અને લાંબા અભ્યાસ ને ચિંતન પછી નિશ્ચિત અભિપ્રાયો વ્યક્ત કરેલા જણાશે. મરણ પર્યંત તેમની અભ્યાસી વૃત્તિ પ્રખરપણે જીવતી હતી. અમેરિકા જેવા 'સુધરેલા' અને સાધન-સંપન્ન દેશમાં રહીને પણ તેઓ સાદું અને તપસ્વીનું જીવન ગાળતા એમ કહેવાય છે. તેમનાં છેલ્લાં પત્નીના (આ બહેન મેકસીકોનાં વતની છે. પંદર વર્ષ પર પોતાના પુત્ર સાથે સંસ્કૃતના અધ્યયન માટે કાશી આવેલાં.) શબ્દમાં કહીએ તો 'તેઓ એક ઓલિયા છે. સંસારની તેમને કશી પડી નથી. તેમનાં પુસ્તકો, ચિત્રોના તેમ જ કળાની બીજી વસ્તુઓના સંગ્રહો એ જ તેમની સંપત્તિ છે.' જીવનધોરણ અમર્યાદપણે વધાર્યે જવામાં કશી સંસ્કારિતા નથી; ઊલટું, જીવન-ધોરણ જેટલું વધારે ઊંચું તેટલી સંસ્કારિતા નીચી એમ તેઓ કહેતા. એકાદ વરસમાં જ બોસ્ટન-સંગ્રહની સેવામાંથી નિવૃત્ત થઈને હિંદમાં આવીને હિમાલયની તળેટીમાં કે તિબેટના કોઈ શાંત સ્થળે રહીને ચિંતનાત્મક જીવન ગાળવાની તેમની અભિલાષા હતી. અમેરિકન ધમાલિયા સંસ્કૃતિથી તેઓ લગભગ અકળાઈ ગયા હતા. સ્વતંત્ર હિંદની પુનર્રચના વખતે તેમની દેશને વધારેમાં વધારે જરૂર હતી. તે જ વખતે તેમના અવસાનથી તેમની પરિણત પ્રજ્ઞાનો મહાન લાભ હિંદે ગુમાવ્યો છે.

હિન્દથી હજારો માઈલ દૂર હતા તોપણ — કદાચ એ જ કારણે પણ હોય — હિન્દમાં શું ચાલી રહ્યું છે એ તરફ તેમની ચોક્કસ નજર રહેતી. શ્રી ચન્દ્રશેખર સાથેની વાતચીતમાં તેમણે હિન્દના પ્રચલિત પ્રશ્નો વિષે પોતાના ચોક્કસ અભિપ્રાયો વ્યક્ત કર્યા છે. ગયા ફેબ્રુઆરીમાં 'યુનાઇટેડ નેશન્સ વર્લ્ડ' નામના માસિકમાં લખેલા 'ધિ કર્સ ઑફ ફોરેન રૂલ' (પરરાજ્યની બલા) નામના લેખમાં રાજકીય સ્વતંત્રતા મળ્યા પછી પણ ભારતનો આત્મા હજી મુક્ત થયો છે એમ ન કહી શકાય એમ તેમણે કહ્યું છે. ગાંધીજીનું હિન્દુસ્તાન દુનિયા જોવા માગે છે. કોઈ પણ રીતે ખરીદી ન શકાય એવા એ જ એક મહાપુરુષ છે એમ તેઓ કહે છે. છેલ્લામાં છેલ્લે 'એશિયન રિલેશન્સ કૉન્ફરન્સ'ને યોગ્ય દિશામાં પગલા તરીકે તેમણે આવકારી હતી.

### પૂર્વ પશ્ચિમ સમન્વયની દૃષ્ટિ

લેખનો વિસ્તાર મર્યાદાની બહાર ગયો છે. છતાં અહીં અટકું તો કુમારસ્વામીના વ્યક્તિત્વને મોટો અન્યાય થશે. એટલે તેમની સમગ્ર પ્રવૃત્તિની પાર્શ્વ-ભૂમિમાં કઈ વસ્તુની પ્રેરણા હતી તે સ્પષ્ટ કરી લઈએ.

રુડિયાર્ડ કિપ્લિંગે પોતાની પ્રતિભાનો દુરુપયોગ કર્યો અથવા ભિન્ન ભિન્ન દૃષ્ટિઓનો સમન્વય કરવાની બાબતમાં પોતાની અનાવડતનો રોષ ઠાલવી તે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સનાતન ભેદ અને વિદ્વેષનો ફિરસ્તો બન્યો. કુમારસ્વામીએ પૂર્વની કળા ને સંસ્કૃતિની આજન્મ ઉગ્રપણે હિમાયત કરી, તેથી તેઓ પશ્ચિમના દ્વેષ્ટા જ હોવા જોઈએ એવો ખ્યાલ કોઈનો બંધાય ખરો. પણ પૂર્વની કળા ને સંસ્કૃતિ જેટલો જ પશ્ચિમની કળા ને સંસ્કૃતિનો તેમનો ઊંડો અભ્યાસ હતો. પશ્ચિમના કળાકારો અને અધ્યાત્મવાદીઓને માટે તેમને ખૂબ આદર હતો — ખાસ કરીને યુરોપના મધ્ય-યુગીન કળાકારો અને અધ્યાત્મવાદીઓ માટે. પ્લેટોના 'રિપબ્લિક' (આદર્શ નગરરાજ્ય)નાં તો તેઓ વખાણ કરતાં થાકતા જ નહિ. એટલે અખિલ માનવતાને માટે પૂર્વ અને પશ્ચિમનો સુમેળ સાધવા બાબત તેમના વિચારો દર્શાવતા 'ડેન્સ ઑફ શિવ' (શિવનું નૃત્ય)માંથી રોમેરોલાંએ ઉદ્ધૃત કરેલા બે ફકરા અહીં ટાંકીને વિરમીશું.

"એશિયાને બચાવો! તેનો આદર્શવાદ જોખમમાં છે. તમે જો તેને નહિ બચાવો, તો યાદ રાખજો કે, તમે જે સંપત્તિ અને હિંસા પર રચેલા સામ્રાજ્યવાદથી તેને સુસજ્જ કરશો તે સામ્રાજ્યવાદના શસ્ત્રથી જ એશિયાને હાથે તમારો વિનાશ સરજાશે. એશિયાનું અધઃપતન તમારા નાશનું કારણ બનશે. તેના ઉદ્ધારમાં જ તમારી સલામતી છે."

"નવ ભારતના મહાન ધ્યેયવાદીઓને નર્યો રાષ્ટ્રવાદ સંતોષ આપી શકતો નથી. સ્વદેશાભિમાન એ તો એક સ્થાનિક રસની વસ્તુ છે . . . મહાન આત્માઓને મહાન કાર્યો પાર પાડવાનાં હોય છે. કેવળ હિન્દનું જ જીવન નહિ, પણ જીવનમાત્રની આપણે એકનિષ્ઠાથી ઉપાસના કરવી જોઈશે. અખિલ માનવ-જાતિનું સુખ એ કોઈ પણ પક્ષના વિજય કરતાં વધારે મહત્ત્વની વસ્તુ છે. કોઈ એક રાષ્ટ્ર કે વિશિષ્ટ માનવવંશ કે જાતિ એ કંઈ ભવિષ્યની પ્રભુની લાડકી પ્રજા બનવાની નથી; પણ એ ભાગ્ય તો જેનામાં યુરોપના કર્મયોગની વીરતા અને એશિયાના ચિંતનનું ગાંભીર્ય કે ધૃતિનો સમન્વય થયેલો હશે એવા સમગ્ર દુનિયાના ઉમદા લોકોનું જ હશે."

પાંડુરંગ દેશપાંડે

# निर्ग्रन्थ-संप्रदाय*

[તેના પ્રાચીન આચારવિચારો પર ઐતિહાસિક દૃષ્ટિપાત]

નિર્ગ્રંથ અર્થાત્ જૈન પ્રાચીન આચારવિચારો ઉપર જૈન-બૌદ્ધ-વૈદિક ગ્રંથોના તુલનાત્મક અધ્યયનના આધાર ઉપર કરવામાં આવેલો પં. સુખલાલજીનો આ 'ઐતિહાસિક દૃષ્ટિપાત' જૈન-જૈનેતર સૌ કોઈ અભ્યાસી તેમ જ જિજ્ઞાસુ વાચકે જોવા જેવો છે. તેમાં પંડિતજીએ ભ૦ પાર્શ્વનાથ (ઈ. સ. પૂ. ૮૦૦)ના સમયથી માંડીને અશોકના સમય સુધીના જૈન સંપ્રદાયના પ્રાચીન સ્વરૂપને લગતી કેટલીક મુદ્દાની બાબતો અંગે ઐતિહાસિક પ્રકાશ પાડ્યો છે.

પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ બંનેમાં થઈને તેમણે સામિષ–નિરામિષ આહાર, સવસ્ત્રતા–નિર્વસ્ત્રતા, તપ, આચાર-વિચાર, ચતુર્યામ, ઉપોસથ–પૌષધ, બાધાવિચાર, ત્રિદણ્ડ, લેશ્યાવિચાર, સર્વજ્ઞત્વ—એટલા મુદ્દાઓ ઉપર ઐતિહાસિક દૃષ્ટિએ ઊહાપોહ કર્યો છે.

પૂર્વાર્ધ આખામાં, તેમણે ખાદ્યાખાદ્યવિવેક, અર્થાત્ માંસાહાર–નિર્માંસાહારનો મુદ્દો ચર્ચ્યો છે. તે જણાવે છે કે, આશરે પચાસ વર્ષ પહેલાં જર્મન વિદ્વાન યાકોબીએ પ્રસિદ્ધ જૈન અંગગ્રંથ આચારાંગસૂત્રનો અંગ્રેજી અનુવાદ કરતી વખતે તેમાંનાં અમુક સૂત્રોનો અર્થ માંસમત્સ્યાદિપરક કર્યો, ત્યારથી જૈન સમાજમાં આ બાબત ભારે ક્ષોભ અને આંદોલન ઊભાં થયાં છે. પરંતુ ઐતિહાસિક વસ્તુસ્થિતિ એ છે કે, ૧૨૦૦–૧૩૦૦ વર્ષ પહેલાંના ખુદ જૈનાચાર્યોએ લખેલી પ્રાકૃત–સંસ્કૃત ટીકાઓમાં પણ અમુક સૂત્રોનો અર્થ માંસમત્સ્યાદિપરક લખ્યો છે. તે જમાનામાં પણ તે સામે કંઈક આવો ક્ષોભ અને આંદોલન થયાં હશે, એની પ્રતીતિ બીજાં સાધનોથી થાય છે. જેમ કે, દિગંબરાચાર્ય દેવનંદીએ ઉમાસ્વાતિના 'તત્ત્વાર્થસૂત્ર' ઉપર સર્વાર્થસિદ્ધિ નામની ટીકા લખી છે. તેમાં કર્મબંધનનાં કારણોની વિવેચનામાં તે લખે છે કે, માંસાદિકનું પ્રતિપાદન કરવું એ શ્રુતાવર્ણવાદ છે[1] (સર્વાર્થ૦ ૬,૧૩). એ તો ઉઘાડું છે કે, પૂજ્યપાદનો આ આક્ષેપ (શ્વેતાંબરોનાં) આચારાંગાદિ આગમોને અનુલક્ષીને જ છે, કારણ કે માંસાદિના સ્વીકારનું પ્રતિપાદન કરતાં જૈનેતર શાસ્ત્રોનો તો નિર્ગ્રંથપરંપરાએ મહાવીરની પણ પહેલાંના સમયથી ત્યાગ કરી જ દીધો હતો. અહીં એટલું ધ્યાનમાં રાખવા જેવું છે કે, તત્ત્વાર્થસૂત્રના લેખક ઉમાસ્વાતિ પોતે પોતાના ભાષ્યમાં પૂજ્યપાદની રીતે શ્રુતાવર્ણવાદ દોષનું નિરૂપણ કરતા નથી. એનો અર્થ એ થયો કે, જે આગમોના અર્થને અનુલક્ષીને પૂજ્યપાદે શ્રુતાવર્ણવાદ દોષરૂપી લાંછન દીધું, તે આગમોના તે અર્થની બાબતમાં ઉમાસ્વાતિનો કોઈ આક્ષેપ ન હતો. તે જો પેલા માંસાદિપરક અર્થ સાથે પૂજ્યપાદની પેઠે સર્વથા અસંમત અથવા વિરુદ્ધ હોત, તો તે પણ શ્રુતાવર્ણવાદનો અર્થ પૂજ્યપાદ જેવો કરત, અને આગમોની વિરુદ્ધ કંઈ ને કંઈ જરૂર કહેત.

જેમ આજનો જૈનસમાજ માંસમત્સ્ય આદિ પદાર્થોનો સદંતર પરહેજ કરે છે, તથા તે ચીજોનો ત્યાગ કરાવવામાં ધર્મપાલન માને છે, તેવી રીતે તે સમયનો જૈનસમાજ પણ કરતો હતો; છતાં ચૂર્ણિકાર, આચાર્ય હરિભદ્ર અને આચાર્ય અભયદેવે આગમોનાં અમુક વાક્યોનો માંસમત્સ્યાદિપરક અર્થ પણ પોતપોતાની આગમ–ટીકાઓમાં લખ્યો છે. તે જ પ્રમાણે પૂજ્યપાદ અને ઉમાસ્વાતિના સમયનો જૈનસમાજ પણ એવો જ હતો; તેમાં ભલે શ્વેતાંબર-દિગંબર જેવા ફિરકા મોજૂદ હોય, પણ માંસમત્સ્ય વગેરેને અખાદ્ય માની ચાલુ જીવનવ્યવહારમાં એનો સર્વથા ત્યાગ કરવાની બાબતમાં તો બધા ફિરકાવાળા એક જ ભૂમિકાએ હતા. કહેવું તો એમ જોઈએ કે, શ્વેતાંબર-દિગંબર જેવા ફિરકા જુદા પડતા પહેલાં જ માંસમત્સ્યાદિ વસ્તુઓને અખાદ્ય માની તેમનો ત્યાગ કરવાની દૃઢ ભૂમિકા જૈનસમાજમાં

---

* લે૦ પં૦ શ્રી સુખલાલજી સંઘવી. 'પૂર્વાર્ધ' અને ઉત્તરાર્ધ; પત્રિકા નં. ૧૪ અને ૧૫; પ્રકા૦ 'જૈન કલ્ચરલ રિસર્ચ સોસાયટી,' બનારસ હિંદુ યુનિવર્સિટી; અનુક્રમે પૃ૦ ૩૯ અને ૨૮; કિંમત દશ આના, અને છ આના.

1. શાસ્ત્રને નામે અમુક દુષ્ટ કર્મ પ્રતિપાદિત કરવું; અમુક વસ્તુ શાસ્ત્ર કહે છે એવું દ્વેષબુદ્ધિથી કહેવું ઈ૦. શ્વેતાંબરો જે જૈન આગમગ્રંથોને પ્રમાણભૂત માને છે, તે બધાં ખોટાં છે, તથા પછીથી ઉપજાવી કાઢેલાં છે, એમ દિગંબરોનો આક્ષેપ છે. દિગંબરો અચેલક એટલે કે વસ્ત્રનો સદંતર પરિત્યાગ કરનારા છે; ત્યારે શ્વેતાંબરો જે આગમોનો સ્વીકાર કરે છે તેઓમાં મર્યાદિત વસ્ત્રધારણનું વિધાન છે. વળી એ આગમોમાં માંસમત્સ્યાદિનો ભિક્ષામાં સ્વીકાર કરવાનું જણાવેલું છે; અને આમ શાસ્ત્રને નામે નિષિદ્ધ કર્મનું પ્રતિપાદન કરવું એ શ્વેતાંબરોને માટે શ્રુતાવર્ણવાદ નામનો ભારે દોષ છે, એમ પૂજ્યપાદનું કહેવું છે. —અનુ૦

સિદ્ધ થઈ ચૂકી હતી. તો પછી આગમોમાંનાં અમુક સૂત્રોનો માંસમત્સ્યાદિ અર્થ કરવાવાળો એક પક્ષ અને તે અર્થનો વિરોધ કરવાવાળો બીજો પક્ષ, એવા પરસ્પરવિરોધી બે પક્ષ જૈનસમાજમાં કેમ પેદા થયા? બંને પક્ષે ચાલુ જીવનધોરણમાં તો ખાદ્યાખાદ્યની બાબતમાં કાંઈ તફાવત હતો જ નહીં.

આ પ્રશ્નને આમ રજૂ કરી, તેનો જવાબ મેળવવા માટે પંડિતજી આપણને ઇતિહાસના સદા પરિવર્તનશીલ ચક્રની ગતિ, અને માનવસ્વભાવની વિવિધ બાજુઓ તરફ નજર કરવાનું સૂચવે છે.

તે કહે છે, ઇતિહાસના આરંભથી માનવજાતિનો કોઈ પણ વિભાગ એક જ પ્રકારના દેશકાળ સંયોગો કે વાતાવરણમાં રહ્યો નથી, કે રહેતો નથી.

જુદા જુદા માનવવિભાગો દેશકૃત તથા અન્ય સંયોગકૃત વિવિધ પરિસ્થિતિઓમાંથી પસાર થતા જાય છે. આ પ્રમાણે પરિવર્તનની અનેક ઐતિહાસિક મજલો પસાર કરતો જૈનસમાજ પણ આજ સુધી ચાલ્યો આવે છે. તેના અનેક આચારવિચાર કે જે આજે જોવામાં આવે છે, તે હંમેશાં એવા જ હતા એવું માનવાનું કોઈ પ્રમાણ જૈન સાહિત્યમાં નથી. સામાન્ય ફરક પડતો જતો હોવા છતાં, જ્યાં સુધી આચાર-વિચાર મોટે ભાગે એકસરખા રહે છે, ત્યાં સુધી સામાન્ય માણસ તો એમ જ માને છે કે, અમે તેમ જ અમારા પૂર્વજ એક જ આચાર વિચારના પાલક-પોષક છીએ. પરંતુ જ્યારે એ ફરક એક અથવા બીજા કારણે બહુ મોટો થઈ જાય છે, ત્યારે તે સામાન્ય માણસના ધ્યાનમાં આવે છે, અને તે વિચારવા લાગે છે કે, આપણા અમુક આચાર-વિચાર આપણા પૂર્વજો કરતા બદલાઈ ગયા છે.

આ બાબતમાં માનવસ્વભાવમાં બે વિરોધી વલણો જોવામાં આવે છે. એક વલણ એવું હોય છે કે, ચાલુ સમયમાં જે આચાર-વિચારની પ્રતિષ્ઠા બંધાઈ હોય છે, તથા જેનું પોતે આત્યંતિક સમર્થન કરતો હોય છે, તેનાથી ઊલટા એવા પોતાના પૂર્વજોના આચાર-વિચારની વાત જ્યારે માણસ સાંભળે છે, અથવા પોતાના ઇતિહાસમાંથી એવી માહિતી તેને મળે છે, ત્યારે તે પ્રાચીન આચાર-વિચારના સૂચક ઐતિહાસિક દસ્તાવેજ જેવાં શાસ્ત્રવાક્યોને પણ તોડી-મરોડી તેમનો અર્થ ચાલુ જમાનામાં પ્રતિષ્ઠા પામેલા આચાર-વિચારની ભૂમિકા ઉપર કરવાનો પ્રયત્ન કરે છે. એથી જુદું માનવ-સ્વભાવનું બીજું વલણ એવું પણ જોવામાં આવે છે કે, પોતાના ચાલુ આચાર-વિચારની ભૂમિકા ઉપર કાયમ રહીને પણ, ઇતિહાસમાં પોતાના પૂર્વજોના ભિન્ન અને વિરુદ્ધ એવા આચાર-વિચારોની જે નોંધ મળી આવે, તો તે નોંધને માણસ વફાદારીથી વળગી રહે છે; અને પોતાનાં શાસ્ત્રવાક્યોના પ્રાચીન, પ્રચલિત તથા કદાચ સંભવિત એવા અર્થનો, પ્રતિષ્ઠા જવાના ડરથી ત્યાગ નથી કરતો. કદાચ ભલે તે કદી કદી ચાલુ લોકમતને વશ થઈ, તે વાક્યોનો નવો અર્થ કરે; તો પણ તે છેવટે વિકલ્પરૂપે પ્રાચીન અને કદાચ સંભવિત અર્થને પણ પોતાની વ્યાખ્યા-ટીકામાં જાળવી રાખે છે.

ઉપર જણાવેલાં બે વિરોધી વલણોનું પરસ્પર વિરોધ-તાંડવ જૈનસમાજની રંગભૂમિ ઉપર પણ હજારો વર્ષથી ખેલાતું આવ્યું છે. પૂજ્યપાદ જેવા દિગંબરાચાર્યો અમુક સૂત્રોનો માંસ-મત્સ્યાદિ અર્થ હોવાને કારણે એવાં સૂત્રવાળા તમામ ગ્રંથોનો ત્યાગ કરવાની સૂચના કરે છે, અથવા તો તે સૂત્રોનો એવો અર્થ કરનારાઓને શ્રુતિનિંદક કહીને પોતાના પક્ષને તેમનાથી ઊંચો સાબિત કરવા પ્રયત્ન કરે છે. દિગંબર સંપ્રદાયે શ્વેતાંબરોએ સ્વીકારેલા આગમગ્રંથોને છોડી દીધા તેનું અસલ કારણ તો જુદું જ હતું — અર્થાત્ તે ગ્રંથોમાં વસ્ત્રોનું મર્યાદિત વિધાન કરતાં વાક્યોનું હોવું. પરંતુ જો આગમોને છોડવાં જ છે, તો પછી સંભવે તેટલા બીજા દોષ લોકોની નજર સામે રજૂ કરવામાં આવે, તો પ્રાચીન પ્રચલિત આગમોને છોડી દેવાની વાત વધુ ન્યાયસંગત સાબિત કરી શકાય! ભલે ને પછી જે સંપ્રદાય એ આગમગ્રંથોને માન્ય રાખવાનો આગ્રહ રાખે છે, તે સંપ્રદાય પણ પોતાની પેઠે જ, માંસ-મત્સ્ય આદિની અખાદ્યતાને પોતાના જીવનવ્યવહારમાં તો સરખું જ સ્થાન આપતો હોય! અને અહિંસાના સિદ્ધાંતની પ્રરૂપણા અને પ્રચારની બાબતમાં તે સંપ્રદાય દિગંબર પરંપરાથી આગળ નહીં તો સમાન કક્ષાએ તો અવશ્ય છે જ.

વળી પૂજ્યપાદથી આશરે આઠસો વર્ષ બાદ એક નવો ફિરકો જૈનસંપ્રદાયમાં પેદા થયો, જે આજે સ્થાનકવાસી નામથી પ્રસિદ્ધ છે. તે ફિરકાના વ્યાખ્યાકારોએ આગમગ્રંથોમાં આવતાં માંસ-મત્સ્યાદિ સૂચક સૂત્રોનો અર્થ પોતાની વર્તમાન જીવન-પ્રણાલી અનુસાર વનસ્પતિપરક કરવાનો આગ્રહ રાખ્યો, અને શ્વેતાંબરોનાં આગમોને સ્વીકારવા છતાં તે ગ્રંથો ઉપરની પ્રાચીન શ્વેતાંબરીય ટીકાઓને માનવાનો આગ્રહ ન રાખ્યો.

એમ કરીને તે સંપ્રદાયે એમ સૂચિત કર્યું કે આગમોમાં જ્યાં કોઈ ઠેકાણે માંસમત્સ્યાદિ સૂચક સૂત્ર છે, ત્યાં બધે વનસ્પતિપરક જ અર્થ વિવક્ષિત છે, અને માંસ-મત્સ્યાદિરૂપ જે અર્થ પ્રાચીન ટીકાકારોએ કર્યો છે, તે અહિંસાના સિદ્ધાંત સાથે અસંગત હોવાને કારણે ખોટો છે. એટલું અહીં કહેતા જઈએ કે, શ્વેતાંબરોના આગમગ્રંથોમાં જે ભાગમાં મૂર્તિપૂજાના સંકેત સ્પષ્ટ છે, તે ભાગનો સ્થાનકવાસીઓ સર્વથા ત્યાગ કરે છે.

બીજી બાજુ, અહિંસાની વ્યાખ્યા અને તેની પ્રતિષ્ઠા તથા પ્રચારમાં તથા ચાલુ જીવનધોરણમાં દિગંબર તેમ જ સ્થાનકવાસી ફિરકાઓથી કોઈ પણ રીતે ઊતરતા ન હોવા છતાં શ્વેતાંબર સંપ્રદાયના વ્યાખ્યાકારોએ ખાદ્યાખાદ્ય વિષયક સૂત્રોનો માંસ-મત્સ્યપરક પ્રાચીન અર્થ અપનાવી રાખવામાં પોતાનું ગૌરવ જ માન્યું. એમ કરવામાં જૈનેતર તરફથી કે સમાન બંધુ-ફિરકાઓ તરફથી હજાર હજાર આક્ષેપ સાંભળવા તથા સહેવા પડ્યા, પરંતુ તેમણે તેની પરવા ન કરી.

હવે આપણે વિચાર કરીએ તો જણાશે કે, સૂત્રોની રચનાને સમયે રચનાકારને વનસ્પતિ અને માંસ આદિ બંને અર્થ અભિપ્રેત હોય એ તો માની શકાય તેવું જ નથી. નિશ્ચિત અર્થનો બોધ કરાવનારાં સૂત્ર પરસ્પર વિરોધી એવા બે અર્થોનો બોધ કરાવે અને જિજ્ઞાસુઓને સંશય અથવા ભ્રમમાં નાખે એ તો સંભવિત જ નથી તો પછી એમ જ માનવું જોઈએ કે સૂત્રોની રચનાને સમયે એ સૂત્રોનો કોઈ એક જ અર્થ સૂત્રકારને અભિપ્રેત હતો. હવે જો આપણે એમ માનીએ કે રચનાને સમયે સૂત્રોનો વનસ્પતિપરક અર્થ હતો, તો નાછૂટકે આપણે એ માનવું પડે કે, માંસ-મત્સ્યાદિરૂપ અર્થ પાછળથી કરવામાં આવ્યો. એ સ્થિતિમાં નિર્ગ્રંથસંઘની બાબતમાં આપણે એ તપાસવું જોઈએ કે, શું એવી કોઈ અવસ્થા આવી હતી, કે જ્યારે આપત્તિવશાત્ નિર્ગ્રંથસંઘ માંસમત્સ્યાદિનો પણ સ્વીકાર કરવા લાગ્યો હોય, અને તેનું સમર્થન એ જ સૂત્રો વડે કરતો હોય? ઇતિહાસ કહે છે કે, નિર્ગ્રંથસંઘમાં કોઈ એવો નાનોમોટો વિભાગ નથી થયો કે જેણે આપત્તિકાળમાં કરેલા માંસ-મત્સ્યાદિના સ્વીકારનું સમર્થન વનસ્પતિબોધક સૂત્રોનો માંસ-મત્સ્યાદિ અર્થ કરીને કર્યું હોય. અલબત્ત, નિર્ગ્રંથસંઘના લાંબા ઇતિહાસમાં આપત્તિ અને અપવાદના હજારો પ્રસંગ આવ્યા છે, પણ કોઈ નિર્ગ્રંથ વિભાગે અપવાદરૂપ સ્થિતિનું સમર્થન કરવા માટે પોતાના મૂળ સિદ્ધાંત અહિંસાથી દૂર જઈ, સૂત્રોનો બિલકુલ વિરુદ્ધ અર્થ નથી કર્યો બધા નિર્ગ્રંથો અપવાદનું અપવાદરૂપે જુદું જ વર્ણન કરે છે. તેની સાબિતી છેદસૂત્રોમાં પગલે પગલે મળે છે. નિર્ગ્રંથસંઘનું બંધારણ પણ એવું જ રહ્યું છે કે, કોઈ એવા વિકૃત અર્થને સૂત્રોની વ્યાખ્યામાં પાછળથી સ્થાન આપે, તો તે નિર્ગ્રંથસંઘનું અંગ જ રહી ન શકે. તો પછી એમ જ માનવું પડે છે કે, રચનાકાળમાં સૂત્રોનો અસલ અર્થ તો માંસ-મત્સ્ય હતો, અને પછીથી વનસ્પતિ અર્થ પણ કરાવા લાગ્યો. એમ કેમ થવા લાગ્યું, એ હવે આપણે જોઈએ.

નિર્ગ્રંથ-સંઘની રચનાની પ્રક્રિયા તો અનેક સૈકાં પહેલેથી ભારતવર્ષમાં ધીરે ધીરે પણ સતત ચાલુ હતી. એ પ્રક્રિયાનો મુખ્ય આધાર અહિંસા, સંયમ અને તપ[1] એ જ પહેલેથી રહ્યો છે. અનેક નાની-મોટી જાતિઓ તથા છૂટક છૂટક વ્યક્તિઓ એ આધારથી ખેંચાઈને નિર્ગ્રંથસંઘમાં જોડાતી રહી છે. જ્યારે કોઈ નવું દળ અથવા નવી વ્યક્તિ સંઘમાં પ્રવેશ કરે છે, ત્યારે તેને માટે એ સંક્રાંતિકાળ હોય છે. સંઘમાં સ્થિર થયેલાં દળ તથા વ્યક્તિઓ, અને સંઘમાં નવો પ્રવેશ કરનારાં દળ તથા વ્યક્તિઓ વચ્ચે અમુક સમય સુધી આહાર-વિહારાદિમાં થોડો-ઘણો ફરક રહેવો અનિવાર્ય છે. માંસ-મત્સ્ય આદિનો વ્યવહાર કરનારી જાતિઓ અથવા વ્યક્તિઓ એકાએક નિર્ગ્રંથસંઘમાં સામેલ થતાંવેંત પોતાના બધા પુરાણા સંસ્કાર બદલી નાખે એ સર્વત્ર સંભવિત નથી. પ્રચારક નિર્ગ્રંથ તપસ્વીઓ પણ સંઘમાં ભરતી થનારી નવી જાતિઓ તથા વ્યક્તિઓના સંસ્કાર એમની રુચિ અથવા શક્તિ અનુસાર જ બદલવા ઠીક માનતા. —જેમ આજકાલના પ્રચારકો પણ પોત-પોતાના ઉદ્દેશને માટે એમ જ કરે છે.

એ સિવાય કોઈ કોઈ સાહસિક નિર્ગ્રંથ પ્રચારક નવા નવા પ્રદેશોમાં પોતાના નિરામિષ ભોજનનું તથા અહિંસાપ્રચારનું ધ્યેય લઈને જતા હતા; અને ત્યાં તેમને દૃઢ અનુયાયીઓ મળતા પહેલાં ત્યાંની ચાલુ ખાનપાનની વ્યવસ્થામાંથી જ ભિક્ષા મેળવીને ગુજારો કરવો પડતો. કદી કદી એવાં પણ રોગાદિ સંકટ ઉપસ્થિત થતાં કે જ્યારે સુવૈદ્યોની સલાહ અનુસાર નિર્ગ્રંથોને ખાનપાનમાં અપવાદમાર્ગનું પણ અવલંબન

1. धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो । दश०

કરવું પડતું. આ અથવા આવી પરિસ્થિતિઓ પ્રાચીન નિર્ગ્રંથસંઘના ઇતિહાસમાં વણવેલી છે.

પંડિતજી પછી આ ચર્ચાને અંગે પ્રાપ્ત થતા નિર્ણયોને નીચે પ્રમાણે જુદા તારવી બતાવે છે:—

૧. નિર્ગ્રંથસંઘની રચના ચાલતી હતી, તે જમાનામાં તથા અન્ય અપવાદરૂપ પ્રસંગોમાં નિર્ગ્રંથો પણ સામિષ આહાર લેતા હતા, જેના પુરાણા અવશેષ આગમોમાં રહી ગયા છે.

૨. જ્યારથી જ નિરામિષભોજી નિર્ગ્રંથસંઘની સ્થાપના થઈ ગયા બાદ એ અપવાદસ્થિતિ ન રહી, અને સર્વત્ર નિરામિષ આહાર સુલભ થઈ ગયો; પરંતુ પછીના કાળમાં નિરામિષ આહાર ગ્રહણ કરવાના આત્યંતિક આગ્રહની સાથે પ્રાચીન સામિષ આહારસૂચક સૂત્રો વિસંગત લાગવા માંડ્યાં.

૩. આ વિસંગતિનું નિવારણ કરવાની સદ્ભાવનામાંથી બીજો વનસ્પતિપરક અર્થ કરવા લાગ્યો, અને જૂનો તથા નવો એ બન્ને અર્થો એકસાથે જ સ્વીકાર પામ્યા.

૪. જ્યારે બીજાં કારણોથી નિર્ગ્રંથસંઘમાં તડ પડ્યાં, ત્યારે એક વિભાગે આગમોનો બહિષ્કાર પોકારવામાં આ માંસાહારસૂચક સૂત્રોની દલીલ પણ બીજા વિભાગ સામે તથા સામાન્ય જનતાની સામે રજૂ કરી.

૫. આ જ પદ્ધતિને અનુસરીને ૧૫મી સદીમાં ગુજરાતના લોંકાશાહે મૂર્તિપૂજાનો વિરોધ કરવા માટે પ્રાચીન આગમોમાં મળતા ચૈત્ય, પ્રતિમા, જિનગૃહ આદિ મૂર્તિસૂચક પાઠોનો અર્થ બદલી નાખ્યો, અથવા અમુક આગમગ્રંથોનો છેક જ બહિષ્કાર કર્યો.

પંડિતજીએ આ જે વસ્તુસ્થિતિ નિરૂપી છે તેને અંગે પૂરવણી રૂપે એક બે બાબતો અહીં ઉમેરવી જરૂરી લાગે છે. નિર્ગ્રંથસંઘ જો સામિષાહારના ત્યાગની ભૂમિકાથી જ શરૂ થયો હોય, તો નિર્ગ્રંથ મુનિઓ સંઘરચનાના શરૂઆતના સમયમાં પણ માત્ર નિરામિષાહારની ભિક્ષા સુલભ ન હોય તેટલા માટે જ સામિષાહારની ભિક્ષા સ્વીકારે, અથવા નવા બનતી સ્થાનને માટે શરૂઆતમાં સામિષાહારની છૂટ રાખે, એ બનવાજોગ લાગતું નથી. ઉપરાંત નિરામિષાહારના પ્રચારનું ધ્યેય લઈને નવા નવા માંસાહારી પ્રદેશોમાં જનાર સાહસિક નિર્ગ્રંથ પ્રચારક પણ, જે વસ્તુનો પોતે પ્રચાર કરવા ગયા હોય, તે જ વસ્તુનો — શરૂઆતની સ્થિતિમાં પણ — ભિક્ષામાં સ્વીકાર કરે, એ બનવાજોગ લાગતું નથી. કારણ કે, ગમે તેવા સામિષાહારી દેશકાળમાં પણ નિરામિષાહાર અમુક પ્રમાણમાં તો પહેલે દિવસથી જ મળી શકે છે. એટલે બધા ગૃહસ્થો નિરામિષાહારી થાય અને નિરામિષ ભિક્ષા ઉપલબ્ધ થવા લાગે, ત્યાં સુધી નિરામિષાહારનો પ્રચાર કરવા ગયેલા પ્રચારક પણ સામિષાહાર સ્વીકારે, એ જલ્દી માની શકાતું નથી.

તેથી, વસ્તુસ્થિતિ એવી હોય એમ લાગે છે કે, જૈન પરંપરાએ જ પ્રથમથી છએ જીવવર્ગોની હિંસાનો ત્યાગ કરવાનો ઔત્સર્ગિક નિયમ સ્વીકાર્યો. છએ જીવવર્ગો એટલે કે પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ, વનસ્પતિ, અને ત્રસ. માત્ર ત્રસ પ્રાણીઓ એટલે કે ત્રાસથી દૂર નાસી જઈ શકે એવાં (જંગમ) પ્રાણીઓમાં જીવ છે, અને તેથી તેમની હિંસા એ હિંસા છે, એમ તો ઉઘાડું દેખી શકાય છે. પરંતુ નિર્ગ્રંથપરંપરાએ જ (આચારાંગસૂત્રની ભાષામાં ૧-૧-૧૬-૭) જાહેર કર્યું કે "જેમ કોઈક આંધળા માણસને છેદે ભેદે, મારે કે ત્રાસ આપે, તો તે ન દેખતો છતો તે છેદનભેદનનું દુઃખ અનુભવે છે; તેમ પૃથ્વીને પણ, તે આંધળી છતાં, તેના ઉપર શસ્ત્રપ્રહારથી થતું દુઃખ અનુભવમાં આવે છે. જેઓ પૃથ્વીની આસક્તિને કારણે તેની હિંસા કરે છે, તેમને પોતાની આસક્તિ આડે તે હિંસાનું ભાન નથી હોતું." માટે છએ જીવવર્ગોને જાણીને તેમની હિંસા ત્યાગવી જોઈએ. પરંતુ છએ જીવવર્ગોની હિંસા કોઈ ને કોઈ પ્રમાણમાં કર્યા વિના તો જીવનધારણ જ શક્ય નથી. એટલે તેમાંથી માર્ગ કાઢવા બે બાબતો ઉપર ભાર મૂકવો જરૂરી મનાયો:—

(૧) પોતાને માટે ઉદ્દેશીને તૈયાર કરેલું અન્નપાન ન સ્વીકારવું: બીજાએ તેને પોતાને માટે તૈયાર કરેલાં ખાનપાનમાંથી વધેલી વસ્તુઓ માગી લાવીને જ જીવવું, અને (૨) એ રીતે જીવવું તે પણ ફરીથી હિંસાનું કારણ એવું આ શરીર પ્રાપ્ત ન થાય — મુક્ત થવાય, તેને લગતી સાધનાને અર્થે જ — તેમાં તલ્લીન રહીને જ. આ રીતે જીવવામાં આવે તો છએ જીવવર્ગની હિંસાથી શક્ય તેટલા પ્રમાણમાં તો પૂરેપૂરા છૂટ્યા કહેવાય.

એટલે માંસાહારના ત્યાગને જ — અર્થાત્ છ જીવવર્ગોમાંથી એક જીવવર્ગ (ત્રસ)ની હિંસામાંથી છૂટવાને જ જૈનપરંપરાએ કદી અહિંસા માની હતી, એમ કહેવું શક્ય લાગતું નથી. તેણે તો છએ જીવવર્ગોની હિંસામાંથી છૂટવાને જ અહિંસા માની હતી. તેમાંથી ધીરે ધીરે મર્યાદાઓ મુકાતાં મુકાતાં અમુક ખાદ્યપદાર્થો તો પોતાને માટે તૈયાર કરવામાં ન આવ્યા હોય તોપણ

ન જ લેવા એવો વિચાર વિકાસ પામતો ગયો, અને છેવટે ત્રસ જીવોની હિંસાના તો સદંતર ત્યાગના આચારમાં પરિણત થયો.

પંડિતજી પોતાના નિબંધમાં આગળ એ જ વસ્તુ રજૂ કરે છે. તે હવે પાછા આપણે તેમનાજ શબ્દોમાં જોઈએ. તે કહે છે :—

નિર્ગ્રંથપરંપરાનું મુખ્ય લક્ષ્ય આધ્યાત્મિક સુખની પ્રાપ્તિ છે. એને સિદ્ધ કરવા માટે તેણે અહિંસાનો આશ્રય લીધો છે. પૂર્ણ અને ઉચ્ચ કોટીની અહિંસા ત્યારે જ સિદ્ધ થઈ શકે, જ્યારે જીવનમાં કાયિક – વાચિક – માનસિક અસત્ પ્રવૃત્તિઓનું નિયંત્રણ થાય અને સત્પ્રવૃત્તિઓને વેગ આપવામાં આવે; તથા ભૌતિક સુખની લાલસા ઘટાડવાના ઉદ્દેશથી કઠોર જીવનમાર્ગ અથવા ઇંદ્રિયદમનમાર્ગનું અવલંબન લેવામાં આવે. આ દૃષ્ટિથી જ નિર્ગ્રંથપરંપરાએ સંયમ અને તપ ઉપર અધિક ભાર મૂક્યો છે. અહિંસાલક્ષી સંયમ અને તપોમય જીવન જ નિર્ગ્રંથપરંપરાનું ઔત્સર્ગિક વિધાન છે. પણ જ્યારે કોઈ આધ્યાત્મિક ધર્મ સમુદાયના જીવન-વ્યવહારમાં ઉતારવાનો આવે છે, ત્યારે અપવાદોનો પ્રવેશ અનિવાર્યરૂપે આવશ્યક બની જાય છે. જોકે, અપવાદ પણ એને જ કહેવાય કે જે તત્ત્વથી તો ઔત્સર્ગિક માર્ગનો પોષક જ હોય, કદી તેનો ઘાતક ન બને, આપવાદિક વિધાનની મદદથી જ ઔત્સર્ગિક માર્ગ વિકાસ કરી શકે છે અને બંને મળીને જ મૂળ ધ્યેયને સિદ્ધ કરી શકે છે. ઉત્સર્ગને આત્મા કહીએ, તો અપવાદોને દેહ કહેવા જોઈએ. બંનેનો એકત્રિત ઉદ્દેશ સંવાદી જીવન જીવવું એ છે.

જે નિર્ગ્રંથ મુનિ ઘરબારનું બંધન છોડીને અનગારરૂપે જીવન જીવતા હતા તેમને આધ્યાત્મિક સુખલક્ષી જીવન તો જીવવું જ હતું. પરંતુ સ્થાન, ભોજન – પાન વગેરેની મદદ વિના તે જીવન જીવી શકાય તેમ ન હતું. તેથી કરીને અહિંસા, સંયમ અને તપની ઉત્કટ પ્રતિજ્ઞાનો ઔત્સર્ગિક માર્ગ સ્વીકાર્યા છતાં પણ તેઓએ તેમાં એવા કેટલાક નિયમ બનાવી લીધા કે જેથી (દેહ-ધારણ શક્ય બને, અને છતાં) પશુ અને મનુષ્યને તો શું પણ પૃથ્વી, જલ અને વનસ્પતિ આદિના જંતુ સુધીને પણ (સીધો પોતાને નિમિત્તે) ત્રાસ ન પહોંચે.

સામિષઆહારગ્રહણ અથવા એવા બીજા અન્ય અપવાદોની લાકડીના ટેકાથી અહિંસાલક્ષી ઔત્સર્ગિક જીવનમાર્ગ ઉપર નિર્ગ્રંથ સંપ્રદાયના ઇતિહાસે કેટલે દૂર સુધી કૂચ કરી છે, તેનું સંક્ષિપ્ત ચિત્ર પણ આપણી સામે આવી જાય તો આપણે પ્રાચીન સામિષઆહાર-સૂચક સૂત્રોથી તથા તેમના અસલી અર્થોથી કોઈ પણ રીતે ગભરાવાની આવશ્યકતા ન રહે. એ કારણે હવે આપણે નિર્ગ્રંથ-સંપ્રદાય દ્વારા કરવામાં આવેલા અહિંસા-પ્રધાન પ્રચારનું તથા અહિંસક ભાવનાના વિકાસનું ટૂંકમાં અવલોકન કરીશું.

ભગવાન પાર્શ્વનાથની પહેલાં નિર્ગ્રંથપરંપરામાં યદુકુમાર નેમિનાથ થઈ ગયા છે. તેમની અર્ધ ઐતિહાસિક જીવનકથાઓમાં એક ઘટનાનો જે ઉલ્લેખ મળે છે, તેને નિર્ગ્રંથપરંપરાની અહિંસક ભાવનાનું એક સીમાચિહ્ન કહી શકાય.-લગ્નવિવાહાદિ સામાજિક ઉત્સવસમારંભોમાં જમવું – જમાડવું, અને આમોદ-પ્રમોદ કરવાનો રિવાજ તો આજ પણ ચાલુ છે. પરંતુ તે સમયમાં એવા સમારંભોમાં નાનાવિધ પશુઓનો વધ કરીને તેમના માંસ વડે જમણને આકર્ષિત બનાવવાની પ્રથા સામાન્યપણે હતી; ખાસ કરીને ક્ષત્રિયાદિ જાતિઓમાં તો એ પ્રથા વિશેષ રૂઢ હતી. એ પ્રથા અનુસાર લગ્નને નિમિત્તે થનારા ઉત્સવમાં વધ કરવા માટે એકઠાં કરવામાં આવેલાં હરણ વગેરે વિવિધ પશુઓનો આર્તનાદ સાંભળીને નેમિકુમારે લગ્નના બરાબર મોકા વખતે જ કરુણાર્દ્ર થઈને પોતાના એવા લગ્નનો સંકલ્પ જ છોડી દીધો, જેમાં એવાં પશુઓનો વધ કરીને માંસનું ખાવું–ખવરાવવું પ્રતિષ્ઠિત માનવામાં આવતું હતું. નેમિકુમારના આ કરુણામૂલક બ્રહ્મચર્યવાસની તે સમયે સમાજ પર એવી અસર પડી, તથા ધીરે ધીરે એ અસર એવી વધતી ચાલી કે, ધીરે ધીરે અનેક જાતિઓએ સામાજિક સમારંભોમાં માંસ ખાવા-ખવરાવવાની પ્રથાને જ તિલાંજલિ આપી દીધી. સંભવતઃ આ જ એવી પહેલી ઘટના છે જે સામાજિક વ્યવહારોમાં અહિંસાનો ચીલો પડ્યાની સૂચક છે. નેમિકુમાર યાદવશિરોમણિ દેવકીનંદન કૃષ્ણના નાના ભાઈ હતા. એમ જણાય છે કે, આ કારણથી દ્વારકા અને મથુરાનાં યાદવો ઉપર તે વિષે સારી અસર પડી.

ઇતિહાસકાળમાં ભગવાન પાર્શ્વનાથનું સ્થાન છે. તેમના જીવનચરિત્ર ઉપરથી જણાય છે કે, તેમણે અહિંસાની ભાવનાને વિકસિત કરવા માટે એક બીજું જ પગલું ભર્યું. પંચાગ્નિ જેવી તામસ તપસ્યાઓમાં સ્થૂલ-સૂક્ષ્મ પ્રાણીઓનો વિચાર કર્યા વિના જ આગ સળગાવવાની પ્રથા હતી, જેથી કોઈ કોઈ વાર લાકડાં સાથે અન્ય પ્રાણી પણ સળગી જતાં હતાં. કાશીરાજ અશ્વપતિના પુત્ર પાર્શ્વનાથે એવી હિંસાજનક તપસ્યાનો ઘોર વિરોધ કર્યો અને ધર્મક્ષેત્રમાં અવિવેકથી થતી હિંસાના ત્યાગ તરફ લોકમત તૈયાર કર્યો. પાર્શ્વનાથ દ્વારા પુષ્ટ કરવામાં આવેલી ભાવના નિર્ગ્રંથ જ્ઞાતપુત્ર મહાવીરને વારસામાં મળી. તેમણે યજ્ઞયાગાદિ જેવાં ધર્મનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં થતી હિંસાનો તથાગત બુદ્ધની પેઠે આત્યંતિક વિરોધ કર્યો અને ધર્મના પ્રદેશમાં અહિંસાની એટલી અધિક પ્રતિષ્ઠા કરી કે, ત્યારબાદ તો અહિંસા જ ભારતીય ધર્મોનો પ્રાણ બની ગઈ. અશોકના પૌત્ર સંપ્રતિએ પોતાના પિતામહના અહિંસક સંસ્કારના વારસાને આર્ય સુહસ્તિની છત્રછાયામાં વળી વિશેષ સમૃદ્ધ કર્યો. સંપ્રતિએ કેવળ પોતાને અધીન રાજ્યપ્રદેશોમાં જ નહીં, બલ્કે પોતાના રાજ્યની સીમાની બહાર પણ — જ્યાં અહિંસામૂલક જીવનવ્યવહારનું નામ પણ ન હતુ — અહિંસાની ભાવનાનો ફેલાવ કર્યો.

આચાર્ય હેમચંદ્રે ગુર્જરપતિ પરમ માહેશ્વર સિદ્ધરાજને પણ મોટા પ્રમાણમાં અહિંસાની ભાવનાથી પ્રભાવિત કર્યો. એનુ ફળ અનેક દિશાઓમાં સારું આવ્યું. અનેક દેવદેવીઓ સમક્ષ ખાસખાસ પર્વો ઉપર થતી હિંસા અટકી ગઈ. કુમારપાલની 'અમારિ-ઘોષણા' તો એટલી લોકપ્રિય બની કે, પછીના અનેક નિર્ગ્રંથ અને તેમના અનેક ગૃહસ્થ શિષ્ય એ જાતની "હંમેશાં નહીં તો કેટલીક ખાસ-ખાસ તિથિઓ ઉપર સમગ્ર પ્રજાવર્ગમાં પશુમાત્રની હિંસા ન કરવાની" ઘોષણાના પ્રચારને પોતાના જીવનનું ધ્યેય બનાવીને જ કામ કરવા લાગ્યા. તથા એવી હિંસા રોકવાના વ્યાપક આંદોલનનો એક ચીલો પડી ગયો. અને ઇતિહાસ આપણને ચોખ્ખું બતાવી આપે છે કે, વૈષ્ણવાદિક અનેક વૈદિકપરંપરાઓની અહિંસામૂલક ધર્મવૃત્તિમાં નિર્ગ્રંથસંપ્રદાયનો થોડોવત્તો પ્રભાવ અવશ્ય કામ કરી રહ્યો છે.

આ પછી પંડિતજી વૈદિક તેમ જ બૌદ્ધપરંપરાઓમાંથી ઉદાહરણો આપીને બતાવે છે કે, પહેલાં ખાસ માંસત્યાગી નહીં એવી આ બે પરંપરાઓમાં પણ, પછીના સમયમાં માંસાહારના ત્યાગની ભાવનાનો વિકાસ થતાં, શરૂઆતનાં જમાનામાં કે જ્યારે માંસાહાર પ્રચલિત હતો તે વખતના જે ઉલ્લેખો અને વિધિઓ તેમનાં પ્રાચીન શાસ્ત્રોમાં ચાલ્યા આવેલા હતા, તેમનો જુદો નિરામિષ અર્થ કરવાનો કેવો પ્રયત્ન કરવામાં આવેલો છે. એટલું જ નહીં, પણ એ અર્થનું સમર્થન કરવા માટે પૌરાણિક ઢબની કથાઓ પણ જોડી કાઢવામાં આવી છે. [જેમ કે, મૃત્યુ પામવાને દિવસે બુદ્ધે સૂકરના બચ્ચાનુ માંસ ખાધું હતુ, એ ઉલ્લેખનો અર્થ બદલવા — તથા બુદ્ધ તે વળી માંસ ખાય, એવું સાબિત કરવા મહાયાનપરંપરાના લંકાવતાર ગ્રંથમાં (પ્રકરણ ૮મું-'માંસભક્ષણપરિવર્ત'); તેમ જ યજ્ઞમાં પશુ નહીં પણ બીજધાન્યનો હોમ કરવાનું વિધાન છે એવું સાબિત કરવા મહાભારતમાં (અશ્વમેધીયપર્વ ૯૧થી ૯૫; નકુલાખ્યાન અ૦ ૯૪ ૪૦)]

જૈનપરંપરામાં પણ આવું જ બન્યું છે, એ વસ્તુ પંડિતજીએ ભારે કુનેહપૂર્વક તથા પોતાના ગંભીર અને તલસ્પર્શી અભ્યાસના ટેકા વડે રજૂ કરેલી છે. પ્રસ્તાવનામાં તે જણાવે છે કે, "નિબંધના પૂર્વાર્ધમાં મેં સામિષ-નિરામિષના પ્રશ્નને એ કારણે છેડ્યો છે કે, તેના ઉપર વ્યાપકરૂપે તથા ઐતિહાસિક દૃષ્ટિથી ન તો આજ સુધી કોઈએ નિર્ભય વિચાર કર્યો છે, તથા ન એ પ્રશ્ન સમાજની નજરથી બહાર પણ રહ્યો છે."

ખરેખર, સૈકાથી જૈનસમાજને અવારનવાર ક્ષુબ્ધ કર્યા કરતા આ પ્રશ્નને આ રીતે ઐતિહાસિક તત્ત્વદૃષ્ટિથી સાંગોપાંગ નિર્ભયપણે ચર્ચવા બદલ પંડિતજીને ધન્યવાદ ઘટે છે. આ પ્રશ્ન કેવળ લાગણીવેડાનો નથી; એ પ્રશ્નની વાસ્તવિક સમજ ઉપર તો જૈન ધર્મની મૂળ અહિંસાભાવનાના વ્યાપક અને ઊંડા સ્વરૂપની સમજ આધાર રાખે છે. તેથી આ ચર્ચાનું મહત્ત્વ વિશેષ વધી જાય છે.

[ચાલુ] ગોપાલદાસ પટેલ

# અહિંસાધર્મી અને માનવધર્મી

સપ્ટેમ્બર, '૪૭ના 'શિ૦ સા૦' અંકમાં (પા. ૨૭૦) છપાયેલા 'અહિંસાના વિકાસનો ઇતિહાસ' લેખમાં એક નોંધમાં મેં શ્રી. શ્રીચંદ રામપુરિયાના એક પુસ્તકમાંથી નાનકડું અવતરણ ટાંક્યું છે. તેને વિષે મારી આગળ એક એ વાંધો રજૂ થયો છે કે, એ લેખક તેરાપંથી જૈન ફિરકાના છે અને એમનો મત સર્વ જૈનોને માન્ય નથી; માટે મારે એ નોંધનો વિચાર જૈન ધર્મને લાગુ કરવો જોઈએ નહીં.

આ વાંધો રજૂ કરવામાં લેખનો ખાસ હેતુ સમજવામાં જ ભૂલ થયેલી જોઉં છું. જુદા જુદા ધર્મોએ કરેલી અહિંસાની વિવિધ વ્યાખ્યાઓ રજૂ કરવાનો આ લેખનો ઉદ્દેશ નથી. પણ અહિંસાનાં શાસ્ત્રીય વિવેચનો ગમે તેટલાં સ્થૂળ કે સૂક્ષ્મ કરવામાં આવ્યાં હોય, છતાં કયા ધર્મે અહિંસાની કઈ બાજુનું કેટલું રૂપ બહુ મોટા અંશમાં પ્રજામાં સંસ્કાર રૂપે સ્થિર કર્યું તેની પર ઊડતી નજર છે. એ રીતે બુદ્ધ, જૈન અને પુનઃપ્રસ્થાપિત વેદધર્મનો ફાળો, ખ્રિસ્તી ધર્મનો ફાળો, એમ વિવિધ ફાળાઓ દેખાડ્યા છે.

'અહિંસા' શબ્દ એની શબ્દરચના પ્રમાણે નિવૃત્તિદર્શક છે, એ મારું પોતાનું વિધાન છે. એ નિવૃત્તિનો અર્થ કેટલે સુધી જઈ શકે અને લઈ જવામાં આવ્યો છે, તેના દાખલારૂપે શ્રી. રામપુરિયાનું અવતરણ છે. એ લેખકે પોતે પણ અધિકાર ભેદથી અહિંસાનાં ગૌણ સ્વરૂપો બતાવ્યાં છે. પણ એ બધાનો ઉલ્લેખ કરવાની મારા લેખ માટે જરૂર નહોતી. પ્રાણાઘાતાત્ નિવૃત્તિઃ – કોઈ પ્રાણીને ઈજા ન કરવી એટલો 'અહિંસા'નો શબ્દાર્થ લઈએ તો તેનું સ્વરૂપ કેટલું હોય તો બસ ગણાય એ મેં એ ફકરામાં રજૂ કર્યું છે.

પણ દેખીતું છે કે, અહિંસાની સીમા એટલી સાંકડી કરવાથી સામાન્ય મનુષ્યોને વ્યવહાર કરવો જ પાલવી શકે નહીં. એ અનેક પ્રવૃત્તિઓ કરતો રહીનેયે અહિંસાધર્મી થવા પ્રયત્નશીલ હોય છે. આથી તે મૂંઝવણમાં પડે છે. તેથી પંડિતો અહિંસાની વ્યાખ્યાનો વિસ્તાર કરી કાર્યના ઉદ્દેશ, વિધિ વગેરેનો વિચાર દાખલ કરી કેવી રીતે દેખીતી અહિંસા તે હિંસા થઈ શકે અને દેખીતી હિંસા અહિંસા હોય તેના ભેદો પાડે છે. સર્વે ધર્મોના પ્રચારકોએ આવું ઘણું કરેલું છે. આમાં ઘણી વાર બુદ્ધિની અટપટી કસરત થઈ જાય છે. આવી કસરત કરવાની એક કુટેવ પણ પડી જાય છે.

વાત એ છે કે, આપણે રચેલાં સૂત્રોની જાળમાં આપણે પોતે જ ગૂંચવાઈ પડીએ છીએ. 'સત્ય કરતાં કશું પરમ નથી', 'અહિંસા જ શ્રેષ્ઠ ધર્મ છે' એવાં મોટાં સૂત્રો મહાપુરુષોએ રચ્યાં. એ સૂત્રો વધારે વ્યાપક બની ગયાં છે એમ કહેવાની કોણ હિંમત કરે! અને સત્યને કે અહિંસાને અક્ષરશઃ વળગવા જતાં ધર્મસંકટ નડે અથવા ગજા બહારની કસોટીમાં ઊતરવું પડે, એટલે બીજાનો જીવ બચાવવા, વિવાહકાળે, ઇ૦ ઇ૦ પ્રસંગે બોલેલું અસત્ય અસત્ય નથી, ધર્મયુદ્ધમાં, યજ્ઞમાં, મોટા જીવ માટે નાનાનું બળિદાન કરવામાં, પ્રજાના રક્ષણ માટે ઇ૦ ઇ૦ પ્રસંગે થયેલી હિંસા હિંસા નથી, એવા એવા ખુલાસાઓ ઉપજાવવા પડે છે. અતિ વ્યાપક સૂત્રોને બદલે જો ધર્મની વ્યાખ્યા જ એવી હોત કે, સત્ય અહિંસા ઇ૦ ઉચ્ચ ધર્મો છે; જીવનની ઉન્નતિ એ દિશામાં જ છે; પરંતુ માનવજીવન એવું વિલક્ષણ છે કે અમુક પ્રકારની પરિસ્થિતિઓમાં અસત્ય, હિંસા ઇ૦ પણ કર્તવ્યરૂપ બની જાય છે, અને તેવી રીતે તારતમ્ય વિચાર ન કરનાર ધર્માચરણનો પ્રયત્ન કરતાં છતાં કર્તવ્યભંગનો દોષ કરે છે; તો અસત્ય, હિંસા ઇ૦ ક્યારે સત્ય અહિંસા ઇ૦ કહેવાય અને સત્ય, અહિંસા ઇ૦ ક્યારે અસત્ય, હિંસા ઇ૦ કહેવાય તેની બૌદ્ધિક કસરતમાંથી ઊગરી જવાત. પણ પરંપરાગત આદતથી આપણી બુદ્ધિ જ હવે એવી થઈ છે કે આપણને તે કઠણ રસ્તે જ ચલાવવી ગમે છે.

મારા લેખ પર વાંધો રજૂ કરનાર એક ભાઈ લખે છે કે, મહાદાનેશ્વરી જગડૂ શાહે ત્રણ દુકાળમાં દુકાળિયાને મફત અનાજ પૂરું પાડ્યું, મુસલમાનો માટે મસજિદ ચણાવી, તે શું અહિંસક નહીં? કુમારપાળે કેટલાંયે મંદિરો બંધાવ્યાં અને રાજ્યના રક્ષણ માટે યુદ્ધ પણ કર્યાં, તે અને તેના ગુરુ હેમાચાર્ય શું અહિંસાધર્મી નહોતા? — આનો ઉત્તર મારે આપવાની જરૂર નથી. હું તેરાપંથી નથી કે કોઈ પંથી નથી. પણ બહુ સૂક્ષ્મ રીતે વિચારીએ તો હિંમતપૂર્વક કહેવું જ પડે કે, એ શાના 'અહિંસાધર્મી'? આખો દેશ દુકાળમાં સપડાયા છતાં એમની પાસે અનાજના ભંડારો થયા, મસજિદો કે મંદિરો ચણાવવાને ધન ભેગું થયું, રાજખટપટો કરી, એ અહિંસાની વ્યાખ્યામાં તો ન જ આવે.. પણ

જગડૂ શાહ, કુમારપાળ કે હેમાચાર્યને સ્થાને હું હોઉં તો કહું કે, 'મને હિંસાધર્મી ગણો કે અહિંસાધર્મી, તેની મને પરવા નથી. હું એવી પરિસ્થિતિમાં મુકાયો છું કે મારી પાસે અખૂટ અનાજ અને ધન પડ્યાં છે, રાજ્યરક્ષણની જવાબદારી પડી છે; તે પરિસ્થિતિમાં આ દાન અને યુદ્ધ બંને મારે માટે, મને જેટલી બુદ્ધિ મળી છે તે મર્યાદાનો વિચાર કરતાં, સ્પષ્ટ કર્તવ્યરૂપ બને છે. એ કર્તવ્યો ન બજાવું તો હું કદાચ અહિંસાધર્મી કહેવાઉં તોયે માનવધર્મી નહીં કહેવાઉં, અને મારે માટે માનવધર્મી બનવું વધારે મહત્ત્વનું છે.'

વર્ધા, ૩૧-૧૦-'૪૭ કિશોરલાલ ઘ. મશરૂવાળા

# ધર્મવાર દેશ ને ભાષાવાર પ્રાંત*

વાચકને મથાળાથી નવાઈ લાગશે. તેને થશે કે, "ધર્મવાર દેશ? એ તો અમે નથી માનતા. અને એને 'ભાષાવાર પ્રાંત' જોડે શું કામ નાથો છો? ભાષાવાર પ્રાંત તો બરોબર છે; પણ 'ધર્મવાર દેશ' તો ઠીક નથી. અને એને 'ભાષાવાર પ્રાંત' જોડે શી લેવાદેવા?"

વાંધો બરોબર છે. પરંતુ તેને એક બીજી બાજુ પણ છે: ધર્મવાર દેશ કે રાષ્ટ્ર બરોબર નીતિ નથી એમ કહીએ છીએ ખરા; પરંતુ આપણી વૃત્તિ અને માનસ જોઈએ તો ખરેખર શું જોવા મળે એમ છે? જાણે અજાણે પણ સારાંશે ધર્મવાર દેશ જ જુદો થઈ રહે એવી વૃત્તિ કે મનોદશા નથી જોવા મળતી? એ વાત ખરી કે, એ વિષે વાત નીકળે તો આપણે બુદ્ધિથી તેને પસંદ ન કરીએ, પરંતુ હૃદયભાવ તેવો નથી.

અને ભાષાવાર પ્રાંતનું શું? આ વસ્તુને માટે આપણે આદર્શ તરીકેની ભાવના કેટલાંક વરસોથી સેવી છે. તેને અમલમાં મૂકવા પણ ચાહીએ છીએ; પરંતુ તેમ કરવા જતાં જાત જાતના પ્રશ્નો પ્રગટ થાય છે, ભલી ભલી પંચાતો જાગે છે; અને તેમાં કડવા તીખા ઝઘડા પણ પ્રાંતો વચ્ચે ન જાગે એમ ભાગ્યે કોઈ કહી શકે.

એટલે કે, 'ધર્મવાર દેશ'માં બુદ્ધિ વિરોધ કરે છે, પરંતુ હૃદય વાંકું છે તેથી અમલમાં એ જ પ્રબળ રહે છે. અને 'ભાષાવાર પ્રાંત'માં મનનો ભાવ તૈયાર છે, પણ અમલ કરવા જવામાં એવી આડો ઊભી છે કે જે આપણા જ મનોભાવોમાંથી પ્રગટ થાય છે. એટલે, ઉપરના મથાળામાં આવા વિચિત્ર કોયડા પૂરતું જોડાણ તો રહેલું છે; અને એ કોયડો હિંદના આજના પ્રશ્નનો જ કોયડો છે, એમ કહીએ તો કોઈ વાંધો ન કાઢી શકે.

મથાળામાં ભેગી કરેલી બે વિસંવાદી લાગતી વાતો અંગે એક બીજી વસ્તુ તરફ પણ ધ્યાન જાય છે. 'ધર્મવાર દેશ' એ પાકિસ્તાની આદર્શ છે; અને તેને 'ભાષાવાર પ્રાંત'ની ઝાઝી પડી નથી. કદાચ એ તો આખા પાકિસ્તાનમાં એક જ બોલી ચાલુ કરવા માટેય ઇચ્છે. નહિ તો, પસ્તુ ભાષાને મુખ્ય ગણી પખ્તુનિસ્તાનને અલગ એક પાકિસ્તાની પ્રાંતનું પદ આપવામાં શું કામ ખેંચાખેંચ ત્યાં ચાલે?

'ધર્મવાર દેશ'ના આદર્શને લેવા છતાં, પાકિસ્તાન કહે છે તો એમ કે, વિધર્મી રહેવાસીઓ પણ પાકિસ્તાનના નાગરિકો તો રહી શકશે. અને કાયદે આઝમ ઝીણા તેમના છેલ્લા નિવેદનમાં પૂનાના પ્રો. ગાડગીલના મતનો હવાલો આપીને તેનું સમર્થન શોધે છે કે, આમ હોવું એ કાંઈ વિચિત્ર નથી. પ્રો. ગાડગીલનો મત મિ. ઝીણા આ પ્રમાણે ઉતારે છે —

> "ડૉ. ડી. આર. ગાડગીલ જેવા જબરા અધ્યાપક તેમના ૯મી ઑક્ટોબરના નિવેદનમાં કહે છે કે, નવા હિંદ યુનિયનને 'હિંદુ રાજ્ય' અથવા વધારે સારી રીતે જોતાં, 'હિંદુ રાષ્ટ્રીય રાજ્યોનો સમવાય' કહેવું એ જ એનું સાચું વર્ણન છે. અને તે કહે છે કે, હિંદ યુનિયનને હિંદુ રાજ્ય કહેવાથી જ તેનું આગળ-પડતું અને સૌથી સૂચક લક્ષણ વ્યક્ત થાય છે. અને વળી એ આગળ જણાવે છે કે, હિંદ યુનિયનના પ્રદેશમાં હિંદુ-પરંપરાના નહિ એવા લોકોને માટે સ્થાન ન હોય અને તેવાઓ પ્રત્યે ભેદભાવ રખાશે, એમ પણ એનો અર્થ નથી."

એટલે કે, ઝીણાસાહેબ એમ કહે છે કે, ધર્મવાર દેશનો આદર્શ મારો જ નથી, હિંદ યુનિયનનો પણ એ જ આદર્શ છે! અને એમાં સુરાજ્યના સિદ્ધાંતથી કશો દોષ નથી; કેમ કે વિધર્મી લઘુમતીઓ પણ ધર્મવાર દેશના તંત્રમાં રહી શકે છે. આ વિષે ખરેખર જોતાં, એમનો મુખ્ય આશય એમાં એટલો જ લાગે છે કે, એ આદર્શ ઉપર બંને સંસ્થાનો ચાલે; કેમ કે,

*'મુંબઈ સમાચાર'–દિવાળી અંક નિમિત્તે આ લેખ લખ્યો હતો.

તેમનાં મતે, એ રીતે જ તે ઉત્પન્ન થયાં નથી? એમ થાય તો પોતે હમેશ યુનિયનને પજવી શકે, અને પોતાને ત્યાંથી તો બિનમુસ્લિમોને લગભગ હાંકી જ કાઢવામાં આવશે, એમ ને? પછીથી પાકિસ્તાની જોરતલબી કરતા રહેવાને માટે સત્રાભર્યો સિદ્ધાંત એ જ બને કે, યુનિયનમાં જે મુસલમાનો છે તે તો પાકિસ્તાનના રાષ્ટ્રજન છે અને તેમને માટે પાકિસ્તાન સરકાર જવાબદાર રહેશે. આમ જો તત્ત્વથી ગોઠવાય તો સદાને માટે હિંદને સતાવતા રહી શકાય, કે જે નીતિ મુસ્લિમ લીગની અત્યાર સુધી રહી છે. હિંદ યુનિયન હિંદુ રાજ્ય છે એમ સ્વીકારાય તો આ વાત સીધી થઈ જાય. એટલે પાકિસ્તાન પોતાનો આદર્શ સામા ઉપર પણ ઠોકી મારવા માગે છે, અને એમાં શ્રી. ગાડગીલ જેવાનો વિચારગોટો તેને જોઈતું કામ દે છે. અસ્તુ.

હવે 'ભાષાવાર પ્રાંત'ની બાબત જુઓ તો તેને હિંદ યુનિયન આદર્શ માને છે, પણ તેના અમલમાં તે ઝટ પ્રયાણ કરી શકતું નથી. તેમ કરવાને માટે તેને અનેક વિઘ્નો ઓળંગવાનાં છે.

આમ, મથાળાના બે આદર્શો એવા છે કે હિંદના બે ભાગલાનો પડછાયો જાણે એમાં પણ ન પડ્યો હોય! પહેલો આદર્શ પાકિસ્તાને ગતિમાન કર્યો, બીજો આદર્શ કૉંગ્રેસ સેવે છે. પહેલો આદર્શ હિંદ યુનિયનને માથે ચોડવા પાકિસ્તાન મથે છે; બીજો આદર્શ સ્વાભાવિક હોવાથી પાકિસ્તાનને પજવે છે કે એનું શું કરવું? પહેલો આદર્શ હિંદમાં સૈકાથી જે સંસ્કૃતિ અને રાજ્યવ્યવસ્થા વિકસતી આવી છે તેની સામે છે; ત્યારે ઇસ્લામને તો ધર્મપ્રધાન રાજ્યથી બીજી વ્યવસ્થા સમજાતી જ નથી; અને મિ. ઝીણાએ જે રીતે પાકિસ્તાનમાં કામ લીધું છે તે જોતાં એમને ફાશીવાદી ઢબે કામ કર્યા વગર છૂટકો જ નથી. હિંદ એની તદ્દન સામે છે.

વાત એ છે કે, કોઈ વિશિષ્ટ પ્રજા અથવા રાષ્ટ્રનું ઘડતર ધર્મ, ભાષા, જાતિ, પ્રદેશ, ભૂગોળ ઇ૦ અનેક જાતનાં તત્ત્વોને એકસાથે લઈને થાય છે. એ એક ઐતિહાસિક વિકાસ છે. કોઈ પણ એક જ તત્ત્વ પરથી રાષ્ટ્ર જન્મતું નથી; એ તો એક ભાવનાનું પરિણામ હોય છે; અને એ ભાવના, અમુક પ્રદેશમાં વસતા લોકો પોતાના સમૂહ-જીવનમાં સાથે રહીને પુરુષાર્થ કરે, એમાંથી જન્મે છે અને પુષ્ટ થાય છે. તેવા સહજીવનમાં બળ અને પ્રેરણા આપનાર ઉપરનાં બધાં તત્ત્વો, એક પ્રદેશમાં સાથે રહી સમાજજીવન રચવાના સહકાર્યને જોરે, ઓતપ્રોત વણાઈને રાષ્ટ્રભાવ તૈયાર થાય છે. એટલે એ તત્ત્વોમાંથી કોઈ એકને અલગ પાડીને કે મુખ્ય ગણીને જો ચાલવામાં આવે, તો રાષ્ટ્રના કુદરતી ઘડતર ઉપર અત્યાચાર થાય છે. જોકે મનુષ્યસમાજમાં આવા અત્યાચારો થઈ શકે છે; તેનું કારણ એ છે કે, સમાજમાં પ્રબળ મનુષ્ય અવતરે તો તે તે સમાજની ભાવનાને, તેટલા વખત પૂરતી તો, અવળી સવળી ધારે તેવી તે કરી શકે છે. આવું કામ મિ. ઝીણાએ હિંદી રાષ્ટ્રના મુસલમાનોમાં કર્યું છે. પરિણામે, કૉંગ્રેસે ફ્લેલી એક હિંદસ્વરાજની ક્રાંતિમાંથી બે ક્રાંતિઓ જન્મી રહી. એક કૉંગ્રેસે ધારેલી તે, કે જે યુનિયનમાં મૂર્તિમંત કરી શકાશે; અને બીજી પાકિસ્તાનની, કે જે દ્વારા હિંદુમુસલમાનોનો ૧૮મા સૈકા અગાઉનો અધૂરો રહેલો ઇતિહાસ આટલે વરસે પાછો સજીવ બને છે. જાણે કે, ઇતિહાસની સરસ્વતી વચ્ચેના કાળના અંગ્રેજી રાજ્યરણમાં છુપાઈ ગઈ હતી, તે પાછી હવે સ્વરાજમાં પ્રગટ થઈ! આમ, અંગ્રેજોએ, અહીંથી જતા અગાઉ, એ બખેડો ખરાબમાં ખરાબ રીતે ગોઠવી દીધો અને આપણને લાચાર કરી મૂક્યા. 'રાજા કાલસ્ય કારણમ્' તે આનું નામ.

હવે ભાષાવાર પ્રાંતની વાત જોઈએ. રાષ્ટ્રને ઘડવામાં ઓતપ્રોત બનતાં અનેક તત્ત્વોમાં ભાષા, ધર્મની પેઠે, એક સાંસ્કૃતિક બળ છે; પણ તે બહુધા પ્રાદેશિક હોય છે; ધર્મ તેવો નથી હોય. ધર્મના, જાતિના અનેક ભેદો છતાં ભાષા તે બધામાં એકરૂપે હોય છે. મતલબ કે, ભાષા એ બધામાં પ્રબળ અને સમાવેશક તત્ત્વ હોય છે.

અને દરેક દેશમાં તેના વહીવટની દૃષ્ટિએ તેના અમુક ભાગો પાડવાની જરૂર હોય છે. એવા ભાગો અંગ્રેજો, એમનું રાજ્ય જેમ જેમ વધતું ગયું તેમ તેમ, તેને કબજે રાખવાના હેતુથી પાડતા ગયા. આથી કરીને તેમાં પૂર્વ ઇતિહાસની પ્રાદેશિક વ્યવસ્થા કેટલી ઊતરી, પણ બીજું કાંઈ નહિ. આ વ્યવસ્થા સ્વરાજને ન ખપે. તેથી તેનું શું કરવું? એટલે, કૉંગ્રેસે ઘણાં વરસોથી ભાષાવાર પ્રાંતની કલ્પના સેવેલી; તે આજે કાર્યક્ષેત્રમાં ઊતરવા મથે છે. તેમાં ભયસ્થાનો ઉઘાડાં છે: પહેલું તો એ કે, ભાષા એ જ જાણે પ્રાંતનો નકશો ઘડવામાં એકમાત્ર વસ્તુ હોય, એમ માનીને કેટલાક વર્તે છે.

# પ્રવાસની તૈયારીમાં શિક્ષણ

પ્રવાસ કરતાં કરતાં તો પ્રવાસીને શિક્ષણ મળે જ છે, પરંતુ શિક્ષક ધારે તો તેની તૈયારીમાંથી પણ ઘણું શિક્ષણ કાઢી શકે. ઘણી વખત આપણી મુસાફરી ઉતાવળિયા અને યોજના વગરની હોય છે. એકાદ દિવસ એકાદ શિક્ષકને તરંગ આવ્યો કે તરત મુસાફરીની ઝપાટાબંધ તૈયારી થાય, બને તેટલા વિદ્યાર્થીઓને ગમે તેમ સમજાવી ભેગા કરવામાં આવે, અને કોઈ જાણીતા શહેર કે ડુંગર તરફ ગાડી, મોટર કે પછી મિશ્ર વાહનથી લઈ જવામાં આવે. રસ્તામાં પણ કોઈ નિશ્ચિત સ્થળ તરફ જવા માટે ઉતાવળ હોય એટલે રસ્તામાં ગમે તેટલું સારું જોવાનું અગર શીખવાનું હોય તેને છોડી દેવું પડે. વળી નક્કી કરેલી જગ્યાએ પહોંચ્યા કે ત્યાંથી ફરી પાછા ઘર જવાની ઉતાવળ થાય. આ પ્રમાણે ઘણી વખત મુસાફરી માટે જ મુસાફરી આપણે કરતા હોઈએ એવું લાગ્યા વિના રહેતું નથી. પરંતુ મુસાફરીનો ચોક્કસ હેતુ જો આપણે લક્ષમાં રાખીએ તો આવી ઉતાવળ કરવાનું આપણને કદી મન ન થાય. અને એક વખત ધ્યેય ચોક્કસ થયું, એટલે પછી તો નાના નાના પ્રવાસો પણ કેળવણીના એક શ્રેષ્ઠ સાધન તરીકે આપણને લાગવા માંડશે.

બીજું, અત્યાર સુધી દૂર દૂરનાં સ્થળો જ મુસાફરીના ધ્યેય તરીકે આપણે પસંદ કરતા આવ્યા છીએ, તે એટલે સુધી કે વધારે પૈસાદાર હોય તો તે કાશ્મીર છોડીને વેનીસ જવાનું પસંદ કરે! ગાંધીજીના પુણ્ય પ્રતાપે આપણું આ દૃષ્ટિબિંદુ થોડું બદલાય છે અને આપણું મોઢું થોડું આ તરફ ફર્યું છે. આમ છતાં હજુ પણ આપણે થોડા વધારે ઘર પાસે આવવાની જરૂર છે. આપણા ગામની આજુબાજુનો અભ્યાસ કર્યા પછી જ આપણે ધીમે ધીમે આગળ વધવું જોઈએ, અને 'ઘરકા જોગી જોગટા'ની કહેવત પ્રમાણે આપણી પાસેનાં આપણાં ગામોની કિંમત ઓછી આંકવી જોઈએ નહિ. મુસાફરીનો હેતુ કેળવણી છે એમ જ્યારે આપણે માનતા થઈશું ત્યારે આ ગામડાના પ્રવાસો આપણને વધારે રસિક લાગ્યા વિના રહેવાના નથી.

એટલે પ્રવાસ દ્વારા શિક્ષણ યોજવું હોય તો તેનો પાઠ આપવાના હેતુથી, બીજા કથિતપાઠો પેઠે જ, મુસાફરીની તૈયારી પહેલાં મુસાફરીનાં ધ્યેય, સાધન વગેરે વિષે આપણા મનમાં ચોખવટ થવી જોઈએ. તો પછી મુસાફરી મૂળેથી શરૂ કરી પ્રવાસ પૂરો થયા પછીના કેટલાક દિવસો સુધી શિક્ષણનું એક અનોખું સાધન થયા વિના રહેવાનું નથી.

બીજી બધી યોજનાની પેઠે પ્રવાસયોજના પણ આપણા મનમાં અગાઉથી તૈયાર થયેલી હોવી જોઈએ. આમ થાય તો જ મુસાફરીમાંથી આપણને લાભ થાય. મુસાફરી શરૂ કરવા પહેલાં વિદ્યાર્થીઓમાં એ માટેની ઇચ્છા કુદરતી રીતે જાગવી જોઈએ અને વિદ્યાર્થીઓ પાસેથી જ જ્યારે પ્રવાસની માગણી આવે ત્યારે પ્રવાસ-યોજના કરી પ્રવાસ શરૂ કરવો જોઈએ. આ બધામાં શિક્ષક જરૂર મદદ કરે, પણ બને તેટલું કામ વિદ્યાર્થીઓને કરવા દેવામાં આવે તો મુસાફરી વધારે ફળદાયી થશે. આમ ઇચ્છા ઉત્પન્ન કરવા માટે અને સાથે સાથે એમાંથી શિક્ષણ કાઢવા માટે આપણે શું શું કરવું જોઈએ તે જોઈએ.

પ્રથમ તો આપણી સંસ્થાના પુસ્તકાલયમાં બને તેટલાં પ્રવાસવર્ણનનાં અને પ્રવાસવાર્તાનાં પુસ્તકો આપણે વસાવવાં જોઈએ. ભાષા પ્રમાણે આ પુસ્તકોના ધોરણવાર ભાગ પાડી દઈ આ પુસ્તકાલય તે તે વર્ગના વિદ્યાર્થીઓના હવાલામાં મૂકવું જોઈએ. આ પુસ્તકાલયની વ્યવસ્થાનું કામ પણ વિદ્યાર્થીઓને જ વારાફરતી સોંપવું. આમ કરવાથી પુસ્તકો નોંધવાની તથા આપવાની કળા તો એ લોકો શીખશે જ, પણ સાથે પ્રવાસનાં પુસ્તકોનાં ચિત્ર વગેરે આકર્ષક હશે તો પુસ્તકાલયનો વ્યવસ્થાપક એ તરફ વધારે ખેંચાશે.

આ ગોઠવણ પછી પણ બધા વ્યવસ્થાપકો વાંચવાના શોખીન થઈ જશે એવું કંઈ નથી. એ માટે આપણે વધારે પ્રયત્નો કરવા પડશે. ભૂગોળ, ઇતિહાસ, સામાન્ય જ્ઞાન કે પછી ચોમાસામાં વ્યાયામના સમયોમાં શિક્ષકે આ પુસ્તકાલયમાંથી વાંચતાં રસ પડે એવાં સાહસ અને વીરતાથી ભરપૂર એવાં પ્રવાસવર્ણનો વિદ્યાર્થી આગળ વાંચી તેનો એને ચટકો લગાડવો. એમ કરતાં વિદ્યાર્થીઓની જિજ્ઞાસાવૃત્તિ જાગશે. એટલે વિદ્યાર્થીઓ એ પુસ્તકો તો વાંચશે જ, પણ સાથે સાથે બીજાં પુસ્તકો પણ વાંચવાનો પ્રયત્ન કરશે, અને પરિણામે બહારનાં પુસ્તકો પણ એ લોકો વાંચવાને આકર્ષાશે. આવા વાચનથી જે ભૌગોલિક, ઐતિહાસિક અને સામાન્ય જ્ઞાન મળે છે તેને બાદ કરતાં કેળવણીનું બીજી રીતે પણ સાધન બનાવી શકાય. આ જ પુસ્તકોને ભાષાનાં પુસ્તકે,

શ્રી. માવળંકરે તથા શ્રી નરહરિભાઈએ પોતાનાં વ્યાખ્યાન હિંદુસ્તાનીમાં કર્યાં એમ જાણ્યું. આને માટે એમને અભિનંદન ઘટે છે. ઠરાવોમાં જાત જાતના વિષયોને સ્પર્શવામાં આવ્યા છે. તેમાં રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીના મહત્ત્વ વિષે અને તેને માધ્યમિક શાળાઓમાં ઘટતું સ્થાન આપવા શું કરવું, તે વિષે કેમ કશું નથી મળતું? થયેલા ઠરાવોમાં કેટલાક રસિક પ્રશ્નો ચર્ચવામાં આવ્યા છે તે વિષે આવતા અંકમાં જોઈશું.

## સ્થાનિક સંસ્થાઓ અને ગુજરાતી

ગુજરાતની સ્થાનિક સંસ્થાઓનો વહેવાર પણ કેટલોય અંગ્રેજીમાં જ ચાલે છે, તે હવે સુધરવું ન જોઈએ? આ વિષે કેમ કશું થતું નથી?—આવા પ્રશ્નો અનેક તરફથી પૂછવામાં આવે છે. આમ હવે ન ચાલે, એ સૌ કબૂલે છે; એટલે આ તો સાપ ગયાના લિસોટા હજી ચાલે છે; તેમાં આપણું આળસ અને સ્વભાષાની ભક્તિની ઓછી તીવ્રતા જ ગણાય. હું માનું છું કે, અંગ્રેજીમાં લખવામાં અમુક વટ માનનારા તો હવે કોઈ નહિ હોય. એક વાત છે કે, હવે આ સંસ્થાઓએ ગુજરાતી ટાઈપરાઈટર વાપરતા થવું જોઈએ. અને સૌથી મોટી વાત તો એ છે કે, સરકારે આ સંસ્થાઓને ગુજરાતીમાં પત્રવ્યવહાર કરવાનું જણાવવું જોઈએ. સરકાર પહેલ કરે તો આવાં કામો આગળ ચાલે એવી ખોટી ટેવ આપણને ગયા રાજ્યની પડી ગઈ છે, તેથી સરકાર પર પણ જવાબદારી રહે જ છે. અંગ્રેજીમાં પત્ર ન હોય તો, ગયા રાજ્યની પેઠે હજુ કામ મોડું થાય, વાંધા પડે, એવું તો હવે નહિ જ બની શકે, એવી પણ ખાતરી સરકારે આપવી જોઈએ. આ બાબતમાં સ્થાનિક સંસ્થાઓ અને સરકાર ધારે તો ઝટ ફેરફાર કરી શકે, અને તેથી આમ પ્રજાને ફાયદો થાય અને તેને સ્વરાજ આવ્યા જેવું પણ લાગવા માંડે.

૨૨–૧૧–'૪૭ મ.

## સં. ૨૦૦૪નાં કાર્તિકી પંચાંગો

મારી પાસે બે પંચાંગો આવ્યાં છે: એક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદનું અને બીજું, 'જન્મભૂમિ,' મુંબઈનું. બન્ને ૨૩–૨ અયનાંશનાં છે. પહેલું, અમદાવાદના અક્ષાંશ પર યોજેલું છે, બીજું મુંબઈના. અમદાવાદનો સમય મુંબઈ કરતાં લગભગ એક મિનિટ પાછળ છે. 'જન્મભૂમિ'નું પંચાંગ આકોલા પંચાંગ-સંમેલને કરેલા ઠરાવને અનુસરીને ગણેલું છે એમ જણાવવામાં આવ્યું છે; અને તે 'સર્વમાન્ય, એકમુખી અને ખગોળસિદ્ધ છે, તથા તેને ગોવર્ધન મઠના શંકરાચાર્ય અને મુંબઈના મોટા મંદિરના વલ્લભ-કુળના આચાર્યનો ટેકો છે', એવો એનો દાવો છે. બીજું 'ગ્રહલાઘવીય' છે. બન્નેનો દાવો છે કે ધર્મકાર્યો માટે તેમનું પંચાંગ પ્રમાણરૂપ ગણવા જેવું છે.

ધર્મકાર્ય માટે કે ફળજ્યોતિષ માટે શું શુદ્ધ ગણાય એ વિષે મને બહુ માહિતી નથી. પણ તિથિ–તારીખ જોવા વગેરે માટે તથા ખગોળના કાંઈક વૈજ્ઞાનિક રસની દૃષ્ટિએ મને પંચાંગોમાં રસ પડે છે. અને એ દૃષ્ટિએ પંચાંગો પંચાંગોમાં ફરક હોવો એ સામાન્ય જનતાને મૂંઝવનારી વસ્તુ છે. જ્યાં સુધી એવું છે ત્યાં સુધી તારીખ અને અંગ્રેજી માસનો જ ઉપયોગ કરવો અનિવાર્ય થાય છે. ગાંધીજી અમદાવાદ–સાબરમતી રહેવા આવ્યા પછી એમણે દેશી તિથિ વગેરે જ લખવાનું શરૂ કરેલું, અને કેટલાંક વર્ષ તે જ ટેવ રાખેલી. છેવટે એ ગોટાળો ઉત્પન્ન કરનારી લાગવાથી છોડી દેવી પડી. હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં સંવતની ગણના જુદી પડે, માસ વિષે પક્ષોનો ફરક પડે. સંવત ૨૦૦૪ના વૈશાખ વદ ૧ લખ્યું હોય તો ગુજરાતી પંચાંગ પ્રમાણે તે દિવસ ૨૩મી મે ૧૯૪૮ને દહાડે આવશે; ઉત્તર હિંદુસ્તાનના પંચાંગ પ્રમાણે તે દિવસ ૬ઠ્ઠી એપ્રિલ ૧૯૪૭ને દિવસે હતો. આ તો પ્રાંતીય ભેદો. પણ આ ગણિતના ભેદોને લીધે તિથિઓ પણ સરખી હોતી નથી; તે નીચેના કોઠા પરથી જણાશે.

| | 'જન્મભૂમિ' | 'સસ્તું સાહિત્ય' |
|---|---|---|
| કારતક વદ | ૩ ક્ષય | ૪ ક્ષય |
| માગશર સુદ | ૬ બે | ૮ બે |
| ,, ,, | ૧૪ ક્ષય | ૧૨ ક્ષય |

આમ દરેક મહિનામાં એક કે બે તિથિઓ વિષે મત-ભેદ દેખાશે. આથી તહેવારો અને વ્રતો ઠરાવવામાં મુશ્કેલીઓ આવે છે જ. ઉપરાંત આને લીધે વેપારી વર્ગ વગેરેને ચોકસાઈ માટે તિથિ સાથે વાર અને અંગ્રેજી તારીખ પણ આપ્યા વિના છૂટકો થય નહીં; અને માત્ર અંગ્રેજી તારીખ આપ્યાથી નભી શકે એમ હોવાથી, દેશીનો ઉપયોગ હવે ભુલાવા લાગ્યો છે.

ગ્રહોના સ્થાન વિષે જુદાં જુદાં પંચાંગોને લીધે ફળજ્યોતિષમાં શું મુશ્કેલી નડતી હશે તે જોશીઓ જાણે. પણ ખગોળદર્શનમાં રસ લેનારને અડચણ સ્પષ્ટ જ છે. ઉપલાં બે પંચાંગોમાં દરેક ગ્રહના અંશાત્મક આંકડા જુદા છે જ, પણ કોઈક વાર તો આખી રાશિનો ફેર છે. દા. ત. 'જન્મભૂમિ' એ શનિને ૨૬–૭–'૪૮ સુધી એકસરખો કર્ક રાશિમાં મૂકેલો છે, જ્યારે 'સસ્તા સાહિત્ય' પ્રમાણે એ ૨૭–૧૦–'૪૭થી ૧૯–૧–'૪૮ સુધી સિંહમાં અને ત્યાર પછી પાછો ૮–૭–'૪૮ સુધી કર્કમાં દેખાડ્યો છે. આનો સીધો

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये



સંપાદકમંડળ

જુગતરામ દવે — મણિભાઈ દેસાઈ
ગોપાલદાસ પટેલ — મગનભાઈ દેસાઈ (તંત્રી)
ઠાકોરભાઈ દેસાઈ — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)



વર્ષ ૬ — અંક ૧૨

ડિસેમ્બર — નવજીવન, અમદાવાદ — ૧૯૪૭

# શિક્ષણ અને સાહિત્ય

ડિસેમ્બર, ૧૯૪૭

વર્ષ ૬ અંક ૧૨

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (કુચા મહાજની, ચાંદની ચોક) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
શિક્ષણ અને સાહિત્ય,
નવજીવન કાર્યાલય,
પો. બોક્સ ૧૦૫, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૬—અંક ૧૨] અમદાવાદ [ડિસેમ્બર, ૧૯૪૭


# પ્રજાજીવનમાં ક્રાંતિનું શું?

[એક પ્રશ્નોત્તરી]

[આપણા આજના પ્રજાજીવનના પ્રવાહો પર સૂક્ષ્મ નજર રાખવા ઇચ્છતા એક અધ્યાત્મપ્રેમી ગ્રામસેવકે શ્રી. કાકાસાહેબને કેટલાક સવાલ પૂછેલા, તેના તેમણે એમને ઉત્તર લખ્યા હતા. આ પ્રશ્નો ને તેના ઉત્તરો મને 'શિ.સા.'ના વાચકોને માટે મોકલવામાં આવ્યા છે, તે વિચારપ્રેરક નીવડશે માનીને નીચે ઉતારું છું. મ.]

## પ્રશ્નો

૧. પૂ. બાપુજી પોતાના પ્રાણને હોડમાં મૂકીને બંગાળ, બિહાર અને દિલ્હીમાં હિંસાના પ્રચંડ પ્રવાહને થંભાવી રહ્યા છે. આ ક્યાં સુધી શક્ય બનશે?

૨. કોમી વેરઝેરની લાગણી હવે ગામડાંની પ્રજામાં પણ ફેલાતી જાય છે. આજ સુધી જે વાત ન હતી તે હવે નજરે પડે છે. આજ સુધી હિંદુ જનતા મુસલમાન કોમને સામાજિક તથા ધાર્મિક રીતે અલગ રાખતી તથા દબાવતી આવી છે. હવે તે રાજકીય દૃષ્ટિએ પણ તેને દબાવતી, સતાવતી અને બહિષ્કાર કરતી થઈ છે. પહેલાં બે પાપનું ફળ આજે તે ભોગવી રહી છે. બીજાનું ફળ ભવિષ્યમાં એનાથી પણ વધારે ભયંકર રૂપે ભોગવવું જ પડશે. આ વિચારથી મન બેચેન થાય છે. આને માટે શું કરવું જોઈએ?

૩. નારી જાતિને હિંદુ સમાજે આજ સુધી મિલકત્ માની રાખી છે. બીજી જડ મિલકતો પ્રમાણે જ—નહિ કે કોઈ ભવ્ય ભાવનાથી પ્રેરિત થઈને—તે સ્ત્રી જાતિની રક્ષા કરવાનો ડોળ કરે છે. અને એમાં તે હિંદુત્વનું ગૌરવ માને છે! આ ભારી ભ્રમમાંથી પ્રજા કેવી રીતે નીકળી શકશે?

૪. મને લાગે છે કે, સાચી સમાજવાદી તાલીમથી જ્યારે પ્રજામાંથી ખાનગી મિલકતની ભાવના નાબૂદ થશે, ત્યારે સ્ત્રીવિષયક મિલકત ભાવના પણ દૂર થશે અને ત્યારે જ સ્ત્રીજાતિ બંધનમુક્ત થઈ સમાન-માનવ જાતિને પ્રગતિને પંથે દોરશે. આજની ગુલામ અને વિકૃત નારીજાતિ પોતાનાં સંતાનોમાં આથી જુદો ભાવ કેવી રીતે ભરી શકે?

૫. હિન્દી જનતા આજે બે ભાગોમાં વહેંચાઈ ગઈ છે. એકનું જીવન અતિશય ગરીબીને કારણે નિરાશામય થઈને ન મરવાને વાંકે જીવે છે. જ્યારે બીજો વર્ગ અતિવિલાસિતાને કારણે કાયર બની મરણોન્મુખ છે. આનો સાચો ઉકેલ શો?

## ઉત્તરો

૧. પૂજ્ય બાપુજી પોતાના પ્રાણ હોડમાં મૂકીને હિંસાના પ્રવાહને થંભાવી રહ્યા છે એમાં ક્ષણિક સફળતા તો મળે જ છે. એ હિંસા જેટલી પ્રચંડ છે તેટલી જ આત્મઘાતી અને બેવકૂફીભરી છે એ કારણે એ થોભી જવાની જ છે. દુનિયામાં તોફાનના દિવસો ઓછા હોય છે, શાંતિના વધારે. માણસના દસ હજાર વરસના ઇતિહાસમાં તમામ યુદ્ધોએ મળીને ૧૦૦ વરસો રોક્યાં છે. બાકીના દિવસોમાં બેવકૂફ માણસે ડહાપણ કેળવી, ભલે ધીમી કે કાચબાને વેગે પણ શાંત પ્રગતિ જ કરી છે.

૨. કોમી વેરઝેરની લાગણી ગામડાં સુધી પહોંચી જવાની જ. પ્રાચીન કાળમાં ઋષિમુનિઓના પ્રચારને કારણે ગામડાનું જીવન શ્રેષ્ઠ મનાતું. 'શાકુંતલ'માં કણ્વનો શિષ્ય શહેરમાં આવતાંવેંત શહેરના વાતાવરણની નિંદા જ કરે છે—'अभ्यक्तमिव स्नातः' ઇત્યાદિ. હવે તો ગામડાંઓ શહેરનાં અનુયાયી થયાં છે. જીવનની પરસ્પરાવલંબિતા વધતી જાય છે. રસ્તાઓ, વાહનો, બજારો, વસ્તુઓ અને વ્યસનો વધતાં જ જાય છે. તો પછી કોમી વેરઝેર કેમ ન પહોંચે?

પણ હવે સામાજિક અને ધાર્મિક રીતે અલગ રહેવું અશક્ય થવાનું. દબાણ સ્વરાજ્યના દિવસોમાં

ચાલવાનું નથી. રાજકીય સંઘર્ષ હજીયે વધશે. સામાજિક અને ધાર્મિક અળગાપણામાંથી જ રાજકીય સંઘર્ષ ઉત્પન્ન થયો છે. એ સંઘર્ષ હવે અધકચરો રહેવાનો નથી. અળગાપણાની ટેવ નષ્ટ કરીને જ એ સંઘર્ષ થોભશે. હિંદુસ્તાનમાં હવે રોટી-બેટી-વ્યવહાર એટલો વધવાનો કે ઉચ્ચનીચભાવ અને સ્વપરભાવ બન્ને મોળા પડવાના, અને કાળે કરીને નષ્ટ થવાના.

માણસજાત પૂરતી જૂની છે. એનાં પાપો અને દોષો પણ જૂનાં છે. એ દોષો હોવા છતાં માણસજાત જીવતાં અને પ્રગતિ કરતાં શીખી છે. વિજ્ઞાનનાં ભૌતિક શાસ્ત્રોના આત્મઘાતી વિનિયોગમાંથી જો આપણે બચી ગયા તો સાધુસંતોની કૃપાથી માણસજાત આજના વેરઝેરમાંથી પણ ઊગરી જશે. ગુસ્સામાં આવીને ભાઈનું ખૂન કર્યા પછી ગમે તેટલો પસ્તાવો કરીએ તોયે ભાઈ જીવતો થવાનો નથી. એ જ રીતે વેરઝેરથી પેદા થયેલા યુદ્ધજ્વરના દિવસોમાં માણસજાત જો ભસ્માસુર બની આત્મહત્યા જ કરી લેશે, તો એને માટે પછી શાની આશા? પણ પછી દુનિયા ઘણી સાફ દેખાશે. (પણ દેખાશે કોને? ચંદ્રલોક પર તેટલામાં જો વસ્તી થઈ જાય તો ત્યાંના લોકોને; નહિ તો મંગળના લોકોને.)

૩. નારીજાતિને કેવળ હિંદુ સમાજે જ મિલકતની વસ્તુ નથી માની. દરેક સમાજનો જૂનો ઇતિહાસ આપણા જેટલો જ કાળો છે. નારી અબળા રહી; માતા થવાને કારણે દુર્બળ અને પરાવલંબી બની; પ્રેમાળ અને સેવાપરાયણ સ્વભાવને કારણે અહિંસાધર્મી સૌથી પ્રથમ થઈ અને પતિનિષ્ઠા અને અપત્યવાત્સલ્ય પૂરતી જ તેજસ્વિતા એણે કેળવી. તેથી એ પુરુષને અધીન રહેવા લાગી. એના સદ્‌ગુણો, દોષો અને નબળાઈઓ ત્રણે મળીને એનામાં પરાધીનતા આવી.

તમારો સવાલ તમે ધારો છો તેથીયે ઊંડો છે. કોઈ મુસલમાન હિંદુ સ્ત્રી પર અત્યાચાર કરે તો હિંદુનું લોહી ઊકળે છે. એટલા માટે નહિ કે સ્ત્રીજાતિનું અપમાન થયું, પણ એટલા માટે કે હિંદુજાતિનું અપમાન થયું, અને તેથી એ હિંદુ પોતાનો સ્વભાવ અને પોતાની સંસ્કૃતિ બન્નેની વિરુદ્ધ જઈને બદલો લેવા માટે મુસલમાન સ્ત્રી પર અત્યાચાર કરવા તૈયાર થાય છે. અને અત્યાચાર કર્યા પછી વેર બરાબર વાળ્યાનું સમાધાન માને છે. સ્ત્રીજાતિની પવિત્રતા જો હિંદુના મનમાં દૃઢમૂલ થઈ હોત તો હિંદુ સ્ત્રીના અપમાનનો બદલો એ એટલી હીન રીતે નહિ વાળત પણ બીજી રીતે વાળત; મુસલમાન સ્ત્રી પર અત્યાચાર કરતાં પોતાની મા બહેન અને દીકરીની જાતિ પર જ પોતે અત્યાચાર કરે છે અને પોતાની જાતને પણ ભ્રષ્ટ કરે છે એ એના ધ્યાનમાં આવ્યા વગર રહેત નહિ.

આ દુઃસ્થિતિનો સાચો ઇલાજ નારીજાતિની સ્વતંત્રતામાં છે. જૂના ખ્રિસ્તીઓ અને મુસલમાનો પણ એમ જ કહેતા અને માનતા કે પુરુષોને જેવો આત્મા છે તેવો સ્ત્રીઓને છે જ નહિ. જાનવરોને તો આત્મા જ નથી અને હોય તો તે અમર નથી. જેવી લાગણી અને જેવો સામાજિક આદર્શ, તેવી ફિલસૂફી. હિંદુઓનું દર્શન આના કરતાં ઉજ્જ્વળ છે. એમણે તો સ્ત્રીની સ્વતંત્રતા પ્રત્યે વિશેષ આદર બતાવવો જોઈએ.

હરિજનોને કેળવણી મળવા દે નહિ, સમાજમાં પ્રતિષ્ઠાભર્યું સ્થાન આપે નહિ, અને પછી સમાજ-શાસ્ત્રી બનીને સિદ્ધાન્ત તારવે કે એ જાતિ કુદરતે જ ઊતરતી બનાવી છે; એના જેવી સ્થિતિ સ્ત્રી વિષે થઈ છે. સાર્વભૌમ ગ્રીક તત્ત્વજ્ઞાની ઍરિસ્ટોટલ પણ માનતો હતો કે ગુલામ જેવી ઊતરતી જાતિ કુદરતે જ પેદા કરી છે. ગુલામો ગુલામ થવા માટે સરજાયા હોય છે.

૪. સમાજવાદીઓનો દાવો છે ખરો કે સમાજવાદ આવ્યે, જ્યારે ખાનગી મિલકતની સંસ્થા (પ્રથા) નાબૂદ થશે ત્યારે જ સ્ત્રીજાતિ મુક્ત થશે. એમ કહી એમણે સમાજવાદ સ્વીકારવા તરફ સ્ત્રીજાતિને લલચાવી છે ખરી. છતાં હું નથી માનતો કે સ્ત્રીજાતિની હાડમારી ખાનગી મિલકતની ભાવનામાંથી ઉત્પન્ન થઈ છે. પુરુષોના મનમાં ઐશ્વર્યભાવ, નેતાભાવ અને ગુરુભાવ હોય છે. એકલો માલિકનો ભાવ નથી હોતો કે જેને કારણે પુરુષ સ્ત્રી ઉપર અધિકાર ચલાવે છે. (તમારા આ પ્રશ્નનો પ્રારંભ તમે "મને લાગે છે"થી કર્યો છે, પણ એ સિદ્ધાન્ત તમે અનુભવ, નિરીક્ષણ કે મનનમાંથી નથી કાઢ્યો લાગતો. એ તો સમાજવાદી દલીલો વાંચી-સાંભળીને તમે અપનાવ્યો હોવો જોઈએ. સ્ત્રીજાતિ ધારે તો આજે જ બંધનમુક્ત થઈ શકે છે અને પોતાનાં સંતાનોને દોરવાનો પોતાનો જન્મસિદ્ધ હક અખત્યાર કરી શકે છે.)

૫. હિંદી જનતાના આજે એ શું બસો ભાગલા પડ્યા છે. એક તડ સાંધવા જઈએ તો બીજા દશ તડ દેખાય છે. ગરીબો અતિશય ગરીબીને કારણે નિરાશામય થયા છે એ ખરું. પણ એથી ભયાનક વસ્તુ એ છે કે, સત્યાગ્રહી થઈને મરવા તૈયાર થવું અથવા તોફાની થઈ મારવા તૈયાર થવું — આ બેમાંથી એકે તેજસ્વિતા તેઓ બતાવતા નથી.

અને વિલાસી લોકો ગમે તે જાતની પામર સ્થિતિ કબૂલ કરી પોતાની વિલાસિતા ટકાવવા માગે છે. વિલાસિતામાંથી મરણ નીપજે અથવા વહેલું આવે તો એમને વાંધો નથી.

આનો ઇલાજ તમે કહેશો — અથવા તમારા સમાજવાદી મિત્રો કહેશે — કે સંપત્તિની સમસમાન વહેંચણી કરવી એ જ છે. પણ હું માનું છું કે લોકોમાં સંયમની અને ચારિત્ર્યની પુનઃસ્થાપના કરવી એ જ સાચો ઇલાજ છે. મેં એક વાર લખ્યું હતું કે ધની લોકોમાં નૈતિક જીવનની સ્થાપના, મધ્યમવર્ગના લોકોમાં આર્થિક સુધાર અને અત્યંત ગરીબ લોકોમાં નવા ધર્મની તેજસ્વિતા — આવા આવા સુધારા થવા જોઈએ.

આમ તમારા પાંચે પ્રશ્નોનો જવાબ યથામતિ ટૂંકામાં આપ્યો છે.

૨૧-૧૧-'૪૭ કાકાના સપ્રેમ વંદેમાતરમ્

# પાયાની કેળવણી

## [ પદ્ધતિ જ કે સંસ્કૃતિનું નવસંસ્કરણ ? ]

પાયાની કેળવણીમાં ઉદ્યોગને શિક્ષણનું વાહન ગણવામાં આવ્યું છે. પરંતુ એ 'ઉદ્યોગ દ્વારા' કેળવણી વિષે હજી ઘણી ગેરસમજો રહ્યા કરે છે. ઝાકીર હુસેન સમિતિએ પાયાની કેળવણી વિષે જે વિસ્તૃત અભ્યાસક્રમ પ્રગટ કર્યો છે તેમાં પણ અસ્પષ્ટતા રહી જ છે. ગાંધીજીએ એમના લેખોમાં તો પાયાની કેળવણી વિષે ઠીક ઠીક ચોખવટો કરી છે. કેવળ ઉદ્યોગ મારફત કેળવણી આપવાનો સિદ્ધાંત રજૂ કરીને જ કંઈ ગાંધીજીએ કેળવણીની આખીયે પદ્ધતિમાં ક્રાંતિકારી દિશાપલટો નથી સૂચવ્યો. કેળવણીમાં કહેવાતા ઉદ્યોગને જ એમણે પ્રધાન સ્થાન નથી આપ્યું. 'ઉદ્યોગ' શબ્દમાં તો એમણે જીવનની સર્વ પ્રવૃત્તિઓને સમાવી દીધી છે એમ હું માનું છું. આથી જ પાયાની કેળવણીને ઉદ્યોગમય કેળવણી ન કહેતાં એને જીવનમય કેળવણી ગણવી જોઈએ. આજની કેળવણી કેવળ નિષ્ક્રિય અને નિરુદ્યમી છે એટલું જ નથી, એ કેળવણી આપણા સમગ્ર જીવનને બહુ ઓછો સ્પર્શ કરે છે. અને જ્યાં થોડોઘણો પણ સ્પર્શ આજની કેળવણી કરે છે ત્યાં પણ જીવનની વિકૃતિઓને જ અજાણતાં પણ પોષે છે અને ખીલવે છે. આજની કેળવણીમાં રહેલી નરી નિષ્ક્રિયતા અને નિરુદ્યોગી વૃત્તિને લીધે જ આજે જીવનની અનેક વિકૃતિઓ દેખાઈ આવે છે. આજના સમાજના અને આજના જગતના જે અસંખ્ય મૂંઝવનારા વિનાશકારી કોયડાઓ જગતની સર્વશ્રેષ્ઠ વિભૂતિઓને પણ ગૂંચવી રહ્યા છે અને માત કરી રહ્યા છે તે બધાની પાછળ આ જીવનની આ વિકૃતિઓ જ રહેલી છે અને એ વિકૃતિઓને આજની વિઘાતક કેળવણી અજાણતાં પણ ઠીક રીતે પોષે છે અને ખીલવે છે.

ગાંધીજીની સત્યદૃષ્ટિએ સમાજની આ વિકૃતિઓને બરાબર સમજી લીધી છે અને એમની એ સમજણમાંથી જ જીવનને વધારે સંસ્કૃત અને સાચી રીતે સમૃદ્ધ બનાવવા માટે એમણે હિન્દુસ્તાનને અને જગતને પાયાની કેળવણીની ભેટ કરી છે. પાયાની કેળવણી એ આખરે તો અહિંસાની જ કેળવણી છે; અને એમાં ગાંધીજીએ ઉદ્યોગને જે અતિ મહત્ત્વનું સ્થાન આપ્યું છે તેમાં આ અહિંસાની દૃષ્ટિ જ પૂરેપૂરી રાખેલી છે. ઉદ્યોગમાં ઇન્દ્રિયવિકાસની શક્તિ છે, એમાં કલાવૃત્તિને ખીલવવાની સામગ્રી છે, એમાં કંઈક વૈજ્ઞાનિક શક્તિનો વિકાસ થાય છે, એટલું જ કંઈ ગાંધીજીની 'ઉદ્યોગમય' કેળવણીમાં નથી રહેલું. ઝાકીર હુસેન સમિતિએ એ ઉદ્યોગની આસપાસ માહિતીજ્ઞાનના જે અનેક સમન્વયોનું ઝુંડ ઊભું કર્યું છે, એમાં ઉદ્યોગમય કેળવણીમાં રહેલી શિક્ષણશક્તિની સાર્થકતા આવી જ જાય છે એવું નથી. પાયાની કેળવણીના જ્યાં પ્રયોગો થોડાક થઈ રહ્યા છે અને હવે વધુ થશે એમાં 'ઉદ્યોગમય' કેળવણીની ઉપર જણાવેલી બધી જ બાબતો આવી જતી હશે તોપણ — મને લાગે છે કે — પાયાની કેળવણીનું કંઈક ખોખું તૈયાર થશે. પરંતુ એનો આત્મા તો એમાંથી ખોવાઈ ગયેલો જ હશે. એ પ્રયોગમાં બાળકોને ઉદ્યોગનું શાસ્ત્રીય જ્ઞાન મળ્યું હશે, એ ઉદ્યોગ દ્વારા કંઈક આર્થિક સ્વાવલંબન પણ સિદ્ધ થતું લાગશે, પેલાં સમન્વયોનાં ઝુંડો એની આસપાસ

વ્યવસ્થિત રીતે સંકળાયેલાં રહ્યાં હશે અને સમાજશાસ્ત્ર, ઇતિહાસ, વિજ્ઞાન, ભૂગોળ કે ભાષાપાંડિત્યની ઘણી માહિતીઓ વિદ્યાર્થીઓને મળતી હશે. એ બધી માહિતીના જ્ઞાનથી વિદ્યાર્થીઓની બુદ્ધિના વિકાસના આભાસ પણ જણાય. આ બધું થશે છતાં ગાંધીજીએ એમની પાયાની કેળવણીમાં જે અહિંસાની અને જીવનમય કેળવણીની વિશાળ દૃષ્ટિ રાખી છે તે જો નહિ હોય તો પાયાની કેળવણી કેળવણીની એક નવી પદ્ધતિ માત્ર જ રહી જશે. જીવનસ્પર્શી અને જીવનમય કેળવણીનું સમગ્ર વાતાવરણ પ્રગટાવી આપણા જીવનને, સમાજને અને જગતને આજની વિકૃતિઓમાંથી બચાવી લેવાની અહિંસક શક્તિ એ પાયાની કેળવણીમાંથી ભાગ્યે જ પ્રગટશે. સમાજનું નવસંસ્કરણ એમાંથી નિર્માણ નથી જ થવાનું.

જીવનમય અને જીવનસ્પર્શી અહિંસક કેળવણીની એ દૃષ્ટિ ત્યારે કઈ છે—જે પાયાની કેળવણીના પાયામાં તેમ જ એની બધી જ વિગતોમાં વ્યાપેલી રહેવી જોઈએ? એ દૃષ્ટિને જો આપણે સમજી લઈશું તો પાયાની કેળવણીમાં રહેલા 'ઉદ્યોગ'નો પણ સાચો અર્થ આપણને જડી જ જશે, પેલા સમન્વયોની સાચી સૂઝ આપણને મળી જ જશે, અને એમ થતાં જે રીતે નિર્માણ થતી કેળવણી જરૂર આજના બધા જ મૂંઝવતા પ્રશ્નોનો સાચો અહિંસક ઉપાય બતાવી દેશે. હું સમજું છું એ પ્રમાણે, જીવનમય કેળવણીની દૃષ્ટિ આ છે : આજની પોથીપંથી કેળવણીનો જ્યાં પ્રચાર થયો છે ત્યાં બધે જ ગામડામાં તેમ જ શહેરોમાં 'ભણેલા'માં નૈષ્ક્રિય, નિરુદ્યમી અને પરાવલંબી જીવનના જ સંસ્કારો (અથવા કુસંસ્કારો) ફેલાતા જાય છે. આપણા જીવનવ્યવહારની બધી જ નાનીમોટી વિગતો વિચારીએ, કે જીવનનિર્વાહનાં જે સાધનો 'ભણેલા' સ્વીકારે છે તેનો અભ્યાસ કરીએ, કે જીવનવિકાસ સાથે સંકળાયેલી ગણાતી આજની ભાવનાઓ અને ફિલસૂફીનું અવલોકન કરીએ. બધામાં જ આજે તો નીચે જણાવેલી વસ્તુઓ જ વધારે પ્રમાણમાં દેખાય છે. 'ભણેલા'નું 'કલ્ચર' (Culture) કે એમના 'સંસ્કૃત' જીવનની સાર્થકતા એ જ વસ્તુઓમાં રહેલી છે એવી માન્યતા રૂઢ થતી જાય છે.

૧. મહેનત કરવી, ઉદ્યોગમય જીવન ગાળવું એ હલકું ગણાય છે. એ 'ભણેલા' માટે નથી.

૨. આથી જ ઓછામાં ઓછી મહેનત જ્યાં કરવી પડે તે જ વ્યવહારો અને વ્યવસાયો 'ભણેલા'ને વધુ ગમે છે. જીવનના વ્યવહારોમાં કે દિનચર્યામાં નળ, બસ, વીજળી, યંત્રઘંટી, નોકર, રસોઇયો, ખેતીમાં દૂબળો અથવા રાનીપરજ-મજૂર, ધોબી કે વૉશિંગ કંપની; શરીરવિકાસમાં વૉલીબૉલ, ક્રિકેટ કે બીજી જાતની નિરુત્પાદક કસરતો, હોટેલના ખોરાક અને 'ભૂસું' બધું જ વગર મહેનતનું અથવા ઓછી મહેનતનું છે. 'ભણેલા'ને તે જ વધુ ગમતું જાય છે. કુટુંબના જીવનનિર્વાહ માટે પણ ખેડૂત, સુથાર, લુહાર, મોચી, દરજી, ભંગી કે એવા શ્રમજીવી મહેનત-મજૂરીના ધંધા ભણેલાને ગમતા નથી. જ્યારે એ ધંધામાં પડે છે ત્યારે પણ મહેનત-મજૂરી કરનારાને ચૂસવાની પદ્ધતિ શોધી કાઢી 'ફર્નિચર કંપની,' 'ટેલરિંગ દુકાન,' 'જમીનદારી' કે એવા જ વ્યવસાયોમાં ભણેલા પડે છે. એમાં એમને કશી ખાસ મહેનત નથી કરવી પડતી. પેલા કારીગરોને ભણેલા પોતાના કારખાનામાં રોકે છે. થોડી મજૂરી ચૂકવીને પછી 'ટકા' ચડાવી વગર મહેનતે ઘણું કમાવાની તરકીબ શોધી કાઢે છે. પરંતુ ભણેલાને એવા કારખાના કરતાં પણ જ્યાં મહેનત-મજૂરીનું નામનિશાન નથી એવા વ્યવસાયો તો એથીયે વધુ વધુ ગમે છે. કારકુન, વકીલ, બૅરિસ્ટર, સૉલિસિટર, ડૉક્ટર, શિક્ષક, પ્રોફેસર, અમલદાર—એ બધા આજના ભણેલાના પ્રિય અને સન્માનિત ગણાતા વ્યવસાયો ગણાય છે. એમાં મહેનત-મજૂરી જેટલી ઓછી તેટલી કમાણી વધારે. આ ઓછી મહેનતની વૃત્તિએ આજના શોષણ-ધંધાઓને જન્માવ્યા છે, વધાર્યા છે, પોષ્યા છે અને છેવટે એ શોષણમાંથી જ બધી જ હિંસા, બધી જ તકરારો, બધી જ બદીઓ, બધી જ વિકૃતિઓ જાગી છે.

૩. 'ભણેલા'ના આ વલણે પછી સમાજમાં આપણી ખખડી ગયેલી જ્ઞાતિસંસ્થાઓ કરતાં પણ વધુ ભયંકર કાતિલ અને વિષયગામી ભેદભાવની કૃત્રિમ પરંપરાઓ પ્રગટાવી છે. ભણેલા-અભણ, શ્રમજીવી-બુદ્ધિજીવી, ગરીબ-તવંગર, કારકુન-અમલદાર, નોકર-શેઠ, શિક્ષક-સાહેબ, જમીનદાર-ખેડૂત, વગેરે ભેદદર્શક નામો અને વ્યવહારોની વિકૃતિ સમાજમાં પ્રગટી ઊઠી છે. એમાં જેટલી મહેનત ઓછી તેટલી પાયરી ઊંચી, જેટલી પાયરી ઊંચી તેટલી કમાણી વધારે.

૪. ઉપર જણાવેલાં શ્રમવિરોધી શિક્ષણવર્ધક ભણેલાના 'રોગો'ને વ્યવસ્થિત સાચવવા, ફેલાવવા અને ખીલવવા માટે સમાજે કેન્દ્રિત (Centralized)

વ્યવસ્થા નિર્માણ કરી છે. એ કેન્દ્રીકરણ વ્યવસ્થાના સૌથી મોટા અને ભયંકર શાપો શિસ્ત, મુકાદમી જોહુકમી અને કૃત્રિમ નિયમબંધનો છે. મોટી સંખ્યામાં કામ કરનારા હલકી પાયરીના હોવાથી તેમની પાસે વધારે મહેનત અને ઓછી કમાણીનું કામ કરાવવા પેલા શેઠો, સાહેબો, અમલદારો અને જમીનદારો જે પ્રત્યક્ષ પરોક્ષ બંધનો અને નાની મોટી બળજોરી ઊભી કરે છે, તેમાંથી પેલા 'કાયદા' શિક્ષા અને પોલીસો અને લશ્કરો જાગે છે. આમ મહેનત-વિરોધી આજની કેળવણીએ ઊભી કરેલી અનેક વિકૃતિઓની પરંપરાના ચક્રનો વધતો જતો પરિઘ વધુ ને વધુ વ્યાપક હિંસા, કલહો, સામ્રાજ્યો અને છેવટે અણુ-બોમ્બને પણ સ્પર્શ કરવા માંડે છે. આજની કેળવણીમાં રહેલી હિંસક શક્તિ અને સામગ્રીનું આ મહાભારત છે.

આજની કેળવણીએ અને એમની સંસ્થામાં આજના 'ભણેલાઓ'એ આવું ભયંકર મહાભારત ઊભું કર્યું છે. એ મહાભારતે સદા વગરના પુરુષાર્થને હણી નાખ્યા છે, પરસ્પર સહકારની પ્રેમભાવનાને તોડી નાંખી છે, ગુરુશિષ્યના પવિત્ર સંબંધ કલુષિત કર્યાં છે, કુટુંબવાત્સલ્યનાં ઝરણાં સૂકવી નાખ્યાં છે અથવા ઝેરીલાં બનાવી દીધાં છે, આપણા ખોરાકોને બગાડી મૂક્યા છે, અને સમાજની નીતિને તો તદ્દન ચૂંથી નાખી સાવ વિકૃત બનાવી દીધી છે. એ આખી હિંસામય ભણેલાની 'સૃષ્ટિ'ને ગાંધીજી અજબ રીતે પારખી ગયા છે. એ મહારોગની સૂક્ષ્મમાં સૂક્ષ્મ ચિકિત્સા એમણે કરી લીધી છે. એથીયે વિશેષ એમણે કર્યું છે તે એ છે કે, એ રોગને જડમૂળથી દૂર કરવા એમણે આપણી આગળ શ્રમ-સંસ્કૃતિની આખીયે વિચારસરણી મૂકી છે, અને એને વ્યવહારુ અને જીવનદાયક બનાવવા રચનાત્મક પ્રવૃત્તિઓની પરંપરાઓ સમાજ આગળ મૂકી દીધી છે. એ સૌમાં પાયાની કેળવણી અને એ પાછળ રહેલી અહિંસાની વ્યાપક અને તેજસ્વી દૃષ્ટિ એ આજના જગતને ગાંધીજીની સર્વોત્તમ બક્ષિસ છે. એ અહિંસાની દૃષ્ટિના અનુસંધાનમાં જ અને એનો સંપૂર્ણ સર્વાંગી ખ્યાલ રાખીને જ એમણે ઉદ્યોગમય કેળવણી, એના સમન્વયો અને એમાં રહેલી કેળવણીની સ્વાવલંબન શક્તિની આખીયે યોજના રચી છે. શ્રમ ઉત્પાદક અને જીવનદાયી શ્રમ એક જ માનવજીવનનું મધ્યબિન્દુ છે. એમાંથી નીકળતાં અને વ્યાપક થતાં વર્તુલો જ જીવનની સાચી સંસ્કૃતિનો સૃષ્ટિ નિર્માણ કરે છે. એમાં જ અહિંસાનું પ્રેમાળ વાતાવરણ અને મંગળદાયી વિશ્વશાંતિ ખીલે છે અને પોષાય છે. પાયાની કેળવણીમાં આપણે જે કંઈ વિચારીએ તેમાં આ વ્યાપક દૃષ્ટિ કદી પણ ભુલાવી ન જોઈએ. એ દૃષ્ટિથી રંગાયેલા કેળવણીકારો જ પાયાની કેળવણી માટેના શિક્ષકોને સાચી દૃષ્ટિ આપી શકે છે. એ દૃષ્ટિથી પ્રેરાયેલા શિક્ષકો જ બાળકોની પાયાની કેળવણીમાં ઉદ્યોગ અને સમન્વયોને તેના સાચા અર્થમાં ગોઠવતા જશે.

કરાડી, ૧૯-૯-'૪૭ દિલખુશ દીવાનજી

# માનવતા પર જોખમ

યુદ્ધ અને યુદ્ધોત્તર પરિસ્થિતિએ સમાજમાં આજે એવાં બળોને વહેતાં મૂકી દીધાં છે કે એમણે પ્રજાની નીતિનો પાયો હલાવી મૂક્યો છે. વાતાવરણ એટલું તંગ બની જવા પામ્યું છે કે શાંત ચિત્તનો વિચાર આજે અદૃશ્ય થઈ ગયો છે. આથી કેટલાંક સનાતન ઉચ્ચ સત્યો વિષેની શ્રદ્ધા પણ ઘડીભર ઝાંખી પડી ગયેલી જણાય છે. અને પ્રજા ક્ષણિક આવેગમાં તણાઈ ને માનવતા જેવી માનવતાને ભૂલીને સંકુચિત વાડાઓનો વિચાર કરતી થઈ ગઈ છે.

પૈસો, સ્વાર્થ અને સત્તાએ પોતાના હાથ એટલા ફેલાવ્યા છે કે સમાજના ઉચ્ચ ગુણો લગભગ અદૃશ્ય થયેલા જણાય છે. અને કાળાં બજાર, લાંચરુશવત તથા કોમી વેરઝેરનો ભયંકર વંટોળ આજે સમાજની ચારે બાજુ ફરી વળ્યો છે. એમાંથી ઊગરવા માટેની નાવડી જીવનનાં સનાતન સત્યો વિષેની નિષ્ઠા દૃઢ કરી આપવી એ જ છે. આજે ફેલાયેલાં કાળાં બજાર, લાંચરુશવત કે કોમી વેરઝેર સામે ગમે તેટલી સખત જેહાદ પોકારવામાં આવે પણ જ્યાં સુધી પ્રજામાં ફરી પાછી માનવતા ન અવતરે ત્યાં સુધી આ બદીઓ મૂળમાંથી જવાની નથી.

પ્રજામાં માનવતાનું વહેણ વહેતુંકરવું હોય તો માનવજાતનાં સનાતન ઉચ્ચ તત્ત્વો ઉપર ફરી વળેલી રાખને ખંખેરી નાખીને ઉચ્ચ તત્ત્વો વિષેની નિષ્ઠાને જાગ્રત બનાવવી જોઈએ અને માનવતા હરી જતી હોય એવી પરિસ્થિતિને વહેલામાં વહેલી તકે બદલી કાઢવી જોઈએ. આ કાર્ય રાજ્યના અધિકારીઓ અને પ્રજાના આગેવાનોએ સાથે મળીને, ક્ષણના પણ વિલંબ વિના, કરવું જોઈએ.

બબલભાઈ મહેતા

# રૂપધ્યાનની મીમાંસા

પ્રશ્ન— જેને કોઈ સાકાર દૈવત પર ભક્તિનો પૂર્વસંસ્કાર નથી, અથવા હતો ત્યાંથી શ્રદ્ધા ઊડી ગઈ છે, પણ રૂપધ્યાનની આવશ્યકતા તો લાગે છે અને ત્યાં ભક્તિથી મન ચોંટે એમ પણ લાગે છે, તેણે કોને અથવા કઈ રીતે દૈવત પસંદ કરવું?

આપણા દેશમાં ચાર પ્રકારની પરંપરાઓ છે: (૧) ઐતિહાસિક વ્યક્તિની મૂર્તિઓની (ગુરુઓનોયે આમાં જ સમાવેશ થાય); (૨) રૂપકાત્મક દૈવતોની— ઉદા૦ શંકર, વિષ્ણુ, સૂર્ય, કાળી, ગણપતિ, દત્તાત્રેય વગેરે; (૩) કોઈ તીર્થક્ષેત્રના દૈવતની, જેવા કે, જગન્નાથ, પાંડુરંગ, શ્રીનાથજી, રણછોડરાય વગેરે; (૪) ૐ, બિંદુ, ધજા, ચક્ર વગેરે કેવળ પ્રતીકો કે ચિહ્નોની. આમાંથી કઈ નિર્દોષ કે ઓછી સદોષ સમજવી? રોમન કેથલિકમાં ક્રોસની ભક્તિ છે, તે લગભગ ચોથા પ્રકારનું દૈવત છે. મુસલમાનોએ કોઈ તેનું સાકાર સ્વરૂપ લીધું નથી; માત્ર મક્કાની દિશા જ પકડવામાં આવે છે. તેમને તેવી જરૂર કેમ નથી લાગતી? અથવા તેને લીધે તેમનામાં કેવા પ્રકારની અપૂર્ણતા રહે છે?

આ બાબતમાં એક વાત યાદ રાખવા જેવી લાગે છે તે એ કે, ઐતિહાસિક વ્યક્તિઓ કે કાલ્પનિક દેવોનાં ચરિત્રો આદર્શ અથવા અમાનુષ સ્વરૂપમાં વર્ણવેલાં હોવાથી જ તેમનામાં વિશેષ ભક્તિ પેદા થાય છે. રામાયણમાં બધા જ આદર્શ, દેવોમાં બધું જ અમાનવ, માટે તેમને વિષે માનવભાવ કે નિરાદર નથી હોતા. એ દૃષ્ટિએ અત્યુક્તિનો દોષ હોય તોયે વાસ્તવિક હકીકત કરતાં કાલ્પનિક ચરિત્રનો ભક્તિ નિર્માણ કરવામાં અધિક ઉપયોગ છે એમ લાગશે. એ પરથી શું એમ કહી શકાય કે, પ્રત્યેક યુગમાં કોઈક આદર્શરૂપ મનુષ્યનું કાલ્પનિક ચિત્ર નિર્માણ કરનારા કવિ સાકાર ભક્તિનું દૈવત જગત સામે મૂકે છે! અને તેવાં ચિત્રો વારંવાર નિર્માણ થાય તો સારું?

ઉત્તર— જેના પર સાકાર દૈવતની શ્રદ્ધાનો પૂર્વસંસ્કાર નથી, તેણે રૂપધ્યાનના પ્રયત્નમાં ખાસ પડવાનું પ્રયોજન નથી. તે જ પ્રમાણે જેની સાકાર દૈવત પરની શ્રદ્ધા ઊડી ગઈ છે, તેણે ફરીથી તેવી શ્રદ્ધા નિર્માણ કરવાનો પ્રયત્ન કરવો નહિ. દેવના સાકાર સ્વરૂપ પર શ્રદ્ધા હોય તો જ એક હદ સુધી ધ્યાનાભ્યાસમાં તે શ્રદ્ધાનો ઉપયોગ થઈ શકે છે. સામાન્યપણે ભક્તિમાર્ગી સાધકનું ધ્યેય પોતાના ઇષ્ટદેવનું દર્શન કરવાનું હોય છે. તેથી તે સ્વાભાવિકપણે જ પ્રથમથી બાહ્ય ધ્યાનના અભ્યાસથી મૂર્તિનું રૂપ ચિત્ત પર ઠસાવવાનો અને તેમાં તન્મય થવા તથા રહેવાનો પ્રયત્ન કરે છે. તે પછી તે જ મૂર્તિના અંતર્ધ્યાન પર આવે છે. અંતર્ધ્યાનમાંયે પ્રથમ સ્થૂળ રૂપને ધારણ કરી રહેલો સાધક ધીમે ધીમે સૂક્ષ્મ સ્વરૂપ પર, તેમાંથી આગળ ભાવ, ગુણ, ધર્મ, પ્રસન્નતા પર આવે છે અને તેમાંથી છેવટે શાશ્વત ચૈતન્ય પ્રત્યે જવાની તેના ધ્યાનની ગતિ થાય છે. અભ્યાસની સાથે જ તાત્ત્વિક વિચારણા ચાલુ હોય, અનુભવોનું પરીક્ષણ ચાલુ હોય, તો સાધકની વૃત્તિ ધીમે ધીમે આકારમાંથી ઓછી થતી જાય છે. જેમ જેમ પૂર્વ-કલ્પના ક્ષીણ થતી જાય છે, તેમ તેમ તેની સાથે સાથે જ તે વિષેની શ્રદ્ધા પણ વિલય પામતી જાય છે. કેટલાક સાધક કુશાગ્ર બુદ્ધિના હોય છે અને વિવેક જાણતા હોય છે. છતાં, કેવળ પરંપરા ન તૂટે, ચાલતી આવેલી શ્રદ્ધાઓ ન ડગે, અથવા શ્રદ્ધા ડગશે તો કદાચ આપણે ખોટે માર્ગે ચડી સ્વચ્છંદી કે નાસ્તિક તો નહિ થઈ જઈએ એવા અવનતિના ડરથી સત્ય-જ્ઞાન સામે ન ટકનારી ખોટી શ્રદ્ધાનેયે ચિત્તમાં જાણીજોઈને દૃઢ રાખવાનો વૃથા પ્રયત્ન કરે છે. પણ આવી સ્થિતિમાંયે પોતાના અનુભવોની— સ્વ-પ્રતીતિઓની— પહેલાં કરતાં વધારે કસીને પરીક્ષા કરવાનું તેમને સિદ્ધ થાય, પોતે પ્રયત્નપૂર્વક જે શ્રદ્ધાને જાળવી રહ્યા છે તેના ગર્ભમાં કેટલીયે કલ્પનાઓ ભરી છે એ તેમને વધતા જતા વિવેકના પ્રખર તેજમાં દેખાઈ આવે, અને કેવળ સત્યની જ શોધ તથા તેની જ ઉપાસના કરવાનું અને તે માટે સર્વસ્વનો ત્યાગ કરવાનું તેમનામાં ધૈર્ય આવે, તો તેમનીયે આકાર પરની શ્રદ્ધા ગળી પડ્યા વિના રહેતી નથી. માટે જેમને અગાઉથી જ સાકાર દૈવતનો સંસ્કાર નથી, અથવા જેની તેવી શ્રદ્ધા ઊડી ગઈ છે, તેમને તેવા પ્રયત્નમાં પડવાની જરૂર નથી.

તમે પૂછો છો, કોઈક માણસને સાકાર દેવ પરની શ્રદ્ધાનો પૂર્વસંસ્કાર હતો પણ તેની તે શ્રદ્ધા ઊડી ગઈ છે, અને રૂપધ્યાનની જરૂર તો લાગે છે તથા ત્યાં ફરી ભક્તિ થવી જોઈએ એમ પણ લાગે છે, તેણે કેવું સાકાર સ્વરૂપ પસંદ કરવું?

સાકાર સ્વરૂપ પરની શ્રદ્ધા નષ્ટ થયા પછી ત્યાં ફરીથી ભક્તિ પેદા થાય એમ લાગવું, એ પરસ્પર વિરોધી વિધાનો છે. પણ જો સાકારની શ્રદ્ધા જ્ઞાનપૂર્વક સહજ રીતે ગળી ન ગઈ હોય, પણ માત્ર તર્કવાદથી સંશયગ્રસ્ત થવાને લીધે ભાંગી કે ડામાડોળ થઈ ગઈ હોય અને ઊડી ગયા જેવી લાગતી હોય, તો તેને ફરી ભક્તિ ચોંટે તો ઠીક એવી વૃત્તિ કોઈ દિવસ થાય એ સંભવે છે. બાકી તો જ્ઞાનપૂર્વક જે વસ્તુ એક વાર આપણા ચિત્તમાંથી વિલય પામે તેની ઇચ્છા ફરી થવી શક્ય નથી. સંસ્કારનો નાશ જ્ઞાનપૂર્વક ન થાય તો જ તે સંસ્કાર ફરીથી જાગ્રત થતો હોય છે. સત્યની ઉપાસનાનો સંસ્કાર જેના ચિત્તમાં જ્ઞાનપૂર્વક ઠરયો ન હોય એવો સાધક ફરીથી સાકાર ઉપાસના પ્રત્યે વળે એવો સંભવ છે. ખરું જોતાં તો, પરંપરાગત અને જન્મથી સાકાર પરની શ્રદ્ધાના અને નવ પ્રકારની ભક્તિના સંસ્કારોથી ચિત્તમાં જે અષ્ટ સાત્ત્વિક ભાવોની વૃદ્ધિ થઈ હોય છે, સંગત, સહવાસ વગેરે અનેક નિમિત્તો તથા અનેક સાધનાઓથી વિવિધ રીતે જીવન પર્યંત ભક્તિની ભાવનાનું પોષણ થવાથી પ્રેમ તથા આનંદનો જે અનુભવ શ્રદ્ધાયુક્ત ચિત્તને થતો હોય છે, તેવો અનુભવ બુદ્ધિવાદથી શ્રદ્ધા ઊડી ગયા પછી આવી શકતો નથી.. એકાદ વસ્તુ મિથ્યા સમજાયા પછી તેથી ઉત્પન્ન થતા આનંદ, પ્રેમ વગેરે ભાવો સ્વાભાવિક રીતે જ નષ્ટ થઈ જાય છે. પણ આમ થાય તોયે પ્રેમ તથા આનંદનો ઉપભોગ લેવાની ઇચ્છા અને લેતા રહેવાની ચિત્તને પડેલી ટેવ કેવળ બૌદ્ધિક જ્ઞાનથી નાશ પામી શકતી નથી. એવી સ્થિતિમા પડેલા સાધકને પ્રેમ અને આનંદ વિનાના જીવનમાં નીરસતા લાગવા માંડે છે. કાં તો બુદ્ધિ અને વિવેકથી સમજાયેલા સત્યના નવીન સ્વરૂપનો — જ્ઞાનનો — આનંદ લેવાની તેના ચિત્તને ટેવ નથી, અથવા તે લેવાનું સધાતું નથી, અથવા અભ્યાસની ખામીને લીધે જ્ઞાનમાં પ્રગતિ થતી નથી; આથી તેનું ચિત્ત ફરી ફરી પૂર્વસંસ્કારના પ્રેમ અને આનંદની ઇચ્છા કરતું રહે છે. આવી સ્થિતિમાં શ્રદ્ધા ઊડી ગયા બાદ પણ ફરી ક્યાંક ભક્તિ નિર્માણ થાય એવી ઇચ્છા થવા સંભવ છે. આવાં કાંઈ કારણોથી સાકાર દૈવત પરની શ્રદ્ધા જેની ઊડી ગયેલી છે એવો સાધક, જેના ઉપદેશથી તે શ્રદ્ધા ઊડી ગઈ હોય તેને — એટલે પોતાના ગુરુને જ સર્વસ્વ સમજી, તેને જ પ્રત્યક્ષ સાકાર દૈવત માની, ત્યાં પોતાની ભાવનાની તૃપ્તિ શોધવા માંડે છે. આવી જાતના થોડાક સાધકો અથવા કંઈક સુધરેલા જેવા લાગતા ભાવિકો ભેગા થાય એટલે તેમાંથી સંપ્રદાય નિર્માણ થાય છે. શરીર સર્વ પ્રકારે દૃઢ અને અવ્યંગ હોય, સ્વાધીન હોય, તથા માણસને પોતાની માણસાઈ સંભાળીને વર્તવું હોય તો જે ઉપચારોની ખરેખર કદી જરૂર હોતી નથી તેવા ઉપચારો વડે તે સાધકો ગુરુના જીવતાં શરીરને તરેહતરેહના ઉપચારોથી પૂજવાની પ્રથા પાડે છે. તેમાંથી પ્રેમ, આનંદ, ભાવતૃપ્તિ લેવા માંડે છે. અને તેનો દેહાંત થયા પછી તે જ ભાવતૃપ્તિના નિમિત્ત સાધન રૂપે તેની મૂર્તિની સ્થાપના કરી, તે જ ઉપચારો ત્યાં જ ચાલુ કરી પ્રેમ, આનંદ ઇ૦નો અનુભવ લેતા રહે છે. પરંતુ આ બધી વસ્તુઓ તેની પ્રગતિને બાધક જ થાય છે. આગળ છોડી દીધેલા સાકારની પૂજાનો તે જુદી રીતે અંગીકાર કરે છે. છોડી દીધેલા ઉપચારો અને ક્રિયાકાંડ ફરીથી ચાલુ થાય છે. ભક્ત તથા અનુયાયી જેટલે અંશે વધારે વ્યવહારકુશળ હોય, તેટલા પ્રમાણમાં સંપ્રદાયનો પ્રસાર થાય છે. પરંતુ તેથી સાધકો કે અનુયાયીઓનું કે સમાજનું કશું જ કલ્યાણ થઈ શકતું નથી. માત્ર ચાલી આવેલાં દૈવતોમાં એક સાકાર દૈવતનો ઉમેરો થાય છે એટલું જ. સમાજમાં એક નવા સંપ્રદાયનો વધારો થાય છે. આ પરથી વિચાર કરતાં જણાય છે કે, જ્યાં સુધી સત્યજ્ઞાન થયું કે પચ્યું નથી ત્યાં સુધી, મનુષ્ય શું કે સમાજ શું, માત્ર બાહ્ય નિમિત્ત બદલી ફરી ફરી તેની તે જ મનઃસ્થિતિમાં આવતો હોય છે, અને તેના તે જ વૈયક્તિક અને કાલ્પનિક આનંદના ક્ષેત્રમાં રમતો રહે છે. આ બધામાં ફેરફાર થતો હોય તો તે કેવળ બાહ્ય નિમિત્તનો જ. પરંતુ તેથી વ્યક્તિ કે સમાજની પ્રગતિ થઈ શકતી નથી.

પણ આ જાતના સાધકોને તથા આ જાતની શ્રદ્ધાની દૃષ્ટિને છોડી દઈએ; તોયે તે સિવાયનાયે એવા સાધક હોય છે કે જે એકદમ સૂક્ષ્મ અંતર્ધ્યાન પર જઈ શકતા નથી અને કાંઈક પણ ઇંદ્રિયગ્રાહ્ય બાહ્ય વસ્તુની ધારણા વિના ચિત્તને એકવિધ કરવાનું સિદ્ધ કરી શકતા નથી. તેમને માટે પહેલું બાહ્ય ત્રાટક — જેવી કે નીલવર્ણ ગોળ આકૃતિ, દીવાની જ્યોત, અગ્નિ, તારો, આકાશ અથવા નાસાગ્ર દૃષ્ટિ વગેરે સાધનો ઉપયોગી થઈ શકે છે. નામ, જપ,

ધ્વનિ, શ્વાસ-ઉચ્છ્વાસનોયે એકવિધતા માટે ઉપયોગ થઈ શકે. અભ્યાસથી એક વાર એકાગ્રતા સિદ્ધ થવા માંડયા પછી બાહ્ય સાધન બદલવામાં આવે તોયે એકાગ્રતામાં બાધ આવતો નથી. સાધન જેટલું સૂક્ષ્મ હોય, તેટલો સાધક વધારે જલદી સિદ્ધિની દિશામાં જાય છે. પ્રથમ સ્થૂળ સાધન લીધું હોય તોયે જેમ જેમ વૃત્તિ એકવિધ થતી જાય છે, તેમ તેમ તે વધુ વધુ સ્થિર અને સૂક્ષ્મ થતી જાય છે. વૃત્તિની સૂક્ષ્મતામાં બાહ્ય સ્થૂળ વિષય ટકી શકતા નથી. તે આપોઆપ — એટલે કાંઈ ખાસ પ્રયત્ન વિના — ગળી પડે છે. સૂક્ષ્મ વૃત્તિમાં ધ્યાનનો વિષય પણ સૂક્ષ્મ જ થઈ જાય છે. માટે અભ્યાસનો આરંભ ગમે તે રીતે થયો હોય તોયે સાધકને આગળ પર વધારે ને વધારે સૂક્ષ્મતામાં પહોંચવું ક્રમપ્રાપ્ત જ થાય છે.

ધ્યાનાભ્યાસમાં આપણને આકારની આવશ્યકતા એટલા જ માટે લાગે છે કે તેવા પ્રકારના સંસ્કારમાં આપણે ઊછર્યાં છીએ. એક દૈવત છોડીએ, તોયે બીજું કાંઈ દૈવત હોવું જોઈએ એવું આપણને લાગે છે; અને તેથી જ પસંદગીનો પ્રશ્ન ઊઠે છે. પણ મને લાગે છે કે, દૈવત વિષે આપણામાં વસતો ભક્તિભાવ સામાન્ય રીતે પરંપરામાંથી આપણામાં ઊતરેલો છે. આપણને જે ગુણો પ્રિય લાગે છે — કેટલેક અંશે આપણામાં રહેલા હોય છે, તેવા પ્રકારના ગુણોનો ઉત્કર્ષ જેનામાં થયેલો હતો એવો આપણો મત છે, તેવી વિભૂતિના ચિંતનથી — મનનથી, તેમના ચારિત્રનો વિચાર કર્યાથી આપણી ઉન્નતિ શીઘ્ર ગતિએ થઈ શકે છે. સદ્ગુણસંપન્ન વિભૂતિના ચિંતનના અભ્યાસ સાથે જ ગુણગ્રહણનો પ્રયત્ન હોય તો જ તે અભ્યાસ યોગ્ય રીતે ચાલે છે એમ કહી શકાય. તેવા અભ્યાસ દરમ્યાન જ શુદ્ધ સત્ત્વગુણનો ઉદય તથા ઉત્કર્ષ થઈ શકે છે. પણ આ રીતે અભ્યાસ કરનારા સાધકો ક્વચિત જ જોવામાં આવે છે. આપણામાં દૈવત વિષેની શ્રદ્ધા પરંપરાના કારણે જ છે. જન્મથી અથવા તેનીયે પૂર્વેથી આપણને જેવા સંસ્કાર મળે છે, તે પ્રમાણે આવી બાબતોમાં ઘણુંખરું ચાલતા હોઈએ છીએ. પરંપરામાંથી નીકળી જઈ વિવેકથી પોતાનો માર્ગ કાઢનારા વિરલ હોય છે. બહુજનસમાજ ચાલતી આવેલી શ્રદ્ધા મુજબ જ ચાલતો હોય છે.

તુરતમાં આપણે અભ્યાસી સાધકનો જ વિચાર કરતા હોવાથી બહુજનસમાજનો વિચાર બાજુએ રાખીએ. સાધકની બાબતમાં આગળ કહેલી બાબતો યથાક્રમ થાય, કોઈ પણ પ્રકારના ભ્રમ કે સંશયમાં ન પડતાં પોતાનો માર્ગ નિર્વિઘ્નપણે પાર પડે, પોતાનો સમય વ્યર્થ બગડ્યા વિના પોતાની સર્વશક્તિનો ઉપયોગ અભ્યાસમાં થાય એમ જેની ઇચ્છા હોય, તેણે જીવનનું ધ્યેય શું, તે સિદ્ધ કરવા કેવી સાધનાની કેટલી અને કઈ રીતની જરૂર છે, તે પહેલાં બરાબર સમજી લેવું જોઈએ. ઈશ્વર-પરમેશ્વર, આત્મા-પરમાત્મા, જીવ-શિવ, સાકાર-નિરાકાર, સગુણ-નિર્ગુણ, બ્રહ્મ-પરબ્રહ્મ, અવતાર-ચમત્કાર, ભક્તિ, મુક્તિ, યોગ, જ્ઞાન, કર્મ, ધર્મ, નીતિ, કર્તવ્ય, લોક, પરલોક વગેરે વિષયોની શક્ય તેટલી વ્યવસ્થિત બૌદ્ધિક સમજણ પ્રથમ કરી લેવી. સૌથી મુખ્ય વાત પોતાની વિવેકશક્તિ તેણે વધારવી અને તેણે બધામાંથી વિવેકથી પોતાનો માર્ગ કાઢવો. યોગ્ય વિવેકદૃષ્ટિ આવ્યે તેની સમજણમાં, ભક્તિમાં, સંસ્કારોમાં, જ્ઞાનમાં, પરંપરામાં, સાધનામાં જે કાંઈ ભ્રમભરી કાલ્પનિક બાબતો હશે, જીવનના ધ્યેય સાથે જેનો કશો સંબંધ ન હોય એવું જે કાંઈ હશે, તે બધું નાશ પામશે. તેનો માર્ગ સ્પષ્ટ થશે. માર્ગ કષ્ટપ્રદ હોય તેની હરકત નહિ, તે ભ્રમયુક્ત ન હોવો જોઈએ. ધ્યેય આકર્ષક ન હોય તેની હરકત નહિ, પણ તે કાલ્પનિક ન હોવું જોઈએ આ બધી વસ્તુઓની ગડ બેસે તે માટે સાધકે પહેલેથી જ વિવેકી બનવું જોઈએ. ભ્રમ નિર્માણ થાય તેવું સાધન તેણે લેવું નહિ. તેણે દૃઢપણે ધ્યાનમાં રાખવું કે, પોતે જે સાધનનું આચરણ કરે તે તથા તેમાં થનારાં પરિણામ જીવનમાં સદૈવ ઉપયોગી થાય એવાં અને જીવનના હેતુને સિદ્ધ કરી આપવામાં અત્યંત જરૂરી અને મદદગાર હોવાં જોઈએ.

૭-૬-'૪૯ કેદારનાથ

"તરુણ પ્રત્યે આદર રાખવો જોઈએ. આપણને શી ખબર કે ભવિષ્યમાં એ આપણા જેવો નહિ થાય? એ ચાલીસ પચાસ વર્ષનો થાય, અને છતાં નામના ન મેળવે, તો પછી તેનો આદર કરવાની જરૂર નથી."

—કૉન્ફ્યૂશિયસ

# ગ્રામસેવકવર્ગના અનુભવો

ઈ. સ. ૧૯૪૫માં પૂ. ગાંધીજીએ રચનાત્મક કાર્ય કરતી પ્રમુખ સંસ્થાઓ — ચરખા સંઘ, ગોસેવા સંઘ, તાલીમી સંઘ, ગ્રામોદ્યોગ સંઘ અને હરિજન સેવક સંઘ — માટે એક સંયુક્ત સમિતિ નીમી હતી અને તેણે સમગ્ર ગ્રામસેવાની તાલીમ આપવા માટે સેવાગ્રામમાં એક વિદ્યાલય શરૂ કર્યું હતું. તે મુજબ ગુજરાતમાં પણ શ્રી. મહાદેવભાઈની સંવત્સરી (૧૫મી ઑગસ્ટ)ને દિને બોચાસણના શ્રી વલ્લભ વિદ્યાલયમાં ચરખા સંઘની મદદથી તેવું વિદ્યાલય શરૂ કરવામાં આવ્યું હતું.

આ વર્ગ અંગેની કેટલીક શિક્ષણ-રસિક માહિતી અને મહત્ત્વના અનુભવોનું તારણ તેના આચાર્યશ્રીના નિવેદનમાંથી અહીં આપ્યું છે.

**અભ્યાસક્રમ**

વર્ગનો અભ્યાસક્રમ બે વરસનો રાખવામાં આવ્યો હતો અને તેમાં મૅટ્રિક જેટલું ભણેલા હોય તથા ગ્રામ-જીવન જીવવા ઇચ્છતા હોય તેમને લેવાનું ધોરણ રાખવામાં આવ્યું હતું. વર્ગમાં પંદર વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવ્યા હતા. તેમાંથી અનુભવથી ચળાઈને છેવટે આઠ વિદ્યાર્થી સ્થિર રહ્યા હતા. તેમને ખાદી-વિદ્યાનું શાસ્ત્રીય અને પ્રત્યક્ષ જ્ઞાન, અને ગણિત, નામું, અર્થશાસ્ત્ર, ઇતિહાસ, હિન્દુસ્તાની, આરોગ્યવિજ્ઞાન જેવા વિષયોનું સામાન્યજ્ઞાન આપવામાં આવ્યું હતું. તે ઉપરાંત આજુબાજુનું વાતાવરણ, સ્વચ્છતા અને રસોઈકામ, પ્રવાસો અને રમતગમતો, દૈનિક ઉપાસના અને ધાર્મિક પુસ્તકોનું વાચન, સમૂહજીવન, અને શ્રી. રવિશંકર મહારાજનો અંગત સંપર્ક એ તેના ઘડતરની દૃષ્ટિએ ખાસ મહત્ત્વનાં હતાં. બીજી સંસ્થાઓમાં, સંભવ છે કે, ઔદ્યોગિક શિક્ષણ અને પુસ્તકિયા શિક્ષણ તેમને વધારે સારું મળી શકે. પરંતુ જીવન ઘડતરની સામગ્રી અહીં તેમને સારી મળતી હતી એમ કહી શકાય. આ તે વર્ગની વિશેષતા હતી. જોકે ઉદ્યોગ-શિક્ષણની દૃષ્ટિએ આ વર્ગના વિદ્યાર્થીઓની પ્રગતિ પણ નોંધપાત્ર હતી, તે નીચેના આંકડા ઉપરથી જોઈ શકાય છે :—

| | ઝડપ (૧ કલાકમાં) |
|---|---|
| કપાસમાંથી પૂણી | ૩ થી ૪॥ તોલા |
| મધ્યમ પીંજણ પર પૂણી | ૭ થી ૧૦॥ " |
| તુનાઈ (કપાસમાંથી સૂતર) | ૨૨૨ થી ૩૧૪ તાર (તાર = ૪ ફૂટ) |
| યરવડાચક્ર પર કાંતણ | ૩૦૦ થી ૪૫૦ તાર |

આ ઝડપ તે માટે આંકવામાં આવેલી સરેરાશ ઝડપ કરતાં વધારે છે.

દરેક વિદ્યાર્થીએ શિક્ષણ લેતાં માસિક રૂ. ૨॥ જેટલી પોતાની મહેનતમાંથી કમાણી કરી હતી અને વર્ગની કુલ કમાણી રૂ. ૫૩૬ થઈ હતી. છતાં ઉદ્યોગ-કામ ઉપરાંત વર્ગને અંગે નોંધવા જેવાં કામો તો તેની સફાઈ અને ભોજનવ્યવસ્થા તથા તેની શિષ્યવૃત્તિ વગેરેની વ્યવસ્થા છે. તે અંગેના વર્ગના અનુભવો બીજી શિક્ષણસંસ્થાઓ અને છાત્રાલયોને ઉપયોગી હોવાથી તેની વિગતો જરા વિસ્તારથી અહીં ઉતારી છે.

**સફાઈવ્યવસ્થા**

દરેક કામમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ સાથે જ રહેતા અને કોઈ પણ નોકરચાકર રાખ્યા વિના બધું કામ તેઓ જાતે કરી લેતા. ચોગાનમાં કે ખૂણેખાંચરે ક્યાંય ગંદકી ન થાય એની ખાસ સંભાળ રાખવામાં આવતી. તેથી ચાંચડ, મચ્છર કે માંકડનો મુદ્દલ ત્રાસ રહેતો નહોતો. અને તેથી માંદગીનો અનુભવ પણ ભાગ્યે જ થતો હતો. આ જાતની સ્વચ્છતા સાચવવા નીચેની વ્યવસ્થા હતી :—

૧. કાગળના કકડા કે એવી ઝટ સળગી જાય તેવી ચીજોને નક્કી કરેલા ખાડામાં ભેગી કરીને બાળી દેવામાં આવતી.

૨. બીજા કચરાને જુદા ખાડામાં એકઠો કરવામાં આવતો. અને ખાડો ભરાઈ જવા આવે ત્યારે તેને પાણીથી ભરીને પૂરી દેવામાં આવતો. તેમાંથી ત્રણ માસમાં ખાતર તૈયાર થઈ જાય પછી તેનો ખેતરમાં ઉપયોગ કરવામાં આવતો.

૩. કાચના કકડા જેવા કચરાને અવાવરુ જગ્યાએ ખાડો કરી દાટી દેવામાં આવતો.

૪. શૌચ માટે ખેતરોમાં નીકો કરીને તે ઉપર ફરતાં જાજરૂ ગોઠવવામાં આવતાં. નીકો ભરાઈ જાય એટલે બીજી જગ્યાએ નીકો કરી ખસેડવામાં આવતાં. આ રીતે વારાફરતી જમીનના ટુકડાને મળનું ઉત્તમ ખાતર મળી રહેતું.

૫ પેશાબ માટે અલગ ડોલો રાખવામાં આવતી. તેમને ગમે ત્યાં ન ઢોળતાં અમુક ઠેકાણે દાટવામાં

આવતી અગર મળ સાથે મિશ્રણ થાય એ રીતે તેની વ્યવસ્થા કરવામાં આવતી.

૬. ચોમાસામાં બિનઉપયોગી ઘાસચારાને નજીકમાં ખાડા પડ્યા હોય ત્યાં દાટીને ઉપર માટી નાળવામાં આવતી.

૭. રસોડાનાં મસોતાં, મહેમાનો માટેની ચાદરો વગેરે ગરમ પાણી અને સાબુ કે સોડામાં બાફીને નક્કી કરેલા દિવસોએ ધોવામાં આવતી અને કોઈ કોઈ વખત મહાસફાઈ રાખીને તે વખતે બધો સામાન ઊંચોનીચો કરીને બાવાં-જાળાં, અભરાઈઓ વગેરે સાફ કરવામાં આવતાં. રસોડાનાં પાંજરાં વગેરે ગરમ પાણીથી ધોઈ નાખવામાં આવતાં.

૮. પરસ્પર સહકારથી ચોપડીઓ અને ફાટેલાં તૂટેલાં કપડાં સુધારી લેવામાં આવતાં. તે જ રીતે સંચા અને કાતરથી વાળસફાઈનું કામ પણ કરી લેવામાં આવતું.

૯. નાહવા-ધોવાનું પાણી ખેતરમાં વાળીને ત્યાં કેળ, પપૈયા ઉછેરવામાં આવતાં. તે જ પ્રમાણે વાસણ ધોવાના પાણીનો પણ ઉપયોગ કરવામાં આવતો. આમ જુદી જુદી રીતે થતી ગંદકીને ખાળીને તેમાંથી ઉત્તમ ખાતર પેદા કરવામાં આવતું અને કીમતી આરોગ્ય સચવાતું હતું.

**ભોજનવ્યવસ્થા**

રસોડાનું બધું કામ હાથોહાથ કરી લેવામાં આવતું. તેથી પાકવિદ્યાની સૌને પ્રત્યક્ષ તાલીમ મળતી અને ખર્ચમાં બચાવ થતો. આજકાલ કેળવણીની સંસ્થાઓમાં માસિક રૂા. ૩૫ ની આસપાસ રસોડા-ખર્ચ આવે છે. જ્યારે અહીં વિદ્યાર્થીઓનું માસિક ભોજનખર્ચ માસિક રૂા. ૨૨-૮-૦ આવતું અને આખા વરસમાં રૂા. ૨૫૦ થી વધુ આવતું નહોતું. તેમાં રોજનું ૦॥। શેર દૂધ, ૧ તોલો ઘી, ૧॥ તોલો તેલ, ૩ તોલા ગોળ, શેર ૧)~ સાફ કરેલું અનાજ, શેર ૦॥ શાકભાજી અને રોજનાં નવટાંક મોસમી ફળફળાદિ ઉપરાંત લાકડાં, મીઠું મસાલાના ખર્ચનો સમાવેશ થાય છે.

વિદ્યાર્થી બીમાર હોય કે બહાર ગયો હોય તે વખતનો ખર્ચ થાય નહિ એટલે વિદ્યાર્થી દીઠ માસિક સરેરાશ આશરે રૂા. ૨૦ આવે છે.

**શિષ્યવૃત્તિની પદ્ધતિ**

સામાન્ય રીતે બધે એવો રિવાજ છે કે, વિદ્યાર્થીને શિષ્યવૃત્તિની અમુક રોકડ રકમ આપી દેવામાં આવે છે. પછી તેનો અંગત ખર્ચ વધુ થાય કે ઓછો તેની જવાબદારી તેને માથે રહે. એ ખર્ચ વાજબી છે કે નહિ, એની ચિંતા તેના શિક્ષકોને હોતી નથી. અહીં વિદ્યાર્થીના ખર્ચની બાબતમાં શિક્ષકો ધ્યાન રાખતા, અને વિવિધ રીતે વિદ્યાર્થીનો અંગત સંબંધ સાધવાનો પ્રયત્ન કરતા. તેને પરિણામે નોંધવા જેવું એ છે કે, વિદ્યાર્થીઓ કુટુંબીજન જેવા બન્યા હતા અને અભ્યાસ પૂરો કરીને છૂટા પડતી વખતે ઘરમાંથી એક સ્વજન જતો હોય એવો પરસ્પરભાવ થતો હતો.

વિદ્યાર્થીઓના ખર્ચને અંગે સામાન્ય રીતે નીચેનું ધોરણ રાખવામાં આવ્યું હતું:

૧. જે જરૂરિયાતની ચીજ સંસ્થા પૂરી પાડી ન શકે તે વિદ્યાર્થી પોતાના ખર્ચે લાવી શકે.

૨. તબિયતને અંગે જેને દૂધ વગેરેની વિશેષ આવશ્યકતા હશે તેને સંસ્થાના વૈદરાજની સલાહ મુજબ આપવામાં આવશે.

૩. દાખલ થતી વખતે દરેકે બે જોડ નવાં કપડાં લાવવાં જોઈએ. અધવચ કપડાં ફાટી જાય તો તેને સૂતર પેટે ખાદી આપવામાં આવશે અને દર વરસે ખાદી માટે તેને ૦॥ મણ કપાસ અને વણકરી આપવામાં આવશે.

**જવાબદારીનું શિક્ષણ**

અભ્યાસના સમય દરમિયાન વિદ્યાર્થીઓ શિક્ષકોની દેખરેખ હેઠળ નાનાં મોટાં જવાબદારીનાં કામ કરતા રહે તે માટે ખાસ ધ્યાન આપવામાં આવતું. તેમને સંસ્થાના એકેએક કામમાં વારાફરતી મૂકવામાં આવતા, જેથી તેઓ બહાર ગયા પછી નાનાં મોટાં કામો સહજ રીતે સંભાળી શકે. આમાં કોઠાર, પુસ્તકાલય અને વર્ગોની વ્યવસ્થા, માંદાની માવજત અને મહેમાન-વ્યવસ્થા, માસિક નિવેદનો તૈયાર કરવાં અને હિસાબ રાખવો, છાપાંના સમાચારનો સાર કાઢવો અને રમતગમત, ઉત્સવો વગેરેની વ્યવસ્થા કરવાનો સમાવેશ થતો હતો. વિદ્યાર્થીઓ એ રીતે વર્ગનાં, રસોડાનાં અને એવાં બીજાં જુદાં જુદાં કામોમાં સવારના ૪॥ થી રાતના ૯॥ સુધી રોકાયેલા રહેતા હતા. આ પ્રમાણે આ વર્ગમાં ઉદ્યોગશિક્ષણ

અને સામાન્ય જ્ઞાનના વર્ગો મારફત, જાતમહેનત અને સ્વાશ્રય મારફત, સ્વયંપાક અને સફાઈકામ મારફત, વાતાવરણ અને શિક્ષકોના અંગત સંપર્ક મારફત; તથા વિવિધ કામો મારફત વિદ્યાર્થીઓને ગ્રામસેવક તરીકેનું ભાથું આપવામાં આવ્યું હતું. તેમાં તેમની સામાન્ય કેળવણી પણ આવી જતી હતી, જે અન્ય કેળવણીની સંસ્થાઓએ લક્ષમાં લેવા જેવી છે.

(૧૦

# નાગરિકના મૂળભૂત હક્કો

બંધારણસભાની ત્રીજી બેઠક હિન્દની રાજકીય પ્રગતિના ઇતિહાસમાં સીમાસ્તંભરૂપે ગણાશે. એ બેઠકમાં બંધારણસભાએ નાગરિકોના મૂળભૂત હક્કોના ખરડાનો સ્વીકાર કરીને હિન્દની સમાજરચના અને રાજ્યવ્યવસ્થાના પાયામાં ધરખમ ફેરફારો કર્યા છે.

મૂળભૂત હક્કો એટલે પાયાના એ સિદ્ધાંતો કે જેનાથી કોઈ પણ સમાજના સભ્યોના જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેના, વ્યક્તિ અને સમાજ વચ્ચેના, અને વ્યક્તિ અને રાજ્ય વચ્ચેના, સંબંધો નક્કી થાય છે. મૂળભૂત હક્કો એટલે પાયાની એ ભૂમિકા, જેના ઉપર કાયદેસરના સંબંધો ખડા થાય છે. મનુષ્યજીવનને પૂર્ણ વિકાસની તક આપી એને સુખી અને સંતોષી રાખવાનું વાતાવરણ આ મૂળભૂત હક્કો પૂરું પાડે છે. કોઈ પણ સમાજ કે રાજ્યના આ મૂળભૂત હક્કો પરથી જ એ સમાજ કે રાજ્ય કેવા પ્રકારના હશે, કેટલે દરજ્જે ન્યાયી અને નિષ્પક્ષ હશે, તે આપણે નક્કી કરી શકીએ. હિન્દની બંધારણ સભાની ત્રીજી બેઠક જ્યારે મળી ત્યારે તેણે આ ઐતિહાસિક કાર્ય હાથમાં લીધું હતું.

અત્યાર સુધી બ્રિટિશ શાસન આપખુદ અને શોષક હતું. હિન્દીઓને એ રાજ્યમાં એવા કોઈ હક્કો ન હતા જેને તે છીનવી ન શકે; જે હતા તે એ રાજ્યે મહેરબાની કરીને આપેલા હતા, કેમ કે બંધારણ અને રાજ્યવ્યવસ્થાના પાયા રૂપે જ એ સ્વીકૃત ન હતા. તે બંધારણમાં રંગ, જાતિ, ધર્મ અને કોમના ભેદ બરાબર જાળવી રાખવામાં આવ્યા હતા. ટૂંકમાં, અસમાનતા અને આપખુદપણું એ બ્રિટિશ અમલના મુખ્ય ગુણો હતા.

હવે સ્વતંત્ર હિંદ માટે ઘડાતા નવા બંધારણમાં સ્વાતંત્ર્ય અને સમાનતાને નવી વ્યવસ્થાના પાયાના સિદ્ધાંતો તરીકે સ્વીકારવામાં આવ્યાં છે. કલમ ૪ અને ૭ દ્વારા જાત જાતની અસમાનતાઓ નાબૂદ કરવામાં આવી છે. ભાવી હિન્દી રાજ્ય પ્રજાજનો પ્રત્યેના વર્તાવમાં સંપૂર્ણ નિષ્પક્ષ રહેશે. કલમ ૪ પ્રમાણે, "રાજ્ય તરફથી ધર્મ, જાતિ (race), જ્ઞાતિ અથવા જાતિ (sex)ના કારણે નાગરિકો વચ્ચે ભેદભાવ ગણવામાં આવશે નહિ." આથી વર્ગ, જાતિ કે ધર્મના કારણે કોઈ વ્યક્તિ ખાસ અધિકારો કે લાભો ભોગવી શકશે નહિ.

આનો અર્થ એ થયો કે, દરેક શહેરીને હવે માત્ર એક જ મત મળશે અને મતના હક્ક માટેની લાયકાતનું ધોરણ સામાન્ય જ રહેશે. રાજકીય હક્કોની બાબતમાં સ્ત્રીપુરુષનો ભેદ નહિ રહે. સ્ત્રીઓ પણ લાયકાત મુજબ ધારાસભા, પ્રધાનમંડળ, અને બીજી કોઈ પણ જગ્યાઓએ ચૂંટાવા માટે પુરુષો જેટલી જ યોગ્ય ગણાશે.

આ એક જ કલમ સ્ત્રીઓની કાયદેસરની સ્થિતિમાં ભારે ક્રાંતિ લાવી દે છે. પશ્ચિમની સ્ત્રીઓને પોતાના રાજકીય હક્કો મેળવવા માટે મોટી લડત આપવી પડી હતી. હજી હમણાં સુધી અમુક દેશોમાં સ્ત્રીઓ આ હક્કોથી વંચિત હતી. નવા બંધારણ દ્વારા સ્ત્રીઓને સમાન રાજકીય હક્ક આપીને આપણી બંધારણ સભાએ ખૂબ પ્રગતિશીલ મનોવૃત્તિ અને દીર્ઘદૃષ્ટિ દાખવી છે. અલબત્ત, સ્ત્રીઓ તુરત જ આ મળેલા હક્કોનો પૂરેપૂરો ઉપયોગ કરતી નહિ થઈ જાય. એને થોડો વખત લાગશે. પણ એથી કાંઈ બંધારણ-સભાના આ પગલાની મહત્તા નથી ઘટતી. ભવિષ્યમાં હિન્દી સ્ત્રીઓ આ કલમને પોતાની સામાજિક અને રાજકીય સ્થિતિમાં પલટો આણનાર એક જબરા સીમાસ્તંભ તરીકે લેખશે. માત્ર મનુષ્ય હોવાના જ કારણે શક્ય તેટલી તકો સર્વને સરખી રીતે આપીને બંધારણસભાએ પોતાની ન્યાયપુરઃસરતા સાબિત કરી છે.

આ જ ન્યાયી વલણ અસ્પૃશ્યો તરફ બતાવવામાં આવ્યું છે. કલમ છઠ્ઠીથી કોઈ પણ સ્વરૂપમાં અસ્પૃશ્ય-તાના પાલનને ગેરકાયદેસર અને સજા લાયક ઠરાવ્યું છે. આ નિર્ણય પણ ઐતિહાસિક છે. સદીઓજૂનું હિંદુ ધર્મનું આ કલંક કલમની એક જ લકીરથી ધોઇ

નાખવામાં આવ્યું છે. આના પરિણામે પાંચ કરોડ મનુષ્યો જે આર્થિક, સાંસ્કૃતિક, રાજકીય અને સામાજિક અડચણો વેઠતાં હતાં—કાયદા અગર રૂઢિથી—તેને રાજ્ય માન્ય નહિ કરે, અને એનું પાલન એ ગુનો ગણાશે; વ્યવસ્થિત ત્રાસ, ધાકધમકી અથવા સામાજિક બહિષ્કારથી કોઈ અછૂતોને એમના હક્કો ભોગવતા અટકાવે તો એને સજા થશે. કાયદાની દૃષ્ટિએ અસ્પૃશ્યતાનો નાશ થશે એટલે સમાજમાનસમાંથી પણ અસ્પૃશ્યતા તરત જ ભુલાઈ જશે એવું નથી, છતાં હવે કાયદાની અને રૂઢિની અડચણો વિકાસ માટેની સમાન તકો ઝડપવાના માર્ગમાં રુકાવટ નાખશે નહિ.

કલમ ૪ ની પેટાકલમ ૩ અન્વયે, ધર્મ કે રંગ, જ્ઞાતિ કે જાતિને કારણે (૧) કોઈ પણ માણસને જાહેર ભોજનાલયો, વિશ્રાંતિગૃહો, હોટેલો, મનોરંજનનાં સ્થળોમાં જતાં રોકી શકાશે નહિ; અને તે (૨) જાહેર કૂવા, વાવ, તળાવ, જાહેર રસ્તાઓ, આરામગૃહોનો પણ તેઓ છૂટથી ઉપયોગ કરી શકશે.

આ કલમ અનુસાર યુરોપિયનો માટે પણ અલગ આરામગૃહો, રેસ્ટોરાં કે ક્લબો રાખી શકાશે નહિ.

વ્યક્તિગત સમાનતા આપ્યા છતાં રાજ્ય નિર્બળને દદ કરશે જ. દા. ત. સ્ત્રીઓ, બાળકો અને લઘુમતીને અમુક વધારાના હક્કો મળશે. કલમ ૧૨ અન્વયે, ૧૪ વર્ષ નીચેના કોઈ બાળકને કારખાનાં, ખાણો અને બીજા જોખમકારક ધંધામાં રોકી શકાશે નહિ. ગુલામી અને મનુષ્યોના વેપારનો પણ આ કાયદો નિષેધ કરે છે. વેઠને તે ગેરકાયદેસર ઠરાવે છે. આ રીતે નિર્બળ વ્યક્તિને અન્યાયી સામાજિક કે આર્થિક જુલમથી પણ તે બચાવે છે.

બંધારણસભાએ સ્વીકારેલો બીજો મહત્ત્વનો પાયાનો સિદ્ધાંત છે વ્યક્તિગત સ્વાતંત્ર્યનો. કલમ ૮ થી ૧૭ દ્વારા નાગરિકોને આ હક્કો બક્ષવામાં આવે છે. પોતાની ઇચ્છાશક્તિ અને નિર્ણય પ્રમાણે માણસ વર્તી શકશે. દરેક શહેરીના જીવન અને સ્વતંત્રતાનું પૂર્ણ રક્ષણ કરવામાં આવશે. કલમ નં. ૯ મુજબ, "કોઈ પણ માણસની જિંદગી અગર સ્વતંત્રતા કાયદેસર કામ ચલાવ્યા વિના આંચકી લેવામાં આવશે નહિ; કોઈ પણ માણસની કાયદા સમક્ષની સમાનતાનો ઇનકાર નહિ કરવામાં આવે." આનો અર્થ એ થયો કે, કારોબારી અગર ધારાસભા સ્વચ્છંદપણે કોઈ માણસની જિંદગી અગર સ્વતંત્રતાને અસર કરતી કોઈ સજા નહિ કરી શકે. આવી સજા માત્ર યોગ્ય સત્તા ધરાવતી ન્યાયની અદાલત જ કોઈ સ્થાપિત કાયદાના ભંગ માટે કરી શકશે. સંભવતઃ ધારાસભા પણ જિંદગી અને સ્વતંત્રતાની બાબતમાં કારોબારીના હાથમાં આવી સત્તા આપતો કોઈ પણ કાયદો નહિ કરી શકે. આમ માનવાને કારણ રહે છે, કારણ કે આવું કોઈ પણ કૃત્ય બંધારણીય સુધારો (amendment to the constitution) માગે છે. સામાન્યતયા બંધારણમાં સુધારો કરવાની સત્તા ધારાસભાને નથી હોતી અને હોય છે તોપણ સાદી બહુમતીથી જેમ સામાન્ય કાયદો કરી શકાય છે તેમ બંધારણમાં સુધારો કરી શકાતો નથી. આથી કારોબારી અગર ધારાસભા વ્યક્તિના હક્કો ઉપર તરાપ નહિ મારી શકે. આ બાબતમાં વિવાદ ઊભો થતાં એ વિષે સર્વોચ્ચ ન્યાયની અદાલતને ફરિયાદ કરી શકાશે.

મિલકતની બાબતમાં પણ બંધારણ દ્વારા રક્ષણ આપવામાં આવ્યું છે. કોઈ માણસને કારોબારી અગર ધારાસભાના સ્વચ્છંદી પગલાથી મિલકતનું નુકસાન નહિ વેઠવું પડે. કલમ ૧૯મી પ્રમાણે, "કોઈ માણસ અગર સંસ્થાની સ્થાવર યા જંગમ મિલકત કાયદાએ નક્કી કર્યા મુજબનું વળતર આપ્યા વિના લઈ લેવામાં નહિ આવે. આ વળતર કયા સિદ્ધાંત પ્રમાણે અને કઈ રીતે નક્કી કરવું તે પણ આ કાયદામાં દર્શાવવામાં આવશે."

આ કલમથી પ્રથમ તો ધારાસભા કારોબારીને એવી સત્તા નહિ આપી શકે કે જેથી કોઈનીયે મિલકત યોગ્ય વળતર આપ્યા વિના તે પચાવી શકે. બીજું, આ કલમ સરકારને પોતાની સ્વેચ્છા મુજબ આ વળતર ખૂબ નીચું આંકતાં પણ અટકાવશે. આ રીતે કોઈની મિલકત ફાવે તેમ પડાવી લેવાનું કે જપ્ત કરવાનું શક્ય નહિ બને.

વ્યક્તિગત સ્વાતંત્ર્ય અને મિલકતના સંરક્ષણ સાથે બંધારણસભાએ નીચેના હક્કોની પ્રજાજનોને ખાતરી આપી છે:—

(૧) વાણીસ્વાતંત્ર્ય અને લેખનસ્વાતંત્ર્ય.

(૨) શાંતિમય રીતે, શસ્ત્રો વિના, એકઠા મળવાનું સ્વાતંત્ર્ય.

(૩) સંઘ અગર મંડળો ઊભાં કરવાની સ્વતંત્રતા.

(૪) હિંદી સંઘમાં કોઈ પણ સ્થળે છૂટથી હરવા ફરવાની સ્વતંત્રતા.

(૫) હિંદી સંઘમાં કોઈ પણ સ્થળે રહેવા અને સ્થાયી વસવાટ કરવાની છૂટ.

(૬) મિલકત મેળવવાની, જાળવી રાખવાની, અગર તેનો નિકાલ કરવાની છૂટ અને ફાવે તે ધંધો વેપાર કરવાની છૂટ.

નાગરિક સ્વાતંત્ર્યના આ મુદ્દાઓને (civil liberties) રાજકારણશાસ્ત્રના ચિંતકો અને ફિલસૂફોએ વ્યક્તિના પૂર્ણ વિકાસ અને હિત માટે અને રાજ્યની કાર્યક્ષમતા માટે અનિવાર્ય ગણ્યા છે. નવું બંધારણ આ હક્કો સર્વ નાગરિકોને બક્ષે છે. મિલકત અંગેની સ્વતંત્રતા બતાવે છે કે, બંધારણસભા સામ્યવાદને ભવિષ્યની હિન્દની સમાજરચનાના પાયા તરીકે સ્વીકારતી નથી. તેમ છતાં તેણે જૂની સરકારની સ્વૈરવાદ–'લૅસે-ફેર'ની નીતિને મંજૂરી આપી છે એમ માનવું ભૂલભરેલું છે. આ આર્થિક સ્વાતંત્ર્ય એક આયોજિત સમાજવાદી લોકશાહીતંત્ર (Planned Socialistic Democracy) સાથે સુસંગત હશે. મિલકત અને વેપાર બન્ને ઉપર અમલી નિયમન ધરાવવાની હિન્દી સંઘની સરકારને સત્તા હશે. આ અન્વયે યુનિયન અગર પ્રાંતોની ધારાસભાઓ કારખાનાના કાયદા (Factory Act) જેવા નિયંત્રણ મૂકતા કાયદા પણ કરી શકશે. આ રીતે મિલકત ગરીબોના શોષણનું સાધન ન બને એ જોવાની પણ લોકસભાએ તકેદારી રાખી છે.

ઉપરના બધા જ હક્કો અને સ્વતંત્રતાના ભોગવટા ઉપર માત્ર ત્રણ જ મર્યાદાઓ મૂકવામાં આવી છે. :—

(૧) જાહેર શાંતિ અને વ્યવસ્થા મેળવીને જ આ હક્કો ભોગવી શકાશે. એક માણસની સ્વતંત્રતા બીજાઓની એવી સ્વતંત્રતામાં રુકાવટ નાખનારી ન થવી જોઈએ. સંક્ષેપમાં આ મર્યાદા એકના સ્વાતંત્ર્યને સમૂહના સ્વાતંત્ર્ય સાથે સંવાદી બનાવે છે.

(૨) નૈતિક દૃષ્ટિ ખ્યાલમાં રાખીને જ આ હક્કોનો ઉપયોગ થઈ શકશે. સમાજસ્વીકૃત નીતિનાં ધોરણોનો આ હક્કો ભોગવતાં ભંગ ન થવો જોઈએ.

(૩) ગંભીર કટોકટીની પળોએ જ્યારે સંઘનું અગર તેના કોઈ એકમનું સંરક્ષણ ભયમાં હોય ત્યારે અમુક સમય પૂરતા આ હક્કોને બાજુ ઉપર મૂકી શકાશે.

આ ત્રીજી મર્યાદા કારોબારી અગર ધારાસભાને વ્યક્તિસ્વાતંત્ર્યના હક્કનો અમલ મોકૂફ રાખવાની શરતી છૂટ આપે છે, છતાં અહીં પણ સર્વોચ્ચ અદાલતની દરમ્યાનગીરી આવે છે. સર્વોચ્ચ અદાલત નક્કી કરી શકશે કે ઊભી થયેલી કટોકટી આ હક્કોના અમલની મોકૂફી માટે પૂરતી ગંભીર છે કે નહિ, અને તે કારણે ધારાસભા અગર કારોબારીનું પગલું ન્યાય્ય છે કે નહિ. આપણે જોયું કે, સ્વતંત્ર હિન્દમાં નાગરિકોના હક્કોનું પૂરું રક્ષણ બંધારણ અને અદાલતથી કરવામાં આવ્યું છે. તેથી આપણે માની શકીએ કે, જ્યારે રાજ્યની હસ્તી જ ભયમાં હોય ત્યારે કોઈ પણ પ્રજાજન પોતાના અમુક હક્કો ઉપરનો કાપ સહન કરી લેવા તૈયાર હશે જ. હક્કો ઉપરની આવી મર્યાદા દુનિયાના બધા જ સ્વતંત્ર દેશોમાં હોય છે. અને આઝાદ હિન્દમાં આ મર્યાદા કોઈને વિરોધ કરવા જેવી ન લાગવી જોઈએ.

ધાર્મિક બાબતોમાં પણ જાહેર વ્યવસ્થા, નીતિ અને આરોગ્યનાં જરૂરી બંધનો રાખીને સંપૂર્ણ છૂટ અપાઈ છે.

આ રીતે લોકસભાએ વ્યક્તિના પૂર્ણ જીવનને માટે આવશ્યક બધી સ્વતંત્રતાઓ — અંગત, સામાજિક, આર્થિક, અને ધાર્મિક ક્ષેત્રોમાં — આપી છે. જે મર્યાદાઓ મૂકી છે તે આવશ્યક અને આરોગ્યપ્રદ છે. એમ, બંધારણસભાએ ખૂબ બુદ્ધિપૂર્વક અને હિંમતથી નવી વ્યવસ્થાનો પાયો નાખ્યો છે એમ કહેવું ખોટું નથી. હિન્દના આત્માને તેણે દેહ આપ્યો છે, હિન્દી ભાવનાને તેણે મૂર્ત કરી છે — આત્મા કે જે હંમેશ આગ્રહ રાખતો આવ્યો છે કે જીવન ન્યાય, નીતિ અને સત્યના પાયા પર રચાયેલું હોવું જોઈએ. લોકસભાએ પશ્ચિમનું જ્ઞાન અને પૂર્વની ભાવનાઓને લઈને સુંદર સમન્વય સાધ્યો છે. ટૂંકમાં બલિદાન, નિરાશા અને યાતનાઓ વેઠીને જે સ્વાતંત્ર્યમંદિરને પહોંચવાની આપણે અભિલાષા રાખી છે તે મંદિરનું તેણે ચણતર કર્યું છે.

જ્યોત્સ્ના ખંડેરિયા

# નવ રત્નનો હાર

એક પરમ ભાગવત હતા. એમના શિષ્યો યાત્રાએ ઊપડ્યા. ગુરુમહારાજે કહ્યું, "ફલાણે ઠેકાણે મારો સહાધ્યાયી રહે છે. નાનપણમાં અમે ખૂબ આનંદ કર્યો હતો. એમના ગામમાં જાઓ ત્યારે એમને જરૂર મળી મારું ક્ષેમકુશળ કહેજો. અને એમને કાંઈ જોઈતું કારવતું હોય તો પૂછી આવજો."

શિષ્યો ઊપડ્યા. એમને થયું, "ભલભલા વિદ્વાનો ભેટ લઈને અમારા ગુરુમહારાજ પાસે આવે છે. આ કોણ એમનો સહપાઠી હશે જેને માટે અમારા ગુરુમહારાજ જોઈતું કારવતું મોકલવા તૈયાર થયા છે! હશે, આપણું કામ સંદેશો પહોંચાડવાનું છે."

શિષ્યો પહોંચ્યા. સાષ્ટાંગ પ્રણિપાત કરી એક બાજુએ બેઠા. "પરમ ભાગવત તરફથી અમે આવીએ છીએ," એમ કહેતાંની સાથે સાધુમહારાજ ઊઠ્યા અને કહેવા લાગ્યા, "ઓ હો હો, મારા બાલમિત્ર પાસેથી આવો છો! તમને જોઈ મારા વયસ્યને જ મળ્યાનો આનંદ થાય છે. બેસો, બેસો, તમારી શી સેવા કરું?"

"અમારા ગુરુમહારાજ પ્રસન્ન છે. તેમણે આપનું ક્ષેમકુશળ પૂછ્યું છે. અને કાંઈ જોઈતું કારવતું હોય તો તે પણ પૂછી આવવાનું અમને કહ્યું છે."

સાધુજીએ એક ક્ષણ વિચાર કર્યો. પછી કહે, "મારો મિત્ર આટલા હેતથી પૂછે છે ત્યારે માગતાં સંકોચ શો? અને એ છે પણ સમર્થ. એને લાયક જ કાંઈક માગવું જોઈએ." પછી એ શિષ્યો તરફ વળીને કહે છે, "દીકરાઓ, તમારા ગુરુમહારાજને કહેજો કે મેં એક નવ રત્નનો હાર માગ્યો છે."

શિષ્યો તો સડક થઈ ગયા. પણ પોતાનું આશ્ચર્ય મોઢા ઉપર ન બતાવતાં, "જેવી આજ્ઞા" કહીને તેમણે વિદાય લીધી.

શિષ્યો એટલે શ્રદ્ધા અને અશ્રદ્ધાનું મિશ્રણ. ભક્તિ અને ટોળ બન્ને દિશામાં એમની ગતિ હોય છે. એમણે અંદર અંદર શી શી વાતો કરી હશે એનું વર્ણન ન કરવું એ જ સારું.

શિષ્યો ગુરુને ઘેર પાછા આવ્યા. "મારો મિત્ર મળ્યો હતો? મજામાં હતો? એનું કેમ ચાલે છે? એણે કાંઈ સંદેશો કહ્યો છે?" શિષ્યોએ હાવકું મોઢું રાખીને ગુરુમહારાજને એમના ગુરુભાઈનો સંદેશો પહોંચાડ્યો.

"અવશ્ય," કહીને ગુરુ મહારાજ અંદર ગયા. નિત્યક્રમ તો ચાલુ જ હતો. પણ ગુરુમહારાજ તે દિવસથી એકાંતમાં વધારે વખત ગાળવા લાગ્યા. ચાતુર્માસ્ય પૂરું થયું. ગુરુમહારાજે એક પોટલું શિષ્યોને સોંપીને કહ્યું, "તમે ફરી મારા ગુરુભાઈ પાસે જાઓ. એને આ પોટલું આપીને કહો કે, 'તમે માગેલો નવ રત્નનો હાર આમાં છે, સાચવીને વાપરશો.'"

"જેવી આજ્ઞા," કહીને શિષ્યો ઊપડ્યા. મજલ દર મજલ પંથ કાપતા પૂર્વપરિચિત ઠેકાણે આવી પહોંચ્યા. આ વખતે એમનું વિશેષ સ્વાગત થયું. ભોજન પછી રંગમંડપમાં બધા ભેગા થયા. સાધુમહારાજે ગામના બધા ઓળખીતાઓને ભેગા કર્યા હતા. બધાને કહે, "આજે મારે માટે નવરત્નનો હાર આવ્યો છે; તે જોવા આવજો." વિધિપુરઃસર એ પોટલાની પૂજા થઈ અને સાધુમહારાજે એ પોટલું ખોલ્યું. અંદર સુંદર અક્ષરે લખેલી એક સંસ્કૃત પોથી હતી. એમાં નવ પ્રકરણ હતાં. નવવિધાભક્તિમાંથી એક એક પ્રકાર લઈ, એ જાતની ભક્તિનું જેમાં વર્ણન છે એવા શ્રીમદ્ભાગવતના શ્લોકો એમાં એકત્ર કરેલા હતા. સાધુ એ શ્લોકો વાંચતા જાય અને એમના શરીર પર અષ્ટ સાત્ત્વિક ભાવ પ્રગટ થતા જાય. ઘડીકમાં હસે, ઘડીકમાં રડે, ઘડીકમાં તાળીઓ વગાડે! પોતે ક્યાં છે એ જ તેઓ ભૂલી ગયા હતા. ભેગા થયેલા લોકો એક કલાક સુધી ચિત્રની પેઠે સ્તબ્ધ થઈને જોતા હતા. પારાયણ પૂરું થયું. એટલે સાધુએ એ ગ્રંથ માથે ચડાવી નાચવા માંડ્યું. કહે કે, "આજે હું કૃતાર્થ થયો. જે નવ રત્નના હારની ઝંખના આટલાં વરસ સેવતો હતો તે મને મળી ગયો."

પ્રસાદ આપીને આવેલા લોકોને વિદાય કર્યા. પછી કહે, "હવે આ હાર કંઠસ્થ કરીશ તો જ બરાબર સચવાશે."

૨૩-૭-'૪૧ કાકા કાલેલકર

[ઉપરના લેખમાં પરમ ભાગવત તરીકે જેમનો ઉલ્લેખ કર્યો છે તે મિથિલાના વતની કાશીમાં જઈને રહેલા વિષ્ણુપુરી છે. તેમણે ભાગવતમાંથી નવવિધાભક્તિને લગતા શ્લોકો

વીણી કાઢયા અને તેને ભક્તિરત્નાવલિ નામ આપ્યું. એ નવી ભક્તિરત્નાવલિ પર તેમણે 'કાંતિમાલા' નામની ટીકા પણ લખી છે આ ટીકા સાથે મૂળ શ્લોકો અલ્હાબાદની પાણિની ઑફિસ તરફથી 'ભક્તિરત્નાવલિ' એ નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

એમના મિત્ર તરીકે જેમનો ઉલ્લેખ કર્યો છે તે બંગાળના પરમવૈષ્ણવ ચૈતન્યદેવ છે. બન્નેનો કાશીમાં મેળાપ થયેલો.

ઉપરની કથા પાણિની ઑફિસે પ્રસિદ્ધ કરેલી ચોપડીની પ્રસ્તાવનામાંથી લીધી છે. ]

## शानकी दुनिया

ડૉક્ટરને યુવાનકો કહા કિ તુમ્હેં રોજ કમસે કમ ચાર મીલ ઘૂમના ચાહિયે. સુબહ યા શામ દો મીલ જાના ઔર દો મીલ આના, ઇતના કરોગે તો તુમ્હારા સ્વાસ્થ્ય અચ્છા રહેગા. યુવાનને માન લિયા. રોજ શામ વહ નિયમિત જાને લગા.

વૃદ્ધ પિતાને દેખા કિ અગર લડકેકે સાથ શામકી ડાક દી જાય, તો સારે ખત દો મીલ પર, જો સ્ટેશનકે પાસ પોસ્ટ ઑફિસ હૈ, ઉસમેં પહુઁચ જાયગી. પિતાને યુવાનસે કહા, 'તુમ બડી નિયમિતતાસે ઘૂમને જાતે હી હો, સ્ટેશનકા રાસ્તા ભી અચ્છા હૈ, પોસ્ટ માસ્તર કે લડકેકે સાથ તુમ્હારી દોસ્તી ભી હૈ, અકસર ઉસી તરફ જાતે હો, અગર ડાક ભી લે જાઓ તો નોકરકી થોડી મેહનત બચ જાયગી ઔર ખત સમય પર પહુઁચ ગયે યા નહીં, ઇસકી ચિંતા નહીં રહેગી. નોકર લોગ કભી કભી ગફલત કરતે હૈં ઔર કહતે નહીં કિ આજ દેરી હો ગઈ.'

લડકેકો પિતાકી બાત અચ્છી ન લગી, ઘૂમનેકે લિયે વહ ચાહે ઇતની કસરત કરનેકો તૈયાર થા, લેકિન ડાક ડાલનેકે લિયે રોજ દો મીલ જાના, દો મીલ આના, યહ તો ખેપિયેકા કામ હૈ. અગર મૈં યહ કામ કરૂઁ તો મેરી પ્રતિષ્ઠા ક્યા રહી, ઔર ફિર ઘૂમનેકા આનંદ ક્યા આયગા? લડકેને અનેક બહાને પેશ કિયે, ઔર ડાકકા કામ ટાલા.

જહાઁ ઉપયોગિતા આ ગઈ, વહાઁ પ્રતિષ્ઠા નષ્ટ હો ગઈ, મહત્તા કમ હો ગઈ, ઔર આનંદ તો સૂખ હી ગયા.

ઐસા ક્યોં હુઆ? મેહનત મજદૂરીકી ઉપયોગિતા મજદૂર વર્ગકે લિયે હૈ. ઉનમેં શુમાર હો જાના ભદ્ર લોગોંકી શાનકે ખિલાફ હૈ. ભદ્ર લોગોંકો હી આજ-કલ બુર્ઝ્વા (burgeouis) કહતે હૈં. ઇન્હેં અપને શરીરશ્રમસે લાભ ઉઠાના પસંદ નહીં હૈ.

* * *

ન્યાયમંદિરકે એક જજ થે. રોજ શામકો ન્યાય-મંદિરસે અપને ઘર તક પૈદલ હી આતે થે, લેકિન ઉનકે પીછે પીછે ઉનકી ઘોડાગાડી આસ્તે આસ્તે આતી થી (ઉન દિનોં મોટર નહીં થી). ન્યાયમૂર્તિ કભી ભી ઘોડાગાડીમેં નહીં બૈઠતે થે કોઈ મિત્ર રાસ્તેમેં સાથ હો ગયે, તો ઉનસે બાતેં કરતે ચલે આતે થે. બારિશકે દિનોં છાતા લેકર ચલના પસંદ કરતે થે. શામકો પૈદલ ઘૂમનેકા ઉનકા ઉસૂલ થા. ઉસે છોડકર દૂસરા કોઈ કામ નહીં કરતે થે. લેકિન સાથ ઘોડાગાડી તો ચાહિયે હી. એક દિન કોર્ટકા કામ પૂરા હુઆ તો ભી ઘરસે ગાડી નહીં આઈ. બડે બિગડે. લેકિન જબ તક ગાડી ન આઈ, ઘૂમને ન નિકલે.

ઐસા ક્યોં? વે માનતે થે કિ ગાડી ન હોનેકે કારણ પૈદલ જા રહે હૈં ઐસા ખ્યાલ અગર લોગોંકા હો જાય, તો ફિર ઉનકી શાન ક્યા રહી? લોગ પીછે પીછે આનેવાલી ગાડી દેખતે હૈં તભી પૈદલ જાનેકી શોભા હૈ. ગાડી મુફ્તકી ચલતી થી, ઘોડે બિના પ્રયોજન ઉસે ખીંચતે થે. ઔર નોકરોંકો ઇતના હી દેખના પડતા થા કિ ગાડી માલિકકે પીછે બહુત દૂર ન રહ જાય ઔર બહુ નજદીક ભી ન આવે. જજ સાહબકો પ્રતિષ્ઠાકા સંતોષ થા. ઘોડે બેચારે ઇસમેં ક્યા જાને? નોકર ઇસ નિરર્થક યાત્રાકે બારેમેં ક્યા સોચતે થે · વહ ઉન્હોંને કભી ભી કિસીસે કહા નહીં — કમસે કમ હમને સુના નહીં.

* * *

ફૌજકા એક સિપાહી થા. સુબહકી પરેડ ખતમ કરકે ઘર પર જા રહા થા. ઉસને સોચા કિ જાતે જાતે શાકબાજારમેં હોકર જાઉં તો અચ્છા તાજા મનપસંદ શાક મિલેગા. શાક ખરીદકર, ઉસે હાથમેં લેકર વહ ઘર ચલા. સામનેસે ઉસકે મેજર સાહબ આ રહે થે. સિપાહીકે હાથમેં શાક દેખકર બડે બિગડે. કહને લગે, "ફૌજી સિપાહી હો યા હજામ? વર્દી (યુનિફૉર્મ) પહનકર રાસ્તેસે જા રહે હો, ઔર હાથમેં મજદૂરકે જૈસે યહ ચીજ ઉઠા રહે હો? તુમ્હેં આઠ આનેકા જુરમાના કિયા જાતા હૈ. આગે ફિર

ऐसा देखा तो नोकरी टूट जायगी, याद रक्खो।"

क्यों? मजदूर तो मजदूर है। वे किसीका बोझ उठा करके ले जा सकते हैं। फौजी सिपाही लोगोंको दबानेके लिये है। लोगों पर यह छाप रहनी चाहिये कि राजशक्तिका यह प्रतिनिधि है। इसके सामने दबकर ही रहना चाहिये। चाहे उस आदमीके पाससे जबरदस्ती काम लेनेकी इसकी ताकत है। गोली चला कर किसीको यह मार भी सकता है। और तो भी इसे कोई खूनी या जल्लाद नहीं कहेगा। यह सोल्जर है, फौजी सिपाही है। यह अगर मजदूरके जैसा काम करेगा — फिर भले ही वह अपने ही घरके लिये क्यों न हो — उसकी वर्दीकी इज्जत नहीं रहेगी।

* * *

दुनियामें दो जातियाँ हैं—दब्बू और दबानेवाली. हरेक आदमीको अपनी अपनी जातिके कानूनका पालन करना चाहिये। ब्राह्मण चंदनका तिलक करके ही बाहर निकलेगा। हजाम, राज और बढ़ई अपनी अपनी जातिकी निशानी हाथमें लेकर चलेंगे। फौजी सिपाही, न्यायमंदिरका न्यायाधीश, और शाहूकारका लडका अपनी अपनी जातिके नियमका पालन करने पर मुस्तैद रहते हैं। शानकी दुनिया इसीसे चलती है।

२२-७-'४१ काका कालेलकर

# જીવન-કેળવણી

[થોડા વખત ઉપર આ પત્રમાં બહાર પાડેલા 'ગોરો ચાલ્યો!' કાવ્યની શૈલીની યાદ જગવતું આ કાવ્ય, અમદાવાદ મ્યુ૦ ઉદ્યોગ તાલીમ વર્ગના એક શિક્ષક ભાઈનું છે. તે તેમણે એ વર્ગે શરૂ કરેલા પોતાના હસ્તલિખિતમાં પ્રસિદ્ધ કર્યું છે ત્યાથી અહીં ઉતાર્યું છે. —મ.]

સાંભળો છો કે ભાઈ બહેનો ...?
હા, હા .... ભાઈ હા .... ....!
જીવનની કેળવણી આવી ....!
હેં, હેં ....! ક્યાંથી આવી?
ગાંધીજીના મનથી આવી,
દેશસેવકના તનથી આવી;
બાલશિક્ષકના ભાવથી આવી,
બાલકના આ હાથથી આવી.
તે ક્યાં ક્યાં આવી ....?
શાળામાં આવી, ઘરમાં આવી,
નાના ગામને ચોરે આવી,
મોટા શહેરની પોળે આવી,
ગામ પાદરને ખેતરે આવી.
તે શી રીતે આવી ....?
તકલીના આ તારથી આવી,
રેંટિયાની આ ત્રાકથી આવી,
ખેડૂતના એ હળથી આવી,
આપણ સૌના બળથી આવી.
પછી, પછી ... ... ...?
સુથારના કરવતથી આવી,
લુહારની એરણથી આવી;
દરજીની કાતરથી આવી,
વણકરની એ સાળથી આવી.
હા! તે શેનાથી આવી?
દેશ આખાનું સઘળું નાણું,
શિક્ષણ પાછળ ખરચાયું;
દેશ આખાની સઘળી શક્તિ,
કેળવણીના કામે લાગી.
પણ તે શું શું લાવી?
નવરા માટે કામ લાવી,
ગરીબ માટે દામ લાવી;
નબળા માટે બળ લાવી,
સબળા માટે કળ લાવી.
વારુ, તે બીજું શું લાવી?
જાતમહેનતનાં માન લાવી,
'ખડતલ જીવન'નાં ભાન લાવી;
માણસની માણસાઈ લાવી,
જીવનની સરસાઈ લાવી.
વાહ! પછી શું લાવી?
હાથ-ઉદ્યોગની મોટાઈ લાવી,
ઘણાં યંત્રોની ખોટાઈ લાવી;

અંદર અંદરના સંપ લાવી,
મન–મનના કંઈ જંપ લાવી.
તે શા માટે આવી ?
જાતમહેનતને ઊંચી કરવા,
ખેડૂતોને સુખી કરવા;
નબળા માંહે બળ ભરવા,
ગરીબ–તવંગર સરખા કરવા.
ઓ … હો ! પછી, પછી … ?
નાની–મોટી લડાઈ ટાળવા,
ખોટા રિવાજનાં મોં બાળવા;
મોજ શોખોને માપમાં લેવા,
સાદા જીવનને ચાલુ કરવા.
પણ, તે શું શું કરશે … ?
બાળકને સાચું શિક્ષણ દેશે,
સમાજને જીવન રક્ષણ દેશે;
'કારકુનિયા ભણતર' રસ્તો લેશે,
'વાંઝણી કેળવણી' પૂંઠે પળશે.
પણ તેથી શું થશે ?
કામ જ કરતાં જ્ઞાન મળશે,
જ્ઞાન મેળવતાં કામ થશે;
બાળક પણ સ્વાશ્રયી થશે,
'જીવન આખું કેળવણી' થશે.
એમ, એમ ? પણ પછી ?
નાતજાતના ઝઘડા ટળશે,
મજૂર–માલિકના ભેદ મટશે;
ગરીબ–તવંગર સરખા બનશે,
માણસમાત્ર ભાઈ થશે.
તે શી રીતે … … ?
સૌ સૌના પગ પર ઊભશે,
બીજા પરના ભાર ઊતરશે;
સૌ સૌનાં મન હળવાં થશે,
જગમાં સુખ–શાન્તિ પરવરશે.

વાહ ભાઈ વાહ, જીવન-કેળવણી બહુ સારી !
વાહ ભાઈ વાહ, જીવન-કેળવણી બહુ ભારી !

(સૌ સાથે) જીવનમાં 'કેળવણી' આવી,
કેળવણીમાં 'જીવન' આવ્યાં;
જીવન-કેળવણી ! જીવન-કેળવણી !
અમે તો લઈશું જીવન કેળવણી !

૧૮–૧૦–'૪૭ રતિલાલ અધ્વર્યુ

# યુદ્ધકાળના અંકુશો અને યુદ્ધ પછીની યોજના

સ્વતંત્ર હિન્દનું કેવું આર્થિક ધોરણ નક્કી થશે એ મહત્ત્વનો સવાલ આજે બધાની સામે ઊભો છે. અલબત્ત, આ પ્રશ્નનો જવાબ રાજ્યકર્તાઓ કયા વર્ગના અને કેવી લાયકાતવાળા છે તે પર આધાર રાખે છે. ખેડૂત અને મજૂરના જીવનનું ધોરણ ઊંચું લાવવું એ સરકારની આર્થિક નીતિનો મુખ્ય ઉદ્દેશ છે, એમ આપણા ઘણાખરા રાજકીય આગેવાનો કહેતા આવ્યા છે. હજી આ દિશામાં જોકે તેઓ કશું કરી શક્યા નથી, તોપણ આમ-જનતાનું જીવનધોરણ સુધારવું હોય તો આર્થિક નિયોજન આવશ્યક છે એ વાત નક્કી. અને એ નિયોજન માટે નિયંત્રણનો ઉપયોગ કરવો જોઈએ. તેથી યુદ્ધના વખતનાં નિયંત્રણોનો આ બાબતમાં કેટલે સુધી ઉપયોગ કરી શકાય તેનો વિચાર કરવા જેવો છે.

આપણે ત્યાં યુદ્ધકાળમાં જે નિયંત્રણો દાખલ કરવામાં આવ્યાં તે પાછળથી તેમાં જે વધારો કરવામાં આવ્યો, તેની પાછળ અગાઉથી વિચારેલી કોઈ યોજના હતી જ નહિ. બીજા દેશોએ પહેલા મહાયુદ્ધના અનુભવનો પૂરો પૂરો ઉપયોગ કરીને નિયંત્રણોની યોજના કરી હતી; અને તે પણ બીજું યુદ્ધ શરૂ થયું તે પછી જ નહિ પણ અગાઉથી તેની તૈયારી કરી હતી. હિન્દમાં આમાંનું કશું જ બન્યું નહિ. એક તો, અહીં લોકોનું જવાબદાર રાજતંત્ર ન હતું; અને તે વખતની સરકારને રાષ્ટ્રીય મહાસભા જેવા એક બળવાન રાજકીય પક્ષનો વિરોધ સહન કરીને રાજ્યનો કારભાર ચલાવવો પડ્યો હતો. એટલે પહેલા મહાયુદ્ધ વખતે બીજા દેશો જેમ વર્ત્યા તેથી પણ ખરાબ રીતે આપણે ત્યાંનું કામ ચાલ્યું. જ્યારે કોઈ પ્રત્યક્ષ મુશ્કેલી આવી પડતી ત્યારે તે ટાળવા માટે લાગલાં નવાં નિયંત્રણો મૂકવામાં આવતાં અને નવી મુશ્કેલીઓ આવે ત્યારે તેમાં વધારો થતો ! અને તે બધાં નિયંત્રણોમાં એકસૂત્રતા લાવવાનો

પ્રયત્ન કદી કરવામાં આવ્યો નહિ. દાખલા તરીકે, અનાજની અછત હિન્દને કદી સહન નહિ કરવી પડે એવી આપણી સરકારની માન્યતા ઠેઠ ૧૯૩૯ સુધી હતી. હવે બ્રહ્મદેશ આપણા કાબૂમાંથી જશે અને ત્યાંના ચોખા આવતા બંધ થશે, એમ જ્યારે જણાયું ત્યારે જ અનાજના પ્રશ્ન તરફ તેનું ધ્યાન ગયું. અને એ બાબત કોઈ અંકુશો વગેરે વ્યવસ્થિતપણે મુકાય તે પહેલાં જ બંગાળના દુકાળની આફત દેશ પર આવીને ઊતરી.

યુદ્ધનું કાર્ય ચલાવવાને માટે જોઈતાં નાણાં અને બીજી વસ્તુઓના પુરવઠા બાબત પણ આવી જ અવ્યવસ્થા દેખાઈ. ૧૯૪૨ સુધી યુદ્ધના ખર્ચમાં બહુ વધારો થયો ન હતો અને વસ્તુઓની કિંમતો પણ પ્રમાણમાં માફકસર રહી હતી. પણ જ્યારે જાપાન સાથેના યુદ્ધ માટે માલ પૂરો પાડવાનું અને બીજા દેશોના યુદ્ધને લીધે વધતા જતા ખર્ચનો બોજો ઉપાડવાનું આવશ્યક બન્યું, ત્યારે આ જવાબદારી પાર પાડવા હિન્દી સરકાર અસમર્થ નીવડી. અને તેને પહોંચી વળવા માટે તેણે ગમે તેવાં નિયંત્રણો લાદવાનું શરૂ કર્યું.

નિયંત્રણો બાબત પૂર્વતૈયારીનો અભાવ અને ઉતાવળમાં તે લાદવાની જરૂર પડી, એ બેમાં ત્રીજી એક વસ્તુનો ઉમેરો થયો તે એ કે, કેટલાક વર્ગોને નારાજ કરવાની હિંમત સરકારમાં ન હતી. એનું પરિણામ ભાવનિયંત્રણ પર થયું. રાજકીય કારણસર પંજાબના જમીનદારોની વાહિયાત માગણીઓ સરકારને મંજૂર રાખવી પડી. કોલસો, કાપડ ઇ. વસ્તુઓની બાબતમાં ખાણોવાળા, મિલમાલિકો વગેરેને સંતોષવા પડ્યા — એ બે વસ્તુની કિંમતો નક્કી કરવા માટે જે સલાહકારક મંડળો સરકારે નીમ્યાં તેમાં ખાણોના માલિકોની અને મિલમાલિકોની જ બહુમતી રાખવામાં આવી હતી! તેથી આ બધી વસ્તુઓના ભાવ બહુ જ ઊંચા નક્કી કરવામાં આવ્યા તેમાં શી નવાઈ?

આ બધામાં સરકારની નીતિ અને જનતાની દૃષ્ટિ એ બેનો કદી મેળ ખાધો નથી. સરકારે જનતાને વિશ્વાસમાં લઈને પોતાની યોજનાઓ ઘડી ન હોવાથી તેનો સહકાર મળવાનું અશક્ય હતું. બલ્કે, મોટા ભાગના લોકો હજી એમ માને છે કે, નિયંત્રણો દૂર કરવાથી અત્યારની હાલાકી દૂર થશે. સામાન્ય લોકો જ નહિ પણ મોટા મોટા લોકનેતાઓ એમ જ માને છે અને કહે છે. આપણે ત્યાં આવી સમજણ સાર્વત્રિક હોય એ ભારે નવાઈની વાત છે. કારણ આપણે ત્યાં બધા જ આર્થિક નિયોજનની વાતો કરે છે. આર્થિક વહેવારો કશા પણ અંકુશ વિનાના પૂરેપૂરા મુક્ત હોય એમ તો વેપારીઓ ને કારખાનાંવાળાઓ પણ કહેતા નથી. પણ નિયંત્રણપદ્ધતિ અને આર્થિક નિયોજન એ બે વચ્ચે કેવો નિકટ સંબંધ છે તે ખાસ કોઈના ધ્યાનમાં આવતું નથી. તેથી એ બેનો સંબંધ શો છે તે આપણે જોઈશું.

### સર્વવ્યાપી નિયંત્રણની આવશ્યકતા

યોજનાબદ્ધ આર્થિક પ્રગતિ સર્વવ્યાપી નિયંત્રણ વિના શક્ય નથી — આ અર્થશાસ્ત્રનો એક મૂળભૂત સિદ્ધાન્ત છે. દાખલા તરીકે, 'મુંબઈ યોજના'ને અમલી બનાવવી હોય તો શું કરવું પડે તે વિચારીએ. આ યોજનાનો દાખલો એટલા માટે આપું છું કે,' તેના ઘડનારાઓ પર સમાજવાદનો કે સરકારી કાનૂની નીતિનો આરોપ કોઈ પણ નહિ કરી શકે. રાષ્ટ્રીય ઉત્પાદન વધારવું અને સાર્વજનિક જીવનધોરણને ઊંચું લાવવું એ બે વાતો મુંબઈ યોજનાનાં ખાસ લક્ષણો છે. આ યોજના અમલમાં મૂકવી હોય તો પ્રથમ આર્થિક ઉત્પાદન વધારવાને માટે વાર્ષિક ઊપજમાંથી કેટલી બચત કરવી જોઈએ એ નક્કી કરવું પડે. તે પછી જુદી જુદી જાતના માલના ઉત્પાદનની મર્યાદાઓ નક્કી કરવી પડે અને એ માલની વહેંચણીની યોજના પણ આંકવી પડે. આવી રીતે ઉત્પાદનની મર્યાદાનું પાલન કરીને યોગ્ય વહેંચણી કરવાનું કામ સર્વવ્યાપી નિયંત્રણ વિના શક્ય બને નહિ. ઉત્પાદનમાં નિયોજિતપણે વધારો કરવો હોય તો મૂડી ઊભી કરવા પર તેમ જ તેના રોકાણ પર પણ નિયંત્રણ મૂકવું જરૂરી બને. તે જ પ્રમાણે જૂનાં કારખાનાંનો વિકાસ કરવો અને નવાં સ્થાપવાં તથા તેને માટે યોગ્ય જગાઓ નક્કી કરવી, એ બધી બાબતો પર અંકુશ મૂકવા પડે. આ કારખાનાં માટે જોઈતાં યંત્રો વગેરે સાધનો માટે આપણે પરદેશ પર આધાર રાખવો રહ્યો. એટલે આર્થિક નિયોજન કરવા માટે આપણે આયાત પર પણ અંકુશો મૂકવા પડે. ઇંગ્લંડ ઉપર તાજેતરમાં જે આર્થિક કટોકટી આવી પડી હતી તે પરથી, એના જેવા સંપન્ન દેશને પણ પોતાનાં પરદેશમાં જમા થયેલાં નાણાંનો ઉપયોગ કેટલી કાળજીથી કરવો પડે છે, તે જોવા મળે છે.

તો પછી હિન્દ જેવા ગરીબ દેશને માટે લાંબા ગાળાની યોજના પાર પાડવા માટે પોતાની પરદેશમાં ભેગી થયેલી મૂડી અને પરદેશ જોડેના સંબંધોમાંથી દર વરસે જે બચત થાય છે તેનો કેટલી ત્રેવડથી ઉપયોગ કરવાનું જરૂરી બને છે, તે વિચારવા જેવું છે. પરદેશમાંથી યંત્રસામગ્રી અને પાકો માલ કેટલા પ્રમાણમાં આયાત કરી શકાય એટલું જ નક્કી કર્યે નહિ ચાલે, પણ કેટલાક ચોક્કસ ઉદ્યોગોના વિકાસ માટે જે યંત્રો ને બીજાં સાધનો જોઈએ તેની વિગતવાર યાદીઓ કરવી પડશે. અને યંત્રસામગ્રી ગોઠવાયા પછી પ્રત્યક્ષ ઉત્પાદન પર પણ નજર રાખવી પડશે.

આર્થિક યોજના એ કંઈ કેવળ ઉત્પાદન-યોજના નથી. હિન્દ જેવા ગરીબ દેશમાં ઉત્પાદન કરતાં પણ વધારે મહત્ત્વ ઉત્પન્ન થયેલા માલની યોજનાપૂર્વક વહેંચણીનું છે. માણસ દીઠ કાપડનું વાર્ષિક ઉત્પાદન પંદર વારથી અઢાર વાર સુધી લઈ જવું હોય તો એ વધારાના ઉત્પાદન માટે યંત્રસામગ્રી ઉપલબ્ધ છે કે નહિ એટલું જોવાથી પતશે નહિ. કેવળ યંત્રસામગ્રી વધારવાથી જીવનધોરણમાં વધારો નહિ થાય. પરંતુ આમજનતાને જે જાતનું કાપડ જોઈએ તેના ઉત્પાદનમાં વધારો થયો છે કે કેમ અને તે કાપડ એ લોકોને ખરીદવાનું પરવડે એટલી કિંમતે મળી શકશે કે કેમ, એ જોવાની પણ એટલી જ અગત્ય છે.

### યુદ્ધોત્તર કામ વળી વધારે ગૂંચવણવાળું છે

યુદ્ધ પછીનું આર્થિક નિયોજન યુદ્ધના વખતના આર્થિક નિયંત્રણ કરતાં વધારે જટિલ છે. યુદ્ધકાળના નિયંત્રણનું એકમેવ લક્ષ્ય યુદ્ધ જીતવાનું હોય છે. અને એ લક્ષ્ય સ્થિર હોવાથી નિયંત્રણોની યોજના સહેલી બને છે. પણ યુદ્ધ પછીના સમયનું તેમ નથી. નિયંત્રણ દ્વારા કયા ઉદ્દેશો સાધવાના છે અને તેમાંથી કયાને વધારે મહત્ત્વ આપવાનું છે, તે નક્કી કરવું મુશ્કેલ હોય છે. તત્ત્વતઃ વિચાર કરતાં, રાષ્ટ્રીય સંપત્તિની વૃદ્ધિ અને જનતાના જીવનધોરણમાં વૃદ્ધિ એ બે વચ્ચે વિરોધ નથી. પરંતુ બેમાંથી એક પર જ વધારે ભાર મૂકવામાં આવે તો તાત્કાલિક પરિણામમાં ઘણો તફાવત જણાઈ આવે છે. રશિયન ક્રાન્તિ પછી રશિયા આગળ આવો જ પ્રશ્ન હતો. ત્યાં ઉત્પાદન પર વધારે ભાર મૂકવામાં આવ્યો ને તેને લીધે રશિયન પ્રજાને ૧૯૧૪ના કરતાં પણ નીચું જીવનધોરણ સ્વીકારીને કામ કરવું પડયું. આપણી આગળ પણ આજે એ જ સવાલ છે. અને રશિયા કરતાં એ આપણે માટે વધારે વિકટ છે. કારણ રશિયા પાસે વિપુલ કુદરતની સંપત્તિ ને ખેતીવાડી માટે વિશાળ ક્ષેત્ર હતું. સવાલ હતો ફક્ત મૂડીનો. તેથી રશિયન લોકોએ અધભૂખ્યા રહીનેય જરૂરી મૂડી ઊભી કરવાનું ઠરાવ્યું અને આગળ ધપાવ્યું. આપણે ત્યાં ઉપરની બન્ને વસ્તુઓની પૂરતી છત નથી. અને લોકોનું જીવનધોરણ કેટલું નીચું છે તે બંગાળના દુકાળ વખતના મરણપ્રમાણ પરથી સ્પષ્ટ જણાયું છે.

### ભણેલા વર્ગના વિચારમાં ગોટાળો

અમેરિકા જેવો અત્યંત સંપન્ન દેશ જ અનિયંત્રિત વહેવારનું ધોરણ સ્વીકારે તો તે આર્થિક હાનિમાંથી બચી શકે. બીજા તેથી ઓછા સંપન્ન દેશોમાં સુવ્યવસ્થિત નિયંત્રણપદ્ધતિ અખત્યાર કર્યા વિના શાંતિભર્યા માર્ગે પ્રગતિ થવી અશક્ય છે. સ્વતંત્ર હિંદની આર્થિક યોજનાનો વિચાર કરતાં એમ જણાય છે કે, એ યોજના પાર પાડવી હોય તો આપણે યુદ્ધના વખતનાં નિયંત્રણો (અલબત, એમની પદ્ધતિમાં આ લેખમાં ચર્ચેલી દૃષ્ટિએ ઘટતા ફેરફારો કરી લઈને,) કાયમ રાખવાં પડશે. એટલું જ નહિ, પણ તેમાં વધારો પણ કરવો પડે. નિયંત્રિત પદ્ધતિમાં લાદવામાં આવતાં બંધનો લોકોને કઠે છે એ સાચું, પણ આજે કેવળ શાંતિ અને સલામતી જાળવવાનું જ કામ સરકારનું રહ્યું નથી, પણ પ્રજાની સામાજિક અને આર્થિક ઉન્નતિની જવાબદારી પણ તેને શિરે છે; એટલે પ્રજાના જીવનધોરણમાં થોડોય સુધારો કરવો હોય તો અંકુશોનાં બંધનો સ્વીકાર્યા વિના છૂટકો જ નથી.

### ઉજળિયાત વર્ગની રાષ્ટ્રીય જવાબદારી

આપણે ત્યાં ઉજળિયાત વર્ગને શિરે આને અંગે ભારે જવાબદારી છે. આપણા દેશની પ્રગતિ શાંતિને માર્ગે થાય કે વર્ગકલહને માર્ગે એટલે કે હિંસાને માર્ગે થાય, એનો આધાર આ વર્ગની ત્યાગ કરવાની તૈયારી પર અને સમજદારપણા પર છે. કોઈ પણ આર્થિક યોજના પાર પાડવાની જવાબદારી મુખ્યત્વે

આ વર્ગને માથે જ આવવાની છે. આજે સર્વસાધારણ સરકારી નોકરો કાર્યક્ષમ નથી તેમ જ પ્રામાણિક પણ નથી એમ બધા કહે છે. તેની સાથે જ આપણા વેપારી વર્ગને નીતિની કશી પડી નથી અને જનતામાં જવાબદારીનું ભાન નથી એ પણ એટલું જ સાચું છે. સરકારી નોકરો અને વેપારીઓ લુચ્ચા અને જનતા દૂબળી, એ જ જો કાયમી પરિસ્થિતિ છે એમ સ્વીકારીએ તો આશાને સ્થાન જ નથી. પણ આજની પરિસ્થિતિ આવી દેખાતી હોય તોપણ એ કાંઈ આપણા સ્વભાવનો પાયો નથી આગેવાન અને બુદ્ધિવાળા વર્ગના વિચારોનો ગોટાળો અને એને લીધે થયેલી જનતાની દિશાભૂલ, એનું આ પરિણામ છે. તેથી આપણી સામેના આર્થિક પ્રશ્નોનું સ્વરૂપ અને તે ઉકેલવાના માર્ગનું યથાર્થ જ્ઞાન મધ્યમ વર્ગે મેળવી લેવું જોઈએ અને તેનો જનતામાં પ્રસાર કરવો જોઈએ.

આજે આપણે મોટે ભાગે પોતાને સમાજવાદી અને સમતાવાદી કહેવડાવીએ છીએ. પણ પૂર્ણ સમાજ-વાદ અમલમાં મૂકવાનું તો આઘે રહ્યું, પણ આજે ચોમેર જે આત્યંતિક વિષમતા પ્રવર્તે છે તે કંઈક હળવી કરવાના પ્રયત્નનું પ્રત્યક્ષ શું પરિણામ આવશે તેનો વિચાર પણ આપણામાંથી કેટલા કરે છે? આર્થિક વિષમતા દૂર કરવાના પ્રયત્નોના પરિણામની ઝાંખી યુદ્ધકાળના અંકુશોના અનુભવ પરથી આપણને સ્પષ્ટપણે થઈ ગઈ છે. યુદ્ધના વખતમાં જીવન માટેની જરૂરી વસ્તુઓનું રૅશનિંગ ઇંગ્લંડ અને અમેરિકામાં સામાન્યપણે સહેલાઇથી થઈ શક્યું. કારણ એ દેશોમાં યુદ્ધની પૂર્વે પણ એ વસ્તુઓની ખપત બધા વર્ગોમાં ઠીક ઠીક સમપ્રમાણમાં હતી. ઊલટું, હિંદુસ્તાનની પરિસ્થિતિ તદ્દન જુદી હોવાથી અહીં માપબંધી શરૂ કરવાનું અને ચલાવવાનું ઘણું મુશ્કેલ બન્યું. દાખલા તરીકે, ખાંડનું રૅશનિંગ લઈએ. જુદા જુદા પ્રાંતોમાં આ સવાલ જુદી જુદી રીતે હાથ ધરવામાં આવ્યો. મધ્યપ્રાંતમાં ખાંડના રૅશનિંગનું પ્રમાણ આવક પર આધાર રાખે છે. આ પદ્ધતિ સમતાના સિદ્ધાંતની વિરોધી છે. મુંબઈ ઇલાકામાં ખાંડના રૅશનિંગનું પ્રમાણ આવક પર આધાર રાખતું નથી; પણ રહેવાના સ્થળ પર, એટલે નાના કે મોટા શહેર પર કે ગામડા પર આધાર રાખે છે. આ પદ્ધતિ એટલી બધી ઉઘાડી રીતે અન્યાયવાળી નથી, પણ એ પૂરેપૂરી તર્કસંગત પણ નથી. વસ્તુસ્થિતિ એવી છે કે, આપણે ત્યાં માણસ દીઠ ખાંડની વપરાશનું પ્રમાણ બહુ ઓછું છે અને મોટા ભાગના ગરીબ લોકોમાં યુદ્ધની પૂર્વે તેની વપરાશ લગભગ નહિ જેવી જ હતી. આવી પરિસ્થિતિમાં ખાંડના રૅશનિંગની કોઈ પણ પદ્ધતિ એક તો અન્યાય્ય ઠરે અથવા અનહેવારુ નીવડે. આ જ વાત કાપડના રૅશનિંગને પણ લાગુ પડે છે. દર ૭ મહિને માણસ દીઠ દસ વાર કાપડ મળે તોય તે મધ્યમ વર્ગના માણસોને બહુ જ ઓછું લાગે છે; પણ યુદ્ધની પહેલાં આખા હિંદમાં માણસ દીઠ કાપડનું પ્રમાણ વરસે ૧૬ વારનું જ હતું. આનું કારણ એ કે, આપણે ત્યાં અસંખ્ય માણસો એવા છે કે જેઓ વરસ દરમ્યાન એક વાર પણ નવું કાપડ ખરીદી શકતા નથી. ટૂંકમાં, જીવન માટે જરૂરી વસ્તુઓનું રૅશનિંગ સંતોષકારક થઈ શકે તે માટે પ્રથમ ઉત્પાદનની વહેંચણીમાં રહેલી આત્યંતિક વિષમતા નાબૂદ થાય એ જરૂરનું છે. મધ્યમ વર્ગના લોકો પોતાની જરૂરિયાતો ઘણી મર્યાદિત કરે તો જ ગરીબ લોકોના જીવનધોરણમાં કંઈક સુધારો થઈ શકે.

મધ્યમ વર્ગને માથે આજે જે જવાબદારી છે તે બે જાતની છે. આ દેશમાં જે આર્થિક વિષમતા આજે પ્રવર્તે છે તે યુદ્ધ પહેલાં ઇંગ્લંડમાં હતી એટલી હદ સુધી તો ઓછામાં ઓછી ઘટવી જ જોઈએ. તે માટે મધ્યમ વર્ગે પોતાની માગણીઓ અને આકાંક્ષાઓ પર મર્યાદા મૂકવી જ જોઈએ. વડી સરકારના પે–કમિશન આગળ પગાર બાબત જે માગણીઓ મૂકવામાં આવી, અને જે એ પે–કમિશને મોટે ભાગે સ્વીકારી, એ માગણી-ઓ જેટલું પગારનું પ્રમાણ આપણા દેશને પોસાય તેવું નથી. તે ઉપરાંત, નિયંત્રણ–તંત્ર ચલાવવા માટે આવશ્યક એવા સમજણા અને પ્રામાણિક નોકરો પૂરા પાડવા અને સરકારી યોજનાઓ સાથે ખરા દિલથી સહકાર કરવો, એ પણ મધ્યમ વર્ગે જ અદા કરવાનું કર્તવ્ય છે. આ જવાબદારીઓનું યોગ્ય ભાન હિન્દનો મધ્યમ વર્ગ નહિ બતાવે તો તે, જેઓ આજે સંપત્તિ અને સત્તાના શિખર પર બિરાજે છે, તે પ્રતિગામી મૂડીવાદીઓનો ખાંધિયો જ બની રહેશે.

**અ૦ ધનંજય રામચંદ્ર ગાડગીળ**

[ મરાઠી 'નવભારત'પરથી ]

# માસિક વિવેચન

**પૂરું થતું વર્ષ**

આ અંકે 'શિ. સા.'નું છઠ્ઠું વર્ષ પૂરું થાય છે. ૧૯૩૯માં બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું તેની સાથે આ માસિક તેના ચાલુ રૂપે શરૂ થયું હતું. તે અગાઉ તે 'નવજીવન'ની પૂર્તિરૂપે ચાલતું હતું, એ વાચકોને યાદ હશે. ૧૯૩૯માં શરૂ કર્યું ત્યારે શ્રી. કાકાસાહેબે તેને આવકાર આપતાં લખેલું,

> “ 'શિ. સા.'ના પુનરુજ્જીવન સાથે દેશમાં નહિ પણ દુનિયામાં એક અસાધારણ અશાંતિ સળગી ઊઠી છે. એની આંચ આ પ્રવૃત્તિને ન આવે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. 'શિ. સા.' ગુજરાતી પ્રજાની અસાધારણ ઉજ્જવળ સેવા કરશે એવો વિશ્વાસ છે.”

ઈશ્વરે આ પ્રાર્થના સાંભળી છે, અને 'શિ. સા.' નિયમિત પોતાથી બનતી સેવા આજ સુધી કરી શક્યું છે, એ માટે એ સર્વનિયંતા પ્રભુનો પાડ માનીએ છીએ.

આ વર્ષો ખરેખર અશાંતિનાં હતાં, અને હવે કહી શકીએ કે તે ભારે જગત્‌ક્રાંતિનાં પણ નીવડ્યાં છે એમાં શંકા નથી. અને તેમાંય પૂરું થતું આ વર્ષ તો આપણે સદાને માટે યાદ રાખીશું. એ વર્ષમાં દેશની સ્વતંત્રતાનો ઉદય થયો છે અને આપણો રાષ્ટ્ર ઇચ્છે એવા પ્રકારનું સ્વરાજ નિર્માણ કરવાને મુક્ત બન્યો છે.

અને એ થવાની સાથે દુનિયાની અશાંતિને તો પ્રમાણમાં થોભવાવારો મળ્યો છે, પરંતુ આપણે ત્યાં ખરેખરી ક્રાંતિનો જન્મ થયો છે. કોમી પરિસ્થિતિમાંથી પાકિસ્તાન થયું, તેમાંથી કોમી કતલો અને કરપીણ પશુતા ફાટી નીકળવી, પરિણામે કરોડો માણસોને ઇતિહાસમાં કદાચ પૂર્વે નહિ જોયા મળેલી યાતનાઓ વેઠવી પડવી — આ બધું યુરોપી યુદ્ધને પણ ભુલાવે એવું દેશમાં બની ગયું. આજે કહી શકાય કે, ગાંધીજીની અહિંસક ક્રાંતિની પદ્ધતિમાં પ્રજાએ જે કચાશ રાખી તે ભયંકર રોગરૂપે છેવટે ફૂટી નીકળી. એ કચાશો એમની બતાવેલી રચનાત્મક ક્રાંતિ દ્વારા જો વખતસર દૂર થઈ હોત, તો તેને આમ કતલની અંધાધૂંધીમાં ફસાવું ન પડત. ખેર. છતાંય, સૌથી આનંદની વાત એ છે કે, એને પહોંચી વળવા જેટલી શક્તિ રાષ્ટ્રની મહાસભા સરકારે દાખવી છે.

સ્વતંત્રતા મળતાંની સાથે બીજી મહાન ક્રાંતિ જે જાગી તે 'દેશી' રાજ્યોમાં. આ પ્રશ્નને અંગ્રેજોના રાજ્ય જેટલો જૂનો ઇતિહાસ છે. ૧૮૫૭ સુધીમાં કંપનીના હાકેમોને લાગેલું કે, આ તૂટક છૂટક રાજ્યો જો એકતંત્રમાં આવી શકે તો દેશનો રાજવહીવટ બધી રીતે સારો થાય અને લોકોનેય તે ફાવે. પરંતુ એ એમનો વિચાર અકાળે હતો. હિંદની પ્રજાને એમાં પોતાના રહ્યાસહ્યા સ્વત્વનો હ્રાસ લાગ્યો, તેથી ૧૮૫૭માં બળવો કરીને પ્રજાએ ભેગાભેગી દેશી રાજાઓનીય રક્ષા કરી આપી. આજે આપણને લાગે છે કે, દેશી રાજાઓ ત્યારે આબાદ ખાટી ગયા. '૧૮૫૭' વગર તેમની હસ્તી હોત ખરી? પરંતુ એનો બદલો તેમણે ૧૮૫૭ થી અત્યાર સુધીનાં વરસોમાં હિંદી પ્રજાને વાળ્યો, એમ ન કહેવાય. ન તેમણે પ્રજાની સ્વતંત્રતાની લડતમાં કશું કર્યું; ન પોતાની પ્રજાને પણ સુખ આપ્યું. જોકે કહેનાર કહે કે, પહેલી વાત તેમનાથી કેમ બની શકે? ઠીક છે. પરંતુ, તે પોતાની પ્રજાને સુખ-સમૃદ્ધિ આપી શકત ને? પણ તે કર્યું? શરૂ શરૂમાં હિંદના કેટલાક આગેવાનોને લાગતું કે, દેશી રાજાઓ પરદેશી અંગ્રેજોને નમૂનારૂપ રાજ્ય કરી દેખાડી શકે. પરંતુ એ આશા સાવ નાપાયેદાર નીવડી છે, એમાં હવે શંકા નથી.

અને એવી જ રીતે ફરી ૧૯૪૭માં પણ આ રાજાઓ હિંદની પ્રજા પાસેથી અનાયાસે એવા જ આબાદ ખાટી ગયા : હિંદની પ્રજાએ પોતાના દેશને જ નહિ, 'દેશી' રાજાઓને પણ અંગ્રેજોની જોહુકમીમાંથી મુક્ત કર્યા છે. એટલે અત્યાર સુધીની ચડી બાકીની સાથે રાજાઓએ હવે હિંદી પ્રજાનું ઋણ ચૂકવવું જોઈએ. તેને માટે એમની પાસે ઉઘાડો માર્ગ છે: તેઓ પ્રજાના સેવક તરીકે વર્તતા બંધારણી રાજા બને; અને નહિ તો પ્રજાને — એટલે કે હિંદી યુનિયન સરકારને પોતાનું રાજ્ય સોંપી દઈ, આઝાદ હિંદના ગૌરવધારી નાગરિક બનીને પોતે ગર્વ લે. (એ બાબતમાં તેઓ ૧૮૫૮ના કાળના જાપાની રાજવીઓનો દાખલો યાદ કરે.) આમ થાય તો તે કાંઈ ૧૮૫૭માં વગોવાયેલી 'ખાલસાનીતિ' નથી. ૧૮૫૭માં તો હિંદ સરકાર પ્રજાકીય નહોતી. આજે હિંદનું બધું રાજ્ય તેની પ્રજાના હાથમાં આવી ગયું છે; રાજાઓ છે તો તેઓ તે પ્રજાની મરજી હોય તો રહી શકે છે. તેઓ રહેવા ઇચ્છે તો તે માટે કઈ શરત છે એ હવે સ્પષ્ટ છે.

કેટલાંક રાજ્યો અંગ્રેજ સરકારે યુદ્ધ દરમિયાન આદરેલી જોડાણ–યોજના–નીતિમાં છટકબારી શોધતાં

લાગે છે. વહીવટ દૃષ્ટિએ અતિ નાનાં દેશી રાજ્યો અનેક રીતે ખોટાં, એ હકીકતમાંથી જ પેલી જોડાણ-યોજના જાગેલી. પરંતુ અંગ્રેજોના રાજ્ય જોડે એ યોજના પણ ઑગસ્ટ ૧૫મીએ ખતમ થઈ અને દરેક નાનો મોટો રાજા સર્વસત્તાધીશ છે એમ કાયદાથી બન્યું. પરંતુ તેથી કાંઈ પેલી વહીવટી જરૂર —કે, હિંદ એકધારી રાજ્યનીતિથી ચાલે—ઓછી દૂર થઈ શકે! એટલે રાજાઓએ હિંદી યુનિયન જોડે કરાર કર્યા અને તેની બંધારણસભા તથા રાષ્ટ્રસભામાં જોડાયા. આ પ્રથમ પગલું લેવાયા બાદ હવે બીજા પગથિયાની શરૂઆત થાય છે. તે છે નાનાં રાજ્યો વહીવટી હળે વિલીન થાય તે. તેના માલદાર રાજાઓ વર્ષાસનનો પણ લોભ કરવો હોય તો કરે; બાકી રાજ્ય તો હવે પ્રજાને સોંપી દે. પૂર્વમાં આની શરૂઆત થઈ અને ત્યાંના રાજાઓએ પરિસ્થિતિ પામી જઈને મને કમને આ વાત સ્વીકારી તે માટે તેમને શાબાશી ઘટે છે. એમ કરી તેમણે એમના જેવા અનેકને દોરવણી આપી છે. જેમ કે, આપણા ગુજરાત કાઠિયાવાડનાં અનેક રાજ્યો. સ્વતંત્રતાની સાથે હિંદમાં જે વ્યાપક સામાજિક ક્રાંતિ જન્મી છે તેનું રાજદ્વારી અંગ આ 'દેશી' રાજ્યોનો પ્રશ્ન ગણી શકાય.

પરંતુ મોટું અને સૌથી કઠણ હોઈ ખાસ સાવચેતીને પાત્ર તેનું અંગ તો સાંસ્કૃતિક છે. જે પરિવર્તન વ્યક્તિ અને સમૂહ સૌને ધરમૂળથી હલમલાવે અને એવી રીતે કે તેમાંથી પ્રગતિનું ઉન્નત ભવિષ્ય જન્મે, તે જ ક્રાંતિ નામને પાત્ર છે. ૧૯૪૭નું વર્ષ એવી ક્રાંતિ લાવે છે, તેથી જ તેનું સાંસ્કૃતિક રૂપ પણ આપોઆપ પ્રગટયું છે. જેમ કે પાકિસ્તાની પ્રતિક્રાંતિનો પ્રત્યાઘાત આપણે ત્યાં એવો પડયો કે, દેશે હવે હિંદુ રાજ્ય બનવું ઘટે. તેને તો દેશના નેતાઓએ દબાવી દીધો છે; પરંતુ તે ઉપર ઉપરથી જ દબાયો લાગે છે; પ્રત્યક્ષ કામમાં તો એ જ જ્યાં ત્યાં દેખા દે છે. ઉદાહરણરૂપે રાષ્ટ્રભાષાનો સવાલ. હિંદની રાષ્ટ્રભાષા, તેનો મોટામાં મોટો સમૂહ જે સાદી સીધી હિંદી-ઉર્દૂના પાયારૂપ એવી એકરસ બોલી બોલે છે ને ઉર્દૂ કે નાગરી લિપિમાં લખે છે, તે છે. આ વિચાર આપણા ઇતિહાસ અને પ્રગતિથી સિદ્ધ અને યોગ્ય છે. પરંતુ પાકિસ્તાની પ્રત્યાઘાત રૂપે હિંદી-નાગરી-વાદ ઊછળી આવ્યો છે. તે બતાવે છે કે, ઝીણાસાહેબનો પાકિસ્તાન-વાદ હિંદમાં આવા ગુપ્ત પડેલા કોમી માનસના પાયા પર હોઈને જ જોરદાર બની શક્યો. યુક્ત પ્રાંતના અને, ભલે ગમે એવડા છતાં, તેના અમુક ભાગના જ લોકની શૈલી અને રુચિને ગમતી ભાષા આખા હિંદ પર ઠોકી મારવાની ધૃષ્ટતામાં રહેલો ભાષા-સામ્રાજ્ય-વાદ ભારે ખતરનાક છે. જે વ્યાપકમાં વ્યાપક અને પ્રવાહી ભાષા હિંદુસ્તાનીને દેશની એકભાષા તરીકે લેવામાં આવે છે, તેના ઘડતરમાં અનેક પ્રાંતો અને પ્રદેશોના વિધવિધ લોકે ફાળો આપ્યો છે. તેથી જ તે રાષ્ટ્રની ભાષા હોઈ શકે. તેને બદલે, પાકિસ્તાની કુજોગ-વશાત્, જે ઝનૂન અને ટૂંકી નજર જન્મ્યાં છે તેને વશ થઈ, યુક્ત પ્રાંતના અમુક ઉપલા વર્ગની કેવળ સંસ્કૃતિયા હિંદીને તે સ્થાને ઓઢવી દેવાનો યત્ન કેવો અવળો અને પ્રત્યાઘાતી ગણાય! છતાં એ સંકુચિત અને પ્રતિગામી પ્રયત્નને રાષ્ટ્રીય માનનારા પડેલા છે! રાષ્ટ્ર આને વશ ન થાય એ સંભાળવાનું કામ કઠણ ઊભાં ચડાણ છે. પંડિત જવાહરલાલના નેતૃત્વથી બંધારણસભા તેનેય ચડી શકે, તો પાકિસ્તાન સામે સાધેલો આ સાંસ્કૃતિક વિજય ભારે જબરો ગણાશે. એનો પ્રભાવ ભાવી રાષ્ટ્રના ઉદય પર અચૂક પડશે.

આ વ્યાપક સામાજિક ક્રાંતિનાં બીજાં અંગોમાં કેળવણી અને અર્થતંત્ર પણ છે. અને પાકિસ્તાન જોડેના બખેડા જેમ જેમ શમતા જશે તેમ તેમ તે અંગો ઉગ્ર રૂપે આગળ આવશે. એ બધાંને જન્મ દેનારું આ વર્ષ સરવાળે આપણે માટે સફળ સુયશથી પૂરું થયું તેમાં હિંદની પ્રજાની છેલ્લી એકેક પેઢીની સાચી તપસ્યા જ મૂળ કારણ છે. એમ જ આગળ વધવું હોય તો, એ તપસ્યાને વફાદાર રહીને નવા વર્ષમાં પ્રયાણ કરવા માટે સૌએ સાવધ રહેવું જોઈશે.

૨૩-૧૨-'૪૭

## અંકુશ અને વેપારી

ડૉ. રાજેન્દ્રબાબુ હમણાં મુંબઈ આવી ગયા. પ્રસંગ એમનો ૬૫ મો જન્મદિવસ હતો. અનેક મંડળો તથા સંસ્થાઓએ આપણા આ મહાન દેશસેવકને ઘટતું માન આપ્યું. સરદાર પટેલે તેમના સંદેશામાં કહાવ્યું તેમાં સૌ કોઈ સંમત થશે કે—

> "હિંદમાં બાબુ રાજેન્દ્રપ્રસાદ એક એવા વિરલ પુરુષ છે કે જે અજાતશત્રુ જ નહિ, સૌ કોઈના પ્રેમ અને આદરને પામે છે. . . . સ્વતંત્ર હિંદના બંધારણના ઘડવૈયા તરીકે તેમને દેશે પસંદ કર્યા એ યોગ્ય જ થયું છે; અને બંધારણસભાના પ્રમુખ તરીકે

> વરણી કરીને તથા આજના કટોકટી-કાળે ફરી એમને રાષ્ટ્રપતિનું ભારે જવાબદારીભર્યું કામ સોંપીને એમનું સર્વશ્રેષ્ઠ આદરમાન કર્યું છે. રાષ્ટ્રની સેવામાં તે લાંબું જીવો."

આ પ્રસંગે અનેક વ્યાખ્યાનો એમણે આપ્યાં, તેમાં એક બે જગાએ તેમણે વેપારીઓને એવી અપીલ કરી કે, અંકુશો દૂર કરવાનું સરકારી કામ હવે ઊપડે ત્યારે માફકસર ને વાજબી ભાવથી ચીજવસ્તુઓ લોકોને પહોંચાડવી, એ તમારો ધર્મ યાદ રાખજો. "વેપારીઓએ અમુક નૈતિક સિદ્ધાંતોથી ચાલવું જોઈએ, કારણ કે અંકુશો જતાં જે અર્થવ્યવસ્થા આવશે તેમાં ભાવતાલ અંગે કશો કાયદો નહિ હોય." દરેક નાગરિકને લાગશે કે, આ સલાહ કે શિખામણ છે તો સોનાની અને સમયસરની; પરંતુ વેપારીઓ તે પાળશે? અનુભવ ઊલટી ખાતરી આપે એવો છે. છાપાંમાં એક ચર્ચાપત્રી સાવ સાચું જણાવે છે કે, 'અંકુશો કાઢો' એમ તો મહાત્માજી અને વેપારીઓ બેઉ કહે છે; પરંતુ તેમનાં કારણો કે દૃષ્ટિબિંદુ સાવ જુદાં છે, એ સામાન્ય માણસને ખબર છે. ગાંધીજી તો વૈયક્તિક અને સામાજિક નીતિધર્મના ઉચ્ચ સિદ્ધાંતોથી પ્રેરાઈને વાત કરે છે; ત્યારે વેપારી તો "શકરાબાજ પેઠે એવો લાગ જ તાકી રહ્યો છે કે ક્યારે અંકુશો ખસે અને હું ગરીબો પર તૂટી પડું." આની સામે પ્રજા પાસે કઈ ઢાલ છે? અંકુશો દૂર કરનાર સરકાર આનું શું વિચારે છે? વેપારીઓને કેવળ સલાહ-શિખામણ આપવાથી કંઈ રંધાવાનું નથી. સરકારે અને પ્રજાએ તેને કાબૂમાં રાખવા માટે નૈતિક, આર્થિક, અને કાનૂની દબાણ ને પીઠબળ તૈયાર રાખવું જોઈએ. કારણ કે, એ ખચીત માનવું જોઈએ કે, અંકુશ હોવા છતાં જેઓ કાળાં બજાર કરવા દ્વારા રાજ્યના કાનૂની જાપતાને ને ઈશ્વરના ધર્મરાજ્યને પણ ન ગાંઠ્યા, તેઓ અંકુશ જતાં કાળા બજારિયા તો આપોઆપ ધોળા થઈ રહેશે; પછી એને શી શરમ? આના દાખલા આપવાની જરૂર નથી.

<u>અંકુશ અને સરકારી નોકર</u>

તો શું અંકુશ ન કાઢવા? જો કાળાં બજારને રોકી શકાય, એટલે કે ઠરાવેલ ભાવે સૌને જોઈતી ચીજો માપબંધ મળી શકતી કરી શકાય, તો અંકુશો ભલે રહે, એમ સૌ કોઈ કહેશે. પરંતુ એવી આશા રાખવી હવે વ્યર્થ જ માનીને ચાલવું જોઈએ. ઠરાવેલ ભાવ મોટે ભાગે સરકારી ખરીદી પૂરતો પળાતો હોય તો હોય; બાકી હાથીના દાંત પેઠે, દુકાન આગળ એક અને તેની પાછળ બીજો, એમ બે ભાવો જ ઘણુંખરું ચાલે છે, અને ઉઘાડા દેખાતા આર્થિક તંત્ર પેઠે જ આનું પણ 'અંડરગ્રાઉન્ડ' તંત્ર બની ગયેલું લાગે છે. પોલીસને માત કરવા રાજકારણમાં જ નહિ, અર્થકારણમાં પણ 'અંડરગ્રાઉન્ડ' પ્રવૃત્તિ ખપની થઈ પડી છે! ઑર્ડિનન્સ-રાજ પેઠે જ અંકુશોનું પણ રાજ્ય જ ચાલે છે ને? એટલે યુદ્ધકાળના વારસારૂપ આ અંકુશ-રાજનું હવે કાંઈ કરવું જ જોઈએ સ્વતંત્રતા આવતાં પાકિસ્તાની પંચાતો પછી બીજે નંબરે જો મોટી પંચાત દેશ આગળ આવી હોય તો આ અંકુશ-રાજ છે. બ્રિટિશ સરકારના આ કમનસીબ વારસાને હિંદી સરકારે હવે ઠેકાણે પાડવો જોઈએ. ઉપર જણાવ્યું એમ, અંકુશ-ભાવનો લાભ સરકારને તો મળે જ છે. લોખંડ, સિમેન્ટ, પેટ્રોલ, અનાજ, કાગળ ઇત્યાદિ અનેક જરૂરી ચીજ-ભાવોનો મોટો ઘરાક એ છે. એથી ભાવનો લાભ તેને સારી પેઠે મળે જ. પરંતુ પ્રજાકીય સરકાર આવા નાણાકીય લાભથી દોરવાઈ જઈને આ મોટા પ્રજાકીય પ્રશ્નનો વિચાર કરવાનું માંડી વાળી ન શકે. અંકુશ રાખવા ન રાખવા (કે સાચું જોતાં કેવી ઢબે તે રાખવા) એ બાબતમાં તેણે પ્રજાહિતને મુખ્ય અને એકમાત્ર ગણીને વર્તવું જોઈએ.

આજે 'કાળું બજાર' શી વસ્તુ બની રહી છે? વજ્રની ભાષામાં કહીએ તો, વેપારી અને સરકારી નોકર-તંત્ર એ બેના તાણાવાણાથી જ એ જેવું છે તેવું બની શકે. વેપારી જોડે સરકારી નોકરો તેમાં છે એમાં શંકા જ નથી. જોકે, આ પરથી એમ તો કોઈ ન જ માની શકે કે, વેપારી અને સરકારી નોકર એ બે મહત્ત્વના સામાજિક સેવક વર્ગોમાં થોડાક આદરપાત્ર અપવાદો નહિ હોય. પરંતુ એવા થોડાક તારાઓથી ચાંદરણું ઓછું જ થઈ શકે! એક સામાજિક પરિસ્થિતિ તરીકે વિચારીએ તો કહેવું જોઈએ કે, વેપારી અને સરકારી નોકરના ભેગા સમાજદ્રોહથી જ આ સડો આટલો બધો અને આટલો લાંબો ચાલી શકે છે. તેથી કરીને કેવળ પોલીસ કે કાયદો તેમાં ઝાઝું સુધારી ન શકે. કોઈ ને કોઈ મૂલગત ઉપાય યોજાવો જોઈએ. એ ઉપાય શો? સરકારે અને પ્રજાના નેતાઓએ એ ખોળી કાઢવો જોઈશે. પ્રશ્ન એવો છે કે, એને માટે હિંદના અર્થતંત્રને નવેસર ઘડવા જેટલો ઊંડો વિચાર તેમણે કરવો જોઈશે.

## પ્રજાશાહી કે નોકરશાહી ?

આપણે સ્વતંત્ર થયા એટલે, ચારે બાજુથી, લોકશાહીને નામે કહેવાય છે કે, પ્રજા હવે સર્વોપરી બને છે, રાજ્ય હવે પ્રજાનું છે. વાત ખરી છે. પરંતુ આ તો સિદ્ધાંત થયો; વ્યવહારમાં શું છે ? સરકારી અમલદાર જ હજી ખરો સત્તાધારી ,મનાય છે. અને એને જ નોકરશાહી કહેવામાં આવતું. આવી સત્તાશાહીના માનસનો ઊંડો દોષ હિંદમાં આજનો નથી. કંપની-સરકારના જમાનાથી અંગ્રેજોએ આપણી પ્રજાની આ ખોડ જોયેલી, અને તેથી જ જિલ્લે જિલ્લે કલેકટર જેવો એક એક રાજવી કે ઠાકોર જ ગોઠવી દીધો ને તેને કુલ સત્તા સોંપી દઈ પોતાનું રાજ્યતંત્ર ઘડ્યું. આજે પણ એ જ તંત્ર ચાલુ છે, કારણ કે સત્તા આગળ રાંકપણાની પ્રજાની કરુણ માનસદશા પર તે રચાયેલું છે. તેથી લોકશાહી લોકશાહીની બૂમો તો પાડીએ છીએ, પરંતુ તે પ્રકારની રાજ્યપ્રથાની ટેવો નથી પ્રજામાં કે નથી સરકારી વહીવટતંત્રમાં. અને કંટ્રોલ-નીતિ આને ભાવતી આવે છે. એથી કરીને, સ્વરાજ આવતાં છતાં, ઝટ સુધરવા લાગવાને બદલે, સરકારી નોકર એની જૂની નોકરશાહી સત્તા જાળવી રાખી શક્યો. તેથી યુદ્ધ ગયા પછી પણ કંટ્રોલ છોડવાને તે આપોઆપ નથી પ્રેરાતો; ઊલટો, તે જો છૂટે તો કેવાં ખરાબ પરિણામો આવે તેનાં બયાનો કરે છે. તેની આ વાતમાં કાંઈક સાચું હશે. પરંતુ પ્રશ્ન એ કે એવડો નાનો નથી. પ્રશ્ન લોકશાહી ઢબે રાજ્યતંત્ર ચલાવવું હોય તો નોકરશાહીને ઠેકાણે રાખવાની જરૂરનો છે. આજે તે કંટ્રોલની સોંઘી–સફરી રીતે આપખુદ ને લાંચિયું ગાડું હંકારે છે; પરિણામે પ્રજાજન ચારે બાજુથી અંતરાયા જેવી મનોદશા ભોગવે છે. આજના કંટ્રોલ-રાજ્યમાં જો અસહ્ય હોય તો આ છે. તેનો અંત આવવો જ જોઈએ. નહિ તો સ્વતંત્ર હિંદની અંદર લોકશાહીનું શિક્ષણ જ જોખમાશે અને ગોરી જઈને કાળી નોકરશાહી જ રાજ્ય કરશે, અને પ્રજાકીય પ્રધાનો લગભગ એમની જાળમાં બેસીને તે કહે એમ મતાં માર્યા કરશે. આ ભયંકરમાં ભયંકર દશા છે. આવી કાંઈક સ્પષ્ટાસ્પષ્ટ બીકથી જ ગાંધીજી આજે કંટ્રોલ સામે જે જેહાદ જેવું ઉપાડતા લાગે છે તે સમજી શકાય એવી વાત છે. પાકિસ્તાનથી જોખમાયેલી કોમી એકતાને ફરી સ્થાપવાના સંદેશ બાદ આ કંટ્રોલને કાઢવાની તેમની વાત એટલી જ .કીમતી બીજી સેવા તેમણે કરી છે. પ્રજા પર તૂટી પડવા તૈયાર વેપારીવર્ગ અને તેમના શિકારરૂપ ગરીબ પ્રજા — બંને આ અંકુશ કાઢવાની વાત ઉપર એકમત થાય છે, તેમાં પણ આ જ કારણ છે. સૂચક એ છે કે, સરકારી નોકર જ મોટે ભાગે કંટ્રોલ કાઢવા સામે લાગે છે. પ્રજા એની ચૂડમાંથી છૂટવા માગે છે એ સારું ચિહ્ન છે. પણ તે યાદ રાખે કે, ગાંધીજી જ તેને એમાંથી 'છોડવી શકે; તેની શરત એ કે, તે એમની દોરવણી સ્વીકારે. નહિ તો, ચાલુ રૂપે છે તેવો કંટ્રોલ તો જશે, છતાં પ્રજા પર રાજ્ય તો મધ્યમવર્ગી વેપારી અને સરકારી નોકરનું જ આવી રહેશે. પરંતુ, આમ-પ્રજાએ જો ખરી ક્રાંતિ કરવી હોય તો ગાંધીજીના અર્થકારણ પર વળવું જોઈએ. એ અર્થકારણ એટલે ખાદી અને ગ્રામોદ્યોગ દ્વારા આળસ દૂર કરી ઉત્પાદન વધારી, કરકસર ને સ્વાવલંબન દ્વારા પ્રજાજને પોતાનું આર્થિક સ્વરાજ સાધી લેવું જોઈએ. આ રીતે જ પ્રજા પોતાની શાહી સ્થાપી શકશે, અને પ્રધાનોને પણ લોકરાજ્ય સ્થાપવામાં જરૂરી પોતા તરફનો ફાળો આપી શકશે.

૮–૧૨–'૪૭

## આમ-હિતનું આર્થિક નિયોજન

ઉપરનું લખાયા બાદ સરકારે અંકુશો હળવા કરવાની નીતિ ઉપાડી છે અને અનાજની માપબંધીથી તેની શરૂઆત કરી છે. અંકુશજન્ય સડાની શરૂઆત જેનાથી થઈ તે કાપડથી આ શરૂ થયું હોત તો સારું. અંકુશનીતિની આ બાબતમાં આ અંકમાં પૂનાના અ૦ ગાડગીળના લેખનો સાર આપવામાં આવ્યો છે તે તરફ વાચકનું ધ્યાન દોરું છું. તેમાં ખાસ એ બાબતમાં કે, આ અંકુશો કાંઈ પ્રજાકીય અર્થતંત્રના નિયોજન-રૂપે નહોતા. એમાં સામ્રાજ્ય-રક્ષાની જરૂર મુખ્ય હતી; અને જે સ્થાપિત હિતો તે માટે મદદરૂપ હતાં તેમને રાંક પ્રજા પર છૂટદોર મૂકી દેવાં એટલો ન્યાય હતો. એ અપન્યાય અને એ અવળ-નીતિ હવે સુધારવાં જ જોઈએ. એટલે કે, આમ-પ્રજાના હિતમાં રાજ્યની આર્થિક અંકુશ-સત્તાનો વિનિયોગ થવો જોઈએ. એમ લાગે છે કે, નવી શરૂ થતી વ્યવસ્થામાં મધ્યમ વર્ગ — એટલે કે વેપારી, જમીનદાર વિશેષ ફાવશે. અને સરકારી ઉદ્યોગનીતિ આજે યંત્રોદ્યોગવાદી જ હોવાથી મૂડી-વર્ગો તો એનો પૂરો કસ કાઢી જ લેશે. આમ. સ્વતંત્રતાની ક્રાંતિ લાવનાર મધ્યમ વર્ગ અને હંમેશનો ફાવતો આવેલો મૂડી-વર્ગ તો નિરાંતે છે; પણ વિશાળ

આમ-વર્ગનું શું? તેને માટે કઈ ઉદ્યોગનીતિ છે? તે કઈ મૂડી પર ઝૂઝી શકે એમ છે? એના શ્રમની મૂડીનું નિયોજન કોણ વિચારે છે? આનું ખરું નિયોજન જો નહિ થાય, તો નિયોજન કે ઉચ્ચ જીવનધોરણને નામે ઝાઝું કશું ભાગ્યે જ સાધી શકાય. આને માટે અત્યાર સુધી તો ગાંધીજીની ગ્રામોદ્યોગ- અને ખાદી- નીતિ જ ક્ષેત્રમાં ઊભેલી દેખાય છે. પરંતુ એમાં ભરોસાની વાચિક ભક્તિ કદાચ હશે, હૃદય હોય એમ નથી લાગતું. પરંતુ પરિસ્થિતિ જ એવી છે કે, તેમાં પલટો આવ્યા વગર રહેશે નહિ. દેશમાં નવી મૂડીની ઉત્પત્તિ વિશેષ ઉત્પાદનથી જ શક્ય છે. તે કરવાને માટે અપાર પડેલી બેકારીને કામમાં લેવી હોય, તો યંત્રો પરદેશથી આવવા ઉપર બેસી રહે કેમ પાલવે? વિજ્ઞાન અને કેળવણી સાદાં તળપદાં સાધનોને ઉપાડી લઈને દેશને તરત માર્ગ કાઢી આપે તો જ તે સાર્થક ગણાય. આર્થિક નિયોજન અંગે આ વિચાર હજી નથી જાગતો. એ અત્યારની પરિસ્થિતિમાં ભારે વિચિત્રતા છે. એને પણ દૂર કરવાને માટે ગાંધીજીએ જ સરકારોને ગોદાવવી પડશે કે શું? ઉપરનું વાંચી કોઈ એમ ન માની બેસે કે, રાષ્ટ્રના જરૂરી યંત્રોદ્યોગો સામે આ વાત છે. જેમ ઘરને બેસણી કે પૂતળાને ઉઠાવ આપતી બેઠક, તેમ જ દેશને માટે જરૂરી મોટા ઉદ્યોગધંધાઓનો ઉઠાવ અને બેસણી આપનારી આ ગ્રામોદ્યોગ- અને ખાદી- નીતિ છે. ખરું જોતાં એ જ રાષ્ટ્રનું સાચું ઉદ્યોગીકરણ છે; બાકીનું તો તેમાં આમ તેમ શણગારરૂપ બની શકે છે. યુદ્ધના કૃત્રિમ અને કામચલાઉ અંકુશો જવાથી આવી આર્થિક ક્રાંતિનાં દ્વાર ઊઘડશે એવી આશા રખાય છે.

૨૩-૧૨-'૪૭

## વિરોધ ખાતર વિરોધ?

શ્રી. જયકરનો ખ્યાલ આવે છે ત્યારે તેમની આગળનો 'ઑનરેબલ' શબ્દ યાદ આવે છે; અને સ્મૃતિ ત્યાંથી આગળ જઈ ઍન્ટની 'જૂલિયસ સીઝર' નાટકના તેના વ્યાખ્યાનમાં એ શબ્દ વાપરે છે તે ઉપર પહોંચે છે! હમણાં થોડા દિવસ પર પૂનાના પારસીઓના એક મંડળ આગળ બોલતાં તેમણે તેમને કહ્યું કે, અત્યારે મોટી એક જરૂર એ છે કે, સરકાર સામે વિરોધ-પક્ષ રચવો જોઈએ; નહિ તો સરકારને આનક નહિ રહે, તે કોઈથી બીશે નહિ અને પછી તે 'ફાશી' બની જશે. હિંદમાં લોકશાહી રાજ્યપ્રથા સ્થાપવા માટે કેળવણીની કેવી મોટી જરૂર છે, એ સૌ કોઈ સમજે છે. તેથી માન૦ જયકરની ઉપરની વાત તે રીતે ઠીક છે. પરંતુ એ ન સમજાયું કે, તેમણે એક કોમને આ શું કામ કહ્યું? અને લોકશાહીમાં વિરોધ-ખાતર-વિરોધ-પક્ષ નથી હોતો, પરંતુ દેશહિતના કોઈ ને કોઈ મોટા મુદ્દા કે નીતિ ઉપર તે ઊભો થાય છે ને રચાય છે. આવો કશો મુદ્દો કે નીતિ જણાવવાને બદલે, વિરોધપક્ષને ખાતર વિરોધપક્ષ ઊભો કરવા જેવી લાગતી વાત તેમણે શું કામ કરી હશે? કે પછી એ એમ જ કહેવા ઇચ્છે છે કે, સરકાર સામે વિરોધ કરવો એ જ પોતે એક મુદ્દો છે? તેમના જેવા લોકશાહીમાં શ્રદ્ધાવાળા 'લિબરલ' આમ તો ન જ ઇચ્છી શકે.

૧૦-૧૨-'૪૭

## સર ચિમનલાલ સેતલવાડ

શ્રી. ચિમનલાલ સેતલવાડ પાકી ૮૩ વર્ષની વયે દેવલોક પામ્યા. આખી જિંદગી — લગભગ છેવટના દિવસ સુધી — તે કામ પર હતા, એમ છાપાં જણાવે છે. એમ તેમણે પોતાની બુદ્ધિ-શક્તિનો પૂરો ઉપયોગ લીધો અને આપ્યો, એ થોડાક લોક માટે જ કહી શકાય એવી બાબત છે. શ્રી. સેતલવાડ એ રીતે આજની પેઢીને ખાસ અનુકરણીય ગણાય. પોતાની શક્તિ સમજ પ્રમાણે કામ કરતા કરતા લાંબું જીવવું, — પોતાની શક્તિઓ બને તેટલી પૂરી પૂરી સાબૂત રાખીને કામ લેતા લાંબું આયુષ સાધવું, એમાં જીવનકળા અથવા જીવનયોગની કેટલીય બાબતો સમાય છે. શ્રી. સેતલવાડ આટલું લાંબું અને પ્રવૃત્તિમય જીવન ગુજારીને જાય છે તે વખતે, આ એક વાત તરત અને પહેલી યાદ આવે છે. તે એક મોટા વકીલ હતા, ગઈ પેઢીના મોટા ગુજરાતીઓમાંના એક હતા, કાયદાશાસ્ત્રના ભારે જાણકાર હતા, સહૃદય સજ્જન હતા — આ બધું પણ જરૂર યાદ કરવા જેવું છે. પરંતુ સર ચિમનલાલ ઇતિહાસને પાને એથી નહિ, પણ તેમણે લગભગ બે પેઢી સુધી હિંદના સ્વાતંત્ર્ય-યુગના ઇતિહાસના સાક્ષી રહી, પોતાને જે ગોઠ્યું તે કામ કર્યું, તેને માટે યાદ રહેશે. આ લાંબા કાળનાં સંસ્મરણો તે લખીને ગયા છે, જે થોડા જ વખત ઉપર બહાર પડ્યાં છે. ખોટી ખરી પણ અમુક એક પ્રકારની નિષ્ઠા અને ધૃતિથી તેમણે આ અર્ધ સૈકું વિતાવ્યું. આજે લગભગ નાબૂદ થઈ ચૂકેલા જૂના 'લિબરલ' પક્ષના એ એક છેલ્લા આગેવાન હતા. અંગ્રેજી કેળવણીને લીધે, બંધારણ અને કાયદા પર,

લગભગ અફસોસ થાય એટલી બધી વધારેપડતી બેસી ગયેલી શ્રદ્ધા એ આ પક્ષનું અને સર ચિમનલાલનું એક મોટું લક્ષણ. તેથી, ૧૯૨૦ બાદ જ્યારે કૉન્ગ્રેસે એ શ્રદ્ધા છોડીને વર્તવાનું શરૂ કર્યું, ત્યારે આ 'લિબરલ' બુજરગો સહેજે ચિડાયા ને કૉન્ગ્રેસને તરછોડી ગયા. ને છેવટ સુધી ન જ પાછા આવ્યા! અત્યાર સુધીમાં વિગત થયેલા તે બુજરગો આજનો સ્વતંત્રતાનો દિવસ જોઈ ન શકયા. સર ચિમનલાલ એ જોઈને ગયા, એટલા નસીબવાળા ગણાય. અને તેથી અંતે એ ગાંધીજીને અને નવી પેઢીને કાંઈક વધુ સમજ્યા પણ હશે, એમ ખરું. કૉંગ્રેસને ગાંધીજીએ જ એક મહા શક્તિ બનાવી, એમ તેમણે એકરાર કર્યો છે, તે આથી હશે એમ લાગે છે. આમાં એમની પ્રામાણિકતા રહેલી છે. દેશની આગળ પડેલા પ્રશ્નો વિષે જે લાગે તે બેધડક અને સ્પષ્ટ કહેવું, એ પ્રકારની એમની સેવા તે છેવટ સુધી આપતા રહ્યા. છેવટ છેવટે હમણાં જૂનાગઢની 'આરઝી હકૂમત' પર પણ લખવાની ધૃષ્ટતા તેમણે કરી હતી, એ તેમના વ્યક્તિત્વનો ખાસ સૂચક દૃષ્ટાન્ત ગણાય. આવી સ્વતંત્ર વિચાર-નિષ્ઠા અને ધૃતિ હવે પછી હિંદના કારભારીઓ માટે એક ભારે જરૂરનો ગુણ કહેવાય. પરરાજ્યમાંથી સ્વરાજ લાવવાને માટે ભલે 'લિબરલ' શ્રદ્ધા અને કાર્યપદ્ધતિ નકામી નીવડી; પરંતુ પાર્લમેન્ટરી ઢબે રાજકાજ કરવાને માટે 'લિબરલ' લોકોનાં અભ્યાસ, દ્રઢેલતા અને ધૃતિ જરૂરનાં છે. 'લિબરલો'ને અંગ્રેજી રાજ્ય કઠતું નહોતું, એ વસ્તુમાં રહેલી મનોદશા જરૂર આપણે છોડીએ; પરંતુ એમની ઉદ્યમિતા, ચીવટ, ખંત અને અભ્યાસ વગર આપણે સ્વરાજ ચલાવી ન શકીએ. સર ચિમનલાલ એ ગુણોનો વારસો આપણને સોંપે છે. અને ગુજરાત એટલે વેપાર એમ જ સમજનારાને એ એક ચેતવણીરૂપ છે. ગુજરાતની ઊગતી પેઢી યાદ રાખે કે ચિમનલાલની જગા લેનારા અનેક હવે જોઈશે એવા અનેક પાકવા દ્વારા દેશમાં એ ઘણું જીવો.

૧૧-૧૨-'૪૭

## 'હિંદ સ્વરાજ'માં ભાષા-શિક્ષણ

માધ્યમિક શાળાની ૧લી શ્રેણીથી અંગ્રેજી ભાષાનું ભણતર આજે શરૂ થાય છે તે બદલીને સરકાર ૪થીથી શરૂ કરવા જેટલું પાછળ કરવા ધારે છે, તેથી સારો ખળભળાટ જાગ્યો છે. આથી એક ધારણા ખરી પડી છે કે, ચાલુ શિક્ષણને સુધારવું હોય તો તેની ચાવી અંગ્રેજીને તેને ઘટતા ગૌણ સ્થાને મૂકવામાં સંતાયેલી છે. એ ચાવી જરાક મરડાતાં, અંગ્રેજી શિક્ષણ આસપાસ જામેલા હિતવર્ગો કલબલ કરવા લાગ્યા છે. આથી પણ સરકારને એક ચોખ્ખી નિશાની મળી રહે છે કે, તેનું પગલું સાચી દિશામાં છે.

ઊંડે જઈને આ બાબત વિચારીએ તો, હિંદમાં ભાષાઓનું શિક્ષણમાં સ્થાન નક્કી કરવું, એ એક સવાલ ભારે મહત્ત્વનો લાગે છે. તેથી જ તે અટપટો પણ બને છે. જુઓ રાષ્ટ્રભાષાનો સવાલ. તેણે આજે કેટલું મોટું સાંસ્કૃતિક વલોણું આદર્યું છે! અને અંગ્રેજીએ પોતાનું હિત જાળવવા આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિ અને સંબંધો જોડેની પોતાની સગાઈ આગળ કરી છે! સ્વભાષાઓ તો માતાની જગાએ ઊભી જ છે; એમને ઝાઝી વકીલાતની જરૂર નથી. અને પ્રાચીન ભાષાઓ! અનેક ધર્મો અને સંસ્કૃતિઓના ઊગમ જોડે સંકળાયેલી એ ભાષાઓ પણ ઓછી જ શિક્ષણમાંથી બાકાત રહી શકવાની હતી! આમ, આજના સંધિકાળે બધી ભાષાઓ પોતપોતાને માટે માગ માગે છે. આ વિષે નિર્ણય કરવાનું કામ હવે આપણે ઝટપટ ઉકેલવું જોઈએ. ગાંધીજીએ ૧૯૦૯માં લખેલું 'હિંદ સ્વરાજ' હમણાં એક કામને અંગે જોતાં, તેમાં આ ભાષાઓ વિષે તેમણે લખેલો નીચેનો ફકરો જોયો, તે આજે પણ વાચકોને અને વિચારકોને યાદ કરાવવા જેવો લાગ્યો. તે નીચે ઉતારું છું:—

> "મને તો લાગે છે કે આપણે આપણી બધી ભાષાને ઉજ્જ્વળ કરવી ઘટે છે. આપણી ભાષામાં આપણે કેળવણી લેવી તે શું, તેનો વિસ્તાર કરવાની આ જગ્યા નથી. આપણે અંગ્રેજી પુસ્તકો જે કામનાં છે તેનો તરજુમો કરવો પડશે. ઘણાં શાસ્ત્રો શીખવાનો મિથ્યા ડોળ ને વહેમ છોડવાં. ધર્મકેળવણી અથવા નીતિ-કેળવણી તે પહેલાં હોવી જ જોઈએ. દરેક કેળવાયેલા હિંદીને સ્વભાષા, હિંદુને સંસ્કૃત, મુસલમાનને અરબી, પારસીને પર્શિયનનું, અને બધાને હિંદીનું જ્ઞાન હોવું જોઈએ. કેટલાક હિંદુએ અરબી અને કેટલાક મુસલમાને તથા પારસીએ સંસ્કૃત શીખવું જોઈએ. ઉત્તર અને પશ્ચિમ હિંદુસ્તાનના હિંદીએ તામિલ શીખવું જોઈએ. આખા હિંદુસ્તાનને જોઈએ તે તો હિંદી હોવી જોઈએ તે ઉર્દૂ અથવા નાગરી લિપિમાં લખવાની છૂટ ઘટે છે. હિંદુ મુસલમાનના વિચાર ઠીક રહે, તેથી આ બંને લિપિ ઘણા હિંદીએ જાણી લેવાની જરૂર છે આમ થતાં આપણે એકબીજાની સાથે વ્યવહાર રાખવામાં અંગ્રેજીને હાંકી શકીશું" ('હિંદ-સ્વરાજ' પા. ૭૮-૯)

**હજી આમ કેમ?**

મુંબઈથી એક ભાઈ ઉકળાટભેર નીચે પ્રમાણે લખી મોકલે છે, તે વાચકને સકારણ લાગશે એમ માનું છું. આ બાબતમાં એટલું જ ઉમેરવું જોઈએ કે, લોક નથી જાણતા એમ નહિ કે સ્વભાષા અને રાષ્ટ્રભાષાને હવે આદરમાન મળવાં જોઈએ; છતાં તે તેમ વર્તતા નથી એમાં અનિચ્છા કે આડાઈ કરતાં, 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી' એ કડીવાળી વાત જ વધારે હોય એમ લાગે છે. મતલબ કે, અંતરમાંથી ક્રાંતિનો જુસ્સો હજી દેશના કામે ચડ્યો નથી. કે પછી એમ પણ હોય કે, ગાંધીજીની કલ્પનાની શાંત રચનાત્મક ક્રાંતિની શક્તિ મૂળે જ ઓછી હતી તે હવે ઉઘાડું પડતું જાય છે. તે ભાઈ આ પ્રમાણે લખે છેઃ—

"તા. ૩-૧૨-'૪૭ના દિવસે મુંબઈમાં આઝાદ હિંદ ખેતીવાડી અને ઔદ્યોગિક પ્રદર્શન શરૂ થયું છે પ્રદર્શનનાં પાટિયાં પરદેશી ભાષામાં જ લખેલાં છે રાષ્ટ્રભાષાનો ઉપયોગ કરાયો નથી. અતિશય દુઃખ સાથે લખવું પડે છે કે, ભારતીય વિદ્યાભવને આ પ્રદર્શનમાં મોટો હિસ્સો આપ્યો છે. પરંતુ ભારતીય ભાષાનો બહિષ્કાર કરાયો હોય એવું મનાય છે. પ્રદર્શનની ઉદ્‌ઘાટનક્રિયા પહેલાં શ્રીમતી લીલાવતી મુનશીએ પરદેશી ભાષામાં જ પોતાનું વક્તવ્ય શરૂ કર્યું હતું.

પ્રદર્શનનાં પાટિયાં મોટે ભાગે પરદેશી ભાષામાં જ રહેલાં છે. સ્વતંત્ર હિન્દનું આ પ્રથમ પ્રદર્શન જનતા ઉપર સારો પ્રભાવ પાડનારું ગણાય એ વખતે પરદેશી ભાષાને દેશવટો શા માટે નહિ?'

**ડહાપણભર્યો ઠરાવ**

પૂર્વ પાકિસ્તાનથી ખબર જાણવા મળે છે કે, ત્યાંની બંગાળ પ્રાંત મુસ્લિમ લીગની કાર્યવાહક સમિતિ વતી તેના પ્રમુખે જાહેર કર્યું છે કે, પ્રાંતની સરકારી ભાષા ઉર્દૂ નહિ બને. સમિતિની સભા ચાલતી હતી ત્યારે અનેક વિદ્યાર્થીઓ (જે મુખ્યત્વે મુસલમાનો હતા) અને યુનિવર્સિટીના કેટલાક અધ્યાપકો તેને સ્થાને ગયા. (સભા પૂર્વ પાકિસ્તાનના વડા પ્રધાનને ત્યાં મળી હતી.) અને ત્યાં તેમણે દેખાવો કરીને એમ માગ્યું કે, બંગાળીને જ પ્રાંતના રાજવહીવટની ભાષા રાખવાનું તત્કાળ જાહેર કરવું જોઈએ. સમિતિના પ્રમુખ તથા બીજા લીગ-નેતાઓએ તેમને કહ્યું કે, તમારી વાત પર જરૂર વિચાર કરવામાં આવશે; એટલે એ ટોળું વિખેરાયું. બાદ સમિતિ તરફથી એટલું જાહેર કરવામાં આવ્યું છે કે, રાજવહીવટની ભાષા તરીકે ઉર્દૂને નહિ રાખવામાં આવે. આ નકાર-વાચક ઠરાવ છે, છતાં તે ડહાપણવાળો તો છે જ. હવે એ નક્કી થવું જોઈએ કે, અંગ્રેજી ચાલે છે તેને બદલે બંગાળી રાખવામાં આવશે. (વાચકને ખબર હશે કે, પશ્ચિમ બંગાળની ડૉ. ઘોષની સરકારે આવો નિર્ણય કર્યો છે.) વિદ્યાર્થીઓએ કોમી ગાંડપણથી ન તણાઈ જતાં ઠરેલ અને યોગ્ય વિચાર બતાવ્યો તેય પ્રશંસાને પાત્ર છે. એ ખરું કે, પૂર્વ દિશામાં પાકિસ્તાને માઝા નથી મૂકી તેનું પણ એ પરિણામ હોય. ગમે તેમ, આ ઠરાવ ડહાપણભરેલો ને સાચો છે, તેથી સૌ કોઈ રાજી થશે ને ધડો લેશે.

**મૌલાનાસાહેબ અને અંગ્રેજી**

મૌલાના અબુલ કલામ આઝાદે પટણા યુનિવર્સિટીના પદવીદાન સમારંભમાં આજે શક્ય હોય તેટલી અંગ્રેજીની વકીલાત કરી છે. છતાં તેય કહે છે કે, પાંચ વર્ષમાં તો તે ભાષા, — ગમે તેવી રૂડીરૂપાળી ને મોટી જબરી હોય તોય, — આપણા સમસ્ત શિક્ષણ અને રાજવહીવટમાંથી જવી જોઈએ. વાચકો આ તેમનો મક્કમ મત યાદ રાખે એ જરૂરી છે; કેમ કે તે વ્યાખ્યાન વાંચી ભ્રમ થવા સંભવ છે કે, મૌલાનાસાહેબ અંગ્રેજી તરફના છે.

મૌલાનાસાહેબ પાંચ વરસમાં આ કામ કરી આપે એ એમની ખાસ જવાબદારી છે, કેમ કે તે કેળવણી પ્રધાન છે. તે વિષે વ્યાખ્યાનમાં કશો ઉલ્લેખ નથી, એ આ વક્તવ્યની ભારે ભ્રામક ઊણપ છે. આવો જબરો ફેરફાર કરી શકનાર એકમાત્ર તાકાત કેળવણી છે તેણે આજથી યોજનાબદ્ધ કદમ ઉઠાવવાં જોઈએ. દુઃખની વાત છે કે, એ અંગે તે સાહેબે કાંઈ કે કશું ચોક્કસ ન કહ્યું. તે થોડા વખતમાં એક કેળવણી પરિષદ બોલાવે છે, તેમાં પાંચ વર્ષમાં સાધવાના આ મોટા કામનો નકશો ચર્ચશે એમ આશા રાખીએ. બાકી, એ વ્યાખ્યાનમાં તો સામાને દીધેલો દોષ પોતેય કરી બેઠા છે: એમણે પણ છેલ્લે પાટલેથી જ અંગ્રેજીની સ્તુતિની વાત કરી નથી? નહિ તો, અંગ્રેજીનો વિરોધ શા માટે કરવામાં આવે છે, એની તટસ્થ આંકણી તે કેમ ન કરે? અને એ વિરોધમાં સંકુચિતતાનો આરોપ કરવાની અનુદાર ભૂલ પણ એ કેમ કરત?

આજે અંગ્રેજી ન જોઈએ કહેવાની ફેશન થઈ છે, નહિ તો કેળવણીમાં પછાત-વિચારમાં ખપાય. પરંતુ બધી રીતે જોતાં જણાય છે તો એમ કે, કોઈ તેને યોગ્ય સ્થાને મૂકી દેવા માટે જાણે પોતા થકી તૈયાર નથી; ઉપરથી સરકાર કરે તો ઠીક છે. આ સ્થિતિમાં પ્રજાકીય સરકાર ને લોકોના નેતાઓની જવાબદારી વધી જાય છે.

તેઓ જો મૌલાનાસાહેબ પેઠે ખામોશવાદી વૃત્તિના હોય, તો ગાંધીજીએ 'નવી વિદ્યાપીઠ'ના પોતાના લેખમાં લાલબત્તી બતાવી જે સલાહ આપી છે તે કેટલી બધી સાચી અને સુખની હરે છે? આ વ્યાખ્યાનમાં મૌલાનાસાહેબ આ સલાહ વિષે કે રાષ્ટ્રભાષાના પ્રશ્ન વિષે નથી બોલ્યા એ સૂચક ગણાય. અફલાતમાં રહી જાય એવી નાની કે નામહત્ત્વની વાત એ નથી. હિંદના કેળવણી પ્રધાને પોતાની વિચારણા હવે વધારે સ્પષ્ટ કરવી જોઈએ અને તેને માટેનો કાર્યક્રમ યોજી દેશને વિશ્વાસમાં લેવો જોઈએ.

૨૩–૧૨–'૪૭

## પ્રવાસ દ્વારા કેળવણી

કોંગ્રેસ સેવાદળની પ્રવાસ–પ્રવૃત્તિના વ્યવસ્થાપક શ્રી. મણિભાઈ નાયક નીચેની ખબર લખી જણાવે છે, તે વિદ્યાર્થીઓને માટે ખાસ કરીને છે. સેવાદળ પ્રવૃત્તિ હવે સ્વરાજમાં નવજુવાનોની એક વ્યાપક કેળવણી અને શિસ્તબદ્ધ સેવાની તાલીમ આપનારી બની શકે. આ પ્રવાસ–પ્રવૃત્તિ તેનું એક રસિક અને જ્ઞાનપ્રદ અંગ છે. એ ઉત્તરોત્તર વધે અને યોજનાબદ્ધ ચાલે તો સરસ પરિણામ ઉપજાવી શકાય. નીચેની ખબર એ પ્રેરો, એવી આશા છે:

"કોંગ્રેસ સેવાદળ, ગુજરાત, તરફથી ચાલતી પ્રવાસ-પ્રવૃત્તિમાં, દિવાળીની રજાઓ દરમ્યાન ૧૦ મુસાફરીઓ નીકળી હતી. તેમાં કુલ ૧૨૩ ભાઈઓએ પગપાળા પ્રવાસ કર્યો હતો. ૧૦૦ માઈલની મુસાફરીથી માંડી ૩૬૦ માઈલ સુધીની મજલ આ જુવાનોએ કાપી હતી. સુરત જિલ્લાનાં રચનાત્મક કેન્દ્રો, બાગલાણનો કિલ્લો, ડાંગનું જંગલ, સુરપાણનો ધોધ, નર્મદાનો કિનારો, માંડવી અને રાજપીપળાનાં જંગલો, પાવાગઢ, ઈડર રાજ્ય, અને ઉદેપુર, આ પ્રવાસનાં લક્ષ્યસ્થાનો હતાં. માપબંધીના જમાનામાં અને ખભા ઉપર પોતાનો બિસ્તરો, કપડાં તથા ખાવાનું ઊંચકી આ જુવાનોએ આ પ્રવાસ કર્યો. પ્રવાસ દરમ્યાન આ પ્રવાસીઓએ ઘણી ઉપયોગી માહિતી પણ ભેગી કરી છે. ગુજરાત-સેવાદળ રૅલી થશે તેમાં આ બધા પ્રવાસીઓને પ્રમાણપત્રો તથા બિલ્લાઓ આપવામાં આવશે."

મ૦

# સાભાર સ્વીકાર

भारती साहित्य संघ, अमदावाद, तरफथी — **જંગલનો રાજા ટારઝન**: અનુ. મકરંદ દવે, કિં. ૪–૮–૦; **હિમાલયનું પર્યટન**: લે. હિંમતલાલ તુનારા, કિં. ૩–૦–૦; **૧૮૫૭ અને જલિયાંવાલા**: લે. દર્શક, કિં. ૩–૦–૦; **અવન્તીનાથ**: લે. ચૂનીલાલ વર્ધમાન શાહ, કિં. ૪–૮–૦; **પરિભ્રમણ ભાગ ૩ જો**: લે. ઝવેરચંદ મેઘાણી, કિં. ૩–૮–૦; **મહાન વૈજ્ઞાનિકો**: લે. પ્રો. સુરેશ મ. શેઠના અને પ્રો. નરસિંહ મૂ. શાહ, કિં. ૧–૦–૦.

विराट प्रकाशन मंदिर, वडोदरा, तरफथी मळेलां:— **દીનાનાથ**: લે. રમણલાલ ધીરજલાલ શાહ કિં. ૪–૮–૦; **સાગરકથાઓ**: લે ડુંગરશી ધરમશી સંપટ, કિં. ૪–૦–૦; **પહાડનાં પુષ્પો**: લે રમણલાલ વસંતલાલ દેસાઈ, કિં. ૨–૮–૦; **સુલભા**: અનુ૦ ગોપાળ અ. વિદ્વાંસ, કિં. ૪–૮–૦; **ઉદ્ધારોદ્ધાર – દ્વિતીયખંડ**: લે. શિવપ્રસાદ ત્રિવેદી, કિં. ૦–૧૨–૦.

श्री रामकृष्ण आश्रम, राजकोट, तरफथी मळेलां:— **વિવેકાનંદ – જીવન અને કાર્ય**: લેખકો: સ્વામી જપાનંદ અને જયંતીલાલ મંગળજી ઓઝા, કિં ૨–૮–૦; **શ્રી રામકૃષ્ણ આશ્રમ**:— ધ્યેય અને કાર્ય, અનુ૦ બહેન ત્રિવેણી, કિં. ૦–૮–૦.

कमल प्रकाशन मंदिर, अमदावाद, तरफथी मळेलां:— **સાત ચરિત્રો**: લે નગીનદાસ પારેખ, કિં. ૧–૧૨–૦; **હેમન્તી**: અનુ. રમણલાલ સોની, કિં ૨–૦–૦.

गति प्रकाशन लिमिटेड, अमदावाद, तरफथी मळेलां:— **મિસ્તર આદમ**: અનુ૦ જયંતી દલાલ, કિં. ૧–૦–૦; **પશુરાજ્ય**: અનુ૦ જયંતી દલાલ, કિં. ૧–૧૨–૦.

सस्तु साहित्य वर्धक कार्यालय, अमदावाद, तरफथी मळेलां:— **પ્રેમપંથ—૨**: કર્તા ગાંધીજી, યોજક: દેસાઈ વાલજી ગોવિંદજી, કિં. ૦–૪–૦; **ભિક્ષુ અખંડાનંદ**: લેખક સોપાન અને જ્યોતીંદ્ર દવે, કિં. ૩–૦–૦; **જીવન-સંગ્રામ**: સં. નંદલાલ ભોગીલાલ શાહ, કિં. ૦–૮–૦; **ખેતીનાં મૂળ તત્ત્વો – ભા. ૧લો**: લે માર્તંડ શિવભદ્ર પંડ્યા, કિં. ૧–૦–૦; **સ્વામી આત્માનંદ સરસ્વતી**: સં જ્ઞાનેશ્વર ભવાનીશંકર વકીલ, કિં. ૧–૮–૦; **પાક-ઔષધિ**: પ્રયોજક માધવ મો. ચૌધરી, કિં. ૦–૬–૦.

जीवन साहित्य मंदिर, अमदावाद, तरफथी मळेलां શ્રી ઉમાશંકર જોષીનાં પુસ્તકો:— **નિશીથ**: કિં ૩–૦–૦; **પ્રાચીના**: કિં. ૨–૮–૦; **અંતરાય**: કિં. ૨–૪–૦; **પારકાં જણ્યાં**: કિં. ૩–૦–૦.

अन्य प्रकाशको तरफथी मळेलां:— **મેઘદૂત**: અનુ૦ અને પ્રકાશક નટવરલાલ ભાઈશંકર બની, કિં. ૦–૫–૦; **કાશ્મીરનો પ્રવાસ અને અમરનાથની યાત્રા**: લે. મોહનલાલ જીગજીવન દવે, કિં. ૩–૦–૦; **ધર્મની સમજ**: લે. ન્યાયવિજયજી, મૂલ્ય વાચન; विजयधर्मसूरिश्लोकाञ्जलि: રચયિતા: મુનિ ન્યાયવિજય, પ્રકાશક: શ્રી ભોગીલાલ ચૂનીલાલ કાપડિયા, પાટણ, કિંમત લખી નથી; **ટૉમકાકા**: સંક્ષેપાનુવાદક–મોંઘીબહેન બધેકા, પ્ર૦ માનશંકર ન. ભટ્ટ, ભાવનગર, કિંમત ૧–૬–૦.

# નવું વાચન

**અખંડ આનંદ :** [માસિક] તંત્રી : મોહનલાલ મહેતા 'સોપાન'; પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; લવાજમ : વાર્ષિક રૂ. ૬–૪–૦ : પરદેશ માટે રૂ. ૯–૦–૦.

સંસ્થાના સ્થાપકની સ્મૃતિ રહે એવા નામ સાથે આ "ધર્મનું માસિક" નવેંબર માસથી પ્રગટ થવા લાગ્યું છે. પ્રકાશક તથા તંત્રી બંને પોતાનાં નિવેદનોમાં જણાવે છે તેમ, મુખ્યત્વે ધાર્મિક સાહિત્ય પ્રગટ કરનારી પ્રકાશન સંસ્થાનું આ માસિક હોવા છતાં, આ સંસ્થાએ કદીયે 'ધર્મ'નો અર્થ 'સંપ્રદાય' જેવો સંકુચિત નથી કર્યો; "સર્વધર્મસમભાવની ભાવના ઉપરાંત, જે જીવનને ઊંચે લાવે તે બધું ધાર્મિક ગણાય એવો વ્યાપક અર્થ આ સંસ્થાએ સ્વીકાર્યો છે" . . . "જીવનમાં જે કંઈ શુભ છે તેનો વિકાસ થાય, અને જે કંઈ અશુભ છે તેનો ક્ષય થાય એવી જે કંઈ પ્રવૃત્તિ હોય તે ધર્મપ્રવૃત્તિ જ ગણાય" ધર્મના એવા વ્યાપક અર્થ સાથે આ ધર્મનું માસિક પ્રગટ થાય છે. ગુજરાતના ઘણા જાણીતા લેખકોએ, આ માસિકના નામ અને કામને અનુકૂળ રહી, પોતપોતાના વિષયની સામગ્રી તેમાં પીરસી છે.

આ માસિક હવે 'વિવિધ ગ્રંથમાળા' નામની જૂની અને જાણીતી ગ્રંથમાળાને "સ્થાને" પ્રગટ થાય છે. અને સંસ્થા જણાવે છે કે, તે ગ્રંથમાળાનાં વાર્ષિક ૨૦૦૦ પાન કરતાં લગભગ પોણાબે ગણું વાચન, લવાજમમાં કંઈ પણ વધારો કર્યા સિવાય, આપવામાં આવશે. જોકે, સારી સંખ્યામાં ગ્રાહકો મળી જાય તો સંસ્થાને આ માસિક પાછળ અત્યારે ખમવી પડતી "સારી ખોટ" ઓછી થઈ જશે, એવી ખાતરી સંચાલકો રાખે છે.

શ્રી. અખંડાનંદજીએ છેવટના ભાગમાં 'શુભસંગ્રહ' નામે જ્યાંત્યાંથી વીણી કાઢેલું સાહિત્ય દળદાર ગ્રંથો મારફતે પ્રકાશિત કરવા માંડ્યું હતું; અને તે વીણવા પાછળ તેમની દૃષ્ટિ જીવનોપયોગી ધાર્મિક વસ્તુ ગુજરાતી વાચકવર્ગને સસ્તેથી એકઠું કરી આપવું એ હતી. આ માસિક પાછળ પણ જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોને લગતી 'શુભ' વસ્તુ પીરસવાની ભાવના રહી હોય એમ અત્યારે લાગે છે એ ભાવના હેઠળ ગુજરાતનો લેખકવર્ગ ચાલુ લખાણ આ માસિકમાં આપ્યા કરે, તો એક મોટા ગુજરાતી વાચકવર્ગની આવશ્યકતા જરૂર પૂરી થશે, એવી આશા રાખી શકાય. પણ એ બધું તો આ માસિકના તંત્રી, અને તેમને મળતો વર્તમાન લેખકોનો આવશ્યક સહકાર, એ ઉપર આધાર રાખે છે. તંત્રીએ શરૂ કરેલો 'આનંદ પ્રશ્નાવલિ'-વાળો વિભાગ તેમને માટે કસમયનો છે તથા નવું લખાવવા ઉપરાંત દેશપરદેશનાં અનેક માસિકોમાંથી કે લખાણોમાંથી સુવાચ્ય સરળ ભાષાંતરરૂપે શુભ-સંગ્રહ કરી કરી તેને આ માસિકમાં વધુ સ્થાન આપવાની જરૂર છે. એનાથી માસિકની ઉપયોગિતા ઘણી વધશે; અને છતાં તેની પ્રતિષ્ઠાને કાંઈ આંચ આવશે, એમ માનવાની જરૂર નથી.

છેવટે એક સૂચના અને વિનંતી : માસિકના રૂપેરી પૂંઠા પાછળ જે 'ઘટ-સ્તની'નું ચિત્ર છે, અને તેના 'હૈમાનો મોર' જે ટહુકો કરતો જણાવ્યો છે, તે બધું આ માસિકને હરગિજ છાજતી વસ્તુ નથી. એ ચિત્રમાં વસ્ત્રપરિધાનનો આનંદ આ માસિકના નામની મર્યાદા બહાર રહે એ રીતે વ્યક્ત કરવામાં આવ્યો છે. તેમાં સુવસ્ત્રપણાને બદલે (ઉપર-નીચે થઈને) વિવસ્ત્રપણું કે અતિવસ્ત્રપણું જ વિશેષ ઉતારેલું છે. જાહેરાત-યુગમાં જાહેરખબરોથી દૂર ન જ રહી શકાય તોય તેમાં પણ 'અખંડ આનંદ'ની દૃષ્ટિએ વિવેક કરવામાં આવે એ જરૂરી ગણાય.

**ગુજરાતી ભાષા-લેખન :** લે૦ અ૦ કેશવરામ કા. શાસ્ત્રી; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ., મુંબઈ-૨ અને અમદાવાદ; પૃ. ૩૫૬+૧૨; કિં. ૫–૦–૦.

અંગ્રેજી પાઠ્યપુસ્તકોમાં 'કૉમ્પોઝીશન' વિષયનાં જે જાતનાં પુસ્તકો હોય છે, તે પ્રકારનું ગુજરાતી ભાષા માટે "મૅટ્રિક્યુલેશન તેમ જ વર્નાક્યુલર ફાઈનલ સુધીના વિદ્યાર્થીઓનું" આ પુસ્તક છે; તથા તેમાં જોડણી, શબ્દો કેમ છૂટા પાડવા, વિરામચિહ્નો, શૈલી, લેખનશુદ્ધિ, રૂઢિપ્રયોગ, કહેવતો, પત્રલેખન, સારલેખન, વાર્તાલેખન, સંવાદલેખન, નિબંધલેખન, અન્વયાર્થ અને વિવરણ, પિંગળ-પરિચય, કવિતા અને રસ તથા અલંકાર, એટલા વિષયો ઉપર ઉપયોગી માહિતીનાં પ્રકરણો છે. સાર-વાર્તા-સંવાદ-નિબંધ વિષેનાં પા. ૧૧૯ થી ૨૪૮ સુધીનાં ૧૨૯ પાન બીજા લેખકોનાં પુસ્તકોમાંથી એકઠા કરેલા નમૂનાઓથી ભર્યાં છે; અને એવા વિષય ઉપર પોતે સ્વતંત્ર રીતે લખવા ચાહવું એને 'બાલ-ચાપલ' ગણાવી, પોતાને ઠીક લાગ્યા તે તે લેખકોને તે તે વિષયના 'નિષ્ણાત' ઠરાવી, એમની કૃતિઓમાંથી યોગ્ય અને વિશિષ્ટ 'પ્રસાદી' પીરસીને સંતોષ માન્યો છે. એ પાનાં ઓછાં કરી, અથવા જતાં કરીને, લેખનશુદ્ધિવાળા ભાગને નેસ્ફિલ્ડના અંગ્રેજી વ્યાકરણના ચોથા પુસ્તકની પેઠે વધુ બહલાવ્યો હોત તો વધુ સારું થાત. (અને પુસ્તક કંઈક સસ્તું પણ થઈ શકત.) એમ તો પિંગળ-પરિચયથી માંડી અલંકાર સુધીનાં છેવટનાં સોએક પાન પણ મોટે ભાગે નમૂનાઓથી ભર્યાં છે; તથા એ નમૂનાઓ કવિતા લખવાનું શીખવા ઇચ્છનારને પૂરતા નથી, અને સમજવા ઇચ્છનારને બહુ ઉપયોગી થાય તેવા નથી. જોકે, આ જાતના પુસ્તકમાં એ પ્રકરણોની ઉપયોગિતા જ નથી, એવું ન કહી શકાય.

વર્તમાનપત્રકારત્વ વિષે પ્રસ્તાવનામાં જે લખ્યું છે, તે પુસ્તકમાં તાદૃશ થતું દેખાતું નથી.

જોડણી વિષે લખ્યું છે ખરું કે, "શિસ્ત વિનાનો માણસ જીવન જીવવા પાત્ર નથી. જેને પોતાના હૃદય ઉપર કાબૂ નથી તેનું જીવન તુચ્છ છે. . . . ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોશે શબ્દોની એકધારી જોડણી કરવાનો જે રાજમાર્ગ સ્થાપિત કર્યો છે, તેનું જરૂરી જ્ઞાન પ્રત્યેક લેખક . . . પ્રત્યેક વાંચી લખી શકનાર માટે જરૂરી છે." તેમ છતાં, અને જોડણીકોશમાંના જોડણીના નિયમોને બદલે. "બહુ જ થોડી સંખ્યામાં એ બધા નિયમોનો સમાવેશ થઈ જાય એ રીતે," તથા "સમજવા" અને યાદ રાખવા ઠીક પડે "એ રીતે" નવા નિયમ આપવાનું કહી, અચાનક આઠમા નિયમમાં 'ઈએ' પ્રત્યયને ગુજરાત વિદ્યાપીઠે 'કોઈ કારણે માની લીધો' કહીને, તે પ્રમાણેની જોડણીને બદલી નાખી, ઉચ્ચારણની વધુ સ્વાભાવિકતાનું કારણ બતાવી, 'ઇયે' પ્રત્યયવાળી 'કરિયે', 'હસિયે', 'છિયે', એ (વિદ્યાપીઠ કોશની દૃષ્ટિએ ખોટી) જોડણી પોતા તરફથી રજૂ કરી છે. પાઠ્યપુસ્તક જેવા પુસ્તકમાં આ જાતની ચેષ્ટા અસ્થાને છે તથા હાનિકારક છે.

ગુજરાતી ભાષા માટે આવી જાતનાં લેખન–પુસ્તકોની આવશ્યકતા સાચી કહેવાય; અને "અંગોપાંગની વિસ્તૃત નિરૂપણા આપનારા ગ્રંથ તૈયાર ન થાય ત્યાં સુધી" હરકોઈને ઉપયોગી નીવડે તેવા આ પુસ્તકને તૈયાર કરી આપી, અને તેને પ્રસિદ્ધ કરી, લેખક તેમ જ પ્રકાશકે સારું કર્યું છે, એમાં શંકા નથી આ પુસ્તકનો સારો લાભ ઉઠાવવામાં આવશે એવી આશા રાખીએ ગો૦

**બે ભક્તિકાવ્ય ગ્રંથો :**

એવો કોણ હશે જે બિલકુલ કશી ભક્તિવાળો નહિ હોય? માણસ સ્વભાવથી જ એવો બનેલો છે કે એક યા બીજી વસ્તુનું એ ચિંતવન કર્યા કરે છે. કોઈ સુખનું તો કોઈ સેવાનું, કોઈ તનનું તો કોઈ ધનનું, કોઈ જગતનું તો કોઈ જગતનિયંતાનું. એ વિના એ રહી શકતો નથી. એવું કોઈ મનન નાસ્તિક પણ કરે છે; એની ધારણા નકારાત્મક છે એટલું જ. આ ચિંતન, મનન કે વિચારણા જ્યારે એકધ્યેયી બને છે ત્યારે તે ભક્તિનું સ્વરૂપ ધારણ કરે છે.

આજકાલ એવી ભક્તિ ઓછી જોવામા આવે છે, કારણ કે એકાગ્રતા વિરલ થઈ પડી છે ને ઈશ્વર વિષેના ખ્યાલો બદલાયા છે. કેટલાકનો ઈશ્વર યંત્ર છે તો કેટલાકનો કોઈ વાદ, ને કેટલાકનો વળી સમાજ ઈશ્વર થઈ પડેલ હોય છે. તેથી આજે તો ભક્તિકાવ્યો વિરલ થઈ પડ્યાં છે. જે થોડાંક લખાય છે તેમાં નથી હોતો ભક્તિનો સંવેગ કે નથી તરી આવતી અનન્ય નિષ્ઠા. આવી પરિસ્થિતિમાં બે સારા ભક્તિકાવ્યગ્રંથોને આવકારતાં આનંદ થાય છે.

**પ્રભાતગીત:** (લે. પૂજાલાલ; પ્રકાશક: શ્રી અરવિંદ સર્કલ, મુંબઈ; કિં. ૨–૦–૦.) શ્રી અરવિંદના આશ્રમમાં નિવાસ કરતા કવિશ્રી પૂજાલાલને ગુજરાત ઓળખે છે. તે શ્રી અરવિંદની ફિલસૂફીના સારા એવા અભ્યાસી છે. પોંડિચેરી આશ્રમનો હરેક નિવાસી જ્ઞાન અને ભક્તિનો આદર કરનારો હોય છે. શ્રી અરવિંદની છાપ કવિ પર સારી પેઠે છે તે આ સંગ્રહનાં કાવ્યો પરથી સહેજે જોઈ શકાય છે. એ છાપ વિવિધ છે: એક તો એમની ફિલસૂફીની અને બીજી એમની ભાષાશૈલીની. પૃ. ૫૩ પર એક લીટી આ છે: "ભુક્તિ ને મુક્તિનાં દાન દેતું." અહીં 'ભુક્તિનો' અર્થ સામાન્ય વાચક શો સમજે? શ્રી અરવિંદની ફિલસૂફીમાં ભોગના શુદ્ધીકરણને એટલે ભુક્તિને પણ સ્થાન છે. અનાસક્ત રીતે ઉચ્ચ સ્થિતિએ ભુક્તિ રહી શકે. પણ ભુક્તિ એટલે ભોગ એવો અર્થ કરી વાચક સમજ મેળવે કે ગેરસમજ? બીજી અસર તો એમની સંસ્કૃતમયી ભાષાના ઉપયોગથી જોઈ શકાય છે. એમને વિચાર ને ચિંતન કરવાની ટેવ શ્રી અરવિંદની પરિભાષામાં પડી હોવાને કારણે ભારે ને અઘરા શબ્દોનો વપરાશ સહેજે આવી જાય છે. આથી કરીને, ૭૫ પ્રભાતિયાંના આ સંગ્રહમાં ઘણાં ઉપભોગ્ય હોવા છતાં, સામાન્ય જન જે શ્રી અરવિંદની વિચારસરણીથી અજાણ્યો છે, તે એને કેટલાં માણી શકશે એ વિષે શંકા થાય છે.

ભાષામાં સંસ્કૃત શબ્દોનો ઉપયોગ વધુપડતો છે છતાં પ્રસાદગુણ સારી પેઠે છે. આનું કારણ શોધવા દૂર જવું પડે તેમ નથી. કાવ્યો કવિના ભક્તહૃદયમાંથી સાહજિક રીતે વહ્યાં છે. એમાં આયાસ નથી, મથામણ નથી, પણ કવિ પોતે કહે છે, તેમ, "સૂર્યના સૂર્યરૂપ પ્રભુ પરમાત્માના જ્યોતિર્મય પદ પ્રત્યે વળેલા આ સ્પૃહાવંત આત્માઓને અનેકવિધ અધ્યાત્મ ભાવનાઓના ઉદયનો દર્શનાનંદ પ્રાપ્ત થાય છે તેને આ 'પ્રભાતગીત'ની સુરાવલિમાં અભિવ્યક્ત કરવાનો પ્રયાસ અત્રે કર્યો છે."

અધ્યાત્મ ભાવનાઓની વિવિધતા ને તે કરતાંય તેમની વિવિધ રજૂઆત આકર્ષક છે. મોટા ભાગની ભાવનાઓ સામાન્ય હોવા છતાં કવિના ભક્તહૃદયની કાવ્યસુગંધ તેમને મનોહર બનાવી શકે છે.

નરસિંહ મહેતાનાં પ્રભાતિયાંનો ઢાળ બધાં કાવ્યો માટે પસંદ કરવામાં કવિએ ખૂબ યોગ્યતા વાપરી છે. તેથી તે સારી પેઠે ગેય બન્યાં છે. છંદમાં છૂટછાટ લીધા વિના કાવ્યો સરળતાથી વહે જાય છે. અને ઠેર ઠેર આવતા પ્રાસ, શબ્દશ્લેષ વગેરે ગેયતામાં સારી પેઠે વધારો કરે છે. આમ 'પ્રભાતગીત' પોતાનું નામ સાર્થક કરે છે.

**સોરઠી સંતવાણી:** (સંપાદક: ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; કિં. ૩–૦–૦.) મધ્યયુગના કાઠિયાવાડી સંતોનાં ભજનોનો આ સંગ્રહ છે. ઉપરનાં અર્વાચીન ભક્તિકાવ્યોની સરખામણીએ આ સંગ્રહ જુદો પડે છે; કંઈક બરાબર ઊલટી રીતે જ અસર કરે છે. મધ્યકાલીન સંતોની વાણી સાદી, સરળ ને હૃદયમાંથી સીધી નીકળી પડતી લાગે છે. એમને કોઈ ફિલસૂફીનો ભાર નથી. હૃદય ભગવાનની ભક્તિ માટે તલસે છે ને એ તલસાટનાં પરિણામ તે આ ભજનો.

લોકસાહિત્યના પ્રખર શોધક ને સંપાદક સ્વ. ઝવેરચંદ મેઘાણી છેલ્લે છેલ્લે પણ આ ઉત્તમ સંતવાણીનો સંગ્રહ આપતા ગયા. પ્રસ્તુત સંગ્રહમાં એમણે સાઠ પાનાંનો અભ્યાસપૂર્ણ પ્રવેશક લખ્યો છે. એ પ્રવેશક ભજનિક સંતોનાં જીવન વિષે જ નહિ પરંતુ મધ્યકાલીન સંતસાહિત્યની સામાન્ય ચર્ચા પણ કરે છે.

આજકાલ મધ્યકાલીન સાહિત્ય પર ખાસ કોઈ વિશેષ પ્રેમ રાખતું દેખાતું નથી. તેમાંય વળી સંતોનાં ભજનો જેવી શુષ્ક ગણાતી વસ્તુ પર વારી જનાર તો હોય જ કોણ? સંતોની વાણી ટાયલા જેવી લાગે છે, ને કેટલાકને ગતાનુગતિક રીતિએ ચાલી આવતી મોટા ભક્તિકવિઓના પડઘારૂપ તે લાગે છે. સ્વ. મેઘાણી આ શંકાનો સારો જવાબ આપે છે. એમના જવાબના સમર્થનમાં અત્રે કેટલુંક ઉમેરવું જરૂરી લાગે છે.

પ્રથમ તો ભક્તિકાવ્ય સાચી હૃદયની લગની વિના પ્રગટે નહિ. વળી તે જમાનામાં ભજનિકને કંઈ માન અકરામ નહોતાં મળતાં કે કેવળ માનપાનને ખાતર ભજનો બનાવવા સંતોને લાલચ થાય! ચારણો અનેક રાજામહારાજાઓ વિષે જોડકણાં બનાવતા જ હતા એમને પૈસા મળતા ને એમનું કામ થતું સંતકવિને એવું કશું ન હતું મધ્યકાલીન કબીર આદિ મોટા કવિઓની શૈલીની અસર એમના પર જરૂર હતી, પણ મૌલિકતા તો સંતકવિઓની પોતાની જ.

આની સચોટ દલીલ તો ભજનો પોતે છે. સંતકવિ પોતાની આધ્યાત્મિક અનુભૂતિથી ભજન રચતો હોય છે એવી પ્રતીતિ થયા વિના રહેતી નથી.

છ ખંડમાં બધાં ભજનો વહેંચ્યાં છે. વહેંચણી વિષયવાર છે. જો આ ભજનો બરાબર સોરઠી ઢબે ગવાતાં સાંભળવાનાં મળે તો એનું મૂલ્ય બરાબર થઈ શકે. કેવળ વાચન એને પૂરતો ન્યાય ન આપી શકે ભજન તો ગાવાનાં જ હોયને! હજુય સોરઠનાં ગામોમાં ભજનિકો વસે છે. એમને મોઢે આ કે આવાં ભજનો સાંભળવા જોઈએ; તો એની ખૂબી બરાબર તરી આવે. ભજનોની ભાષાય સમજતાં આવડવું જોઈએ. ને એથીય વિશેષ તો વાચકને પોતાને ભક્તહૃદય સાંપડેલું હોવું જોઈએ. શાં. મ. દેસાઈ

**કાળચક્ર:** લે. ઝવેરચંદ મેઘાણી; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ, મુંબઈ અને અમદાવાદ; પા. ૧૧૮+૬; કિ. ૨-૦-૦. (સ્વ૦ મેઘાણીના ચિત્ર તથા હસ્તાક્ષર સાથે)

શ્રી મેઘાણીની આ અંતિમ નવલકથા છે; તે તરીકે તે વિશેષ ધ્યાનપાત્ર છે. તેને શ્રી મહેન્દ્ર મેઘાણીએ કવિશ્રીની પ્રથમ માસિક પુણ્યતિથિ પ્રસંગે પ્રસિદ્ધ કરી છે. કવિશ્રી એ પૂરી કર્યા વિના અહીંથી ગયા; તેથી તે અધૂરી પ્રગટ થઈ છે. તેમાં પણ કવિ-કથાકારની કલમ અને બાની ઢાંકી નથી રહી ઊર્મિલાના પતનથી જે એક કથનપાત્ર અને રોમાંચક પ્રસંગ જન્મ્યો, તેને ઝડપી લઈ તેમણે 'પ્રભુ પધાર્યા' આપણને આપી ત્યાર બાદ યુદ્ધ બંધ થતા આવતાં એક વિલક્ષણ યુગ આપણા દેશ અને સમાજ પર ગુજરવો શરૂ થયો. એના પલટા એવા તો મૂળથી હલમલાવી અને સમાજ તથા રાજ્ય-તંત્રને હચમચાવી મૂકનારા નીપજ્યા છે કે, તે પ્રક્રિયા હજી ચાલુ છે. આ પલટાને કવિ-કથાકારની નજરથી પકડતાં જે નીપજ્યું તેની માસિક હપતે ચાલતી આ કથા છે. તેથી એમાં એની એની ચાલના મરોડ તથા વળાંક સહેજે ઊતરે જ; છતાં ચાલુ યુગની અંદર જ, તેના વર્તમાનમાં જે એકસૂત્રતા છે તે આ વાર્તામાં પણ આપોઆપ આવી છે. એટલે રસક્ષતિ તો ક્યાંથી, રસ જામતો જાય છે. અને પ્રત્યક્ષ યુગનો તાજો રસ તેમાં સિંચાયા કરે છે. છેવટે એમ જ થાય છે કે, કવિશ્રી આ યુગ પૂરો જોવા, અને તેથી આપોઆપ કાંઈ નહિ તો આ વાર્તા તો પૂરી કરવા, આપણી સમક્ષ રહેત તો કેવું સારું? કોઈ સમર્થ કથાકારે, આમ હવે તોડેલો આ વાર્તાનો તાંતણો પૂરો કરી ગુજરાતને આપવાનું બીડું ઝડપી, સદ્‌ગતને પોતાની શ્રદ્ધાંજલિ આપવી જોઈએ. ભાઈ મહેન્દ્ર કે કોઈ એની જોગવાઈ કરી શકે તો સરસ.

૮-૧૧-'૪૭ મ૦

**ઉલ્કા:** લે૦ વિ. સ. ખાંડેકર; અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ; પ્ર૦: આર. આર. શેઠની કંપની, મુંબઈ; પૃ. ૩૬૪; કિં. રૂા. ૪-૮-૦

ખાંડેકર મહારાષ્ટ્રના એક પ્રથમ પંક્તિના સાહિત્યકાર છે. કાવ્ય, નવલકથા, લઘુકથા, નાટક, બોલપટ-કથા, નિબંધ અને જીવનચરિત્ર વગેરે સાહિત્યનાં અનેક ક્ષેત્રોમાં તેમની સમર્થ કલમ હવે સફાઈથી ચાલે છે. પોતે કોંકણના એક ગરીબ ભાગના ગરીબ વતની, મૂળ ધંધો શિક્ષકનો, તેમાં ઓધૂરામાં પૂરું 'ફુરસૈ' જાતના ઝેરી સાપના દંશની કાયમી અસર તેમના શરીર પર રહી છે; પોતે બુદ્ધિપ્રધાન અને વિદ્વાન, તેમ છતાં તેમના લખાણ પર બધેય માનવતાની ઉદાત્ત ભાવના પ્રધાનપદ ભોગવે છે. હિંદી સ્ત્રીઓ અને ગરીબ મજૂરો કે ખેડૂતોનાં સુખદુઃખો તેઓ એટલી બધી આત્મીયતાથી વર્ણવે છે કે તેમનો ધ્યેયવાદ વાચકને અચૂક પકડી લે છે. પ્રિન્સિપાલ આગરકર પછી ગરીબ જનતાનાં દુઃખો આટલા પ્રભાવથી સમાજ આગળ મૂકનારો કોઈ લેખક મરાઠીમાં થયો નથી એમ કહી શકાય.

૧૯૧૯-૧૯૩૦ ના અસહકાર — સત્યાગ્રહના જમાનાની ગરીબ કુટુંબની ઉલ્કા નામની યુવતીની આત્મકથા આ છે. પિતા વિધવાને પરણેલા, તેથી ગરીબાઈ અને સ્ત્રીત્વ સાથે હીનત્વ પણ તેના જીવન સાથે જકડાયેલું છે. "સામાન્ય કુટુંબની છોકરીને કપાળે બીજું શું હોય? બાળપણમાં છૂંદણું, પછી ચાંદલો ને ઉપર ચોખા ચોડાય; પછી આવે રસોડું ને પછી આવે પારણિયું" (૨૪). તેમ છતાં સહશિક્ષણનો જમાનો હોવાથી ઉલ્કાના જીવનમાં વસંતરાવ અને માણેકરાવ જેવા શ્રીમાન, બાપુરાવ જેવો જૂની ઘરેડનો જાગીરદાર, અને ચંદ્રકાંત જેવો ક્રાંતિકારી દેશસેવક —

આટલા ચાર જણુ પ્રિયકર તરીકે ભાગ ભજવે છે. પહેલા બેની સાથે નિરાશા સાંપડવાથી કુલ્કા જાગીરદારને પરણે છે, છતાં તેનું હૃદય તો ચંદ્રકાંતનો ધ્યેયવાદ જ સ્વીકારે છે. "આપણી આજની સમાજરચના ગરીબોને માટે તો વિશાળ પાયા પરની જેલ નહિ તો બીજું શું છે?" (૨૯૦). બાબુરાવને પોતાના ખેડૂતો સાથે ઝઘડો થાય છે અને તેમાં તેનું ખૂન થાય છે! એટલે કુલ્કા પોતાની મિલકતનું ટ્રસ્ટ કરી ગરીબોની સેવા શરૂ કરે છે.

પોતાના પ્રણયની સાથે સાથે કુલ્કાની જીવનવિષયક કલ્પના વિકાસ પામે છે. તેની મૂળ ભૂમિકા દલિતસેવાની, પણ અનેક સામાજિક આદર્શો અને વિટંબણાઓથી કંટાળીને તે એબાકળી બને છે, તે વખતે તેના ખાનદાન પિતા પણ બોલી ઊઠે છે, "કુલ્કાના જન્મ વખતે અમને કેટલો હર્ષ થયો હતો! પણ આજે એમ લાગે છે કે તે જન્મી જ ન હોત તો ઘણું સારું!" (૧૪૧). હિંદુ સ્ત્રીજીવનનો આ કરુણ ચિતાર વાચકને વિચાર કરતો કરી મૂકે એવો છે. કુલ્કા જાગીરદારને પરણે છે, છતાં તે પોતે જાગીરદારણ બની નથી. ત્યાં પણ સેવાકાર્ય આરંભે છે, અને પતિનાં મરણ પછી તેને પોતાનું જીવનકાર્ય બનાવે છે.

પ્રસ્તુત લેખકનું જેટલું લખાણું આપણી ભાષામાં અનુવાદિત થાય તેટલું આવકાર લાયક છે. પ્રકાશકે જોડણી તરફ વિશેષ ધ્યાન આપવું જોઈએ

**પ્રો. ફડકેની વાતો**: લે૦ ના. સી. ફડકે; અનુ૦: અ૦ બી. જી. ઝવેરી; પ્ર૦: જીવન સાહિત્ય મંદિર, મુંબઈ; પૃ. ૧૬૪; કિં. ૨-૮-૦.

ખાંડેકર ધ્યેયવાદી છે તો પ્રો. ફડકે સ્વૈરવાદી. તે લખે છે માત્ર આનંદને માટે. એટલે તે જેટલું લખે છે તેટલું બધું સારું જ હોય છે, એમ નથી. એટલે અનુવાદકે તેમની લઘુકથાઓમાંથી વીણીને જ આ સંગ્રહ કર્યો છે, તે સારું છે.

પ્રસ્તુત સંગ્રહની બધી જ વાર્તાઓ મજાની અને એક જ બેઠકમાં પૂરી કરી શકાય એવી છે. તમતમતું ઊંધિયું ખાધા પછી ગરમ ગરમ પીણું લેવામાં જે આનંદ હોય છે તેવો આનંદ વાચકને મળે છે 'વિચિત્ર સ્વપ્ન' વાળી મુસ્લિમ ભાઈ બોધ મેળવશે અને 'નવાં નાટક'થી સિનેમાપ્રેમી પ્રોફેસર પ્રકાશ પામશે. પ્રૌઢ કેળવણીમાં રસ લેનારે 'ઇન્દુબહેનનો ચાતુર્માસ' વાંચવો જોઈએ. અને જેને વેર જેઠાણી-દેરાણી લડતી હોય ત્યાં 'સાચો વૈભવ' જોરથી વાંચી સંભળાવવો જોઈએ.

અનુવાદકે મરાઠી સાહિત્યમાંથી વીણીને આવી બીજી વાર્તાઓ આપવી જોઈએ. સં૦

**ગિરનારને ખોળે**: લે૦ શ્રી. ગુણવંતરાય આચાર્ય; પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબઈ; પૃ. ૨૯૬;

આદ્યંત લગભગ પૂરા રસથી વંચાય એવું આ નવલ છે. વસ્તુ ઐતિહાસિક છે, કલમ શરી અને સચોટ છે, અને ઉદ્દેશ ભવ્ય છે. પાત્રાલેખન હાડીને આંખે બાઝે એવું સુરેખ અને જીવંત છે. એવી જ રીતે કાંગસાના વર્ણન ભયાનકતામાં, અને અંધાધૂંધીભર્યા રાજ્યકાળમાં પ્રજાની થતી અવદશાના ચિત્રમાં, તેમ જ વેદાભ્યાસજડ 'કુંવરજી' એમના વર્ણાશ્રમધર્મના આગ્રહથી ચલાવવા કેવું અશક્ય છે એના નિરોધચિત્રમાં, વિચારવાન પુરુષ માટે ગાઉગાઉ ઠલવાય એટલી સાંસ્કૃતિક કરુણતા ભરેલી છે

દશ્યોથી ભરપૂર હોવાથી તેમ જ વાર્તામાં કાર્યનો વેગ નાટકની ઢબે વેગવંત હોવાથી આવી નવલકથા પરથી સિનેમાની સતતચિત્રાવલી બનાવાય તો એક સારું શિષ્ટ ચિત્રપટ ઉપજાવી શકાય.

વાર્તાના તાણાના છેડા વાંચતાં અધૂરી લાગે એવી રીતે કાપી નાખેલા છે. છતાં વાર્તા અધૂરી નથી, પૂરી થયેલી છે, એ શ્રી. આચાર્યની કલાની ખૂબી છે.

**મહાસભાના મહારથીઓ**: લે. શ્રી. મધુકર રાંદેરિયા, એમ. એ.; જીવન સાહિત્ય મંદિર, મુંબઈ; પૃ. ૩૧૬; કિં. ૫-૦-૦.

સારાં રૂપરંગ અને સફાઈદાર સારા મૂલ્યવાન કાગળ પર સુશોભનપૂર્ણ જેકેટવાળું આ પુસ્તક આપણા રાજકીય સાહિત્યની એક મોટી ઊણપ દૂર કરે છે.

મિ. એલન હ્યૂમથી માંડીને શ્રી. ભૂલાભાઈ દેસાઈ સુધીના હિંદી રાષ્ટ્રીય મહાસભાના ૩૧ અગ્રણીઓના જીવનનો ટૂંક પરિચય આમાં આપેલો છે. બધા પરિચયો કોઈ એક પૂર્વયોજિત યોજના પ્રમાણે આપેલા નથી, પણ બે ચાર પુસ્તકો ઉથલાવતાં જે કાંઈ હકીકતો મળી એના પરથી લખવાનું સૂઝ્યું એમ લખી કાઢીને જાણે પાછળથી પુસ્તકાકારે સંગ્રહીત ન કર્યાં હોય એવી છાપ પડે છે. એટલે હકીકતો મોટી મોટી જ આમાં અપાયેલી છે. છતાં લેખકની જરા કાચી એવી ભાષામાં જે હૃદયની હૂંફ, ચોટ અને તેજ છે એ આવકાર લાયક છે. અગ્રણીઓના ત્રણ વિભાગ પાડી ગોરાઓને 'પરદેશી સહયોગીઓ' કહ્યા છે એ તો ઠીક, પણ બાકીનાઓને બે વિભાગમાં વહેંચતાં એકને સ્વાતંત્ર્યના પ્રદીપો અને બીજાને રાષ્ટ્રદેહના પ્રજાપતિ કહ્યા છે એની પાછળ જે ધોરણ બતાવવામાં આવ્યું છે એ પૂરતું સાચું જણાતું નથી. મહાત્મા ગાંધીને માત્ર સ્વાતંત્ર્ય પ્રદીપ ને શ્રી. વિઠ્ઠલભાઈને માત્ર પ્રજાપતિ બનાવવામાં એ ધોરણ કેટલું ખોટું છે એ ખાસ તરી આવે છે.

કરમસદને ખેડા જિલ્લાના પેટલાદ તાલુકાનું ગામ કહ્યું છે એવા નાના દોષો છે. પણ તે નવી આવૃત્તિ વખતે કાળજી રખાય તો સહેલાઈથી દૂર થઈ શકે એવા છે